

ભારતમાં હાથકારીગરીનો ઉદ્યોગ અનેકને રોજી આપી રહ્યો છે. દસ લાખ કારીગરો એક અબજ જેટલા રૂપિયાની સૌંદર્યવર્ધક અને રોજબરોજના ઉપયોગની ચીજો તૈયાર કરે છે. આ ચીજોની પરદેશના બજારોમાં મોટી માગ હોવાથી નિકાસ થાય છે. છેલ્લાં ચાર વરસ કરતાં દસ ટકા ઉત્પાદન આ વરસે વધ્યુ છે.

ઉપરના ચિત્રમાં બૅંગલોરના બ્રૉન્ઝ ઉત્પાદન કેન્દ્રમાં પિત્તળની બનાવેલી 'દીપલક્ષ્મી' દેખાય છે.

# પુસ્તકાલયોમાં વસાવવા જેવાં નવાં પ્રકાશનો

| | | |
|---|---|---|
| ગૂર્જરપતિ મૂળરાજદેવ ૧-૨ | ધૂમકેતુ | ૧૦-૦૦ |
| ધારાપુરીનો ખજાનો ૧-૨ | રામુ ઠક્કર | ૧૫-૦૦ |
| મૂળરાજ સોલંકી | ચુનીલાલ વ૦ શાહ | ૬-૦૦ |
| શ્રેયોમાર્ગ | ,, ,, | ૩-૨૫ |
| રણમલ લાખા | ગુણવંતરાય આચાર્ય | ૬-૫૦ |
| અનંત ચાવડો | ,, ,, | ૫-૦૦ |
| વિશળદેવ | ,, ,, | ૫-૦૦ |
| અર્જુનદેવ | ,, ,, | ૫-૦૦ |
| સેંથીમાં સિંદુર ૧-૨ | શયદા | ૧૧-૦૦ |
| રાજહંસ ૧-૨ | ,, | ૧૦-૦૦ |
| સૂર સમાધિ ૧-૨ | ,, | ૧૦-૦૦ |
| લક્ષ્મીનંદન | ,, | ૬-૦૦ |
| આફ્રિકાની લોકકથાઓ | બળવંત નાયક | ૨-૭૫ |
| વિશ્વની શ્રેષ્ઠ સાહસ કથાઓ | ,, ,, | ૭-૫૦ |
| સફરનાં સાથી | ,, ,, | ૫-૦૦ |
| અંતરના પડઘા | શનાભાઈ પટેલ | ૩-૨૫ |
| નવું લોહી (નવી આ૦) | પન્નાલાલ પટેલ | ૬-૨૫ |
| પાછલે બારણે ( ,, ) | ,, ,, | ૩-૨૫ |
| ગોમતીઘાટ | ઈશ્વર પેટલીકર | ૫-૦૦ |
| ગૃહસંસાર | ,, ,, | ૨-૦૦ |
| યુગનાં એંધાણ ૧-૨ | ,, ,, | ૧૧-૦૦ |
| વીરપસલી | પીતાંબર પટેલ | ૦-૭૫ |
| લગ્નગીતો-લોકગીતો | રંભાબહેન ગાંધી | ૨-૫૦ |
| મહારાજ જયસિંહદેવ | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૬-૦૦ |
| ખજાનાનો ભેદ | ,, ,, | ૫-૦૦ |
| હસતાં આંસુ | જયા ઠાકોર | ૭-૦૦ |
| ભવાટવિમાં ભૂલાં પડ્યાં | પ્રહલાદ બ્રહ્મભટ્ટ | ૪-૭૫ |
| મેળાનાં પંખી | ભાનુશંકર વ્યાસ | ૪-૫૦ |
| ધીરે વહે છે દોન ૧-૨-૩ | શોલોખોવ | ૧૬-૦૦ |
| ઉરનાં અરમાન | ધીરજબહેન પારેખ | ૫-૦૦ |
| જીવન માંગલ્ય | લાભુબહેન મહેતા | ૫-૦૦ |
| સંસાર માધુરી | ,, ,, | ૫-૦૦ |
| તન્વી શ્યામા | સારંગ બારોટ | ૮-૨૫ |
| નવાં નિશાન ૧-૨ | ,, ,, | ૧૩-૦૦ |
| હૃદયદાન | ભગવતીકુમાર શર્મા | ૪-૦૦ |
| રહીગઈ મનની મનમાં | હ૦ ઉપાધ્યાય | ૫-૭૫ |
| અપરાજીતા | ગજેન્દ્રકુમાર શર્મા | ૬-૨૫ |
| વિવિધ ભારતી | જયા ઠાકોર | ૫-૦૦ |
| આસ્થરતીનાં છેટાં | પન્નાલાલ પટેલ | ૪-૦૦ |
| અરમાનનાં અંગારા | પ્રહ્લાદ બ્રહ્મભટ્ટ | ૭-૦૦ |
| બે પંખી બે માળા | ,, ,, | ૫-૫૦ |
| તૃષ્ણા અને ત્યાગ | ધીરજબહેન પારેખ | ૭-૭૫ |
| રવીન્દ્રનાથ ઠાકુર | ધનવંત ઓઝા | ૩-૦૦ |
| કરોળિયાનું જાળું | ચંદ્રવદન મહેતા | ૧-૦૦ |
| નવી નવલિકા | સં. સુરેશ જોષી | ૩-૫૦ |
| આપણા યુગનો ભસ્માસુર | સુભદ્રા ગાંધી | ૧-૦૦ |
| લાલ કિરણ | ટાગોર | ૨-૦૦ |
| નગર લક્ષ્મી | ,, | ૪-૫૦ |
| એક સાંજની મુલાકાત | ચંદ્રકાંત બક્ષી | ૪-૫૦ |
| શ્રાવણી | શિવકુમાર જોષી | ૭-૫૦ |
| કાળભારને કાંઠે | મનસુખલાલ ઝવેરી | ૪-૫૦ |
| મનના મરોડ | મોહમંદ માંકડ | ૪-૫૦ |
| આસવ | હરીન્દ્ર દવે | ૧-૫૦ |
| મધુવન | સં. ,, ,, | ૪-૫૦ |
| હા કે ના ૧-૨ | વજુ કોટક | ૨૦-૦૦ |
| ચૂંદડી અને ચોખા | ,, ,, | ૮-૨૫ |
| પ્રીત કરી તેં કેવી ? | જિતુભાઈ પ્ર. મહેતા | ૫-૫૦ |
| ખરતા તારા | ,, ,, | ૪-૫૦ |
| જોયું તખત પર જાગી | ,, ,, | ૪-૫૦ |
| શ્વેત રાત્રિ શ્યામ સિતારા | રસિક મહેતા | ૮-૦૦ |
| સાગરને ખોળે ૩૨ દિવસમાં | હરકિશન મહેતા | ૨-૦૦ |
| પચાસ પત્રો ૧-૨ | સોપાન | ૧૦-૦૦ |
| બુઝાતો દીપક | પરિમલ | ૮-૦૦ |
| માનવતા મહેકી ઊઠી | જસવંત મહેતા | ૮-૦૦ |
| હજી તો રાત બાકી છે | ટી. પી. સૂચક | ૩-૭૫ |
| મીઠી વીરડી ૧-૨ | દેવશંકર મહેતા | ૧૩-૨૫ |
| ભૂતિયા પટાડમાં | નવનીત સેવક | ૨-૨૫ |
| મોતની ખીણમાં | ,, ,, | ૨-૫૦ |
| પ્રેમસંગમ ૧-૨ | કોલક | ૧૪-૫૦ |
| વર્ષા, નિશા, કામિની | ,, | ૮-૭૫ |
| ફાગણ આયો | ,, | ૮-૦૦ |
| અન્નપૂર્ણા | ,, | ૫-૦૦ |
| કાંચનવર્ણી ૧-૨ | વિઠ્ઠલ પંડ્યા | ૧૩-૦૦ |
| સપનાંનો બોજ | રિખવ વોરા | ૫-૭૫ |
| સાગરરાજની સંગાથે | ગણાત્રા અને શાહ | ૨-૫૦ |
| વર્ષા | બાબુભાઈ વ્યાસ | ૪-૫૦ |

**આ નવાં અને ગુજરાતી સાહિત્યનાં સઘળાં પુસ્તકોનું પ્રાપ્તિ સ્થાન :**

**ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિ૦**, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, ગાંધીરોડ **અમદાવાદ, ૧**

# રામતીર્થ બ્રાહ્મી તેલ સ્પેશ્યલ નં. ૧ (રજીસ્ટર્ડ)

આયુર્વેદિક દવા



**રામતીર્થ બ્રાહ્મી તેલ** સ્પેશ્યલ નં. ૧ કિંમતી અનેક વનસ્પતિઓમાંથી તેમજ શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરવામાં આવે છે. **રામતીર્થ બ્રાહ્મી તેલ**ના નિયમિત ઉપયોગથી મગજના જ્ઞાનતંતુ તથા શરીરના ક્રિયાતંતુ બળવાન બનાવવામાં, માથાનો દુઃખાવો મટાડવામાં, આંખોની ગરમી ઓછી કરવામાં તેમજ દૃષ્ટિ અને યાદશક્તિ વધારવામાં, ગાઢ નિદ્રા લાવવામાં, ખરતા વાળ અટકાવવામાં, વાળ લાંબા કાળા અને તેજસ્વી બનાવવામાં, શરીર પર માલીસ કરવાથી ચામડીને તાઝગી આપવામાં તથા શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવામાં દરેક રીતે અનુકૂળ છે. દરેક માંઋતુ દરેકને અનુકૂળ છે.

**મોટી બાટલી રૂ. ૪-૫૦** * **નાની બાટલી રૂ. ૨-૨૫.** બધે મળે છે.

ટપાલથી મંગાવનાર માટે દેશ-પરદેશનું પોસ્ટેજ તેમજ પેકીંગ ચાર્જ અલગ છે.



# ઉમેશ યોગદર્શન પ્રથમ ખંડ

**લેખક :– શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી**

આ ગ્રંથમાં રોગી તથા નીરોગી સ્ત્રી-પુરુષોની તંદુરસ્તી સારી રાખવા માટે છ પ્રકારનાં મલ-શોધન કર્મ, આસનો, માનસિક ઈલાજ, જલોપચાર, સૂર્યકિરણ ચિકિત્સા, આહાર ચિકિત્સા વગેરે અનેક શક્તિવર્ધક તથા રોગનિવારક, ઘરમાં થઈ શકે તેવાં સુલભ સાધ્ય ઈલાજો બતાવેલ છે. આ ગ્રંથમ ૧૦૮ થી વધુ ગ્લેઝ આર્ટ પેપર ઉપર આકર્ષક અને અત્યંત ઉપયોગી મલશોધન કર્મ તથા આસનોના ફોટાઓ છે. યોગવિદ્યાનો અદ્વિતીય ગ્રંથ છે. દરેક ઘરમાં, વાચનાલયમાં, સ્કૂલ, કોલેજો અને ઇસ્પિતાલમાં રાખવા યોગ્ય છે. ફોટાઓ જોતાં તથા લેખો વાંચતાં સુખ અને શાંતિનો અનુભવ થતો જશે. **ગુજરાતી-હિન્દી-મરાઠી-અંગ્રેજી ભાષામાં મળશે. પ્રત્યેક નકલની કિંમત રૂ. ૧૫-૦૦. પોસ્ટેજ ખર્ચ રૂ. ૨-૦૦.** મનીઓર્ડરથી મોકલશો. વી. પી. પી. કરતા નથી.

# રામતીર્થ (હિન્દી માસિક)

**સંપાદક : શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી**

**શ્રી રામતીર્થ યોગાશ્રમ** મુંબઈ-૧૪ તરફથી "**રામતીર્થ**" (માસિક હિન્દી ભાષામાં દર મહિનાના પહેલા અઠવાડિયામાં પ્રગટ થાય છે.

આ માસિકમાં તન, મન, આત્મવિકાસ, યોગ, વેદાંત, ભક્તિ, ગીતા, કુદરતી ઈલાજો, યોગચિકિત્સા, માનસિક ચિકિત્સા, સારા થયેલા દરદીઓના અનુભવો, બહેનોના જીવનને ખાસ ઉપયુક્ત અને અનુકૂળ થાય તેવા વિષયો રહે છે. પાનાંની સંખ્યા ૧૬૦ થી વધુ હોય છે. **વાર્ષિક લવાજમ રૂ. : ૫-૭૦** * **છૂટક નકલ : ૬૫ નયા પૈસા.** વાર્ષિક ગ્રાહક કોઈપણ માસથી બની શકો છો.

"**રામતીર્થ**" હિન્દી માસિકમાં વ્યાપારી જાહેરાતો સ્વીકારવામાં આવે છે. જાહેરાતના ભાવો અને જરૂરી વિગતો માટે નીચેને સીરનામે મળો યા લખો :

**શ્રી રામતીર્થ યોગાશ્રમ** દાદર (સેન્ટ્રલ રેલ્વે) મુંબઈ-૧૪ (ભારત)

ટેલીફોન : ૬૨૮૯૯ ★ ટેલીગ્રામ : 'PRANAYAM'—BOMBAY-14.

Coty RMY

અંક ૧ : એપ્રિલ '૬૨
સળંગ અંક ૩૮૫
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૩
'નવરચના' : વર્ષ ૨૭
સાહિત્ય પ્રેરતું સામયિક

—— ક્રમ ——

૧૪૨૯૨



☆

—— સૂચના ——

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાનો નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

'ઊર્મિ—નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.











કોઈનું ભલું થતું હોય, કોઈનું સારું થતું હોય, કોઈ કંઈક પ્રગતિ પામતું હોય ત્યારે આપણે દિલની સચ્ચાઈ અને સફાઈ માટે જ સાચો આગ્રહ રાખવો જોઈએ. એ સચ્ચાઈ પાછળ ભલે કોઈનું પીઠબળ હોય કે ન હોય, પણ એ પીઠબળ પાછળ ઊંડી દિલસોજી અને કોઈનું હિત કરવાની વૃત્તિ તો હોવી જ જોઈએ.

આ હિત કરવાની વૃત્તિ દિલને તાએ થતી જ હોય છે—આપણા દિલમાં એવી સાચી દૃષ્ટિ દેખાવી જોઈએ. એ દૃષ્ટિ મેળવવા આપણે બહુ જ દૂર પણ જવાનું નથી હોતું. અને એટલે જ આપણે ભીતરના નાદને સૌથી ઊંચું આસન આપીએ છીએ. આ અંતરાત્માનો નાદ એ જ સૌથી મહત્ત્વનો છે. એને પારખતાં, એને વશ થતાં આપણને આવડવું જોઈએ. આપણે જ્યારે, અને જો, એ આવડત ગુમાવીએ ત્યારે, અને તો, આપણે ખાલી ખોખું બની જઈએ છીએ.

ખાલી ખોખુંય ઘણીવાર તો ગજબનું આકર્ષક હોય છે. ઉપરથી રંગરોગાન, ભપકો અને અપાયેલ ઓપથી આપણે છેતરાઈ જઈએ છીએ એટલે જ આપણે ઊંડાણને આવકારીએ છીએ, અંતરની ભીતર પેસવાનું ઇચ્છીએ છીએ અને કંઈક સાચું અનુમાન પણ બાંધીએ છીએ. ઉપરનો દેખાવ જેમ કોઈનું સાચું સ્વરૂપ નથી દેખાડતો તેમ ભીતરની દૃષ્ટિમાં કોઈ જૂઠાણું ટકતું નથી.

એટલે જ સારું અને ભલું, સાચ અને સફાઈ, ભીતર અને નક્કર, વિશાળ અને ઊંચું, મહાન અને મોહરહિત એવા માંહ્યલા નાદને પારખવાની આપણી શક્તિ વધુ વિશાળ બને એ માટે સત્-પ્રયત્ન કરવા જોઈએ, સાચદિલી રાખવી જોઈએ.

*

'મિત્રા'

## ચાર કાવ્યો

### સર્જન-વિસર્જન

ભાવિ તણી પ્રતિમા જ્યારે કોઈ ઘડતું હતું
એનેય ક્યાં ખબર ત્યારે હતી કે
મહામહેનતે ઘડેલી એ પ્રતિમા તોડવાને
આજ સૃષ્ટિના ખોળામહીં એ જ પળે
કોઈ ઘણુને ! હા, ઘણુને ઘડી રહ્યું હતું.

### એક જ પ્રશ્ન

મહાશિલ્પી હે !
સમાજ—સંજોગોના છીણી હથોડાથી
ઘડે છે એમ જીવન તું, ત્યારે
શું એટલુંય પૂછી શકું નહીં કે
અમારા ઘડતરમાં અમારો કાંઈ હાથ નહીં ?

### તમા શાને

પૂછું હું,
અપમાનો કેમ નવ સહી શકું ?
માનની આટલી તમા કે
મુજ અપમાને માનવ મટી જઈ
પશુતા ભણી પ્રગતિ કરું ?

### ત્યક્ત

બીજ એક નાનું શું હતું
એકલું હતું, કામનું ન'તું
પગ વચ્ચે અટવાતું હતું
લઈ હાથમાં બ્હાર ફેંકી દીધું.

ને ખબર કોને હતી કે
ત્યજાયેલ એક બીમાંથી
ફણગો ફૂટશે, ફૂલશે, ફાલશે,
ને ફેંકનારનેય છાંયો ધરશે !

☆

'શીલપિયાસી'

## વરણાગી

આ વસંત શી વરણાગી !
એનાં નવયૌવનની મુજને,
લગની નિતની લાગી.
— આ વસંત૦

મારે હૈયે કૂણી કૂણી આશા કૂંપળ ફૂટે,
ને સ્વપનોના રંગ તરંગો, ઘટમાં ઘેરા ઘૂંટે,
પ્રસન્નતાનો પ્રકાશ ઊઘડ્યો,
તિમિર ગયાં સૌ ભાગી,
— આ વસંત૦

અવની પર આ ઉષ્માભીનું, અમી ઝરે આકાશ,
હરિવર કેરી હૂંફ ઝીલતાં, હૈયું બોલે 'હાશ'
હિમઝરતા આ ગગનમંડળે, અગનસળી કોઈ દાગી
— આ વસંત૦

સ્નેહ વિનાની શીતળ એવી, શુષ્ક શિશિરને ત્યાગી,
પૃથ્વી કેરી પરમ ચેતના, અણુ અણુ આજે જાગી
'કાયમ રહી જા, વસંત !
કહું છું હું તારો અનુરાગી'
— આ વસંત૦

☆

પ્રો૦ 'મધુરમ્'

## કાવ્યો

શોભા છટા મોહક શી વસંતો
મનોહરી કોકિલ કૂજનો શી
કેકા કલાપી કમનીયતા શી
સરોવરે નિર્મલ વારિ જેવી.

શી તાઝગી ! યૌવન ગંધ કેરું
સુગંધ ફૂલો મનભાવની શી
પ્રફુલ્લતા પૂનમ રાત જેવી
મુગ્ધા શું તારલ્ય : વણાય કાવ્યે.

☆





કેશવજી ર૦ સોઢા

## હું જ સહું...

આ તો હું જ સહું તોફાન !
ખીજી જાય જશોદા પાસે
ફરિયાદી થઈ રાવ લઈને, ફહાન !...

જળ ભરવાને પનઘટ જઉં ત્યાં
મારગ રોકી
ગગરી ઝૂંટવી લેય !
મોંમાં તરણું લઈ માલિકણ
વીનવે ત્યારે ઝૂંટણહારો
તેને તેની
ગગરી પાછી દેય !
આવાં કોણ સહે તોફાન ?
આ તો હું જ સહું તોફાન !
ખીજી જાય જશોદા પાસે
ફરિયાદી થઈ રાવ લઈને, ફહાન !...

વાસીદું કરી ગાવલડી લઈ
ધણ ભેળી હું
પાદર મૂકવા જાઉં !
તે જ સમે તુજનેયે થાતું :
ઝાડ ચડીને
મોરલી મારી વાઉં !
છૂપાવી અંગ ઘટાળે પાન
નીરખે મુજને તું એકધ્યાન !
આવાં કોણ સહે તોફાન ?
આ તો હું જ સહું તોફાન !
ખીજી જાય જશોદા પાસે
ફરિયાદી થઈ રાવ લઈને, ફહાન !...

રોમ રોમ જલાવનહારી
મોરલી મહીંથી
વહી રહે તું સૂર !
સૂર ભળી સાંખેડું થઈને
કરી રહે
મુજ હૈયા કેરા નૂર !
ભૂંડાં તારાં નયણાંનાં નિશાન !
ભૂંડી તારી મોરલી કેરી તાન !
આવાં કોણ સહે તોફાન ?
આ તો હું જ સહું તોફાન !
ખીજી જાય જશોદા પાસે
ફરિયાદી થઈ રાવ લઈને, ફહાન !
એ તો હું જ સહું તોફાન !...

☆

પ્રો૦ 'ઉશનસ્'

## અભિજ્ઞાન

હે સખી !
લોક તો મેદનીમાંથીયે લે તને ઓળખી
કે 'તું જ હા તું જ મુજ પ્રેયસી,'
—ના પડે ભૂલ કશી—
જેમ સરખી બધી સ્હૈયરો મધ્યમાં
માહ્યરામાં વધૂવેશ કન્યા જશી
રહી શકે ક્યાંય ના તું છૂપી કે અદીઠી
કેમ કે હે મીઠી !
અંગ તારે ચઢી સારી
પાગલ તણી
પ્રેમપીઠી.

☆

'પ્રવાત'

## સહ્ય—અસહ્ય

પ્રેમીથી સર્વ સ્હેવાતું : સહ્ય ના હોયેય તે,
પ્રેમવિહીનતા ફક્ત સ્હેવાતી ના કો યુગે !

☆



'રાજહંસ'

# સમયના શોર-તોર

### ચૂંટણીના પાયામાં આયોજનનો લૂંટ

આવતી ચૂંટણીઓમાં જીતવું હોય તો કોન્ગ્રેસે હવે ચેતવું જોઈશે ગાંધીજી, સત્યાગ્રહની લડતો કે આગેવાનો સાથેના નિકટના સંબંધો હવે ખપ લાગવાનાં નથી. ચીન ઉપરના પ્રભાવથી પણ લોકો અંજાવાના નથી. હવેના પાંચ વર્ષમાં જાહેર સાહસોમાં કોન્ગ્રેસની સરકાર કેવું કામ કરી શકે એના ઉપર એની હવે પછીની જીતનો મોટો આધાર રહેવાનો છે. માનો કે દરેક જાહેર સાહસમાં કોન્ગ્રેસની દરરોજ કસોટી થઈ રહી છે.

કોન્ગ્રેસની પાયાની વાત બે : તટસ્થ પરદેશનીતિ અને જાહેર સાહસવાળું આયોજન. લોકોને પરદેશનીતિ સાથે હમણાં ઝાઝો નિસ્બત નથી. હા, ચીન કે પાકિસ્તાન સાથે ઘર્ષણ વધી પડે, નેપાળ કે લંકા ભારતથી ફરી બેસે તો જુદી પરિસ્થિતિ આવી પડે. પણ ત્યાંસુધી લોકો ધીરજ રાખી શકશે. બીજો મુદ્દો આયોજનનો. એ સિદ્ધાંતની વાત હવે સહુએ કબૂલ રાખી લીધી છે. જે મતભેદ છે તે આયોજન કોના હાથમાં રહે એટલો છે. પોતાની પાસે જ આયોજન રહે એવા આગ્રહમાં કોન્ગ્રેસ કેટલાક બાહોશ દેશપ્રેમીઓનો સાથ ગુમાવે છે, પક્ષની મજબૂતી જાળવવાની ધગશમાં કેટલાક નાલાયકોને આગળ કરે છે. ને એકંદરે આયોજનની છબી બગડવા દઈ પોતાનો આબરદા પણ ટૂંકાવે છે. આયોજન મુશ્કેલીભર્યું છે એવો ખ્યાલ પણ હવે રહ્યો નથી, ને જે કરવેરા કે મોંઘવારી નીપજે છે તે કોન્ગ્રેસની બિનઆવડત કે બદદાનતને લીધે છે એમ મનાય છે. નિવારી કે ઘટાડી શકાય એવી મુશ્કેલીઓ સામે લાવી મૂકવામાં આવે ત્યારે એનો અપરાધ કોન્ગ્રેસ ઓઢવો રહ્યો.

આયોજનમા લોકોનો ઉત્સાહ વધ્યો નથી, પણ એમાં વપરાતા કરોડો રૂપીઆમાં રહેલું મધ કેમ છોડી દેવાય ? એટલા ખાતર કોઈ પક્ષોને સારા ઊંચા આદર્શોની શોધખોળ કરવાની જરૂર પણ શી ? પૈસા પાસે જવું હોય પછી ત્યાગ કેવો ને સેવા શી? કોન્ગ્રેસે એ દિશામાંથી નજર ખસેડી અને હવે દેશ આખાની નજર બગાડી છે. કૉન્ગ્રેસના હારી ગયેલા ઉમેદવારો યુનિવર્સિટીના વાઈસ ચાન્સેલર થઈ શકે, ઈન્ડીઆ ઓઈલના ડિરેકટર થઈ શકે, પરદેશ કચેરીની કોઈ બૉર્ડ ઉપર ચેરમેન રહી શકે, તો બીજા કેમ ના રહી શકે ? ને હારેલા આવું પામે તો જીતેલા શુંયે મેળવતા હશે! આયોજન એક વિશાળ ચરો બન્યો છે, એમાં એકલા કૉન્ગ્રેસના બળદની જોડી ચરી શકે એ દિવસો પૂરા થયા. ને આયોજનનું આવતા પાંચ વર્ષોમાં ના સુધારી શકાયું તો કોન્ગ્રેસના દિવસો પણ પૂરા થયા.

### અશ્રદ્ધા ક્યાં છે?

આયોજનનો મુખ્ય ભાગ તે જાહેર ક્ષેત્રના ઉદ્યોગો. એમાં નફો લેવાની શરત હાલ મંજૂર રહી છે; નફો હશે તો એ ઉદ્યોગનો વિકાસ કરી શકાશે, વધશે તો બીજાં રાષ્ટ્રહિતનાં કામો ચાલુ કરી શકાશે. આવો નફાનો વિચાર પ્રજા કોઠે ઉતારી શકતી નથી. ઉત્પાદકના શ્રમનું પૂરું વળતર મળતું નથી કેમકે ખરીદનાર અને ઉત્પાદકની વચ્ચે રહેલા વેપારીઓ ઘણો નફો કરી લે છે. લોકોને એ ભારણ સાલે છે. એવું





પણ આયોજન એવું થયું કે એ ભારણ કાયમનું બની ગયું, સુધરાઈને વાહનવ્યવહાર સોંપ્યા એમાં રાહત ના થઈ. જે વ્યવસ્થા આવી હોય એમ જણાય છે તે તો જમાના અનુસાર આવી જ હોત. દૂધનું ઉત્પાદન થયું ત્યાં પણ રાહત ના આવી, અને નાના વેપારીઓને હરીફાઈ તીવ્ર બની. રેલ્વેને ધૂમ કમાણી થવા લાગી પણ લોકોને રાહત ના આવી, એટલું જ નહિ પણ એના દર હજુ વધશે એવા ભયનાં નિશાન સદા ઝબકતાં રહ્યાં. ખાંડ ઘણી નીપજી, પણ રાહત ના આવી. લોખંડ કે સિમેન્ટ વધારે તૈયાર થયાં પણ રાહત ના થઈ. આયોજનથી આવેલી આ પરંપરા કોઈને રૂચતી નથી.

રાહત ના જ આવે એ પ્રકારના જાહેર ઉદ્યોગો લોકો હજી નભાવી લેત; પણ એમણે જોયું કે ત્યાં લાગવગ જોર કરે છે, બગાડ જોઈએ તેટલો નભે છે, ઢીલ પાર વિનાની થાય છે. જે કામ જરૂરનું ના હોય તે પણ શરૂ કરાય છે, અધવચ છોડી દેવાય છે, સાધનો રઝળે છે, પૈસા વેડફાય છે. આવી ગેરરીતિઓ ઉપર મહોર મારવા ચૂંટણીઓ લડવી પડતી હોય તો લોકોએ વિચાર કરવો જોઈએ.

લડાઈના કાળમાં સરકાર ધૂમ પૈસા ખર્ચે કરે ત્યારે બજારોમાં ગરમી જણાય એવી ગરમી આયોજનથી થવા પામી છે, રાષ્ટ્રીય દોલત વધી હોય એ પ્રકારની ગરમી જણાતી નથી. બગાડ ભૂલી જઈએ તો પણ પૂલ, રસ્તા, વાહનો, કારખાનાં, બંધો, નહેરો, વીજળી, ખાણો એવું જે કાંઈ નવું નીપજશે ત્યાંથી રાહત જણાવાની નથી, લોકોમાં એવી અશ્રદ્ધા પેસી ગઈ છે. ને તેનું કારણ કોંગ્રેસનું શાસન છે. જે કાંઈ થશે તેનો ઉપયોગ કરનારા તો અમુક જણ જ રહેવાના, એનો ઉપલકિયો લાભ ભલે સહુનો જણાય પણ એનો અર્થલાભ તો કોંગ્રેસને ગળે જ ઊતરવાનો એ વિચાર સામે નેહરુને જોવું નથી, કહેવું નથી. કોંગ્રેસમાં બીજા કોઈને એવી સમજ પણ નથી.

નેહરુએ અને એમનું જોઈ કોંગ્રેસના બીજા નેતાઓએ, રાજાઓને ભાંડ્યા છે. કોંગ્રેસમાં ભળે એ રાજા નખ ને દાંત ઉતારીને આવતા પાળેલા હોય ને બીજા જંગલી રહ્યા હોય, એવું કેમ માની લેવાય ? લોકો એમને મત આપે છે, નહિ કે એમને ગાદીએ પાછા બેસાડવા છે તેથી, પણ કોંગ્રેસ જેવા બળિયાને બાથ ભીડવી હોય તો મુકાબલો કરી શકે એવાને એ ખોળે છે. ને રાજાઓ એથી આગળ આવી શક્યા છે.

આ રાજાઓને, યહુદીઓને જેમ હિટલર અસ્પૃશ્ય ગણતો તેમ, તરછોડી નહિ શકાય. એમની ઘૃણા કરવી એ ઠીક નથી. પંદર વર્ષ પછી પણ સામાન્ય નાગરિકની જેમ એમનો ભરોસો ના કરી શકાય એમ માનવું જ નર્યું બાલિશ છે. એમની ક્ષત્રિય કોમને કોમવાદી ઠરાવવાનો યત્ન પણ હાંસીપાત્ર છે. પ્રત્યાઘાત એવો થયો કે એમણે કોંગ્રેસને જ એક કોમ ગણીને નાબૂદ કરવા જેવી ઠરી. ને કોમવાદનું પોષણ કોંગ્રેસે ક્યારે નહોતું કર્યું ? પાટીદારના લત્તામાંથી પાટીદાર અને પઢિયારના લત્તામાંથી પઢિયાર ઉમેદવારો એમણે નથી મૂક્યા શું ? ગુજરાતના સર્વ પક્ષના પૂજ્ય રહેલા મહારાજે પણ તમારી કોમના ઉમેદવારને મત આપજો એવી શિખામણ આપી હતી ત્યારે ઘણાને એનું દુઃખ થયું હતું. એ બી હવે ઊગે છે. કોંગ્રેસ કોમવાદને યાદ કરી, પ્રચાર કરી, વગોવીને છેવટે તો ઉપયોગ જ કરી લે છે; છુપાડે છે પણ એ જ. ચૂંટણીઓ પતી ગઈ ને પ્રધાનમંડળો રચાઈ ગયાં એટલે હવે એ કોમવાદનું નામ લેવું ભૂલી જશે, તે ઠેઠ ૧૯૬૬માં યાદ કરવા લાગશે. કોઈ કોંગ્રેસવાદીએ પોતાની નાત છોડી નથી, છોડીને જાય પણ ક્યાં ? નાતો આપણને વળગેલી નથી, આપણે એને વળગેલા છીએ, કેમકે એના જેવી બીજી સમાજ વ્યવસ્થા હજુ જડી નથી. એ જૂ નાતોમાં સમાજવાદના સારા સિદ્ધાંતો દાખલ કરાવવા કોંગ્રેસને મન થતું નથી કેમકે એ ઘર્ષણો

ઇચ્છતી નથી. અને શાસનના જોરે નાત કે કોમને ઉખેડી નાખવાની બડાશ હાંકે છે. પણ એવા શબ્દોથી નિષ્ઠા વગરનો પ્રચાર જાહેર થઈ જાય છે.

### ચૂંટણીના પ્રત્યાઘાતોનું પૃથક્કરણ

સમાજવાદ લાવવો હોય તો એની આર્થિક બાજુ સાથે સાથે સામાજિક બાજુ પણ ધ્યાનમાં લેવી જોઈએ. પણ આર્થિક બાજુ પર વધુ પડતો મોહ રહી ગયો છે તેથી સામાજિક બાજુનેય અર્થના જોરે ઘસડવાનું આયોજન થવા લાગ્યું છે. એમાં સફળતા મળશે તો એવો વિજય લક્ષ્મીનો હશે, શાસનનો હશે. એ પછીયે સમાજવાદનાં સારાં તત્ત્વો આપણી જીવનવ્યવસ્થામાં ઊતરી આવશે એમ માનવું તે ભૂલ છે.

સરકારી છાપવાળો સમાજવાદ લોકોના હિતમાં ભલે કામ કરતો હોય. એ લોકો આગળ સારા હેતુઓ પીરસી શકતો નથી. એથી નજદીકના ભવિષ્યની પ્રજાની જીવનવ્યવસ્થાનું જે ઘડતર થવું જોઈએ તે થવાનું નથી, પણ હતી તે વ્યવસ્થા તૂટી જવાની છે. વ્યક્તિ ઉપર સમાજનો અંકુશ કે દેખરેખ ઘટી જવાનાં છે, ને એથી જીવનમૂલ્યો ઊતરી જ જવાનાં છે. આ પ્રક્રિયા શરૂ થઈ ચૂકી છે. સમાજની ઉપેક્ષા કરીને નેહરુ સમાજવાદ લાવવા ઇચ્છે એનો અર્થ શો કરવો? કારખાનાં કે રસ્તા સમાજવાદી સમાજની રચના કરશે? જેવો છે એવો સમાજ આપણે રાખવો નથી, એને બદલવો તો છે. પણ મજૂરોનાં સંગઠન જેવી હકની લડત આપનારા સમાજની ઇચ્છા તો જરાય આકર્ષક નથી. આયોજનવાળા સમાજમાં કેન્દ્રસ્થાને હશે સત્તા, યંત્ર અને ધન. આવતી પેઢી માટે એ કેવાં ધર્મણો ઊભાં કરશે!

નાતોવાળા સમાજમાં કેટલાંક દૂષણો હતાં ને છે. પણ એ ટાળી શકાય એવાં છે. ઉલટ, નાતોવાળા સમાજમાં સારાં લક્ષણો પણ છે ને એ ખીલવી શકાય એવાં છે. એ સમાજમાં સમાનતા સ્વાભાવિક બને એમ છે, ધનનું જોર દબાવી શકાય એમ છે. અનીતિ અટકાવી શકાય ને પરસ્પરની સહાય સૂઝે એમ છે. સમૂહમાં રહી જે ગુણો આવવા જોઈએ તે એનાથી આવી શકે. અને ચૂંટણી વખતે જ એનો ઉત્સાહ અચાનક વધી જાય તે નિવારી શકાય.

નાતોની જેમ ધર્મનું રક્ષણ પણ આપણે હવે છોડવું પડે છે. વિવિધ સંપ્રદાયોની રમણીયતા ગુમાવવી પ[ડે] છે, અને બિનસાંપ્રદાયિક જાહેર થવા ધર્મની હાંસી ઉડાવવી પડે છે. શ્રી રામકૃષ્ણ મિશને લોકહિતની પ્રવૃત્તિઓ ઉપાડી લેવાની ધર્મદ્વારેથી હાકલ કરી હતી પણ એ પ્રવૃત્તિઓ હવે આયોજનમાં જઈ બેઠી છે એ પછી ધર્મનું કામ ઉપદેશનું રહે, પણ ઉપદે[શ] એકલાથી માનવઘડતર થઈ શકતું નથી. ધર્મ[ને] પ્રચલિત થવા માટે કેટલાક વિધિઓ જોઈએ એકલું જ્ઞાન મૂળ નાખી શકવાનું નથી. આ વિધિઓ ને ક્રિયાઓ હવે ઉપેક્ષિત બન્યાં છે. એમનું સંસ્કર[ણ] થતું અટકી ગયું છે. જે નવી ક્રિયાઓ ને વિધિઓ વપરાશમાં આવ્યાં છે એનાં મૂલ્યોનો પ્રભાવ તો પ[છી] ત્યારે ખરો.

આયોજનનું કામ કોંગ્રેસે ઉપાડી લીધું તેની સા[થે] પ્રજાના હાથમાંથી ઘણી પ્રવૃત્તિ ચાલી ગઈ, ઘ[ણા] કાર્યકરો સહાયપિપાસુ બની કોંગ્રેસાભિમુખ થ[ઈ] રહ્યા, ઘણાં મંડળો એની શેહમાં આવી જવા લાગ્યાં. ને એમ જાહેર હિતની પ્રવૃત્તિઓ રાજકી[ય] સંસ્થાને શરણે ગઈ. રામકૃષ્ણ મિશનના પણ એ હાલ થયા. શિક્ષણસંસ્થાઓની એવી જ દશા થ[ઈ]. રખે કોંગ્રેસને માઠું લાગી જાય, એવી ભીતિ વહીવટીતંત્રને શિથિલ કર્યું, ને એમ જાહેર જીવ[ન] પંગુ બનાવ્યું.

આ સહુમાં વધારે નિરાશ થવાય એવો ભાગ ક[ોં]... નવેશોએ ભજવ્યો છે. સત્તાની પળશી એમણે એવી કોઈએ કરી નથી. આપણાં છાપાંઓએ ચૂંટણીમાં બે બળદની જોડ છેરી દીધું છે. કલ[મ] તટસ્થતા રહી નથી ત્યાં પ્રભાવ શો પડવાનો હો[ય]? 'નિશ્ચિત જણાતો વિજય' બનાવી એમણે રણ પ[ર] જીતને ખેંચી લાવવા મથામણ કરી પ્રજાને છેતરી

અને જે નક્કી હારવાના હતા તેમનીય 'આશાસ્પદ સ્થિતિ' ગણાવી ઉતાવળું ગઠબંધન કરી બતાવ્યું છે. રખે સરકારી જાહેરાતો જતી રહેશે એ ધાકે છાપાંઓ કૉન્ગ્રેસની આરતી ઉતારવા આવાં તલપાપડ થઈ રહે એ કેવી નવાઈ?

### વિરોધપક્ષનું સર્જન થયું

આ ચૂંટણીઓમાં સ્વતંત્ર પક્ષ અમુક રાજ્યોમાં આગળ આવ્યો એથી કેટલાકને નવાઈ ઉપજી છે. એ પક્ષ પાસે વધારે હિંમત અને નાણાંની છૂટ હોત તો આથીયે આગળ આવી જાત એ હવે સ્પષ્ટ થયું છે. કૉન્ગ્રેસ અને સ્વતંત્ર પક્ષ વચ્ચે તાત્વિક મતભેદો તો નહિ જેવા છે, પણ જે કૉન્ગ્રેસની અંદર સમાવી શકાય એવું સાબુત પડખું હતું તેની અવગણના કરવાથી એ પક્ષને જુદો ચોકો કરવાની જરૂર પડી છે. હમણાં તો જે કારણોને લીધે કૉન્ગ્રેસ અળખામણી થઈ છે તેની જ થાળી વગાડી શોર કરે તોયે પૂરતો છે, નવા હેતુઓની જરૂર જણાતી નથી. અમેરિકામાંયે આવું જ ચાલે છે.

ચૂંટણીઓમાં સેવાભાવી કે સન્નિષ્ઠ વ્યક્તિઓનું હવે જાણે કામ જ નથી; એમનાથી આવા ભારે ખરચમાં ઊતરવાનું બને જ નહિ. કોઈ પક્ષ એમને ભેળવે તો જ એ બહાર આવી શકે. ને પક્ષમાં ભળી જવું એ તો પેલા વિષચક્રમાં પગ મૂકી દેવા બરોબર છે—એનાં માન આબરૂ જાળવવાં પડે ને એટલે એમાંથી મળતા લાભગેરલાભ છોડાય નહિ!

સ્વતંત્ર પક્ષને ગાંધીજીનો ટેકો આવી મળ્યો એ પણ કૉન્ગ્રેસની ગાફેલીયત ગણાય. એ પક્ષના માણસોનો દાવો છે કે કૉન્ગ્રેસમાં પડેલાંનો દમ રહ્યો નથી, એમના કરતાં તો સ્વતંત્ર પક્ષ સારા કૉન્ગ્રેસીઓ છે! લોક આ વાત કબૂલ રાખે તે પછીય કૉન્ગ્રેસની આંખ નહિ ઊઘડે?

### 'આ તે શા તુજ હાલ—'

ગુજરાત પ્રાંતિક સમિતિની ચૂંટણીઓ પછી કોઈએ એની જડતી લીધી હોય એમ જણાયું નથી. એના પ્રમુખ હારી ગયા, ઉપપ્રમુખ હારી ગયા, મંત્રી હારી ગયા. ને ખેડા જિલ્લો જે કૉન્ગ્રેસનો અતૂટ ગઢ મનાતો હતો ત્યાં કૉન્ગ્રેસના વાવટા ચીરાઈ ફેંદાઈ ગયા. છતાં નવાઈ છે કે એ જ જિલ્લામાંથી કૉન્ગ્રેસે પ્રાંતિક સમિતિનો પ્રમુખ નીમ્યો. આવી છિન્નભિન્ન દશા કરી મૂકી તેમને જ મંગળપ્રવચન કરવા સ્ટેશને જઈ સત્કાર્યા. એ પછી ગુજરાત પ્રાંતિક સમિતિના ખોળામાં શું રહ્યું હોય?

જે સંસ્થા લોકોની મટી રાજસત્તાની થઈ રહે એનું જોર ભલે જણાય, પણ એનું હાડ ખવાઈ જવાનું. એ કોઈને પ્રેરી નહિ શકે, ખેંચી નહિ શકે. એ કાવાદાવાની ગંદકી એકઠી કરવાનું સ્થળ બની જાય. ને લખલૂટના વરા ચાલતા હોય એમાં એંઠ ઉપરાવી લેનારની પદવીએ ઊતરી પડે.

ચૂંટણીઓમાં ગુજરાતની કૉન્ગ્રેસે જે ભાષણો કર્યાં ને જે પત્રિકાએ પ્રસિદ્ધ કરી એમાં એની દીન દશા જાહેર થઈ ચૂકી. એને બચાવપક્ષે રહેવું પડ્યું. એણેય પ્રહાર તો કર્યા પણ એમાં ધાર ક્યાં હતી? અપરાધીની વાણીથી એના ઉચ્ચાર નીકળતા હતા. જવાબો આપી શકવાની નહોતી વૃત્તિ કે શક્તિ. જેટલી મોટી જીત મળી એના કરતાં ઘણી નાની હાર વધારે ઉગ્ર ને શરમાવનારી થઈ પડી. ઘણાને અંદર હો કે બહાર—પણ એની વેદના થઈ: 'આ તે શા તુજ હાલ—'!

ને એ પછી? એ પછી તૂટેલી નાવને સમારવાનું સૂઝતું નથી, કોઈ કાબેલ નાખુદા હાથ લાગતો નથી. ભંગાર થયેલી એ નાવ કેવુંક તરવાની? ને કેવુંક તારવાની? સાપ તો ગયા; પણ લીસોટા બતાવી એ જ સાપ છે એવું ગુજરાત માન્યા કરશે? ક્યાં સુધી? નવા પૂલો બંધાઈ રહ્યા છે ને એમની ખાતરી કરવા પણ પ્રજા તે તરફ વળશે એટલું ગુજરાત પ્રાંતિક સમિતિ નહિ વિચારે? લાગે છે તો એવું જ કે નહિ વિચારી શકે.

### નેહરુ પછીના નેતા

જયપ્રકાશ વખતો વખત રાજકારણમાં ડોકીઉં કરી

જાય છે, હજુ કેટલાક માને છે કે નેહરુ પછી અવતરનાર પુરુષ તે આ જયપ્રકાશ છે, એમણે રાજકારણ છોડ્યું નથી, છૂટશે પણ નહિ. એમનું જોર ઓસરતું જાય છે એવું એમને દેખાતું નહિ હોય ? કૃપાલાનીને ટેકો આપી એમણે પોતાનું વજન મૂકી જોયું ત્યારે ઘણાને ખાતરી થઈ ગઈ કે એ વજન હતું જ નહિ. એમની જેમ સર્વોદયની છાવણી પણ રખડતી થઈ ગઈ. સિનેમાના પોસ્ટરો ભૂંસવા પછી ત્યાં શુ રહ્યું ?

નેહરુ પછી કોણ, એની ચિંતા ઘણા કરે છે. નેહરુ આ ચૂંટણીજંગમા વીર તરીકે ઓળખાયા, એમણે ખૂબ જહેમત ઉઠાવી; પણ હવે અવસ્થા થઈ એમ એમણે માનવું જોઈએ. અને એમના પછીની વ્યવસ્થા નક્કી કરવી જોઈએ. એ સબળ રહીને જે તોડ કાઢશે તો એનું સંચાલન પણ કરી શકશે. મોરારજી –મેનનનું ઘર્ષણ જાણીતું છે ને આ ચૂંટણીમાં મોરારજી કરતાં મેનને વધારે ઝીંક ઝીલી છે. એ દાવે મેનનનો પગદંડો જામવાનો, ફરી સામ્યવાદની છાંટ વધવાની.

મેનનની તરફદારી કરવા ફિલ્મી 'કલાકારો' રાજકીય મેદાનમાં ઊતરી આવ્યા. કોન્ગ્રેસે એમને આવકાર્યો; મદદ સ્વીકારી, આ જોડાણથી કોન્ગ્રેસનો વાવટો નીચે ઊતર્યો છે, અને આગળ ઉપર પસ્તાવું પડે એવું બીજ વાવ્યું છે. પાર્લામેન્ટની દરેક બેઠકમાં ફિલ્મી પાપ ઉપર દોષ ઢોળવાય છે. એમાંથી કોન્ગ્રેસના કાનમાં બે અક્ષર પણ પડ્યા હોત તો ભારતીય જુવાનોની પ્રગતિકૂચમાં કેન્સર જેવા થઈ પડેલા આ ફિલ્મી કલાકારોથી કોન્ગ્રેસ છેટી રહેવામાં શાણપણ માનત. પણ હવે મેનન છાપવાળી રીઢી રાજકીય ઢબની કોન્ગ્રેસ થવાની. એ રૂપાંતર થતાં ઝાઝો વિલંબ પણ નહિ થાય. સરદાર પછી ખાલી પડેલી જગ્યાએ ઘણા ઉમેદવાર થયા પણ ફાવશે તો પાટીલ –મેનન–ચવ્હાણ. કેન્દ્રની પકડમાંથી રાજ્યો છૂટવાનાં ને કોન્ગ્રેસની વાતો અને વર્તન વચ્ચેનાં અંતર વધવાનાં.

ગુજરાતમાં જીવરાજ મહેતા ઠીક ટકી શક્યા એમ કહેવું તે કરતાં એમને ખસેડનારા ઠીક પછડાયા એમ જ બોલાય છે. પણ જેમને દોરીઓ ખેંચવાની જ આદત પડી હશે તે ક્યાં સુધી જંપીને રહેશે કે રહેવા દેશે ?



લગ્નપત્રિકામાં સ્ત્રીને માટે સૌભાગ્યકાંક્ષિણી લખ્યું હોય છે પણ પુરુષને માટે એવું સૌભાગ્યસૂચક કોઈ સંબોધન નથી. જાણે કે એ સૌભાગ્ય સ્ત્રી પૂરતું જ ન હોય! આનું કારણ એ છે કે સ્ત્રીને પુરુષના રક્ષણની આવશ્યકતા જણાવા લાગી અને એમ એ સૌભાગ્યકાંક્ષિણી બની ગઈ. બીજી બાજુ પુરુષની જવાબદારી વધી ગઈ અને એ જવાબદારીને એ દુર્ભાગ્ય માનવા લાગ્યો; એટલે લગ્ન પુરુષને માટે સૌભાગ્યની આકાંક્ષામાંથી નથી જન્મ્યું.

એક વાર એક છોકરી મારા હસ્તાક્ષર અને આશીર્વાદ માગવા આવી. મેં એની ડાયરીમાં લખી દીધું કે સૌભાગ્યાકાંક્ષા છોડો. આ જોઈએ એકદમ ગભરાઈ ગઈ, કેમ કે સ્ત્રીના પુરુષ-નિરપેક્ષ જીવનની એને કલ્પના જ નહીં.

માટે સ્ત્રીએ જો સમાન ભૂમિકા પ્રાપ્ત કરવી હશે તો એણે એટલું નક્કી કરવું જોઈશે કે લગ્ન એને માટે અનિવાર્ય નથી, પુરુષના સંરક્ષણની એને જરૂર નથી, પુરુષની આવક પર એ નિર્ભર નથી અને પુરુષ–નિરપેક્ષ પરાક્રમ એ કરી શકે છે. સ્ત્રીના જીવનનું આવું પુરુષ–નિરપેક્ષ મૂલ્ય સ્થાપિત થાય ત્યારે જ સ્ત્રી–પુરુષનું સહજીવન સમાન ભૂમિકાએ શક્ય બને.

—દાદા ધર્માધિકારી





'ધૂમકેતુ'

# પ્રસંગરંગ

આપણા જીવનમાં રોજેરોજ અનેકવિધ પ્રસંગો સરજાતા હોય છે, આંખ આગળથી પસાર થતા હોય છે. દેખીતા નાના લાગતા આવા પ્રસંગોમાં કૌવત અને જોમ પણ અનોખાં હોય છે એ આપણે નીચેના ચાર પ્રસંગો ઉપરથી જોઈ શકીએ છીએ. આપણા પીઢ કલમનવેશે તે લખેલા છે એથી તેનું મહત્ત્વ પણ વધે...

આપણા સાધુ સંન્યાસીઓ જે જ્ઞાન-કથાઓ કરે છે તેમાં જીવનઘડતરની કોઈ વાત આવતી નથી. એમનામાં આપવાની શક્તિ જ નથી. એટલે એ બ્રહ્મ બ્રહ્મ કર્યા કરે છે. ને પુણ્યનું નૈતિક ધોરણ તો હતું તે જ રહે છે.

એક વખત એક એવો બનાવ બન્યો કે માણસ અંધશ્રદ્ધામાંથી કાંઈ જ મેળવતો નથી એ વાતની પ્રતીતિ ન થતી હોય તેને પણ થઈ જાય.

એક વખત ખરે બપોરે મારે ત્યાં બે મહેમાન આવ્યા. બપોરની થોડી આરામની પળો હતી અને હું શાંત રીતે આડો પડ્યો હતો. એમણે આવીને પૂછ્યું : થોડાંક આસોપાલવનાં પાન લેવાં છે તે લઈએ ?

મેં કહ્યું : શું કરશો ?

એમણે કહ્યું : અમારે ત્યાં આજે સત્યનારાયણની કથા છે માટે જોઈએ છે.

મેં કહ્યું : પાછળના ભાગમાં આસોપાલવનાં ઝાડ છે. ત્યાંથી જોઈએ તેટલાં પાન લઈ લ્યો.

પછી એ બંને પાછળના ભાગમાં ગયા પણ થોડીવારમાં જ એ પાછા આવ્યા : 'આહીં તો પાન બહુ નથી. અહીં થોડાં પડ્યાં છે તે પછી લઈ જઈએ. પણ બીજે ક્યાંય વધારે મળે તેમ નહિ હોય ?'

મેં એમને પડખેનો બંગલો બતાવ્યો અને આસોપાલવનું ઝાડ બતાવ્યું એટલે એ એ બાજુ ગયા.

પછી એ ત્યાંથી પાન લઈને આવ્યા. ને આંહીં પડ્યાં હતાં તે પાન પણ ભેગાં લીધાં. થોડીવાર પછી મારે એક શીંદરીનો ખપ પડ્યો. મને સાંભર્યું કે પાછળના આસોપાલવના ઝાડમાં ઉપર મેં એ ભરાવી છે. એટલે એ લેવા માટે હું ત્યાં ગયો. જ્યાં મેં એ મૂકી હતી ત્યાં શોધી પણ શીંદરી મળી નહિ. મને થયું કે વખતે પડી ગઈ હોય. આડેઅવળે બધે જોયું પણ મળી નહિ.

મને નવાઈ લાગી.

ત્યાં મને અચાનક સાંભર્યું કે પેલા ભાઈઓ બીજેથી પાન લઈને આ તરફ આવ્યા હતા ને કંઈ ધીમું ગણગણતા પણ હતા.

મેં શીંદરી આજ સવારે જ ત્યાં મૂકી હતી. બીજું કોઈ આવ્યું ન હતું. વખતે પેલા ભાઈઓએ ઉતાવળમાં નીચે પાડી નાખી હોય એમ ધારીને મેં બે ચાર વખત જોયું પણ શીંદરી ત્યાં હતી જ નહિ.

મને થયું કે વખતે પેલા ભાઈઓ ઉતાવળમાં લઈ ગયા હશે તો આજે તેમને ત્યાં સત્યનારાયણની કથા છે એટલે ચોક્કસ પાછી દેવા આવશે જ.

પણ એ શીંદરી એમને તોરણ કરવામાં જ ઉપયોગી હતી. ને અચાનક ત્યાં મળી ગઈ હતી એટલે એ ભાઈઓ એ ઉપાડી ગયા હશે.

અને સત્યનારાયણની કથામાં ધર્મ અર્થે એનો



ઉપયોગ થાય છે, એમ ધારીને એ ભાઈઓએ ઉપાડી લીધી હતી.

અને સત્યનારાયણની કથાના તોરણમાં એનો જ ઉપયોગ કર્યો હતો.

આ વિષે ખાત્રી થઈ ત્યારે તો મને લાગ્યું કે કેવળ અંધશ્રદ્ધામાં જ આપણી બધી ધાર્મિક વાત ચાલે છે. ને લક્ષ્મીનો આવો દુરૂપયોગ કરનાર પોતાને ધાર્મિકમાં ધાર્મિક માનીને પાછા પોતે એ ભ્રમણામાં ગૌરવ લેતા હોય છે. સત્યનારાયણની કથાનો એક જરા જેટલો અર્થ પણ પેલા ભાઈઓ જાણુતા ન હતા, જે સત્યનારાયણની કથા કરી રહ્યા હતા.

*

આ એક સત્ય ઘટના વર્ષો પહેલાં બનેલી છે. એક સંસ્કારી પણ ગરીબ કુટુંબની એક છોકરી ગુંડાઓના હાથે આવી ગઈ.

એમને માટે તો એ રૂપિયાનો ભંડાર હતી. માત્ર એમણે સીફતથી એને દૂર દૂર ફેંકી દેવી રહી.

એ વખતે હજી બ્રિટિશ અને દેશી રાજ્યો હતાં. સરહદો પાસે હતી. ગુંડાઓએ એને એવી રીતે સંઘરી દીધી હતી કે આમાંથી તેમાં જવું હોય તો ફાવે.

એક વખત એને એક અમલદારને ત્યાં, મહેરબાની મેળવવા માટે, એના શિકારીઓ લઈ ગયા.

તે વખતે પેલી છોકરીએ એક કાગળનો કકડો ને પેન્સીલ છાનામાનાં મેળવી લીધાં.

ને એક ચિઠ્ઠીમાં પોતાનું સરનામું વગેરે લખી કોઈ ખુદાના બંદાને હાથ ચિઠ્ઠી આવે તો મદદ કરવા માટે આજીજી કરી. ને કેવળ ખુદાને આધારે એ ચિઠ્ઠી બહાર ફેંકી દીધી!

પણ ઈશ્વરને કરવું તે એ ચિઠ્ઠી એક મામુલી જેવા પણ દિલના ભારે સાચક સિપાઈને હાથ પડી.

તેણે બધી તપાસ આદરી. એને ખાત્રી થઈ. વાત સાચી હતી. પણ પોતે મામુલી સિપાઈ હતો. સામે લાગવગવાળા માણસો હતા. પણ એણે વાત છોડી નહિ.

અને છેવટે એ બહાદુર સિપાઈએ ગમે તે ભોગે એનો પત્તો મેળવ્યો જ મેળવ્યો.

આસામની તે વખતની સરકારે તેને કદર તરીકે બઢતી આપી ઈનામ આપ્યું હતું હતું.

કેવળ ભાગ્યને ભરોંસે ફેંકેલી એક ચિઠ્ઠી ખુદાના બંદાના હાથમાં ગઈ એ ઘટનાએ બધાને ચકિત કરી દીધા હતા!

*

એક ઈટાલિયનની વાત છે. વખાનો માર્યો એ ન્યૂ યૉર્કમાં આવેલો. ઈટાલીમાં એની સ્ત્રી પાછળ રહી. તાવડી તડાકા કરતી થઈ એટલે એ રોટલા માટે ગયો હતો.

આપણે ત્યાં બને છે તેમ આ માણસને ન્યૂ યૉર્કમાં કોઈ એના ગામના ભેટી ગયા. એમણે વાતવાતમાં કે પછી જાણી જોઈને આને મૂરખ ખપાવવા વાત કરી—'તું આંહીં રખડચા કરે છે પણ તારી બૈરી તો ત્યાં મજા કરે છે'.... વગેરે. વાત તદ્દન ખોટી. અદકપાંસળીના આવું જ કરે એવી આ વાત.

આ વાત ઉપરથી એ વહેમમાં પડચો. શંકા કેવી ડાકણ છે એનું આ ઉદાહરણ છે.

એણે પોતાના મોટા પગારની ને એવી એવી





વાત લખીને એના ભત્રીજાને બોલાવ્યો.
ને શંકામાં ને શંકામાં એનું ખૂન કરી નાખ્યું. એની સ્ત્રીને ઈટાલીથી આણી. એટલે આનો ઢાંકપીછોડો કરવા માટે ને સજા આકરી ન થાય માટે પોતે નિર્દોષ હતી, છતાં દોષનો ટોપલો માથે વોર્યો.
પણ આ એના એકરારે એનો વહેમ તો વધુ મજબૂત બનાવ્યો.
અને શેકસપીઅરે ઓથેલો લખ્યું હોત એવું કરુણાંત નાટક સરજાયું.
એક સરસ નાટક થાય એવો આ વિષય છે. સમરસેટ મોમે એ ઉપરથી વાત પણ લખી છે.

*

લીઓ નાર્ડો ડા વિન્સીને મુક્ત પંખીઓનો આનંદ ચિત્રિત કરવો હતો.
પણ એ આનંદ જોવા ક્યાં મળે?
એનો વિચાર હતો કે આ આનંદ જે પંખીઓ મુક્ત થાય તે બરાબર વ્યક્ત કરી શકે.
એટલે એ ઘણી વખત પંખીઓ વેચનારા પાસેથી પંખીઓ લેતો. ને એને એક બે દિવસ રાખી મુક્ત કરી દેતો.
એ વખતની એમની દરેકે દરેક ગતિ રેખા આનંદ એ જોયા કરતો.
એણે આ કામ ઘણા વખત સુધી કર્યું. પછી એણે છેવટે એમાંથી જ એક સુંદર ચિત્ર કર્યું. એ ચિત્ર આજે પણ છે. જે જોનારને ઘડીભર તો મુક્ત પંખીઓના આનંદથી આનંદિત કરી દે છે. એ ચિત્રમાં જ પોતાનો સંદેશો સમજાવવા ડા વિન્સીએ એક ખાલી પાંજરૂ પણ મૂક્યું છે! એવું કહેવા કે મુક્ત પંખીઓને આમાં ન પૂરતા.

*

હાલમાં હવે ડ્યુક ઓવ વિંડસર નામે ઓળખાય છે તે એડવર્ડ આઠમા ગોળમેજી પરિષદ વખતે હતા. તેમણે ગાંધીજીના જીવન-સંપર્કની નોંધ લખી છે. તે રોજનીશી પ્રગટ પણ થઈ છે. તેમાં તેણે નોંધ્યું છે: 'હિંદી ગોળમેજીના સભ્યોને આવકારવા માટે એક સભા યોજી હતી. હું પણ ત્યાં હતો. વચ્ચેનો પડદો ઊઘડ્યો અને મેં ત્યાં એક અદ્દ્ભુત વ્યક્તિ જોઈ. હિંદી ધોતી અને ચંપલમાં. મેં એને મારા પિતા (પંચમ જ્યોર્જ) તરફ આવતી જોઈ. એ બીજું કોઈ નહિ—મહાત્મા ગાંધી પોતે હતા. નવ જ વર્ષ પહેલાં આ માણસને રાજદ્રોહ માટે વાઈસરોયે જેલમાં પૂરેલ. આજે એ સમ્રાટ સાથે હસ્તધુનન કરી રહેલ છે. પણ ધોતીમાં ને ચંપલમાં!
'એ વખતે મારી પાસે ઊભેલા અને દૃશ્ય ઉપર નજર ફેરવતા એક હિંદી રાજાએ પોતાનું માથું એક બાજુ ધુણાવતાં આ વિષે જ એક ઉદ્દ્ગાર કાઢ્યો હતો. 'ધીસ વીલ કોસ્ટ યુ ઈન્ડિયા—આ તમને હિંદ છોડાવશે!'
આજે એક સાધારણ કામ જેવા માટે નાયબ પ્રધાનનો સેક્રેટરી પણ જો હિંદ છોડીને પરદેશ જાય તો પહેલું કામ આ કરે. પોતાનો વેષ પોતાના દેશમાં. વેષમાં, જે વ્યક્તિત્વમાં જેમને શ્રદ્ધા જ નથી, એવા સેંકડો અમલદારો છે એમને જો આમ ને આમ હિંદી સરકાર કે રાજ સરકાર સંઘર્યા કરશે, તો એ દ્રોઢપરદેશીઓ છેવટે આ દેશને હાનિ જ પહોંચાડશે પોતાની દૃષ્ટિવિહીનતાથી.

ડૉ. જીવરાજ મહેતા

# સમાજવાદી સમાજરચના

ગુજરાતનું જુદું રાજ્ય થયા પછી પહેલી જ વાર ચૂંટણી આવી અને ચૂંટાયેલા ઉમેદવારોમાંથી નવું પ્રધાનમંડળ રચાયું તે જ દિવસે મુખ્ય પ્રધાનશ્રી જીવરાજભાઈએ આપેલું વાયુપ્રવચન ટૂંકાવીને અહીં મૂક્યું છે જેને દરેક ગુજરાતી આવકારશે...

આપણા દેશમાં અને આપણા રાજ્યમાં ઐક્ય અને સમર્પણની ભાવના—જેની જરૂરિયાત સૌને લાગે છે તે આપણે સૌએ વધુ ને વધુ પ્રમાણમાં કેળવવી જોઈએ અને આપણા ભાવી પંથને સરળ બનાવવો જોઈએ. દરેક નવું એવું પ્રસ્થાન કરનાર માટે, નવા સંકલ્પ કરવાનો પ્રસંગ ઊભો કરે છે. આપણું રાજ્ય એ આપણા વિશાળ દેશનો એક અંગભૂત ભાગ છે અને તે એ રીતે વિચારીએ તો આપણી સામે આપણે શું સિદ્ધ કરવાનું છે તેનો આદર્શ તો આપણા બંધારણમાં અને એ અંગે થતી જાહેરાતોમાં અવારનવાર રજૂ કરવામાં આવેલો છે. આપણે સૌ જાણીએ છીએ કે આપણું આખરી નિશાન સમાજવાદી ઢબની સમાજ રચના સિદ્ધ કરવાનું છે. આપણી સાર્વભૌમ લોકશાહી સંસ્થા સંસદે પણ હિંદના કરોડો માનવીઓને આનો કોલ આપ્યો છે. આપણે સૌ આ કોલને બને તેટલો વહેલો અને બને તેટલી વધુ સરળતાથી પાર પાડીએ તે આપણી સૌની પવિત્ર ફરજ છે.

આપણે પંચવર્ષીય યોજનાના ત્રીજા તબક્કામાં પ્રવેશ્યા છીએ. નવું રાજ્ય શરૂ થયું ત્યારે બીજી પંચવર્ષીય યોજનાનું એક વર્ષ બાકી હતું અને તે એક વર્ષમાં નવા રાજ્યનું વહીવટી તંત્ર થાળે પાડવા ઉપરાંત આગલાં ચાર વર્ષ દરમિયાન બાકી રહેલું અને યોજનાના છેલ્લા વર્ષનું કામકાજ પાર પાડવાનું હતું. સદ્‌ભાગ્યે ગુજરાતના ફાળે આવેલા ખર્ચના લક્ષ્યાંકને આપણે વટાવી જઈ શક્યા છીએ અને ત્રીજી યોજનાનો અમલ પણ શરૂ થઈ ગયો છે.

ગુજરાતની બીજી યોજના કરતાં ત્રીજી યોજના ઘણી વિશાળ છે. ગુજરાતને અન્નની મોટી ખાધ સહન કરવી પડે છે. આ ખાધ વર્ષે અઢાર લાખ ટન જેટલી છે. આપણે આપણી ખેતીનું ઉત્પાદન વધારવા માટે, બધાં સાધનોનો ઉપયોગ કરવો પડશે. આપણે અન્ન સંબંધી સ્વાવલંબી થવું જોઈશે. ગુજરાતમાં ઉદ્યોગોને મદદરૂપ થાય તેવી કાચી સામગ્રી—જેવી કે કપાસ, તેલીબીયાં, તમાકુ, મગફળી અને અન્ય રોકડિયા પાકો લેવામાં આવે છે. ગુજરાતના અર્થકારણનો વિચાર કરતાં આ પેદાશ ઉપયોગી છે અને તે વધારવાની જરૂર છે. ગુજરાતની પ્રજા વેપાર અને ઉદ્યોગ અંગે જરૂરી એવી સાહસિકતા ધરાવે છે. ઔદ્યોગિક વિકાસને ઝડપી બનાવે તેવી કાચી સામગ્રી જેવી કે મેંગેનીઝ, જીપ્સમ, બોકસાઈટ, લીગ્નાઈટ વગેરે આપણે ત્યાં સારા પ્રમાણમાં છે. સદ્‌ભાગ્યે ગુજરાતમાં તેલક્ષેત્રો પણ શોધાયાં છે. સૂરતના ઓલપાડ અને ભાવનગરના ઘોઘા વિસ્તારોમાં પણ તેલ મળવાની શક્યતા છે. ગુજરાતમાં તેલની શોધ એકલા ગુજરાતના જ ઔદ્યોગિક નકશાને અને આર્થિક ભાવિને નહિ પરંતુ તેણે સમગ્ર દેશના ઔદ્યોગિક નકશાને પલટી નાખ્યો છે, અને દેશ

---

અને એ બધા પણ નામ તો ગાંધીજીનું, દેશનું, એકતાનું ને છેલ્લામાં છેલ્લું જે કાંઈ આવે તેનું—દિવસમાં ગોખ્યા કરતા હશે. આ ગોખણપટ્ટીના અમલદારોથી જો સત્તા-સ્થાનની સરકાર નહિ ચેતે તો ફરીને 'ધીસ વીલ કોસ્ટ યુ ઇન્ડિયા' થવાનું છે.





સમક્ષ નવી આર્થિક સંપત્તિની શક્યતાઓ ઊભી કરી છે, આના પરિણામે કોયલી ખાતે વીસ લાખ ટનની રીફાઈનરી નાખવાનું અને જરૂર પડે તો તેથી પણ મોટી રીફાઈનરી નાખવાનું નક્કી થઈ ગયું છે.

તેલની પેદાશની સાથેસાથ, પેટ્રોકેમીકલ જેવી મહત્ત્વની પેદાશોના ઉદ્યોગોની શક્યતા પણ વધી છે. સાથે સાથે રીફાઈનરી સ્થપાઈ જતાં રાસાયણિક ખાતરનું કારખાનું સ્થાપવાની પ્રાથમિક તૈયારીઓ પણ આગળ વધી રહી છે.

ગુજરાતના ઔદ્યોગિક વિકાસના આ સૌ શુભ એંધાણ છે. રાજ્યની રચના થયા પછી અનેક પ્રકારના ઉદ્યોગો માટે નવાં કારખાનાંઓનાં એકમોને વિસ્તૃત કરવા માટે ઉત્સાહ જોવામાં આવે છે. આ અંગે મધ્યસ્થ સરકાર તરફથી જરૂરી લાયસન્સો મેળવી આપવામાં બધી જ શક્ય અને વાજબી સહાય હરહંમેશ અપાતી રહી છે અને અપાતી રહેશે. ગુજરાતના ઔદ્યોગિક વિકાસમાં વીજળી–શક્તિની ખેંચને પહોંચી વળવા માટે પણ સરકારે પગલાં લીધાં છે. આમાં ખાસ કરીને ધુવારણ ખાતે ૨૦૦ થી ૨૫૦ મે. વૉ. ની શક્તિ ધરાવતું થર્મલ વીજળી–મથકનું કામકાજ આગળ વધી રહ્યું છે. આવતા વર્ષની અધવચમાં તેમાંથી વીજળી મળવા પણ લાગશે. આ મથક પરથી ગુજરાત ઉપરાંત સૌરાષ્ટ્રના વિસ્તારોને વીજળી મળશે. ઉપરાંત ડિઝલ સેટ દ્વારા પણ વીજળી–શક્તિ પેદા કરવાની કોશિશ થઈ રહી છે. તારાપોર ખાતે અણુમથક બંધાઈ જતાં તેમાંથી પણ ત્રીજી પંચવર્ષીય યોજનાના છેલ્લા વર્ષ દરમિયાન ૭૫ મે. વૉ. વીજળી–શક્તિ ગુજરાતને મળશે. આ મથક સંપૂર્ણ બંધાઈ જતાં એવડી વીજળી–શક્તિ મળશે. આ મથક બાંધવા માટે મધ્યસ્થ સરકારની સહાય પણ મળી રહેલ છે. આ ઉપરાંત ધુવારણ પાવર હાઉસનું વિસ્તરણ કરવા માટે વિચાર ચાલી રહ્યો છે.

ઔદ્યોગિક વિકાસ માટે જરૂરી પાણીના પૂરવઠા, કાચી સામગ્રી વગેરે મેળવવા માટે સરકાર સહાય આપે છે, ઉપરાત રસ્તાઓ, પાણી, વીજળીક–શક્તિ અને રેલ્વે સાઈડીંગથી સજ્જ એવા પ્રત્યેક જિલ્લામાં ઔદ્યોગિક વસાહતો સ્થાપવાનાં પગલાં લેવાઈ રહ્યાં છે.

ભારે અને યાંત્રિક ઉદ્યોગોના સંચાલન માટે જરૂરી તાલીમની પણ સરકાર તરફથી ગોઠવણ કરાઈ રહેલી છે. આ અનુસાર દરેક જિલ્લામાં ટેકનિકલ સ્કૂલો સ્થપાઈ રહી છે. એટલું જ નહિ પણ અત્યારના ડિગ્રી અને ડિપ્લોમા અભ્યાસક્રમવાળી સંસ્થાઓમાં પ્રવેશમર્યાદા વિસ્તારવામાં આવી છે. સુરત ખાતે સરદાર વલ્લભભાઈ એન્જિનિયરીંગ કોલેજની સ્થાપના કરીને આ દિશામાં મહત્ત્વનું પગલું ભરવામાં આવ્યું છે. આ ઉપરાંત સારી સંખ્યામાં પોલીટેકનીકો પણ સ્થપાઈ રહી છે.

મોટા ઉદ્યોગોની સાથેસાથ નાના અને કુટિર ઉદ્યોગોને વિકસાવવા માટે પણ પ્રયાસો હાથ ધરવામાં આવ્યા છે.

કુટિર ઉદ્યોગો, રોજગારીની શક્યતા વધારે છે એટલું જ નહિ, પરંતુ ગ્રામ અર્થકારણને પણ મજબૂત બનાવે છે. આ અંગે ઓછા દરે લોનો, કાચા માલની ખરીદી, અને તૈયાર પેદાશોમાં વેચાણની વ્યવસ્થા કરવામાં આવી છે.

આપણે ગ્રામ અર્થકારણને સ્થિર કરવા, તથા લોકશાહીને વધુ વિસ્તૃત કરવા મોટાં કહી શકાય તેવાં બે પગલાં લીધાં છે. એક પગલા દ્વારા જમીન ધારણ કરવાની ટોચમર્યાદા ઠરાવી છે, જ્યારે બીજા પગલા દ્વારા આપણે સમગ્ર વહીવટી તંત્રનું વિકેન્દ્રીકરણ કરીને લોકો પોતે જ પોતાનો વહીવટ ચલાવે એ રીતે કર્યું છે, જેને આપણે પંચાયતી રાજ્યના નામથી ઓળખીએ છીએ. આ પંચાયતી રાજ્યની સ્થાપનાની તૈયારીઓનો વિચાર થઈ રહ્યો છે. પચાસ હજારની વસ્તી કરતાં પણ મોટાં શહેરોને આ વહીવટી સુધારણાનો

લાભ મળે તે માટે આપણે સુધારાઓના કામકાજની પુનર્વ્યવસ્થાની તપાસ કરવા માટે, એક સમિતિની રચના કરી હતી. તેનો અહેવાલ આપણને મળી ગયો છે. આપણે પછાત વર્ગોના ઉત્કર્ષ માટે પણ પગલાં લીધાં છે. પછાત વર્ગોને મળતી સહાય વિસ્તૃત કરી છે. આ અંગે આપણે એક મહત્ત્વનું આગેકદમ ભર્યું છે અને આર્થિક રીતે પછાત કહી શકાય તેવી ઓછી આવક મેળવતી વ્યક્તિઓનાં બાળકોની કેળવણીની જવાબદારી આપણે સ્વીકારી છે. આખા રાજ્યમાં પ્રાથમિક કેળવણીને ફરજિયાત બનાવવાનાં પગલાં લેવાઈ રહ્યાં છે.

ગુજરાતનો પ્રદેશ પ્રાચીન સંસ્કૃતિ અને સભ્યતાનો પ્રદેશ છે. કૃષિ વિષયક ઔદ્યોગિક અને કેળવણી વિષયક પગલાં આપણે લીધાં છે તે ઉપરાંત લોકોની સાંસ્કૃતિક ભૂખ સંતોષવા માટેની પણ જવાબદારી આપણે ઉપાડી છે. રાજ્યમાં સંગીત–નૃત્ય–નાટકની તથા લલિતકળાની અકાદમીઓની સ્થાપના કરવામાં આવી છે. રાજ્યમાં ઇતિહાસ અને સ્થાપત્યની દૃષ્ટિએ મહત્ત્વનાં ગણાય તેવાં સ્થળોની જાળવણી અને વિકાસનું કામ આગળ વધારી રહ્યા છીએ. ઉપરાંત મધ્યમવર્ગમાં અને ઓછી આવક મેળવતા લોકો સહેલાઈથી અને પોષાઈ શકે તે રીતે રજા ગાળી શકે તેવા પ્રવાસધામોનો પણ વિકાસ કરવામાં આવે છે.

આ બધી આપણી નાની મોટી સિદ્ધિઓની વાતો થઈ, પરંતુ આપણે એ યાદ રાખીએ કે આપણે હજુ ઘણો લાંબો પંથ કાપવાનો છે. આપણી સમૃદ્ધિ વધી છે, સાધનો વધ્યાં છે, કેટલાક માણસોનાં સુખ અને સગવડ પણ વધ્યાં છે, પરંતુ હજુ આપણી સામે એવા અનેક માણસો છે કે જેમને જીવનની પ્રાથમિક જરૂરિયાતોયે હજુ મળતી નથી. આપણી નજર હમેશાં આપણા એવા દેશબંધુઓ તરફ રહેવી જોઈએ જેમની બહેતરી ન થાય ત્યાં સુધી આપણે જંપીને બેસી શકીએ નહીં.







વરસોથી ૨૬ મી જાન્યુઆરીનો પ્રજાસત્તાક દિન ભારત ઉજવતું આવ્યું છે પણ આ વખતના પ્રજાસત્તાક દિનમાં એક મહત્ત્વનો ઉમેરો થયો તે ગોવાવાસીઓની આગવી સંસ્કૃતિના પ્રદર્શનનો. બાજુના ચિત્રમાં ગોવાનીઝ લોકોએ ચારસો વરસ પછી પ્રથમવાર ભારતના નાગરિક તરીકેની ખુમારીવંતો પ્રજાસત્તાક દિન ઉજવવા દિલ્હીમાં ઉજવણીમાં ભાગ લીધો તે દેખાય છે.



પન્નાલાલ પટેલ

# ભાઈબંધોના પત્રો

બાળમાનસને ઝીણવટથી રજૂ કરતા બે પત્રોથી સર્વાંગસંપૂર્ણ બનતી આ બાળવાર્તામાં એવું સચોટ આલેખન મળે છે કે આ વાંચીને હૃદયનું અંતઃસ્તલ સંવેદનશીલ બને—નાના નિર્દોષ બાળક જેવું ફરી રઈ જવાનું આપણને મન થાય. કુશળ આલેખકની અહીં જ સાચી સિદ્ધિ સાબિત થઈ જાય છે...

અરુણના બાપુજીએ હાંક પાડી : 'અરુણ, તારો કાગળ છે.'

આ સાંભળી અરુણ કરતાં અરુણની બાને વધારે નવાઈ લાગી. અરુણ પાછળ એ પણ આવ્યાં. બોલતાં હતાં : 'ઓ હોહો ! અરુણભાઈને વળી કોનો કાગળ ?'

'એમ ..ત્યારે !' બારેક વર્ષના અરુણનો હર્ષ સમાતો ન હતો.

બાપુજીએ કવર ઉપરનું સરનામું વાંચ્યું—ખાસ તો અરુણનાં બાને સંભળાવા : 'વહાલા દોસ્ત અરુણ પી. પટેલને હાથોહાથ મલે.' ને પછી અરુણના હાથમાં આપતાં ઉમેર્યું : 'લો ભાઈ, આ આપ્યો હાથોહાથ.'

પરબીડિયું દેખાઈ આવે એટલું ફૂલેલું હતું. બાએ કહ્યું : 'જો તો ખરો. અંદર બીજું કંઈ તો નથી ?'

'શું હોય બીજું...કાગળ જ છે. જો.' અરુણે પરબીડિયું ફાડતાંકને અંદરથી વાળેલો કાગળ કાઢ્યો. ઉકેલીને જોયો તો એક આખો કાગળ ભરીને લખ્યો હતો. બાને દેખાડતાં બોલ્યો : 'જો, કાગળ જ છે ને ?'

'એહોહો ! આટલો બધો લાંબો કાગળ ?' બાની નવાઈ સમાતી નહોતી.

બાપુજીને પણ નવાઈ લાગી. પૂછ્યું : 'કોણે લખ્યો છે, અરુણ ?'

અરુણ નામ શોધવા લાગ્યો. ત્યાં બા બોલી : 'ઘેરથી એના ભાઈબંધનો હશે.'

અરુણે કાગળની નીચે લખેલાં નામ ઉકેલ્યાં : 'લિખીતંગ : ખેમાભાઈ તથાં ધૂળાભાઈ તથા સોમાભાઈ તથા નાનાભાઈ. દ : ખેમાભાઈ.'

વળી બા બોલી ઊઠી : 'ઓહોહો ! છોરાંએ ઘણો લાંબો કાગળ લખ્યો, ભાઈ ! આટલું બધું ભર્યું છે શું ?'

બાપુજીએ કહ્યું : 'સાતમીમાં આવ્યા ને, અરુણ ? ...લખે જ ને પછી ?'

'વાંચ ને બેટા ઉતાવળો, અમેય સાંભળીએ તો ખરાં. કીડીઓ જેવા અક્ષર કાઢીને આટલું બધું લખ્યું છે શું એ છોરાંએ !' નિરક્ષર એવી બાની નવાઈનો પાર જ નો'તો.

'છોકરાંઓએ અઢી આનાનો કસ તો બરાબર કાઢ્યો છે.' બાપુજીએ કહ્યું. 'વાંચ જો તને વાંધો ન હોય તો. જોઈએ તો ખરા કેવું લખે છે.'

'હાં હાં, સાંભળીએ તો ખરાં આટલું બધું ભર્યું છે શું.' કહી બાએ મોટા સોફામાં એક બાજુએ ખસી અરુણ માટે જગા કરી : 'બેસીને વાંચ નકર પગ દુખશે.'

પોતાના દોસ્તોની આ બહાદુરી બા–બાપુજી આગળ છતી કરતાં અરુણને ઊલટો આનંદ આવ્યો. બેસીને વાંચવા લાગ્યો :

'સ્વસ્તિ શ્રી અમદાવાદ મધ્યે વહાલા દોસ્ત અરુણ.

એતાન શ્રી ગામ મનાતેથી લિ. તારા દોસ્ત ધૂળાભાઈ તથા ખેમાભાઈ તથા સોમાભાઈ તથા નાનાભાઈના જેશ્રી માતાજી વાંચજે. બાદ લખવાનું કે તારો કાગળ અમને મલ્યો હતો. પણ અમને જવાબ લખતાં વાર લાગી. કારણ કે અમને પરબીડિયાના પૈસા ભેગા કરતાં વાર લાગી. તો ખોટું લગાડતો નહિ. ને તું તો તરત માસિક પરીક્ષા ક્યારે છે એ વિગતે લખજે.

આ કાગળ અમે લાડવા આંબા નીચે બેસીને લખીએ છીએ. ખેમાભાઈ લખે છે ને ધૂળાભાઈ લખાવે છે. વચ્ચે વચ્ચે સોમાભાઈ ને નાનાભાઈ પણ ટહુકો પુરાવે છે.

અમે હવે છઠ્ઠી પાસ કરીને સાતમીમાં પડ્યા. એટલે

સામે ગામ મોટી નિશાળમાં ભણવા જઈએ છીએ. એ તો તું જાણે છે આજે શનિવાર છે એટલે ઘેરથી સવારે વે'લા 'ચોપડા કાડવા' નીકળી પડ્યા છીએ. આજે અમારે માસ્તર સારુ કંકોડાં વીણી લઈ જવાનાં છે કારણ કે એ આજે એમના ગામ જશે. એટલે પોટલી બાંધીને સાથે લઈ જશે. પણ એ કંકોડાં તો અમે કાલે ઘેર જતાં ઊભી વાટે વાડોમાંથી ગંગોડી (શોધી) કાઢ્યાં છે. નાનાભાઈનું દફતર આખુંય ભરી દીધું છે કારણ કે આજે અમારે તને કાગળ લખવો હતો.

અહીં ખેતીવાડી સારી છે. મકાઈ ડોડા થઈ ગયા છે. ખાવાની બહુ મઝા આવે છે. ગયા શનિવારે ઘેર જતા હતા ત્યારે આપણા ગામનાં ગોવાળિયાંએ અમને શેકેલા ડોડા આપવા માડ્યા હતા. પણ અમે એ લીધા ન હતા. કારણ કે એ ડોડા લોકોનાં ખેતરોમાંથી ચોરેલા હતા. આજે પણ વળતી વખતે આપશે તો અમે ના પાડીશું. કારણ કે તેં કહ્યું છે કે ચોરીએ નહિ. ને ચોરેલું ખાઈએ તો પણ માતાજી નારાજ થાય. એટલે અમે હવે કોઈ દિવસ ચોરી કરતા નથી ને ચોરેલું ખાતા નથી. તને થશે કે તો તમે આ પરબી-ડિયાના પૈસા ક્યાંથી લાવ્યા? કારણ કે આ ચોમાસામાં ખેતરોમાંથી મગફળીઓ ગંગોડવા જેવું તો હતું જ નહિ. રૂ પણ હવે તો નવું ઊઘડે ત્યારે કોઈક વિણાવે. મગફળીઓ ભાગવાની પણ મટી ગઈ. નહિ તો ગયે વખતે તને કાગળ લખ્યો એની પેઠે આ વખતેય મૂળાકાકા જેવાની પાંચ-પાંચ શેર મગફળીઓ ફોલીને ઝટ કરતા પૈસા જોડી પટ કરતો કાગળ લખી દીધો હોત. વળી નેંદવાનું પણ મટી ગયું છે, નહિ તો અમે ચારે દોસ્તો અડધી દાડીમાં નહિ ને પા દાડીમાં નેંદવા તૈયાર હતા. ને ઘરમાં તો કોઈ પૈસો પરખાવે એમ છે જ નહિ. કારણ કે ગયા વરસે ચોમાસાએ દગો દીધો છે એટલે—આપણો આ બટ-કબોલો સોમાભાઈ કે' છે એમ—ઉધાર લેવા જાય તો માબાપને વાણિયો કૈડવા દોડે છે, પૈસો માગવા જઈએ તો અમને માબાપ કૈડવા દોડે છે. ત્યારે અમારે કરવું શું! ચોરી તો થાય નહિ. નકર તો ઘરનાં આઘાંપાછાં હોય ને દળણાંની સૂંડલીમાંથી ધાનનું ગજવું ભરીને દુકાને વેચી આવીએ. ગજવું ભરેલા ધાનનો આનો તો મઝાનો આવે. ને આમ કરીને ચાર જણના પૈસામાંથી મઝાનો તને કાગળ લખાઈ જાય.

આવી રામાયણમાં પડ્યા હતા એમાં અમારા ચારમાં નાનો બે દિવસ ઉપર એની બા પાસેથી આનો લઈ આવ્યો. કારણ કે આ બાપ વગરનો છોકરો એની માને ઘણો વહાલો છે. એટલે નાનાના 'ધમ-પછાડા જોઈ ને પટ કરતો આનો આપી દીધો. અમને નાનાનો આનો જોઈને એક વિચાર થયો કે આ આનાનું કાર્ડ લઈને તને લખી દઈએ. પણ અમારે તો પેટ ભરીને તને કાગળ લખવો હતો. અમને એમ પાંચ દસ લીટીમાં ધરપત વળે નહિ.

એટલે થાકીને અમે ત્રણે એ વિચાર કર્યો કે આ દનોમાં મે'નત મજૂરી કરીને પૈસા મલે એમ નથી માટે હવે તો આપણેય માબાપની આગળ છેવટ રોકકળ કરીને પણ આનો માગી લાવવો.

પણ આમાં પાછો બીજો એક વાંધો નડતો હતો. અને તે એ કે રડારોળ કરીને કે'વું શું? માબાપ પૂછે કે આનો તારે શું કરવો છે તો શો જવાબ આપવો? જો એમ કહીએ કે અમારા ભાઈબંધને કાગળ લખવો છે તો તો આપે જ નહિ. બે મહિને એક પેનસિલ માગીએ તો ય બે આના કાઢતાં બાર દન બગાડે છે. પછી કાગળ લખવા આનો કોણ આપે?

પણ અમે જૂઠું બોલીએ તો માતાજી નારાજ થાય. એટલે પછી માબાપ આગળ સાચી વાત કરીને જ આનો માગવાનું અમે નક્કી કર્યું.

ને એ પ્રમાણે ગયા ગુરુવારે અમે ત્રણે જણે અક્કેક આનો માબાપ પાસે માગી જોયો. ન આપ્યો એટલે ખાધું નહિ. આમ કરતાં સોમાને તો આનો મળી ગયો મારા ભાઈ! પણ મારા ને ધૂળાના બાપા તો કે' છે કે નહિ ખાઓ તો એટલું ધાન ઊગર્યું (બચ્યું)! એ તો કે' કે ભણ્યા એટલે જોયા આ





ચાળા સૂઝ્યા એ ? એમ કાંઈ કામકાજ વગર નકામા નવરા રાજીખુશીના સમાચાર લખવામાં એક આનો બગાડાતો હશે ? ભણીને પૈસા કમાતા શીખવાનું કે બગાડવાનું ?...એટલે અમારા એનાં બોબો બોબો (પોશ) આંસુ તો એળે જ જવાનાં હતાં.

પણ એટલામાં બન્યું એવું કે આપણા પેલા કચરુકાકા ફળીમાંથી નીકળ્યા. એમણે મને રોતો જોયો. સામે ઘેર ધૂળાનેય ચોપાડની કુંભી ઝાલીને ધ્રુસકાં ભરતો સાંભળ્યો. એટલે ઊભા રહીને ધૂળાના બાપા હોકો પીતા ઓટલી ઉપર બેઠા હતા એમને પૂછ્યું : 'કેમ ભાઈ આ નિશાળિયા રુએ (રડે) છે ?'

ધૂળાના બાપાએ કહ્યું કે 'ભણ્યા એટલે ન હોય એવા ચાળા સૂઝવા માંડ્યા છે.'

એટલામાં મારા બાપા ઘરમાંથી બા'ર નીકળ્યા ને એ પણ હસતાં હસતાં બોલવા લાગ્યા : 'આ તો કચરુભાઈ, એવું છે કે ભણવું બણવું કાનમાં ને ચઢી ગયા છે કાગળ લખવાના તાનમાં. એમના કાગળ વગર અમદાવાદમાં બેઠેલો અરુણ કાચું ખાય છે તે—લાવો આનો અમારે કાગળ લખવો છે! સવારથી આ વાતનું પૂંછડું પકડ્યું છે એ પકડ્યું છે.'

કચરુકાકા હસતા હસતા મારી ચોપાડમાં આવીને ખાટલા ઉપર બેઠા. પછી અમને બેને પાસે બોલાવ્યા. કે' છે: 'બોલો, આપણે તમને એકના બદલે બબ્બે આના આપવા. આપણું એક કામ કરશો ?'

અમે તો રાજીના રેડ થઈ ગયા. મેં કહ્યું : 'એકનાં બે કામ.'

કચરુકાકા કે' છે: 'તો એમ કરો. આ રવિવારે તમારે રજા છે ને મારેય રવિવારે જ ફળીનાં ઢોર ચરાવવાનો વારો આવે છે. બોલો તમે એ વારો કાઢી આવશો ?'

અમે કહ્યું : 'કબૂલ.'

પણ મારા બાપા આડા પડ્યા. કે' છે: 'અડધા ગામ જેટલાં ઢોરાં આ બે છોકરાંઓથી સચવાય નહિ. અમસ્થા એ તો. કાગળ લખવાના તાનમાં મોટી મોટી વાતો કરે છે.'

મેં કહ્યું : 'બેને બદલે ચાર જણ જઈશું. પછી તો ખરું ને ?' ને પછી ધૂળાના બાપાએ આ વાતનો અસલ તોડ કાઢી આપ્યો. કચરુકાકાને કે' છે, 'જાઓ, કચરુભાઈ, ચારેય છોરાંને બબ્બે આના આપી દેજો. એ દન મારાં હળ ગોચરમાં છે એટલે કશી કે'ત નઈ આવવા દઉં.'

કચરુકાકાય કબૂલ થયા. કે' છે, બીજાને આઠ આના આપું છું ત્યારે આ તો નિશાળિયાં છે!...'

પછી તો અમે કચરુકાકા પાસેથી એ જ દા'ડે આઠ આના આગળથી લઈ આવ્યા. ને એ પૈસામાંથી ગઈ કાલે માસ્તર સાહેબ પાસેથી—એ જ ટપાલનું કામેય કરે છે ને એટલે એમની પાસેથી પરબીડિયું લઈ લીધું. છૂટ્યા પછી ત્રણ નવા પૈસાનો આ એક તાવ કાગળ પણ રસુલ વહોરાની દુકાનેથી લઈ લીધેલો.

હવે તને ખાસ તો એ લખવાનું કે આ આઠ આના-માંથી હજી બીજા બે કાગળ લખાશે. માટે તું ઝટ ઝટ વળતા જવાબ લખજે. તારો કાગળ અમારા ઉપર આવે છે એ જોઈને સાહેબને નવાઈ લાગે છે. ને નિશાળમાં એ સોએ સો છોકરાં અમારી સામે તાકી રહે છે. તો તું કાગળ મળતાં તુરત જ જવાબ લખજે. તારો કાગળ અમે ઘણા ફેરા વાંચીએ છીએ. એમાંય આ લાડવા આંબા નીચે બેસીને તો વાંચવાના જ. માટે લાંબો મઝાનો તું કાગળ લખજે. ને હવેથી તું સરનામા ઉપર અમારા ચારેય જણનાં નામ લખજે. હવે તો કાગળ ભરાઈ ગયો છે. માટે ડોડિયો ને ચટણી ખાવાની કેવી મઝા પડે છે એ વાત આવતા કાગ-ળમાં. એ જ. અમે તને ઘણો ઘણો સંભારીએ છીએ. તારે દિવાળીની રજાઓ ક્યારથી પડશે ને કયા દિવસે ઘેર આવીશ એ લખજે. અમે તને લેવા મોટર સ્ટેન્ડ ઉપર જરૂરથી આવીશું. એ જ—

લિ. તારા દોસ્તદાર

ખેમાભાઈ તથા ધૂળાભાઈ તથા સોમાભાઈ તથા નાનાભાઈ

દઃ ખેમાભાઈ.'

કાગળ પૂરો કર્યો પછી અરુણની નજર બેઉ પાનાં વચ્ચે રહેલા ઊભા હાંસિયા ઉપર લખેલા લખાણ ઉપર પડી. ફેરવીને વાંચવા લાગ્યો :

'કાલે રવિવાર છે. તારે પણ રજા હશે. ને તું કાં તો સિનેમા જોવા ગયો હઈશ. તો અમે પણ ચારેય ભાઈબંધ કચરુકાકાનાં ઢોરાં ચરાવતા જઈશું ને વાદળાંથી ભર્યાં ભર્યાં આભલાંની ફિલમ જોયા કરશું. તારે ફિલમમાં ગાણાં ગવાતાં હશે તો અમારેય ગોચરમાં પંખીઓ ભાત ભાતનાં ગાણાં ગાતાં હશે. માટે તું ત્યાં સિનેમા જોતો જોતો અમને યાદ કરજે ને અમે અહીં આભલાં જોતા જોતા તારી વાતો કરશું. એ જ.'

ને પછી શરમાતાં શરમાતાં અરુણે દોહો વાંચી કાગળ પૂરો કર્યો.

'પત્ર જજે તું પ્રેમથી અરુણભાઈની પાસ,
કે'જે અમારા ચારેયના, 'જે માતાજી' ખાસ'

*

કાગળ લખ્યાને બે દિવસ તો પૂરા થયાય નહિ ને અરુણના ભાઈબંધો, હિંમત ટપાલીનો જીવ ખાવા લાગ્યા : 'હિંમતભાઈ. અમારો કાગળ હોય તો જોજો હાં!... સાહેબને ખબર ન પડે એમ અમને આપી દેજો...તમે ટપાલ લઈને બા'ર નીકળશો એટલે અમારામાંનો એક જણ બા'નું કાઢીને બા'ર આવશે હાં કે?'

પહેલાં તો હિંમત ટપાલી આ છોકરાંને ગાંડાં જ ગણતો હતો. 'હા, તમે પાછા બાલેટણ તે છેક દિલ્લીથી તાર છૂટવાના છે...બાપા પાછા મુંબઈમાં ધંધો કરે છે ખરા ને તે હૂંડી ખીડવાના હશે!'...

પણ એક બે કાગળ આવ્યા પછી એ પણ ડઘાઈ ગયો હતો. ડઘાઈ જ જાય ને? પોતે ટપાલી હતો ને આટલાં બધાંને કાગળ વહેંચતો હતો પણ પોતાના નામનો એકેય કાગળ ટપાલમાં હજુ નો'તો આવ્યો! ને આ છોકરાંને તો, 'આવે છે તેય પાછું પંદર પૈસાનું પરબીડિયું!' ગયે વખતે કાગળ આવ્યો હતો ત્યારે તો એણે કહ્યુંય હતું : 'અલ્યો પશાકાકાના અરુણભાઈને લખજો કે'યે હિંમત પોસ્ટમૅન તમને યાદ કરે છે'...

એટલે જ તો અઠવાડિયા પછી આ છોકરાંનો એક મોટા કવરમાં કાગળ આવ્યો ત્યારે આપતાં પહેલાં એણે સવાલ કર્યો ને? 'લખ્યું 'તું કે મારું નામ, 'લ્યો?'

નાનાભાઈ હા પાડવા જતો હતો પણ ખેમાભાઈને યાદ આવ્યું : જૂઠું તો બોલાય નહિ. એટલે લાચાર મોં કરી કહ્યું : 'ભૂલી ગયા હિંમતભાઈ, આ વખતે જરૂર લખશું!'

'પણ જુઓ ચાર જણનાં નામ છે. ચારમાં મારે કોને આપવો?' એ મોટું પરબીડિયું ફેરવીને કે' છે, 'માંય કાં તો ફોટાબોટા હોય ને તમે કાં તો છોરાંવાળી કરીને મારા નામનું હતું ને મને કેમ ન આપ્યું? આમ કરીને ફરિયાદ કરો તો?'

ચારેય છોકરા હિંમતને ઘેરીને ઊભા હતા. ચારેયના મોં ઉપર સરખી ઇંતેજારી હતી ને ચારેયના હાથ પરબીડિયું લેવા તલપાપડ થઈ ગયા હતા. આ સિવાય રિસેસ માણવા છૂટેલા બીજા છોકરાઓ આ ચારને ઘેરી રહ્યા હતા એ ઘેરો તો જુદો વળી.

હિંમત ટપાલીએ કવર ઉપરનું સરનામું વાંચ્યું : 'વહાલા દોસ્ત ખેમાભાઈ તથા ધૂળાભાઈ તથા સોમાભાઈ તથા નાનાભાઈને પહોંચે. ધોરણ સાતમું.' પછી કવરવાળો હાથ ઊંચો કરતાં કહ્યું : 'લો હવે, ચારેય જણના હાથ ભેગા કરો—એકેકો હાથ—આમ અડાડો એટલે છાબમાં નાખીને હેંડતો થાઉં.' ને મરક મરક હસતો કહેવા લાગ્યો : 'હાં ભાઈ, કાયદો કે' છે! ચારના નામનો કાગળ એકને કેમ અપાય!' અને પછી એક છેડેથી પકડી રાખેલું એ કવર એ સ્નેહની છાબમાં નાખતાં નાખતાં બોલ્યો : 'એ... પડે છે ભાઈ!' ને નાખતાંકને હસતો હસતો ચાલતો થયો. 'હવે તમે જાણો, લડો તોય ને—' પણ પાછળ ફરીને જુએ છે તો—

આ ચાર ભાઈબંધોએ કાગળની ખેંચાખેંચી કંઈ ન





કરી. 'દોસ્તો, ફૂલના સરખો ભાઈબંધનો કાગળ પાછો પીંખાઈ જાય ને?'

સ્વાભાવિક રીતે જ એ બધામાં અગ્રેસર સરખા ખેમાભાઈએ હાથમાં લીધો ને પછી તો એ ચારેય જણની આંખો ઊઘડી રહેલા કવર ઉપર મંકોડાની જેમ ચોંટી રહી તો બીજી વળી અનેક આંખો આસપાસમાં ટળવળતી હતી.

ખેમાભાઈએ અંદરથી કાગળ કાઢ્યો તો ચારેક પાનાં બેઉ પા લખેલાં હતાં ને તેય પાછાં ઝીણા ઝીણા અક્ષરેથી. જેમ ટોપલું ભરેલી મીઠાઈ જોઈને જોતામાં જ ધરાઈ જવાય એ રીતે આ ચારેય ભાઈબંધ ખુશ થતી ને ધરપત અનુભવતા નિશાળની પાછળ આવેલા પેલા લીમડા નીચે જઈ બેઠા. પાછળ આવતા બીજા છોકરાનેય સમજાવીને પાછા કાઢ્યા: 'અમે એક ફેરા વાંચી લઈએ, પછી તમને સંભળાવીશું.'

આમ તો જો કે કાગળ ઉપર આઠેય આંખો મંડાઈ હતી. બેઠા હતા પણ એવી રીતે! ખેમાભાઈ, ધૂળાભાઈ એ નીચે ને સોમાભાઈ, નાનાભાઈ પોતાના ઢીંચણ ઉપર હાથ રાખીને એ બેનાં માથાં ઉપર ઝળુંબ્યા હતા.

ને ખેમાભાઈએ વાંચવા માંડ્યો:

'મારા વહાલા દોસ્તો ખેમાભાઈ તથા ધૂળાભાઈ તથા સોમાભાઈ તથા નાનાભાઈ,

તમારો કાગળ મળ્યો. પણ તમે તો ભાઈ ઘણી વાટ જોવરાવી! નિશાળેથી આવીને રોજ હું બાપુજીના ટેબલ ઉપર નજર ફેરવી આવતો. પણ આજ તો શનિવાર હતો એટલે બાર વાગ્યે ટપાલ આવી ત્યારે હું નિશાળેથી ઘેર આવી ગયો હતો. બાપુજીએ મને બોલાવીને કાગળ આપ્યો ત્યારે બાનેય ઘણી નવાઈ લાગી હતી. પછી એમના સાંભળતાં મેં તમારો કાગળ વાંચ્યો હતો. એ સાંભળીને બાપુજીની આંખો ભારે થઈ આવી હતી. ને બા પણ કે'વા લાગી. કે' છે: 'અરુણ, તારા કાગળ ભેગું આ છોરાંને એક 'પરબીડિયું' બીડતો હોય તો?' પણ બાપુજીએ કહ્યું કે પરબીડિયું બીડ્યે કાંઈ પતે નહિ. એ તો શે'રમાં આવેલાં છોકરાં ભણીગણીને એમની આખી જિંદગી ગામડામાં બીડશે ત્યારે કંઈક દા'ડો વળશે. ને પછી બાપુજીએ મને પૂછ્યું હતું: 'જવું છે ઢોરાં ચારવા?' મારા મનમાં તો 'હા' હતી પણ ડોકું હલાવીને મેં ના પાડી. કારણ કે હા પાડું તો ય બાપુજી એમ આવવા દેવાના ઓછા હતા? મારા ભણવા સારું જ તો બા બાપુ આપણું ગામડું છોડીને અમદાવાદ આવ્યાં છે ને? પણ બા મારા મનની વાત પારખી ગઈ હતી. એ હસતી હસતી કે'વા લાગી: 'ભાઈસંગને ઠેકડા મારવા જવું તો ઘણુંય છે પણ જાણે છે કે—' ને બાપુજીનેય ગમ પડી ગઈ હતી એટલે પછી મારું મન મનાવતા હોય એ રીતે કે'વા લાગ્યા. કે' છે, 'ભગવાન જો બધાં પાસે ઢોરાં ચરાવે તો બીજાં કામ કોણ કરે?' પછી મને કે' છે કે 'તેં ચોરી ન કરવાની વાત જેમ છોકરાંને સમજાવી એવી રીતે અહીંનું ભણતર ભણીને બીજું પણ ઘણું બધું આ છોકરાં લગી પહોંચાડી શકીશ.' પણ બાને મારો વિશ્વાસ પડતો નથી. એ તો કે' છે કે હું બીજાં બે ત્રણ વરસ સાબરમતીનું પાણી પીશ એટલે અમદાવાદનો જ થઈ જઈશ. પણ બાપુજીના સાંભળતાં જ મેં એને સંભળાવી દીધું કે, 'જોજે જો હું મારા ભાઈબંધોને ભૂલી જાઉં તો?' પણ બા મારી વાત માને તો ને?

બાપુજીની સામે જોઈને કે' છે: 'તમારો જોન પેલી ફિલમ જોઈ આવ્યો છે એટલે હમણાં જોરમાં છે.' —પણ જવા દો બાની વાત—એ તો અમસ્થી! હું તમને એ ફિલમની વાત કરું. બહુ અસલ ફિલમ હતી, જાણે આપણા જ ગામની ને આપણા જેવાં છોકરાંની જ જોઈ લ્યો તમે. એ છોકરાંય બધાં આપણા જેવાં, ભાઈબંધ હતાં. તમે ઢોર ચારવા ગયા હતા એના આગળના રવિવારે બાપુજી મને તથા બાને એક અંગ્રેજી ફિલમ જોવા લઈ ગયા હતા. હું બીજી ફિલમો જોતો નથી. પણ આ ફિલમ તો છોકરાં માટે જ હતી ને મોટાંનેય એમાં મઝા પડે એવી હતી. એ હતી તો



અંગ્રેજીમાં પણ બાપુજીએ મને તથા બાને એની આખીય વાત માંડીને કરી હતી. એમાં મને તો પાછું અંગ્રેજી બીજીમાં છું એટલે, 'યસ' નો અર્થ 'હા' ને 'નો' એટલે 'ના' ને 'કમ ઑન' ને એવું એવું તો સમજાઈ જતું હતું એ ફિલમ શરૂ થતાં જ ગામડું જોઈને આપણું ગામ યાદ આવી ગયું. ઘર જરા જુદી જાતનાં હતાં પણ એ ગામની સીમમાં રમતાં હતાં એ છોકરાં તો બધાં આપણા જેવાં જ. ફેર જ્યાં ત્યાં પે'રવેશનો. બાકી આપણ એક ફરા પતંગિયા પાછળ પડ્યા હતા એમ જ એ છોકરાંય એક પતંગિયા પાછળ પડે છે. ને 'આ પકડ્યું, એ છટક્યું, ઓ બેઠું. ઊડતું ઊડતું ઓ પેલું જાય!' એમ પતંગિયા પાછળ એ બધાં દોડ્યા જ કરે છે. વાટમાં વળી બીજાં પતંગિયાંય દેખાય છે. ને પછી તો કોઈ આની પાછળ તો કોઈ બીજાની પાછળ એમ કરતાં કરતાં બધાં છોકરાં વેરણ છેરણ થઈ જાય છે. પણ એ બધામાં—બા મને જૉન જૉન કહીને ચીઢવે છે એ—જૉન છોકરો પતંગિયાની પાછળ એવો પડે છે કે પછી વગડામાં ક્યાંયનો ક્યાંય નીકળી જાય છે. ને આમ કરીને પતંગિયાને ઝાલવા જાય છે ત્યાં જ પતંગિયાની પરી થતીકને ઊભી રે' છે! તમે તો જોઈ હોય તો એકલાં ફૂલની જાણે! અડતામાં કરમાઈ જાય એવી! ને જૉન બિચારો એવો છોભીલો પડી જાય છે ને શરમાઈ જાય છે! બીકનો માર્યો હાથેય એનો લઈ લે છે ને પછી પૂછે છે: 'કોણ છે તું?' પરી કે' છે: 'જો ને તું.' એમ કરી એ હાથ વડે આજુબાજુનાં ઝાડ ને ફૂલ દેખાડે છે. પછી જૉનને જ પૂછે છે: 'કે' જોઉં, કોણ છું હું?' એ પરીને મીઠું મીઠું હસતી જોઈને જૉનને પણ હિંમત આવે છે તે પરીને કે' છે, 'ઓ! તું તો પતંગિયાંની રાણી લાગે છે!' પરી કે' છે, 'હા, ચાલ હું તને મારો રૂપનો બગીચો ને સોનાનો મે'લ દેખાડું.' પણ બીકને લીધે જૉનનો પગ ઊપડતો નથી. એટલે પરી એને હાથ પકડીને ખેંચી લઈ જાય છે. થોડેક ગયા પછી સોનાનો બનાવેલો હોય એવો દરવાજો આવે છે. એ દરવાજામાં પેઠા પછી જૉનને કે' છે 'જો આ સૂર્યમુખી. એ મારા ચોકિયાતો છે.' ને જૉનની સામે આંખો પટપટાવીને પૂછે છે, 'ઊભા છે ને સંત્રીની પેઠે આંખ કાઢીને? એ મારી રજા વગર કોઈને અંદર જવા આવવા દેતા નથી.' ને વળી પેલી પરી એને આગળ લઈ જાય છે: 'ચાલ હવે હું તને મારો મે'લ દેખાડું.' પણ જૉનનું મોં જોવા જેવું હતું! એ તો બાપડો પરીનો તાણ્યો તણાય છે ને વળી વળીને પાછળ જુએ છે, પેલાં ભાઈબંધો ક્યાંય દેખાય છે જો એમ કરીને! ને અકળાઈને જૉન કે' છે 'છોડ મને, મારે તારો મે'લ નથી જોવો.' પણ પરી એમ ક્યાં એને છોડે એવી હતી? એ તો કે' છે, 'મે'લ ન જોવો હોય તો કંઈ નહિ ચાલ હું તને મારી સંગીતશાળામાં લઈ જાઉં.' સંગીતશાળા એટલે આપણી ભજનશાળા જેવી હોં કે. જૉન બિચારો ખેંચાય છે, થોડેક જાય છે ને પરી એને દેખાડે છે, 'જો પેલો ફુવારો ઊડે ત્યાં જ છે. બહુ છેટું નથી કંઈ!' જોયું હોય તો સોનું જાણે ઊડી રહ્યું છે! જૉનને બદલે આપણ હોઈએ તો આપણુંય થાય કે થવાતું હોય એ થાય પણ જોઈએ તો ખરા? વાજાંય ભાઈ એવાં વાગતાં 'તાં કે આપણને તો એમ જ લાગે જાણે એ વાજાંના સૂર જ બધા રંગ થઈ થઈને આભલામાં ઊડી રહ્યા છે. તમને થશે કે અરુણ ગપ્પાં મારે છે પણ ખરી વાત કહું છું હાં દોસ! એક મટકું મારવાનુંય મન ન થાય. એવા તો એ ભાતભાતના રંગફુવારાની પેઠે જાણે ગાતા ગાતા ઊડતા 'તા કે સાંભળ્યા કરીએ ને જોયા કરીએ! પણ જૉન બાપડો ઘડીએક તો રાજીના રેડ થઈ જાય પણ વળી પાછો જાણે જાગી ઊઠે—પેલાં ભાઈબંધ એને સાંભરી આવતાં 'તાં એટલે હાં કે. પરી કે' છે સંગીત ન ગમે તો સાંભળ પેલું ગીત. પણ તો ય જૉનનો જીવ લાગતો નથી એટલે પરી એને પાસે લઈ જાય છે. જૉનને કે' છે, 'ચાલ આપણે





હીંચકે હીંચીએ!' કેવો તો મઝાનો હીંચકો હતો! આપણને તો મન જ થઈ જાય. ને જૉનેય બાપડો—એક મન કે' કે એસું ને એક મન કે' કે ના! મને તો લાગે છે કે એને બીક પેઠી હશે કાં તો બેઠા ને પછી ન ઊતરાયું તો? એટલે એ ના પાડે છે, પરી કે' છે, 'તો કંઈ નહિ! ચાલ તને સરસ મઝાનાં પક્ષી દેખાડું. આપણ એમની સાથે રમીશું ને ગેલ કરીશું.' જૉન બાપડો નાય નથી કે'તો. પણ એટલામાં તો ક્યાંક વેગળે વેગળેથી આવતો હોય એવો એને સાદ સંભળાય છે. જૉન તો સમણામાંથી ઝબકીને જાગતો હોય એમ જોવા લાગ્યો. હવામાં કાન માંડતાં મોઢુંય એનું ફાટી ગયું 'તું. એ જોઈને પરીય બાપડી ફિકરમાં પડી ગઈ. 'શું છે? શું થયું?' એમ પૂછતી એ તો જૉનનેય ઢંઢોળવા લાગી. જૉન કે' છે, 'સાંભળ, કોઈક મને બોલાવે છે.' પછી પરીય કાન માંડે છે ને એનેય સંભળાય છે: 'જૉન...! જૉન...!' અહીં ઈન્ટરવલ પડે છે, આપણી રિસેસ જેવી પાએક કલાકની રજા...અલ્યા ભાઈ, પણ આ તો બે પાનાં બે પા ભરાઈ ગયાં ને—પણ કંઈ નહિ, વાત લખવા બેઠો, તો તો પૂરી જ લખીશ—કવર ઉપર એટલી ટિકિટ વધારે ચોંટાડીશ. તમેય લખતા 'તા કે લાંબો કાગળ લખજે તો વાંચજો હવે ધરાઈ ધરાઈ ને.

હાં, પછી ફિલમ શરૂ થતાં પરી જૉનને પૂછે છે, 'કોણ બોલાવે છે આ?' જૉન કે' છે, 'મારા ભાઈબંધ છે. મને શોધી રહ્યા છે. પણ પરી કાંઈ કોઠું આપતી નથી. કે' છે: 'મરવા દે ભાઈબંધ ફાઈબંધ; ચાલ, આપણ પેલા હોજમાં પડીને નાહીએ જરા. ગુલાબજળથી ભરેલો છે, જો તો ખરો તું.' પણ જૉનની અકળામણ હવે વધી પડે છે. કે' છે: 'ના, ભાઈ, ના. મારે તો હવે જવું છે. મારાં ભાઈબંધ મને શોધી રહ્યાં છે.' ને પેલાં ભાઈબંધોના સાદ ભાઈ એવા તો અહીં સંભળાવા માંડે છે કે એ સાંભળીને હું તો ઠીક, પણ મારી બા પણ રડવા માંડી 'તી. એ સિનેમા ઘર આખુંય પેલી ચીસોથી જાણે ગાજી ઊઠતું હતુ 'જૉન...ઓ જૉન! ક્યાં છે તું?...જૉ...ની, બોલ ને જૉ...ની! કેમ બોલતો નથી?' આવા આ અકળાયેલા સાદ સાંભળીને તો ખરું કહું છું પરી પણ ઢીલી પડી ગઈ હતી! એટલે જ મને લાગે છે જૉનને એણે પેલા દરવાજા તરફ દોડી જવા દીધો 'તો. એ પણ એની પાછળ પાછળ આવવા લાગી. દરવાજાની પેલી પા જૉનનાં દોસ્તારોની ટોળીય આવી રહી 'તી. પણ જૉન જ્યાં દરવાજા આગળ પહોંચ્યો કે પેલાં સૂર્યમુખી ફૂલોના ભાલા થતાક ને આડા દેવાઈ ગયા. ખલાસ જૉન અહીં ને દોસ્તારો બા'ર. ન કોઈનાથી જવાય કે ન કોઈનાથી અવાય. પરી આવીને પૂછવા લાગી, 'કોણ છે આ છોકરાં?' એટલે જૉન કે' કે, 'એ બધાં મારાં દોસ્તદાર છે.' પરી કે' કે, દોસ્તદાર તો ખરાં, પણ એ બધાં અહીં શું કામ આવ્યાં છે? એમને શું જોઈએ છે?' જૉન કે' કે 'કંઈ નથી જોઈતું, પણ હું જોઉં છું.' એટલે પછી પરી ચિઢાઈ ઊઠે છે ને કે' છે કે, 'એમને તું જોઈએ તો ભલે જોઈએ. પણ આપણને એ જોઈતાં નથી. ચાલ.' એમ કહીને એને પાછો લઈ જવા કરે છે પણ જૉન માનતો નથી. પરી પછી પેલાં છોકરાંને મનાવવા મથે છે. એવે વખતે એક ઝીણી છોકરી મેરી જૉનને સાન કરીને કે' છે કે હળવેક રહીને છટકી આવ ને? પણ બિચારા જૉનનો પગ એ તરફ ઊપડતો જ નથી. એ જોઈને પરી હસવા લાગે છે. કે' છે કે, 'તું આમ અંદરની પા જઈ શકીશ પણ બા'રની પા નહિ જઈ શકે.' જૉન પણ પછી તો વીફરે છે. કે' છે, 'તો આપણેય જઈ શકાય એ પા નથી જવું ને નથી જઈ જઈ શકાતું એ પા જવું છે.' પરી છેવટ થાકીને કે' છે, 'તો એમ કર, તને ગમે તે એક છોકરું આમાંથી બોલાવી લે.' પણ જૉન પાછો પક્કો છે હોં કે—આપણા નાનાભાઈ જેવો. પેલી મેરીને થોડુંક સાનમાં ને થોડુંક આપણી ચચ્ચા જેવી કોક ભાષામાં



સમજાવી દે છે. ને પછી પરીને કે' છે કે મેરીને આવવા દે. પણ જોનના શીખવ્યા પ્રમાણે મેરીય આડી થાય છે. કે' છે, 'ના પિન્ટો મારો દોસ છે. એના વગર એકલા મારાથી અવાય જ નહિ.' ફેર પાછી પરી ઢીલી પડે છે. કે' છે: 'ઠીક ભાઈ, પિન્ટો તું પણ આવ.' પણ પિન્ટો પાછો મિન્ટો વગર આવવાની ના પાડે છે. કે' છે, 'મિન્ટો મારો પક્કો દોસ!' એ વખતે તો મનેય એવું થયું કે જો આમ અંકોડે મંકોડે બધાં છોકરાં પરીના બગીચામાં જતાં હશે તો હુંય દોડું ને તમને બધાંને લઈ આવું. પણ એટલામાં તો પરી છંછેડાઈ પડી. જોનને કે' છે, 'આમ તો તું આખા ગામનાં છોકરાંને લઈ આવીશ.' પણ જોનેય માથાનો. કે' છે, 'ગામનાં છોકરાં તો ખરાં જ ને. બધાં મારાં ભાઈબંધ છે.' પરી તંબૂરા જેવું મોં કરીને વળી કે' છે, 'તારે તો આખી દુનિયાનાં છોકરાં ભાઈબંધ હશે, એટલે? જોન કે' કે, દુનિયાનાંય ખરાં સ્તો. અમારે શું વેંચવું લેવું છે?' ને—પરી બાપડી એવી તો વીલી પડી જાય છે કે આપણનેય એની દયા આવે. કે' છે, 'ના ભાઈ ના. એમ તો બધાં મારો બગીચો બગાડી નાખે ને પાછાં એટલાં બધાં સમાય પણ નહિ!' એટલે જોનનેય ફાવતું જડયું. કે' કે, 'ન સમાય તો કાંઈ નહિ. મને જવા દે.' પણ 'જા' કે'તાં પરીની જીભ જ જાણે નથી ઊપડતી. કે' છે, 'હું અહીં એકલી છું. કેમ કરીને તને જવા દઉં?' અહીં જોનને કશુંક સૂઝી આવ્યું હોય તેમ એકદમ પરીના હાથે વળગી પડે છે. કે' છે, 'એમ કર પરી, તુંય ચાલ અમારી સાથે. મઝા આવશે.' પરીનેય મન તો થઈ જાય છે હોં ભાઈ, પણ શું કરે! આપણે ધરતીની માયા ને પરીને આ બગીચાની. બાપુજી કે'તા 'તા કે આપણ ધરતી વગર રહી શકીએ તો આ રૂપની પરી એના બગીચા વગર રહી શકે. આ વાત જાણીને જોન ફરી પાછો પરીને કે' છે, 'તો લઈ લે તારા બગીચાનેય. એને જમીન ઉપર તો કોઈ નહિ મૂકવા દે, આપણ એને દરિયામાં મૂકીશું ને પછી દુનિયાનાં છોકરાંનો એક મોટો મેળો બોલાવશું. ને પછી ફૂલનું એક મોટું સિંહાસન કરીને તને અમે રાણી કરીને થાપશું. ને પછી બધાં ગાઈશું કે પતંગિયાની રાણી ઘણું જીવો—'ને હાથે વળગીને પાછો કે' છે કે, 'ના ભાઈ, ના. બગીચો એમ લેવાય નહિ ને રૂપના બગીચા વગર મારાથી અવાય નહિ.' જોનેય બાપડો દુઃખી થઈ જાય છે: કે' છે, અમારે ત્યાં રમનાર છે ત્યારે બગીચો નથી ને અહીં આ બગીચો છે ત્યારે રમનાર નથી. આવું કેવું ભગવાને કર્યું હશે!' ને પછી અકળાઈને કે' છે, 'તો પછી મે'રબાની કરીને મને તો જવા દે!' પણ પરી બાપડી ક્યારે ને ક્યારે આમે આ એક ગોઠી મળ્યો છે એને જવા શી રીતે દે? એટલે કે' છે, કે 'જવાય નહિ દઉં.' અકળાયેલો જોન કે' કે તારે ધરતી પર નથી આવવું ને મારે તારા સ્વર્ગમાં નથી રે'વું. ત્યારે હવે તું કરીશ શું?' એટલે પરી કે' છે, 'આ ધરતીના ને સ્વર્ગના ઉંબર ઉપર આમ ને આમ આપણ ઊભાં રહીશું.' જોનને તો એ જાણે ગાંડી થઈ ગઈ જ લાગે છે. એટલે તો બાપડો પૂછે છે, 'પણ ક્યાં લગી ઊભીય રહીશ?' પરી કે' કે 'અનંત કાળ લગી!'—અનંત કાળ લગી એટલે સમજો છો ને તમે? જુગના જુગ—ત્યાં તો અકળાગેલા જોનને વળી પાછો એક રસ્તો સૂઝે છે ને વળી પાછો પરીના હાથે વળગી પડે છે. કે' છે, 'એમ કર તો—તારાં આ ફૂલમાંથી અમને થોડાંક બીજ આપ. અમે એ ધરતી ઉપર વાવીશું ને એક મોટો રૂપાળો બગીચો બનાવીશું. પછી તો તું આવીશ ને?' પરીના મોં ઉપરથી તો લાગે છે કે આ સાંભળીને એ રાજીના રેડ થઈ ઊઠી છે. પણ બોલતી કશું નથી. એટલે વળી જોન કે' છે, 'આમેય તું અનંત કાળ લગી તો ઊભા રે'વાનું કે' છે ત્યારે આ તો એક થોડોક જ વખત લાગશે.' ને પછી તો ભાઈ પરીનેય આ વાત ગમી જાય છે ને એક ફૂલ લાવીને જોનને આપે છે, બીજાં છોકરાં હાથ ધરે છે એમનેય આપે છે. ને કે' છે, 'આનું નામ છે અભીપ્સા.'—અભીપ્સાનો અર્થ તો હુંય નહોતો જાણતો. પણ બાપુજીએ કહ્યું કે અભીપ્સા





એટલે લગની અથવા .૨૯. પરી કે' છે, ' અભીપ્સાના આ બીજમાંથી ભાત ભાતના છોડ ઊગશે ને રંગ રંગનાં ફૂલ લાગશે. ' આ જાણીને છોકરાં તો બધાં રાજીનાં રેડ થઈ નાચવા લાગ્યાં. એ જોઈને પરીય રાજી રાજી થઈ ઊઠે છે ને ફેર એક બીજું ફૂલ લઈ આવે છે. કે' છે, ' તમે ઉલ્લાસનાં ભરેલાં છો એટલે ખેડી ખોદીને જમીન સુધારશો જ પણ એમાં આ ગ્રહણશક્તિનું ખાતરેય:જોઈશે પાછું. પછી પાણી તો તમારી પાસે પ્રેમનું ઘણું બધું છે. ' ને પછી તો ભાઈ આ ગ્રહણશક્તિનું એટલે કે ઝીલવાની શક્તિનું ફૂલ જોતાં ખુશખુશાલ થઈ ઊઠેલો જોન ગાઈ ઊઠે છે, ' ખેડ ખાતર ને પાણી '—ને બીજાં એમાં સૂર પૂરે છે : ' રૂપપરીને લાવશે તાણી. ' ને અહીં પછી પેલા ભાલા ઊંચા થાય છે ને જોન એ મૂઠીઓમાં એ ફૂલ ને પરી તરફ મોં રાખી ગાતો ગાતો બહાર નીકળે છે. પરી ત્યાં ઊભી ઊભી સાંભળી રહે છે ને છોકરાં ગાતાં નાચતાં ધરતી તરફ જઈ રહ્યાં છે : ' ખેડ ખાતર ને પાણી, રૂપપરીને લાવશે તાણી. ' ને આમ ફિલમ અહીં પૂરી થાય છે. લો હવે તો કાગળ બંધ કરું ભાઈ, સાંજના સાતનો બેઠો છું ને અગિયાર વાગ્યા છે. બા બાપુજીય સૂઈ ગયાં છે. એ જાણે કે દીકરો મોડા સુધી ભણે છે, પણ દીકરો તો આમ ભાઈબંધોને કાગળ લખવામાં—ને કાગળેય એવો લાંબો લખ્યો છે કે ધરાઈ ધરાઈને વાંચ્યા જ કરો, પણ દોસ્ત મારા, બાપુજી કે'તા હતા તેમ આપણેય પેલા ફૂલની પેઠે માતાજીના નામની અભીપ્સા જગાવવી છે, ને અહીં ધરતી ઉપર રૂડો રૂપાળો બગીચો ખીલવવો છે હાં કે. મારી બા કે' છે કે મોટા થઈશું એટલે એકબીજાને આપણ ભૂલી જઈશું પણ એ વાતમાં માલ નથી. આપણે તો ઉંમર વધે એમ દોસ્તીય વધારવાની ને—મને પેલું ગાણું અત્યારે સાંભરી આવે છે. ખબર છે ને, આપણા પેલા વિસામિયા વડલાએ હીંચકા ખાતાં ગાતા 'તા એ ? એમાં—તમે જેમ પેલા દોહામાં થોડા ફેર કરીને લખ્યો એમ હુંય આ ગીતમાં ફેર કરીને લખું છું ને કાગળ બંધ કરું છું.

' તમારી ધાણી ને મારા દાળિયા ઓ રે ભાઈબંધો,
ભેગા કરીને આપણ ખાશું જી રે લોલ ! '

ને કાગળ વાંચી રહેલા ખેમાભાઈએ, ' તમારા વહાલા દોસ્ત અરુણના જય શ્રી માતાજી ' કહી કાગળ પૂરો કર્યો.

પછી વાંચેલાં કાગળિયાં ધૂળાભાઈ ભેગાં કરતો હતો ત્યાં તો એક છોકરો ભીંતમાંથી જાણે ફાટી નીકળ્યો. ને ત્યાં ઊભે ઊભે જ કાનમાં જાણે કહેવા લાગ્યો : ' નાસો નકર આવી બન્યું. સાહેબ આવે છે. '

પણ નાસે એ પહેલાં સાહેબ જ આવી પહોંચ્યા, ને અરે છોકરાંના હાથમાંનો કાગળેય સાહેબના હાથમાં બાન બનીને ઊભો રહ્યો ! કહે છે : ' જાઓ ક્લાસમાં. કેવો કાગળ છે એ જોયા પછી વાત તમારી ! '

પણ છોકરાઓને તો ખાતરી હતી કે સાહેબ કાગળ વાંચીને ઊલટાના ખુશ થશે—અરે ક્લાસમાં વાંચી સંભળાવે તો પણ નવાઈ નહિ. એટલે બમણા ખુશ થતા ને ખુશીને જાણે પગલામાં દબાવતા ક્લાસમાં ' દડબડ દડબડ ' દોડી ગયા.*

---

' બાલ દક્ષિણા 'માંથી સાભાર.



ઉઝબેક કૃષિ નિષ્ણાતોએ કપાસના છોડના વિકાસનું નિયમન કરવાની એક નવી પદ્ધતિ શોધી કાઢી છે, જેને પરિણામે ભવિષ્યમાં કપાસનો પાક હેક્ટર દીઠ ૭૦ થી ૮૦ સેન્ટનર સુધી વધારી શકાશે.
આ વિકસાવેલી પદ્ધતિને પરિણામે કપાસના છોડના કુલ વજનમાં ૫૦ ટકા હિસ્સો કપાસનો હશે. આ નવી જાતનો કપાસનો છોડ નીચો અને ઓછી સાંઠીઓવાળો હશે. આથી એની ખેતીનું યંત્રીકરણ વધુ સરળ બનશે. ઉઝબેકિસ્તાનના મોટા વિસ્તારમાં નીચા છોડનો કપાસ ઉગાડવાનાં આવશે. આથી કપાસના પાકમાં વાર્ષિક ૩ થી ૪ લાખ ટનનો વધારો થશે.



ચુનીલાલ વ૦ શાહ

# શેખચલ્લીની નિંદા ન કરો!

શેખચલ્લીનું નામ સાંભળતાંની સાથે જ આપણે તરંગી માણસનો વિચાર કરી બેસીએ છીએ. પણ માનસશાસ્ત્રીય રીતે આપણા પીઢ સાહિત્યકારે લખેલા આ લેખમાં એ આપણી માન્યતાને ફેરવવી પડે એવી સચોટતા છે...

ખૂનના ઘોડા દોડાવનાર શેખચલ્લીની મૂર્ખતા ઉપર લોકો હસે છે, છોકરાંને હસાવે છે અને શિખામણ આપે છે કે તેની પેઠે હવાઈ કિલ્લા બાંધવા નહિ; જો એની પેઠે કરીએ, તો ગાંઠે હોય તે પણ ગુમાવીએ!

પણ શેખચલ્લીની વાત વાસ્તવિક અને પરિણામકારક છે ખરી? મનોરથ ઘડનાર અને મનોરાજ્ય ઊભાં કરનાર શેખચલ્લી પોતાની વર્તમાન પરિસ્થિતિને ભૂલી ગયો અને તેને નુકસાન વેઠવું પડ્યું, એ જાણવા છતાં માણસે મનોરથ દોડવાનું છોડી દીધું નથી. અને એક રીતે એ જ સારું છે, નહિ તો મોટો અનર્થ થવા પામત. આપણે પણ કોઈ ને કોઈ વાર મનોરથો ઘડતાં જ હોઈએ છીએ અને એ મનોરથો વાસ્તવિક સૃષ્ટિ રચવામાં કાંઈ ઓછો ભાગ ભજવતા નથી.

એ, બી, સી શીખનાર બાબુ મેટ્રિકમાં ભણતા મોટા ભાઈની પેઠે કડકડાટ અંગ્રેજી વાંચવાનાં સ્વપ્નો જોતો હોય છે અને મેટ્રિકમાં ભણતો રંજનકુમાર પોતાના હેડ માસ્તરની પેઠે બી. એ., બી. ટી. થઈને વિદ્યાર્થીઓને ભણાવતો હોવાનાં ભાવિ દૃશ્યો જોતો હોય છે. પચીસ રૂપિયાનો પગાર મેળવનાર કારકુન 'સાહેબ'નો શિરસ્તેદાર બનવાનાં સ્વપ્નાં સેવતો હોય છે અને શિરસ્તેદાર મામલતદાર બનીને ખેડૂતોનો 'બાપા' બનવાના મનોરથ ઘડતો હોય છે. એ જ રીતે સાધારણ વેપારી ઉદ્યોગપતિ બનવાના કોડ રાખતો હોય છે અને ફૂટપાથ પર રઝળતો ભિખારી દુકાનદાર વેપારી બનવાના ઘોડા દોડાવતો હોય છે. આવાં મનોરાજ્યો ઊભાં કરવાનું પરિણામ જો હમેશાં શેખચલ્લીના જેવું જ આવ્યું હોત, તો જગતમાં કેવા અનર્થો થયા હોત, તેની કલ્પના કરી શકાય તેમ છે. એ જ રીતે જો દરેક મનોરાજ્ય ઘડનાર શેખચલ્લી જ હોત, તો પણ વિચિત્ર અનર્થો થયા હોત. તાત્પર્ય એ છે કે મનોરાજ્યો કેવળ હવાઈ કિલ્લા જ હોતા નથી, તે જ સાચા કિલ્લાના પાયારૂપ પણ હોય છે અને તેથી જ શેખચલ્લીની વાત શીખવા છતાં કોઈ મનોરાજ્યોની રચના કરતા બંધ થયા નથી. એ જ રીતે દરેક મનોરથ કરનાર શેખચલ્લી નથી, નહિ તો મિલમજૂર સાંચા પર કામ કરવાને બદલે સીધો મિલ એજંટની ખુરસી ઉપર જ જઈ બેઠો હોત. મનોરથ ઘડવા છતાં માણસ પોતાની ખરી પરિસ્થિતિને નથી ભૂલતો અને તેથી જ મનોરથો ઘડવા એ હમેશાં શેખચલ્લીપણું હોય છે એમ માનીને તેની નિંદા કરવી જોઈતી નથી.

મનોરથ ઘડવા એ મનુષ્યના મનની એક નૈસર્ગિક પ્રવૃત્તિ જ છે. પ્રાપ્ત પરિસ્થિતિ કરતાં વધારે સુંદર, વધારે આશાવાદી અને વધારે ઉદાત્ત કલ્પનાનિર્મિત પરિસ્થિતિમાં કલ્પનાના જ બળે કરવામાં આવેલું ભ્રમણ એ જ મનોરાજ્ય અથવા મનોરથ. મનોરથ ઘડવાની જે શક્તિ મનુષ્યને કુદરતી રીતે મળેલી છે, તે એક દૈવી બક્ષિસ છે. કોઈ વાર સુખદ સ્વપ્ન જોયા પછી આનંદ ઉત્પન્ન થયા વિના રહેતો નથી. સારા સ્વપ્નનો અર્થ કોઈ સ્વપ્નફલાદર્શ સમા પુસ્તકમાં અનિષ્ટકારક જણાવ્યો હોય, તો પણ સારા સ્વપ્નથી મન તો પ્રસન્ન જ રહે છે. મનોરાજ્યમાં લીન બની જવું એ પણ એક જાગ્રત સ્વપ્ન જ છે. પોતે પોતાની જાતને ભૂલી જવી એ ઘણીવાર મનુષ્યજીવનની એક આવશ્યકતા બને છે. એ ભૂલી જવાનું કામ જો મનને મનોરથમાં ગૂંથીને કરી શકાતું હોય તો માણસને તે ઇષ્ટ હોય છે.

સંસારમાં માણસને અનેક કષ્ટો વેઠવાના પ્રસંગો આવે છે. કામનો બોજો માથા પર ચડ્યો હોય છે, શેઠનો ઠપકો સાંભળવો પડતો હોય છે, પૈસાની તાણ પડતી હોય છે, નોકરી તૂટી ગઈ હોય છે કે વેપારમાં

ખોટ ગઈ હોય છે, ઘરમાં કોઈ માંદું હોય છે કે નજીકનું સગું મરી ગયું હોય છે; મન પર આઘાત કરનારા આવા બનાવો જ્યારે માણસને ચોમેરથી ઘેરી વળતા હોય છે, ત્યારે આસપાસની પરિસ્થિતિ થોડો વખત ભૂલી જવાય તો સારું તેવી જ તેની ઝંખના જાગે છે. તેને ભૂલી જવા તે પ્રયત્ન પણ કરે છે. કોઈ બગીચામાં જઈ બેસે છે, કોઈ નાટક–સિનેમામાં જઈને દુ:ખ ભૂલવા યત્ન કરે છે, કોઈ દારૂના કેફ હેઠળ ગમગીનીને દાટવા મથે છે તો કોઈ દારૂ અને ગાનતાન બેઉમાં પોતાની અનિષ્ટ પરિસ્થિતિને ભૂલી જવાની જરૂર આવી પડે છે, પણ તે ભૂલવા માટેના બધાના માર્ગો એકસરખા હોતા નથી.

સંગીતશ્રવણમાં, મદ્યપાનમાં, કે ઈતર કોઈ વ્યસનમાં આત્મવિસ્મૃતિ કરવી, તે બાહ્ય સાધનની સહાય ઉપર અવલંબે છે. એવાં કૃત્રિમ સાધનો પૂરી રીતે સફળ નીવડતાં નથી. નાટક સિનેમા જોવાથી મનોભાવ ઉલ્લસિત થાય છે, પરન્તુ બુદ્ધિગામી મન સંતુષ્ટ થતું નથી. દુ:ખને વીસરવા માટે આંખો સમીપે એક રમ્ય ભાવિ કાળનું આલેખન કરીને તેમાં રમમાણ રહેવું એ જ માર્ગ સહજસાધ્ય છે. તેને માટે કોઈ સાધનની અપેક્ષા રહેતી નથી એમ કાંઈ નથી. સુંદર મનોરાજ્ય ઊભું કરવા માટે પણ મનની એક વિશિષ્ટ પ્રકારની કલાની આવશ્યકતા હોય છે. આશાવાદ અને થોડી વિસ્મરણક્ષમતા એ બે વસ્તુઓ જો મનની પાસે હોય છે, તેનાથી એ વસ્તુ સિદ્ધ કરી શકાય છે. એ વસ્તુઓ થોડા જ શ્રમથી, થોડા અભ્યાસથી—ટેવ પાડવાથી મેળવી શકાય છે. આનંદને પ્રસંગે તેવા જ ભૂતકાળના આનંદના પ્રસંગનું સ્મરણ કરવા માટે જેટલી તીવ્ર સ્મરણશક્તિ જરૂરી હોય છે, તેટલી જ તીવ્ર વિસ્મરણશક્તિ ખેદને પ્રસંગે હિતાવહ હોય છે; હમેશાં જ વિસ્મરણશક્તિ હિતાવહ હોય છે એમ સમજવાનું નથી.

ખેદ પ્રસંગે વિસ્મરણ અને ભવિષ્ય માટે આશાવાદ એ બેઉના સમાગમથી મનોરથનો જન્મ થાય છે. એ મનોરાજ્યને કોઈ ભલે એ શેખચલ્લીપણું કહે, કોઈ ભલે મનોયોગે કરીને થતો વ્રતભંગ લેખે, કોઈ ભલે માનસિક પરિગ્રહનો વધતો જતો ભાર માને, પરન્તુ એ મનોરથો જ દુ:ખી મનનું સમાધાન કરીને તેને શાંતિની પ્રાપ્તિ કરાવે છે.

એક અતિ સામાન્ય સ્થિતિ ધરાવતા મિત્રનું ઉદાહરણ આપું. તેના કરતાં વધારે સારી સાંપત્તિક ઈતર સ્થિતિવાળા બીજા મિત્રો કરતાં એ મિત્રની સ્થિતિ ઘણી ઊતરતી હતી, પરંતુ તેની સમાધાનવૃત્તિ મને ખૂબ જ આકર્ષક લાગી છે.

મેં તેને એકવાર કહ્યું: 'જ્યારે હું તમને જોઉં છું ત્યારે તમે ખૂબ આનંદી લાગો છો, તમારા કરતાં વધારે સુખી મિત્રોને હું તમારા જેટલા આનંદી જોતો નથી અને તેથી મને આશ્ચર્ય થાય છે. મારા હિસાબે તો તમારો આનંદ મને એક પ્રકારની નફિકરાઈ લાગે છે.'

તેણે કહ્યું: 'ખરી વાત કહું ? મારી અત્યારની સ્થિતિ મને ગમે છે એમ શું તમે માનો છો ? દુનિયામાં કોઈ એવો માણસ નહિ હોય કે જેને પોતાની વર્તમાન સ્થિતિથી સર્વથા સંતોષ થતો હોય, તો પછી હું સંતુષ્ટ કેવી રીતે હોઈ શકું ? પરંતુ મારી સ્થિતિ ઉપર હું રાતદિવસ નિસાસા નાખ્યા કરું, તો હું એકદમ લક્ષાધિપતિ થઈ જઉં એમ હું માનતો નથી. તો પછી બબડાટ કર્યે વળવાનું શું હતું ? મારી વર્તમાન સ્થિતિથી જો હું અસંતુષ્ટ બનું, મને કયાંય આનંદ કે મીઠાશનો અનુભવ થાય તેમ નથી, તેથી મારું શરીર બગડે અને તેથી પત્ની અને પુત્રની તબિયત ઉપર પણ ખરાબ અસર થાય. ઘરમાં એક જ માણસ હમેશાં જો ઉદાસ રહેતું હોય છે, તો તેની માઠી અસર આખા ઘરના વાતાવરણ પર થાય છે, તે તો તમે સમજો છો. અને જો ઘરમાં મારા જેવો મુખ્ય માણસ લમણે હાથ મૂકીને રડવા બેસે, તો પછી શું થાય ? તો ઘરમાંનાં

બધાંયની કેવી દશા થાય? તેની કલ્પના કરી જુઓ. એટલે આપણે તો હમેશાં આનંદી વૃત્તિ જ પકડી બેઠા છીએ. અને રાત વીતે છે એટલે દિવસ કાંઈ ગયા વિના રહેતો નથી એ હું બરાબર સમજું છું. પછી અત્યારની દરિદ્રાવસ્થાનો અંત નહિ જ આવે એમ શા માટે માનું? દરિદ્રતા ડોળા ઘુરકાવતી હોય, ત્યારે આનંદી રહેવું બહુ કઠણ કાર્ય છે. પરન્તુ જેને મનના ઘોડા દોડાવતાં આવડે છે, તેને માટે એ કઠણ નથી. 'મનના ઘોડા'ની મારી વાત સાંભળીને તમે હસશો, મને શેખચલ્લીના જેવો ગાંડો કહેશો, તે બધા મારા હવાઈ કિલ્લા છે એમ તમે માનશો, પરન્તુ હું તો માનું છું કે ભવિષ્યમાં તૈયાર થનારા ખરેખરા કિલ્લાનો પાયો જ મારા મનોરથો છે.

'મારો છોકરો અંગ્રેજી છઠ્ઠી ચોપડી ભણે છે તે તમે જાણો છો. તેના ઉપર અમે ખૂબ આશા બાંધી બેઠાં છીએ. તે ચોથી ચોપડી ભણતો હતો ત્યાં સુધી તે સીધી રીતે બધા વિષયમાં પાસ થતો નહોતો, પણ તેની ઉપર અમે કેવા મનોરથ ઘડતાં હતાં, એ વાત એક વાર તેની બાએ તેને આસ્તેથી કહી. બિચારો બહુ જ નરમ દિલનો છોકરો છે. પાંચમી ચોપડીમાં તે આવ્યો અને પહેલે નંબરે પાસ થયો, વળી સ્કોલરશીપ પણ મેળવી. હવે તેની ઉપર અમે વધુ મોટાં મનોરાજ્યો ઉઠાવીએ, તો તેમાં કાંઈ નવાઈ નથી.'

એ મિત્રની સમાધાની વૃત્તિની પાછળ કેટલું મોટું તત્ત્વજ્ઞાન હતું તેની મને જરા પણ કલ્પના નહોતી, પણ તેણે ત્યાર પછી જે કહ્યું તે વધારે મહત્ત્વનું છે. આંખોમાં આંસુ આણીને તેણે કહ્યું: 'એક વાર મેં છાની રીતે મારા છોકરાની નોંધપોથીનાં બે પાનાં વાંચ્યાં. પોતાનાં માબાપ પોતા પર કેવી આશા બાંધી બેઠાં છે અને તેમના મનોરથ સફળ કરવાને પોતે કેટલી મહેનત કરવી જોઈએ તે વિષે તેણે નોંધપોથીમાં લખ્યું હતું. મને તે વાંચીને કેવું લાગ્યું હશે? એટલી નાની વયના છોકરા ઉપર હું બોજો લાદી રહ્યો છું એમ મને લાગ્યું અને મારી જાત પર ગુસ્સો આવ્યો, તે સાથે આનંદ પણ થયો કે છોકરો કેટલો માતૃ-પિતૃભક્ત છે! હવે હું મારાં ભાવિ સુખી જીવનનાં ચિત્રો જોઉં છું અને મને આનંદ તથા સંતોષનો અનુભવ થાય છે. મનના ઘોડા દોડાવનારો હું શેખચલ્લી જ છું ને?'

જો એ મિત્રને શેખચલ્લી કહીએ, તો જગતનાં બધાં માતાપિતાને શેખચલ્લી જ કહેવાં પડે. પોતાનાં બાળકો માટે મોટી આશાઓ બાંધીને આનંદમાં દિવસો ન ગાળનારાં માબાપો હોય છે ખરાં?

મનોરથો ઘડવા નહિ, મનોરાજ્ય એ હવાઈ કિલ્લો છે, તે નિષ્ફળ છે, નિરુપયોગી છે એમ કહેનારાઓ ભલે કહ્યા કરે, પણ તે નિષ્ફળ નથી, નિષ્ફળ થાય તો પણ નિરુપયોગી નથી. મનોરથની અંદર જ તેજસ્વી ભવિષ્યનો પાયો રહેલો હોય છે. પ્રજાનાં ભાવિનો આધાર તરુણો ઉપર રહેલો છે એમ મનાય છે. કારણ કે મનોરથો તરુણસુલભ હોય છે, તેમનાં મનોરાજ્યોમાં આશાનાં બીજ હોય છે અને એ બીજમાં ખરેખરાં ભાવિ રાજ્યોના અંકુર છુપાઈ રહેલાં હોય છે. જીજાબાઈ બાલશિવાજીનું હાલરડું ગાતી હતી ત્યારે તે ભવિષ્યના ગોબ્રાહ્મણપ્રતિપાળ શિવાજી મહારાજને જ પોતાના મનોરથદ્વારા જોઈ રહી હતી. પત્નીની અવગણના કરીને તેને ત્યજી દેનાર તેનો પતિ તેના મનોરથો જાણતો હોત તો કદાચ તેને શેખચલ્લી કહીને હસ્યો પણ હોત; પણ આપણે જાણીએ છીએ કે જીજાબાઈનું મનોરાજ્ય જ પલટાઈને શિવાજીની સાચી પાદશાહીરૂપ બન્યું હતું.

તાત્પર્ય એ છે કે મનોરાજ્ય ઘડતાં આવડ્યા વિના ખરું કાર્ય થઈ શકતું નથી; સૌ કોઈ રાજા-મહારાજા થતા નથી, સર્વની આશા-ઇચ્છા પાર પડતી નથી; એટલે જ કેટલીક વસ્તુઓ કેવળ કલ્પનાથી જ પ્રાપ્ત કરી લેવાની હોય છે. જેને સુંદર મનોરથો પણ ઘડતાં આવડતું નથી, તેના જેવો કોઈ દરિદ્ર નથી અને શેખચલ્લીની હમેશાં નિંદા કરનારના જેવો કોઈ મૂર્ખ નથી.







ઈશ્વર પેટલીકર

# રીક્ષાવાળો

કાણિયો દીઠો ગમે નહિ ને કાણિયા વિના ચાલે નહિ એ કહેવતને સાચા અર્થમાં સાચી ઠરાવતો હોય તો અમદાવાદનો રીક્ષાવાળો. અમદાવાદમાં પગ મૂકનાર કોઈપણ વ્યક્તિ આ અનિવાર્ય સાધનથી દૂર ન જ રહી શકે. પણ એ માનવપ્રાણીની કેટલીક ગંભીર વાતોથી આપણો મોટો વર્ગ અજાણ છે. એ જાણીએ તો...

મુંબઈથી કોઈ મિત્ર આવે છે ત્યારે સૌથી પહેલી ફરિયાદ એ કરે છે કે, તમારા શહેરમાં ટેક્ષીઓ જ નથી! એના જવાબમાં હું એમને કહું છું કે અમદાવાદ એ રીક્ષાઓનું શહેર છે. અને એ સાથે જ એ મિત્ર અગર અમદાવાદમાં રહેના મિત્રો તૂટી પડે છે—રીક્ષાઓને આ શહેરમાંથી નાબૂદ કરી દેવી જોઈએ, અગર એના ઉપર મીટર મુકાવાં જોઈએ. આ ઉકળાટમાં રીક્ષાવાળા લૂંટે છે ને તવ આવી જાય છે. ટેક્ષીથી ટેવાયેલા મુંબઈના એક મારા મુરબ્બી અમદાવાદમાં આવે છે ત્યારે રીક્ષામાં બેસવું તે જોખમ છે માની એમાં બેસતા નથી. એટલું જ નહિ, પણ રસ્તે ચાલતા હોય તો રીક્ષા જોતાં દૂર ખસી જાય છે. એવી જંગલી રીતે એ હાંકવામાં આવે છે કે એ ક્યારે આપણો વીમો ઉતારી નાખે તે બીક! તેમાંય કોઈ રીક્ષાવાળો એકલદોકલ સ્ત્રી-ઉતારુને બેસાડીને એને લૂંટવા કે આબરૂ લેવા આડા માર્ગે રીક્ષા હાંકી ગયો, તેવા સમાચાર છાપામાં આવ્યા હોય ત્યારે તો ઘણા બોલી ઊઠે છે કે—આ રીક્ષાવાળાની આખી જમાતને ફાંસી દઈ દેવા જેવી છે!

આપણે બધા એ નાતના નથી એટલે એમને પણ આપણાં તરફથી—સમાજ તરફથી—કેવો ત્રાસ ભોગવવો પડે છે તે જાણતા નથી. બાકી એમને પણ આપણા તરફ નફરત પેદા થવાના પૂરા સંજોગો છે. અમદાવાદ સ્ટેશન ઉપર એક સરકારી અમલદાર દાગીના લઈને ઊતર્યા. આપણે જાણીએ છીએ કે આમેય રીક્ષાવાળા ઠરાવેલા ભાડા કરતાં વધુ પૈસા શોધતા હોય છે અને તેમાંય સાથે દાગીના હોય ત્યારે એ દાનત બગડ્યા વિના ન રહે. પરંતુ એય રોજના અનુભવને લીધે માણસને ઓળખી જતા હોય છે એટલે આ સરકારી અમલદાર જેવો માણસ કાયદો બતાવશે અને વધુ પૈસા નહિ આપે માની રીક્ષાવાળાઓએ આવવાની ના પાડી. જો બધાય એવા નીકળ્યા હોત તો એ અમલદાર કાયદો બતાવી ફરજ પાડવા પોલીસની મદદ લેત. પરંતુ દરેક ધંધામાં થોડાઘણા પણ નેકીથી જીવવાની વૃત્તિવાળા હોય છે તેમ એમાં પણ છે. એવા એક ભાઈએ તરત આવવાની તૈયારી બતાવી અને કુલીએ સરસામાન અંદર ગોઠવી દીધો. ઘેર પહોંચતા પહેલાં એ સાહેબ વચ્ચે સંદેશો પહોંચાડવાનો હશે કે કામ હશે, એમના ઓળખીતાને ત્યાં ૦। કલાક રોકાયા અને પછી ઘેર પહોંચ્યા. કાયદા પ્રમાણે એમણે સવા રૂપિયો આપવા માંડ્યો અને રીક્ષાવાળાએ કાયદા પ્રમાણે દોઢ રૂપિયો માગ્યો. વચ્ચે રોકાયા તેના વેઈટીંગ ચાર્જના ગણ્યા એ સાહેબને ખૂંચ્યું તો ખરું, પણ એ માફ કરત, પરંતુ એમને માફ કરવા જેવું ન લાગ્યું. તે તો એટલી વારમાં સરસામાન ઊંચકવા ઘરમાંથી નોકર ન આવ્યો અને તે હાજર ન હતો એટલે રીક્ષાવાળાને તે કામ એમણે ચીંધ્યું અને એણે ના પાડી કે એ કામ મારું નથી! સાહેબનો પિત્તો ગયો અને ધૂંવાપૂંવા થઈને એમણે સરસામાન એમાંથી ઉતારી લીધો, પણ એની સાન ઠેકાણે લાવવા આર. ટી. ઓ. (રીજીઓનલ ટ્રાન્સપોર્ટ ઓથોરીટી) ને ફરિયાદ કરી કે અમુક નંબરની રીક્ષાવાળાએ કાયદા કરતાં વધુ ભાડું માગ્યું હતું.

આર. ટી. ઓ.માં કેસ નીકળ્યો. આમ તો રીક્ષાવાળાઓની આ બાબતમાં મેલી મથાવટી છે એટલે એણે વધારે રકમ માગી હશે તેમ માની લેવામાં આવે. પરંતુ આ રીક્ષાવાળાની વર્તણુંક ડાયરી ખાતામાં સારી હતી એટલે એની વાત સાંભળી ન્યાય આંકનાર સાહેબે એને કહ્યું કે તારું સાચું હોય તો પણ મારે અમલદારનું કહેવું સાચું માનવું પડે. સાક્ષી વિના ન્યાય કરવાનો થાય ત્યારે અમલદાર ખોટી ફરિયાદ



કરે તેમ માનીને મારાથી શી રીતે ચલાય? હજુય એ સમજતા હોય તો એમને ઘેર જઈ ફરિયાદ પાછી ખેંચી લેવા વિનંતિ કરી આવ. રીક્ષાવાળો ખાતામાં પોતાની ડાયરી ન બગડે તે માટે સાહેબને ઘેર વિનંતિ કરવા ગયો, પણ સાહેબે એને ઘરમાં ન પેસવા દીધો અને સાંભળવાની પણ ના પાડી. મુદતે હાજર થઈને એણે કરેલા પ્રયત્નની જાણ કરી. છેવટ ન્યાય કરનાર સાહેબે ફરિયાદ સાચી માનીને રીક્ષાવાળાની પૂર્વ વર્તણુંક સારી હોઈ એને ફરી આવો ગુનો નહિ કરવાની તાકીદ આપીને કેસ ફાઈલ કરી દીધો!

આપણને થાય કે આવી ખોટી ફરિયાદ કરનાર સમાજમાં ઓછા નીકળવાના. એથી કંઈ આખા સમાજને વગોવી શકાય નહિ. પરંતુ એને માટે તો જે ખાતું એનો ન્યાય કરે છે તે આર. ટી. ઓ. નો પણ વાડ ચીભડાં ગળે તેવો રોજિંદો અનુભવ છે. નિયમ પ્રમાણે એને જ્યારે જ્યારે રીક્ષા પાસ કરાવવાની આવે છે ત્યારે દક્ષિણા વિના એનું કામ થતું હોતું નથી. અને એવો અનુભવ બીજા નાગરિકો જે મોટરકારો રાખે છે તેમને પણ ક્યાં થતો હોતો નથી? દક્ષિણા વિના કરાવવા જાય તે ખોટા ધક્કા ખવડાવીને એવા હેરાન કરે કે વેપારી ગણતરીએ થાય કે એના કરતાં દક્ષિણા સસ્તી પડત. અને એવું કામ વીમાના દલાલો કે બીજા મોટરકારોવાળા કરાવે છે તે હકીકત છે. મોટર લોરીઓવાળાઓએ તો એને વધારાનો ટેક્ષ માની લીધેલો હોય છે. આમ જે ખાતું લાંચથી ખદબદે છે તે જ ચોર કોટવાળને દંડે તેમ એને દંડે છે.

પરંતુ આ ત્રાસ એને રોજનો નથી. વરસે એક વખત ભાદરવાનો ટાઢિયો તાવ આવી જાય છે અને લાંચના ડોઝથી મટી જાય છે. જ્યારે પોલીસનો ત્રાસ એને ઘેટીના સળેખમ જેવો રોજનો છે. પોલીસનો ટેક્ષ રીક્ષાવાળાની કોડ ભાષામાં 'પ્રોટેકશન ટેક્ષ' કહેવાય છે. સવારીમાં એની સાથે વધારામાં છોકરું બેસાડયું હોય અને એ છોકરું નાની ઉંમર વટાવી ગયું હોય, સરસામાન વધુ લીધો હોય, નિયમ કરતાં વધુ ઝડપ હોય, આગળ નીકળી જવા ખોટી બાજુએ હંકાર્યું હોય એવા કાયદાભંગ વખતે પોલીસ પ્રોટેકશન આપે છે તેના બદલામાં એ ટેક્ષ ભરવો પડતો હોય છે. દરેક રીક્ષાવાળો જે મુખ્ય વિસ્તારમાં ફરતો હોય છે તે તરફનાં ચારેક પોલીસનાકાંએ ચાર-ચાર લેખે રૂપિયો દરરોજ ચૂકવતો હોય છે અને એ વિભાગમાં જ એ મોટે ભાગે વાહન ફેરવવા ઇચ્છતો હોય છે.

આપણને થાય કે કાયદોભંગ કરવાની એ વૃત્તિ ન રાખે તો પોલીસને શું કામ આ ટેક્ષ આપવો પડે? પરંતુ પોલીસને આ વ્યસન પડી ગયું છે એટલે જો કોઈએ ન આપે તો એને પજવ્યા વગર રહેતી નથી. વહુની ભૂલો શોધવી સાસુને માટે સહેલી હોય છે તેવું આમાં છે. રીક્ષાવાળા ઠરેલા ભાડા કરતાં વધુ લેવાની વૃત્તિ રાખે છે અને તે લેવું ગુનો છે. અને તેમાં એને પકડવા આપણે છાપામાં આવેલા સમાચારો વાંચીએ છીએ કે, પોલીસ રસ્તે જતી રીક્ષાને ઊભી રાખી ઉતારુને પૂછપરછ કરે છે કે કેટલું ભાડું રીક્ષાવાળા સાથે નક્કી કર્યું છે. પોલીસ જાગૃતિ બતાવી નાગરિકોની મદદે આવે તે માટે એને ધન્યવાદ આપીશું. પરંતુ આવી દરેક પૂછપરછ વખતે એ નાગરિકની મદદે આવે છે તેવું હોતું નથી, પણ એ પાછળ પ્રોટેકશન ટેક્ષની રીક્ષાવાળાને જરૂર સમજાવવાનો પણ હેતુ હોય છે.

સૌથી વધુમાં વધુ વ્યાજ સિનેમાના ઉદ્યોગમાં મૂડી રોકનારને મળે છે તેમ મને સાંભળવા મળ્યું હતું. જો ફિલ્મને ટિકિટબારી ઉપર તડાકો પડયો તો એ વ્યાજ સાથે મૂડી પાછી ફરી અગર નિષ્ફળ ગયું તો વ્યાજ તો વ્યાજ પણ મૂડી ગુમાવવી પડે. પરંતુ એવા કોઈ જોખમ વગર રીક્ષાવાળાઓને નાણાં ધીરનાર ૧૦૦ થી ૨૦૦ ટકા સુધીનું વ્યાજ વસૂલ કરે છે. આજે એક રીક્ષાનું ખર્ચ, એને મેળવવાની હાડમારી છે તેથી ઓનની રકમ આપવી પડે છે તે સાથે રૂપિયા ૫૮૦૦ની રકમ થાય છે. રીક્ષાવાળો વર્ગ પછાત અને ગરીબ સમાજમાંથી આવે છે તે આપણે જાણીએ

છીએ. તેની પાસે આટલી મોટી રકમ ક્યાંથી હોય ? પોતાનું પેટિયું કાઢવા એ ડ્રાઈવીંગ શીખ્યો હોય છે. એવા પણ રીક્ષાવાળા મળશે કે જો એને ડ્રાઈવરની નિરાંતની નોકરી મળે તો આ ધંધો તે છોડી દેવા તત્પરતા દેખાડે છે. પરંતુ એ નોકરી મળતી નથી, કે મળ્યા પછી છૂટી જવાથી બેકારીમાંથી નીકળવા આ ધંધો સ્વીકારે છે. અત્યારે અમદાવાદમાં લગભગ ૬૦૦ રીક્ષાઓ છે, તેમાંથી ૬૦ રીક્ષાઓ એવી છે કે એના ઉપર દેવું નથી અને માલિક ફેરવે છે. ૧૦૦ રીક્ષાઓ એવી છે કે, અગાઉ જ્યારે ભાડે ફેરવવાની છૂટ હતી ત્યારે ધંધો કરવાની રીતે રીક્ષામાં મૂડી રોકી તે દરરોજની રકમથી ભાડે ફેરવવા રીક્ષા–ડ્રાઈવરને આપવામાં આવેલી છે. પરંતુ હવે નવા કાયદા પ્રમાણે કોઈ તેમાં મૂડી રોકી—માલિકી હક ધરાવી બીજાને ભાડે ફેરવવા આપી શકે નહિ. આથી બાકી ૪૫૦ રીક્ષાવાળાઓએ વ્યાજે નાણાં લઈ રીક્ષા ખરીદેલી છે અને તે દરેક ઉપર ૩૦૦૦ થી ૪૦૦૦ સુધીની મૂડી નાણાં ધીરનારે લગભગ રોકેલી છે અને તેના ઉપર ૧૦૦ થી ૨૦૦ ટકા સુધીનું ગેરવાજબી વ્યાજ લેવામાં આવે છે. આવું વ્યાજ કાયદેસર લઈ શકાય નહિ માટે નાણાં ધીરનાર કોરા સ્ટેમ્પ પેપર ઉપર રીક્ષાવાળાની સહી લઈ લે છે અને નાણા વસૂલ ન થઈ શકે અને કાયદાનો આશરો લેવાનો વખત આવે તો કાયદેસર ચાલી શકે તેવું લખાણ એ કાગળ ઉપર કરીને ફરિયાદ કરે છે. જો કે ગેરકાયદે ધીરનારમાં ગેરકાયદે વર્તવાની શક્તિ અને યુક્તિઓ હોય છે એટલે એ કાયદાના આશરા વગર જ પોતાનાં નાણાં વસૂલ કરી લે છે.

પરિણામે, રીક્ષાવાળો આપણને લૂંટતો લાગે છે, પણ એ લૂંટમાંથી એને ઉપરની લૂંટવાળાઓને ભાગ આપી દેવો પડે છે અને ચા–બીડી પાનનુંય વ્યસન એને વળગ્યું હોય છે તેનું ખર્ચ બાદ કરતાં લગભગ ત્રણેક રૂપિયા એ એના કુટુંબ માટે બચાવી શકે છે. આ મોંઘવારીમાં એ રકમ એવી મોટી નથી કે એનું કુટુંબ આમાં સારી રીતે જીવી શકે. સમાજમાં કાળા બજારની જે લૂંટ ચાલે છે, તેની સરખામણીમાં એની લૂંટ માલેતુજાર થવાની નથી, પણ પેટિયું કાઢવાની છે. સરકાર જ્યારે એને ભાવ બાંધી આપે છે ત્યારે ઉપર ગણાવેલી કોઈ લૂંટની આમાં ગણતરી કરવામાં આવતી નથી અને તે હિસાબે એને બાંધેલા ભાવમાં પોષાય તેમ માનવામાં આવે છે. પરંતુ એ એવા ગરીબ વર્ગમાંથી આવે છે અને એવા જ લાંચિયા તંત્રમાં એને જીવવાનું છે કે એને પેટિયું રળવું હોય તો એ લૂંટને તાબે થવું રહ્યું અને એને પહોંચી વળવા વધારે ભાવની લૂંટ–માગણી એને કરવી જ રહી ! આ એક વિષચક્ર છે અને એ તો એનો એક માત્ર આરો છે, પરંતુ ચક્રના બીજા આરાઓ ઉતારુઓને દેખાતા નથી. એટલે એ જ આખું વિષચક્ર હોય તેમ એને બદનામ થવું પડે છે.

આ લૂંટનો એને ભોગ થવું પડે છે તે બદલ એને માફ કરવા તૈયાર થશે, તે પણ એની બીજી વર્તણુંકને માફ કરવા તૈયાર નહિ થાય. સવાલ કરશે કે એ ટ્રાફીકના નિયમો પાળતો નથી. અને કાયદાનો ભંગ કરી ઝડપે અને અકસ્માત થાય તે જંગલી રીતે હાંકે છે તેનું શું ? એકલદોકલ સ્ત્રીની સાથે રીક્ષા ગેરમાર્ગે હાંકી જંગલી વર્તણુંક આચરે છે, તે માફ શી રીતે થઈ શકે ?

આ એના દોષોનો કોઈ બચાવ નથી. રીક્ષાવાળાઓનું એ વર્તન બિન–નાગરિક છે એમાં શક નથી. પરંતુ એને આપણા એવા વર્તનથી સધિયારો મળતો હશે તેનો આપણને ખ્યાલ આવે છે ખરો ?

એક વખત રાતના સવા સાત વાગ્યે હું ઉસ્માનપુરાથી ટાઉન હોલ ચાલતો જઈ રહ્યો હતો. દિવસ ટૂંકો થઈ રહ્યો હતો એટલે તે વખતે અંધારું થઈ ગયું હતું અને ટ્રાફિકના નિયમ પ્રમાણે વાહનને બત્તી હોવી જોઈએ. પરંતુ હું સામે જે સાયકલો મળતી હતી તે જોતો હતો, તો ભાગ્યે ચાર સાયકલે એકને બત્તી હતી ! ટોલ નાકાનું પોલીસ સ્ટેશન પસાર કરતી વખતે આ સાયકલીસ્ટો નીચે ઉતરી જતા હતા

અને તે પસાર કર્યા પછી પાછા બેસી જતા હતા. દિવસે કામ ઉપર જતા સાયકલીસ્ટો સાથે બત્તી વેંઢારવાનું પસંદ કરતા નથી અને બત્તી વિના ચાલે છે, પછી કોણ એ કડાકૂટમાં પડે તેમ માને છે. આ બત્તી વિનાના સાયકલીસ્ટોને હું જોતો હતો, તેમ તે રસ્તે થઈને જતા રીક્ષાવાળા પણ જોતો હતો. ટ્રાફિકના અમુક નિયમ એ નહોતા પાળતા, તો આ સાયકલીસ્ટો બીજો નહોતા પાળતા, તેથી એ તો એમ જ ચાલે અને પોતે ચલાવે છે તેમાં કાંઈ ખોટું નથી. એવો સધિયારો નહિ મળતો હોય શું?

તેમાંય વળી જો આપણને ગરજ હોય તો એ કાયદાનો ભંગ કરે તેમ આપણે ઇચ્છીએ છીએ પણ ખરા. નાગરિકતાની શિખામણ આપતા ત્રણ જાણીતા લેખકો નવરંગપુરા શ્રી ઉમાશંકર જોશીના મકાનમાંથી બહાર નીકળ્યા ત્યારે એક મુલાકાતી રીક્ષા લઈને આવેલો તેમાંથી ઊતરતો હતો. એમને વાહનની જરૂર હતી, પણ એ ત્રણ જણ હતા એટલે શું થાય? ટ્રાફિકનો નિયમ એ જાણતા હતા. છતાં પોતાની ગરજ વખતે રીક્ષાવાળા એનો ભંગ કરે તેમ ઇચ્છયું અને રીક્ષાવાળો બે પૈસા વધુ મળશે માની અંદરને રસ્તે, પોલીસ સામો ન મળે તેમ પાલડી એ મહાનુભાવોને પહોંચાડી આવ્યો. કદાચ પોલીસ મળી જાય તો પણ પ્રોટેકશન ટેક્ષ ભરતો હોય એટલે એનું નામ ન દે, અગર આવતી વખતે એ ટેક્ષ ભરતો જાય! આ રીક્ષાવાળાને તો કંઈ ખબર ન હતી કે આ મહાનુભાવો નાગરિકતાનો બોધ આપનાર છે અને પોથીમાંના રીંગણાંની જેમ આચરણ કરે છે. પરંતુ એ ભણેલા ગણેલા શહેરી હતા અને ટ્રાફિકનો કાયદો જાણવા છતાં પોતાની પાસે એ ભંગ કરવાની માગણી કરી હતી, તેટલું એ ન સમજે તેવો અબુધ તો ન જ હોય ને? આવી જ રીતે રાત્રિને વખતે ત્રણ જણ બેસીને જવાની વૃત્તિ ઉતારુઓ રાખતા હોય છે. મતલબ કે ટ્રાફિકની નાગરિકતા ચુસ્તપણે પ્રજા પાળતી નથી. બસની કયુને તાબે ન થવું એ તો જાણે આપણો હક્ક થઈ પડયો છે!

આ સંજોગોમાં ગરીબ, પછાત અને ગંદા લત્તામાં જીવતો એ વર્ગ રીઢો થઈ ગયો હોય તો એમાં આશ્ચર્ય ખરું? વળી એ કાયદો પાળવા જાય તો એની નાત એની દુશ્મન થઈ પડે તે દુઃખ પણ ઓછું નથી. રેલવે સ્ટેશને તમે ઊતરો અને જો કોઈ વધારે ભાડું માગે અને વાજબી ભાડું લઈને બીજાની આવવાની તૈયારી હોય તો પણ એની હિંમત ચાલતી નથી, જાણો છો? રીક્ષાવાળા એને એ પગલા માટે પજવે છે—એ ભાવ બગાડે છે તે ગુના બદલ! એમાં અમુક રીઢા ગુનેગાર માનસના હોવાનો સંભવ છે અને તેથી કોઈ સ્ત્રીને લૂંટવા કે આબરૂ લેવાની હદે પણ જઈ પહોંચે છે. પરંતુ એથી બધા રીક્ષાવાળા રીઢા ગુનેગાર કે ગુંડા છે તેમ માનીને ચાલવું વ્યાજબી નથી. અમદાવાદ શહેર રીક્ષાનું શહેર છે. ટેક્ષીઓને પોષાતું નથી એટલે તે દૂરના અંતર સિવાય આવવાની ના પાડે છે. પરિણામે, ઝડપી અને ધંધાવાળાને પોષાય તેવું રીક્ષાનું વાહન છે. શહેર વધતું જાય છે તેમ એ વાહનની જરૂર વધવાની છે. આજે રીક્ષાઓ છે તે ઓછી પડે છે અને વધે તો જ ટ્રાફિકને સવલત મળે. પરિણામે, આપણી કહેવત પ્રમાણે કાણિયા દીઠો ગમે નહિ અને કાણિયા વિના ચાલે નહિ, તેવું રીક્ષાવાળાઓનું છે. એના વિના આપણે ચાલવાનું નથી તે હકીકત છે.

આ સંજોગોમાં આ વિષચક્રમાંથી માર્ગ કાઢવાનું પગલું ભારત સેવક સમાજે ભરવાનું નક્કી કર્યું છે. ગયે વરસે રીક્ષાવાળાઓએ રાતના પૂરી હડતાળ પાડી ત્યારે ભારત સેવક સમાજના કાર્યકરો આ પ્રશ્નમાં ઊંડા ઊતર્યા. એના સંયોજક સમક્ષ રીક્ષાવાળાઓએ પોતાની સ્થિતિની રજૂઆત કરી. પરિણામે, રીક્ષાવાળાઓ માટે 'વાહનવાહક સહકારી મંડળી' સ્થાપવાનું નક્કી કરીને તેને રજીસ્ટર કરાવવામાં આવી છે. સરકાર જેમ મકાન બાંધનારી સહકારી મંડળીઓને લોન આપે છે, તેમ આ વાહનવાહક સહકારી મંડળી રીક્ષાઓ ખરીદવા માટે સહકારી મંડળીના





'સિદ્ધાર્થ'

# ઝેરના ડંખ

સમૃદ્ધિની રેલમછેલ વચ્ચે પણ જ્યારે માનવી કલાનો સાચો સાધક રહી શકે, સાચો કલાપારખુ બની શકે, કલાની પ્રાપ્તિ અર્થે જીવનની ન્યોછાવરી કરી શકે એ સંભવે છે બહુ જવલ્લે જ. છતાં બને છે તે હકીકત છે. એવા જ એક સાચા સાધકના મનનું વિશ્લેષણ રજૂ કરતી આ રસસભર નવલિકા છે...

સાજ બંધ પડી ગયું, સંગીત જાણે દૂર દૂર વિલીન થઈ ગયું અને સજનીનો તો ક્યાંય પત્તો જ ન ખાધો.

દિવસો સુધી સંદીપ એની સજનીની શોધમાં ભટક્યો, પાયમાલ થઈ ગયો, વેરવિખેર થઈ ગયો. પણ સંદીપની સજનીનો કોઈ તાગ ન મેળવી શક્યાં.

સંદીપ તો ય ઠરીને ન બેઠો. એની શ્રદ્ધા, એની આશા, એની ધીરજ એટલાં દૃઢ હતાં કે કોઈ એને વાળી ન શક્યું. કપડાંલત્તાંનો શોખીન સંદીપ સાદી કફની ને પાયજામા પર આવી ગયો. રાજશાહી કપડાંનો એનો મોંઘો ખજાનો મિત્રોને ભેટ અપાઈ ગયો. એના માનીતા સૂટ અને માનીતી શેરવાણીઓ વેરવિખેર થઈ ગઈ. બૂટ અને ચંપલની વિવિધતા સાદા પગરખામાં ફેરવાઈ ગઈ. ક્લીનશેવવાળી દાઢી અને હોઠ ઉપર વાળનો જથ્થો દેખાવા લાગ્યો. વાંકડિયાં એનાં જુલ્ફાં બ્રીલિયન્ટાઈન અને પોમેડથી આબાદ રીતે ગોઠવાઈને તેના વ્યક્તિત્વને ઓપ આપતાં તે પણ હવે સાવ ભૂખરાં અને તેલ વિનાનાં ફરફરવા લાગ્યાં.

કેવડી મોટી મિલકતનો ધણી સંદીપ હતો! અને છતાંય સાવ નિર્ધન જેવી એની મુફલીસી ઘડીભર બધાને અચંબામાં ગરકાવ કરી દેતી.

અને તે પણ એક સ્ત્રી ખાતર!

એક ગાનારી–બજાવનારી સ્ત્રીને ખાતર!

કોઈના આશ્ચર્યને સીમા નહોતી.

અને સીમા હોય પણ ક્યાંથી? સજની આ ગામમાં આવી તેવી જ સંદીપને જળોની જેમ વળગી પડેલી. સંદીપનો સંગીતશોખ, એનો સંગીતપ્રેમ એટલો જગજાહેર હતો કે સજની જેવાં તો કંઈક સંગીતકારોને સંદીપ આશ્રય આપતો.

પણ સજની એકલો આશ્રય મેળવવા આવી નહોતી એ તો બીજે જ અઠવાડિયે બધાં જાણી ચૂક્યાં હતાં.

---

નિયમ પ્રમાણે વ્યાજ લઈને લોન આપશે. આ મંડળી જો ૨૫ હજારની મૂડી ઊભી કરે તો મધ્યસ્થ સરકાર તરફથી એને બે લાખ રૂપિયાની લોન મળવાની તક છે. મંડળી શરૂઆતમાં ૧૦૦ રીક્ષાઓ માટે લોન આપવાનું વિચારે છે. કેવળ લોન આપવાથી પતી જાય તેમ નથી, રીક્ષાઓ મેળવવી પણ મુશ્કેલ છે. એવી જ રીતે રીક્ષાવાળાઓ એના છૂટક ભાગમાં પણ એટલા જ લૂંટાય છે. ઘસાયેલા ભાગ નવા ખરીદવાના હોય છે અને એ અભણ ઘરાકો પાસે વેપારીઓ બમણા સુધીના પૈસા લે છે. આથી મંડળી ભવિષ્યમાં એના સ્પેર પાર્ટસનો એક સ્ટોર ચલાવવા માગે છે. એકાદ પેટ્રોલ પંપ પણ જો એનો હોય તો શેરહોલ્ડર તરીકે રીક્ષાવળાઓને ફાયદો થાય તેય ગણતરી છે. આવી રીતે જો મોટી લૂંટમાંથી એ ઉગરી જાય તો ઠરેલા ભાવે તેમને રીક્ષા ફેરવવી પોષાય અને તે પ્રમાણે મંડળીના ૧૦૦ જેટલા સભ્યો વર્તે તો બીજાઓને પણ તેવી ફરજ પડે. વળી ભવિષ્યમાં નવી રીક્ષાઓ ખરીદવાની થાય ત્યારે આજના જૂના રીક્ષાવાળાઓ પણ લહેણદારોની લૂંટમાંથી ઉગરી જાય.

આ સ્વપ્ન, વહેલું મોડું ફળ્યા વિના નહિ રહે, પણ તે પહેલાં એનો ભોગ ગરીબ માણસોનો લેવાવો શરૂ થયો છે! આવું પગલું ભરાય તે આ ક્ષેત્રના સ્થાપિત વર્ગને કેમ પોષાય? આથી જે રીક્ષાવાળાઓને રાતના સમયે ભાડે ફેરવવા આજે રીક્ષાઓ મળે છે, તે આ મંડળીના સભાસદ થતાં એવા બે જણને ભાડે આપવાનું બંધ કરવામાં આવ્યું છે!



સજની અહીં આવી તે જ દિવસથી જાણે બીજાં સંગીતકારોએ પોતાનાં સાજ હેઠાં મૂકી દીધાં. સંદીપ એની સંગીતશાળામાં આવે ત્યારે જે સંગીતમય વાતાવરણ જામેલું રહેતું એ બીજા અટવાડિયાથી ગ્લાનિમય બની બેઠું.

ગામલોકોની નજરે આ વાત તરત નોંધાઈ ગઈ. એમ તો સંદીપ સિવાય આ ગામમાં કોઈ એટલું સંગીત-પારખુ કે સંગીત-પ્રેમી પણ નહોતું. પણ સંદીપની સંગીતશાળાના આશ્રિતોએ તેજોવધ સહન ન થઈ શકવાથી જ ગામલોકોમાં વાત ફેલાવી. અત્યાર સુધી સંદીપની પૂજા કરનાર એનાં જ આશ્રિતો આજે એને જ વગોવવા-વખોડવા લાગી ગયાં હતાં એ ગામલોકોને ન દેખાયું—ન સમજાયું. અને સ્વાર્થ સિવાય બીજી કોઈ નિસ્બત વિનાનાં એ કળાકારો સજનીને વગોવીને, સંદીપને એક બાજુ ફેંકીને બીજે કોઈ સ્થળે પોતાના નિભાવ માટે પહોંચી ગયાં અને સંદીપ એકલો પડ્યો.

એકલો શાનો ?—સજની સાથેનો સંદીપ. સંદીપને એકલો તો કોઈ કહી શકે તેમ હતું જ નહિ. રાગ અને રાગિણી ભેગાં થયાં. અત્યાર સુધી સંગીતશાળામાંથી જે કર્કશતા રેલાતી તેની જગ્યાએ સમજપૂર્વકનું સંગીત રેલાયું. પણ એક વાતની મુશ્કેલી હતી કે એ સંગીતને સમજનાર કોઈ નહોતું. એટલું સારું હતું કે ગામથી દૂર આ સંગીતશાળા અને સંદીપનો એક-દંડિયો કહેવાય તેવો બંગલો હતો. કોઈ ઇચ્છે તો ય એમના કાન સુધી આ કળાનો સૂર પહોંચે તેમ નહોતું.

પણ એ મહાલયની સામે, સાંકડી એવી નદીનો પટ વટાવીને સામે જ કાંઠે એક પર્ણકુટી હતી. એમાં કળાની એક ભૂખી ને તરસી વ્યક્તિ રહેતી હતી. સંદીપ લોક-કળાનો આશક હતો. પણ એની કેટલીય કાકલુદીઓ-વિનવણીઓ છતાંય એ વ્યક્તિ એના પર્ણકુટી છોડે તેમ નહોતી કે સંદીપની સંગીતશાળામાં ડગલું પણ માંડે તેમ નહોતી. એ કળાની ભેખધારી હતી એક નિર્ધન ગોવાળણી.

એકલી ને એકાકી એ ગોવાળણી આ ગામમાં આવી ત્યારે એની સાથે ત્રણ ગાય અને બે વાછરડાં હતાં. વયનો વિચાર કરીએ તો ય ન માની શકાય એટલી નાની વય હતી ત્યારે એ નદીને સામે કાંઠે આશ્રય માટે ઊભી રહી અને વડની એ નાનકડી ઘટા એને ગમી ગઈ. સવાર-સાંજ ગામમાં દૂધ વેચવા નીકળતી ત્યારેય એને કોઈ પૂછતું નહિ. અને પાંચ વરસમાં તો એ વડ નીચે મજાની ઝૂંપડી બનાવી દીધી.

સંદીપ એને પર્ણકુટી કહેતો. બાજાની જેમ સંદીપના મહાલયમાં પણ દૂધ દેવા એ જતી અને એના કંઠનો રણકાર સંદીપને આકર્ષી રાખતો. કેટલીય વાર એ એકલી એકલી એના ખુલ્લા ગળામાંથી ગીતોની રમઝટ રેલાવતી અને સંદીપ એ કંઠ કાનમાં ઊતારી લેતો હોય એમ એકકાન થઈ જતો. એની સંગીતશાળાનાં સાજ-કંઠ બધું એકી સાથે થંભી જતું અને પેલી ગોવાળણીનાં હલકભર્યાં લોકગીતો સાંભળવામાં મગ્ન બની જતો.

કંઠનો પારખુ સંદીપ એ ગોવાળણી પાસેથી સંગીતના સાજ શીખવા ઘણુંય મથ્યો. પણ મચક આપવા પેલી ક્યારેય તૈયાર જ ન થઈ. દૂધ આપવાને બહાને દિવસમાં બે વાર મળાશે એ આશયે દૂધના સમયે પોતે એનું સ્વાગત કરવા હાજર રહેતો. પણ એ ગોવાળણી તો એ જ મસ્તીભરી રીતે અક્ષરેય બોલ્યા વિના છટકી જતી.

ધીમે ધીમે સંદીપને ગોવાળણીના કંઠ કરતાંય વિશેષ એવી એની ખુમારીએ વધુ આકર્ષ્યો. સંદીપે એટલે જ એકવાર આ એકલવાયી નારીને જાણવા પ્રયત્ન કર્યો. એ એની ઝૂંપડીએ પહોંચ્યો ત્યારે વડવાઈની એક ડાળે હીંચકા જેવું કરીને પેલી નારી જીવનનો ઉલ્લાસ માણી રહી હતી. અચાનક સામે આવેલા સંદીપને જોઈને એ શરમાઈ ગઈ. અને ગામમાં રાજા મહારાજા જેવું સ્થાન ભોગવતા આ જાગીરદારના નબીરાનું સ્વાગત શી રીતે કરવું એની વિસામણમાં ને વિસામણમાં માથે ઓઢેલો ઓઢણીનો નાનો ટુકડો





ત્યાં જ જમીન ઉપર પાથરીને બેસવા જણાવ્યું તો ય સંદીપ ઊભો જ થઈ રહ્યો.

પેલી મૂંઝાઈ ગઈ એની પાસે બીજું કશુંય નહોતું. અને છતાંય આતિથ્ય તો ભર્યું પડ્યું હતું. સંદીપે જાણે કામ કઢાવવાની તક મેળવી લીધી :

'હું પૂછું તે બધું કહીશ ? હા પાડે તો અહીં બેસું. નહિ તો, આવ્યો છું તેવો ઊભો ને ઊભો જ પાછો ફરું.'

'અમ ગરીબને આંગણેથી પાછા જાવ—પરોણાગત આપ્યા વિના પાછા જવા દઉં તો તો અમારો મનખો લાજી મરે.'

'તો હા પાડે છે ને ?' સંદીપે આ સાવ ભોળા દિલને જાણે વિશ્વાસમાં લેવા પ્રયત્ન કર્યો.

'તમે ક્યારે પૂછ્યું ને મેં જવાબ ના આપ્યો તે આમ શરત મૂકવી પડે છે ?' કહી ગોવાળણીના મોઢા પર શરમના શેરડા પડ્યા. સંદીપ જાણે કહ્યાગરો બન્યો હોય તેમ નીચે ભોંય પર પાથરેલા ગોવાળણીના ઓઢણીના કકડા ઉપર હોંશથી બેસી ગયો અને ગોવાળણીના મુખ ઉપર સંતોષની સાચી રેખાઓ ઊપસી આવી.

'સૌથી પહેલું તો તારું નામ મારે જાણવું છે.'

'બધાં મને ગોવાળણી તો કહે છે. બીજું નામ જાણીને તમે શું કરશો ?'

'આપણી શરત આટલી જલદી ભૂલી ગઈ ? હું પૂછું એ બધું તારે કહેવાનું છે.'

ગોવાળણીને મનમાં ડર પેઠો કે આવા મેધેરા અતિથિનું કોઈપણ જાતનું આતિથ્ય હજુ કર્યું નથી ત્યાં ઊભા થઈને ચાલવા માંડશે તો ? હાથમાં દૂધની તાંબડી લઈને બાજુમાં જ ચરતી ગાય તરફ ડગલું માંડતી એ બોલી :

'રાધા. તમારા માટે દૂધ લઈને આવું હોં—' કહેતી એ જવાબની રાહ જોયા વિના ગાયને દહોવા ચાલી ગઈ.

'રાધા' સંદીપે રૂપેરી ઘંટડીના એ રણકારને ફરી ફરીને કેટલીય વાર વાગોળ્યો તો ય એનો અવાજ ગોવાળણીના અવાજ સાથે, એની હલક સાથે, એની લઢણ કે લહેકા સાથે મેળ ન જ ખાઈ શક્યો.

'લ્યો.' કહેતા રાધા થોડી જ વારમાં આવીને શેડકઢા દૂધે ભરેલી તાંબડી સંદીપ સામે ધરી રહી.

'મારી પાસે બેસીને વાત કરવી છે કે આમ નાસભાગ જ કર્યા કરવી છે ?' સંદીપે તાંબડી સામે જોયા વિના જ રાધાને ટપારી.

'પહેલી પરોણાગત. પછી બધું. લ્યો હવે પી લ્યો તાજું દૂધ.'

બળજોરીથી આને નહિ જિતાય માનીને તાંબડી હાથમાં લઈ લીધી અને સંદીપને બહુ ભાવતું દૂધ પીવાય તેટલી ઝડપથી પી ગયો.

'લે બસ, હવે તો બેસ અહીં. તારું કોઈ નથી ?'

'કેમ એમ પૂછો છો ? બે ગાવડી લઈને આવેલી એમાંથી હવે તો બાર થઈ છે. ચાર વાછરુ છે. તો ય મારું કોઈ નથી એમ કેવી રીતે કહેવાય ?'

'તારું સગું કોઈ નથી ? મતલબ કે તારે મા, બાપ, ભાઈ, બહેન, વર...?'

'બધાંય હતાં. આજે આ ઢોર મારાં મા–બાપ, ભાઈ–બેન અને ધણી–ધોરી બધું છે. ધરતી આખી મારી સાથે સગપણ રાખે છે પછી મારાં કહેવાતાં સગાંની મને શી ફીકર ?'

'પણ આ જુવાનજોધ કાયા, આવી ભયંકર એકલતા તને ક્યારેય હેરાન નથી કરતી ?'

રાધાની આંખો પહેલી જ વાર સંદીપ સામે મંડાઈ. નરી નિર્દોષતા અનુભવી એટલે એટલી જ સામી નિર્દોષતા દાખવતી એ હસી પડી: 'તમે કહો છો ત્યારે જ મારા ધ્યાનમાં આવે છે કે હું જુવાન થઈ ગઈ છું. પણ એ જુવાની દીવાની નથી બની શકી. ભલે હું માલધારીની દીકરી રહી પણ મેંય મોટા શહેરમાં અભ્યાસ કર્યો છે—'

'તું ભણેલી છે રાધા ?' વચ્ચે જ સંદીપે આશ્ચર્ય પામી પૂછી લીધું.

'તમારા જેટલું નહિ તો ય ખપજોગું ભણેલી તો

છું જ.'
'એટલે જ તારી ભાષામાં સંસ્કારિતા ભળી છે.'
'પણ એ બધું ભૂલવા મેં આ ભેખ લીધો છે.'
'કોઈ કારણ?'
'વૈરાગ.'
'આટલી નાની ઉમ્મરે?'
'વૈરાગ અને ઉમ્મરને કયાં સંબંધ હોય છે?'
'હા, એય સાચું. આપણાં શાસ્ત્રો અને આપણા સમાજમાં જોઈએ એટલા દાખલા છે. પણ આ કઈ જાતની ધૂન? વૈરાગ આવે ત્યારે તો સંસારથી વિરક્ત થઈ જવાય ત્યારે તેં તો અહીં સંસાર શરૂ કરી દીધો છે!'
'આને તમે સંસાર કહેશો?' ઝૂંપડી અને ઢોર તરફ આંખનો ઈશારો ફેરવતા પૂછી રહી.
'પણ વૈરાગ સાથેય તારે તો જાણે 'રાગ' છે.' સંદીપે રાગ શબ્દ ઉપર બેવડો ભાર આપ્યો અને રાધાને તરત સમજાઈ ગયું. અને જાણે એનો ઉત્તર આપતી હોય તેમ રણકી રહી:
'એટલે જ તમારા મહાલય આગળ એક અક્ષરેય ઉચ્ચારતી નથી.'
'—અને અહીં તો એટલા જોરથી લલકારે છે તે મારી સંગીત–શાળાનું સંગીત પણ થંભીને તને સાંભળી રહે છે!'
'મારે મારી દુનિયામાં મસ્ત રહેવું છે. બીજાની મસ્તી છીનવી નથી લેવી કે બીજાને મારી મસ્તીનો અનુભવ પણ નથી કરાવવો. તમે મારે આંગણે આવ્યા છો એટલે મારા માથા પર ભલે હો. પણ મેં કોઈને આંગણે એક અક્ષરેય ખપ વગરનો ઉચ્ચાર્યો નથી. દૂધ આપીને સીધી ઘેર. હિસાબેય કોઈ દિવસ કોઈનો મેં રાખ્યો નથી. જે હિસાબે પૈસા આપે એ લઈને એક અક્ષરેય બોલ્યા વિના મારી આ ઝૂંપડીએ સીધી પહોંચી જાઉં છું.'
'પણ તારા આ કંઠને તું કેળવે છે કઈ રીતે?'
'મારી રીતે.'
'એ રીત જ હું પૂછું છું. તારી કઈ રીત છે?'
'મારી રીત મારી વળી.'
'કોઈને સમજ ન પડે તો સમજાવી શકે પણ નહિ?'
'એ સમજીને તમે કરશો શું?'
'હું એ રીત અપનાવીશ.'
'તમારા જેવા પારંગત મારી રીત અપનાવે?'
'મેં તો પારંગત હોવાનો કયારેય દાવો નથી કર્યો.'
'એ તો તમારી આસપાસની કળાની દુનિયાના કંઠ જ કહી આપે છે.'
'તું મારી સંગીતશાળામાં ન આવે?'
'મારે કંઈ શીખવું નથી.'
'શીખવા નહિ, શીખવવા.'
'શીખવવું પણ નથી.'
'અમને બહેલાવવા.'
'જાત સિવાય કોઈને બહેલાવી શકું તેમ નથી.'
'જાતને બહેલાવજે.'
'એ તો અહીં બહેલાવી શકું છું.'
'ત્યાં તને બધી સગવડ મળશે.'
'અહીં કોઈ અગવડ નથી.'
'તને દલીલોમાં નહિ પહોંચાય. તું ત્યાં ન આવે તો હું તને સાંભળવા અહીં આવું તો તને હરકત નથી ને?' સંદીપ આખરે હારી ગયો હોય તેમ સાવ ઢીલો પડી જતા બોલ્યો.
'મહેમાનને તો દેવ તરીકે આપણે ગણીએ છીએ, એટલે તમને મારાથી રોકાય શી રીતે?'
'તું તારી ધૂનમાં, મસ્તીમાં લીન હોય ત્યારે મારું આગમન તને ખૂંચશે તો નહિ ને?'
'ના...રે. હું તમને ન જોઈ શકું એ રીતે તમે આવીને બેસજો. જોઈ જઈશ તો હું મહેમાનગતી ચૂકી છું એવું ભાન મને થઈ જાય એટલે તમારી આગતાસ્વાગતામાં મચી પડું.'
સંદીપ અને રાધા ત્યારથી એકમેકનાં મિત્ર બની ગયાં. સંદીપ મોટો સંગીતકાર, સંગીતપ્રેમી હોવા છતાં એક





ગોવાળણીનાં ગીતો સાંભળવા પોતાનો મહાલય છોડીને ઝૂંપડી તરફ આકર્ષાયો ત્યારે એના મિત્રોમાં કેટલાકને સંગીતની સાચી પરખ લાગી તો કેટલાકને ગોવાળણીની જુવાનીની ગંધ દેખાઈ. પણ સંદીપમાં શ્રીમંતાઈની સાથે સાથે ઉચ્ચ આદર્શ ભરેલો પડ્યો હતો. ગામલોકોની ખોટી વાતો ઉપર એ ક્યારેય ધ્યાન આપતો નહોતો તો એ સાચા પંથે ચાલતા કોઈની પરવા પણ કરતો નહિ. સંગીતને વરેલો હતો એટલે તે બીજી કોઈ પાર્થિવ વ્યક્તિ સાથે પરણ્યો નહોતો.

પણ લોકોને ગળે આ વાત ઊતરતી જ નહોતી. શ્રીમંતાઈ અને વિલાસને જાણે જુદાં જ ન પાડી શકાય! સંદીપ શોખીન હતો. કાયાને જેમ એણે જાળવી હતી તેમ તેણે શણગારી પણ હતી. રાધાની સાદગી એને ગમી ગઈ પણ એ અપનાવવા ક્યારેય તૈયાર નહોતો થતો. એ તો એ જ એની વરણાગી વેશભૂષામાં સજ્જ રહેતો.
પણ સજની નામની એક અદ્દભુત કલાવંત નારીએ જ્યારે સંદીપના મહાલયમાં રંગ અને રસની છોળો ઉડાડી ત્યારે જાણે સંદીપની વૃત્તિએ મોટો પલટો લીધો.

રાધા એ જોઈ રહી પણ એ નિર્લેપ હતી, નિર્લેપ રહી.

સજની આવી. સંદીપને બદલી નાખ્યો. અને જતી પણ રહી.

*

આટલા મહત્ત્વના બનાવને રાધાએ જાણે કાળની એક ઘડી ગણી. એ બદલાયેલા સ્વરૂપવાળો સંદીપ રાધાને વધુ ગમ્યો કે અગાઉનો સંદીપ વધુ ગમતો હતો એવું જણાય નથી. એને મન તો એનાં ઢોર એની દુનિયા હતી તેમ એ દુનિયાનું એક એટલું જ મહત્ત્વનું પાત્ર સંદીપ હતો. દુનિયા કહેતી કે સજનીના જવાથી સંદીપ બદલાઈ ગયો. પણ સંદીપનું મન કહેતું હતું કે એને બદલનાર તો રાધા જ હતી.
સજની માટે સંદીપ હેરાન થયો. એની શોધ પાછળ દોડાદોડ કરી. પણ એ તો એની ફરજ હતી. તેમાં આસક્તિ કે મોહ નહોતાં. એ મોજશોખ છોડી દેવા તત્પર થયો તેમાંય એની સમજ હતી. કળા અને વૈભવ વચ્ચે વિલાસ ન શોભે એવું સત્ય એને રાધામાંથી લાધ્યું.
મહાલય અને ઝૂંપડી વચ્ચે વહી જતી નાનકડી નદીમાં જ્યારે ઘોડાપુર આવતું ત્યારે જાણે એ બંનેને વિજોગની વાદળી ઘેરી વળતી. સંદીપ હેરાન થતો. રાધા અનાસક્ત હોવા છતાં થોડીક આસક્તિ અનુભવી લેતી.

મહાલયમાંથી સંગીતની રમઝટ બંધ થઈ હતી.
ઝૂંપડીમાંથી કંઠની મોકળાશ રેલાતી હતી.

*

રાધા તે દિવસે પહેલી જ વાર મુક્તકંઠે ગાઈ રહી હતી. સંદીપ એ જ રોજની ચુપકીદીથી, ચોરીછૂપીથી સાંભળી રહ્યો હતો. અને એકાએક જાણે એનું ગીત અધૂરું રહી ગયું, ગાતી બંધ થઈ ગઈ.
સંદીપ ચમક્યો. દોડીને રાધા પાસે પહોંચે છે ત્યાં જ એને રસ્તામાં ઝડપથી સરી જતો કાળો નાગ દેખાયો. જે ચીસ રાધાએ પાડવી જોઈતી હતી તે ચીસ એનાથી પડી ગઈ. અને રાધા પાસે પહોંચ્યો ત્યારે રાધા કણસતી કણસતી પોતાના પગની પીંડી દબાવીને બેઠી હતી. એના હોશકોશ ઊડી જવાની તૈયારીમાં હતા અને સંદીપ ત્યાં પહોંચ્યો. પહેલી જ વાર રાધાએ સંદીપનો સહારો માગ્યો, સંદીપે ત્યાં બેસીને રાધાને પોતાના ખોળામાં સુવાડી. અકળાતી, પછડાટ અનુભવતી રાધાનું આખું શરીર વિષમય બની ગયું હતું. નાગનો ઝેરી ડંખ તેની આખી કાયામાં ફેલાતો હતો. અને સામે તાલબદ્ધ નૃત્યમાં આવકાર માટે નિમંત્રણ આપતી સજનીની આંખો આંજી નાખતી રૂપવતી કાયા સંદીપને દેખાઈ ન દેખાઈ ને એની આંખો બંધ થઈ ગઈ. એ બંધ આંખોમાં સંદીપને સજનીની કાયા નહિ પણ પેલો કાળનાગ દેખાયો.
સજનીનું નિમંત્રણ એ સ્વીકારી ન શક્યો.
રાધાનો પ્રાણ લેનાર પેલો સાપ એની આંખ પાસેથી કેમેય ખસી ન શક્યો.

ડૉ૦ શિવપ્રસાદ ત્રિવેદી

# જીવનરાસાયણિક રહસ્ય

માનસશાસ્ત્રીય અને શરીરશાસ્ત્રીય સત્યો રજૂ કરતો આ અભ્યાસુ લેખ વાચકોને અનેક રીતે ઉપયોગી થઈ શકે તેમ છે. ઊર્મિનાં વચકોને જાણીતા ડૉક્ટર–લેખકે એ લખ્યો છે એટલે એની મહત્તા તો અનેકગણી ગણાય જ...

આપણી જાતને 'હું' નામે ઓળખાવીએ છીએ. વેદાંતીઓએ હુંપણાને ટાળવા આપણને ઘણો બોધ આપ્યો છે. તો ફ્રોઈડશાળાના માનસશાસ્ત્રીઓએ 'હુ' અને તેના કાર્યક્ષેત્ર વિષે ઘણું વિચાર્યું છે.

જીવનરસાયણવિજ્ઞાન અને રોગનિવારણ શાસ્ત્રમાં 'હું'ના રહસ્ય વિષે જાણવા મળે છે. શરીર પોતાની જાતને શી રીતે ઓળખે છે તે જાણવાનો તેમનો પ્રયત્ન છે. આપણા શરીરમાં કયાં રાસાયણિક તત્ત્વો છે કે જે વતી શરીરનો જીવરસ અને પેશીઓ મિત્ર કે શત્રુને પિછાની શકે છે? શરીર પોતાના જીવરસની એકાત્મતા શી રીતે જાળવી શકે છે! ફિલસૂફો અને માનવશાસ્ત્રીઓને મૂંઝવતા હું નું રહસ્ય જીવનરસાયણવિજ્ઞાનીઓને (અં. બાયોકેમિસ્ટ) પણ મૂંઝવે છે.

આ પ્રશ્ન વિશાળ છે. ધારો કે વ્યક્તિની બેય ગુરદાઓ બગડેલી છે. જો કે બીજા માણસની ગુરદા ગોઠવવી (અં. ટ્રાન્સપ્લાન્ટ) શકય છે પણ જો ગુરદાનું દાન કરનાર સહોદર ના હોય તો તે ગોઠવવી નકામી નીવડશે. શરીર જાણી લેશે કે નવી ગુરદા પરાયી છે અને તેનો નાશ કરવા બધાં સાધનો કામે લગાડશે.

કોક દવા આપણને માફક આવે છે તો બીજાને અકળાવી નાખે એવાં લક્ષણો પેદા કરે છે. એકનું ભોજન બીજાને ઝેર સમાન નીવડવા જેવી આ જાણીતી બિના છે. પણ આ આવું કેમ બને છે તે ખુદ વિજ્ઞાનીઓ પણ જાણતા નથી.

જીવની કોઈ રહસ્યભરી સ્વને ઓળખવાની તાકાત હોવાથી પૃથ્વી ઉપર પ્રાણીઓની આટલી ઉપજાતિઓ અસ્તિત્વ ધરાવે છે. કૂતરા ને બિલાડીના સંમિલનથી નવો જીવ પેદા ના થઈ શકે પણ કૂતરાંની બે જાતોમાંથી તો થઈ શકે છે.

કેટલાક ખોરાક પાચન અને પેશીઓ બનવા માટે લાયક હોવાનું જણાતાં તે શરીરમાં ટકે છે, બીજા બહાર ફેંકાઈ જાય છે. કેટલાંક જીવાણુઓ શરીર જીરવી શકે છે. ચામડી મોઢું અને પેટમાં કેટલાંક જીવાણુઓ મિત્રદાવે સતત રહે છે. એમના માટે શરીર કોઈ બળવો પોકારતું નથી જયારે ઉપદ્રવી જીવાણુઓની હાજરી માત્રથી તેમના નાશ માટે શરીર તૈયારીઓ કરે છે. આવી રીતે રક્તદાનમાં પરાયા લોહી સાથે શરીરમાં મેળ જામે તો તે માફક આવે છે. નહીં તો સગા ભાઈનું પણ લોહી વિરૂદ્ધધર્મી હોતાં પ્રાણઘાતક નીવડવા સંભવ છે.

લોહીના ચાર પ્રકારો જાણીતા છે. એબી, એ, બી અને ઓ. આમના સંબંધમાં પણ સ્વની ઓળખ અગત્યનો ભાગ ભજવે છે. એબી લોહીવાળો માણસ કોઈનું પણ લોહી લઈ શકે છે પણ તેનું લોહી તેના પ્રકારના લોહીવાળા રોગી સિવાય બીજાને માફક નથી આવતું. એ પ્રકારના લોહીવાળા એ અને ઓ પ્રકારનું લોહી લઈ શકે છે અને તે એ અને એબી લોહીવાળાને આપી શકે છે. ઓ પ્રકારના લોહીવાળો માણસ કોઈ પણ પ્રકારના લોહીવાળાને લોહી આપી શકે છે

---

પેલા કાળનાગ જેટલી જ ઝડપી ગતિએ ધૂંવાપૂંવા થતી સજની એનાં આભૂષણો તોડતી–વછોડતી, જેટલી હોંશથી આવી હતી એના કરતાં બેવડી બેહોશીથી નાસી ગઈ.

ગામલોકોએ રાધાને સાચી કળાકાર તરીકે બિરદાવી.

મરીને રાધા જીવતી થઈ.

જીવીને સજની મરી ગઈ.







પણ પોતાના લોહી સિવાયનું બીજાનું લોહી તે જીરવી શકતો નથી. આમ ગમે તેનું લોહી ગમે તેને માફક નથી આવતું. લોહીના પ્રકાર વચ્ચે સુમેળ હોય તો જ તે માફક આવે છે. લોહીના પ્રકારની ચકાસણી વગર રોગીને લોહી આપવાથી તેની સ્થિતિ સુધરવાને બદલે ઉલટી ગંભીર બને છે.

ઉપરના ચાર પ્રકારો ઉપરાંત લોહીમાં આર એચ ફેક્ટર પણ છે. જો આ ફેક્ટરનો સુમેળ ના જામે તો માતા અજાણ રીતે નાખુશી હોવા છતાંય ગર્ભસ્થ બાળકને પોતાનું ના ગણી 'તરછોડે' છે. આર એચ બાળક માતાના ગર્ભમાં નાશ પામે છે. કારણ? માતાના શરીરમાં કોઈ વિચિત્ર તત્ત્વો ગર્ભને પરાયો ગણે છે. તેને મારી નાખવા ઝેરી રસાયણો પેદા થાય છે. જ્યાં બાળકને સ્વ તરીકે ના પિછાનાયું ત્યાં પછી શરીર તેનો સંગ્રહ કરે પણ ખરું કે!

આર એચ ફેક્ટર એટલે શું? કેટલાક માણસોના લોહીનાં લાલકણો રિસસ જાતના વાંદરાના લાલ કણોને મળતાં આવે છે. જે માણસોના લોહીમાં રિસસ જાતના વાંદરાના જેવા લાલ કણ હોય તેઓ આર એચ ફેક્ટર પોઝિટીવ કહેવાય છે. ના હોય તે આર એચ ફેક્ટર નેગેટીવ કહેવાય છે. હવે આર એચ ફેક્ટરવાળું લોહી આર એચ વિનાનાને આપવામાં આવે તો પહેલી વાર તો જાણે કે કશું અજુગતું નથી બનતું પણ જ્યાં બીજી વખત એના એ જ રોગીને આવું લોહી આપવામાં આવે તો ઉગ્ર પ્રતિક્રિયા અરે, મોત થયા વિના નથી રહેતાં. લોહી પોતાની જાતવાળાને આવકારે છે, પરાયાને અવગણે છે.

હવે પતિ અને પત્નીનાં લોહી એક પ્રકારનાં ના હોય તો શું બને તે જોઈએ. ધારો કે પતિના લોહીમાં આર એચ ફેક્ટર છે અને પત્નીમાં તે નથી. હવે જ્યારે આ બાઈ સગર્ભા બને છે ત્યારે આર એચ-વાળું બાળક ધારણ કરે છે. સગર્ભાવસ્થા દરમિયાન બાળકનું લોહી માતાના લોહીમાં પ્રવેશે છે. આને જોગવવા માતાના લોહીમાં પ્રતિકણો પેદા થાય છે. પણ જ્યારે પ્રતિકણોવાળું માતાનું લોહી પાછું ગર્ભસ્થ બાળકમાં જાય છે ત્યારે અવનવું બને છે. કાં તો બાળક મરણ પામે છે ને માતાને કસુવાવડ થાય છે અગર જો બાળક જીવી જાય તો પૂરા માસે તે મરેલું અવતરે છે. જો કદાચ બાળક જીવતું જન્મે તો તેનું મગજ ઈજા પામેલું, ઉગ્ર કમળો ને ભારે રક્તક્ષય હોવાથી થોડા સમયમાં તે મરણ પામે છે. જો માતા ભાગ્યશાળી હોય તો વળી થોડો કમળો અને રક્તક્ષય-વાળું બાળક જન્મી જીવતું રહે છે.

ઉપલા કિસ્સામાં માતાની કરુણ કથની આટલેથી પતતી નથી. એક વાર માતાના લોહીમાં પ્રતિકણો પેદા થયાં એટલે ભવિષ્યમાં તેને થનારાં બધાં કે અડધાં બાળકોની ઉપર લખ્યા જેવી દુર્દશા થવાની સંભાવના છે. બાળકને આ દુર્દશામાંથી ઉગારી લેવાની સારવાર છે પણ તે ફક્ત અદ્યતન હોસ્પિટલમાં જ મળી શકે છે. બાળક જન્મે કે તેના શરીરમાંથી થોડું લોહી ખેંચી લઈ તેની અવેજીમાં આર એચ નેગેટીવ લોહી આપવામાં આવે છે. બાળકના શરીરમાં પોણા ભાગનું નવું લોહી પુરાય ત્યાં સુધી ઉપર દર્શાવેલો ઉપચાર કરવો પડે છે.

આર એચ નેગેટીવ સ્ત્રીઓએ ઉપરના ઉપદ્રવો વિષે ભય રાખવાનો નથી. મોટા ભાગની સ્ત્રીઓને કોઈ પ્રકારની પીડા નથી આવી પડતી.

માણસ માત્રની વૃત્તિમાં રહેલું હુંપણું તેની પેશીએ પેશીએ રહેલું છે. પ્રશ્ન એ છે કે શરીર સ્વને શી રીતે ઓળખે છે? પરાયાની હાજરીથી શરીર પોતાનો અને તેનો નાશ કરવા તત્પર શી રીતે બને છે? આ સ્વનું જીવનરાસાયણિક (બાયોકેમિકલ) રહસ્ય છે.



તમારે સમજી લેવું જોઈએ કે ચાલુ ઘરેડથી તમે જરા જુદા વિચારો-માન્યતાઓ ધરાવતા થયા કે તમારે ઘણું ઘણું સહન કરવું પડશે. એક નવો ચીલો પાડનારને ખાડા-ટેકરા, કાંટા-ઝાંખરાનો સામનો તો કરવો જ પડે ને! નવું ખેડાણ કાંઈ વિના મહેનતે એમ ને એમ થોડું થાય છે?

—અજ્ઞાત



વિજયકુમાર ત્રિવેદી

# અન્નપૂર્ણા

સત્યકથાઓના લેખક તરીકે ઊર્મિનાં વાચકોમાં જાણીતા થઈ ચૂકેલા આ સત્યકથના લેખક ગુજરાત રાજ્યના નવા પ્રધાનમંડળમાં સિંચાઈ અને માર્ગ વાહનવ્યવહાર ખાતાના પ્રધાન નિમાયા છે. સામાજિક કાર્યની ધગશનો વેગ આ રીતે વધુ બહોળું ક્ષેત્ર મેળવે છે...

વીસ વર્ષની ઉંમરની રેવા જ્યારે વિધવા થઈ ત્યારે આખા ગામે કલ્પાંત કર્યું. છગન ગામનો એક આદર્શ યુવાન હતો. જમીન તો તેની પાસે પાંચ વીઘા જ હતી પરંતુ ખેતીમાં તે એક્કો હતો. નવી નવી રીત, નવી જાતનાં બીજ, નવાં ખાતર એવું એવું કંઈ કંઈ શહેરમાં જઈને તે શીખી લાવતો અને પોતાના નાના ખેતરમાં જાતજાતના અખતરા કરતો. આના અખતરાથી ગામ આખાને ઠીક ઠીક જાણવાનું મળતું અને લાભ પણ સારો થતો.

હૉટલની ચા-બીડી અને ઘી-દૂધનો અભાવ—આ બધું છગન માટે તૈયાર હતું—ગામડાના મોટા ભાગના લોકો માટે હોય છે. શહેરમાં લોકો માને છે કે ગામડામાં ઘી-દૂધ સારાં મળે પરંતુ તે તો માત્ર બે પાંચ ટકા નસીબદાર ખેડૂતોને જ મળે છે. બાકી સામાન્ય માણસને તો આજે ગામડામાં પણ ઘી-દૂધ તો શું પણ છાશ પણ મળતી નથી. પરંતુ શહેરનાં તો બધાં જ વ્યસનો ગામડામાં આવ્યાં છે તેમાં ચા-બીડીએ તો ઘાણ વાળ્યો છે.

છગન પણ ચા-બીડીના વ્યસનનો ભોગ બન્યો હતો. શક્તિ બહારની મજૂરી—પૌષ્ટિક ખોરાકનો અભાવ એ ક્ષયનું મૂળ છે. અને લાત મારતા પથ્થર તોડે તેવો છગન જ્યારે આ બિમારીમાં સપડાયો ત્યારે આખું કુટુમ્બ મુસીબતમાં મુકાયું.

ક્ષયને ઘણા રાજરોગ કહે છે. એ કેટલું સાચું છે તે ભગવાન જાણે પણ જે કુટુંબમાં ક્ષય પેસે છે તે આખું કુટુંબ બધી જ રીતે પાયમાલ થાય છે તે વાત સાવ સાચી છે.

છગનની બધી કમાણી દવાદારૂમાં ખરચાવા માંડી. કુટુંબ મોટું નહોતું. એક છોકરો દેવચંદ હતો પણ તે તો હજી માત્ર બે જ વરસનો હતો. છગને થોડું ઘણું જે રાચરચીલું ભેગું કર્યું હતું તે પણ વેચાવા માંડયું. રેવાના નામ માત્રના થોડા દાગીનાથી શરૂઆત થઈ ને ઘરના વાસણ-કૂસણ પણ વેચાયાં.

બે વર્ષની બિમારી પછી છગન જ્યારે દેવલોક પામ્યો ત્યારે કાઠી-ખાંપણની વ્યવસ્થા પાડોશીઓને કરવી પડી. અને આવું કંઈ છગનના એકલાના ઘરમાં નથી બનતું પરંતુ જે ઘરમાં ટી. બી.નો પ્રવેશ થાય. છે તે બધાં જ ઘરની આ દશા થાય છે.

ઉપર આભ નીચે ધરતી અને સોડમાં દેવચંદ એટલી મિલકત રેવાને મળી. બારમે દિવસથી રેવાએ ઘંટી શરૂ કરી. ખેતી તો કો'ક પાસે ભાગે કરાવતી. બાકી રોજ નિયમિત રેવાએ દળવા માંડયું.

ઘંટી રેવાની સાચી અન્નપૂર્ણા થઈ. રેવા રોજ સહેજે બાર આના રૂપિયો દળવામાંથી કમાતી. થોડી ઘણી આવક ખેતીમાંથી થતી. અને રેવાનું ગાડું આગળ ચાલ્યું.

જેની પાસે પૈસા હોય છે તેને ભણે તેવા છોકરા નથી હોતા અને જેને ભણે એવા છોકરા હોય છે તેની પાસે પૈસા નથી હોતા. ઈશ્વર કેમ આવું ગોઠવે છે તે સમજ નથી પડતી પણ વાત સાચી છે. દેવચંદ ભણવામાં એક્કો હતો. નિશાળમાં કાયમ પહેલો નંબર રાખે. ગણિતનો દાખલો માસ્તરે લખાવ્યો નથી કે દેવચંદે ગણ્યો જ છે.

ગામની નિશાળનું ભણતર પૂરું કરી દેવચંદ શહેરમાં ભણવા ગયો. અન્નપૂર્ણા શહેરના ભણતરમાં પણ મદદ કરતી. અને દેવચંદ પણ ભણવામાં એવો હતો કે તેને સરકારમાંથી પણ શિષ્યવૃત્તિ વગેરે ઠીક ઠીક મળતું. મેટ્રિક પાસ થયા પછી દેવચંદ એક આયુર્વેદિક કૉલેજમાં દાખલ થયો. હજી પણ અન્નપૂર્ણા જ બધાનું પૂરું કરતી. દેવચંદની કુશાગ્ર બુદ્ધિ અને ખડતલ





કામાં શહેરના બધા વિદ્યાર્થીઓના શરીરસૌષ્ઠવમાં અને વિદ્યામાં દેવચંદ આગળ ઝાંખા પડી ગયા.

દેવચંદ જ્યારે ડાક્ટર થયો ત્યારે ગામ આખાનો આનંદ માતો નહોતો. ગામમાં મોટો મેળાવડો થયો. દેવચંદના ભારોભાર વખાણ થયાં. આગેવાનોએ દેવચંદને છગનને પગલે ચાલીને પરગજુ થવાની સલાહ આપી.

રેવાએ ઘંટીની પૂજા કરી. એ જ એની સાચી અન્નપૂર્ણા હતી. તેણે જ દેવચંદને આટલે સુધી ભણાવ્યો. અને આખા કુટુંબને વાર્યું.

દેવચંદે એક નાના શહેરમાં ધંધો શરૂ કર્યો. રેવા સવારમાં વહેલું દળી લેતી અને દિવસે ખેતરે જતી. દેવચંદે રેવાને ખેતર ને ઘંટી બંધ કરવાને બહુ વિનવી પણ રેવા એમાંથી એકે છોડવા તૈયાર નહોતી.

દેવચંદના લગ્ન થયા. હવે તેને ત્યાં લક્ષ્મીની છોળ ઊડતી હતી એટલે એક કરતાં અનેક કન્યા આવે તેમ હતું. પણ હજી રેવાની ઘંટી તો ચાલુ જ હતી.

દેવચંદની બુદ્ધિ માટે શહેર નાનું પડ્યું. તેને થયું કે હવે તો તેણે મુંબાઈ જ જવું જોઈએ. તેના મિત્રો પણ તેને તેવી જ સલાહ આપવા માંડ્યા અને દેવચંદ ગામની બાજી સંકેલીને ઊપડ્યો મુંબાઈ.

મુંબાઈ તો ખરેખર મુંબાઈ જ છે. દેવચંદનું નાવ તો હવે એરોપ્લેન બની ગયું અને હવામાં જ ઊડવા માંડ્યું. થોડા વખતમાં વૈદ ડાકટર તરીકે તેણે ખૂબ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી.

મોટર આવી, રસોયો આવ્યો, બંગલો આવ્યો. પણ આ ઠાઠ ઉપર અભણ મેના શેં પોસાય? મેનાને ભણાવવા માસ્તરાણી આવી.

દેશમાં જ્યારે રેવાડોશીને આ વાતની ખબર પડી ત્યારે તેમણે કલ્પાંત કર્યું—અલ્યા બધું તો ઠીક પણ હવે મેનાને ભણાવીને તારે શું કરવું છે? અને છતાંયે ભણાવવી હોય તો ભણાવ ને, તેમાં માસ્તરાણીનું શું કામ છે?

દેવચંદે રેવાને મુંબાઈ આવવા ખૂબ જ આગ્રહ કર્યો પણ રેવા કદી મુંબાઈ આવવા સંમત થઈ નહિ. વરસમાં એકાદ બે વાર જઈ આવતી પણ તેને શહેરમાં ચેન જ પડતું નહિ. વળી ઘંટી વિના તેને એક દિવસ ગમતું નહિ.

દેવચંદે ઘંટી ને જમીન કાઢી નાખવા રેવાને ખૂબ જ આગ્રહ કર્યો ને નિયમિત રેવાને પૈસા પણ મોકલી આપવા માંડ્યો પણ ઘંટી કાઢી નાખવાની વાતમાં રેવા કદી સંમત થઈ નહિ. જમીન તો કંટાળીને દેવચંદે વેચી નાખી અને પૈસા પોતાના નામે શહેરમાં બેન્કમાં મૂકી દીધા પણ ઘણા ઘણા પ્રયત્નો કરવા છતાં દેવચંદ રેવાની ઘંટી છોડાવી શક્યો નહિ.

મેનાની શિક્ષિકા હવે એકલી શિક્ષિકા રહી નહોતી. તે દેવચંદની સહચરી પણ બનવા માંડી હતી. ઘણી વાર તે દેવચંદ સાથે મોટરમાં ફરવા જતી. ઘણી વાર દેવચંદ રવિવાર તેને ત્યાં જ પસાર કરતો.

ભોળી બિચારી મેનાને તો આ વાતની શું ખબર પડે? એ તો જાણતી હતી કે હું ભણું છું પણ ઘરમાં જુદું ગણતર થતું હતું તેનો તેને ખ્યાલ પણ ન આવ્યો.

વાત આગળ વધતાં વધતાં એટલી આગળ વધી કે એક દિવસે દેવચંદે મેનાની શિક્ષિકા સાથે લગ્ન કર્યું. અને શિક્ષિકા પણ હવે દેવચંદ સાથે જ રહેવા લાગી. શિક્ષિકા સ્વભાવમાં ઠીક લાગતી હતી અને મેનાને કંઈ ખાસ દુઃખ જેવું લાગ્યું નહિ. શિક્ષિકા પણ મેનાની પુત્રી ઉષાની ખૂબ જ ખેવના રાખતી. તેનાથી દેવચંદ અને મેના બન્ને શિક્ષિકા ઉપર ખુશ રહેતાં હતાં.

રેવાથી આ વાત સહન ન થઈ. તેણે હવે મુંબાઈ આવવાનું બંધ કરી દીધું. દેવચંદ હજી વરસમાં એકાદ વાર ઘેર આવતો પણ સાથે મેના તથા ઉષાને જ લાવતો અને નવીને કદી સાથે લાવતો નહિ. આનું રેવાને દુઃખ નહોતું. દેવચંદ રેવાને પૈસા પણ નિયમિત મોકલતો પણ રેવા તો મોટે ભાગે પોતાનું ગુજરાન ઘંટીમાંથી જ ચલાવતી અને દેવચંદે મોકલેલા

પૈસા તો સંઘરી જ રાખતી.

દેવચંદને મુંબાઈ નગરીની હવા અજબ રીતે અસર કરી રહી હતી. હવે તેને ગામડું કે ગામડાંની વાત ગમતી નહિ. શિક્ષિકા સાથે લગ્ન કર્યા પછી તેનો શોખ પણ વધી ગયો હતો. તેને મદિરાની લત લાગી હતી. માંસાહાર કરતો પણ તે થયો હતો.

ભોળી બિચારી મેના. તેને આવી વાતોની શું ખબર પડે? અને પડે તો પણ તેનામાં કંઈ બોલવાના ઓછા જ હોશ હતા? રેવા ઘણીવાર દેવચંદ પાસે ખેતરના પૈસા માગતી પણ દેવચંદને બીક હતી કે જો પૈસા હાથમાં આવશે તો ડોશી કદાચ જમીન ખરીદશે અને ફરી પાછી એવડી મજૂરી કરશે. એટલે તેણે પૈસા આપ્યા નહિ.

શહેરનું જીવન, અનેક વ્યસનો, પછી તો પૂછવું જ શું? દેવચંદ બિમાર થયો. વૈદ્યોમાં શ્રેષ્ઠ ગણાતો દેવચંદ જ્યારે ન્યુમોનીયાથી પટકાઈ પડયો ત્યારે ભલભલા ડાકટરોએ પણ હાથ ધોઈ નાખ્યા, એની છાતી અતિશય દારૂ પીવાથી એટલી તો ખરાબ થઈ ગઈ હતી કે કોઈ દવા તેને અસર કરે તેમ જ નહોતી.

મેના અને તેની શિક્ષિકા શાંતા સતત દેવચંદની સેવા ચાકરીમાં રહેતાં. શાંતા દેખાતી ભલીભોળી પણ આખરે પાકી મુંબાઈગીરી હતી. જેમ જેમ દેવચંદની સ્થિતિ નરમ થવા માંડી તેમ તેણે પોતાના શહેરી મિત્રોનો સંપર્ક સાધવા માંડયો. છેવટે એક દિવસે શાંતાનો ભાઈ અને તેના કેટલાક મિત્રોએ આવીને દેવચંદની એક કાગળ ઉપર સહી લીધી. દેવચંદ અરધો ભાનમાં અરધો બેભાનમાં અને એટલો બધો પરવશ હતો કે આવી સહી કરવા માટે તે આનાકાની કરી શકયો જ નહિ. કાગળમાં શું લખ્યું હતું તેનો તેને પૂરો ખ્યાલ પણ નહોતો. પરંતુ તે એટલું તો જરૂર સમજ્યો હતો કે આ કાગળ તે પોતાનું વીલ હશે.

દેવચંદના મંદવાડની રેવાડોશીને ખબર આપવામાં આવી પરંતુ ડોશીને લાગ્યું કે પોતે મુંબાઈ તજ્યું હતું માટે તેમને મુંબાઈ બોલાવવા માટેની આ યુક્તિ હશે. એટલે આવ્યાં નહિ.

દેવચંદની બિમારી દિવસે દિવસે વધવા જ માંડી. વીલ થઈ ગયા પછી શાંતાની વૃત્તિમાં સહેજ ફેર આવ્યો હતો. તે દેવચંદની જોઈએ તેવી સંભાળ રાખતી નહિ. જો કે બહારનો દેખાવ તો તેની બેપરવાઈનો કોઈને, દેવચંદ સુદ્ધાને ખ્યાલ ન આવે તેવો રાખતી.

આખરે દેવચંદ ગયો. રેવાડોશી આવી શકયાં નહિ. મેના ઉષા શાંતા ખૂબ જ રોયાં. દેવચંદના મિત્રોને પણ ભારે આઘાત થયો. દેશમાં રહેનારા મિત્રોએ આ વાત જાણી ત્યારે તેમના દુઃખનો પાર જ ન રહ્યો.

દેવચંદના મરણને બાર દિવસ થયા. રેવાડોશીને દેવચંદના ગયાની ખબર આપવામાં આવી હતી પરંતુ હવે તો તેમને મુંબાઈ આવવામાં બિલકુલ રસ નહોતો. તેમણે મેનાને કાગળ લખાવ્યો હતો કે તે તથા ઉષા દેશમાં આવતાં રહે.

રેવાડોશીનો કાગળ ન હોત તો પણ મેનાનો દેશમાં ગયા વિના છૂટકો જ નહોતો. બારમે દિવસે શાંતાએ તેને વીલ બતાવી કહ્યું કે 'બધી જ મિલકત મને સોંપતા ગયા છે માટે હવે તમારે બીજે રહેવાની વ્યવસ્થા કરવી પડશે.' મેના બિચારી કયાં વ્યવસ્થા કરી શકે તેમ હતી? તેને ઉપર આભ ને નીચે ધરતી અને ઉષા અને રેવા સિવાય દુનિયામાં કોઈ જ નહોતું.

મેના દેશમાં ઉષાને લઈને આવી. જ્યારે ડોશીએ જાણ્યું કે દેવચંદે બધી જ મિલકત શાંતાના નામ ઉપર કરી છે અને મેના કે ઉષાને કંઈ જ નથી આપ્યું ત્યારે તેમને ભારે દુઃખ થયું. જ્યારે તેમને ખબર પડી કે પોતાના ખેતરના પૈસા પણ દેવચંદની બીજી મિલકતની સાથે શાંતાના નામ ઉપર જતા રહ્યા છે ત્યારે તો તેમનાથી પણ બોલ્યા સિવાય રહેવાયું નહિ કે મરતો ગયો અને મને તો ઠીક પણ વહુ છોકરીને મારતો ગયો.

પણ અન્નપૂર્ણા સલામત હતી. આજ સુધી ડોશીએ કદી ઘંટી છોડી નહોતી. હવે ડોશી તથા મેના બંને

ઘંટી ફેરવવા માંડ્યાં. ઉષાને નિશાળે મૂકી.

મેનાનું હૃદય ભાંગી ગયું હતું. ડોશીએ તેને હિંમત આપી: 'તારા સસરા ગયા ત્યારે હું એકલી હતી. મેં એકલે હાથે આ અન્નપૂર્ણા ઉપર દેવચંદને ઉછેરીને મોટો કર્યો હતો. તારે શું ભો છે? તું શું કામ ગભરાય છે? તારે તો મારી પણ મદદ છે. ઉષા કાલ સવારે મોટી થઈ જશે. તેને હું મારે હાથે પરણાવીને પછી જઈશ.'

ઉષાનું ભણતર પણ બરાબર ચાલ્યું. તે પણ દેવચંદની જ છોકરી હતી ને!

ઉષાએ તેના ગામમાં મળી શકે તે બધું જ શિક્ષણ લીધું. અને કાયમ તે પહેલે નંબરે પાસ થતી. તેનું ભણતર જોઈ તેને સાસરું પણ સારું મળ્યું.

પણ ડોશીના દુઃખનો પાર નહોતો. મેનાને કેન્સર થયું. ડોશીએ મેનાની ચાકરી કરવામાં બાકી રાખી નહિ પણ કેન્સરનો રોગ જ એવો છે કે મટે જ નહિ. મેનાની એક માત્ર ઇચ્છા ઉષાના હાથ પીળા જોવાની હતી.

ડોશીએ, મેના મરણપથારીએ હતી છતાં ઉષાનાં લગ્ન લીધાં. અને સારી રીતે ઉષાનાં લગ્ન કર્યાં. મેનાના આત્માને શાંતિ થઈ. ડોશીની ઇચ્છા પણ તૃપ્ત થઈ. પોતાના જીવનની છેલ્લી ફરજ બજાવ્યાનો તેમને સંતોષ થયો.

મેનાનો આત્મા શાંતિ પામીને સંસારમાંથી વિદાય થયો. ઉષા સાસરે ગઈ. રેવાડોશીની ઘંટી હજી ચાલુ હતી. સગાંવહાલાંએ સમજાવ્યાં કે હવે અમારા ભેગાં રહેજો, આ ઘંટી છોડો. પણ રેવાડોશી શેનાં છોડે? તેમને હજી ઉષાના ભાણીયાના ઝભલાં ટોપી આ અન્નપૂર્ણાને આશરે કરવાં હતાં.

અને આ એ જ અન્નપૂર્ણાએ ડોશી પાસે ઝભલાં ટોપી કરાવ્યાં. ઉષાને ભાણીઓ થયો. ડોશીએ ઝભલાં ટોપી કરાવ્યાં અને ભાણીઆને નવાં ઝભલા ટોપી પહેરાવી ખૂબ રમાડ્યો.

કોઈ મુંબાઈ રળવા જવાની વાત કરે છે તો રેવાડોશી કહે છે: 'જોજો, ગામનો અડધો સારો પણ મુંબાઈનો આખો ખોટો.'



સોવિયેત ઇજનેરો એક અત્યંત મહત્વાકાંક્ષી યોજના અંગે કામ કરી રહ્યા છે. મોસ્કો નજીક બે કિલોમીટર (લગભગ ૭૦૦૦ ફૂટ) ઊંચા મિનારા પર તેઓ એક 'શહેર' બાંધવાનું વિચારી રહ્યા છે. ગમે તેવા વાદળોવાળા દિવસે પણ માનવી આ મિનારાની લિફ્ટમાં બેસી ૭૦૦૦ ફૂટ ઊંચે જઈ સૂર્યનું દર્શન કરી શકશે.

આ મિનારાના પાયાનો વ્યાસ ૧૪૦ મિટર હશે અને તેની વચ્ચે બે કિલોમીટર ઊંચી અને ૩૦ મીટર વ્યાસની એક પ્લાસ્ટિકની નળી હશે. આ નળી જ આખાયે બાંધકામનું હૃદય બનશે. આ નળીમાં માણસોને ઉપર લઈ જવા માટે લિફ્ટ હશે એટલું જ નહિ પરંતુ એમાં જુદી જુદી ઊંચાઈએ સિનેમાના ખંડો અને વિહંગ દૃશ્યો નિરખવાની અટારીઓ હશે. તેમાં નાના રેસ્ટોરાં પણ હશે. આ મિનારા રૂપી શહેરમાં એક સાથે એક લાખ માણસો એકઠા થઈ શકે એટલી સગવડ હશે. દૂરથી આ મિનારો અવકાશમાં ઊડવા સજ્જ થઈ ઊભેલા છ-પાંખિયા મહાકાય રૉકેટ જેવો લાગશે.

× × +

સોવિયેત સંઘના દૂર પૂર્વના વિસ્તારોના વૈજ્ઞાનિકોએ પુરવાર કર્યું છે કે કોલસો પાકના વિકાસને ઉત્તેજન આપે છે. દાખલા તરીકે ઘઉંના પાક અંગે પ્રયોગો કરતાં જણાયું છે કે કોલસાનું ખાતર નાખવાથી ઘઉંનો પાક હેક્ટર દીઠ છ મેટ્રિક સેન્ટનર વધુ ઊતરે છે. સાદી પ્રક્રિયા દ્વારા કોલસામાંથી દ્રાવ્ય ખાતર પેદા કરવામાં આવે છે.

દરિયાઈ છોડ પર પણ કોલસાના ખાતરની ઘણી સારી અસર થાય છે. પોષક માધ્યમ તરીકે કોલસાના ખાતરનો ઉપયોગ કરવામાં આવે તો પ્લાંક્ટોન વનસ્પતિમાં પ્રોટીનનું પ્રમાણ વધે છે.



'સેવકરામ'

# ગામડામાં કઈ રીતે મત આપે છે?

ભારતની ત્રીજી ચૂંટણીઓ પતી ગઈ. શહેરોમાંય હજુ મતદારો સ્વતંત્ર વિચારશક્તિ નથી ધરાવતાં ત્યાં ગામડાંની તો વાત જ શી!...

મૈત્રીશ્રીનો પત્ર આવ્યો:

'સેવકરામ! ચૂંટણીમાં પડી ગયા છો કે શું? હમણાંથી કેમ તમારા અનુભવો લખી મોકલતા નથી?'

સાચી વાત છે, હમણાંથી કંઈ લખી શકતો નથી. ચૂંટણીજંગમાં પડે એને વાગે, એ જીતે કે હારે, દોડે કે પડે, એને ઉકરડાયે પડે અને ઘાયલે થાય. પણ મારા જેવા ચૂંટણીમાં પડ્યા નથી તેનેયે વાગ્યું હોય અને કળ ન વળી હોય એવી દશા થઈ છે તો બીજાઓનું તો પૂછ્યું જ શું?

દેશમાં ત્રીજી ચૂંટણી પતી ગઈ. રાજ્ય સરકારો પણ રચાઈ ગઈ. પણ હજી ચૂંટણીની અસર ગામડાંમાંથી ઓસરી નથી. શહેરોમાં કદાચ લોકશાહી પદ્ધતિએ ચૂંટણીઓ પતી હશે. લોકો સમજપૂર્વક મતદાન કરતા હશે. પણ અહીં ગામડાંમાં તો મત આપવાની રીત ન્યારી છે. અહીં ભાષણોની અસર થતી નથી. અહીં બીજો કશો પ્રચાર કારગત નીવડતો નથી. અહીં તો ચાલે છે સગાવાદ, જ્ઞાતિવાદ, કોમવાદ, જુથવાદ. તમે લોકોને ગમે તેટલી સમજ આપો, એ સાંભળી લેશે પણ કરશે તો પોતાનું જ ધાર્યું. ચૂંટણીટાણે લોકો જાણે સેવાને વિસરી જાય છે અને જ્ઞાતિને આગળ કરે છે. આવું, બિનલોકશાહી માનસ જોઈ હું તો હેબતાઈ ગયો છું. આપણે સાર્વત્રિક બુથી મતાધિકાર તો આપ્યો પણ લોકોને જાગૃત કર્યા નહિ એનું શું? મતદાનનો અર્થ શું? શા માટે મત આપવો જોઈએ? કોને મત આપવાથી આપણને ફાયદો થાય? આવી સમજ અહીં ગામડાં સુધી પહોંચી નથી. તેમ રૂઢિગત, જુનવાણી માનસ એવી તો પકડ લઈને બેઠું છે કે લોકો હજી નવી રીતે વિચારતા નથી. વિચારવા પ્રવૃત્ત પણ થતા નથી. એટલે મતદાન થાય છે, ચૂંટણી થાય છે પણ લોકશાહી પદ્ધતિએ સમજપૂર્વકની મુક્ત ચૂંટણી થઈ એમ તો ભાગ્યે જ કહી શકાશે.

હું મારા અનુભવનું બયાન કરું એટલે ગામડાંનું લોકમાનસ ચૂંટણીઓમાં કેવી રીતે કામ કરે છે એનું દર્શન થશે.

*

મેં એક ગામમાં જઈ પૂછ્યું:

'બોલો, કોને મત આપવાના છો?'

'હજી તો કંઈ નક્કી કર્યું નથી.'

'નક્કી ન કરો તે ચાલે? બે દિવસ પછી તો ચૂંટણી થશે. કંઈક તો વિચાર કર્યો હશે ને!'

'શું વિચાર કરે સેવકરામ, જે આવે છે તે જીવ ખાઈ જાય છે. કોંગ્રેસવાળા આવીને કહેશે અમને મત આપો. પેલા સ્વતંત્રવાળા કહેશે અમને મત આપો. રોજ છાપોની રમઝટ ચાલે છે. અમે તો સૌની વાત સાંભળીએ છીએ. કોઈને ના કહેતા નથી. હવે વિચાર કરી કંઈક નક્કી કરીશું.'

'દરેક ઉમેદવારને પ્રચાર કરવાનો હક્ક છે. એટલે તમારી પાસે મતની માગણી કરતો તો આવે જ. પણ તમારે વિવેક-બુદ્ધિ ચલાવવાની છે ને!'

'શું નક્કી કરે, બળદની જોડીને મત આલીએ તોયે દખ છે, તારાને આલીએ તોયે દખ છે. અમારે કોને ખોટું લગાડવું! ચૂંટણી તો કાલ જતી રહેશે. પણ એનો ડંખ ધોવાતાં વખત લાગે. અમારે તો એયે સગા છે ને પેલાયે સગા છે. અમારી બુટે કોને ના પડાય?'

'પણ તમારે ક્યાં સગાની પસંદગી કરવાની છે? તમારે તો એ નક્કી કરવાનું છે કે કોને મત આપીએ તો દેશમાં સ્થિર શાસન સ્થપાય? કોને ચૂંટીએ તો આપણાં વિકાસકાર્યોને વેગ મળે? કોને ચૂંટી

મોકલવાથી દેશમાં અને જ્ઞાતિમાંયે શાંતિ સ્થપાય. તમારે મત આપતી વખતે સગાને નહિ પણ પક્ષને જોવો જોઈએ. ઉમેદવારને જોવો જોઈએ. સગાની દૃષ્ટિએ વિચાર કરો તે બરાબર નહિ.'

'સેવકરામ! પક્ષ ને બક્ષ .....એ બધું તમને સોંપ્યું. અમારે તો બધો વિચાર કરવો પડે. સગો છે તે કાંઈ ના પડાશે? કામમાં આવશે તો એ સગો આવશે, બીજો તો કોઈ સામેયે નહિ જુએ. તમારે ઠીક છે, એકલરામ એટલે જે કહો તે ચાલે, અમારે તો આગળ પાછળનો બધોયે વિચાર કરવો પડે. એ તો આજે મળીને જે તે નક્કી કરીશું.'

અને મેં સાંભળ્યું કે એ લોકોએ રાતના મળી એવો તોડ કાઢયો કે આપણે બે મત આપવાના છે. તો એક મત બળદની જોડીને આપવો અને એક મત તારાને આપવો. ભલે બેયે સગા રાજી થતા.

*

હું રહ્યો પક્ષાતિત. જે ઉમેવાર આવે તે કહે :

'સેવકરામ! આ બાજુનાં ગામડાંમાં અમારી સાથે ન ફરો?'

તો વળી કોઈ ભાષણો ગોઠવવાનો આગ્રહ કરે. પણ મેં મનમાં ગાંઠ વાળી હતી કે મારે કોઈ પક્ષનું ગાણું ગાવું નથી. શકય હોય ત્યાં સુધી તો ચૂંટણી-પ્રચારથી દૂર રહેવું. પણ કોઈ પૂછવા આવે તો સાચી સલાહ આપવી. તેમ જો પ્રચારમાં નીકળવું જ પડે તો સાચા અને સારા ઉમેદવારની તરફેણ કરવી.

હું જિલ્લામાં તો બધે ન ફરું. પણ આ બાજુનાં ગામડાંમાં તો લોકશિક્ષણની દૃષ્ટિએ પણ ફરવું પડ્યું.

અહીં ત્રણ ઉમેદવાર ઊભા હતા. કોંગ્રેસ અને સ્વતંત્ર પક્ષ સામસામે ઘૂરકયા કરતા. ત્રીજા એક સ્વતંત્ર ભાઈ ઊભા હતા. આ સ્વતંત્ર ઉમેદવારનું તો કંઈ ઉપજે તેમ નહોતું. એ થોડાક મત બગાડવાનું કામ કરી રહ્યા હતા. એ તેમની જ્ઞાતિના મત પર મુસ્તાક હતા. હું એ બાજુનાં ગામડાંમાં ફર્યો. લોકોને સીધો સવાલ કર્યો :

'તમે જ કહો, એ ભાઈ ચૂંટાય એટલા મત મેળવે એમ લાગે છે?'

'ના...એને આ ટપ્પા સિવાય બીજો કુણ ઓળખે છે? એને ઘણુંયે કહ્યું કે તું બેસી જા. નાહકનો પૈસાનું પાણી કરે છે. પણ માને તો ને!'

'એ તો એનું પરિણામ એને બેસાડી દેશે. પણ તમે તમારો પવિત્ર મત શા માટે વેડફો છો? તે ચૂંટાવાનો નથી, જેને તાલુકામાંથી મત મળવાના નથી. એને મત આપવાથી ફાયદો પણ શું?'

'એ ખરું...પણ એ અમારો ભાણેજ થાય. મને કે કમને પણ તેને મત આપ્યાં સિવાય અમારો કાંઈ છૂટકો થવાનો છે!'

'તમે કેવી વાત કરો છો? મત તે કંઈ ફેંકી દેવાની ચીજ છે. તમારો ભાણેજ છે તો એને બોલાવો, જમાડો, ધોતિયું પહેરાવો......પણ તેને કંઈ મત અપાય? તમારે તો સેવાભાવી ઉમેવારને મત આપવો જોઈએ જેથી આપણું કામ કરે, આપણો અવાજ રજૂ કરે. તમારા ભાણેજમાં એવી શક્તિ છે ખરી?'

'સેવકરામ! અમે બધુંયે સમજીએ છીએ. અમે એને કહી કહીને થાકયા. પણ અમારી ના પર એ ઊભો છે એટલે હવે ટેકો કર્યા વના કાંઈ ચાલશે? તમારા જેવા આગળ તો પેટછૂટી વાત કરવી સારી. અમારે તો એને જ મત આપવો પડશે.'

હું આ લોકો સામે સાશ્ચર્ય તાકી રહ્યો. મતની કિંમત મારે તેમને કયા શબ્દોમાં સમજાવવી?

*

'સેવકરામ! તમે બે દિવસ ન આવો? બે વર્ષ પહેલાં તમે દુષ્કાળરાહતનું એ પાનું કામ કર્યું હતું. ત્યાં આવી ક્ષત્રિય ભાઈઓને ન સમજાવો?'

એક ઉમેદવારભાઈ મને ત્યાં તેડી જવા આગ્રહ કરતા હતા. હું મનમાં કોચવાતો જતો હતો. ચૂંટણીથી અલિપ્ત રહેવાનો સંકલ્પ કર્યો હતો. પણ ખરડાતો

જતો હતો. એ ઉમેદવાર મને ખેંચવા અપીલ કર્યે જતો હતો :

'સેવકરામ ! તમે તો મારું કામ જાણો છો. હું ધારાસભામાં જાઉં છું તેથે મારા કાર્યને વેગ મળે એ માટે. ગને એમાંથી વેતન મળે તો મારે કમાણીમાં સમય આપવો ન પડે. તો હું આ લોકોનો ચોવીસે કલાકનો સેવક બનું તો એમનું કામ અસરકારક રીતે કરી શકું. '

આ ભાઈની કાર્યદક્ષતા, એમની ધગશ અને ઉત્સાહનો હું સાક્ષી હતો. શિક્ષિત હતા અને લોકજીવનના ઉત્કર્ષમાં ઊંડો રસ લેતા હતા. તેમને હું કઈ રીતે જાકારો આપી શકું ? હું પણ ઇચ્છતો હતો કે આવા સેવાભાવી, ઉત્સાહી યુવાનો ધારાસભામાં જાય તો પ્રજાનો અવાજ રજૂ કરી શકે અને લોકોમાં કામ પણ થાય. આ ઉમેદવારની તરફેણ ન કરું તો કોની કરું ?'

અને હું તેમની જીપમાં બેઠો. પેલા ગામડે ફર્યો.

પણ મારા આશ્ચર્ય વચ્ચે લોકોના મોંએ બીજી જ વાત સાંભળી.

'સેવકરામ, અમે તો મોંએ હાએ હા કરીએ છીએ. પણ તમારી આગળ જૂઠું બોલીએ તો પાપમાં પડીએ. એ ભાઈ સેવાભાવી અને સારા છે એની તો કયા મોંએ ના કહેવાય ? પણ સામે અમારો ભયો ઊભો છે એનું શું ?'

'તો ભલે ને ઊભો......આપણે મત નહિ આપીએ એટલે એ બેસી જ જશે ને !'

'પણ આ તો ધરમસંકટ આવ્યું છે. ભગવાન સોમનાથના નામે ગામેગામ પાણી મુકાયાં છે. અમારે તો બધાંયે ભયાને મત આપવો પડશે.'

'પણ ભયો ત્યાં જઈને કરશે શું ? એ ધારાસભાનું કામકાજ સમજે કે એની ચર્ચામાં ભાગ લઈ શકે એટલું ભણ્યો છે ખરો ? એ લોકોનું શું કામ કરશે ?'

'તો જે ઊભા રહ્યા છે એ બધા ભણેલા છે ? એમના મોં પરથી માંખ ઊડતી નથી એ શું બોલવાના હતા ? એ કરશે એમ આયે કરશે ! સૌના લોક ધારાસભામાં જાય તો અમારી કોમનો કેમ ન જાય ?'

'તમારી કોમનો શું, બધી જ, નાનામાં નાની કોમનો માણસ પણ રાષ્ટ્રપતિ બની શકે. પણ એ માટે કોમ ન જોવાય, લાયકાત જોવાય. આંબેડકર હરિજન જ હતા ને ! છતાં બંધારણના ઘડવૈયા તરીકે તેમને નહોતા મૂક્યા ? આપણે નાત કે કોમના નામે વિચાર કરીએ તે બરાબર નથી. આપણે વિચાર કરવો જોઈએ લાયકાતના ધોરણે. આ પાંચ વર્ષ આપણે બગાડવા માગીએ છીએ કે સુધારવા એ દૃષ્ટિએ જ આનો વિચાર કરવો જોઈએ.'

મેં એ લોકોને ઘણું સમજાવ્યા. મારી સેવાનીયે યાદ આપી. પણ લોક તો બસ એક જ જવાબ આપી રહ્યા :

'બીજો કોઈ હોત તો જરૂર તમારું માન રાખત. પણ સેવકરામ, આમાં તમે દબાણ કરશો જ નહિ. અમારો ભયો ઊભો છે એટલે અમે તો બંધાઈ ગયા છીએ. ભગવાન સોમનાથના નામે શપથ લીધા છે પછી અમારાથી ન ફરાય.'

આ લોકોએ ન પક્ષની વાત કાને ધરી, ન પક્ષોની કાર્યનીતિનો વિચાર કર્યો, ન ઉમેદવારની લાયકાત જોઈ, ન સેવાની કિંમત આંકી...બસ તેમની કોમના નામે જ તેમણે મત આપ્યો.

*

ચૂંટણીઓ પતી ગયા પછી વળી બીજી ઘણી ચોંકાવનારી વાતો સાંભળવા મળી. એક કાર્યકર ભાઈએ આવી પુણ્યપ્રકોપ ઠાલવ્યો :

'સેવકરામ ! આ તે કંઈ ચૂંટણી છે ? માલદાર ફાવે અને સેવાભાવી મરી જાય.'

'શું થયું ?'

'જોતા નથી...અમારા તાલુકામાં શું થયું ? જે વર્ષોથી સેવા કરે છે એ હારી ગયા અને પેલા વેપારીભાઈ જીતી ગયા. આ લોક જ સેવાને લાયક નથી. આમને





વળી મતાધિકાર આપ્યો છે. ચોરલોકો મત વેચે છે. આ દેશમાં લોકશાહી કદી વિકસવાની નથી. જ્યાં પૈસાથી મત ખરીદાતા હોય ત્યાં બીજું શું થાય?'

હું આ અનિષ્ટ નહોતો જાણતો એમ પણ નહિ. દરેક ચૂંટણીમાં પૈસાથી મત ખરીદાય છે એ વાત સાંભળતો આવ્યો છું. એ ભાઈના મોંએ જ એ અનિષ્ટ વિષે જાણવા માગતો હતો એટલે રેંટિયો કાંતતો હું ચૂપ રહ્યો. એ ભાઈ ઉકળાટ ઠાલવ્યે જતા હતા.

'આનો અર્થ તો એટલો જ—એકલા પૈસાવાળા હોય એ જ ધારાસભામાં જઈ શકે. એટલે કોંગ્રેસ પણ પૈસાવાળાને જ ટિકિટ આપે. સેવાભાવી, સામાન્ય સ્થિતિના માણસનો તો આમાં કોઈ કલાસ જ નહિ. પછી લોકોનું કામ કરનારનો કોણ ભાવ પૂછે? આટલા પૈસા ખર્ચીને ધારાસભામાં જનાર તે લોકોનું કામ કરશે કે પછી પૈસા બનાવશે?'

'તમારી પાસે શો આધાર છે કે લોકોએ પૈસા લઈ મત આપ્યા?'

'લ્યો, આ તો ઉઘાડી વાત છે. ગઈ કાલ સુધી જે ગામ અકબંધ હતાં, આપણને ઉઘાડે છોગ ટેકો આપતાં હતાં જે આગેવાનો આપણી સાથે ફરતા હતા. એમને રાતોરાત ફોડ્યા. જેટલા મત પડે એ મત દીઠ પાંચ પાંચ આપવાના નક્કી કર્યા. એ રાતના નહિ નહિ તો દસ હજાર વહેંચાયા હશે.'

'એમને ચૂંટણીનું ખર્ચ કેટલું આવ્યું હશે?'

'મારી ગણત્રીએ પચાસથી સાઠ હજારનું ખર્ચ થયું હશે. એમાં છેલ્લા દિવસે જે પૈસા અપાયા એ જુદા. આ ચૂંટણીઓ એવી મોંઘી થઈ ગઈ છે કે કંઈ કહેવા જેવું નથી. આ વિષે જો વિચાર નહિ થાય તો લોકશાહીના નામનું નાહી નાખવું પડશે.'

એ ભાઈએ રાતોરાત પૈસા વેર્યા કે ન વેર્યા એ તો આપનાર જાણે અને લેનાર જાણે. પણ એટલું નક્કી કે ચૂંટણીઓ ઘણી ખર્ચાળ થતી જાય છે. સામે શ્રીમંત ઉમેદવાર આવે એટલે જીપો દોડાવે. ઠેર ઠેર ઑફિસો ખોલે. માણસો ફેરવે. કેટલાક લાલચુ લોકો એમાં ફસાય. એ કારણે સામા ઉમેદવારને પણ ઘસડાવું પડે. આ સ્થિતિ તો ત્યારે જ નિવારી શકાય જ્યારે લોકો જ પોતાના મતની કિંમત સમજતા થાય. તમારે આગેવાનોના કહેવાથી નહિ કે શેહશરમમાં ખેંચાઈને નહિ પણ સમજપૂર્વક તેઓ મતદાન કરે. આ માટે સેવાભાવી લોકોએ ચૂંટણીટાણે જ નહિ, પણ તક મળ્યે સતત લોકજાગૃતિનું કાર્ય કરવું જોઈએ. નહિ તો જ્ઞાતિવાદ, કોમવાદ, ધર્મવાદ, સગાંવાદ આપણી લોકશાહીને ગુંગળાવી દેશે.

ચૂંટણીમાં પૈસાથી મત લેવાય છે એમ સગાંના દબાણથી પણ મત ખેંચાય છે. હજીયે લોકો શેહશરમમાં દબાય છે. એક ભાઈએ આવી એકરાર કર્યો:

'તમારે ત્યાં તો એ ઉમેદવાર જીતે એવા હતા. કેમ હારી ગયા?' મેં એમને સવાલ કર્યો.

'હાર્યા! એયે કેટલા ઓછા મતે ને તેયે થોડાંક ગામ સગાના દબાણમાં ખેંચાઈ ગયાં. તમે માનશો, મારે ઘેર જ પંદર માણસોનું ધાડું આવ્યું. બધા જ મારા સગા. એ કહે તમે એ ઉમેદવારની તરફેણ કરો છો તો ભલે કરો. તમારે એમને મત આપવો હોય તો ભલે આપજો. પણ હવે ઘર ઝાલીને બેસો.'

'એ તો મારાથી ન બને? મેં ઘણોયે વિરોધ કર્યો. પણ એ લોકો તો હઠ લઈને બેઠા. તો અમે ચૂંટણી પતે ત્યાં સુધી અહીં જ બેસીશું. મારા બાપા અકળાયા. શું કરે! એ વેવાઈને કહે પણ શું? આખરે મારે ઘર ઝાલવું પડ્યું. આ રીતે બે ત્રણને તેમણે દબાવ્યા અને એ ભાઈ હારી ગયા. મને લાગે છે કે એ મારા સામે જ હાર્યા. હું ફર્યો હોત તો આટલો ફેર તો હું કાપી નાખત. સાચું કહું છું સેવકરામ, મારા પસ્તાવાનો પાર નથી. આ સગાંવાદથી હું તો ત્રાસી ગયો છું. આ તો કંઈ લોકશાહી કહેવાતી હશે! મોટા કાર્યકરો પણ જીતવા માટે કેવાં કાળાંધોળાં કરે છે? છેલ્લા દિવસે માણસોનાં ધાડાં ઉતારે. સગાંનાં દબાણ લાવે...આમાં લોકજાગૃતિ ક્યાં આવી! આ



દેશમાં તો લોકશાહીનું ફારસ થાય છે.'

ગામડાની ચૂંટણીમાં સગાંવાદનું ભારે અનિષ્ટ છે. કોંગ્રેસ જેવી ધરખમ સંસ્થા પણ જ્ઞાતિનો ખ્યાલ કરીને ઉમેદવાર પસંદ કરે છે. ચૂંટણીટાણે જ્ઞાતિવાદ સગાંવાદ વધારે વકરે છે. એક બાજુથી જ્ઞાતિવિહીન સમાજરચના કરવા માગીએ છીએ, તો બીજી બાજુ જ્ઞાતિઓના નામે જ મત માગીએ છીએ. આ વિષચક્રમાંથી ક્યારે છૂટાશે !

*

એક ગામમાં ચૂંટણીટાણે બે પક્ષ પડ્યા. એથી ગામને કેવું નુકસાન થઈ રહ્યું છે એનું બ્યાન કરતાં એક ભાઈએ કહ્યું : 'સેવકરામ ! અમે તો આ ચૂંટણીના નામના હાથ જોડ્યા. જેને રાજ કરવું હોય તે કરે. ભલે એ વીસ-પચીસ વર્ષ રાજ્ય કરે. પણ ચૂંટણીનું પાપ ગામડામાં ન આવે તો સારું. અમારા ગામમાં ચૂંટણીના કારણે બે પક્ષ પડી ગયા. ચૂંટણીઓ ગઈ પણ એ ઝેર રહી ગયું. સામ સામે આંખો કાઢે છે. ચૂંટાયેલા ઉમેદવારને ગામમાં બોલાવી વાજતેગાજતે ફેરવ્યા અને હારતોરા કર્યા. એમાં બીજા પક્ષના લોકો છંછેડાયા. એમને થયું કે અમારું તો નાક કાપ્યું. એટલે અંતર ઘટવાને બદલે વધ્યું. હવે તો તમે ગામમાં આવી સંપ કરાવી આપો ત્યારે !'

આ ચૂંટણીટાણે ઘણાં ગામોમાં કલેશ પેઠો છે. આ બધાના મૂળમાં બિનલોકશાહી માનસ રહેલું છે. એ માટે સૌએ યુગધર્મ સમજી, લોકશાહીને સ્થિર કરવા માટે લોકશિક્ષણ આપવું જોઈએ. લોકો જ્ઞાતિ કે કોમ કે ધર્મ કે સગાના નામે મત ન આપે પણ પક્ષનો અને ઉમેદવારના યોગ્યતાનો પણ વિચાર કરે અને સમજપૂર્વક મત આપે. આવતી ચોથી ચૂંટણીમાં આવું સુભગ દર્શન જોવા મળશે ખરું ?



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**લોકનાટ્ય અને ગામડું** : જશવંત ઠાકર. પાનાં ૫૫. રૂ. ૧/૨૦. **જીવનસુવાસ** : રસૂલભાઈ ન. વહોરા. પાનાં ૫૭. રૂ. ૧/—. **ટૉમસ આલ્વા એડીસન** : ઘનશ્યામ નટવરરાય મહેતા. પાનાં ૨૦૮. રૂ. ૩/૨૪. **મીરાંબાઈ—એક મનન** : ડૉ. મંજુલાલ ર. મજમુદાર. પાનાં ૩૧૬. રૂ. ૬/૭૫. **આપણી ખનિજ સંપત્તિ** : નરસિંહ મૂ. શાહ. પાનાં ૧૧૨. રૂ. ૩/—. **ભારતીય સંસ્કૃતિ** : રમણલાલ વ. દેસાઈ. સંક્ષેપકાર : કિશોરકાન્ત એસ. યાજ્ઞિક. પાનાં ૨૨૪. રૂ. ૩/—. **પુરાવસ્તુવિદ્યા** : ડૉ. રમણલાલ ના. મહેતા. પાનાં ૨૮૮. રૂ. ૭/૫૦—. **નાટ્યપ્રયોગ શિલ્પ** : જશવંત ઠાકર. પાનાં ૨૫૩. રૂ. ૫/—. —આઠેયના પ્રકાશક : મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા. **આસવ** : હરીન્દ્ર દવે. પાનાં ૮૮. રૂ. ૧/૫૦. **મધુવન** : સંપા. હરીન્દ્ર દવે. પાનાં ૨૬૦. રૂ. ૪/૫૦. —બન્નેના પ્રકા૦ સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **પિપાસા** : ગોવિન્દભાઈ પટેલ. પાનાં ૨૧૬. રૂ. ૩/૫૦. વોરા એન્ડ કં. પ્રા. લિ., મુંબઈ, ૨. **ભવના ફેરા** : પ્રિયદર્શન. પાનાં ૧૦૨. ન. પૈ. —/૭૫. **મનનું ધન** : પ્રિયદર્શન. પાનાં ૫૨. ન. પૈ. —/૨૫. —બન્નેના પ્રકા. વિશ્વકલ્યાણ પ્રકાશન, હારીજ. **કાનની સંભાળ** : ડૉ. કે. યુ. શાહ. પાનાં ૩૨. ન. પૈ. —/૪૦. **દરિયાની દોલત** : વિજયગુપ્ત મૌર્ય. પાનાં ૩૨. ન. પૈ. —/૪૦. —બન્નેના પ્રકા. પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **ગુજરાતી હિન્દી કોશ** : પાનાં ૫૫૨. રૂ. ૮/ –. **અંકગણિત શીખવવાની પદ્ધતિ** : (૨–૩) : મોહનલાલ પંચોળી. પાનાં ૨૪૦. રૂ. ૫/—. —બન્નેના પ્રકા. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **હિંદી વિદ્યાર્થીઓને** : ગાંધીજી. પાનાં ૭૧. ન. પૈ. —/૬૦. **શર્કરાદ્વીપ મોરિશિયસ અને બીજા ટાપુઓ** : સરોજિની નાણાવટી. પાનાં ૧૨૧. રૂ. ૧/૫૦. **ત્રિવેણી સંગમ** : સંપા. મુકુલભાઈ કલાર્થી. પાનાં ૧૬૦. રૂ. ૧/૫૦. —ત્રણેના પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪.



પ્રધુમ્ન કંચનરાય દેસાઈ

# વધુ નિશાચર પંખીઓ

રાત્રે જ દેખા દેતા અને રાત્રે જ જેમની દિનક્રિયા શરૂ થાય તેવા પંખીઓની નવી લેખમાળા ગયા અંકથી શરૂ થઈ છે તેનો આ બીજો મણકો પણ એટલો જ રસિક અને રસભર છે—અભ્યાસીઓને તે એટલો જ ઉપયોગી નીવડે તેવો પણ...

### મચ્છીમાર ઘુવડ

સામળીના કદનું આ મચ્છીમાર ઘુવડ ઘણી રીતે મોટા ઘુવડને મળતું આવે છે. પણ તેની ખાસીયત અને રંગ સાવ જુદાં જ છે. પુખ્ત વયના મચ્છીમાર ઘુવડનો રંગ કંઈક ઝાંખો અને વધારે રતાશ પડતો જોવામાં આવે છે. આ ઘુવડના પગની નળીઓ લાંબી રહે છે. અને તે મોજાકસ થી હોતાં કારણ કે તેને પાણીમાંથી માછલી, દેડકાં, કરચલા અને એવી જીવાત કાઢવાની હોય છે અને એ જ તેનો આહાર છે. એ ઉપરાંત તે જમીન ઉપરથી વર્તનશીલ પ્રાણીઓ અને સરીસૃપ પ્રાણીઓ તથા પંખીઓ પણ મારી ખાય છે. એની સાંજની બેઠક પાણીના ખાડા જે સૂકાવાની તૈયારી હોય ત્યાં હોય છે. આવા થોડા પાણીમાંથી તેને તેનો આહાર પકડવાની સુગમતા રહે છે. આ માટે વહેલી સવાર અને મોડી સાંજનો સમય તે પસંદ કરે છે.

તેની છાતીમાં સફેદ ડાઘો હોવાથી તેની પીછાન જલદી પડે છે. એ ઉપરાંત તેના ચહેરા ફરતી કાળી લીટી પણ હોતી નથી. તેની પીઠનો રંગ રતાશ પડતો કાળા ચાંદલાવાળો પણ તેમાં થોડો સફેદ રંગ જણાય છે. ત્યારે પેટાળ આછું રતાશ પડતું અને તેમાં કથ્થાઈ ઝાંખી આડી લીટીઓ અને કાળી ઊભી લીટીઓ વરતાય છે. તેના શિંગડીયાં પીંછાંનો છેડો કાળો હોય છે. તેની મજબૂત ચાંચનો રંગ લીલાશ પડતો પીળો હોય છે જેમાં નાક ઉપરની ચામડીનો રંગ લીલાશ પડતો જણાય છે. તેની મોટી આંખો ગોળ અને સોનેરી પીળા રંગની હોય છે. પગનો રંગ રાખોડી પીળો રહે છે. નર–માદામાં તફાવત માલૂમ પડતો નથી. પણ તેની ઉમ્મર પ્રમાણે રંગ ઘેરો આછો જણાય છે.

વસવાટ માટે વનમાં થઈ વહેતા ઝરા અને પાણી ભરેલા ખાડા આસપાસની વનરાજી પસંદ કરે છે. તેની હિંમત મોટા ઘુવડ જેટલી જ જણાય છે અને એ જ માફક પ્રાણી પંખી મારી ખાય છે. આ ઘુવડ મોટા ઘુવડ જેટલું મન ઉપર છાપ નથી પાડી શકતું. જો કે પુખ્ત વયનું આ મચ્છીમાર ઘુવડ કદમાં કદાચ મોટા ઘુવડથી મોટું દેખાતું હોય તો પણ નજીક જવાથી ડરાવવા માટે પોતાના કુટુંબની ટેવ મુજબ ચાંચથી 'ટક ટક' અવાજ તો કરે જ છે. બાકી સાંજના તે બીહામણા અવાજ કરે છે પણ ધુમ્ ધુમ્ જેવો અવાજ તો સામાન્ય છે. સાંજના વનરાજીમાંથી બહાર આવી સુકાઈ ગયેલા વહેતા નાળા કે ખાડા ઉપર આવતી ડાળે બેસે છે. અને ઉનાળામાં સુકાતા પાણી પાછળ અંતર કાપતું રહે છે.

આખા ભારતમાં આ મચ્છીમાર ઘુવડની વસ્તી છે. તેમાં ગુજરાત અને સૌરાષ્ટ્ર બકાત નથી પણ કચ્છમાં તે જોવામાં નથી આવ્યું. સૌરાષ્ટ્રમાં ગીર અને ગીરનારના વનમાં તેની વસ્તી છે. પણ બીજે તે સૌરાષ્ટ્રમાં દેખાયાના સમાચાર નથી મળતા. આથી એક વાત નક્કી થાય છે કે તેને વન્ય પ્રદેશ વસવાટ માટે વધારે પસંદ છે.

ગીરમાં તે જાન્યુઆરીથી એપ્રિલ માસ સુધીમાં પ્રજનન કરે છે અને માળા માટે વૃક્ષની બખોલ પસંદ કરી તેમાં બે સફેદ રંગનાં ઇંડાં મૂકે છે. આ ઇંડાં અને દરેક ઘુવડનાં ઇંડાં લગભગ ગોળ આકારનાં હોય છે.

મચ્છીમાર ઘુવડને અંગ્રેજીમાં The Brown Fish Owl કહે છે અને તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Bubo Zeylonensis (Gmelin) એમ કહેવું જોઈએ.

## ગીરનારી ઘુવડ

કાગડાથી થોડા મોટા કદના ગીરનારી ઘુવડનો રંગ ઘેરો રાખોડી અને રતાશ પડતા કથ્થાઈ અને કાળા રંગના ટપકાંવાળો હોય છે. પાંખ અને પૂંછડી અને પીઠના ભાગનો રંગ કાળો અને ધોળો પણ અંદર બારીક લીટીઓ આવે છે જે ધીરે ધીરે લીટામાં અને તે વળી વધારે પહોળા થઈ પૂંછડી તરફ આવતા રંગમાં ઘેરા કથ્થાઈ થાય છે. માથું અને ગરદન કાળા અને ધોળા રંગના પણ પીંછાંને છેડે કાળાં ટપકાં રહે છે. અને આંખ પાછળ રતાશ પડતો લીટો રહે છે. માથા અને પીઠ ઉપર વધારે રાખોડી પીંછાં હોય છે. આ ઘુવડને માથે શિંગડીયાં પીંછાં રહેતાં નથી. તેનું ગળું ધોળા રંગનું હોય છે પણ દરેક પીછાંની વચ્ચે ચેસ્ટનટ રંગ તથા કાળા રંગની નીચે ધોળી ટપકી આવે છે. પેટાળ ઉપર કાળા અને ધોળા લીંટા આવે છે. અને છાતી વચ્ચે સોનેરી પીળો ડાઘો રહે છે. આંખો નારંગી કથ્થાઈ રંગની, પોપચાં નારંગી રંગનાં અને ચાંચ કાળા રંગની તથા આંગળાં લીલાશ પડતાં કથ્થાઈ રંગનાં હોય છે. એ ઉપરાંત તેના પગમાં મોજાંકસ રહે છે. ચહેરો કાળાશ પડતો રાખોડી અને સરસ જણાતો કથ્થાઈ રંગનો લીંટો આંખ આગળથી ઓડ સુધી ચાલ્યો જાય છે. નર માદા એક જ સરખાં હોય છે.

સૌરાષ્ટ્રના ગીર પ્રદેશમાં આ ઘુવડ પોતાનો 'હુ... હુઉઉઆ હુ...હુ...ઉઉઆ' અને કયારે એકલું 'હુઉઉઉઆ' બોલતાં સાંભળવામાં આવે છે. જ્યાં તે ગીચ વનરાજીમાં વસે છે પણ કાંઈ ખાસ પાણી પાસે હોવાની જરૂર નથી. કચ્છમાં આ ઘુવડની વસ્તી જોવામાં આવી નથી. બાકી ગુજરાતમાં અને ભારતમાં બીજે તેની વસ્તી છે. તેનો આહાર ખાસ પ્રમાણમાં કર્તનશીલ પ્રાણીનો છે. અને ડિસેમ્બરથી માર્ચ સુધીમાં ઝાડની બખોલમાં બે ધોળા રંગનાં ઈંડાં મૂકે છે.

અંગ્રેજીમાં આ ગીરનારી ઘુવડને The Large Mottled Wood Owl કહેવાય છે અને Strix occellata Grandis (Koelz) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## રેવીદેવી ઘુવડ

આપણા કાગડા કરતાં કંઈક મોટા કદના રેવીદેવીનો ધાટ લંબગોળ આછા સફેદ રંગ સાથે હોય છે જેમાં રાખોડી અને તજીઆ કથ્થાઈ રંગનું પીઠ અને માથા ઉપર મિશ્રણ જણાય છે. તેનો ચહેરો બદામ આકારનો રહે છે. તેમાં સહેજ દબાએલી વળેલી અને ધોળાશ પડતી ચાંચ હોય છે અને તેની મોટી આંખનો રંગ કાળાશ પડતો કથ્થાઈ રહે છે. તેની છાતી ધોળા રંગની હોય છે પણ કયારેક તેમાં કથ્થાઈ તલકાં જણાય છે. તે બહુ જ સીધું બેસે છે. તેના પગ તદ્દન મોજાંકસ અને નહોર પ્રમાણમાં નાના હોય છે. રેવીદેવી વહેલી સાંજના ચારા માટે નીકળે છે અને સવાર થતાં પોતાની બેઠક ચાલ્યું જાય છે. તેમાં કેટલીક વખત અવાવરૂ મકાન, વૃક્ષની બખોલ કે ગીચ વનરાજી હોય છે. નરમાદા કંઈ પણ તફાવત વગરનાં હોય છે.

રેવીદેવી ઘુવડ સાંજના ચારા માટે નીકળીને બેસે છે અને કેટલીક વખત 'હો......હુઉઉઉ' જેવો અવાજ કરે છે અને મોડી રાતના વરતીવાળા ભાગમાં ચારો શોધવા પહોંચી જાય છે. જ્યારે આ ઘુવડ ઊડે છે ત્યારે તેની પાંખમાંથી જરાય અવાજ નીકળતો નથી અને હવામાં સરતું આવતું જણાય છે. આના કારણમાં તેનાં પીંછાં બહુ જ સુંવાળાં અને વળે એવાં છે એ ઉપરાંત તેનાં પીંછાંમાં બારીક પુમ આવે છે જેથી તેને અવાજ વગર ઊડવામાં સુગમતા રહે છે. તેની આવી અવાજ વગરની ઊડાનથી તેનો શિકાર ચમકતો અથવા ભડકતો નથી આથી તેને હાથ કરવામાં મુશ્કેલી પડતી નથી.

જો કોઈ બીજું નાનું પંખી આ ઘુવડને પાંદડાંની ઘાટી જગ્યામાં બેઠેલું જોઈ જાય તો તરત જ ભયસૂચક ચહાવો કરી બીજાં આસપાસનાં પંખીને ભેગાં કરે છે. અને તે બધાંને ઘુવડ પ્રત્યે કુદરતી વેર એટલે

તેને ભગાડવા પ્રયત્ન કરે છે અને ઘણી વખત તો આ પંખી સમૂહને ત્યાંથી ભાગી જવાની ફરજ પડે છે તેમાં કાગડાનો શોર તો આ ઘુવડથી ખમાતો નથી.

ભારતમાં આ રેવીદેવી ઘુવડ કયે ઠેકાણે નહિ હોય તે કહેવું મુશ્કેલ છે. અને પૃથ્વીના બીજા ભાગોમાં પણ તેની વસ્તી છે. સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાતમાં તો તેની વસ્તી છે જ.

પ્રજનન માટે કોઈ ખાસ ઋતુ જણાતી નથી પણ ઘણે ભાગે જ્યારે તેને મનપસંદ શિકારની વિપુલતા હોય ત્યારે તે બચ્ચાં આપે છે. પણ તેમાં મે માસથી ઑક્ટોબર માસ કે જ્યારે ખેતરો ચોખ્ખાં થયાં હોય અથવા તો થતાં હોય ત્યારે ખેતરાઉ ઉંદરની વસ્તી વધેલી હોય છે અને તેનો તે પસંદ આહાર છે. તેની ઇંડાં મૂકવાની જગ્યા વૃક્ષની બખોલ, ભીંત કે ભેડાના ઘાંત છે. જેમાં તે ચારથી પાંચ હાથીદાંતના રંગનાં ઈંડાં મૂકે છે. તેનો આકાર લંબગોળ હોય છે. તેનાં બચ્ચાં જોઈને અંદર જોવા જોઈએ તો બચ્ચાં ચાંચનો એવો ટચાકો કરે કે આપણને પાછા હટવાની ફરજ પડે. અને પીંછાં પણ ફુલાવે છે એ ઉપરાંત સર્પના ફુંફાડા જેવો અવાજ પણ કરે છે.

ઘુવડને માટે અનેક અપશુકન માનવામાં આવે છે. તે જેના છાપરા ઉપર બેસે તેના ઘરનું એકાદ સભ્ય સ્વર્ગે સીધાવે છે. પણ તેના બોલવામાં એક ગુણ એવો પણ માનવામાં આવે છે કે તેને બોલતાં સાંભળી વસ્ત્ર વગરના થઈ દોરાને સાત ગાંઠો વાળીને તે સાતે ગાંઠો પાછી છોડી શકીએ ત્યાંસુધી તે બોલ્યા કરે તો તે દોરો તાવને ઉતારવામાં ઘણો જ કિંમતી મનાય છે. એ સિવાય તેનું માંસ અને હડ્ડીને માટે હકીમો અને વૈદો હંમેશાં ખરીદવા તત્પર રહે છે કારણ કે તેના હડ્ડીની નળીઓ બાળકના કંદોરામાં નાખી પહેરાવવામાં આવે છે આથી કોઈ ખરાબ નજર તેના પર ન પડે અને પડે તો પેલી નળી ફાટી જાય છે પણ બાળકને તે નજરમાંથી બચાવી લે છે.

આવું છે છતાં તે તો કલ્પા વગર ચાલે તેવું નથી કે આ રેવીદેવી ઘુવડ ખેડૂતને બહુ જ ફાયદો કરતાં પંખી છે. કારણ કે તેનો ખેતરમાં થતા ઉંદરો ઉપર પૂરો અંકુશ છે. ઘુવડ ઉંદરને બીજાં માંસાધારી પંખી માફક તોડી તોડીને ખાતું નથી. એ તો ઉંદરને આખો જ ગળી જાય છે અને ન પચે તે વાળ અને હડ્ડીને મોં વાટે ગોળીના રૂપમાં બહાર કાઢી દે છે. રેવીદેવી ઘુવડની આંખ અને કાન બન્ને ખૂબ જ તીવ્ર હોય છે. એક વખત આ ઘુવડે પોતાનો અડ્ડો નક્કી કરી લીધો એટલે તે પોતાની જિંદગી સુધી જો તેને કનડવામાં ન આવે તો તે જ જગ્યાએ વસે છે.

રેવીદેવી અથવા કરેલને અંગ્રેજીમાં The Barn Owl કહેવામાં આવે છે અને Tyto Alba (Scopali) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## રવાયડું ઘુવડ

રેવીદેવીના કદને મળતું આવતું આ રવાયડું ઘુવડ રંગે કથ્થાઈ અને કાળા લીટાવાળું હોય છે. પણ તેમાં થોડો ધોળો અને પીળાશ પડતો રંગ ભળી ગયેલો જણાય છે. આવો રંગ તેની પીઠ અને માથા ઉપર હોય છે. દેખાવે જાણે તેમાં કાળા તલકાં લાગે છે. છતાં આ ઘુવડમાં રંગનો તફાવત વ્યક્તિગત આવતાં જણાયો છે. આંખ ઉપર ઝીણાં શિંગડીઆં પીંછાં રહે છે. જે ત્યારે બતાય છે કે તે ખેતરના જાળામાં આરામ કરતાં જણાય છે. ચહેરે તે ગોળ દેખાય છે. આંખો ફરતી કાળી લીટી તો નજીક દેખાય છે. રંગે આંખો સોનેરી પીળી હોય પગ આંગળાં સુધી મોજાકસ રહે છે. આ રવાયડાની ઊડાન બીજાં ઘુવડ માફક ધીરી અને અવાજ વગરની રહે છે. અને જ્યારે તે અદ્ધર ગગનમાં ગેડા મારે છે ત્યારે તેની પહોળી પાંખો જોવામાં આવે છે. નરમાદામાં તફાવત માલૂમ પડતો નથી.

રવાયડું ઘુવડ આપણે ત્યાં સ્થળાંતરી પંખી છે. અને વર્ષાના અટકવા સાથે તે આવી જાય છે. અને ફેબ્રુઆરી માર્ચમાં પાછાં ઉત્તરમાં પોતાના વતન તરફ પ્રયાણ કરી જાય છે. વસવાટ માટે તેઓ બીડકાં

અને ખેતર પસંદ કરે છે. દિવસના ગાળામાં આરામ કરે છે અને રાત થતાં તે પોતાનો આહાર પકડવા બહાર આવે છે. જ્યાં આ ઘુવડ દર વરસ પ્રવાસમાંથી આવી ઊતરે છે ત્યાં જ દર વરસ તે ઊતરે છે. વળી તે સમૂહચારી હોય એમ જણાય છે. જો કે વૈયાં માફક ટોળામાં રહેતાં નથી પણ ખીડમાં જુદે જુદે ઠેકાણે તે ભરાઈને આરામ કરતાં જોવામાં આવે છે. સવારના તેને ઊડવું પડ્યું હોય અને કોઈ શિકારી પંખી તેની પાછળ પડ્યું હોય તો તે બહુ સહેલાઈથી ગગનમાં ઊંચે ઊંચે અને ઊંચે ચઢતું જ જાય છે અને ગમે તેટલી મહેનત છતાં પેલા શિકારી પંખીની પકડમાં આવતું નથી. આવો તેનો બચાવ કોઈ પણ તેને હેરાન કરે તો તે કરે છે.

રવાયડાં ઘુવડનો મુસાફરી માટેનો આવતાં અને જતાં એક જ રસ્તો મનાય છે. નાની નાની ટુકડીમાં ઉત્તરમાંથી દરીઓ ઓળંગીને તેઓ આવે છે. તેના કાન તીવ્ર રહે છે. આ ઘુવડ ભાગ્યે જ વસ્તીમાં દાખલ થાય છે. જ્યાં સુધી આહાર જડે ત્યાં સુધી રવાયડાં એક જગ્યામાં જણાય પછી તે આહાર માટે જગ્યા બદલાવી નાખે છે.

એવું કહેવાય છે કે જેમ આહારની વિપુલતા એમ આ ઘુવડનાં બચ્ચાંની સંખ્યા ચૌદ પંદર સુધી પહોંચી જાય છે. પણ તેનાં બચ્ચાં આપણે ત્યાં થતાં નથી એ તો મધ્ય યુરોપ અને ઉત્તર એશિયામાં બચ્ચાં ઉછેરે છે. અને ભારતમાં શિયાળો ગાળવા આવી પહોંચે છે. સૌરાષ્ટ્ર ગુજરાતમાં તે શિયાળામાં સહેલાઈથી દેખાય છે.

રવાયડા ઘુવડને અંગ્રેજીમાં The Short-eared Owl કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Asio F. Flammeus (Pontopiddan) કહેવું જોઈએ.

### ચીબરી

કાબર જેવડી ચીબરીથી કોણ અજાણ્યું હશે ? પીઠ ઉપર ટપકાં રહે છે જેનો રંગ રાખોડી કથ્થાઈ અને ધોળો રહે છે. પેટાળ ધોળું અને અંદર પહોળા કથ્થાઈ પટ્ટા આવે છે. તેનું ગોળ માથું તાલકેથી સાવ દબાઈ ગયેલું લાગે છે. ગોડમાં ઘણી વખત ધોળો ગલપટ્ટો દેખાય છે. પગ તદ્દન મોન્તકસ હોય છે. આંખો સોનેરી પીળી અને ચાંચ કાળાશ પડતી પણ છેડો પીળો ધોળો રહે છે. ચીબરી આપણું સાર્વસામાન્ય પંખી છે. રસ્તામાં બત્તી ઉપર તેની બેઠક હોય જ. વગડામાં અને ખેતરવાડીમાં પણ તેનો વસવાટ રહે છે.

'ચીરીરીરી ચીરીરીરી' આ તેનો બોલવાનો અવાજ જે સાંભળતાં ઘણાને તો બહુ વહેમ આવી જાય છે પણ હવે તે વહેમ રહ્યો નથી કારણ કે એવું કોઈક જ મકાન હશે કે જ્યાં આસપાસ આ પંખીએ વસવાટ ન કર્યો હોય. ચીબરીના બોલવા બાબત કેટલાક શુકન અપશુકન પણ જુવે છે. તેના અવાજ ઉપરથી બિલાડું કે અજાણી ચીજ કે માણસ નીકળ્યું હોય તો ખબર પડી જાય છે. કેટલીક વખત તો બોલતાં સાંભળવામાં આવે છે. દિવસે તે ભીંતનાં કાણાં કે વૃક્ષની બખોલ કે અવાવરૂ મકાનના છાપરા અંદર આરામ કરે છે.

જ્યારે તે સાંજના ઊડીને બહાર આવે છે ત્યારે પોતાનું માથું ઊંચા નીચું કરે છે અને આપણને વિચિત્ર રીતે જુવે છે. અને માદા આવે એટલે પ્રજનન કરતાં હોય એમ આખું વરસ કરતાં મારા જોવામાં આવ્યાં છે. બહુ નજીક આવવા દેતી નથી.

ચીબરીનો આહાર જીવાત, ગરોળાં, ઊંદરડી વગેરેનો છે. સાંજના બહાર આવીને તરત જ આહાર માટે નજર રાખે છે. તેનો આવો આહાર હોવાથી ઉપયોગી પંખીની ગણત્રીમાં તે આવે છે.

કાયમ ભારતમાં વસવાવાળી છે. સૌરાષ્ટ્ર, ગુજરાત અને કચ્છનુ તો તે સાવ સામાન્ય પંખી છે.

ચીબરીને અંગ્રેજીમાં The Spotted Oulet કહેવામાં આવે છે અને Athene Brama (Temminck) એ એનું વિજ્ઞાનિક નામ છે.

ફુલ્ટન ઑસ્લર

# આપણા મિત્રોમાં શ્રદ્ધા

શ્રદ્ધા અને વિશ્વાસ રાખવાનું માનવજાતને હરેક કાળે સમજાવાય છે. અને છતાં એની જ ખામી વરતાય છે. **શ્રી છોટાલાલ માનસિંગ કામદારે** ગુજરાતીમાં ઉતારેલી આ બોધદાયક કથા શ્રદ્ધા અને વિશ્વાસનું સરસ ઉદાહરણ પૂરું પાડે છે...

થોડાં વર્ષો પહેલાં વસંતઋતુની એક મધરાતે, હું એક મિત્ર સાથે દલીલમાં ઊતરી પડ્યો હતો. તે વિખ્યાત માણસ હતો અને જોખમદારી તથા સત્તાવાળું સ્થાન ધરાવતો હતો. અમે સેન્ડવિચ તથા દૂધ લેતા મોડી રાતે ભોજનના ટેબલ પર બેઠા હતા ત્યારે હું જેને મનુષ્યના સ્વભાવમાં તેની અખૂટ શ્રદ્ધા હોવાનું ધારતો હતો તે માટે ટીકા કરવાની મેં હિંમત કરી. મેં તેને કહ્યું કે, અનેક વખત તમારા મિત્રોએ તમારો દ્રોહ કર્યો છે. તમારે લોકોમાં વધારે શંકા રાખવી જોઈએ.

તે હસ્યા. જાણે માફી માગતા હોય તેમ તેણે હાથ પહોળા કર્યા અને કહ્યું :

'મારાથી તે બની શકશે નહિ. મારે લોકોમાં શ્રદ્ધા રાખવી જ જોઈએ. કેટલાક મિત્રો તમને વહેલામોડા દગો દે તો પણ વફાદારીના ટકા વધી જાય છે. જીસસનેય બાર મિત્રો હતા, અને જુડાસ એક હતો. હું ધારું છું કે અત્યારની રાજકીય વફાદારીની સરેરાશ બારમાં એક કરતાં ઊંચી છે. હું ધારું છું કે મારા કૉલેજ જીવન દરમિયાન એક અસાધારણ વસ્તુએ મારા શેષ જીવનમાં મારા જાતિભાઈમાં શ્રદ્ધા રાખવાની ટેવ મારામાં પાડી છે.'

મારા એક મિત્ર—જેને હું ફ્રેન્કના નામથી ઓળખાવીશ, સદીની શરૂઆતમાં પૂર્વની યુનિવર્સિટીમાં દાખલ થયો. તેની ઓરડીનો સાથી પૉલ નામનો ઉદાસીન યુવક હતો. તેના પિતા બહુ કડક હોઈ પિતા પુત્ર વચ્ચે અણબનાવ હતો. એમ લાગે છે કે તે વૃદ્ધ ગૃહસ્થ બાલ્ટીમોરમાં સ્ત્રીઓના પોશાકનો પાછળનો ઘેર ઊંચો રાખવા ગાદી તથા કમ્મરપટા બનાવતા હતા. શરૂઆતમાં તેની પાસે કંઈ નહોતું પણ પછી તે સારું કમાયા હતા. પોતે કૉલેજમાં પગ મૂકેલ ન હોઈ તેને ઉચ્ચ કેળવણી પ્રત્યે તિરસ્કાર હતો. માત્ર તેની પત્નીની સામાજિક મહત્ત્વાકાંક્ષાએ પૉલને યુનિવર્સિટીમાં દાખલ કરવા સમજાવ્યા હતા.

તે સમયમાં પણ અઠવાડિયે એક ડૉલર ખર્ચવાનું કૉલેજના વિદ્યાર્થી માટે વધારે ગણાતું નહિ, અને પૉલને તેટલા જ પૈસા મળતા હતા તેથી તેના પર કરજ થાય તેમાં નવાઈ જેવું નહોતું. એક દિવસ તેણે ફ્રેન્કને પોતાના પર પરચુરણ પરચુરણ સો ડૉલરનું

---

**વનચીબરી**

વનચીબરી પણ કાબરના કદની આવે છે. અને ઘણી રીતે ચીબરીને મળતી આવે છે. પણ તેના રંગમાં રતાશ પડતા સફેદ લીંટા આવે છે. પેટાળ ધોળા રંગનું તેમાં કાળાશ પડતી કથ્થાઈ લકીરો આવે છે. પૂંછડી કથ્થાઈ રંગ અને તેમાં ધોળી લગભગ નવ પટ્ટીઓ આવે છે. આંખો તો સોનેરી પીળી અથવા કથ્થાઈ રહે છે. કેટલાંક પંખીને ઝાંખો ઓડમાં પટ્ટો આવે છે. નરમાદામાં તફાવત નથી આવતો.

તેનો વસવાટ વનમાં છે અને સાંજને સમયે બોલતાં સાંભળવામાં આવે છે જેમાં તે કુઉઉઉ કુઉઉઉ જેવો અવાજ કરે છે. આ વનચીબરી આબુ અને ડાંગમાં થાય છે. સૌરાષ્ટ્રમાં તેની વસ્તી જણાઈ નથી જ્યાં તે ફેબ્રુઆરીથી મે માસમાં બચ્ચાં ઉછેરે છે. તે વૃક્ષથી બખોલનો માળા માટે ઉપયોગ કરે છે જેમાં બેથી ચાર ધોળાં રંગનાં ઈંડાં મૂકે છે.

વનચીબરીને અંગ્રેજીમાં The Jungle Owlet કહે છે અને Glaucidium Radiatum (Tickell) એ એનું વિજાનિક નામ છે.



દેવું હોવાનું જણાવ્યું. ફ્રેન્ક તેને તેટલા પૈસા ઉછીના આપશે કે કેમ તેમ પૂછ્યું. ફ્રેન્કે પોતે થોડી અગવડ ભોગવીને પણ પૈસા આપ્યા અને શિયાળાની અધવચમાં પોલે તે પાછા આપી દીધા. જ્યારે પહેલું વર્ષ પૂરું થયું અને એક ઓરડીમાં રહેનાર સાથીઓ છૂટા પડયા, ત્યારે તેઓ હજુ મિત્રો જ હતા. પણ જ્યારે પોલ સપ્ટેમ્બરમાં કોલેજમાં ફરીથી આવ્યો નહિ ને કોઈને તેના ખબર અંતર મળ્યા નહિ ત્યારે ગણગણાટ થવા લાગ્યો. ધીમે ધીમે બીજા વર્ષના વિદ્યાર્થીઓ એકબીજાને પોતાના અનુભવો કહેતા હતા અને ગેરહાજર રહેલા પોલને ઉછીની આપેલ રકમોનો સરવાળો કરતા હતા ત્યારે જાણવામાં આવ્યું કે તે બારસો ડોલરનું કરજ કરીને અદૃશ્ય થઈ ગયો હતો. ખૂબ જ ગુસ્સામાં એવો નિર્ણય કરવામાં આવ્યો કે પોલના પિતા ઉપર પત્ર લખીને તે રકમની માગણી કરવી. ત્યારે ફ્રેન્કે કહ્યું : 'જો તમે તેમ કરશો તો શું થશે તે તમે જાણો છો, બુઢ્ઢો પોલને હંમેશ માટે કાઢી મૂકશે, તે તે પ્રકારનો કંજૂસ છે. આપણે રાહ જોઈએ અને પોલને તક આપીએ. હું હજુ પણ માનું છું કે તે પ્રમાણિક માણસ છે. હું હજુ પણ માનું છું કે મને જેમ મળ્યા તેમ તમને પણ તમારા પૈસા પાછા મળશે.'

તેનું વકતૃત્વ એવું હતું—તે બીજાને સમજાવી શકે તેવો માણસ હતો—કે બધા તેની સામે સંમત થયા. વર્ષો વીતી ગયાં. વિદ્યાર્થીઓ સ્નાતક થઈ ગયા છતાં કોઈને પોલ તરફથી કંઈ ખબર ન મળ્યા—એકંદરે પંદર વર્ષ વીતી ગયાં. છેવટ એક રાત્રે કોલેજની કલબના ભોજન સમારંભમાં ફ્રેન્ક ઉચ્ચ આસન પર બેઠો હતો. તેણે પહેલા વકતાની ઓળખાણ આપીને પોતે ધ્યાનપૂર્વક સાંભળવા સ્થિર થયો ત્યાં તેના ખભા પર એક અજાણ્યો હાથ પડયો. તરત જ ફરીને જતાં તેણે તેની સામે એક અજાણી વ્યક્તિને ઊભેલ જોઈ. મૂછો તથા દાઢીવાળા ટૂંકા માણસે બેવડા ચશ્મા ચડાવ્યા હતા. 'ફ્રેન્ક, મને ઓળખતો નથી ? હું પોલ છું ! જરાયે મુંઝાઈશ નહિ. હું કંઈ ધાંધલ કરવાનો નથી. હું ખૂબ જ ગંભીર બની ગયો છું. પણ તારે મારા પર એક મહેરબાની કરવી પડશે. મારે ભાષણ આપવું છે. જ્યારે આ વક્તા બોલી રહે ત્યારે તું મારી ઓળખાણ આપીશ ? હું ફક્ત પાંચ જ મિનિટ બોલીશ, મારું હૃદય ખોલીશ અને પછી મરવાની આશા રાખીશ.'

હવે ફ્રેન્કને રંગભૂમિથી દૂર ભજવાતું નાટક ગમતું હતું. પોલ શું બોલવાનો છે તેની તેને લેશમાત્ર પણ ખબર નહોતી છતાં તેને ગમે તેટલું મળે તો પણ તે ના પાડવાનો ન હતો. જ્યારે તક આવી ત્યારે તેણે જાહેરાત કરી કે 'હવે પછીના આપણા વક્તા એક નવું વધારાનું આકર્ષણ છે. અમે કોલેજના પહેલા વર્ષમાં ભણતા ત્યારના તે અમારા જૂના મિત્ર છે. સંભવ છે કે આપણા પૈકીના કોઈ પણ તેને ભૂલી નહિ ગયા હોય. આપણે તેના વિષે અનેક વખત વાતો કરી છે. હવે આજે વર્ષો પછી તે પોતે જ બોલવા માટે અહીં હાજર છે.' આમ કહીને તેણે નામની જાહેરાત કરી અને બિનઆમંત્રિત મહેમાનને વ્યાસપીઠ તરફ દોરી ગયો.

પોતાના આગલા વર્ગસાથીઓ પ્રત્યે સાચું હસીને પોલે શરૂઆત કરી :

'ગૃહસ્થો, મને ખબર છે કે આપણા પૈકીના બધા અહીં હાજર નથી. આપણા પૈકી કેટલાક મૃત્યુને આધીન થયા છે. કેટલાક અહીં આવી શકયા નથી. મને ખાત્રી છે કે તમે સંમત થશો કે અહીં હાજર રહેલાઓ અને જે અહીં ગેરહાજર છે તેમને મારે એક જ વાત કહેવાની છે, કે પોતાની પાછળ પુષ્કળ દેવું મૂકીને ભાગી જનાર માણસ હું જ છું. જ્યારે મેં પૈસા ઉછીના લીધા હતા ત્યારે હું માનતો હતો કે તે પાછા આપવાનો રસ્તો મને મળશે પણ તેમાં મને નિરાશા પ્રાપ્ત થઈ. ઉનાળાના અધવચ્ચે મને લાગ્યું કે હું પૈસા ભરી શકું તેમ નથી, હું બીકણ હોવાથી. મારા પિતા પાસે જવાની હિંમત કરી શકયો





નહિ અને એક જ—નાસી જવાનો—વિચાર આવ્યો. તેથી મેં એક વહાણમાં નોકરી નોંધાવી અને મેં અર્ધા જગતની પરકમ્મા કરી. પણ કેન્ટનમાં મેં મારી નોકરી ગુમાવી અને હું ત્યાં અટકી પડ્યો. ગૃહસ્થો, કદાચ તમને જોડી કાઢેલ વાત લાગશે પણ તેમ છતાં સત્ય હકીકત એ છે કે હું ચીનમાંથી બહાર નીકળું ત્યાર પહેલાં યાંગ્સે નદી પરના બહારવટિયાઓએ મને પકડી લીધો, તેઓએ મારી પાસેથી બધું—પાટલુન સુદ્ધાં લઈ લીધું, તેમણે મારી પાસે ફક્ત એક કાગળનો ટુકડો રહેવા દીધો હતો. તેમના મનથી તે જરા પણ કીમતી નહોતો પણ મારું તો તે સર્વસ્વ હતો. ઘણાં સાહસોમાં મેં તે કાગળને સાચવી રાખ્યો હતો. છેવટ હું સ્વીટ્ઝર્લેન્ડ પહોંચ્યો. લુસેનના વિશ્વવિદ્યાલયમાં મેં મારી કેળવણી પૂરી કરી. અંગ્રેજીના શિક્ષક તરીકે નોકરી કરીને હું મારું ગુજરાન ચલાવતો હતો. પાછળથી હું મદદનીશ પ્રોફેસર થયો. અત્યારે હું પ્રોફેસર છું. મેં એક સ્વિસ શિક્ષિકા સાથે લગ્ન કર્યાં અને અમારે ચાર બાળકો છે.

ગૃહસ્થો, તમે જાણો છો કે દુનિયાના કોઈ પણ ભાગમાં કૉલેજના પ્રોફેસરને મોટો પગાર મળતો નથી, પણ યુરોપમાં તો અહીં કરતાં પણ ઓછો પગાર અપાય છે. આમ છતાં, આ બધાં વર્ષો દરમિયાન, મારું કુટુંબ વધતું હોવા છતાં મારા અલ્પવાડિક પગારમાંથી મેં થોડું બચાવ્યું છે. આજે થોડું, કોઈ વખત બીજે દિવસે વધારે—મારા આત્મામાં હું આ પ્રસંગની રાહ જોતો. આટલાં બધાં વર્ષો સુધી જે મહાન રાત્રિનું મેં સ્વપ્ન સેવ્યું હતું, અને છેવટે તે રાત્રિ આજ આવી પહોંચી છે.

તમને પાછા આપવાના પૈસા મારા ખીસામાં છે. અને તમે બધા જુઓ છો તેમ તે કાગળનો ટુકડો મારા હાથમાં છે. તેમાં વિદ્યાર્થીઓના નામ અને તેમણે મને ઉછીની આપેલી રકમ, મારું દેવું અને દેવાદારનાં નામ છે. તમને પૈસા પાછા આપવા માટે હું અત્યારે તૈયાર છું અને આને માટે હું ઈશ્વરનો આભાર માનું છું.'

ગંભીર શાંતિમાં ફ્રેન્ક ઊભો થયો, પોલ પાસે ઊભો રહ્યો અને પોતાના હાથ તેના ગળામાં નાખી ગાવા લાગ્યો કે 'તે આનંદી ભલો માણસ છે.' બધા આ સંગીતમાં સામેલ થયા.

મારા મિત્રે મને કહ્યું: 'હવે તમે જોઈ શકશો કે એકથી વધારે વખત તમને જણાશે કે મનુષ્ય સ્વભાવમાં તમે મૂકેલો વિશ્વાસ એળે જતો નથી.'

મેં આ વાત ક્યાં સાંભળી હતી? વ્હાઈટ હાઉસનો ઉપલો ઓરડો જે પ્રમુખનો અભ્યાસ ખંડ કહેવાય છે ત્યાં. અને મને વાત કહેનાર મિત્ર કોણ હતો? ફ્રેન્કલિન ડી. રુઝવેલ્ટ.



બાળકોની ઇસ્પિતાલમાં કેટલાક દાક્તરો એક ત્રણ વરસની ઉંમરના છોકરાને તપાસતા હતા ત્યારે એ છોકરાને ઓરડામાં ચાલવાનું કહ્યું. છોકરો ધીમેથી એની ખુરશી ઉપરથી ઊભો થયો અને ચાલવા લાગ્યો—એની કમ્મરને બંને હાથે બરોબર જકડી રાખીને.

'બેટા, તારા હાથ તું કમ્મરેથી ખસેડી નથી શકતો?' દાક્તરોએ ગભરાયેલા ચહેરે પૂછ્યું.

છોકરાએ ના પાડી એટલે દાક્તરોએ પૂછ્યું: 'તારા હાથે તો કાંઈ થયું નથી ને?'

એની પણ છોકરાએ ના પાડી એટલે તેમાના એક શાણા દાક્તરે કહ્યું: 'તું મારા ખાતર હાથ ખસેડી લેવા પ્રયત્ન ન કરે?'

'ના.' છોકરાએ જવાબ આપ્યો, 'મારો પાયજામો મારે પકડી રાખવો પડે તેમ છે.'

× × ×

કહેવાય છે કે દરેક બ્રિટિશરના લોહીમાં સાગર ભળેલો છે. એથી બહુ નવાઈ પામવા જેવું નથી. બ્રિટિશ ટાપુનાં ગામડાં અને શહેરો સાગરથી એકસો વીસ કિલોમીટર સુધીમાં આવેલાં છે. ભરતી અને તોફાન વખતે જમીનના કોઈપણ દૂરના ભાગ સુધી મોજાંનાં પાણીનો છંટકાવ થાય છે.



આ બાળક બાળક હોય છે ત્યારે કંઈજ સમજતું નથી. એની હાજરીમાં થતાં કાર્યો, વડીલોની વર્તણુક વગેરે સમજવાને તે અશક્ત છે એવી ઘણી જૂની માન્યતા ચાલતી આવી છે. પરંતુ બાળક ઉપર સંસ્કાર અને વાતાવરણની અસર કેવી મજબૂત રીતે પકડ લે છે તે તો બાળક બાળક મટી સમજણી વ્યક્તિના સ્વરૂપમાં આવવા લાગે છે ત્યાં જ માલૂમ પડે છે. અને ત્યારે વડીલો કે માબાપ પોતાની ભૂલ નહિ પરંતુ એ બાળક જ વંઠી ગયેલો, ખરાબ સોબતે ચડી ગયેલો, 'શું કરીએ છોકરો એવો નાપાક નીકળ્યો કે 'બિચારાં' માબાપને ઊંચા નીચાં કરી મૂકે છે.' અને એ જ વડીલો બીજાની હાજરીમાં નફ્ફટ, નાપાક, નાલાયક—જેટલાં બિરૂદો આપી શકાય તેટલાં આપે છે. અને બાળક સાચે જ 'નફ્ફટ,' 'બેશરમ' બનતું જાય છે.

આપણને બાળકો ગમે છે. પણ એમનું 'તોફાન' નથી ગમતું. એ માથાકૂટિયું, વધારે પડતું ન કરવાનું કંઈ કરી રહ્યાં હોય તેવું લાગે છે. કારણ તેની નાની વાતોમાં રસ કેળવી તેને જવાબ આપવાનો વખત આપણને નથી. આપણે કંઈ કરતાં હોઈએ, અરે, કોઈની સાથે વાત કરતાં હોઈએ ત્યારે પણ બાળકના પ્રશ્નનો જવાબ અને તે પણ એક પછી એક વધતી પ્રશ્નાવલિના રૂપમાં તો ગુસ્સો કરાવે છે. બાળક પ્રત્યેની 'મમતા' આટલી જ રાખી શકીએ છીએ. અને જ્યારે આપણે કંટાળ્યાં હોઈએ, બહારથી થાકીને આવ્યાં હોઈએ ત્યારે બે ઘડી આનંદ લેવા એની સાથે રમવાની, એની કાલી કાલી ભાષા સાંભળવી મીઠી લાગે છે. આપણું મન બહેલાવવા બાળક ગમે છે.

બાળકની પ્રગતિ આપણે ઇચ્છીએ છીએ. દરેક માતા પોતાનું બાળક નામના મેળવે તેમ પણ ઇચ્છે પરંતુ તેની પાછળ આપવો પડતો સમય કોઈ શિક્ષક કે બીજાને સોંપવાથી ચાલી શકતું હોય તેમ જ ઇચ્છે છે. બાળકના નાના મોટા દરેક કાર્યમાં તેના માતાપિતાએ હર્ષપૂર્વક રસ લેવો જોઈએ અને મૈત્રીભાવથી તેની મુશ્કેલી ટાળવા પ્રયત્ન કરવો જોઈએ. બાળકનો પાયો જ સમૃદ્ધ બનાવવામાં આવે, તેની જિજ્ઞાસા સંતોષવામાં આવે અને શિસ્તબદ્ધ જીવન જીવતાં શીખવવામાં વડીલો પણ જો કમર કસે તો આપણી ભાવી પ્રજાને સમૃદ્ધ બનાવવામાં કેટલેક અંશે સફળતા પ્રાપ્ત થાય.





## માબાપને ભોગે

'બિચારી મા શું કરે, છોકરો એવો નાપાક નીકળ્યો છે કે એને તો બિલકુલ ગાંઠતો નથી.'

'માબાપના કબજામાં રહે નહિ અને સામું બોલે એ છોકરો કેવો!'

'મા તે એકલી કોનું કરે! ઘર સંભાળે, નોકરી કરે કે કકળાટ જ ચાલુ રાખે? એનું ધાર્યું કરાવ્યા વગર રહે જ નહિ અને કહ્યું માનવામાં તો તે સમજ્યો જ નહિ.'

ચાલુ વાર્તાલાપમાં હું જઈ ચડી. મેં પૂછ્યું: 'કેમ માલિનીબહેન, શું ચાલે છે? તમારો બાબો કેમ છે?'

'શું કહું, આ એનું જ પારાયણ કરું છું.'

મારી રોજની ટકોર એમને હોય છે કે તમે હાથે કરીને એને ચઢાવ્યો છે અને હવે માથે હાથ દઈને બેસો છો. વાંક તમારો જ છે. હજુ પણ પ્રયત્ન કરશો તો ઘણો ફેર પડશે. પણ માલિનીબહેન હવે પ્રયત્નમાંથી પણ પાછાં પડ્યાં છે.

માલિનીબહેનને બે દીકરા અને ત્રણ દીકરીઓ છે પણ વચલો છોકરો કહ્યામાં રહેતો નથી. તે કંઈ જુદી જ રંગતે ચઢી ગયેલો છે. હજુ તો માંડ બાર વર્ષનો હશે અને કહે શું ને કરે શું! નિશાળે જવાનું નામ દઈને જાય, નિશાળમાં તો હોય જ શેનો? અઠવાડિયામાં બે ત્રણ દિવસ તો બહાર જ રખડતો ફરે. ઘેર કોઈને કેટલાય વખત સુધી ખબર ન પડે. કોઈ એના ભાઈબંધે વાતવાતમાં વાત કરી. ક્યારેક નિશાળમાંથી, ઘેરથી જ્યાંથી લાગ મળે ત્યાંથી પૈસા ચોરતો અને જે મનમાં આવે તે ખાવામાં ખર્ચી નાખે.

ધીમે ધીમે એવી ખરાબ સોબતે ચઢી ગયો કે ન પૂછો વાત. એક દિવસ શિક્ષકે તેની ગેરહાજરીનું પ્રમાણ કાઢી તેને તેની આ વર્તણુકના બદલામાં 'ડીસમીસ' કરવાની વાલીને ચિઠ્ઠી લખી. અને માના હોશકોશ ઊડી ગયા. છોકરાને કંઈ કહેવા જાય તો સામી ચાર ચોપડાવે. હવે ઇલાજ શો કરવો?

માલિનીબહેનને ત્રણેક બાળકો થયાં ત્યાં સુધી ઘરસંસાર સુખેસમાધે ચાલતો હતો. પણ ચોથા બાળક પછી આર્થિક મૂંઝવણ મૂંઝવવા લાગી. થોડું ભણેલાં માલિનીબહેને પતિની સંમતિથી નોકરી સ્વીકારી ઘરનું કામ પતાવી બપોરના સમયે બહારનું કામ કરવા માંડ્યું.

આર્થિક મૂંઝવણનો કંઈક સહારો રહ્યો. થોડા સમય સુધી તો નાવ ધીમે ધીમે મધદરીએ પહોંચ્યું અને ત્યાં જ તેમના પતિની ઈર્ષા-વૃત્તિ ભભૂકી ઊઠી. બેશક એનું કારણ બીજું જ હતું. સુખી સંસારમાં આગ મૂકવી ખૂબ સહેલું છે અને તે પણ કાચા કાનના માનવીને સમજાવતાં વાર જ ન લાગે. અને પતિ-પત્ની બન્ને વચ્ચે વહેમનું વાતાવરણ જન્મ્યું. વહેમનું કોઈ ઓસડ નહિ અને ઘરમાં કંકાસ પેઠો. ઘરના પતિ પત્નીના કંકાસમાં બાળકોનું આવી બન્યું. સૌથી નાનો બાબો હતો તે રોજનો કંકાસ જોઈને ગભરાઈ જતો. બાબો પણ એવો ઉસ્તાદ. જે બાજુ જરૂર લાગે તે

બાજુ જ ઢળી પડે. એનું પલ્લું કઈ બાજુ નમશે તે કોઈને ખબર ન પડે.

ઘરમાં કંકાસ વધતો ગયો અને બાબાભાઈને ફાવતું મળ્યું. ક્યારેક બાપા ખુશમાં હોય ત્યારે તેમને ફરવા લઈ જાય અને ચારપાંચ આના ખરચી પણ કાઢે. મા તો બપોરે ઘેર હોય નહિ. બાપ ઘેર આવે ત્યારે સી. આઈ. ડી.ની માફક તપાસ આદરે. આમ એક પછી એક દિવસો એવા આવ્યા કે જેમાં માલિનીબહેનની સહનશક્તિની હદ દેખાઈ રહી. અને બન્નેના ઝઘડામાં બન્નેને ઊંડા ભણાવી રખડતો, રઝળતો થઈ ગયો.

## ઊલટી ધારણા

શાન્તાના પતિ ગુજરી ગયા ત્યારે તેને એક બાબો તો હતો જ. તેના પતિને સારી નોકરી હતી, આવક સારી હતી. સંયુક્ત કુટુંબમાં સંપીને રહેતાં હતાં. પણ એક દિવસ અચાનક સાંજે ઘેર આવ્યા ને હૃદયનો દુઃખાવો ઊપડ્યો. અને હજુ તો દવાદારૂ કરીને દર્દ પરખાય એ પહેલાં તો તેમની આંખ મીંચાઈ ગઈ. ઘરમાં રોકકળ શરૂ થઈ. એક કમાતી મોભાવાળી વ્યક્તિ ચાલી ગઈ. શાન્તાના લગ્ન થયાંને માંડ ચારેક વર્ષ થયાં હતાં. નાની ઉંમરમાં આવી પડેલી જવાબદારીને કઈ રીતે હળવી કરવી! ન કોઈ મહિયરમાં સગું વહાલું, માબાપ નાનપણથી જ ગુજરી ગયેલાં. એક નાની બહેન હતી. અને શ્વસુરપક્ષે તો મોભ તૂટતાં જેટલાં મહેણાં મરાય તેટલાં શરૂ થવા માંડ્યાં. શાન્તા તો વધુ દુઃખી થવા લાગી, તબિયત બગાડી નાખી અને એક દિવસે સાસુએ ખોટા આરોપ મૂકીને વહુને કાઢી મૂકી. વહુ જાય ક્યાં?

સારા નસીબે શાન્તા શાળાંત પાસ હતી. એટલે કંઈક વધુ પ્રયત્ન થાય તો તેને કંઈક કામ મળી રહે અને ઓશિયાળી જિંદગીથી બચે. એમ વિચારી કોઈ શાળાની નોકરી માટે પ્રયત્નશીલ રહી.

તેની નાની બહેન મામાને ત્યાં રહેતી હતી. શાન્તા પણ નોકરી ન મળી ત્યાં સુધી તેમની સાથે રહી. દરમિયાનમાં નાની બહેનનું વેવિશાળ કરી લગ્ન પણ કરી નાખ્યાં. અને બીજે જ મહિને શાન્તાને એક ગામડાની નિશાળમાં નોકરી મળી ગઈ.

શાન્તાએ શાળામાં ભણાવવાનું શરૂ કર્યું. છતાં એના મન ઉપર બોજો હતો. તેનો બાબો તેનાં સાસુ પાસે જ હતો. તેને લેવા એ એક બે વખત જાતે ગઈ, પણ આપ્યો નહિ. પતિના પ્રોવિડંટ ફંડ વગેરે મિલ્કતની પણ તે ભાગીદાર હતી પણ એ બધું તો લડ્યા વગર મળે તેવી કોઈ શક્યતા નહોતી. એકલા હાથે તે કંઈ જ કરી શકે તેમ નહોતી. પણ હવે તો નાની બહેન અને બનેવીનો પણ સહારો હતો. જો કે બહેનને ઓછું ન આવે, પોતાનું કોઈ નથી એમ ન લાગે એટલે અવારનવાર તેને કંઈક ને કંઈક વસ્તુ શાન્તા જ લઈ આપતી.

બનેવીના સહારાથી શ્વસુરપક્ષ સાથે સમાધાન તો કર્યું પણ બાબો....? એ તો એમણે ન જ આપ્યો. છતાં મન વાળીને તેણે રહેવા માંડ્યું. એક પછી એક અનુભવોમાંથી પસાર





થતી શાન્તાને એમ લાગ્યું કે હવે કંઈક સ્થિર થવાશે. અને શાળાનાં બાળકોમાં જ મન પરોવ્યું.

નસીબ બે ડગલાં આગળ હતું. માંડ વરસેક જરા શાંતિથી રહી ત્યાં નાની બહેનને સુવાવડ કરવા પોતાને ઘેર બોલાવી. એક કામ પત્યું નથી ત્યાં તો બનેવીને ધંધામાં ખોટ આવી. અને શાન્તા પાસે પૈસાની ઉઘરાણી કરી. શાન્તા ક્યાંથી લાવે! પણ જે કંઈ થોડીઘણી બચત હતી તે આપી દીધી. એટલાથી તો ક્યાંથી પતે! આર્થિક રીતે તેના બનેવી હવે ખલાસ થઈ ગયા હતા. નોકરી કરવાના હોશ નહોતા. માણસની ક્રૂરતાને પણ કેટલીક વાર હદ હોય છે. બનેવીએ બહેનને કાઢી મૂકી: 'જા તારી બહેન પૂરું કરશે, મારા ઘરમાં તું નહિ.' ખૂબ મારઝૂડ કરવા માંડી.

પડોશીએ શાન્તાને સમાચાર મોકલ્યા કે 'કસાઈવાડેથી છોડાવવા તુરત આવો નહિ-તર બહેન ગુમાવશો.'

શાન્તા તુરત જઈને બહેનને લઈ આવી. જે બનેવીની ઓથ પોતે મેળવશે એમ માનનાર શાન્તાને આજે તો ઊલટી જ દિશા જોવા મળી હતી.

## અજ્ઞાનતા અને વહેમ

એક દિવસ હું રમાબહેનને ત્યાં બેઠી હતી ત્યાં એમની પડોશનાં કમળાબહેન તેના બાબાને લઈને આવ્યાં. કમળાબહેનને છએક વર્ષનો છોકરો હતો. તેના વાળ પણ ખૂબ વધારેલા હતા. કપડાં પણ છોકરાના જ પહેરેલાં હતાં એટલે છોકરી હોવાનો પ્રશ્ન નહોતો. છતાં મારાથી ન રહેવાયું એટલે પૂછ્યું. અને તે છોકરો જ છે પણ તેની બાધા ઉતરાવવાની બાકી છે. બાધા ઉતરાવવા બીજે ગામ જવું પડે. અને જેટલાં વર્ષ નક્કી કર્યાં હોય તે પૂરાં થાય પછી જ વાળ ઉતરાવવાના.

રમાબહેને વાત વળી માંડીને કહી:

કમળાબહેનને સાત બાળકો જન્મ્યાં. પણ બધાં જ જન્મીને ચાર છ મહિનાથી વધુ જીવે જ નહિ. એમણે રાખેલી નાની નાની બાધાઓ પણ અફળ જવા માંડતી અને સાત સાત સુવાવડો પછી પણ તે બાળક વગરનાં જ રહેતાં. અને આઠમી સુવાવડે જન્મેલો આ બાબો—જેને આજે ભીખુ કહીને સૌ બોલાવીએ છીએ તેને ભીખનો છોકરો બનાવ્યો છે.

'એટલે શું કરવાનું?' મારાથી પુછાઈ ગયું. કારણ મને તે વિષે કાંઈ ખબર જ નહોતી.

છોકરા માટેની જે કંઈ વસ્તુઓની જરૂરિયાત હોય તે બધી જ બીજાને ઘેરથી માગી લાવવાની. કપડાંલત્તાં, વગેરે બધું જેટલાં વર્ષ સુધી નક્કી કર્યું હોય ત્યાં સુધી ઘરનો પૈસો ખર્ચાય જ નહિ. સગાં વહાલાં, પડોશી વગેરે જાણતાં હોય એટલે બધાં થોડું થોડું કરીને આપે.

અને આમ જ કમળાબહેન તેમના ભીખુને ૧૧ વર્ષનો કરવાનાં હતાં. ત્યાર પછી એમની બાધા પૂરી થતી હતી. કમળાબહેનને રમા-

બહેને પાંચ રૂપિયા ખાણા માટે આપ્યા એટલે તે તો ગયાં. પછી હું અને રમાબહેન ચર્ચાએ ચઢયાં.

'જ્યાં સુધી સ્ત્રીઓમાં આટલા બધા વહેમ ભરેલા હશે ત્યાં સુધી આપણી ઉન્નતિ નથી થવાની. ઘરમાં કમાતી વ્યક્તિ હોય, બાળક આપણું હોય અને તેને માટે બીજેથી ભીખ માગી લાવવી તે કંઈ મારે ગળે ઊતરતું નથી.'

'તમે માનો કે ન માનો પણ મેં કહ્યું તેમ આ બાધા રાખ્યા પછી જ આજે છ વર્ષનો તેમનો બાબો થયો છે. આ તો શ્રદ્ધા ન હોય તેનામાં પણ જન્મે. એવા કેટલાયે દાખલા છે. આવા એક નહિ પણ અનેક ભીખુ જીવી ગયા છે પછી એ શ્રદ્ધા તમે કેમ દૂર કરી શકવાનાં હતાં?'

'રમાબહેન, તમારી વાત સાચી હશે, પરંતુ આપણી બહેનોમાં જે અજ્ઞાન અને અંધશ્રદ્ધા છે તે જ આમાં મોટો ભાગ ભજવે છે. તે દૂર કરવા માટે ફરજિયાત શિક્ષણની જરૂર છે.'

'જુઓ, મારી વાત સાંભળો; મેં તો ભણેલી બહેનોમાં અંધશ્રદ્ધા, બાધા આખડી વગેરે જોયું છે. એટલે કેળવણીથી જ બધું દૂર થાય તેવું મારા મગજમાં ઊતરતું નથી.'

'જૂના સંસ્કાર એવા આરૂઢ થયેલા હોય છે કે આ બધામાં તે મોટો ભાગ ભજવી જાય છે. અને તેમાં વડીલોનો આગ્રહ, તેમની સામે થવાની તેમની નબળાઈ અને તેથી વધુ બીજું કંઈ ન સૂઝે, અને ગભરાઈ જાય ત્યારે જે કોઈ કહે તે બધું કરવાનું ગમે. આ પણ એક મનની નબળાઈ જ છે રમાબહેન. અને સારું થાય એટલે તરત એ બાધાને કારણે થયું અને બાધા ફળી એમ માની શ્રદ્ધા વધતી જ જાય છે. શ્રદ્ધાનું જોર છે. તેથી જ મને એમ લાગે છે કે આ તો બાધા આખડીના વહેમો છે. પણ આથીયે વધારે અંધશ્રદ્ધાળુઓ દોરાય છે તેનું પરિણામ તમને કોઈક વાર કહીશ ત્યારે ખ્યાલ આવશે. બાકી હું તો ખરેખર આમાં માનતી નથી. અને સાચી કેળવણી અને અમુક સંસ્કાર દ્વારા હિંમત જો મળેલી હશે તો વ્યક્તિ અચૂક આ બધા ફંદામાં નહિ ફસાય.'

'આજે તો ખૂબ ચર્ચાએ ચઢી ગયાં. મોડું થયું છે. હવે બીજી કોઈ વાર.'



જર્મનીમાં હીલ્ડેશેઈમ સ્ટેશન ઉપર માત્ર વિદ્યાર્થીઓ માટે એક પુસ્તકાલય છે. ગામની સુધરાઈ, રેલ્વે કંપની અને સરકારે સંયુક્ત રીતે એ પ્રયોગ કર્યો છે. જો કે હજી ઘણા લોકો એને એક અખતરો ગણે છે. વિદ્યાર્થીઓ એ પુસ્તકાલયમાંથી પુસ્તકો લઈને કાં તો પ્લેટફોર્મ પર વાંચે કે કાં તો પોતાની સાથે ટ્રેનમા લઈ જાય અને મુસાફરી દરમ્યાન વાંચે! એ પુસ્તકાલયમાં ૪૦૦૦ પુસ્તકો છે. લાયબ્રેરીયન શ્રી. લ્યુબે કહે છે કે એમાંનું એક પણ પુસ્તક વણવાંચ્યુ નથી રહ્યું. એ પુસ્તકાલયમા સામયિકો સાપ્તાહિકો અને દૈનિક પત્રો પણ રાખવામાં આવે છે.'

એ પુસ્તકાલયમા ૧૫૦ જણ બેસી શકે તેવી સગવડ છે. આ પુસ્તકાલય શરૂ કર્યા બાદ એમાંથી દોઢ હજાર તો એનો નિયમિત લાભ લે છે, વાંચવાના રસમા તલ્લીન બનેલાએ ટ્રેન ગમાવે નહિ એટલા માટે વાચનખંડમાં એક લાઉડસ્પીકર ઉપર ટ્રેન ઊપડવાના સમય પહેલાં એની જાહેરાત કરવામાં આવે છે.





# સર્જનના શાડે

ઉદ્દ્ધ્વસ્ત આકાશ : (ડૉ. ઝીવાગોની સંક્ષિપ્ત કથા)

[ લે. બૉરિસ પાસ્તરનાક. સંક્ષિપ્તકાર અને આલોચક : ભોગીલાલ ગાંધી, ચેતન પ્રકાશન ગૃહ લિ., વડોદરા. રૂ. ૨/૭૫ ].

નોબેલ પારિતોષિક મેળવીને જે નવલકથાએ દુનિયાભરમાં તરખાટ મચાવ્યો એનો સંક્ષિપ્ત સાર સચોટ ભાષામાં રજૂ કરીને શ્રી ભોગીલાલ ગાંધીએ ગુજરાતી સાહિત્યની ઉમદા સેવા કરી છે. આજેય રશિયાના મહાન નવલકથાકાર બૉરિસ પાસ્તરનાકની આ કૃતિથી રશિયનો અપરિચિત છે. 'ડૉ. ઝીવાગો' ભૂલેચૂકે પણ રશિયાની હદમાં ન પ્રવેશે એ માટે ચાંપતા ઇલાજો લેવામાં આવ્યા છે.

રશિયન ધરતીનો સાચો ચાહક પાસ્તરનાક આટ–આટલી હાલાકી વેઠીને પણ રહ્યો રશિયામાં જ, પરંતુ સંજોગ આઘાતને કારણે એ લાંબુ ન જીવ્યો. એના મૃત્યુથી દુનિયાભરની સાહિત્યપ્રેમી પ્રજાને આંચકો લાગ્યો, પરંતુ રશિયામાં તો શોકાંજલિ અર્પવાની પણ કોઈ હિંમત કરી શક્યું નહીં.

લેખક પ્રચારનું સાધન ન બની શકે, અને બને તો એની કલાશક્તિ ને આત્માને કચડવી પડે. પાસ્તરનાક પચીસ–પચીસ વરસ સુધી લખ્યા વિના બેસી રહ્યો. પરંતુ એણે પ્રચારલક્ષી સાહિત્યવાંચ્છુ સરકાર આગળ નમતું ન જોખ્યું. સ્ટેલિનના મૃત્યુ પછી લેખકોને મુક્તિ આપ્યાનો જે ભ્રમ ઊભો કરવામાં આવ્યો એનાથી પ્રેરાઈને રશિયન સમાજના છેલ્લાં પચાસ વર્ષના ઇતિહાસ પ્રત્યેની પોતાની દૃષ્ટિ પાસ્તરનાકે ડૉ. ઝીવાગોમાં છતી કરી. 'નોવી માર'માં એ નવલકથા પ્રસિદ્ધિ અર્થે મોકલી ને એની નકલ પરદેશમાં એક ઇટાલિયન કૉમ્યુનિસ્ટ મિત્રને રવાના કરી. 'નોવી માર'નું તંત્રીમંડળ આ લખાણ વાંચી ખુશ થયું ને પાસ્તરનાકને પ્રત્યાઘાતી જાહેર કરી સોવિયેત લેખક સંઘમાંથી તગડી મૂક્યો.

ડૉ. ઝીવાગોની ઇટાલિયન આવૃત્તિ પ્રસિદ્ધ થતાંવેત પ્રચંડ આવકાર પામી. આથી રશિયન સરકાર ઊકળી ઊઠી. પાસ્તરનાક ઉપર ગંદા પ્રહાર થયા, નોબેલ પારિતોષિક સ્વીકારવા જવાની મંજૂરી ન અપાઈ ને દેશ છોડી ચાલ્યા જવું હોય તો એમ કરવા પણ સૂચવવામાં આવ્યું. પરંતુ પાસ્તરનાક દેશને વફાદાર હતો. પરદેશમાં અમનચમન ને સુખી જિંદગીની શક્યતાને ઠોકરે મારી એ પ્રચંડ તાપ સહેતો રહ્યો.

પ્રથમ દસ પાનામાં પાસ્તરનાકનો જીવન પરિચય ને બીજાં દસ પાનામાં એની સાહિત્યકાર તરીકેની વિશિષ્ટતાનું દર્શન કરાવીને શ્રી ગાંધી વાચકને સોએક પાનાંમાં સમગ્ર નવલકથાનો સાર કહી દે છે—વાર્તારસને, ક્યાંય પણ કચડ્યા વિના. જ્યાં જરૂરી લાગે ત્યાં અંગ્રેજી અવતરણો ટાંકીને શ્રી ગાંધીએ પાસ્તરનાકના વ્યક્તિત્વને ને એની જીવનફિલસૂફીને સુંદર ઉઠાવ આપ્યો છે.

પાસ્તરનાક સાધનોની શુદ્ધિ વિષે આગ્રહી છે. લોહી અને પ્રપંચ વડે આણેલી ક્રાંતિ સમાજમાં મૂળભૂત પરિવર્તન આણી શકે નહીં એ એની પ્રમાણિક માન્યતા ડૉ. ઝીવાગો વડે વારંવાર નવલકથામાં છતી થાય છે. એટલે અંશે ગાંધીવાદ અને પાસ્તરનાકની ફિલસૂફીમાં સામ્ય છે. એમ પણ લાગે છે કે ટૉલ્સ્ટૉયની વિચારસરણીની અસર પાસ્તરનાક ઉપર ઊંડી હશે.

ક્રાંતિ કરનારા ઘણીવાર ક્રાંતિને જ સાધ્ય માની લે છે.

આથી એમને માત્ર ફેરફારો અને ઉથલપાથલો સિવાય કશાથી ચેન નથી પડતું. ધ્યેયને પહોંચવાને બદલે આ લોકો માટે ધડતરનો ગાળો જ આખરી સિદ્ધિ બની જાય છે. પરિણામે આદર્શ સમાજરચના ખોરંભે પડે છે ને જેના નામે આ બધું કરવામાં આવે છે એ **માનવી** તો બિચારો યથાવત્ સ્થિતિમાં જ રહે છે.

શ્રી ગાંધીનું આલોચન સુંદર છે, પોતે જે વિચારસરણીના એકવાર પુરસ્કર્તા હતા એ વિચારસરણી એમણે ત્યજી એની પાછળનાં કારણો પાસ્તરનાકની જીવન ફિલસૂફીને મળતાં આવતાં છે આથી જ કદાચ એમણે આ નવલકથા ગુજરાતીમાં રજૂ કરવા વિષે ઉત્સાહ સેવ્યો છે. કયાંક ભાષા ક્લિષ્ટ થાય છે, કયાંક અંગ્રેજી શબ્દો જેવા ને તેવા રજૂ થયા છે, અંગ્રેજી અવતરણોમાં ને ગુજરાતીમાં જોડણીની ઠીક ઠીક ભૂલો રહી ગઈ છે ને વાચક અંતે તો સંક્ષિપ્તકારને આધીન છે કારણ કે ૫૦૦ પાનામાંથી એમણે જે તારવ્યું એ જ વાચક તો જોવા પામે છે. આમ છતાં આ કથા વાંચ્યા પછી વાચકને મૂળ નવલકથા વાંચવાની ભૂખ જરૂર ઊઘડે છે.

**૪૪ રાત્રિઓ :**

[ લે૦ યશોધર મહેતા. પ્રકા૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, રૂ. ૨/૫૦.]

લેખકે એમના કુટુંબ સાથે મોટર દ્વારા ખેડેલા ૪૪ દિવસના દક્ષિણના સહપ્રવાસનું વર્ણન આ પુસ્તકમાં કર્યું છે. દક્ષિણની સંસ્કૃતિનો ખૂબ જ આછો ખ્યાલ આપતું આ પુસ્તક કુદરતી વર્ણનો અને લેખકના અનુભવોનું બ્યાન આપી જાય છે. અંગત બાબતોને વધુ પડતું ધ્યાન અપાયું હોય એમ પણ વાચકને લાગવા સંભવ ખરો. લેખકે એમના કુટુંબ સાથે કયાં શું ખાધું એ એમની દૃષ્ટિએ ભલે મહત્ત્વ ધરાવતી ઘટના હોય પણ બિનપરિચિત વાચકવર્ગને એવી સામાન્ય માહિતી કરતાં દક્ષિણની પ્રાચીન સંસ્કૃતિનું ઐતિહાસિક મૂલ્ય વધુ રોચક બનત. સમગ્ર પ્રવાસવર્ણનમાં લેખકનું અતિ વિકસેલું એવું અહમ્ વારંવાર છતું થતું હોવાથી કંટાળો આપી જાય છે. પ્રવાસવર્ણન શુદ્ધ પ્રવાસવર્ણન જ હોવું જોઈએ એમ આ લખનારનું કહેવું નથી; આમછતાં વ્યક્તિગત પ્રસંગોની મર્યાદા પણ હોવી જ જોઈએ. લેખક વારંવાર ઉત્તર હિંદના એમણે ખેડેલા પ્રવાસની સાથે દક્ષિણની યાત્રાને સરખાવે છે અને કાશ્મીર વગેરે સૌન્દર્યધામને વધુ સુંદર ને રોચક છે એમ કહે છે એ પણ બરાબર તો નથી જ. દરેક પ્રદેશને એનું આગવું વ્યક્તિત્વ, સૌંદર્ય હોય છે જ. આથી એને એ રીતે તોલવું ઘટે.

**મનની માયા અને જેવી છું તેવી :**

[ લે૦ પ્રાગજી જ. ડોસા, પ્રકા૦ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, ૨, રૂ.૨/૫૦ ]

તખ્તા પર સફળતાથી ભજવી શકાય એવાં આ બંને ત્રિઅંકી નાટકોનું વસ્તુ તો મૂળ પ્રણયત્રિકોણને લગતું જ છે પણ વસ્તુગૂંથણી અને પાત્રાલેખન એવી સચોટતાપૂર્વક થયાં છે કે વાચક પણ સંવાદોના પ્રવાહમાં તણાઈ જાય. બંને ત્રિઅંકી નાટકો વાચતાં વાંચતા એવી પણ છાપ પડે કે જાણે તખ્તા પર ભજવાતું જોતાં ન હોઈએ ! એમાં રજૂ થયેલાં પાત્રો જીવંત, એમનાં મનોમંથનો તદ્દન સ્વાભાવિક, એમના પ્રશ્નો રોજબરોજના જીવનસંઘર્ષમાંથી ઉત્પન્ન થનારા અને એ પ્રશ્નોના ઉકેલ માટેની એમની મથામણ પણ એટલી જ સ્વાભાવિક લાગે છે. વસ્તુ સરળ અને પ્રસંગ રચના એટલી જ અસરકારક. શાળા કોલેજોના વિદ્યાર્થીઓ સહેલાઈથી ભજવી શકે એવા ટૂંકા ટૂંકા સંવાદો અને છતાંય લેખકને જે કહેવું છે તે એ ફક્કડ રીતે કહી જાય છે.

પ્રથમ ત્રિઅંકીમાં નાટકનો નાયક ચન્દ્ર ગરીબાઈને કારણે પોતાની બિમાર માની ચાકરી સારી રીતે નથી કરી શકતો અને એની માતા મરણ પામે છે. આનું વેર વાળવા માટે એ પદ્મનાભ શેઠને ત્યાં નોકરી લે છે, પોતાની હોંશિયારીથી આગળ વધે છે અને શેઠ પોતાની એકની એક બિમાર પુત્રી એને વરાવવા તૈયાર

થાય છે. ચંદ્ર સંજોગવશાત્ હા પાડે છે કારણ કે એને એમ હોય છે કે બિન્દુની જીવનમર્યાદા દાક્તરોએ એક વર્ષની જ આંકી છે આથી એ મુદ્દત પૂરી થતાં એનું અવસાન થશે. આ બધી મિલકત પછી એની થશે અને એ પોતાની પ્રેયસી નીલુ સાથે લગ્ન કરશે અને બંને સુખી થશે. પણ આમ બનતું નથી. બિન્દુ યુરોપમાં સારવાર લઈને સાજીસમી થઈ જાય છે. દરમ્યાનમાં ચન્દ્રને પણ બિન્દુ માટે લાગણી જન્મે છે ને એને પ્રતીતિ થાય છે કે ધનિકવર્ગમાં પણ માણસાઈયુક્ત વ્યક્તિ હોય છે. નીલુને આપેલું વચન ન પાળી શકવા બદલ એ દુઃખી જરૂર છે પણ નીલુ ખૂબ સમજુ છોકરી છે અને એનું સ્થાન પોતે શોધી લે છે ને બિન્દુ ને ચન્દ્રની વચ્ચે નહીં આવતાં જુદો રસ્તો પકડે છે.

બીજું ત્રિઅંકી સ્ત્રીના હૃદયની સારી બાજુ રજૂ કરતું વસ્તુ—માતૃત્વની જીત અને ત્યાગભાવના—અપનાવે છે. આ ત્રિઅંકીનું વસ્તુ પણ પ્રણયત્રિકોણને લગતું છે; પણ પરિણીત જીવનમાં ખળભળાટ ઉત્પન્ન કરે છે; પણ અંતે સૌ સારાં વાનાં થાય છે ને અંત સુખદ આવે છે. નાટકના નાયક મંગળદાસ, એમની પત્ની સરોજ તથા ત્રણ બાળકો સાથે સુખી કહી શકાય એવું જીવન જીવે છે. અચાનક એમના પ્રોફેસરની પુત્રી મંગળા એમના જીવનમાં પ્રવેશે છે અને મંગળદાસ એની પાછળ પાગલ બને છે, એમનું લગ્નજીવન અશાંતિમય બને છે પણ મંગળાની ત્યાગભાવના પ્રબળ બનતાં બધાં સારાં વાનાં થાય છે.

ટૂંકમાં બંને નાટકો રસપ્રદ શૈલીવાળાં, સચોટ સંવાદોવાળાં અને બોધપ્રદ છે. બંને નાટકો સફળતાપૂર્વક રજૂ થઈ ગયાં છે ને પ્રાદેશિક હરીફાઈમાં 'મનની માયા' ને તો ઈનામ પણ મળી ચૂક્યું છે એ નોંધવું ઘટે.

**ખંડિત સમણાં :**

[ લે૦ સાલિક પોપટિયા. પ્રકા૦ પાકિસ્તાન ગુજરાતી પબ્લિશિંગ હાઉસ, એલ્ફિન્સ્ટન સ્ટ્રીટ, કરાચી, ૩. રૂ. ૩/—.]

પાકિસ્તાનની રચના થયા પછી ત્યાં રહીને પણ ગુજરાતી ભાષા માટે જે ગણ્યા ગાંઠ્યા ગુજરાતીઓ ફાળો આપી રહ્યા છે તેમાં ભાઈશ્રી 'સાલિક'નું નામ પ્રથમ હરોળમાં રહેશે એ બાબત જરાય શંકા નથી. આજથી બરોબર દસ વરસ પહેલાં કાવ્યસંગ્રહોની દુનિયામાં નવી જ ભાત પાડતો 'નયનધારા' સંગ્રહ લઈને આવેલા આ મસ્ત કવિનો આ બીજો સંગ્રહ પણ એવી જ ખુમારી અને સમૃદ્ધિ સાથે આપણને મળે છે. જાણે સંગ્રહના નામાભિધાનમાં પણ આ કવિ–જીવ આબાદ ચિંતન જ વેરે છે: નયનોની ધારા તો ખંડિત થયેલાં સમણાંઓને જ ભીંજવવા મથે ને? અને એ ધારાનું મહત્ત્વ પણ તૂટેલાં સમણાંઓથી જ વધ્યું હોય ને?

સુંદર મઝાના રૂપકડા કાવ્યસંગ્રહને શોભે તેવા વપરાયેલા જાડા કાગળ, કાવ્યસંગ્રહ માટે ખૂબ અનુકૂળ એવી ડેમી સાઈઝ, કાવ્યોને ચિત્રોમાં મઢી લેવાના પ્રયત્નો કરતાં પાને પાને અપાયેલ સુશોભનો, વિશિષ્ટ ભાત પાડતા સુંદર ભાવવાહી પ્રતીકાત્મક ત્રિરંગી પૂંઠા–ચિત્ર સાથેનો આ સંગ્રહ હોવા છતાં તેની કિંમત માત્ર રૂપિયા ત્રણ. પુસ્તકોની કિંમતો જોઈને આંખ ફાટી જાય છે તેવે સમયે આ દરેક કાવ્યપ્રેમીના ખીસાને પોસાય તેવી કિંમત જરૂર બધાંને આ સંગ્રહ વસાવવા પ્રેરશે.

કદાવર બાંધાના આ સંગ્રહના કવિને કેન્સર જેવા મહા ભયંકર રોગે કઈ રીતે ઘેરી લીધા છે એ જ સમજાતું નથી. અને એ અસાધ્ય રોગના ઈલાજ માટે મુંબાઈ અને લંડનના બાહોશ દાક્તરોની સારવાર પણ લઈ ચૂક્યા. પણ હજુય એ રોગના પાશથી આબાદ રીતે જકડાયેલા કવિ એ રોગાવસ્થામાં જ આ રૂપકડું કાવ્ય–પુસ્તક ગુજરાતી–ભાષીઓને સાદર કરે છે—આ પ્રશ્ન અને વસવસા સાથે :

'કોણ સ્વીકારે અરે મારું કવન ?
કોને મારાં ગીત હું અર્પણ કરું ?'

મુક્તકો, ગીતો, ગઝલો અને કાવ્યોની સંખ્યા ૮૯ની છે અને ૧૩૫ પાનાંમાં આ વિશાળ ફાલ પથરાયેલો છે. દરેક પાને પાને સુશોભનોમાં ગૂંથાયેલી કવિતા તો જુદી. અને છતાંય જીવવાની શ્રદ્ધા ગુમાવી બેઠેલા આ કવિ મૃત્યુને ભેટવાની તાલાવેલી આ રીતે અનુભવે છે, આ સંગ્રહના છેલ્લા કાવ્યમાં :

'પીવાનો છે બધાને એક દિન, એ જામ આવ્યો છે,
જીવને આજ સાકી, મોતનો પયગામ આવ્યો છે.'

આ સંગ્રહને આશિષ આપતા પાકિસ્તાનવાસી ગુજરાતી લેખક શ્રી કૃષ્ણ માતરી તેમના ટૂંકા વક્તવ્યમાં એક આલ્હાદ વાર્તા કહી જાય છે. અને વાત પૂરી કરતાં આ સંગ્રહના કવિને 'પાકિસ્તાનના ગુજરાતી કવિતા–રાજનો દુલારો રાજકુમાર' કહે છે એ સર્વથા સત્ય ઠરે છે. એ સત્યને જાણે જનતામાં ઠસાવવા માટે જ પાકિસ્તાન રાઈટર્સ ગીલ્ડ તરફથી ૧૯૬૧ના શ્રેષ્ઠ કાવ્ય–પુસ્તક તરીકેનું રૂપિયા એક હજારનું પહેલું પારિતોષિક હમણાં જ આપવામાં આવ્યું છે. આથી વિશેષ બહુમાન આ કવિનું અને તેમના આ સમૃદ્ધ સંગ્રહનું અન્ય કયું હોઈ શકે? એમના જ 'અભિનંદન' નામના કાવ્યથી આપણે કવિને અભિનંદન આપીએ :

'તમારી હર ખુશી પર જિંદગી કુરબાન છે જેની,
ઉદાસી કોઈ શાયરના અભિનંદન સ્વીકારી લો.'

શ્રી કૃષ્ણ માતરીના આશિષ અને શ્રી નગીનદાસ પારેખના આમુખ સાથેનો આ સમૃદ્ધ સંગ્રહ દરેક કાવ્યપ્રેમીએ વસાવવા જેવો છે. લૌકિક પ્રેમનાં ગીતો ગાનાર આ કવિને શ્રી નગીનદાસ પારેખ આમુખમાં કહે છે: 'સાલિક(સાધક)નો એ સત(હક)ના પંથનો પ્રવાસ આગળ વધતો રહો લૌકિક પ્રેમના તીવ્ર અનુભવમાંથી જ આગળ જતાં અલૌકિક (હકીકી) પ્રેમ પ્રગટે છે, બલ્કે એમાં જ લૌકિક પ્રેમનું સાર્થક્ય છે.'

ઊર્મિનાં વાચકોને પરિચિત આ કવિના આ સંગ્રહમાંનાં કેટલાંક કાવ્યો આ અગાઉ અને સંગ્રહ પ્રગટ થયા પછી કેટલાંક મુક્તકો ઊર્મિમાં પ્રગટ થઈ ચૂકયાં છે એટલે તેમની કલમની પ્રતીતિ ઠીક ઠીક છે જ. આ સંગ્રહથી એ પ્રતીતિ વધુ વ્યાપક, વેગીલી અને તીવ્ર બને તેટલો સત્ત્વશીલ છે. અવલોકન પૂરું કરતાં પહેલાં આશા અને ઉત્સાહ પ્રેરતી તેમની થોડીક કાવ્ય–પંક્તિઓ ટાંકયા વિના રહેવાતું નથી :

'મારે જીવનનાં દર્દમાં પણ રાચવું હતું,
હસતાં રહે છે જેમ સુમન રહીને ખારમાં.'

*

'ઝંખું મટીને બિન્દુ સિન્ધુનું રૂપ થાવા,
આકળ બની સવિતા–રશ્મિ ઉરે સમાવા;
કયારેક નેણ–છીપોથી મૌક્તિક બનાવા,
આતમના તેજપુંજે જીવનને ઝગમગાવા,
'સાલિક' બનીને સત્યના પંથે હું સંચરું છું.'

*

'મારા ચરણમાં તીક્ષ્ણ છો ભોંકાય કંટકો.
કિંતુ અવરને પંથ સુમન પાથરી શકું.'

*

'એક અશ્રુ, નેણ–સરવરમાં ખીલ્યું જાણે કમળ!'

*

'સ્મરણ આપો તમારી પ્રીત કેરું,
કહું છું કયાં તમારી પ્રીત આપો.'

**નારી નમણું ફૂલ :**

[લે. સારંગ બારોટ. પ્રકા૦ આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. રૂ. ૪/–]

વાર્તા અને નવલકથાઓના સફળ લેખક તરીકે જાણીતા થયેલા શ્રી સારંગ બારોટની સોળ ટૂંકી વાર્તાઓનો આ સંગ્રહ તેના નામને અનુરૂપ સ્ત્રી–જીવનની વાર્તાઓ લઈને આવે છે એ તેનું આગવું સ્થાન પણ ગણાવું જોઈએ. પણ એ આગવા સ્થાનને 'છોરી' જેવી બિભત્સ રસને જ રજૂ કરતી વાર્તા શી રીતે ટકવા દે? આ સંગ્રહના વાર્તાવસ્તુથી ભયાનક રસ જગવતી અને બિભત્સને જ આવકારતી વીરરસવાળી આ 'છોરી' ખરેખર ભયંકર વાર્તા





છે, અને એ વાર્તા શ્રી સારંગ બારોટ જ સરજી શકે એ પણ એટલું સાચું છે.

આ સંગ્રહની સોળે સોળ વાર્તાઓ આગવું વિવેચન માગી લે તેવી શક્તિશાળી છે. શૈલીની આબાદ હથોટી એ શ્રી સારંગ બારોટની સિદ્ધિ છે. શબ્દ-પસંદગી પણ જાણે તેમની કલમને આબાદ રીતે બહેલાવે છે. પાત્રો વચ્ચે વાત અને સંવાદની સચોટતા તો સાચા અને સિદ્ધહસ્ત વાર્તાકારને પણ આંજી જાય તેવી છે. આ સંગ્રહની સોળ વાર્તાઓમાં આ બધું એટલું સહજતાથી સંકળાયેલું લાગે છે કે એક પછી એક વાર્તાઓમાંથી એ એવું ને એવું અકબંધ મળી આવે છે.

નારી જીવનની નમણા ફૂલની ઉપમા સાર્થક કરતી આ સંગ્રહની બધી નહિ તો ય મોટા ભાગની વાર્તાઓ તો છે જ. દરેક વાચકને જુદી જુદી રીતે જુદો જુદો રસ પૂરો પાડે તેવી આ સંગ્રહની મોટા ભાગની વાર્તાઓ છે એટલે દરેક વાચકને એક યા બીજી રીતે ગમશે જ. વાર્તારસ પૂરો પાડે છે, વાચકની જિજ્ઞાસાને સતેજ કરે છે અને વાંચ્યા પછી તૃપ્તિનો ઘૂંટ ગળ્યાનો અનુભવ કરાવે છે એટલી સફળતા આ વાર્તાઓને વરેલી ગણાવી શકાય.

**બ્રિટન (૧૯૬૨) :**

[ સેન્ટ્રલ ઑફિસ ઑફ ઇન્ફર્મેશન, લંડન. પ્રાપ્તિસ્થાન : બ્રિટિશ ઇન્ફર્મેશન સર્વિસીઝ, શાન્તિપથ, ચાણક્યપુરી, ન્યૂ દિલ્હી, ૨૧. રૂ. ૧૦/૮૦ ]

બ્રિટન વિષેના સત્તાવાર પ્રકાશનની પ્રગટ થયેલી ૧૯૬૨ની આ આવૃત્તિ સપ્ટેમ્બર '૬૧ સુધીના બનાવોને આવરી લેતું ૫૮૮ પાનાંનું અને અનેક છબી-ચિત્રો -નકશા સાથેનું મહત્ત્વનું અંગ્રેજી પુસ્તક છે. બ્રિટન વિષે દરેક જાતની માહિતી અને માર્ગદર્શન આ પુસ્તકમાંથી સાંપડે છે. સંદર્ભગ્રંથની ગરજ સારે તેવું આ મહત્ત્વનું પુસ્તક લંડન ખાતે આવેલી બ્રિટનની સેન્ટ્રલ ઇન્ફર્મેશન ઑફિસે તૈયાર કર્યું છે. પુસ્તકમાં ઝીણામાં ઝીણી વિગત આવરી લેવામાં આવી છે એ આ ઉપયોગી અને મહત્ત્વના પ્રકાશનની વિશેષતા ગણાવી જોઈએ. શાળાઓ, મહાશાળાઓ, પુસ્તકાલયો તેમ જ સંશોધન અને અનુસ્નાતક વર્ગો ચલાવતી દરેક સંસ્થાને ખૂબ ઉપયોગી થઈ પડે તેવું મહત્ત્વનું આ પુસ્તક છે. દેશ-વિદેશના અભ્યાસમાં ઊંડો રસ ધરાવતી વ્યક્તિ માટેય આ પુસ્તક એક સમૃદ્ધ સાથીની ગરજ સારે તેવું છે.

બ્રિટનની મુલાકાતે જનાર માટે તો આ પુસ્તક સાચા સાથીની ગરજ સારે તેવું બન્યું છે. ત્યાંનો પ્રદેશ અને તેમાં વસતા પ્રજાજનનો, સરકાર, કાયદો, સશસ્ત્ર દળો, સામાજિક સેવાઓ, વસવાટ અને નગર-ગ્રામ આયોજનના પ્રશ્નો અને વહીવટ, વૃત્તપત્રો અને ધ્વનિ-પ્રસારણ, રાષ્ટ્રીય અર્થતંત્ર, ઉદ્યોગ, વાહનવ્યવહાર અને સંદેશવ્યવહાર, જાહેર અને ખાનગી નાણાં વ્યવસ્થા, વેપાર અને વિદેશો સાથેના વેપારની લેણદેણ, મજૂર પરિસ્થિતિ અને તાલીમ તથા રમતગમતોનો વીગતે આપેલો પરિચય આપણા રાજ્યવહીવટ કર્તાઓનેય ઠીક ઠીક માર્ગદર્શક થઈ પડે તેમ છે. બ્રિટન જતા પ્રવાસીઓ માટે માર્ગદર્શક બને તેવી વિગતો દર્શાવતા વિભાગમાં પ્રવાસ સગવડો, પ્રવેશપત્રો, જકાત, ખરીદ-વેરો, પક્ષીઓ અને પશુઓની આયાત, પ્રવાસીઓની મોટરગાડીઓ અને હંકારવાના પરવાના, સામાજિક સલામતી લાભો અને આરોગ્ય સેવાઓ વિષે માહિતી પૂરી પાડવામાં આવી છે. આપણાં રાજ્યોનાં માહિતી અને પ્રકાશન ખાતાને આ પુસ્તકમાંથી આવી જાતનાં પ્રકાશનો માટેનું સુંદર માર્ગદર્શન પણ મળે તેમ છે.

લંડનની મધ્યસ્થ માહિતી કચેરીએ સરકારી ખાતાંઓ અને અનેક રાષ્ટ્રીય તંત્રોના સહકારથી ખૂબ જ જહેમતપૂર્વક આ ગ્રંથ તૈયાર કર્યો છે. આવાં ચોક-સાઈવાળાં પ્રકાશનો, સરકાર તરફથી તૈયાર થતાં પ્રકાશનો તો ખાસ, આંતરરાષ્ટ્રીય મહત્ત્વ ધરાવતાં હોય છે. એટલે એની સર્વપ્રિયતા, સર્વશ્રેષ્ઠતા અને સર્વોપયોગિતા અનેકગણી વધી જાય છે. અંગ્રેજીમાં

હોવાથી એ આંતરરાષ્ટ્રીય મહત્ત્વ પણ ધરાવી શકે. આવા સુંદર પ્રકાશન માટે બ્રિટનની માહિતી કચેરી અભિનંદનને પાત્ર ગણાય.

**તરવાની કળા :**

[ લે. ડૉ. રમણલાલ નાગરજી મહેતા. પ્ર. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. રૂ. ૧/– ]

તરવું, તંતરવુ અને તસ્કરવું એ ત્રણ આપકળા-માંથી પહેલી કળા આપકળા હોવા છતાં એને વ્યવસ્થિત, પદ્ધતિસર રીતે શીખી લેવાય તો એનું મહત્ત્વ અનેક-ગણું વધે. આપણા આરોગ્યને અને શરીરસૌષ્ઠવને માટે પણ આ કળા અનેરું સ્થાન અને મહત્ત્વ ધરાવે છે એ બાબત કોઈ શંકા નથી. એટલે જ ૫૮ પાનાંની આ નાનકડી હોવા છતાં મહત્ત્વ ધરાવતી પુસ્તિકા દરેક તરવૈયાને ઉપયોગી થઈ પડે તેવી છે. તરવા શીખ-નારને પણ ઠીક ઠીક માર્ગદર્શન આ પુસ્તિકામાંથી મળે તેમ છે.

તરતાં શીખવા તેમ જ શીખવવા માટે કેટલીક સાદી સૂચનાઓ અને માહિતી પૂરી પાડતી આ પુસ્તિકા છે. તરવું અને વ્યાયામ, તરવાની કળાની શરૂઆત, તર-વાની કળા : જુદા જુદા પ્રકારો, તરવાની હરીફાઈ, તરવાની કળાને અનુકૂળ વ્યાયામ, તરવું અને આહાર-વિહાર અને પોશાક—એવાં છ પ્રકરણો અને ૪૭ આકૃતિઓ સહિતની આ પુસ્તિકા સાચી માર્ગદર્શિની બનશે જ એમાં શંકા નથી.

**મનોમુદ્રા :**

[ લે. ઉશનસ્. પ્ર. ચેતન પ્રકાશનગૃહ, વડોદરા. રૂ. ૧/– ]

નૂતન કાવ્ય શ્રેણીના પ્રથમ મણકા તરીકે જાણીતા કવિ શ્રી ઉશનસ્‌ના ત્રેવીસ ટૂંકા કાવ્યોનો આ સંગ્રહ આપણી નવી ગુજરાતી કવિતામાં ઠીક એવી પૂર્તિ કરે છે એ વિશે તો શંકા નથી જ. ઋતુઓની રાણી એવી વસંત અને શિશિર આ કવિની જાણે પ્રેરણા-ઋતુ હોય તેમ આ સંગ્રહમાં તે અંગેની કૃતિઓની સંખ્યા વિશેષ વરતાઈ આવે છે. આમ એક જ કવિની પ્રતિનિધિ કૃતિઓને આવા નાનકડા સંગ્રહમાં સંઘર-વામાં આવે અને પુસ્તિકા શ્રેણી રૂપે પ્રગટ થાય ત્યારે એ કૃતિને સર્વોપયોગી થવાનો વધારે સંભવ છે. અને એટલે જ આવી શ્રેણી શરૂ કરવા પ્રકાશક પ્રેરાય છે.

શ્રી ઉશનસ્ આપણી નવ–કવિઓની શ્રેણીના સારા એવા પ્રતિનિધિ-કવિ છે એટલે તેમનાં ટૂંકા અને થોડાં કાવ્યોનું આવું પ્રતિનિધિત્વ ગુજરાતી નવી કવિતાને સાંપડે એ પણ એટલું જ આવકાર્ય છે.



બ્રિટનમાં ઑક્સફર્ડશાયરની એક પેઢીએ છાપકામ માટે કાગળોની અગાઉથી થપ્પી કરી રાખવાને બદલે એક પછી એક કાગળ સતત પૂરતું રહે તેવું સાધન તૈયાર કર્યું છે. આ પદ્ધતિને લીધે કાગળની એક થપ્પી પૂરી થઈ જતાં બીજી ગોઠવવામાં લાગતા સમયનો બચાવ થાય છે. અત્યાર સુધીમાં દર મિનિટે ૧૩" માપના ૬૦૦ કાગળો પૂરી શકાય છે અને આ સાધન વધારેમાં વધારે ૩૦"×૪૦" માપના કાગળો પૂરી શકે છે. વધારામાં આ સાધનને લીધે બેવડો લાભ થાય છે. એક તો કાગળ બેવડા વળી જતા નથી; અને બીજો કાગળોનો પુષ્કળ ભરાવો થઈ જાય તો છાપવાના યંત્રને તરત જ બંધ કરી દઈ શકે છે.

× × ×

દુનિયામાં સૌથી વધારે મજબૂતાઈવાળું ચાર વાલ્વ અને ચાર ચેમ્બરવાળું એન્જીન તો છે માણસનું હૃદય. ૧૯,૩૧૨ કિલોમીટર લંબાઈની લોહીની નળીઓમાં પરિભ્રમણ કરતું લોહી આ હૃદયરૂપી પંપમાંથી દિવસના ૨૨૭૫૦ લીટરને હિસાબે પસાર થાય છે. કોઈપણ જાતની દુરસ્તી કર્યા વિના મનુષ્યના જીવન દરમિયાન ૨,૫૦૦,૦૦૦.૦૦૦ ધબકારા આ હૃદયના થાય છે.





. AVRACHNA છૂટક ન. પૈ. —/૭૫ : વિદેશમાં રૂ. ૧/— (April '62) Regd.



મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ



કરમાં ટાંકણું લેતો શિલ્પી એ બનવા મથે
ઊગતો કાળઘડવૈયો, શિલ્પમાં સૌ કાંઈ કથે.

"માંહી પડ્યા તે મહાસુખ માણે..."

એનો સચોટ અનુભવ લેવા તા. ૩૦ મી જૂને પ્રાઈઝ બોન્ડનું વેચાણ બંધ થાય તે પહેલાં

## પ્રાઈઝ બોન્ડ ખરીદી

રાષ્ટ્રના વિકાસ કાર્યમાં હિસ્સેદાર બનવાની અને સાથે સાથે તકદીર અજમાવવાની અનુપમ તક ઝડપી લો.



સ્ટેટ બેન્ક ઓફ ઈન્ડિયાની ગુજરાત રાજ્યમાંની શાખાઓ, બચત બેન્કનું કામકાજ કરતી તમામ પોસ્ટ ઓફિસો, સરકારી તિજોરીઓ અને પેટા તિજોરીની કચેરીએથી રૂ. પાંચ અને રૂ. ૧૦૦ ની કિંમતનાં પ્રાઈઝ બોન્ડ ખરીદી તે પછી યોજાનારા ડ્રોમાં નસીબ અજમાવવા

## આજે જ પ્રાઈઝ બોન્ડ ખરીદો

મનપસંદ મહેંકતી સુવાસ




• વાળને ખરતા અટકાવી વધારે છે

• મસ્તકને શીતળતા આપે છે.






B. SHAH.

સોલ ડીસ્ટ્રીબ્યુટર:-

એમ. એમ. ખંભાતવાળા.

રાયપુર, અમદાવાદ ૧

## નવાં 'સ્વાતિ પ્રકાશનો'

| | | |
|---|---|---|
| ◉ એક સાંજની મુલાકાત | નવલિકા-સંગ્રહ—ચંદ્રકાન્ત બક્ષી | રૂ. ૪-૫૦ |
| ◉ શ્રાવણી | નવલકથા—શિવકુમાર જોષી | રૂ. ૭-૫૦ |
| ◉ મનોરમા | નવલકથા—મોહમ્મદ માંકડ | રૂ. ૪-૫૦ |
| ◉ એકલતાના કિનારા | નવલકથા—ચંદ્રકાન્ત બક્ષી | રૂ. ૪-૫૦ |
| ◉ કાળુભારને કાંઠે | નવલકથા—મનસુખલાલ ઝવેરી | રૂ. ૪-૫૦ |
| ◉ મનના મરોડ | નવલિકા-સંગ્રહ—મોહમ્મદ માંકડ | રૂ. ૪-૫૦ |
| ◉ મધુવન | ગુજરાતની ગઝલોનો પ્રતિનિધિ સંગ્રહ સંપાદક : હરીન્દ્ર દવે | રૂ. ૪-૫૦ |
| ◉ આસવ | ગઝલ સંગ્રહ—હરિન્દ્ર દવે | રૂ. ૧-૫૦ |
| ◉ ઈટ્ટા કિટ્ટા | બાળકાવ્યો—સુરેશ દલાલ | રૂ. ૧-૦૦ |

## અમારાં બીજાં પ્રકાશનો

### શિવકુમાર જોષી

- ◉ કંચુકીબંધ — નવલકથા રૂ. ૮-૦૦
- ◉ અનંગરાગ — નવલકથા રૂ. ૯-૫૦
- ◉ રહસ્યનગરી — નવલિકાસંગ્રહ રૂ. ૪-૦૦
- ○ ઘટા ઘીરી ઘીરી આઈ — નાટક રૂ. ૨-૫૦
- ◉ દેવદાસ — નાટક રૂ. ૨-૫૦
- ◉ સુવર્ણરેખા — નાટક રૂ. ૨-૫૦
- ○ એકને ટકોરે — નાટક રૂ. ૨-૦૦
- ◉ નીલા — નવલકથા રૂ. ૨-૨૫

### ચન્દ્રકાન્ત બક્ષી

- ● પડઘા ડૂબી ગયા..... — નવલકથા રૂ. ૪-૦૦
- ● રોમા — નવલકથા રૂ. ૩-૭૫
- ● પ્યાર — નવલિકાસંગ્રહ રૂ. ૪-૨૫

### બરકત વીરાણી 'બેફામ'

- ● માનસર — ગઝલ સંગ્રહ રૂ. ૬-૦૦

### જયંતી પટેલ

- ◉ નેતા અભિનેતા — નાટક: રૂ. ૨-૫૦

### મોહમ્મદ માંકડ

- ◉ એંઠુ ધાન અને બીજી વાતો — નવલિકાસંગ્રહ રૂ. ૨-૦૦

 **સ્વાતિ પ્રકાશન** 

૨૨૬, સેમ્યુઅલ સ્ટ્રીટ
મુંબઈ, ૩

# રામતીર્થ બ્રાહ્મી તેલ સ્પેશ્યલ નં. ૧
(રજીસ્ટર્ડ)

**આયુર્વેદિક દવા**

**રામતીર્થ બ્રાહ્મી તેલ** સ્પેશ્યલ નં. ૧ કિંમતી અનેક વનસ્પતિઓમાંથી તેમજ શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરવામાં આવે છે. **રામતીર્થ બ્રાહ્મી તેલ**ના નિયમિત ઉપયોગથી મગજના જ્ઞાનતંતુ તથા શરીરના ક્રિયાતંતુ બળવાન બનાવવામાં, માથાનો દુ:ખાવો મટાડવામાં, આંખોની ગરમી ઓછી કરવામાં તેમજ દૃષ્ટિ અને યાદશક્તિ વધારવામાં, ગાઢ નિદ્રા લાવવામાં, ખરતા વાળ અટકાવવામાં, વાળ લાંબા કાળા અને તેજસ્વી બનાવવામાં, શરીર પર માલીસ કરવાથી ચામડીને તાઝગી આપવામાં તથા શરીરને હષ્ટપુષ્ટ બનાવવામાં દરેક રીતે અનુકૂળ છે. દરેક માંઋતુ દરેકને અનુકૂળ છે.

**મોટી બાટલી રૂ. ૪-૫૦ * નાની બાટલી રૂ. ૨-૨૫.** બધે મળે છે.
ટપાલથી મંગાવનાર માટે દેશ-પરદેશનું પોસ્ટેજ તેમજ પેકીંગ ચાર્જ અલગ છે.



# ઉમેશ યોગદર્શન પ્રથમ ખંડ

**લેખક :- શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી**

આ ગ્રંથમાં રોગી તથા નીરોગી સ્ત્રી-પુરુષોની તંદુરસ્તી સારી રાખવા માટે ૭ પ્રકારનાં મલ-શોધન કર્મ, આસનો, માનસિક ઈલાજ, જલોપચાર, સૂર્યકિરણ ચિકિત્સા, આહાર ચિકિત્સા વગેરે અનેક શક્તિવર્ધક તથા રોગનિવારક, ઘરમાં થઈ શકે તેવાં સુલભ સાધ્ય ઈલાજો બતાવેલ છે. આ ગ્રંથમાં ૧૦૮ થી વધુ ગ્લેઝ આર્ટ પેપર ઉપર આકર્ષક અને અત્યંત ઉપયોગી મલશોધન કર્મ તથા આસનોના ફોટાઓ છે. યોગવિદ્યાનો અદ્વિતીય ગ્રંથ છે. દરેક ઘરમાં, વાચનાલયમાં, સ્કૂલ, કૉલેજો અને હૉસ્પિતાલમાં રાખવા યોગ્ય છે. ફોટાઓ જોતાં તથા લેખો વાંચતાં સુખ અને શાંતિનો અનુભવ થતો જશે. **ગુજરાતી-હિન્દી-મરાઠી-અંગ્રેજી ભાષામાં મળશે. પ્રત્યેક નકલની કિંમત રૂ. ૧૫-૦૦.** પોસ્ટેજ ખર્ચ રૂ. ૨-૦૦. મનીઓર્ડરથી મોકલશો. વી. પી. પી. કરતા નથી.

# રામતીર્થ (હિન્દી માસિક)

**સંપાદક : શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી**

**શ્રી રામતીર્થ યોગાશ્રમ મુંબઈ-૧૪** તરફથી **"રામતીર્થ"** (માસિક હિન્દી ભાષામાં દર મહિનાના પહેલા અઠવાડિયામાં પ્રગટ થાય છે.

આ માસિકમાં તન, મન, આત્મવિકાસ, યોગ, વેદાંત, ભક્તિ, ગીતા, કુદરતી ઈલાજો, યોગચિકિત્સા, માનસિક ચિકિત્સા, સારા થયેલા દરદીઓના અનુભવો, બહેનોના જીવનને ખાસ ઉપયુક્ત અને અનુકૂળ થાય તેવા વિષયો રહે છે. પાનાંની સંખ્યા ૧૬૦ થી વધુ હોય છે. **વાર્ષિક લવાજમ રૂ. : ૫-૦૦ * છૂટક નકલ : ૬૫ નયા પૈસા.** વાર્ષિક ગ્રાહક કોઈપણ માસથી બની શકો છો.

**"રામતીર્થ"** હિન્દી માસિકમાં વ્યાપારી જાહેરાતો સ્વીકારવામાં આવે છે. જાહેરાતના ભાવો અને જરૂરી વિગતો માટે નીચેને સીરનામે મળો યા લખો :

**શ્રી રામતીર્થ યોગાશ્રમ** દાદર (સેન્ટ્રલ રેલ્વે) મુંબઈ-૧૪ (ભારત)

ટેલીફોન : ૬૨૮૯૯ ★ ટેલીગ્રામ : 'PRANAYAM'—BOMBAY-14.

Coty RMY

અંક ૨ : મે '૬૨
સળંગ અંક ૩૮૬
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૩
'નવરચના' : વર્ષ ૨૭
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

**'ઊર્મિ–નવરચના'**
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
**અમદાવાદ, ૧**

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



## ☸ . . . . . . . શક્તિશાળી માનવી

શક્તિશાળી માણસ તેની શક્તિને જ્યારે બધી રીતે ઉપયોગમાં લેવા પ્રેરાય છે, સંશોધન આદરે છે, આરંભ અને ઉદ્ઘાટન કરે છે ત્યારે એ શક્તિ તેને વરે છે. તેમાંથી જ તે અવકાશયાત્રી પણ બની શકે છે અને ચંદ્રલોકમાં જઈને રહી શકવાય સમર્થ બનશે.

શક્તિની આ સાચી રીતિ અને નીતિ છે.

પણ આ શક્તિ જ્યારે અવળે રસ્તે વેડફાવા લાગે ત્યારે ? ત્યારે મહાભારતનું યુદ્ધ તો ઠીક પણ હવે તો એ યુદ્ધનેય ટપી જાય તેવું અણુશસ્ત્રોનું યુદ્ધ સંભવશે.

શક્તિના આવા સદુપયોગ અને દુરુપયોગ અર્થે માનવે વિચારવાનું, ન્યાય આપવાનું અને તેમાંથી માર્ગ કાઢવાનું શીખવાનું છે. શક્તિને ત્યારે જ નાથી કહેવાશે, ત્યારે જ સાચા ઉપયોગમાં લીધી ગણાશે. ત્યારે જ તેને સાર્થક કરી ગણાશે. માણસને વિચારવાની પણ શક્તિ મળેલી છે. શક્તિથી જ શક્તિનો સાચો અને સારો ઉપયોગ કરવા પ્રેરાય એ જ સાચો માનવી.

એવા માનવી બનવાને સામર્થ્યવંતા આપણે બનીએ એ પણ આપણી મહત્તા ગણાય. એ મહત્તા કેળવવા અને મેળવવાની શક્તિ પ્રયત્નોથી જરૂર આવે જ.




# નવરચના

• તંત્રી • ઈશ્વરલાલ મો. દવે

• સંપાદક • જયન્ત પરમાર




મીના

# ચાર કાવ્યો

### ભીતરમાં

સૂર્ય પ્રકાશિત તે
વાદળાંથી ઢંકાયેલો
તેજ બહાર ના આવી શકયું
નિસ્તેજ સૂર્ય લાગે
અજાણ્યાંની જ આંખે.

માનવીય ઘણાં
હશે ઘણાં તેજીલાં
પણ કોઈ સંજોગવશાત્
લાગ્યાં હશે તેજહીન
અણુસમજુની આંખે.

### આ માનવી

આ માનવી.
તૂટેલાં ખંડેરોમાંથી
મહેલો ઊભા કરીને
એમાંય એ રાચતાં
જરાયે થાકતો નથી.

મૃતવત્ આશા પરે
પાય ટેકવી ટેકવીને
પહોંચવા મંઝિલ પરે
એ અચકાતો નથી.

ભાંગેલાં જીવનમહીંથી
ફરી ફરી જીવન ઘડવાને
નિષ્ફળતા ભેટવા છતાંયે
એ કાંઈ હારતો નથી.

### વિના પાંખોએ

મને પાંખો નથી તો
અફસોસ કદી નથી એનો
આભાર માનું દયાનિધિનો
કે મન દીધું છે મને જે
વિના પાંખોયે ઊડી શકે છે.

### આનંદ પુષ્પનો

જીવન જ એ અમારું
'ખીલવું, કરમાવું, ખરી જવું'
તહીં આનંદ એટલો કે
દીધી સુગંધી ને આનંદ નિર્દોષ
તેથી ખીજાય કંઈક ખીલી રહ્યાં
અમ પુષ્પ સમાન—હૃદયમાં.

☆

પ્રો. ગોવિન્દભાઈ પટેલ

# તને દીઠી પે'લી

તને દીઠી પે'લી સુરભિઝરતા ફાલ્ગુન મહીં,
ઉષા જ્યારે આભે કનકવરણાં મંગલ રચી
રહી 'તી ઉલ્લાસી કિરણપતિમાં લીન બનવા,
સરી ધીરે ત્યારે ક્ષિતિજ પર તું સ્તંભિત થઈ
અશી કે પૂષાની સકળ સુષમાથી તન ખચી
રહી શોભી રંગે અનુપ કશી હે વાદળી સ્મિતા!

અને બીજી વેળા અસિતવરણી જીવનધના
ઇશાનેથી ઊંચે ચઢી સરકતી મંથર ગતે
જતાં આગે સામા ગિરિશું અથડાઈ તન તણા
કરી ચૂંથેચૂંથા તુજ જીવન સર્વસ્વ દઈને
અજાણ્યા આનંદે લસી વહી જતી વાયુની મતે
તને દીઠી ભીના પ્રણયીપ્રિય અષાઢ મહીં મેં.

હતી ચારુસ્નિગ્ધા પ્રથમ દૃગે પ્રેય ચહતી,
પરંતુ બીજે શી નિજપણું ભૂલી શ્રેય લહતી.

☆



'મોહિનીચંદ્ર'

## કેટલાં બાકી રહ્યાં ?

પ્રત્યેકની કીકી મહીં કીકી પરોવી શું રહ્યા ?

જોઉં છું કે જિંદગીનાં—
કેટલાં વર્ષો વીત્યાં ને કેટલાં બાકી રહ્યાં ?

★

'સુધાંશુ'

## નેમ સાચા નેહ ભણી

સાગરસરિતાની સુરત પ્રીછી ને
સંબંધસંબંધનો સ્રાવ વહે;
નિગૂઢ હોય તે નિતરાં થાય ને
સંગમના ગેબી ગમ કહે;
સુખદ સુરતનો શ્રમ સહે !

સાગર ખારો, સરિત મીઠડી,
અંતરસફરની એક કડી;
ઉચ્ચલ તરલતી મિલનમૃદુતાએ
સાધી સમાધિ ભારે પલઘડી;
આડચ–આફતો નથી નડી !

અગમ સંગમે આપણે મળીએ, ને
ઝલકે વચલે શુભમણિ;
આરત આરઝૂને સાધવા મળવા
જોઈએ ઉલટની ઉરકણી;
આપણી નેમ સાચા નેહ ભણી !

★

રતિલાલ-અનિલ

## શું કહું ?

તૃષા અતિ નિકટ ને સરવાણી દૂર લાગી,
જીવનમાં, શું કહું કે શેની જરૂર લાગી !

★

'પરાશર'

## પ્રેરણા

જોકે કેમ કરી સમુદ્રપટથી વંટોળ ધૂજે ભર્યાં ?
હોયે ધુમ્મસનાં દળો જલધિથી ઊડી જળે આચર્યાં.
જેવી જીવનભૂમિકા, કવનની તેવી સુધા ઉદ્ભવે.
હૈયાથી વિપરીત દુર્દમ કદી ના પ્રેરણા સંભવે.

★

સાલિક પોપટિયા

## સુરાલયનો સાદ

હજી નો'તું થયું કંઈ આગમન રંગી ઉષા કેરું,
અને ડૂબ્યા નં'તા આકાશ કેરા તારલાઓ પણ;
હજી ઘેરી વળ્યા'તા વિશ્વને રજનીના ઓળાઓ,
સુમનને ચૂમવા આવી ન'તી મદભર હવાઓ પણ.

હજી કલરવ મચાવ્યાં 'તાં ન પંખીઓએ માળામાં,
હજી ના બાંગ મુલ્લાએ પુકારી'તી મિનારેથી;
હજી સ્વપ્નસ્થ મુગ્ધાઓનાં લોચન પણ ન ખૂલ્યાં'તાં,
હજી જાગી ન'તી કળીઓય ભ્રમરોના ઈશારેથી.

મદિરાલયથી ત્યાં તો કોઈનો એક સાદ સંભળાયો,
ઊઠો ઓ બાળુડા, ખૂલી ગયું પાછું સુરાલય છે;
અને આ અલ્પ જીવનનો ભરોસો ના તમે કરજો,
કળીને પૂર્ણ ખીલ્યા વિણ ખરી જવા તણો ભય છે.
મધુરસ જિંદગીના જામમાં સૂકાય એ પહેલા,
મદિરાથી ભરી લેજો તમારા જામને વહેલા.

★



'રાજહંસ'

# સમયના શોર-ગોર

**ભાવના હશે તો જ શાંતિ આવશે**

કેટલાક વિચારકો વિશ્વ પરિસ્થતિની સારી છણાવટ કરે છે. પરન્તુ, ભૂલો શોધ્યા સિવાય એમાં વધારે પહોંચ હોતી નથી. એમનું દર્શન સંકટોમાં ચેતાવનારું ગણીએ, પણ નવી દિશા બતાવનારુંયે છે એમ તો નહિ કહી શકાય. એમની વિચારપરંપરામાં ભય ઉપલા સ્થાનમાં બિરાજેલો રહ્યો છે. બળની એ વાણી નથી વિશ્વશાંતિની ઈચ્છા કરવી કે પ્રચાર કરવો ઠીક છે, પણ એ શાંતિ જગતમાં ઉતારવાની સૂઝશક્તિ ક્યાં છે?

આ સૃષ્ટિનો રચનારો ઈશ્વર છે, તો એનો નિભાવનારો પણ ઈશ્વર છે. અને ઈશ્વરની કામગીરીનો હવાલો પોતાની પાસે ખેંચી નરી ફિકર કર્યા કરવી કે દુનિયાને કરાવવા એ કામ ઉપર ઉપરથી સુજ્ઞનું છે પણ અતે તો ગજા ઉપરાંતનું છે. એમને જે દર્શન મળ્યું છે તેનો ભાર એ પોતે વહી શકે એવાં એમનાં પાત્ર ઘડાયાં નથી. એ દર્શન પછી શું એ વિષે એમની કલ્પના અધૂરી છે, નિષેધાત્મક રહી છે.

ઘણાં વર્ષો સુધી આ જગતમાંથી વહેમનાં જાળાં કાઢવા સુધારકો મથ્યા. એમાંથી કોઈએ લોકોના અજ્ઞાન ઉપર અફસોસ કર્યો, કોઈએ નિંદા કરી. કોઈ કોઈએ પ્રભુ એમને બચાવે એમ કહી પોતાનું શાણપણ જાહેર કર્યું. તો કોઈક એવા પણ નીકળ્યા કે એમણે જ્ઞાનને છતુ કર્યું ને એના ઉપર પ્રકાશ નાખ્યો. જે ઉત્તમ છે એના તરફ ધ્યાન ખેંચવાથી જે કનિષ્ટ હતું તેનું મૂલ્ય ઘસાઈ ગયું. ને એમનો માર્ગ સફળ થયો. લોકો એ માર્ગે વળ્યા.

અણુયુગની ભીષણતા વિશે જાપાને બલિ થઈને જગતને ભાન કરાવ્યું. પછી એનો ભય વધવો જોઈતો હતો. દુનિયા એ માર્ગેથી પાછી વાળવી જોઈતી હતી. પણ એમ બન્યું નથી. એ વિરાટ શક્તિ હક કરીને આપણી વચ્ચે આવી છે. એને શાંત કરી દેવાની કોઈની મજાલ નથી. જીનીવામાં ઘણી વાટાઘાટો ચાલી ને હજુ ચાલશે. પરન્તુ, માણસે શું મેળવવું છે એનું ચિત્ર સ્પષ્ટ નહિ બને ત્યાં સુધી આ વાટાઘાટોનાં પરિણામ દેખાવાનાં નથી, આવશે તો કામચલાઉ રહેવાનાં છે.

દેશ દેશની સરકારે સત્તાની ભૂખ વધારી છે ને માનવીની સ્વાધીનતા—સ્વેચ્છા ઉપર દિન પ્રતિદિન કાપ મૂકતા આવ્યા છે. રાષ્ટ્રો આઝાદ થતાંની સાથે ત્યાંની વ્યક્તિની આઝાદી તો જોખમાય જ છે. એના હાથ કે હોંશ યત્ર ને તંત્ર આગળ પરવશ જેવાં બની રહે છે. એ પછી જે સમૃદ્ધિ આવે છે એમાં જીવનનું બળ ઘટે છે, મથામણની શક્તિ ઘટે છે, આનંદની ક્ષિતિજો સંકોચાય છે, દૂરનું જોવાને બદલે નજદીકનું જોવા તરફ ધ્યાન રહે છે.

એનું એક કારણ એ છે કે માનવીને ગૌણ પદે ઉતારીને એની પ્રગતિનો વિચાર આવ્યો છે. એના શ્રેય એનું પ્રેય સાચવવા સરકારો મથે છે. એની સુખ-સગવડ વધારી મૂકી એને રીઝવવો છે. ને અવનવી સિદ્ધિઓનો અવારનવાર ખડકલો કરીને એને ચકિત કરી મૂકવો છે. શું એ માર્ગે શાંતિ હોઈ શકે? ભાવના વિના શાંતિ નથી—નચાભાવયતઃ શાન્તિઃ.

**દેશની પ્રગતિ નેહરુ લાવશે?**

આ જ માર્ગે નેહરુ જઈ રહ્યા છે.





આવતાં પાંચ વર્ષોમાં ઘણા ફેરફારો કરવાની એમણે ચૂંટણી પછી તરત જ હોંશ દાખવી છે. એમનું ખાસ પ્રધાનમંડળ એથી હમણાં નક્કી કર્યું નથી, પણ એ ત્રણ માસના ગાળા પછી જાહેર કરવાના છે. વ્યક્તિઓ કરતાં સંસ્થા મોટી ને સંસ્થા કરતાં સિદ્ધાંત મોટા એ સૂત્રો એમણે મંજૂર રાખ્યાં છે. પણ સિદ્ધાંત તો પેલા જ—વધારે ઉત્પાદન, અંકુશવાળી વહેંચણી અને આવક ઉપરનાં નિયંત્રણ કે બીજા ખરા ?

આ વ્યવસ્થા છે, તે પણ ટૂંકા ગાળાની. એ સિદ્ધાંત નથી. માનવીને પ્રેરે એવો આ આદર્શ નથી. એની બુદ્ધિ નિષ્ઠા કે સર્જકશક્તિમાં વધારે સમર્થ બનાવે એવું શું છે ? એની નિરાંત ઘટાડે, એની હોંશ કમી કરે, જાતજાતના કાનૂનોને વશવર્તી રહે, સ્વચ્છંદી પૂરો બને, જીવાણુઓ આગળ લાચાર બને, નિરંતર ભયમાં રહે, બુદ્ધિને તીવ્ર કરતો છતાં ભ્રષ્ટ કરતો રહે, ને નિષ્ઠા કે શીલથી વિમુખ થતો રહે—એને માનવીની પ્રગતિ ગણવી હોય તો આપણે નિરાશ થવું જોઈએ.

આ દેશને નેહરુ દોરી રહ્યા છે એમ કોઈ નહિ કહી શકે. જે પોતે જ જગતના પ્રવાહો જોઈ જોઈને એનાથી દોરવાય છે તે બીજાને શું દોરી શકશે ! એમની તો નકલ છે, એક દોડ લગાવી છે અને એશિયામાં ભારતનું સ્થાન આગળ એટલે કે ધ્યાન ખેંચે એવું રહે એટલું નેહરુ કરી પણ જશે. એવી કદર તો જરૂર કરવી રહી. પણ એ ક્રાંતિ છે, પ્રગતિ છે, દોરવણી છે એવું આપણે રખે માની લઈએ.

એમનાં આવતાં પાંચ વર્ષ એ એમની તમામ કારકીર્દિની ટોચ જેવાં ગણાશે એમ છૂટથી બોલાય છે. આ દેશ માટે એનું મહત્ત્વ ઘણું છે એમ જાહેર રીતે કહેવાય છે. એને અંતે જે કહેવાશે તે આટલું : દેશમાં સુવ્યવસ્થા રહી, એકતા જળવાઈ, બળવા ના થયા, આયોજનથી સમૃદ્ધિનો પુરુષાર્થ થયો. ઉલટમાં એમ પણ કહેવાશે કે દેશની આગવી પ્રતિભા ઝડપાઈ, એની મહત્ત્વાકાંક્ષા ઘટી, લોક મોજી–બન્યા, કષ્ટ વેઠવાની લાયકાત દેશમાંથી કમી થઈ, જોખમો ઉઠાવવાની ઈચ્છા તથા શક્તિ ઓછાં થયાં. દેશની શ્રદ્ધા–ભક્તિ ઘસાયાં ને એથી સાંસ્કારિક એકતાને બદલે ફિલ્મી મનોદશા ઉપસી. શિક્ષણ ઘણું વધ્યું પણ એમાંથી ચારિત્ર્ય ને સાધનાની માત્રા ઘટી, તાલીમબાજી વધી. તેમ એનો તોર પણ વધ્યો.

નેહરુ મહાન છે, પણ એટલા મહાન નથી કે તંત્રને વિશુદ્ધ રાખી શકે. રાજ્યોના પ્રધાનમંડળોમાં જુથવાદનો હકીકતરૂપે સ્વીકાર કરનાર નેહરુને ઇતિહાસ કમજોર ગણશે. જ્ઞાતિવાદને પાપ ગણનાર નેહરુની કોંગ્રેસમાં ન્યાતિને સગવડ સાચવી અફીનો લાત મારનાર ઘણા છે, એનો લાભ તજી દેનાર તો કોઈ જ નહિ હોય. નેહરુ કાળાં બજાર નભાવી લે છે, કાળું નાણું ચલાવી શકે છે, છડેચોક કરવેરામાંથી છટકનારા ફિલ્મી અદાકારોને નેહરુની કોંગ્રેસ છાવરી શકે છે. નેહરુ ઘણું ચલાવી શકે છે, ઘર્ષણોના એ કાયર છે ને દઢતા હોય તો જગત પ્રવાહોની પાછે પાછે રહેવાની છે.

એટલે આવતાં ચાર–પાંચ વર્ષમાં થોડી સમાજવાદી ગરમી આવશે, તંત્ર થોડીઘણી સત્તા વધારે મેળવશે, લોકો થોડું સ્વાતંત્ર્ય રાજ્યને સોંપી દેશે, કરવેરાનું ભારણ વધવા દેશે. પણ આ ફેર તો માત્રાનો છે, દિશાનો નથી. એ માર્ગે ક્રાંતિ નથી. સમૃદ્ધિ છે પણ પ્રગતિ નથી. એ લાવનાર કોઈ જુદી વ્યક્તિ હશે.

### સલામતી કે ક્રાંતિ

નેહરુ નરમ પ્રકૃતિના નહિ પણ સુજ્ઞ વડીલની અદાથી ચાલે છે એવો એક મત છે. એ પણ ઝંપલાવી દે એવા પરમ મિજાજથી અજાણ્યા નહોતા. પણ જવાબદારીઓ જોઈ, ઉઠાવી, સંભાળી, પાર પાડતાં એ પીઢ બન્યા છે. ને એટલે જ ગોરાઓનો કબજો લેતાં વર્ષો વીતાવ્યાં, પાકિસ્તાનને ઘણો લાંબો દોર આપ્યો, ચીનને તિબેટની ભેટ ધરી દીધી, બ્રહ્મદેશ નેપાળ કે સિલોનમાં મદદે જતાં પણ અટકી ગયા ને લાઓસ

કે સિયામને મદદ નહિ કરી શકે એમ સંભળાવી દીધું. રખે કોઈ ને માઠું લાગી જશે એ ખ્યાલે ઇઝરાયલનો સ્વીકાર ના કર્યો, અલ્જીયર્સની લોક સરકારને અવગણી, કેસ્ટ્રોને જરાતરા થાબડી લીધો તેમ ચાંગ કાઈ શેકની પૂંછડી આમળવી છોડી દીધી, અને બેલગ્રેડમાં મધ્યસ્થ રહેવા મથતા દેશોને રશિયાના અણુબોંબના ધડાકા સામે રોષ દાખવતા રોકી દીધા. આ નીતિનાં પરિણામો કેવાં હોઈ શકે? સમય વીતાવ્યા વિના એમાં બીજું શું વળે?

એમ તો ખ્રુશ્ચેવ ને કેનેડી પણ ઘણું બોલી નાખેલું પાછું ગળી જાય છે, ખામોશ બની જાય છે. પણ ધમકી આપનારી સત્તાઓ હોય તે ગમ ખાવાય નીકળે. આપણે શું? જેની પાસે સત્તા કે ધન કે તાલીમની મુડી નથી તેનું બળ તો સત્યનો આગ્રહ છે. નિર્બળ કે બળરામ દઢતા હોય તો એની હોય. ગૌરવ થશે ત્યારે એનું થશે.

દેશના આંતરિક વહીવટને દીર્ઘસૂત્રી, ખર્ચાળ ને લાગવગીઓ બનાવવો એ નેહરુને ના છાજે. દેશની મુખ્ય રાષ્ટ્રીય સંસ્થા કૉન્ગ્રેસમાંથી આદર્શ ભક્તિના ઓસાર આવે અને નેહરુ ના જાગે તો એ નેહરુ જુદા ઠર્યા. એમના જ કારોબારમાં પ્રાંતીયતા વધી રહી છે ને રાષ્ટ્રીયતાની ભરતી થંભી છે. એમણે ઘણાં કારખાનાં નંખાવ્યાં, પ્રયોગશાળાઓ સ્થાપી, કેટલાક નવા શિરસ્તા ચાલુ કર્યા એ બધાં ઉપર ઝીણવટભરી નજરે — માબાપ સંતાનની હલચલ તપાસે એમ — જોવાની એમને ક્યાં ફુરસદ છે? શું એકાદ વર્ષ માટે ફારેગ થઈ દેશનો સમગ્ર રીતે વિચાર ના કરે? એમનું સ્થાન પાછું સંભાળી લેતાં એમને કોણ રોકવાનું હતું?

હજીયે તક છે. દેશ એમની પાસેથી આશા રાખે છે. સ્થાન ઉપર રહીને એમને જે જે દેખાતું હશે તે બહાર રહીને કેવોક રંગ પકડે છે એની અજમાયશ એમણે લેવી જોઈએ. ઊડઊડ કરતા પ્રવાસે નહિ, પણ જરા ઠરીને ઊંડા ઊતરીને લોકલાગણી (પક્ષની જ નહિ)નો તાગ મેળવીને નેહરુ આપણી વચ્ચે આવે તો? એક વર્ષના અનુભવ પછીયે એમને તંત્રના કોઈ દોષ નિવારવા જેવા ના જણાય, દેશને કાજે કોઈ નવી દિશા ના સૂઝે અને આર્થિક વિકાસમાં યંત્રદેવની પ્રતિષ્ઠામાં સર્વ કાંઈ સમાયું છે એમ જ લાગે તો આ દેશનું એવું ભાગ્ય. કેમકે નેહરુ એ ભારતનો આ જમાનાનો પ્રારબ્ધ પુરુષ તો છે જ. એમના વડે દેશ જેટલાં પગથિયાં ચઢવાનો હશે એટલાં ચઢશે, એથી આગળના ઘાટ ચઢાવનાર વળી બીજા કોઈક આવી મળશે અત્યારે આપણે અસંતોષ જે થયો તેના કમીપણાને નથી, જે હજુ થઈ શકે તેને હાંસલ કરવાનો છે ક્રાંતિની ભૂખનો છે.

**નવી ક્રાંતિની ઝાંખી**

તોયે આ દેશમાં ક્રાંતિ આવી રહી છે. એ સરકારી ઢબે આવતી દેખાય છે તેના કરતાં એ જુદી છે. એની ગતિ ધીરી છે પણ સચોટ છે. એનો ફલક આ જ દેશનો વિસ્તાર નહિ, પણ જગત આખાને સ્પર્શે એવી ક્રાંતિ ભારતભૂમિમાંથી ઊઠી રહી છે.

એ ક્રાંતિની ધજા અજાણપણે વિનોબાએ દેશમાં ફેરવી છે, પણ એના પ્રણેતા તો રામકૃષ્ણ–વિવેકાનંદે સર્જેલા વેદાંતના સમન્વયમાં છે. સર્વ ધર્મોની સમાનતા સ્વીકારી એમણે વેદાંતનો માર્ગ મોકળો બનાવ્યો છે. આ દેશમાં વર્ષોથી ચાલ્યા આવતા મતમતાંતરો વચ્ચે એમણે જે સુખદ સમાધાન કરાવી આપ્યું છે એ જ મોટી ક્રાંતિ થઈ છે. પોતાના પ્રિય દેવોની આરાધના કરતાં વિશ્વવ્યાપી ચૈતન્યને પારખતાં એમણે શીખવ્યું છે. એથી માનવીનું મૂલ્ય વધ્યું છે કેમકે એની મારફતે એના અંતરમાં રહેલા સત્પુરુષને ઓળખવાની તેમજ અનુસરવાની સૂઝ પણ આવી છે. વેદાંતમાં રહેલાં અનેક મૂલ્યવાન સત્યોની પ્રતીતિ હવે સહજ થવા લાગી છે તથા વિજ્ઞાન સાથે એનો મેળ પણ બેસતો આવે એવી નવી સમજનો ઉદય થયો છે.

આ તો હજુ શરૂઆત છે. આવતા વર્ષે સ્વામી વિવેકાનંદની જન્મશતાબ્દિ ઉજવાશે. એ પ્રસંગે ચૈતન્યની વળી એક છોળ આવી જશે. બીજાં છ વર્ષે ગાંધીજીની જન્મશતાબ્દિ ઉજવાશે. જાને શોધીને





માગીને ઇચ્છીને કષ્ટ ઉઠાવવાં. તપ કરવું, તિતિક્ષા વધારવી, પરસ્પરનો આદર વધારવો, સંયમ કેળવવો, નમ્રતા શીખવી, ને શ્રદ્ધાથી ઈશ્વરપરાયણ બનવું— એ જ આ જગત્ પરની અદ્દભુત ક્રાંતિ છે. એને જ આપણે દુનિયાભરમાં મૂકવી શકીશું.

એવી ક્રાંતિ આગળ બીજી સિદ્ધિઓ તુચ્છ છે—પછી એ અવકાશની હોય કે અણુની હોય, મૃત્યુના રહસ્યની હોય કે દીર્ઘ જીવનની હોય. એ સિદ્ધિઓની પાછળ જો વેદાંતની ભાવનાઓ નહિ હોય તો એની કિંમત નથી. ઉલટ, એ શાપરૂપે વળગવાની છે, અસુરો નીપજાવવાની છે.

### જગતની આવતી કાલની ભાષા

ગુજરાતમાં અંગ્રેજી ભાષાનો પક્ષ કરનારું આંદોલન થશે એવી જાહેરાત થઈ તે સાથે જ સરકાર એનો બળપૂર્વક સામનો કરશે એમ જણાવાયું. એ બતાવે છે કે સરકાર બીજા કોઈ છેડે બંધાઈ ચૂકી છે, ને એ પ્રજાકીય આંદોલન, અહિંસક હોય તોયે, બરદાસ કરી શકે એમ નથી. આપણી લોકશાહી કેવી વિકસે છે તે આવા કિસ્સા ઉપરથી સમજાય છે.

અંગ્રેજી પાંચમા ધોરણથી શીખવવું કે આઠમા ધોરણથી એ મુદ્દો શિક્ષકોને વિચારી લેવા પૂરી તક મળવી જોઈએ. એથીય અગત્યનો મુદ્દો તો અંગ્રેજી ભાષાના મહિમા સમજવાનો છે. દેશના જુદા જુદા પ્રાંતોમાં ગુજરાતી અમલદારો મૂકવા હશે, પરદેશની વેપારી કે ઉદ્યોગની પેઢીઓ જોડે સંબંધો વધારવા હશે, નવા તાલીમખાતાઓમાં ગુજરાતીઓને આગળ રાખવા હશે, અરે ખુદ ગુજરાતી ભાષાને વધારે સમૃદ્ધ બનાવવી હશે તો અંગ્રેજીની સૂગ રાખી શકાશે નહિ. એનો દ્વેષ રાખનારને ગુજરાતનો હિતશત્રુ જ સમજવો રહ્યો.

અંગ્રેજીનું શિક્ષણ ફરજિયાત ના હોઈ શકે, પણ એ શિક્ષણ સહુને મળી શકે એવો પ્રબંધ તો રહેવો જોઈએ. આપણે જાણવું જોઈએ કે એ જગત ભાષા બની છે. રાષ્ટ્રસંઘમાં ૫૭ દેશ એનો આધાર લે છે. એનું ખેડાણ ચાલુ છે, વિકાસ થતો જ રહ્યો છે. આવતી કાલની જગતની મુખ્ય ભાષા એ છે. ને દેશની એકતા જાળવવાનું બળ વર્ષો સુધી એમાં જ છે. આપણે જે વિજ્ઞાનપંથી કૂચ કરી રહ્યા છીએ એને માટે એ ભાષા અનિવાર્ય છે. પછી એની અવગણના કેમ થઈ શકે? એ શીખવી જ પડે એવું નહિ હોય. શીખવા ઇચ્છે તેને પૂરી તક મળે એટલું તો જાળવવું જોઈએ.

### વીરત્વની કદર

સ્વરાજ આવ્યા પછી હિંદી ટુકડીઓએ હિમાલયનાં કેટલાંય પરિભ્રમણ કર્યાં, કેટલાંક શિખરો સર કર્યાં, એમાં પાંચેક તો પહેલી જ વાર થયાં. હમણાં પણ એવરેસ્ટની શિખરયાત્રાએ એક ભારતીય ટુકડી જઈ રહી છે ને બીજી એ ટુકડીઓ બીજા શિખરો ચઢવા મથે છે. એનો ઉત્સાહ દેશભરમાં ફેલાવા લાગ્યો છે. વિવિધ રમતોમાં બીજા ખેલાડીઓને પ્રેરી શકે એવી સાધના કરનારને અર્જુન-ચક્ર અપાયાં છે. અને પુરાણી બંધુઓની યાદગીરીમાં ગુજરાતમાં વીરત્વ દાખવનારની પણ કદર થવાની છે. આ કેવી શુભ નિશાનીઓ છે. હે હિમાલય, તારી અડગતા, ઊંચે આકાશમાં પહોંચતી તારી મજલ, તારું એકાંત, વૈરાગ્ય સહાયક બનતું તારું દર્શન, અમારામાં સાહસ પ્રેરો, વીરત્વ પ્રેરો, ભાવના પ્રેરો, હૃદયમાં તારી તુષારહારની શુભ્રતા છાઈ રહો.

*

### શ્રી ચુ૦ વ૦ શાહની રત્ન જયંતી

ત્રેપન વરસ સુધી એકધારી સાહિત્ય-સાધના કરીને પંચોતેર વર્ષ પૂરાં કર્યાં તેની ઉજવણી રૂપે જ ગુજરાતને એક વિશાળ નવલકથા 'કંટકછાયો પંથ' અર્પીને શ્રી ચુનીલાલ વ. શાહ આ મે માસની બીજી તારીખે છોંતેરમા વર્ષમાં પ્રવેશે છે. આપણા વયોવૃદ્ધ છતાં જાગૃત સાક્ષરોમાં અત્યારે સુ. શ્રી ચુનીભાઈ તેમનું મહત્ત્વનું સ્થાન ધરાવે છે.

મેટ્રિક પાસ થયા પછી આર્થિક સ્થિતિને લીધે વધુ અભ્યાસ તજી શિક્ષકના ધંધામાં પડ્યા. પણ સાહિત્ય

અને પત્રકારિત્વ તરફના વલણે તેવીસ વર્ષની ઉંમરે અમદાવાદમાં 'રાજસ્થાન' પત્રમાં, અને તે પછી ત્રીજે જ વર્ષે 'પ્રજાબંધુ' પત્રમાં જોડાયેલા. ૪૪ વર્ષની પત્રકારિત્વની ઊજળી કારકિર્દી લઈને ૧૯૫૩માં નિવૃત્ત થઈને નિરભિમાનપણે અને શાન્તિથી તે સાહિત્યની ઉપાસના કર્યે જાય છે. એ ચીવટ અને ધગશના ફળ સમી દોઢસો વરસના ગુજરાતના સમાજજીવનને આલેખતી ચાર ભાગમાં લખાયેલી નવલકથા 'કંટકછાયો પંથ' તાજેતરમાં જ પ્રગટ થઈ છે અને અભ્યાસ, લેખન અને સર્જન એટલી જ અવિરત રીતે આજે પણ ચાલુ જ રહ્યાં છે. ગુજરાતના આ વયોવૃદ્ધ સાક્ષરની ઐતિહાસિક, સાંસારિક–સામાજિક વાર્તા–નવલકથાઓ અને સાહિત્ય-વિષયક લેખો–નિબંધો ગુજરાતી સાહિત્યનો અમર વારસો રહેશે.

આ સાક્ષરવર્યની રત્નજયંતી વખતે તેમના સ્વાસ્થ્ય-ભર્યા દીર્ઘાયુષ્ય માટે પ્રાર્થના સહ અભિનંદન.

### બે સાક્ષરોની ષષ્ટિપૂર્તિ

ગુજરાતી કવિતાક્ષેત્રે 'આલબેલ' દ્વારા પ્રવેશી ચૂકેલા અને 'મધ્યાહ્ન' સુધી પહોંચેલા ઊંચી કોટિના કવિ શ્રી કરસનદાસ માણેક અને ગુજરાતને ચાર ચાર દાયકાથી હાસ્યરસના સાહિત્યમાં તરબોળ કરી દેનાર શ્રી જ્યોતીન્દ્ર દવે—આ બન્ને સાક્ષરોની ષષ્ટિપૂર્તિ એકી સાથે આવે છે એ પ્રસંગે બન્નેને સહિયારાં અભિનંદન.

ગાંધી યુગના કવિ અને કાકાસાહેબના પ્રતિભાશાળી શિષ્ય તરીકે શ્રી માણેકની કવિતાનો સ્રોત આજે પણ એ જ વિશિષ્ટતા દાખવી રહ્યો છે. કવિતા ઉપરાંત અત્યારે લુપ્ત થઈ ચૂકેલી માણભટ્ટની સંસ્થાનું તેમણે શરૂ કરેલું પુનર્નિર્માણ એક મહત્ત્વનું પ્રદાન ગણાય. તેમ જ સંસ્કૃત સાહિત્યના અને ઉપનિષદોના પણ તેઓ વિદ્વાન છે. આ વિદ્વત્તા નમ્રપણે તેમનાં લખાણો દ્વારા પ્રગટ થતી જ રહી છે. વાર્તાઓ, નાટકો અને અન્ય સર્જનો તેમના નામે હોવા છતાં મુખ્ય તો કવિતાના એ સાચા સ્વામી ગણાય. ગુજરાતી કવિતા તેમની કૃતિઓથી ઊજળી અને સત્ત્વશાળી રહેશે.

ગુજરાતમાં શુદ્ધ હાસ્યરસને ક્ષેત્રે જે સિદ્ધિઓ શ્રી જ્યોતીન્દ્ર દવેએ મેળવી છે તે અનન્ય છે. છેક અખા અને પ્રેમાનંદના કાળથી ગુજરાતી ભાષામાં વહેવા માંડેલો હાસ્યરસનો પ્રવાહ જ્યોતીન્દ્રભાઈએ વધુ સત્ત્વવન્તો બનાવ્યો છે. ગુજરાતના હાસ્યરસના આચાર્ય-પદે પણ તેમને નિઃશંક સ્થાપી શકાય. હાસ્યરસકાર હોવા ઉપરાંત વિદ્વાન વિવેચક, નિબંધકાર અને રસ-શાસ્ત્રી પણ છે. ગુજરાતી ગદ્ય તેમની કૃતિઓથી ઊજળું છે.

### શ્રી પેટલીકરને રણજિતરામ ચંદ્રક

૧૯૬૧નો રણજિતરામ સુવર્ણ ચન્દ્રક શ્રી ઈશ્વર પેટલીકરને મળે છે એ જાહેરાત જાણે મોડી મોડી—ઘણી બધી મોડી થઈ હોવા છતાં ખુશી ઉપજાવે છે. લગભગ બે દાયકા જેટલા ટૂંકા ગાળામાં આટલું વિપુલ સાહિત્યસર્જન, સામાજિક ક્ષેત્રે આટલી સફળતા-ભરી કારકિર્દી અને અત્યારના સાહિત્યકારોમાં સૌથી વધુ વાચકોની જીભે ચડી ગયેલું આ નામ એ કાંઈ ઓછી સિદ્ધિ ન કહેવાય. ગુજરાત સાહિત્ય સભાનું આ બહુમાન પામતા આ મળતાવડા અને લોકપ્રિય સાહિત્યકારને આ પ્રસંગે હાર્દિક અભિનંદન. તેમનાં સર્જનો અને સામાજિક કાર્યોમાં વધુ ને વધુ સજાગ રાખવા આ ચંદ્રક હિસ્સો આપશે એવી અપેક્ષા પણ રહે જ.

### સિત્તેર વર્ષ પૂરાં કરતા ચાંપશીભાઈ

શ્રી. ચાંપશીભાઈ વિ. ઉદ્દેશી સિત્તેર વર્ષ પૂરાં કરે છે એ વાત અનેક રીતે અભિનંદનની બની રહે છે. તેમની કાર્યધગશ, સિત્તેર વર્ષે પણ જુવાન જેટલો તરવરાટ અને ચાલીસ વરસથી અનેક તડકી–છાંયડી વટાવીને એકલે હાથે ચલાવેલું ગુજરાતી માસિક 'નવચેતન'— એવા ચાંપશીભાઈને અંતરનાં અભિ-નંદન હોય જ.







'ધૂમકેતુ'

# સોનેરી રેત

દરિયાકાંઠે કે નદીકાંઠે રેતમાં રમતાં રમતાં જે બાળપણની મઝા માણેલી હોય છે એ જ રેત મોટપણે સાવ શૂન્ય લાગે છે. પણ એ રેત વિષે વિચાર કરતાં તેમાંથી આપણે સોનેરી દશ્યો ઉપસાવી શકીએ. એવાં સોનેરી દશ્યો અને સોનેરી વાક્યો અહીં વેરાયેલાં પડ્યાં છે જે દરેકની આંખ અને દિલને સાંત્વન આપે...

જેને મેં અન્યાય કર્યો તે માણસે મને અન્યાય કર્યો. ખરી રીતે વાત ત્યાં પૂરી થઈ ગણાય. પણ પછી મેં એનો દ્વેષ કર્યો ત્યારે એણે પણ દ્વેષ વધાર્યો. દ્વેષને છુપાવવા મેં ખોટી પ્રીત વધારી, ત્યારે તેણે એક હજારગણી વધારે સીફતથી એ વેષ પણ ભજવી બતાવ્યો.

અમે બન્ને નીચા પડતા ગયા અને નવાઈ આ હતી એને અમે અમારો ઉત્કર્ષ માનતા ગયા.

પરંતુ તે છતાં આમાંથી જે મેળવવાનું હતું એ અમે કોઈ દિવસ મેળવ્યું નહિ.

એ મેળવ્યું હોત તો પણ આ બધી વાત અમારા ઉત્કર્ષ માટેનો પાયો બનત.

અમારે એમાંથી મેળવવાનું આ હતું. કોઈને પણ અન્યાય કરનારો, હિંસકવૃત્તિનો જ વારસો ધરાવે છે. મહાન લડાઈઓ થાય છે ત્યારે જ માણસની જાત હેરાન થાય છે એમ નથી. નાની નાની અન્યાય આપવાની વૃત્તિ એ જ મહાન લડાઈને નોતરનારાં બીજ છે. અમારે સમજવાનું આ હતું પણ એ તો અમને મળ્યું નહિ.

માણસમાં જ્યાં સુધી આ છે, બીજાને અન્યાય આપવાની વૃત્તિ છે ત્યાં સુધી દુનિયામાં એક કે બીજારૂપે લડાઈ રહેવાની જ છે.

*

સત્ય કહેનારો મહાન હશે. પણ અસત્ય સાંભળનારો વધુ મહાન છે. પણ સત્ય આચરનારા કરતા પણ સત્યની વધારે પ્રતિષ્ઠા તો એણે સ્થાપી છે, જેણે સત્ય વિષે કાંઈ જ દાવો કોઈ દિવસ રજૂ કર્યો નથી, જેણે શ્વાસો-શ્વાસની પેઠે સત્યને જ જીવન ગણ્યું છે. અને છતાં એની જાહેરાત કોઈ દિવસ કરી નથી. માણસ ક્યારે જાહેર કરે છે કે હું જીવું છું?

સત્યને આચરનારા પણ, આ તદ્દન જ અંધારામાં રહેલા મહાન માણસની પાસે ઘણા નાના છે!

દુનિયા ક્યારે સમજશે કે એણે જેમને મહાન ગણ્યા તે મહાન હતો એ ખરું, પણ એમણે જેને જાણ્યા પણ નહિ, એ તો વધુ મહાન હતા!

*

સત્ય ક્યાં છે? એ પ્રશ્નનો ઉત્તર પોત-પોતાની વૃત્તિના રંગથી આપે છે. પણ પોતાનું સત્ય તે સત્ય છે, ને બીજાનું સત્ય તે અસત્ય છે, એમ ગર્વથી કહેનારા પાસે નથી સત્ય હોતું, નથી સત્યનો રંગ હોતો!

એની પાસે કેવળ એક જ વસ્તુ હોય છે. મનની નબળાઈ અને બીજી વસ્તુ પણ હોય છે. પોતાના મનની નબળાઈને એ પોતાનું બળ માને છે!

*

જે જાણે છે કે મુશ્કેલીઓ વિનાનો માણસ

જીવન જીવતો નથી, પણ માત્ર શ્વાસોચ્છ્વાસ લે છે, તે માણસ જ આગળ વધવાનો અધિકાર ધરાવે છે. અને આગળ વધવું એટલે પોતાની શક્તિનો પૂર્ણ વિકાસ સાધવો. જેની પાસે શક્તિ છે, અને છતાં જે એનો વિકાસ કરતો નથી તે માણસ કરતા આપઘાતી માણસ વધારે સારો. આપઘાતી માત્ર દેહ છોડે છે; આળસુ તો પળે પળે જીવનને નીચે ને નીચે લઈ જાય છે !

*

પ્રેરણા, પ્રતિભા અને શક્તિ એ ત્રણે માણસની પ્રગતિનાં નિયામક બળો છે. શક્તિમાં મુખ્ય બે વસ્તુ કામ કરતી હોય છે. તક પકડવાની કુનેહ અને વ્યવસ્થા રાખવાની જાગૃતિ. પ્રતિભામાં પણ મુખ્ય વાત બે છે. નિત્ય જાગૃતિ, નિત્ય ઉદ્યોગ. પ્રતિભા દરેક પળની દેખરેખ રાખે છે. માત્ર પ્રેરણા જ એવી છે કે જેની પાસે આમાંનું કાંઈ નથી. ઉદ્યોગ, નિત્ય જાગૃતિ, વ્યવસ્થા, તકનો ઉપયોગ. કોઈ વસ્તુ એને સ્પર્શ કરી શકતી નથી.

અને છતાં જે જાણે છે, કે આ મારું કામ છે, આ મારે માટે છે. આ નિર્માણ છે. એ માણસ પ્રેરણાને ઓળખે છે. પ્રેરણા એને ઓળખે છે.

પણ પ્રેરણા એ બીજું કાંઈ નથી. યુગ યુગના પુરુષાર્થની જ્યારે ટોચ આવે છે ત્યારે એ પ્રેરણા બને છે.

અને છતાં પ્રેરણાની આ ખુબી છે. એ મળે છે ઘણાને. રહે છે, કોઈકની જ.

*

વાતોડિયો અને હરરાજી બોલનારો, એક રીતે એ બન્ને સરખા છે. બન્ને જાણે છે કે એમની પાસે જે છે તે એમનું નથી. વાતોડિયો માત્ર વાતો કરે છે. અને એકે વાત એની સાચી હોતી નથી. હરરાજી બોલાવનારો હરરાજી બોલાવે છે અને જાણે છે કે એકેની સાચી કિંમત એની પાસે નથી !

*

હરેક ક્ષુલ્લક માણસને એક જ હૃદય હોય છે. એ ગુસ્સે થાય છે ત્યારે ગુસ્સો એનું બળ છે. એ ગપ્પાં મારે છે ત્યારે ગપ્પાં એનું બળ છે. એ શોક કરે છે, ત્યારે એ શોક જ કરે છે. વાતો કરે છે, ત્યારે ડાહીલી વાતો જ કરે છે.

માત્ર મહાન પુરુષને બે હૃદય હોય છે. અને એનું એક હૃદય બીજાની સંભાળ લે છે.

*

આ લેખકોની નબળાઈ તો જુઓ ! વાણી બોલનારા અમે, અમારી વેદના બોલીએ. અને એ જાહેર કરે કે મને પ્રેરણા પ્રગટી !

*

અહંકારનાં પણ બે રૂપ છે. એક અહમ એવો છે, જે માને છે, કે જે કાંઈ છે તે પોતાનો જ આવિર્ભાવ છે. પોતે જ બધે છે. એ સાત્વિક 'અહમ' સમર્થ છે. નિર્બળ તો પેલો બીજો 'અહમ' છે જે માને છે તે પોતે બધું છે. બધામાં પોતે છે એમ નહીં; બધું પોતે છે એમ.

*

'આનંદ ! તથાગતને પૂજનારા માન આપનારા, વખાણનારા, એ તથાગતના અનુયાયી છે કે તથાગતને સમજ્યા છે એ વાત ખરા-





ખર નથી.

'સાચી વાત તો એ છે કે જે તથાગતની વાણીને સમજીને એને જીવનમાં ઉતારનારા છે, એ પ્રમાણે જીવન જીવનારા છે, એ તથાગતના સાચા ઉપાસકો છે.

'નાની મોટી પોતાની દરેકે દરેક ક્રિયાને જે પળે પળે જાગ્રત રહીને તપાસતા રહે છે એ સાચા અનુયાયીઓ છે. તથાગતને સાચી રીતે સમજ્યા છે.'

ભગવાન તથાગતે મૃત્યુશૈયા ઉપરથી આ વાણી કહી. અને પોતાને એ વખતે પવન નાખી રહેલા ઉપવનને કહ્યું: 'ઉપવન, તું એક તરફ ઊભો રહે. મારી સમક્ષ ઊભો ન રહે.'

એ જોઈને, આનંદે પૂછ્યું: 'ભગવાન, આ ભદંત ઉપવન વર્ષોથી આ પ્રમાણે સેવા કરતો આવ્યો છે. એવું આજે શું બન્યું છે કે, ભગવાન ઉપવનને આ પ્રમાણે પોતાની સમક્ષથી દૂર જવાનું કહે છે?'

એ વખતે ભગવાન તથાગતે પૂછ્યું: 'આનંદ! અત્યારે તમે નથી જોતા તે હું જોઉં છું. આકાશમાં સર્વત્ર એક વાત ચાલે છે. આજે રાત્રિના છેલ્લા પ્રહરમાં તથાગત વિદાય લેવાના છે. મેં ઉપવનને એટલા માટે આઘે જવાનું કહ્યું છે.'

આનંદની અશ્રુધારા જોઈને ભગવાને કહ્યું: 'આનંદ! તું લાંબો વખત મારી પાસે રહ્યો છે. એ જ પ્રેમ, એ જ તત્પરતા, એ જ ઉપાસના તેં બતાવ્યાં છે. પોતાના પ્રયત્નમાં સચ્ચાઈ, એ એક જ તમામ શોકને જીતનારી વસ્તુ છે આનંદ!

'બધી જ વસ્તુ નાશવંત છે પણ બધી જ વસ્તુ એને માટે મુક્તિદાતા છે જે સચ્ચાઈથી પોતાની મુક્તિ માટે યત્ન કરતો રહે છે.'

*

જેણે કાંઈ અનુભૂતિ મેળવી નથી અને જે વૃદ્ધ થયો છે તે બળદ જેવો છે. એનું શરીર માત્ર સમય પસાર કરતું રહ્યું એટલું જ. એનું મન—એ તો હતું તેવું જ રહ્યું.

*

ધાર્મિક વિધિ પાંચ પ્રકારની છે. પ્રાર્થના, સ્તુતિ, સેવા, પૂજા અને યજ્ઞ.

આમાં યજ્ઞવિધિ સર્વથી શ્રેષ્ઠ છે. પણ યજ્ઞવિધિ એટલે શું? જે એ સમજતો નથી, એ પ્રતીકનો જે અર્થ ગ્રહણ કરતો નથી તેને માટે યજ્ઞ એ 'વેજીટેબલિયા ઘી' બગાડવાનો ધંધો છે.

યજ્ઞ એ કંઈ બહારની વસ્તુ નથી. એ મનમાંથી જન્મનારી વસ્તુ છે. પહેલી વાત આ સમજવી જોઈએ.

યજ્ઞનો જન્મ અંતઃકરણમાં થાય છે. મનમાં પણ નહિ, મનમાં જન્મે છે એ કીર્તિની લાલસા હોય છે. ચિત્તમાં પણ નહિ, ચિત્તમાં જન્મે છે એ સાત્વિક તો સાત્વિક પણ અહમનો પડઘો છે.

એટલા માટે યજ્ઞ પહેલાં જન્મે છે બ્રાહ્મણો વસ્તુઓ ભેગી કરે તેમાં નહિ, માનવના અંતઃકરણમાં.

જેના અંતઃકરણમાં એ ભાવના જન્મી નથી અને જે યજ્ઞ કરે છે તે પાપીમાં પાપી છે. પણ અંતઃકરણમાં યજ્ઞ જન્મે એટલે શું?

જ્યારે અંતઃકરણમાં ઊંડામાં ઊંડી અનુભૂતિ જન્મે ત્યારે એ અનુભૂતિનો બહારનો આવિષ્કાર એનું નામ યજ્ઞ.

યજ્ઞ કરવાનો અધિકાર રેંજીપેંજી તમામને નથી. એ અધિકાર છે—કેવળ જેણે કુદરતી સાદું જીવન વ્યતીત કર્યું છે તેને.

જેને જે અધિકાર નથી, તેને તે અધિકાર છે, એમ મનાવવું એ પોતાની વિદ્યાનો મહાન દ્રોહ છે.

લાહુભક્તો અત્યારે આવો દ્રોહ કરી રહ્યા છે.

ઓ સ્વર્ગપિતા! તું આ મહાન વિપત્તિ દુનિયા ઉપર શા માટે ઉતારે છે?

બધા વાતો કરે છે કે નાશ આવે છે, વિનાશ આવે છે, સર્વનાશ જન્મે છે.

બધાનાં મન ગભરાટમાં છે, બધા જાણે જીવનનો છેલ્લો દિવસ જુએ છે.

આમ શા માટે હે પિતા? જો દુષ્ટો માટે આ હોય તો એકલા એ જ આમાં સંડોવાવાના નથી. સજ્જનો પણ હોમાઈ જવાના છે.

અને હવામાંથી જવાબ મળ્યો: સદ્‌ગુણી તે છે જે છેક છેલ્લી ઘડીએ કામ કરતો રહે છે.

સદ્‌ગુણી તે છે જેને જીવનમાં મૃત્યુનો ભય નથી.

એવાની તો આ ગફવાઓમાં કસોટી થાય છે. અને દુર્જનોની પણ કસોટી થાય છે. જે ગભરાઈને દોડાદોડ કરી મૂકે છે એ ભીરુ છે અને એ જ દુર્જન પણ છે, દુર્જનતા અને ભીરુતા એ બન્ને સાથે રહે છે.

દરેક પોતે જ્યાં ઊભો છે ત્યાં ઊભા રહેવાની હિમ્મત ત્યારે જ દાખવી શકે છે જ્યારે એને ખાત્રી હોય છે કે, એનું કામ એણે બરાબર કરવાનું છે. કારણ કે એ જ જીવન છે ને કામ છોડી દેવું એ મૃત્યુ છે.

પણ એ હિમ્મત એનામાં જ હોય છે, જે કહી શકે કે મારું કામ મેં મેળવ્યું છે.

અને એવું કહી શકનાર લાખમાં પણ એક હોતો નથી.

તમારો ગભરાટ ત્યાંથી જન્મે છે.



મહાન ચિંતક રૂસો યુવાનીમાં કોઈ પણ જાતના ધ્યેય વગરનું રખડુ લહેરી જીવન ગાળતો હતો.

...પણ અચાનક વિચિત્ર રીતે એના જીવનમાં પરિવર્તન થવા પામેલું. એક દિવસ એ સાવ નિરાશ થઈને શૂન્ય મને એક વૃક્ષને કાંકરા તાકતો બેઠો હતો એવામાં અચાનક પોતાની નકામી જિંદગી અને દુઃખદ પરિસ્થિતિના ખ્યાલે એનો કબજો લઈ લીધો. પોતાની લાક્ષણિક અધીરાઈથી એણે એક પથ્થર હાથમાં લીધો અને મનોમન નિર્ણય કર્યો કે જો આ પથ્થર ઝાડના થડની મધ્યમાં બરાબર વાગે તો તમામ શંકા-કુશંકાઓ અને ચિંતાઓને અળગી કરીને જીવનકિતાબના એક નવા જ પાનાનો પ્રારંભ કરવો.

એણે પથ્થરને તાકીને ફેંક્યો અને બરાબર થડની મધ્યમાં વાગ્યો. જો રૂસોનું નિશાન ખાલી ગયું હોત તો એના જીવને કોઈક જુદું જ રૂપ ધારણ કર્યું હોત. બગીચામાં બેસીને એણે ખેલેલા આ જુગારી દાવે એના જીવનને પલટી નાખ્યું. એક રીતે ઇતિહાસને પણ આ બનાવે પલટાવી નાખ્યો કારણ કે, રૂસોએ પછી જુલમ અને અન્યાયને મિટાવવામાં ઘણો મોટો ભાગ ભજવ્યો.





ઈશ્વર પેટલીકર

# ભાવનામાં ભૂસકો

લગ્ન ઉત્સુક માણસ કેટલી સહેલાઈથી ઠગાઈનો ભોગ બને છે તે આ લેખમાંથી આબાદ રીતે કળાઈ જાય છે. ભાવના એ જુદી વસ્તુ છે અને વાસ્તવ તો સાવ જુદી વસ્તુ છે. ભાવનાના આવેગમાં તણાતી વખતે વાસ્તવની સખત અને ખરબચડી ભૂમિ પણ માણસની આંખ સામે રહે તો તે ખત્તા ખાતો અટકે ખરો...

હું ગુજરાતનો હોવા છતાં નોકરી અર્થે મહારાષ્ટ્રમાં રહું છું. હું ૧૯૫૧ માં વિધુર થયો. મને ત્રણ પુત્રો છે. મેં વિધુર અવસ્થામાં ૮ વર્ષ ગાળ્યાં. ગયે વર્ષે નોકરીને કામે એક મહિનો મારે મદ્રાસ જવાનું થયું. ત્યાં એ કામકાજને લીધે એક ગુજરાતીનો પરિચય થયો. અને તેમણે મને તેમને ત્યાં રહેવા આગ્રહ કર્યો. અંતે જવાનું નજીક આવ્યું ત્યારે એક દિવસ તેમની બાઈએ મારી પાસે તેમના જીવનના ઇતિહાસની રૂપરેખા જણાવી અને કહ્યું હમો પતિ–પત્ની નથી. ઘેરથી ભાગી નીકળ્યાં છીએ. એમને ચાર બાળકો છે અને સ્ત્રી પણ હયાત છે. જો તમે મને રસોઈ કરવા રાખો તો હું તેમને ઘેર પાછા મોકલું અને બધાં સુખી થાય, આમ પણ તમને માણસની તો જરૂર છે જ.

મેં તેને કહ્યું કે સમાજમાં હું રસોઈ કરવાને બહાને રખાત રાખી છે એમ બતાવવા માગતો નથી. જો હું રાખું તો પછી લગ્ન કરીને રાખું.

લગ્ન રજીસ્ટર કરાવ્યે પાંચ જ દિવસ થાય છે અને પેલા ભાઈ આવે છે અને જણાવે છે કે મને નોકરી અપાવો. મેં કહ્યું કે હું કોઈ શેઠ નથી કે નોકરી આપી શકું.

એ દિવસ બાદ ઘરમાં મારે જરાક બોલચાલ થઈ અને ઘરની રસોઈ–પાણીની વ્યવસ્થા ન કરતાં બંનેએ બપોર સુધી બહાર ફર્યા કર્યું. તે સામે મેં વાંધો લીધો તો મને કહ્યું કે તમો મને છૂટી કરો. મેં તરત જ કહ્યું કે હું તને દુ:ખી કરવા નહોતો લાવ્યો. તું તારે જવું હોય તો રાજીખુશીથી જઈ શકે છે. તો મને કહેવામાં આવ્યું કે મને લખી આપો કે પાછળથી તમો મારા ઉપર ચોરીનો આરોપ નહિ મૂકો. અને મેં એક સાદા કાગળ પર લખી આપ્યું અને એણે વિદાય લીધી.

હવે આપ વિચારી શકશો કે મેં એક ઉચ્ચ વર્ણની સ્ત્રીને ખરાબ રસ્તે નહિ ઊતરે તે ન્યાયે તેનો હાથ પકડ્યો હતો, પરંતુ ઉપરના સંજોગો જોતાં તો એમ જ લાગશે કે તેઓએ મારી સાથે ૪૨૦ કરવા નક્કી કર્યું હતું. પરંતુ મારા તરફથી તેઓને બીજી કોઈ વસ્તુ પાંચ મિનિટમાં મળી નહિ એટલે તેઓ આ રસ્તો કરી ઘરમાંથી ચાલ્યાં ગયાં. હવે મારે આ બાબતમાં શાં પગલાં લેવાં? (૧) તેઓ ઉપર બનાવટ અને વિશ્વાસઘાતનો આરોપ મૂકવો વાજબી છે? (૨) તેઓને મારા ઉપર ખોરાકીનો કોઈ હક્ક રહે છે ખરો? (૩) હું તેમની પાસેથી છૂટાછેડા લેવા હક્કદાર છું કે નહિ?

લગ્નઉત્સુક પુરુષ કેટલો બધો વહેલો ઠગાય છે અને તેને ઠગવો કેટલો સહેલો છે, તે આ ટૂંકાવેલો પત્ર કહી જાય છે. પત્રલેખકે પતન થયેલી સ્ત્રીને અપનાવવાની ભાવનાથી આ પગલું ભર્યું છે તેમ જણાવ્યું છે. એમનામાં એ ભાવના નહિ હોય તેમ માનવાને કારણ નથી. એવી ભાવના હોવી જરૂરી છે તેનો પણ સ્વીકાર કરીએ. પરન્તુ એ ભાવનાને વશ થનારે આંખ મીંચીને ભૂસકો મારવો જોઈએ એવું તો નહિ સ્વીકારાય ને?

વહુ બનીને ઠગવાના કિસ્સા જાણીતા છે. લોહીનો વેપાર કરતો આવો એક વર્ગ છે. એમાં સ્ત્રી હોય છે અને પુરુષ પણ હોય છે. સ્ત્રી વહુ બનીને કોઈનું ઘર માંડે છે અને લાગ મળે એટલે ઘરમાં ધાપ મારી ચાલી જાય છે. એ ધંધાના સાગરિત પુરુષ એને સંઘરે છે, પેલી ધાપના માલ વાપરે છે અને બીજા શિકારની શોધમાં પડે છે. આ કિસ્સામાં પણ એવું જોઈ



શકાય છે.

પત્રલેખક ભાઈ જો લગ્નઉત્સુક ન હોત તો એ આટલા સહેલાઈથી ઠગાયા ન હોત. એ બાઈ એ પોતાની જે કથા કહી તેની એમણે ખાત્રી કરી હોત. જે ગામ એણે પોતાનું જણાવ્યું તે સાચું છે કે કેમ? એ પહેલાં પરણેલી, છૂટાછેડા થયેલા ને જે પુરુષ સાથે રહે છે, તેને સ્ત્રી–બાળકો છે કે કેમ? બંને એણે કહેલું તેમ નાહાં છે કે કેમ? આવી તપાસ કરવી સહેલી ગણાય. છતાં એમણે તે તપાસ કરી નહિ એટલું જ નહિ, પરંતુ એણે લગ્ન રજીસ્ટર કરતાં પહેલાં જે વર્તણુંક કરી તે ઉપરથી પણ કોઈ પુરુષ અતિલગ્નઉત્સુક ન હોય તો ઠગાય નહિ. ટિકિટભાડું મોકલ્યા પછી ખાસ્સું દોઢ મહિને એ સ્ત્રી આવી. સાથે પેલા ભાઈ મૂકવા આવ્યા. મૅરેજ રજીસ્ટ્રેશનનું ફૉર્મ ભર્યું અને પંદર દિવસ પછી પેલા ભાઈ એને તેડવા આવ્યા. હું ઘર ખાલી કરીને જાઉં છું એટલે એને થોડા દિવસ મોકલો! આઠ દસ દિવસમાં આવવાનું કહીને ગયેલ સ્ત્રીએ આવવાના વાયદા કર્યા, પૈસા મંગાવ્યા અને થાકીને દોઢ મહિને આવી! છતાં લગ્ન રજીસ્ટર કરાવ્યાં!

પેલા ભાઈ તે પછી પાંચમે દિવસે જ તે શહેરમાં રહી શકાય માટે નોકરીને બહાને આવે છે. આમ આ ઠગાઈ દરેક પગલે જોવા મળે છે અને અંતે પાંચ માસ પછી એ સ્ત્રી વિદાય થાય છે. ફક્ત એ બાબતમાં એ લોકો એટલું ઠગાયા કે એમણે કંઈ રકમ ઘરેણાં મેળવવાની ગણતરી રાખી હશે તે એમની ફળીભૂત ન થઈ અને ખાલી હાથે જવું પડ્યું. એ બાઈ ગઈ તેનો આ ભાઈને પણ અફસોસ નથી. એમણે જવું હોય તો ખુશી બતાવી અને પોતે એને હેરાન કરવા ચોરીનો આરોપ નહિ મૂકે તેમ લખી પણ આપ્યું. આ ભાઈ લગ્નઉત્સુક ખરા, પણ એને કારણે ઘેલા બની ગયેલા નહિ એટલે આટલેથી જ એમનો છૂટકારો થયો. એમાંથી છૂટકારો થયો હોય તો એમને વાંધો નથી, પરંતુ થયો છે કે કેમ તેની એમને ચિંતા છે અને તે કારણે એમણે છેવટ ત્રણ પ્રશ્નો રજૂ કર્યા છે.

આવા ઠગને સમાજમાં ખુલ્લા પાડવા કોર્ટમાં ફરિયાદ કરવામાં આવે તો કંઈ ગેરવાજબી છે તેમ ન કહેવાય. પરંતુ તે પહેલાં એમણે ઠગાઈ કર્યાની ખાત્રી તરીકે એમનો પૂર્વ ઇતિહાસ મેળવી લેવો પડે. એ બાઈ પહેલાં પરણેલી હોય અને છૂટાછેડા લીધેલા ન હોય, અગર એ પુરુષ સાથે એણે લગ્ન કર્યું હોય તો ઠગાઈ થઈ ગણાય. બાકી એ પુરુષ સાથે ગેરકાયદે એ રહેતી હતી તે જાણીને આ ભાઈ એને પરણ્યા હતા. એમણે લખેલા પત્રો પણ એની પાસે હશે. પછી ઠગાઈ કરી છે તેમ શી રીતે સાબિત કરી શકે? આ પ્રશ્નમાં એ ઠગાયા એથી એમનું અહમ્ ઘવાયું છે તેને કારણે એમને આ વિચાર આવતો હોવાનો વિશેષ સંભવ છે.

બાકી એમને પૂરો છૂટકારો થયો કે નહિ તેની જે ચિંતા છે તે ત્રીજા પ્રશ્નમાં છે. આમ ઠગાયા તો ખરા, પછી એ ઠગને હાથે દંડાવું તો નહિ પડે? કાયદેસર લગ્ન થયું હોય એટલે પત્નીના હક તરીકે એ ભરણપોષણનો દાવો કરે તો?

ભરણપોષણના દાવાનો પત્નીને હક છે ખરો, પરંતુ એ માટે એણે પોતાના મુદ્દાઓ સાબિત કરવા પડે છે. પતિ પત્નીને સાથે રાખવા માગતો હોય, કોઈ જાતનો ત્રાસ ગુજારતો ન હોય અને છતાં પત્ની સાથે રહેવા માગતી ન હોય તો એને ભરણપોષણ મેળવવાનો હક્ક રહેતો નથી. પુરુષ જ્યારે લગ્ન કરે છે ત્યારે પત્ની સાથે સહજીવન ગાળવા પગલું ભરે છે. સ્ત્રી પણ એ જ હેતુસર પરણે છે. આમ પતિ–પત્ની સહજીવન ગાળવાની લગ્નની ફરજથી બંધાય છે. એ ફરજ પતિ અદા કરતો હોય, સારી રીતે અદા કરતો હોય, પછી સ્ત્રીને જુદા રહેવાની જરૂર ક્યાં ઊભી થાય છે? અને છતાં સ્ત્રી પોતાના કોઈ કારણે સાથે રહેવા ન માગતી હોય તો પુરુષ એને માટે જવાબદાર નથી. આમ જો પુરુષ જવાબદાર ન હોય તો એને ભરણપોષણ આપવાનું શાનું હોય? સ્ત્રી જો પતિ પોતાનું ભરણપોષણ કરે તેમ ઇચ્છતી હોય તો એની





સાથે આવીને રહે અને સહજીવન ગાળે. એની એ જાતની તૈયારી ન હોય તો એ ભરણપોષણનો હક માગી શકે નહિ અને તે માગે તો પણ એનો હક કાયદો મંજૂર કરે નહિ.

વળી આ કિસ્સામાં તો પુરુષ એને સારી રીતે રાખવા તૈયાર છે એટલું જ નહિ, પરંતુ સ્ત્રી પરપુરુષ સાથે જીવન ગાળે છે. આમ જે સ્ત્રી પતિને લગ્નથી પ્રાપ્ત થતા હકની અવગણના કરી, બીજા સાથે ગેરકાયદે જીવન ગાળે તેને ખોરાકી માગવાનો પત્નીહક પ્રાપ્ત જ શી રીતે થાય? કોર્ટમાં ભરણપોષણના દાવા ચાલતા હોય છે અને તે દાવા મંજૂર થતા હોય છે તેમાં દોષ પુરુષપક્ષે હોય છે. પુરુષ પત્નીને સંઘરતો ન હોય, સંઘરતો હોય પણ એના ઉપર એવો ત્રાસ ગુજારતો હોય કે એની સાથે રહેવું પત્નીને ત્રાસજનક થઈ પડે, એ બીજી સ્ત્રીને રખાત તરીકે રાખતો હોય અને પત્નીના હકને અવગણતો હોય. આજે તો કાયદો છે, પરંતુ જ્યારે કાયદો નહોતો ત્યારે પુરુષે બીજું લગ્ન કર્યું હોય અને સ્ત્રીને એ કારણે ત્યક્તા બનવું પડ્યું હોય. આમ પુરુષપક્ષે પત્નીને અન્યાય કરવાનો ગુનો બનતો હોય તો એના ઉપર કાયદો ભરણપોષણ કરવાની ફરજ પાડે છે. આ કિસ્સામાં તો સ્ત્રી પોતે લગ્ન કર્યા છતાં પત્નીની ફરજ અદા કરતી નથી એટલે એને એવો હક પહોંચતો નથી અને છતાં તેવા હક માટે દાવો કરે તો એનું કંઈ એના લાભમાં પરિણામ આવે પણ નહિ.

આ ભાઈનો છેલ્લો પ્રશ્ન છે—હું છૂટાછેડા લેવા હકદાર છું કે નહિ? તે પૂરેપૂરા હકદાર છે. લગ્ન કરતા પહેલાં એમની સાથે ઠગાઈ કરવામાં આવી છે તેમ એ સાબિત કરે તો એ કલમ એમની મદદમાં આવી શકે તેમ છે. એ કારણે એ તરત દાવો દાખલ કરી શકે. પરંતુ સ્ત્રી એમને પરણ્યા છતાં ત્યાગ કરી ગઈ છે તે મુદ્દા ઉપર દાવો દાખલ કરવો હોય તો ત્યાગને ત્રણ વરસ થયેલાં હોવાં જોઈએ. પરંતુ પોતાની સાથે પરણ્યા છતાં બીજાની સાથે રખાત તરીકે જીવન ગાળે છે તે મુદ્દા ઉપર તરત દાવો દાખલ થઈ શકે. જે સ્ત્રી આવી ઠગાઈ કરતી હોય તે કોર્ટમાં આવી દાવો લડવાની હિંમત ન બતાવે અને તેને એવી જરૂર પણ ન હોય. એટલે એ હાજર ન થાય તો એકપક્ષી હુકમનામું થઈ ને છૂટાછેડા વેળાસર મળી જાય.

આમ તો પુરુષે ફરી પરણવું ન હોત તો આ લગ્ન ફોક ન થાય તેની તાત્કાલિક જરૂર ન ગણાય. પરંતુ પુરુષની હયાતિ બાદ કોઈ વખત મુશ્કેલી ઊભી થવાનો ભય ગણાય. આજના કાયદા પ્રમાણે પત્ની પતિની મિલકતમાં બાળકોની જેમ ભાગીદાર ગણાય છે. જે સ્ત્રીનો લગ્નહક પહોંચતો હોય તે કોઈ વખત આવો હક કરતી આવે તો એને તે પ્રાપ્ત થાય તો નવાઈ ન ગણાય. એ સ્ત્રી વિષે અગાઉ પુરુષે કોઈ ફરિયાદ કરી નથી એટલે કોર્ટને તે હક અવગણવાનું મુશ્કેલ બને. આ કારણે એની સાથે છૂટાછેડા થઈ જાય તે જરૂરી ગણાય, અગર છૂટાછેડા લેવા કોર્ટમાં જવાની તૈયારી ન હોય તો પુરુષે પોતાની મિલકતનું વીલ કરી રાખવું જોઈએ. પોતે જેને જેને મિલકત આપી જવા માગતા હોય તેની વિગત આપી દેવી જોઈએ. આવું વીલ કરેલું હોય તો સ્ત્રી લગ્નહક તરીકે આવો દાવો કરે તો પણ એને કંઈ પ્રાપ્ત થાય નહિ.

કોઈ ભૂલી પડેલી સ્ત્રી કે પુરુષને સહાય કરવી તે ભાવના છે, પરંતુ આપણને ભૂલું પાડવા માગનારને ન ઓળખી શકવું તે મૂર્ખાઈ છે.



બ્રિટનના ખેડૂતો આવતાં ૧૦ વર્ષ સુધીમાં હાંકનાર વિનાનાં આપોઆપ ચાલતાં ટ્રેક્ટરો વાપરતા થઈ જાય તેવી પૂરેપૂરી શક્યતા છે. વહેલી સવારે ખેડૂત આ ટ્રેક્ટરને સંપૂર્ણ સૂચના આપીને ખેતર ભણી વિદાય કરશે પછી ટ્રેક્ટર જુદાં જુદાં ખેતરોની મુલાકાત લઈ ને દિવસ દરમિયાન કરવાનાં તમામ કામ પતાવીને સાંજ પડયે પાછું આવીને ગમાણમાં શાન્તિથી ઊભું રહી જશે.

ચન્દ્રકાન્ત બક્ષી

# એક ક્યુબિસ્ટ વાર્તા

નવા વાર્તાકારોમાં પણ નવીનતાભર્યા વાર્તાકાર તરીકે આ વાર્તાના લેખક આજે તો વાચકોને ઠીક ઠીક જાણીતા થઈ ચૂકયા છે. આ વાર્તા પણ લેખકના નામને અને લેખકની કલમને આગવી જેબ આપે તેવી છે......

ખૂબસૂરત છોકરીઓની, મહેન્દ્ર મડગીલ હમેશાં મને કહેતો, મને ખૂશ્બૂ આવી જાય છે. હું ગમે તે દિશામાં જોતો હોઉં, પણ મને ખબર પડી જાય છે કોઈ ખૂબસૂરત છોકરી આવી રહી છે, પાછળથી આવતી હોય તો પણ. પાછળથી આવતી હોય તો તો ખાસ. નાકથી સૌંદર્ય ઓળખવું સહેલું પડે છે. પણ હું મોઢું ફેરવતો નથી કારણ કે મનમાં શરાફતના ખોટા વિચારો જાગી ગયા છે, કે પછી ખોટી શરાફતના વિચારો. બધું એક જ છે, મહેન્દ્ર મડગીલ કહેતો. ખૂબસૂરત છોકરીઓને જોયા પછી યાદ રાખવી બહુ મુશ્કેલ પડી જાય છે કારણ કે દિવસરાત એટલી બધી છોકરીઓ જોવા મળે છે કે યાદશક્તિ થાકી જાય છે. પણ એકવાર એને એક સ્ત્રી યાદ રહી ગઈ હતી એમ એણે મને કહ્યું હતું.

મહેન્દ્ર મડગીલને એની મડગીલ અટક બહુ ગમતી હતી કારણ કે જ્યારે એમ. મડગીલ લખતો ત્યારે ઘણા એને વિદેશી સમજતા. ફક્ત નામ ઉપરથી એ નામ યુરોપીઅન જેવું લાગતું હતું. પછી લોકો ચહેરો જોતા ત્યારે ખબર પડતી કે મહેન્દ્ર મડગીલ પંજાબી હતો, મોઢું વાંકુ રાખીને અંગ્રેજી ઉચ્ચારો કરી શકતો, એક વર્ષ 'યુ. કે.'માં હવા ખાઈ આવ્યા છતાં પણ એ હિન્દુસ્તાની હતો. મને હમેશાં એ કહેતો કે તું મને મડગીલ કહીને બોલાવ પણ હું મહેન્દ્ર હમેશાં વાપરતો.

હા, પણ એક ખૂબસૂરત સ્ત્રી એને યાદ રહી ગઈ હતી. માઉન્ટ આબુમાં જોઈ હતી. ઉપર કેમ્પમાં. પછી પાછા આવતાં, મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે એ ચહેરો એણે અજમેર અને દિલ્હી અને અલીગઢ અને મુગલસરાય બધે જ જોયો. એને થયા કર્યું આ જ ચહેરો મળ્યો હતો, માઉન્ટ આબુમાં. ઉપર, કેમ્પમાં. કોઈ કોઈ વાર, મહેન્દ્ર મડગીલ કહે છે, એ જ ચહેરો પાર્કસ્ટ્રીટની કોઈ 'ફ્લશ' રેસ્ટોરાંની દિવાલ પર જડેલા કાચમાં દેખાઈ જાય છે. પછી એ કહે છે, હું જોઉં છું, ફરતા ટેબલ પર મારી પીઠ તરફ મોઢું કરીને એ ખૂબસૂરત ચહેરો બેઠો હોય છે, આજુબાજુના બીજા ચહેરાઓમાં તેજસ્વીતા ઉમેરતો, હસતો, ઝાંખા, અંધારા અજવાળામાં, શેમ્પુ કરેલા લુખ્ખા વાળના સોનેરી–બદામી ધુમ્મસમાં સ્થિર.

પછી, મહેન્દ્ર મડગીલ કહે છે, એને એવું થયા કરે છે કે એ ચહેરો માઉન્ટ આબુવાળો નથી, બીજો છે. ત્રીજો, ચોથો, હજારમો—ગમે તે, પણ માઉન્ટ આબુવાળો ચહેરો નથી.

એક વાર હું અને મહેન્દ્ર મડગીલ મેમોરીઅલના મેદાનમાંથી નીકળીને રાત્રે પાછા આવતા હતા અને એ ઇદના બીજા દિવસની રાત હતી. ચાંદ આગલી રાત જેટલો ધારદાર લગતો ન હતો. ગરમી જરા જરા પાવી શરૂ થઈ હતી અને તળાવના પાણી પર સાંજ પડતાં જ શિયાળાનાં જંતુઓના જે સરસરાટ અને અવાજ થતા એ ગાયબ થવા માંડયા હતા. મુખ્ય દરવાજાની બહાર સીધાં વાવેલાં ઝાડોનાં નવાં પત્તાં હવામાં ઝૂલતાં હતાં અને મને યાદ રહી ગયું છે કે એ દિવસે મેં છુટ્ટી પાળી હતી. ત્યારે મહેન્દ્ર મડગીલે મને 'સ્ટાર્ટ' થઈ રહેલી એક ગાડી બતાવતા કહ્યું, 'જો પાછળ પેલી સ્ત્રી બેઠી છે એ જોઈ લે.'

ગાડીમાં એક મુસલમાન પરિવાર બેઠો હતો અને પાછળ પાંત્રીસ, ચાલીસ વર્ષની એક સ્વચ્છ, ખૂબસૂરત સ્ત્રી બેઠી હતી. જેનો ચહેરો ચડાવેલા કાચની આરપાર - રેશમી, કાળા બુરખામાં ખુલ્લો રાખેલો ફક્ત ચહેરો જ—સ્પષ્ટ, દેખાઈ રહ્યો હતો. ગાડી ચાલી, ચહેરો દેખાયો ન દેખાયો અને પસાર થઈ ગયો.





થોડી બીજની પછીની રાતની ' ચાંદની 'માં ઊડેલી ધૂળ બેસી ગયા પછી સામે દેખાતું સૂકું ઘાસ અને એમાંથી પસાર થતી, વરસાદનું પાણી લઈ જવાની ખાલી ડ્રેઈન. ' શું છે ? ' મહેન્દ્ર મડગીલને પૂછ્યું.

' તેં પેલી મુસલમાન સ્ત્રીનો ચહેરો જોયો ? ' એણે પૂછ્યું.

' હા. '

' કેવો લાગ્યો ? '

' મને મુસલમાન સ્ત્રીઓના ચહેરા ગમે છે. '

' ચહેરો કેવો લાગ્યો ? ' મહેન્દ્ર મડગીલે ફરી પૂછ્યું.

મને એ આ રીતે એકના એક સવાલો ઘણીવાર કર્યા કરતો એટલે હું એની આદત સમજતો હતો. ' ચહેરો કેવો લાગ્યો ' એનો પૂરો જવાબ એ મારી પાસે માગતો હતો. ' સરસ, ' મેં કહ્યું, ' પ્રેમ ન કરી શકાય એવો, બહુ દૂર, ખૂબ ગમી શકે એવો. માન થાય એવો. એકલા કદાચ ડર લાગે એટલો ગોરો—'

મહેન્દ્ર મડગીલે મારી વાત કાપી નાખી, ' મેં માઉન્ટ આબુમાં જે ચહેરો જોયો હતો ને, એ પંદર-વીસ વર્ષ પછી આવો લાગશે. '

હું હસ્યો.

' તેં માઉન્ટ આબુમાં ચહેરો ક્યાં જોયો હતો ? ' મેં પૂછ્યું.

' ફક્ત ચહેરો જ યાદ રહી જાય એવું હતું. ક્યાં અને કેવી રીતે અને કેમ અને એવા બધા ફાલતુ પ્રશ્નો નહીં પૂછ. '

' કદાચ તેં કોઈ ચહેરો જોયો જ નથી, ' મેં કહ્યું.

' કદાચ. કદાચ તારી વાત સાચી પણ હોય ..' એણે ઉમેર્યું, ' પણ એનાથી ચહેરાને કોઈ સંબંધ નથી. મને ચહેરો બરાબર યાદ છે. '

' તું કેવી વાત કરે છે ? તેં ચહેરો જોયો નથી અને તને ચહેરો યાદ છે ? '

એણે જવાબ આપ્યો નહીં. ઘણીવાર એ આવું કરતો.

*

' તેં પેલી વાત મને કરી ને, ' મહેન્દ્ર મડગીલે કહ્યું, ' કે એકલા કદાચ ડર લાગે એટલો ગોરો—' એણે મારી સામે ટેકા માટે જોયું.

' હા ' મેં વાત સાંભળી રહ્યો હોઉં એ રીતે, વાતને આગળ વધારવાના માટે ટેકો આપ્યો.

' એ ચહેરો એટલો ગોરો હતો. અડતાં ડર લાગે એટલો. '

મહેન્દ્ર મડગીલે વાત કરી, દર વર્ષે હું માઉન્ટ આબુ જતો હતો. ત્યાં હું પ્રાયવેટ કૉટેજમાં જ સામાન્ય રીતે રહેતો, હોટલો મને ગમતી નહીં. કૉટેજ ન મળે તો હું જગ્યા માટે હોટલમાં ચાલ્યો જતો. પણ કૉટેજ મળે ત્યાં સુધી. પહેલું કૉટેજ. કેમ્પ જવાના રસ્તા પર એક નાનું કૉટેજ—જો કે એમ તો જરા ઢાળમાં પાછળના ભાગમાં પડી જતું હતું—મને દેખાયા કરતું. એ જગ્યા મને ગમતી પણ એનો માલિક સીઝન પર પોતાને માટે જ રાખતો અને ભાડે આપતો નહીં. સીઝન પર એ કૉટેજ ખાલી દેખાતું, માલિક પણ આવતો નહીં. કેમ્પમાં સીઝન પર કૉટેજો ભાગ્યે જ ખાલી રહે છે પણ આ રહેતું. છેવટે એક વર્ષે એ કૉટેજ વેચાઈ ગયું. નામ બદલાઈ ગયું, ભાડે અપાયું, મેં જ લખાવી લીધું. એક ડ્રોઈંગરૂમ હતો, બે બેડરૂમ હતા, બે યુગલો રહી શકે એવી વ્યવસ્થા હતી. હું રહેવા ગયો એ દિવસથી જ મને જગ્યા ગમવા માંડી.

એ કૉટેજનું નવું નામ ' નેસ્ટ ' હતું અને ' નેસ્ટ 'ની વ્યવસ્થા એક માળી રાખતો હતો. સામાન્ય રીતે, મહેન્દ્ર મડગીલ કહ્યા કરતો, સામાન્ય રીતે જૂનાં કૉટેજો અને પહાડો અને કોઈ સ્ત્રીની વાત આવે ત્યારે માળીઓ બુઢ્ઢા જ હોય છે, વાર્તાઓ ખોલવાની જૂની ચાવીઓ જેવા. સ્વાભાવિક રીતે, બુઢ્ઢા માળીઓને આદત હોય છે કહ્યા કરવાની કે, સાહેબ, આજથી વીસ વર્ષ પહેલાં...અને કોઈ આપઘાત, કે પ્રેમ કે ભૂત કે એવું કંઈક નાટકીય તત્ત્વ આવી જાય. બુઢ્ઢા માળીઓ પાસે વાતોનો અને જૂની રસિક

હકીકતોનો સારો ખજાનો હોય છે. 'નેગ્ટ'નો માળી જવાન હતો એની પાસે વાતો હતી નહીં અને મહેન્દ્ર મડગીલ કહેતો કે, એ માળીની સાથે વાત કરતો એ પણ બહુ ગમતું નહીં. પણ માળીને વાત કરવી પડતી. એ બક્ષિસની આશા વિના ટૂંકમાં વાત કરતો અને પતાવી નાખતો.

મહેન્દ્ર મડગીલે 'નેસ્ટ'માં ઊતર્યા પછી બીજી સવારે માળીને પૂછ્યું, 'આ વખતે સીઝન કેવી જશે?'

'સારી,' માળીએ જવાબ આપ્યો.

'બાજુની રૂમમાં કોઈ રહેવા આવ્યું નથી?'

'આવશે.'

'કોણ?'

'એક સ્ત્રી.'

'એક જ સ્ત્રી? એકલી સ્ત્રી? શું નામ છે?'

'મિસીસ કેવી...ખબર નથી બરાબર. શેઠના કાગળમાં લખ્યું છે.'

મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે એને એકલી મિસીસ નામ સાંભળીને આશ્ચર્ય થયું.

મિસીસ...ના આવ્યા પહેલાં જ એની 'ખુશ્બૂ' મહેન્દ્ર મડગીલને આવવા માંડી.

બીજો દિવસ અપેક્ષામાં ગયો. ત્રીજે દિવસે સાંજે મહેન્દ્ર મડગીલ દેલવાડા તરફથી પાછો ફર્યો ત્યારે એણે બાજુના રૂમમાં જરા ચહલપહલ જોઈ, અંધારા કમરામાં બત્તીઓ થઈ ગઈ હતી અને સ્ત્રીનો અવાજ, નાના આદેશ આપતી હોય એ સ્વરૂપમાં સંભળાઈ રહ્યો હતો. મહેન્દ્ર મડગીલને સ્ત્રીને જોઈ લેવાની વૃત્તિ થઈ આવી, અને મોડી રાત સુધી ડ્રોઈંગ રૂમમાં એ વાંચતો બેસી રહ્યો પણ સ્ત્રી એના કમરામાંથી બહાર નીકળી નહીં. છેવટે મહેન્દ્ર મડગીલ થાકીને પોતાની રૂમમાં ચાલ્યો ગયો અને માળીને, સવારના પોતાને વહેલો ઊઠાડવાનું કહીને સૂઈ ગયો.

આખો દિવસ ફરી ફરીને થાકી ગયા છતાં રાતના એની ઊંઘ તૂટક બની ગઈ. વચ્ચે વચ્ચે આંખો ખૂલી જતી અને પહાડોની, આસપાસની ખીણોની, પ્રકૃતિની અંત વગરની, રાતની વજનદાર કાળાશવાળી શાંતિની તીવ્રતા બંને કાનમાંથી શ્રવણશક્તિને ખેંચી રહી હોય એવું લાગ્યા કરતું. શાંતિમાં આખું શરીર ઠંડું થઈ ગયું. ઊંઘવાના સફળ–અસફળ પ્રયત્નોમાં થોડી રાત ગુજરી ત્યાં એણે, કદાચ ભયથી ચમકી ગયેલા એકાદ કૂકડાનો પાછલી રાતનો અવાજ સાંભળ્યો. પાછલી રાતને પણ હજી વાર હતી, પણ ચમકેલા પહાડી કૂકડાએ એની ઊંઘ પૂરી કરી નાખી, બારણું ખખડ્યું, કદાચ હવાથી, અકારણ, કદાચ માણસે ખખડાવ્યું હોય, બારણાં, મકાન લેવલમાં ન બંધાયું હોય તો હવાના સહેજ સરસરાટથી પણ ખખડી શકે છે, મહેન્દ્ર મડગીલે વિચાર કર્યો. માળી જાગતો હશે? ના, પહાડી કૂકડો અવાજ કરીને ચૂપ થઈ ગયો લાગે છે. કૂકડા સૂઈ શકે ખરા? રાતે દરવાજો બરાબર બંધ કર્યો હતો, જો કે માળીએ કહ્યું હતું કે જરૂર ન હતી. 'મિ. મડગીલ, દરવાજો ખોલજો—' દરવાજો નાનો, નાનો, ઝીણો, ઝીણો, ખખડાટ એની છાતી પરથી પક્ષઘાતના મોજાની જેમ સરકતો સરકતો પગ સુધી ઊતરી ગયો. પહાડી કૂકડો ફરીથી બોલ્યો, અને મહેન્દ્ર મડગીલ સળવળ્યો. ભયની, ક્ષણિક પક્ષઘાતની ધ્રુજારી પસાર થઈ ગઈ. મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે એને સ્ત્રીની ખુશ્બૂ આવી, ખુશ્બૂ ન આવી હોત તો એ ઊઠત નહીં. એ ઊઠ્યો, એણે દરવાજો ખોલ્યો ત્યારે મિસીસ...ઊભી હતી.

મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે એની પહેલી અસર હતી ડરની. સ્ત્રી એટલી ગોરી હતી કે રાતની શાંતિમાં એને ડર લાગી. એનું આખું શરીર ઢંકાયેલું હતું, ફક્ત સફેદ ચહેરો લૂખા વાળના ધુમ્મસમાં...મહેન્દ્ર મડગીલે ચંદ્ર અને વાદળાંઓની ઉપમાવાળી કોઈ પંક્તિ મને કહેલી જે હું ભૂલી ગયો છું. મહેન્દ્ર મડગીલ ચહેરાથી ડરેલો, પણ ડરની પાસેથી ખસવાનું મન ન થયું. નાકમાં અંધારી રાતના એકાંત સૌંદર્યની ખુશ્બૂ ભરાઈ ગઈ. સ્ત્રીએ એને કહ્યું તમારે મારી સાથે ફરવા આવવાનું છે. મહેન્દ્ર મડગીલ કહે છે કે એને શું વાત થઈ હતી એ યાદ નથી પણ સાથે ફરવા આવવાનું



છે એવો હુકમ યાદ છે. સ્ત્રી ફક્ત હુકમો આપતી. 'શા માટે?' એનો ઉત્તર મહેન્દ્ર મડગીલે મને આપ્યો નથી.

થોડી વાર પછી એક ગાડી આવી, જૂની રિયાસતોમાં વપરાતી હતી એ પ્રકારની ગાડી. મહેન્દ્ર મડગીલ અને સ્ત્રી એમાં બેઠાં, આગળ 'લીવરી' પહેરેલો એક ડ્રાઈવર. મહેન્દ્ર મડગીલને ગાડી ઊપડ્યા પછી માળી યાદ આવ્યો પણ એ ક્યાંય દેખાયો નહીં. ગાડી પહાડી સડક ચઢીને દોડી ત્યારે મિસીસ ..એ પૂછ્યું, 'મિ. મડગીલ, તમે મને ઓળખતા નથી, તમે તો મને કેટલીયવાર જોઈ છે!'

મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે એ લગભગ જડ થઈ ગયો હતો, એક જ સીટ પર બેસીને અંધારી રાતે આટલું સૌંદર્ય સહન કરવું એનું કામ ન હતું. ડ્રાઈવર આગલી સીટ પર ટટ્ટાર બેસીને ગાડી ચલાવી રહ્યો હતો અને હેડલાઈટો આગળની સડક અને શિલાઓ અજવાળતી પથરાઈ રહી હતી એટલે એ બેહોશ ન થઈ શક્યો પણ એ હેડલાઈટોની દિશામાં જોયા વિના બીજું કંઈ કરી શકતો ન હતો. 'મિસીસ...' થોડું થોડું બોલીને જાણે ખુશ્બૂનો ઉચ્છ્વાસ કાઢી રહી હતી. 'ગયે વર્ષે મિ. મડગીલ, તમે પણ આ જ કોટેજમાં આવવા માગતા હતા. એના પહેલાં દર વર્ષે મેં તમને જોયા છે—કેમ હવે ઓળખાણ પડી?' મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે એ કંઈ જવાબ આપી શક્યો નહીં એટલે મિસીસ...પસાર થઈ રહેલો એક નાનો ટેકરો બતાવીને બોલી, 'અહીં એક ટર્નબુલ નામનો માણસ આવીને પથ્થર પર પોતાનું નામ કોતરી ગયો છે. એ પણ હિંદુસ્તાની હતો પણ નામ આવું વિચિત્ર રાખતો હતો...તમારા જેવું.' મિસીસ ...હસી. મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે મિસીસ...હસી પણ એ મોઢું ફેરવીને જોઈ શક્યો નહીં.

કલાકભર ગાડી ચાલી, મહેન્દ્ર મડગીલે મને કહ્યું. એક બે વાર એનાથી અકસ્માત મિસીસ...નું મોઢું જોવાઈ ગયું, અને ઉપરાંત એણે મોઢું ફેરવી લીધું. બાજુમાં રેશમી કાળા કપડામાં લપેટાયલું એનું શરીર હતું, આગળ મજબૂત, માત્ર સીધું જ જોઈને ગાડી ચલાવી રહેલો ડ્રાઈવર હતો, પાસેથી બંને બાજુએથી ભેખડો પસાર થઈ રહી હતી અને મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે, વિચારો પણ ન કરી શકાય, કરી કે વાતો પણ ન કરી શકાય એ હાલતમાં ખુશ્બૂના ઘેનમાં ચકચૂર, સ્થળ અને સમયની ઘેરી અ–સ્થિતિમાં ચીરાઈ ગયેલો એ હતો. અ–સ્થિતિમાં...

ગાડીએ એને પાછો 'નેસ્ટ' પર લાવીને મૂકી દીધો, અને મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે એ મિસીસ...ની ગાડીમાંથી સપાટી પરનાં બે બિંદુઓ વચ્ચે કોઈ ગુરુત્વાકર્ષણના સમાંતર બળથી ફેંકાયો હોય એમ, પોતાના બેડરૂમની પથારીમાં ફેંકાયો. હોશ ઊડી ગયા હતા એવું ન હતું પણ હોશ મૂળ સપાટી પર આવી ગયા હોય એવું લાગ્યું. અવાજો જાગ્યા અને પક્ષીઓની ચાંચોમાંથી રક્તને રક્તને ફેંકાવા લાગ્યા. રાતની તડક ઊંધ સંધાયલા ટુકડાઓની જેમ આંખોમાં જામી ગઈ, અને પહેલા તડકામાં ગરમાયલી હવાની તાજી ફૂંકમાં, મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે, એ ધસધસાટ ઊંઘી ગયો.

આટલું કહીને મહેન્દ્ર મડગીલ પોતાની હંમેશની આદત પ્રમાણે કહ્યા વિના રહી ન શક્યો, બસ, કિસ્સો પૂરો થયો. દરેક વાતને એક સમાપ્તિ હોવી જ જોઈએ એમ એ માનતો. મેં પૂછ્યું કે ગાડી અને મિસીસ...નું શું થયું ત્યારે એણે કહ્યું કે હું ઊઠ્યો ત્યારે સાડાદશ વાગ્યા હતા, મિસીસ...ચાલી ગઈ હતી, સામાન ચાલ્યો ગયો હતો. માળીને પૂછ્યું ત્યારે ખબર પડી કે રૂમ ખાલી થઈ ગયા છે. કોઈ નાની ભૂતની વાર્તા કે સ્વપ્નની જેમ બધું પતી ગયું. મહેન્દ્ર મડગીલે મને કહ્યું કે એણે માળીને સ્ત્રી વિષે પૂછ્યું ત્યારે માળીએ ટૂંકમાં જણાવ્યું હતું કે મુસ્લિમ રિયાસતની કોઈ બેગમ કદાચ રહેવા આવે એવું શેઠે એકવાર એને કહ્યું હતું, એ સિવાય એ કંઈ જાણતો નથી.

પાછા આવતાં એ સ્ત્રીનો ચહેરો એને અજમેર અને



દિલ્હી અને અલીગઢ અને મુગલસરાય બધાં સ્ટેશનો પર દેખાયો, એમ મહેન્દ્ર મડગીલે મને કહ્યું, પણ એ ચહેરો એનો ન હતો. ફક્ત ખુશ્બૂ આવતી અને ચાલી જતી. પછી ઘણી જગ્યાએ એ જ ખુશ્બૂ આવી છે, એ જ ચહેરો દેખાયો છે અને પછી લાગ્યું છે ના, આ ચહેરો એ જ નથી. માઉન્ટ આબુવાળો ચહેરો નથી. પણ મહેન્દ્ર મડગીલ ખુશ્બૂ પરથી સ્ત્રીઓને બરાબર ઓળખી શકે છે.

કિસ્સો ખતમ કરીને મહેન્દ્ર મડગીલ ચાલ્યો ગયો છે, ઘણો ટાઇમ થયો. હવે અમે વારંવાર મળી શકતા નથી પણ એની વાત, ન સમજી શકાય એવા કોઈ ક્યુબિસ્ટ ચિત્રના જુદી જુદી દિશાઓમાંથી દેખાતા એક જ વસ્તુની ઘટનાઓ અને આકારો અને ચોસલાંની જેમ, અલગ અલગ પાસાવાળા દૃષ્ટિકોણો પેદા કરે છે. મહેન્દ્ર મડગીલે કોઈ ભૂત જોયું હતું કે એ ફક્ત એક સ્વપ્ન જ હતું? મહેન્દ્ર મડગીલમાં મને જ્યાં સુધી વિશ્વાસ છે ત્યાં સુધી એની વાત સાચી જ હોઈ શકે. અથવા કદાચ એ મને મૂર્ખ બનાવવા એક મજાની વાત બનાવી નાખે. પણ હું એને વર્ષોથી ઓળખું છું અને એને 'મહેન્દ્ર' મડગીલ કહીને બોલાવી શકું એટલી ઘનિષ્ટતા છે. એ મને મૂર્ખ ન બનાવી શકે. સૌંદર્યને નાકથી સૂંઘીને સમજી શકવાની એની પ્રામાણિકતા હું સમજું છું. મિસીસ... કોઈ જૂની રિયાસતની જવાન, આધુનિક મિજાજની બેગમ હોઈ શકે જે દુનિયા જોવાના શોખથી મિસીસ ...ના છદ્મ નામે 'નેસ્ટ'માં આવીને બુરખાની બહારનો સમાજ જોવા માગતી હોય. એ વર્ષોથી મહેન્દ્ર મડગીલને ઓળખતી હતી, દર વર્ષે જોતી હતી, મહેન્દ્ર મડગીલ 'નેસ્ટ'માં રહેવા આવવા માગતો હતો એ જાણતી હતી, મિ. મડગીલ નામથી બોલાવવાની હિંમત રાખતી હતી. એ કઈ ઉત્તેજનાને વશ થઈને મહેન્દ્ર મડગીલની પાસે આવી હતી? અને શા માટે આવી હતી? મોડી રાત્રે, ખાલી પહાડી સડકો પર ગાડીમાંથી એ બહારની દુનિયાનું કઈ જાતનું જ્ઞાન મેળવવા માગતી હતી? મહેન્દ્ર મડગીલે ફક્ત એનો ચહેરો જ જોયો હતો. પછી એને એ જ ખુશ્બૂ ઘણી જગ્યાએ મળી પણ ચહેરો ન મળી શક્યો. મને મહેન્દ્ર મડગીલની ખુશ્બૂ સમજવાની શક્તિમાં પૂરેપૂરો વિશ્વાસ છે પણ એ સ્ત્રીનો રાતનો ચહેરો ખરેખર એનો પોતાનો હતો? કે એણે બીજો ચહેરો પહેરી લીધો હતો? એની સેક્સની ભૂખ એ મહેન્દ્ર મડગીલના રૂમમાં જ સંતોષી શકત પણ મહેન્દ્ર મડગીલની વાત પરથી સ્પષ્ટ સમજાતું હતું કે એણે સેક્સ માટે પાછલી રાતે બારણું ખખડાવ્યું ન હતું. સાંજે આવી ને સવારે ચાલ્યા જવામાં એનો કયો આરામ સિદ્ધ થયો હતો? મહેન્દ્ર મડગીલે એ સ્ત્રીને 'કેટલીય 'વાર જોઈ હતી એવું એ સ્ત્રીને યાદ હતું, બેગમના સ્વરૂપમાં? ટર્નબુલ નામનો માણસ એક પથ્થર પર નામ કોતરી ગયો હતો, એ પથ્થર અંધારી રાતે એ સ્ત્રી બતાવી શકતી હતી. પર્દાનશીન બેગમ આબુના પથ્થરોને અંધારી રાતે શી રીતે ઓળખતી હતી? ટર્નબુલ હિન્દુસ્તાની કેમ હોઈ શકે? 'તમારા જેવું વિચિત્ર નામ' કહીને એ શું બતાવવા માગતી હતી? એને વિચિત્રતા ગમતી હતી? અંધારી રાતે મહેન્દ્ર મડગીલને આ રીતે ફેરવવો એ પણ કોઈ મોટી વિચિત્રતાનો એક નાનો ભાગ હતો?

મહેન્દ્ર મડગીલ મને એનો આ અનુભવ સમજાવવા શરૂ શરૂમાં કહેતો, પછી એણે છોડી દીધું.

હું એના આ 'ક્યુબિસ્ટ' અનુભવના જુદા જુદા આકારો અને ટુકડાઓને સમજવાની કોશિશ હજી કર્યા કરું છું.



નૈતિક આચરણ કેવળ સામાજિક સુવ્યવસ્થાની જાળવણી પૂરતું જ આવશ્યક નથી, પરંતુ આત્મનિર્મળતાની સિદ્ધિ અર્થે પણ છે.
—સુ૦ વ૦ શાહ. નવા પુસ્તક 'શ્રેયોમાર્ગ'માં



ઈશ્વરભાઈ પટેલ

# નયનમનોહર નાયગરા

ફેબ્રુ. '૬૧ ના ઊર્મિમાં શ્રી રાજુ પંડિતે નાયગરા વિષેની પોતાની છાપ રજૂ કરી હતી. પણ આ નિસર્ગરમ્ય સ્થળ વિષે દરેકને જુદી છાપ પડે છે. આચાર્ય શ્રી ઈશ્વરભાઈએ નાયગરા વિષે કરેલું આ વર્ણન એટલે જ વિવિધતા ભર્યું લાગશે...

યુ. એસ. એ. માં સ્થિત દુનિયાની અજાયબી નાયગરા ધોધનાં દર્શન પાંચેક માસ પહેલાં કર્યાં. ભાઈ મનુભાઈએ (આણંદવાળા) પ્રેમવશ બની મને ટેલિફોન સંદેશો પાઠવ્યો કે અઠવાડિયાંતે મારે એમના નિવાસસ્થાન હિલ્સબર્ગ પહોંચવું અને ત્યાંથી વળતી સવારે સૌ નાયગરા દર્શને જઈશું.

શનિવારની વહેલી સવારે મરવારી મીઠી મધુરી ઠંડીમાં અમે પ્રમાણ આદર્યું. ભાઈ મનુભાઈની સાથે એમના અમેરિકન મિત્ર અર્ની (અર્નેસ્ટ) અને ભારતીય દોસ્ત નેગાંધી હતા. ભાઈ અર્ની ધંધે શિક્ષક એટલે અમે તો એક ટોળાનાં પંખી તરીકે નિકટના અનુભવી અને ધંધાકીય વાતોનો રસ પણ માણ્યો.

મુસાફરી લાંબી હતી. લગભગ ૫૫૦ માઈલ જેટલી. પણ રસ્તા પહોળા, સામે આવી રસ્તો ઓળંગનાર વાહનનો અભાવ અને રસ્તા પર ઠેકઠેકાણે માર્ગ નંબરોનાં સૂચનો હોવાથી ભૂલા પડવાનો સંભવ નહીં. પેટ્રોલ પંપેથી આગલે દિવસે, ભાઈ મનુભાઈએ નાયગરા સુધીના રસ્તાનો છાપેલો નકશો લીધો હતો અને એમાં માર્ગનંબરો, માર્ગબદલીની વિગતો વગેરે સ્પષ્ટ બતાવેલું હતું એટલે અમારો કાફલો સડસડાટ ઊપડ્યો.

શહેર બહાર નીકળ્યા એટલે રસ્તાની ઉભય કોરોએ વૃક્ષરાજીનાં દર્શન થતાં હતાં. કદીક કદીક મકાઈના ઊભા મોલથી ભરેલાં ખેતરો તો કદીક વિશાળ ઘાસ પ્રદેશ પર ચરતી ગાયો, કૃષિસંપત્તિનાં દર્શન કરાવતાં હતાં. પાકની ફસલ ઊતરવા આવી હતી. કુદરત આખી—વૃક્ષો વેલાસહિત—બરફના આગમનને વધાવવા અને એના આક્રમણમાંથી બચવા તૈયારી કરી રહ્યાં હતાં. એ પૂર્વતૈયારીનું પહેલું પગથિયું એ પાનખર છે. પાનનો ભાર હળવો કરી, બરફને પોતા પર થર જમાવતાં અટકાવવાની તૈયારીમાં સૌ જંગલવૃક્ષો લાગી ગયાં હતાં. પરિણામે પોતાનું જીવન સંકેલી લેવા અગાઉ, અલગ અલગ વૃક્ષનાં પાને, વિવિધ રૂપરંગ ધારણ કર્યાં હતાં. કેટલાંક ખાસ્સાં પીળાં તો કેટલાંક લાલ, કેટલાંક હળવાં પીળાં તો કેટલાંક કીરમજી. આ પ્રકારના વિવિધ પાનરંગથી સજ્જ એકાદ ટેકરી પર અડ્ડો જમાવી ઊભેલી વનરાજી પર દૃષ્ટિ પડતાં, કુદરતે જમાવેલ એ રંગસૃષ્ટિ અને રંગઓવારણાં પર દૃષ્ટિ વારી જતી અને હૃદય આહ્‌લાદ અનુભવતું. મનમાં એમ પણ થતું કે આ વૃક્ષની કે નિસર્ગની કળા કેવી કે લીલાં લચ પાનથી ભરપૂર હોય તો ય આંખને આનંદ આવે અને આમ મૃત્યુ ઘડીએ, પાનખરના પવનસપાટા સામે કદીક ઝઝૂમતાં ને એ છેલ્લી સમર-તાકાતને સૂર આપતાં જે વિશિષ્ટ પ્રકારનો ખખડાટ જન્માવતાં, એ સૌમાંય એ કેવાં મનમયૂરને નચાવતાં હતાં ! પ્રાચીન સંસ્કૃત શ્લોકોમાં વૃક્ષને પરોપકારની મૂર્તિ તરીકે વર્ણવેલી કડીઓ, વિદ્યાર્થી તરીકે મુખપાઠ કરેલી, ત્યારે તો એનો શબ્દાર્થ સમજાયેલો પણ આ બે દિવસ ભાઈ મનુભાઈ અને ભાઈ અર્નીએ એકાદ હજાર માઈલ પર્વતના ઢોળાવો અને ચઢાણો પાર કાપી કાઢેલી, પાકી સડકો પરથી ઉભય બાજુ આ વૃક્ષસૌંદર્યસમૃદ્ધિનું જે પ્રત્યક્ષ પાન કરાવ્યું, તેણે એ કડીઓના ભાવાર્થનો સાક્ષાત્કાર થયો. વૃક્ષશિર પર શોભતા આ પીળા લાલ રંગ રંગમંડળની નીચે કદીક કદીક ખેડૂત કુટુંબોએ પોતાની ફળફસલની, મુસાફરોનાં મન હરવા, જે જમાવટ કરેલી તેય આ રંગમિજલસમાં પાદપૂર્તિ કરતી હતી. સોનેરી પીળાં નાનાં મોટાં કોળાંના ઢેરા નજદીક, લાલચટક એવાં એપલ્સ, આજુબાજુ ગરેલાં એવાં જ ઉભયરંગી વૃક્ષ પાનની પશ્ચાદ્ ભૂમિકામાં, એક અનોખી રંગજમાવટ કરતાં હતાં.

કુદરતના આ બહોળા સૌંદર્યની મિલાવટમાં, અમારી મોટરમંડળીનો આનંદ પણ મળતો જતો હતો. સીધી સડક પર સરી જતી પેટ્રોલ ગાડીમાં એકત્ર થયેલી અમારી મંડળી કદીક દેશ દુનિયાની વાતો તો કદીક ગીતગાયન કે ભજનની ધૂનમાં, ક્યારે લાંબો માર્ગ વટાવી નાયગરા ફૉલ્સ પહોંચી તે ખબર પડી નહીં. શહેરની સરહદે પહોંચતાં જ હૃદય એક નવા ધબકારા અનુભવવા લાગ્યું. ભૂગોળના પાને જેનું રસભર્યું વર્ણન વાંચેલું અને જેનું એવું જ પુસ્તકપાઠી વર્ણન વિદ્યાર્થીસમૂહ સમક્ષ કરેલું તે વારિસંતાન નાયગરાનો ઘુઘવાટ જ્યારે નાયગરા ફૉલ્સ શહેરની શેરીઓ પર પસાર થતાં કાને પડ્યો ત્યારે મનમાં એક આશ્વાસન -લહરી પ્રસરી કે ના, ના, એના પ્રપાત-પ્રાણનાં જે વર્ણનો વાંચેલાં તે સાર્થક થવાનો પાકો સંભવ છે ખરો !

એક હોટેલમાં રાતનિવાસનું નક્કી કરી, અમારી ગાડીના રાત્રિવિરામનું ગોઠવવા અમે ઊપડ્યા. અહીં માનવોનેય રાત્રિ ગાળવા સ્થાન શોધવું પડે અને એને માટે પૈસા આપવા પડે તેમ ગાડીનેય વાસો કરવાની જગા ભાડે મેળવવી પડે ! મોટાં અને નાનાં શહેરોમાંય શહેરની શેરીઓ પર, કામ પ્રસંગે પહોંચી, ગાડી થોભાવવી હોય તો રસ્તાને કિનારે ઊભેલા, ગાડી-વિરામ મીટરની પેટપૂજા પહેલી કરવી પડે. એ પેટ પૂજા ન કરી શકો તો પોલીસનું દંડપાત્રુ પાર્કીટ પર પડે ને પાંચથી દસ ડૉલરનો ભાર હળવો થઈ જાય !

ભાઈ અર્ની આ દેશનો વાસી એટલે નાયગરાની એને નવાઈ નહીં. એ એક મિત્રની સાથે, લાંબા સમયે, રાત્રિ ગાળવા ઊપડ્યો એટલે અમે ચંદુમંદુની ત્રિપુટી નાયગરાના નિસર્ગસૌંદર્યનો લહાવો માણવા અધર ડગલે ઊપડી..

નાયગરાના પ્રપાતની પ્રચંડ શક્તિની અજાયબી સાથે, એક બીજી રાજકીય નવાઈ પણ જોડાઈ છે. આ નાયગરા નદી કહો કે ધોધ કહો કે સરોવરની ધૂની કહો —સામુદ્રધૂની પરથી સરોવર ધૂની—કૅનેડા અને યુ. એસ. એ.નાં ઉભય રાષ્ટ્રોની નૈસર્ગિક સરહદ લકીર છે. ઑન્ટેરિયો સરોવરમાંથી એરીસર પ્રતિ દોડતો, વહેતો ઘૂઘવતો આ નાયગરા જળ-પ્રવાહ જ્યારે પ્રપાતસ્થાન નજદીક સરે છે ત્યારે એ બે ફાંટામાં વહેંચાઈ જાય છે, અને વચ્ચે એક સુંદર બેટ સર્જાય છે. આ બેટનું નામ છે—ગોટ આઇલૅન્ડ—બકરા ટાપુ. આ બકરાદ્વીપ પર બકરાંની બેં બેં તો સંભળાતી નથી—હવે તો કદીક સંભળાય તો મોટરની ભોં ભોં સંભળાય—પણ એની ઉભય કોરોને ઘસતા, એ ઘૂઘવતા, ધસમસતા જળપ્રવાહો, એ ટાપુની બે બાજુએ અડીખમશા ખડા ઊભેલા ખડકોની ધાર પરથી, ૧૬૧ ફૂટનો સીધો કૂદકો લગાવી, બે પ્રપાત સર્જે છે. એક છે યુ. એસ. એ. સરહદે અને બીજો કૅનેડાને કિનારે. આ સરહદનો પ્રપાત અમેરિકન ધોધને નામે નામાંકિત છે જ્યારે સામી બાજુનો કૅનેડાનો જળ-કૂદકો, એના ઘોડાનાળશા આકારને કારણે, હૉર્સ-શૂ ફૉલ—ઘોડાનાળપ્રપાતના નામથી પ્રખ્યાત છે. બે વહેણ, ઉભય વહેણનાં વમળો, ઉભયના સીધા ભૂસકા અને એ ભૂસકામાં જોડાતો અગાધ જળરાશિ—આ બધાનું સમગ્ર તથા સ્પષ્ટ દર્શન પ્રાપ્ત કરવું હોય અને કુદરતની વિરાટતા, એની વિશાળતા અને અગાધતાનું હૃદયસ્પર્શી દશ્ય પ્રાપ્ત કરવું હોય તો જે તે રાષ્ટ્રના દેહ પરથી દોડતા આ ઉભય પ્રપાત-પ્રવાહોને તે તે રાષ્ટ્રની ભૂમિ પરથી નિહાળવા આવશ્યક રહે છે. વળતી સવારે અમેરિકન ધોધ જોવાની ગણત્રીએ, કૅનેડાની ભૂમિ પર જવાનું વિચાર્યું. ભાઈ મનુભાઈ ને નેગાંધી નહોતા કાયમી નિવાસી યુ. એસ. એ. ના કે નહોતા ભારતીય પ્રવાસી એટલે સરહદ ઓળંગવાનું એમને માટે કાયદાથી પ્રતિબંધિત હતું. પરિણામે પુનર્મિલનનાં સ્થાન સમય શોધી, હું કૅનેડાની હદ પ્રતિ ડગ માંડતો ઊપડ્યો—ઉભય રાષ્ટ્રને જોડતા, નાયગરાના ધોધ પશ્ચાતના પ્રવાહને ઓળંગતા એક પુલ પ્રતિ. નાયગરાના જોશીલા પ્રપાતમાં, કુદરતના ગુરુત્વાકર્ષણના નિયમથી ધકેલાતાં જળરાશિ, એ ભારે ભૂસકો મારતાં મારતાં





કદીક વેરણછેરણ થઈ જાય છે અને એક મોટું જળ સીકર-વાદળ સર્જાય છે. આ સીકરવાદળી જ્યારે સૂર્યનાં સાંધાં કિરણો ઝીલે છે ત્યારે સૂરજતેજને એનાં મૂળ સપ્તરંગમાં વિછિન્ન કરતી, આબેહૂબ મેઘધનુષ્ય રચે છે. કદીક કદીક તો બે પાંચ આવાં મેઘધનુષ્યો એકી સાથે, નદીપ્રવાહ પર રંગધનુષ્ય રચી હવામાં લટકતાં હોય ત્યારે મનમોરલો, નાચી ઊઠે છે અને છબીકળાનિષ્ણાતો એ કુદરતસર્જનને કચકડાપટ્ટી પર મઢી લેવા મથે છે. આ સ્થાનની આ ખૂબીને મૂર્તિત કરવાના હેતુસર, નાયગરાના પ્રવાહ પરથી ઉભય રાષ્ટ્રને જોડતા, આ પુલનો આકાર ધનુષનો રખાયો છે અને એનું નામાભિકરણ છે રેઇનબો બ્રિજ—મેઘધનુષ્ય પુલ.

પુલને પાર કરી નાયગરાના કિનારે કિનારે અને કેનેડાની સરહદે સરહદે, પાકી બાંધેલી પગથી પર, મેં ઘોડાનાળ પ્રપાત ભણી પ્રયાણ આદર્યું. અડધે રસ્તે પહોંચતાં જ જાણે અધીરાઈથી પડવા મથતાં અને એમ કરતાં અથડાતાં, ભાગી જતાં અને નીચે આવતા કઠણ એવા ખડકનેય ભાંગતાં, અમેરિકન ધોધનાં જળરાશિને, સામે કિનારેથી ધોધ સર્જતાં નિહાળ્યાં. પાણીના આ વિપુલ જળરાશિને હું એ ઘડી જોઈ રહ્યો હતો ત્યારે મનમાં થયું કે આ પાણીનું જોર કેટલું ને એની કરામત પણ કેવી? ભલભલા પાકા ખડકને કોરી ખાઈ, એના ટુકડા કરી, એની બખડો પાડી, હજાર હજાર ટન નાને રેતીના કણશા, એના ટુકડા કરી, એ સૌને પોતાના પ્રવાહમાં વહી જવા એ કેવો પ્રયત્ન કરે છે! અને કદીક કોઈક ખડકનો ટુકડો—નાનો કે મોટો—પાણીના આ પ્રયત્નને તાબે થવાની ના પાડે તો એને ચારેકોરથી વીંટળાઈ, એને કેવાં પોતાના પ્રવાહની ઝપોટો મારે છે! અહીંનો ઇતિહાસ જાણનારા કહે છે કે નાયગરાના આ પ્રવાહે છેલ્લાં પાંત્રીસ હજાર વરસમાં સાત માઈલના ખડકને કોરી ખાઈ પોતાના પ્રવાહનો માર્ગ કર્યો છે અને ધોધનું સ્થાન એમ ખસતું રહ્યું છે. હવે તો સરકારે ધોધ આગળ ન વધે તે ખાતર, એના પ્રપાતસ્થાન પર પ્રતિવર્ષ હજારો ટન ખડક ખડકી દેવાનું ગોઠવ્યું છે અને એમ પ્રવાહનું જોર ખડકને ન કોરે તેવા પ્રયત્ન કરે છે છતાં પ્રતિવર્ષ થોડાક ઇંચ જેટલો માર્ગ તો એ કર્યા સિવાય રહેતું નથી!

એકસો સડસઠ ફૂટનો સીધો કૂદકો લગાવી નીચેના પથ્થર સમુદાયને અફળાતાં એ જડ કેવો ફૂંફાડો મારે છે! એના ફૂંફાડાનાં ફીણથી આખી જળસપાટી જેવી દૂધમલ્લ બને છે અને આવાં સપાટીયુક્ત જળનો પ્રવાહ ધોધમાર, વેગ કરતો આગળ વહી, સામેથી આવતાં એવાં જ જોરદાર કેનેડાના પ્રપાતનાં જળ સાથે મળે છે ત્યારે પ્રવાહનાં બળ ને ગતિ કેવાં વૃદ્ધિંગત થાય છે અને આમ મિલન પામેલાં જળ, ગેટઆઈલેન્ડના ઉપરવાસના સંયુક્ત પ્રવાહની જેમ, પાછાં એકત્ર થઈ, એરી સરોવરનાં જળરાશિને ભેટવા અધીરાં થઈ કેવાં દોડે છે! કુદરતની ગતિય કેવી ન્યારી કે મજબૂત કાળમીંઢ પર્વત કોરીને ખાઈ જનાર આ જળપ્રવાહની વચ્ચે ઊભેલું એકાદ વૃક્ષ કે થાંટલું કે ઝાડી, એ પ્રવાહને કેવો પડકાર આપે છે. ઉભય ધોધની સપાટીની બિલકુલ નજદીક, જ્યાં પાણીનો પ્રવાહ ગાંડોતુર બની, નીચે પડવા ધસે છે ત્યાં જ ઉભય પ્રપાત કિનારના સાન્નિધ્યમાં એક એક વૃક્ષ ઊભું છે. એને ઊખેડી પોતાની સાથે વહી જવા મથતા પાણીને એ નમતું જોખતું નથી. પ્રવાહે એના મૂળના માટીને ખાઈ જઈ, એના જડ માળખાને ખુલ્લું કરી દીધું છે, પાણીની સાથે એનો ભાઈબંધ પવન એને મદદ કરે છે. કદીક કદીક પેલા વૃક્ષની ડાળી જળસપાટીએ પહોંચી જાણે એને નમન કરી કે ચૂંબન કરી પાછી વળે છે છતાંય એ અડીખમ ત્યાં ખડું છે અને જાણે માનવીને કહી રહ્યું છે કે જિજીવિષાની મૂર્તિસમ હું આ ઊભું. મને જોઈને તો જરા પ્રેરણાનાં પિયૂષ પ્રાપ્ત કર!

એવામાં પવનની દિશા પલટાઈ અને ચાલતા હતા તે રસ્તાકિનાર તરફ એનો સપાટો વહી આવ્યો. એ સપાટા સાથે અમને સૌને આવરી લેતી અને ભીંજવી દેતી જળસીકરવાદળીય આવી પહોંચી અને

જાણે કહેવા લાગી, 'મને ને મારા સૌંદર્યને જોઈ ભાન-ભૂલ્યો શું બને છે ! જા, આગળ પગ ઉપાડ, હું મારું કર્તવ્ય કરું છું, તું તારા કર્તવ્યપથ પર ડગ દે. હમણાં સાડાસાત થઈ જશે અને તારે હજુ તો ધોધ નજદીક પહોંચી, પાછા વૃક્ષ સામે કિનારે, તારી રાહ જોતા મનુભાઈ ને નેગાંધીને એ સમયે મળવું જોઈશે ને !

પગમાં જોર આવ્યું અને ઝડપી ડગે હું ધોધ નજદીક પહોંચ્યો. ધોધના સતત નિરંતર ચાલતા એ સંગીતના રવે કાનને જરા તૃપ્તિ આપી. આંખ તો એક બાજુ ધોધની મસ્તી, એનાં તોફાન તથા ઉન્માદ જોતી હતી તો બીજી બાજુ આ ઉન્માદની જનેતા એ નદીનો આખો પ્રવાહ દૂર દૂર સુધી દૃષ્ટિગોચર થતો હતો તે નિરખવામાં રત થઈ ચૂકી હતી. એવામાં આ ધોધના પ્રવાહને નિશદિન નમતો રાખનાર જળસંગ્રહાલય પર મનઃચક્ષુ જઈ બેઠું. હજારો વરસથી પલનાય પલકારા સિવાય પ્રતિક્ષણ કરોડો ગેલન પાણી આ ધોધ પરથી નીચે નાખનાર આ જળપ્રવાહનું મૂળ ઍન્ટેરિયો સરોવર કેટલું પાણી પોતાના ઉદરમાં સમાવતું હશે ? અને આવા ખાઉધરા પેટને જળ ખોરાક પૂરો પાડનાર જળવૃષ્ટિનું કુદરતી ચક્ર અને એ સૌના નિયંતા એવા ભગવાનની કેવી કરામત ! 'ખાધું ખૂટે નહીં' ને તો ય એક સરોવરના પેટમાં માય !' કુદરતની કરામત કેવી કે ઍન્ટેરિયો સરોવરનું જળ નાયગરાની નદી કે સરોવરધૂની દ્વારા, ઍરીક સરોવરમાં પહોંચે ને ત્યાંથી પાછું બીજા પ્રવાહ દ્વારા સમુદ્રમાં ને સૌમાંથી વાદળમાં પરિવર્તન થઈ પાછું સર્વ સ્થળેથી સંચિત થઈ સરોવરમાં આવે ! ભગતિગરની આ ક્રિયા, જન્મમરણની, માણસની અવનવી જિંદગીઓની પ્રતિછાયા તો પૂરી નહીં પાડતી હોય !

મન આમ વિચારવમળમાં પડ્યું હતું ત્યાં ધોધની નીચે વહેતાં પાણી તરફ દૃષ્ટિ પડી તો હું ઊભો હતો તે કિનારના ભૂગર્ભમાંથી પાણીના પ્રવાહો છોળો મારી મૂળ પ્રવાહમાં પાછળ ભળતા ભાસ્યા. ઘણાં વરસો પૂર્વે ભૂગોળમાં ભણેલા કે ધોધના પાણીનો ઉપયોગ—પાણીની શક્તિનો સદુપયોગ પ્રકાશના જન્મમાં કરી શકાય, અને નાયગરાનો આવો ઉપયોગ એ ધોધના માલિક ઉભય રાષ્ટ્રો કરે છે. કેનેડા પોતાની બાજુએ, અને યુ. એસ. એ. એની—નાયગરાના જળને વાળી એમાંથી જથ્થાબંધ વીજળીશક્તિ પ્રાપ્ત કરે છે. પાણીના આ ઉપયોગની અસર ધોધના પાણીને પાતળાં બનાવી, એની વિરાટતા ને સૌંદર્યને ઘટાડવામાં થશે એવી ભીતિ સેવાઈ રહી છે અને એ સાચી છે. આ પરિસ્થિતિને નિવારવા યુ. એસ. એ. ની સરકાર નાયગરાનાં પાણીને રાત્રિ દરમિયાન જ વીજળીઘર ભણી વાળે છે અને દિવસ દરમિયાન પાણીના પ્રવાહને વણથંભ્યો આગળ વધવા દે છે.

સમયની ગતિ ન્યારી છે. એનું કામ એ વણથંભ્યે કર્યા કરે છે. ઘડિયાળ ભણી નજર પડી તો કાંટો સાડાસાત લગભગ પહોંચવા આવ્યો હતો. એટલે ઉતાવળે ડગલે સામે પર પહોંચી, ભાઈ મનુભાઈનો સથવારો શોધી, ભોજનથી પરવારી પાછા ધોધ પર આવવાનું ગોઠવ્યું. કુદરતના આ સૌંદર્યને એની જ શક્તિમાંથી રૂપાંતર કરી પ્રાપ્ત કરેલ વીજળીપ્રકાશથી વૃદ્ધિંગત કરવાનો માનવપ્રયાસ નિહાળવાનો હતો. સાડા આઠ વાગ્યે કેનેડાના કિનારેથી વીજળીના પ્રકાશધોધ પથરાયા અને નાયગરાનાં ધસમસતાં વારિ પર એણે પોતાની ઇન્દ્રજાળ પાથરી. પળેપળે બદલાતા સપ્તરંગી આ પ્રકાશપથારાની પાર્શ્વભૂમિમાં ધોધનીર અને એની સીકરોએ રૂપ બદલી અને અનેકવિધ રંગરૂપ ધારણ કર્યાં. પળે પળે બદલાતા આ નિસર્ગ સૌંદર્યે મનમાં સંસ્કૃત શ્લોકનું સ્મરણ કરાવ્યું કે, क्षणे क्षणे यद् नवतां उपैति तदेव रूपं रमणीयता : । ક્યાંય સુધી આ નિસર્ગસૌંદર્ય પીધા પછીય તૃપ્તિનો શક્યતા તો નહોતી અને રાત અધવારની હતી એટલે નાયગરાના ઘૂઘવાટને કાનમાં સંઘરતા અને એના સૌંદર્યને હૃદયમાં સંગ્રહતા અમે પથારી ભણી ડગ દીધાં. વળતી સવારે ધોધનું સૌંદર્ય અને સમણું સૌર પ્રકાશમાં ભાળ્યું. એમાં ઝીકનાં મેઘધનુષ્યનાં અનેકવિધ રંગબાણનું સૌંદર્ય માણી, અમે ઘરભણી ઊપડ્યા અને નાયગરાને મનોમન નમન કર્યાં.



ચુનીલાલ મડિયા

# જંગમ વિદ્યાપીઠના સ્નાતક

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ ૧૯૬૧નો રણજિતરામ સુવર્ણ ચન્દ્રક શ્રી. ઈશ્વર પેટલીકરને આપવાનું ઠરાવ્યું એ ખુશવાતને આ લેખ દ્વારા અભિનંદન આપ્યા વિના રહેવાતું નથી...

આજથી બરાબર એ દાયકા પહેલાં વડોદરાની ન્યાયમંદિરની ઈમારતનાં પહોળાં પગથિયાં ઉપર અમે બેચાર મિત્રો બેઠા બેઠા સમય પસાર કરી રહ્યા હતા. ઈમારતની અંદર સાહિત્ય પરિષદનું અધિવેશન ચાલી રહ્યું હતું. મંચ ઉપરથી સૂટેડ–બૂટેડ શ્વેતકેશી કિશનસિંહ ચાવડા ભાષણ ઝીંકી રહ્યા હતા. એવામાં અમારી પગથિયા–પરિષદમાં એક આગંતુક ઉમેરાયા. કોઈએ ઓળખાણ કરાવી : આમનું નામ ઈશ્વર પેટલીકર.

મેં એમને કહ્યું : 'હું પ્રજાબંધુમાં તમારી નવલકથા જનમટીપ વાંચું છું.'

પેટલીકરે વળતી વાત કરી : 'હું નવ સૌરાષ્ટ્રમાં તમારી નવલકથા (પાવક જ્વાળા) વાંચું છું.'

અને પછી અમે બેઉ વાર્તા વિષે વાર્તાલાપ કરી રહ્યા.

*



જનતાની જંગમ વિદ્યાપીઠના સ્નાતક
**શ્રી ઈશ્વર પેટલીકર**

એ એક દાયકા પહેલાંનું 'જનમટીપ'ના એ વાચનનું હમણાં પરીક્ષાર્થી વિદ્યાર્થીની પેઠે રિવિઝન જેવું પુનર્વાચન થઈ ગયું. પેટલીકરને ગુજરાત સાહિત્ય સભાએ ૧૯૬૧નો રણજિતરામ સુવર્ણચન્દ્રક એનાયત કર્યો ત્યારે 'જનમટીપ' ઉપર નજર નાખવાનું મન થયું. એક અનવદ્ય કલાકૃતિના પુનર્મિલન જેવો એ અનુભવ હતો. એ નવલકથા વાંચીને મેઘાણીએ અનુભવેલી પ્રસન્નતા પણ એમની જોશીલી પ્રસ્તાવનામાં જોવા મળી. પેટલીકર વિષે નિજ ધરતીની સોડમ લાવનાર તરીકેનો ઉલ્લેખ મનમાં રમી રહ્યો. ૧૯૪૪માં પ્રગટ થયેલી આ પ્રાણવાન નવલકથા આજે પણ એટલી જ તાજગીસભર જણાય છે. એ એના અંતઃસત્વની સાહેદી ગણાય. એ જમાનામાં મુંબઈની ફોર્બ્સ સભા તરફથી વર્ષના ઉત્તમ ગ્રંથને મહીડા પારિતોષક અપાતું. ૧૯૪૪ની શ્રેષ્ઠ સાહિત્યકૃતિ તરીકે ઉમાશંકરકૃત 'પ્રાચીના'ને ઈનામ આપવું કે પેટલીકરની 'જનમટીપ'ને એ અંગે નિર્ણાયકોને મૂંઝવણ થઈ પડેલી. ગુજરાત સાહિત્ય સભાએ પેટલીકરને રણજિતરામ ચન્દ્રક આપવાનો નિર્ણય કર્યો. એ સમાચાર વાંચીને મનમાં પ્રશ્ન ઊઠ્યો : આ સન્માન માટેની પાત્રતા તો પેટલીકરે ૧૯૪૪માં જ સિદ્ધ નહોતી કરી બતાવી ? સાહિત્ય સભાએ આ નિર્ણય અઢાર વર્ષ સુધી શીદને મુલતવી રાખ્યો ? ત્રીસીના દશકામાં 'કોડિયાં' અને 'મોરનાં ઈંડાં' પ્રગટ કરીને શ્રીધરાણીએ આ સુવર્ણચન્દ્રક માટેની આવશ્યક સર્જકતા નહોતી દાખવી આપી ? અને છતાં એમની સર્જકતાને પણ કેટલી મોડી સ્વીકૃતિ મળેલી ! યોગ્ય સમયે કદર કરવી એ પણ સાંસ્કારિક જાગરૂકતાની જ નિશાની ગણાય.

સદ્ભાગ્યે, પેટલીકરે આજ સુધી આવી કશી ઔપચારિક સ્વીકૃતિની કે કદરની રાહ જોઈ નથી. 'ગ્રામચિત્રો' અને 'જનમટીપ'થી શરૂ થયેલું એમનું લેખનઝરણું આજે તો મહાનદની પેઠે ઘૂઘવી રહ્યું છે. આજે

એમની સોળ નવલકથાઓ અને દસ વાર્તા-સંગ્રહો વાંચનારને, અને એમના જીવનઘડતરનો આછો પાતળો પરિચય ધરાવનારને સહજ સવાલ થાય: પેટલીકરમાં આટલી સર્જકતા ક્યાંથી આવી? જીવન અને જનસમાજ વિષેનાં એમનાં નિરીક્ષણો અને વિચારો વાંચનારને પ્રશ્ન થાય: આ લેખમાં આટલી પરિપક્વતા ક્યાંથી આવી? પેટલાદ તાલુકાના પેટલી ગામે ઈ. ૧૯૧૬માં જન્મેલા આ ખેડુ-બાળને પેટલી, મલાતજ કે સોજીત્રામાં જે પ્રાથમિક-માધ્યમિક શિક્ષણ મળેલું એ તો આપણી ભૂમિનાં હજારો-લાખો બાળકોને મળે છે એથી જરાયે જુદા પ્રકારનું નહોતું. માતા-પિતા કે કુટુંબની પશ્ચાદ્ભૂ સીધાસાદા શ્રમજીવી ખેડૂતો કરતાં જરાયે જુદી કે વિશેષ પ્રકારની નહોતી. સોજીત્રાની હાયસ્કૂલમાંથી મેટ્રિક પાસ થયા બાદ શિક્ષકો માટેની ટૂંકી તાલીમથી વધારે કોઈ જ કેળવણી સંસ્કાર એમને સાંપડ્યા નથી.

આપણા પંડિતયુગી સાક્ષરોની પેઠે પેટલીકર અંગ્રેજી કેળવણી અને યુનિવર્સિટીની નીપજ હોવાનો દાવો કરી શકે એમ નથી જ. અને છતાં, એમના જીવન-ઘડતરના સમય ઉપર ઊડતી નજર નાખતાં, એમ કહેવું પડે કે આપણા આ નવલકથાકાર અને સમાજસુધારક જનતાની જંગમ યુનિવર્સિટીનું સંતાન છે. આ વિદ્યાપીઠ કોઈ ઈંટ-માટીની ઈમારત નથી, પણ ઠેરઠેર જનસમુદાયમાં પથરાયેલી જણાય છે. એનો નાનકડો અંશ લેખકના કાકા બાબર ભગતના જીવનમાં છે, એવો જ બીજો અંશ, લેખકને બારમું—પ્રેતભોજન—ન ખાવાની શીખામણ આપનાર મલાતજના શિક્ષક માણેકલાલભાઈમાં હશે; એથી મોટેરો અંશ નેદરા ગામના નજુ પટેલ જેવા સાધુ-ચરિત મુસલમાનના જીવનમાં હશે, અને એ રીતે એના શેષ કણો તો ગુજરાતની ભૂમિ પર ઠેર ઠેર વેરાયેલા હશે. પેટલી કરતાંયે નાનકડા, સાડા ત્રણસો માણસની વસતીવાળા નેદરા ગામમાં ચાર વર્ષ સુધી 'માસ્તર' તરીકે કામ કરતાં કરતાં આપણા લેખકે લેખનકળાની સજ્જતા કેળવી છે. નેદરાની પશ્ચાદ્ભૂમાં જ 'જનમટીપ'નું સર્જન થયું છે. એ વેળા એ કથાનાં પાત્રો ભીમો ને દેવો વડોદરાની જેલમાં જનમટીપ ભોગવતા હતા અને રાહો તો લેખકની જ શાળામાં વિદ્યાર્થી હતો.

આમ, કશીયે એકેડેમિક સજ્જતા વિના, કેવળ અંતરસ્ફુરણાથી જ પેટલીકર લેખન પ્રવૃત્તિ ખેડતા આવ્યા છે અને એ આંતરસૂઝ એમને સારી યારી આપતી જણાય છે. વિશ્વ સાહિત્યની પ્રશિષ્ટ કલાકૃતિઓનું સેવન તેઓ નથી કરતા એમ નહિ કહી શકાય દલાલઅનૂદિત ટૉલ્સ્ટોયકૃત 'યુદ્ધ અને શાંતિ' પ્રગટતાં જ એનો શબ્દેશબ્દ વાચી જનાર સર્વ પ્રથમ વાચકોમાં પેટલીકર મોખરે હતા. એમની સામે આપણે ફરિયાદ કરવી હોય તો એટલું જ કહી શકાય કે એમનામાં સર્જક જેટલો જ પ્રખર સમાજ-સુધારક પણ રહેલો છે, અને તેથી લેખનપ્રવૃત્તિ જેટલી જ સુધારકવૃત્તિ પણ તીવ્ર હોવાથી તેઓ સાહિત્યસર્જનને પૂરતો સમય આપી શકતા નથી. નહિતર, એમનો વિપુલ સર્જનફાલ આજે છે એથીયે વધારે વિપુલ બની ગયો હોત. પણ થોડાં વર્ષ પહેલાં એમને રાઈટર્સ ક્રૅમ્પ થતાં આંગળાં ઝલાઈ ગયેલાં, તેથી આજે પણ તેઓ એકધારું અમુક પ્રમાણથી વધારે લખતાં અચકાય છે.

પેટલીકરની સુધારક પ્રવૃત્તિ એ શ્રીમંતોની પેઠે સમય પસાર કરવાનું અને સામાજિક માનમોભો પ્રાપ્ત કરવાનું સાધન નથી. એ તો, પોતે જે સામાજિક અનિષ્ટો નજરે જોયાં-અનુભવ્યા છે એ નિવારવાના પુરુષાર્થમાંથી જન્મેલી એમની સ્વાભાવિક જીવનરીતિ છે. એ દૃષ્ટિએ એમણે સદ્ગત નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલની સુધારા પ્રણાલીને આગળ ધપાવી છે. સમાજનાં કામો કર્યા વિના પોતાને ચેન જ ન પડે એવું એમનું માનસબંધારણ છે. જાતે અગવડ વેઠીને, ઘસાઈ ચૂકીને પણ સમાજને ઉપયોગી બની રહેવાની એમની આ તાલાવેલીનો સ્વાનુભવ તો ગુજરાતમાં

અનેક માણસોને થઈ ચૂક્યો છે. લોકોને સુખી કરવા માટે પરાણે પુસ્તકો, ઔષધો અને ઉપદેશ આપતા ફરતા એક અવધૂત સમા મણિલાલ અભા નામના અમદાવાદી સજ્જનની છબી પેટલીકરને નિહાળતાં વારંવાર નજર સામે આવી ઊભે છે. સાહિત્યની દુનિયામાં એમની જીવન પ્રવૃત્તિઓનું નિકટનું સામ્ય એન્ટોન ચેખોવમાં શોધી શકાય.

એક વાર પેટલીકર મુંબઈ આવ્યા ત્યારે રવિવારે સાંજે મને આર. આર. શેઠની દુકાને મળવા બોલાવ્યો. હું ત્યાં પહોંચ્યો ત્યારે દુકાનનું બારણું અધખૂલું હતું, અને મને કહેવામાં આવ્યું કે એક મુલાકાત ચાલે છે એ પૂરી થયા પછી બહાર આવશે ......સારી વાર પછી પેટલીકર બહાર આવ્યા અને ક્ષમાયાચક સ્વરે બોલ્યા : એક ગ્રેજ્યુએટ બહેનને એમના ગૃહજીવન અંગે ગૂંચ હતી, તે મારી સલાહ લેવા આવેલાં......આ સાંભળીને એ વેળા તો મેં જરા રમૂજ અનુભવેલી. આ મેટ્રિક–પાસ માણસ ગ્રેજ્યુએટ બહેનોને પણ માર્ગદર્શન આપે છે?—સ્નાતિકા થયેલ ગૃહિણીઓ પણ આમની સલાહ–સૂચના લેવા આવે છે?...પણ પછીથી આવાં કાર્યો માટે પેટલીકરની પાત્રતાની પ્રતીતિ વારંવાર થતી રહી છે. આ સાહિત્યકાર સાચે જ, જનતાની જંગમ યુનિવર્સિટીના સ્નાતક છે, બલકે એથીયે વિશેષ છે. માણસ એ જ વ્યક્તિઓ સમક્ષ નિઃસંકોચ અને સ્વાભાવિક સ્વરૂપમાં રજૂ થઈ શકે. કાં તો ડૉક્ટર સમક્ષ ને કાં દેવ સમક્ષ. આપણા આ લોકપ્રિય વાર્તાકાર સમક્ષ અનેક લોકો પોતાની જીવન-સમસ્યાઓ રજૂ કરતા હશે ત્યારે એમને આવો જ અનુભવ થતો હશે, સમાજમાં આવું સ્થાન પ્રાપ્ત કરવું એ ઓછું સ્પૃહણીય ન ગણાય.

પેટલીકરનાં સર્જનોનો પ્રેરણાસ્રોત પણ અમુક અંશે એવી સુધારણા પ્રવૃત્તિમાં રહેલો છે. એમની નવલકથાઓમાં કલાકાર ઉપર સુધારકનું વર્ચસ વધી જાય છે, એવી ટીકા પણ કોઈ વાર થતી રહે છે. લેખક પોતે આ બાબતમાં સભાન છે, અને ઘણી વાર કબૂલ કરે છે કે હું તો મૂળ શિક્ષક જ છું, એટલે સુધારણા મારા સ્વભાવમાં જ છે ..છતાં, આ બાબતમાં આપણે એક સૂચક બાબત પ્રત્યે એમનું ધ્યાન દોરી શકીએ કે તમારી શિક્ષણપ્રવૃત્તિ વચ્ચે જ લખાયેલી 'જનમટીપ' નવલકથામાં સુધારકવૃત્તિનો અંશ પણ દેખાતો નથી, તો હવે શાળામાંથી બહાર આવીને બૃહત્સમાજના શિક્ષક બન્યા છો ત્યારે લેખનમાં આ પલટો શીદને ભલા? મતલબ કે, અમને ફરી તમારી ચંદા, દેવો, ભીમો ને રાઘાની દુનિયામાં લઈ ચાલો. તમે આલેખેલાં ગ્રામચિત્રોનો સ્વાદ હજીયે ગુજરાતની દાઢમાં રહી ગયો છે. અમને એનો ફરી આસ્વાદ કરાવો.

અને સાથે સાથે આ ચન્દ્રક–વિજેતા લેખકને એ પણ યાદ કરાવીએ કે સમાજસુધારણા માટે પણ કલા જેવું અસરકારક શસ્ત્ર બીજું કોઈ નથી. કાયદા કરતાંયે કલાકૃતિ વધારે કામિયાબ નીવડે છે. અમેરિકામાં ગુલામીનાબૂદીમાં હેરિયટ સ્ટોવકૃત 'અંકલ ટૉમ્સ કેબિન'નો ફાળો નાનોસૂનો નહોતો. ઇંગ્લૅંડની જેલસુધારણાઓ ડિકન્સની નવલકથાઓને આભારી છે. ગુજરાતમાં ને ભારતમાં ચંદા જેવી ગૃહિણીઓના નારીગૌરવ પણ 'જનમટીપ' જેવી કલાકૃતિઓ વડે જ વધશે..........અને તેથી જ, તમને પ્રાપ્ત થતું રણજિતરામ સુવર્ણચન્દ્રકનું સન્માન તમારી સર્જન પ્રવૃત્તિમાં એક નવા ને ઊંચેરા સોપાનનું નિમિત્ત બની રહે એવી શુભકામના વ્યક્ત કરીએ.



માબાપને આપણાં શાસ્ત્રોએ પરમેશ્વર જેવાં કહ્યાં છે. માબાપ એનો અર્થ એકતરફી જ કરે છે કે સંતાનોએ અમને પરમેશ્વરની જેમ પૂજવાં જોઈએ. પરંતુ એમણે પરમેશ્વર જેવા, બાળકોનો સમગ્ર રીતે વિકાસ કરી શકે તેવા ગુણ ધરાવવા જોઈએ તે સાવ ભૂલી જાય છે માબાપ સકળ ગુણ સંપન્ન થવા પ્રયત્ન કરતાં કરતાં જ બાળકોને સારા સંસ્કાર પાડી શકશે.

—ઈશ્વર પેટલીકર (નવા પુસ્તક 'ગૃહસંસાર'માં)

પ્રધુમ્ન કંચનરાય દેસાઇ

# નિશાચર છાપાં

નિશાચર પંખીઓ વિષેની નવી લેખમાળા છેલ્લા બે અંકથી ઊર્મિનાં વાચકો વાંચતાં આવ્યાં છે. એ જ પંખીઓની એક વધુ જાત અને તેની પેટાજાતનો આ અંકમાં સુંદર પરિચય આપવામાં આવેલ છે જે દરેકને એકસરખો ગમી જશે...

### પરદેશી છાપું

પરદેશી છાપું કબૂતર અને કાબરના કદ વચ્ચે આવે છે. પણ તેના દેહની શરેડી પાતળી રહે છે. રંગે તે રાખોડી કથ્થાઈ રહે છે. પીઠ ઉપર પીળાશ-પડતો રાતો અને તેમાં આછી પીળા અને કાળા રંગની લીટીઓ આવે છે આ રંગો એવા પ્રકારના કુદરતે તેને આપ્યા છે કે જ્યાં તે બેઠું હોય તે જમીનના રંગ સાથે આબાદ ભળી જાય છે. તેના પગની નળી અમુક ભાગ સુધી મોજાકસ રહે છે. માદાને પૂંછડી ઉપર ધોળો રંગ જરાય બતાતો નથી. આ પંખી સામાન્ય રીતે તો ભૂતલવાસી છે છતાં કયારેક વૃક્ષની મોટી જાડી ડાળી ઉપર ઊભું બેઠેલું જોવામાં આવે છે. તેની ખાસ વિશિષ્ટતા એ કે તેનું માથું સાવ ગોળ અને કંઈક ઉપરથી બેઠેલું. મોટી આંખો અને ચાંચ તો એટલી બધી નાની કે તેની આસપાસના વાળ જેવાં પીંછાંમાં તે વરતાતી પણ નથી.

જેવી રાત પડી કે તરત જ તે હુશીઆર થઈ જાય છે અને પોતાનો 'ચુક ચુક' અને 'ચુક ચુક' અવાજ કરવા લાગી જાય છે. તેનો દિવસનો બશીરો નદીની વેળુમાં ઊગેલાં જાળાં કે તલબાવળાં કે પછી ખારમાં ઊગેલાં જાળાં ઝાંખરાંમાં છે. અને તે એવી રીતે બેસી જાય છે કે તે તીક્ષ્ણ નજરને પણ તેને શોધતાં મુશ્કેલી પડે છે. દિવસના ભાગમાં તેની ખાસીયત જ્યાં સુધી આપણો પગ તેના ઉપર ન આવે ત્યાં સુધી ઊડવાની નથી અને ઊડીને તરત જ બીજા જાળા કે ઘાસમાં ધબ દઈને પડી જાય છે. આ છાપું તેના નામ પ્રમાણે વર્ષા પૂરી થયા પછી આવે છે અને હુતાશણી પછી યુરોપ અને ઈરાન બાજુ અફઘાનિસ્તાન, ઉત્તર ભારત અને કચ્છ તરફ ચાલ્યું જાય છે અને શિયાળામાં સૌરાષ્ટ્રની હવા ખાવા આવી પહોંચે છે. અને આપણા જોવામાં મોટરની બત્તીના પ્રકાશમાં રસ્તા ઉપર બેસી ઊડતી જીવાત પકડતાં જોવામાં આવે છે છતાં એટલું કહી શકાય તે સામાન્ય પંખી નથી.

પરદેશી છાપું અથવા સોનીડાને અંગ્રેજીમાં The Hume's Nightjar કહેવામાં આવે છે અને તેનું વિજ્ઞાનિક નામ Caprimulgus Europaeus Uwini (Hunme) છે.

### વન-છાપું

કદમાં વન-છાપું પરદેશી છાપાને મળતું આવે છે. અને બીજાં છાપાંની સરખામણીમા આ છાપાને પગ તદ્દન મોજાકસ રહે છે અને તેનો અવિરત ચાલતો 'ટક ટક ટક' અથવા 'ચુક ચુક ચુક' અવાજ વરાળ કાઢતા એન્જીનને મળતો આવે છે. રંગમાં તો તે પરદેશી છાપા જેવું જ જણાય છે. માત્ર માદાને તેની પાંખમાં આવેલાં શાના પીંછાં ઉપર ધોળા ડાઘ રહેતા નથી પણ રતાશપડતો ડાઘ રહે છે અને તેની પૂંછડીમાં ટપકાં રહે છે પણ ધોળો છેડો રહેતો નથી. આ છાપું વનમાં વસવાનું પસંદ કરે છે. તેની ખાસીયત પણ સૂર્યાસ્ત પછી જ બોલવાની છે. તેની બોલી ઉપરથી તેને તેનાં બીજાં સગાંમાંથી તારવી શકાય છે. અને દિવસના આરામ કરતી વખત જાડી ડાળીમાં ઊભું બેસીને આરામ કરે છે. તે બેઠું હોય ત્યારે થડના રંગ સાથે આબાદ એક થઈ જાય છે.

ભારતમાં ઘણા વનોમાં તેની વસ્તી છે. કચ્છનો સપાટ પ્રદેશ તેને ગમતો નથી અને સૌરાષ્ટ્રમાં તેને માત્ર ગીર પ્રદેશ પસંદ પડયો છે. અને જ્યાં વસે ત્યાં હમેશાં જોવામાં આવે છે. આહાર પણ ઊડતી જીવાતનો છે.

વન-છાપું પોતાનાં ઇંડાં ભોંય ઉપર મૂકે છે. તેનો રંગ બહુ સુંદર ગુલાબી અથવા ઈંટીયો રાતો અને અંદર

વેશ રંગના ધાબાં અને ટપકાં હોય છે.

વન–છાપું અંગ્રેજીમાં The Indinn Jungle Nightjar કહેવાય છે અને Caprimugs Indicus (Latham) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### રેતાળ છાપું

રેતાળ છાપું સિંધથી ઉત્તર પશ્ચિમ પ્રાન્તો અને કદાચ કચ્છમાં પણ પ્રજનન કરે છે અને સૌરાષ્ટ્રમાં શિયાળાની હવા ખાવા કોઈ કોઈ વખત ચઢી આવે છે. બાકી તેની બીજી ખાસીયત અને આહાર તો તેનાં બીજાં સગાં જેવો જ છે. માત્ર તેને દિવસના ઉડાડીએ તો એક બે વખત તો થોડું અંતર ઊડી પડી જાય છે પણ પછી વધારે હેરાન કરીએ તો તરત જ ગગનમાં ચઢી જાય છે. કદમાં વન–છાપા કરતાં કંઈક નાનું અને રંગ વધારે રાખોડી રહે છે. તેની પીઠ ઉપર કાળી લીટીઓ અને પીળાં ટપકાંનું ચિત્રામણ હોય છે. અને તેને ગળે રતાશ પડતો ગલપટ્ટો રહે છે. વળી તેની ખાસ ઓળખ તો એ કે તેના પગ મોજાંકસ નથી રહેતા. માદાને પૂંછડી ઉપર રતાશપડતા ડાઘા રહે છે.

રેતાળ છાપું રેતાળ ભોંયને વસવાટ માટે પસંદ કરે છે કે જ્યાં તે આબાદ ભોંયના રંગ સાથે એક થઈ જાય છે. આથી તેને શોધતાં ઘણી મુશ્કેલી પડે છે. તેના રંગને મળતી જમીન તો ભાલ પ્રદેશ અને દરીઆકાંઠે છે.

રેતાળ છાપાને અંગ્રેજીમાં The Syke's Nightjar કહે છે અને Caprimugus Mahrattensis (Sykes) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### ફ્રાન્કલીનનું છાપું

ફ્રાન્કલીનના છાપાનું કદ મેના કરતાં મોટું પણ દેહમાં પાતળું રહે છે. પાંખ નીચે તેને તેનો રાતો રંગ વધારે ખીલેલો દેખાય છે એ તો જ્યારે તે ઊડે ત્યારે જણાય છે. પાછળથી જોઈએ તો ખભા ઉપર અંગ્રેજી V આકારની નિશાની જોવામાં આવે છે. આ નિશાની તેને ઓળખવા માટે પણ ઘણી અનુકૂળ છે. નરને પૂંછડીનાં બહારનાં પીંછાં ધોળાં અને છેડા કાળા રંગના. અને માદાને આખી પૂંછડી ઉપર ટપકાં આવે છે. ગળે રતાશપડતો પટ્ટો જણાય છે અને કયારેક નથી પણ જણાતો. અને તાલકા ઉપર કાળા બારીક તીર નિશાન જણાય છે. મુછમાં ધોળી લીટીઓ જણાતી નથી. પગ બિલકુલ મોજાંકસ રહે છે. એને વસવા માટે વનરાજી અને પાણી નજીક જોઈએ છતાં તેનાંનું કોઈ પાણીથી દૂર નથી દેખાતું એવું નથી.

આ જાતનું છાપું વંડી, જાડી ડાળી કે નીચાં થડીઆં ઉપર બેસીને પોતાનો 'ચીમ્ ચુમ્' અવાજ કર્યા કરતું હોય છે. અને પ્રજનન સમયે ઊડતાં ઊડતાં પણ તે અવાજ આપતું રહે છે. સ્વભાવે રહેવાસી પણ છે અને સ્થાનિક પ્રવાસ પણ ખેડી નાખે છે. બધાં છાપાંના મોં બહુ જ પહોળાં હોય છે કે જેથી તેઓ મોટી ઊડતી જીવાતને પકડવામાં સફળ થાય છે. સામાન્ય રીતે તો આ પંખી ભુતલવાસી છે. મોટરના પ્રકાશમાં તેની મોટી આંખો રતાશપડતું તેજ આપે છે. જો કે આમ તો દરેક જાતનાં છાપાંની આંખો તેજ આપે છે. કારણ સાંજના સમયે તે રસ્તા ઉપર આવી બેસે છે. ફ્રાન્કલીનના છાપની ઊડાન ઉતાવળી છે. પણ તેમાં ઝડપ નથી. હવામાં સરી શકે છે અને શિકાર પકડવા જલદી, લાંબી પણ મારી શકે છે. આખા ભારતમાં તેની વસ્તી છે પણ વનરાજીવાળી જગ્યામાં સામાન્ય ન કહી શકાય પણ સૌરાષ્ટ્રમાં તે જગ્યા જગ્યા ઉપર જોવામાં આવે છે.

માર્ચથી ઓગસ્ટ માસ તેનો પ્રજનન કાળ છે. માળો બનાવવાની જરાય તકલીફ લીધા વગર ડુંગરાળ પ્રદેશમાં ઝાડીમાં અને વનનાં કિનારે ઈંડાં મૂકે છે. પ્રજનન સમયે સાંજથી સવાર સુધી તેના નર બોલતાં સાંભળવામાં આવે છે. તેનો આહાર કુદાં અને એવી ઊડતી જીવાતનો છે.

ફ્રાન્કલીનના છાપાને અંગ્રેજીમાં The Franklin's Nightjar નામ આપવામાં આવ્યું છે અને Caprimulgus M. Monticola (Franklin)



એ એનું વિજ્ઞાનિક નામ છે.

### દેશી છાપું

દેશી છાપાને ઘણા સોનીડો પણ કહે છે. તેનું કદ કાબર જેવડું પણ દેહ પાતળો હોય છે. અને રંગે તે રાખોડીઓ કથ્થાઈ હોય છે. માથું પ્રમાણમાં મોટું અને તેમાં મોટા આંખોનો રંગ કાળો હોય છે. તથા ચાંચ અને પગ ટૂંકા રહે છે. તાલકા ઉપર કાળી લીટીઓ આવે છે. પીઠના ભાગ ઉપર કાળા રંગના મિશ્રણવાળો રાખોડી અને તેમાં પીળાશપડતા લીટા જોવામાં આવે છે. ચાંચથી બોડ સુધી જતો એક પીળો ધોળો લીટો પણ આવે છે. ગળું ધોળું અને પેટાળ રાખોડી કથ્થાઈ અને પુછની પટ્ટી રતાશ પડતી ધોળી રહે છે. અને ઊડે છે ત્યારે દરેક છાપામાં વરતાય છે એવો ધોળો ડાઘ વરતાય છે.

છાપાને નાક ઉપર મોટા વાળ આવે છે. આ વાળ આખી ચાંચ ફરતા પણ જોવામાં આવે છે. આવા વાળ હોવાનું કારણ એમ છે કે જે પંખીઓ ઉતાવળી ઊડાનમાં જીવાત પકડે છે તે જીવાતને રોકવા માટે આવા લાંબા વાળની વ્યવસ્થા પ્રકૃતિએ કરી છે. કારણ કે માખીમાર, કોસીટા વગેરે પંખીઓને પણ આવા વાળ રહે છે. અને તે બધાં પણ ઊડતી જીવાત પકડી શકે છે.

છાપાનો રંગ કુદરતે એવો સરસ વાતાવરણ સાથે એક થઈ જાય એવો બનાવ્યો છે કે તીવ્ર નજર પણ તે બેઠું હોય તો શોધી શકતી નથી. દિવસના ભાગમાં છાપું ખરેલાં પાંદડાંમાં છાંયામાં બેસી રહે છે. અને ક્યારે ખુલ્લું કાંકરાવાળી જગ્યામાં જોવામાં આવે છે. સાંજના ફરવા જઈએ તો સૂર્યાસ્ત વખતે આ પંખી જોવામાં આવે છે અથવા તો 'ચક્ ચક્ ચક ચુરરરરૂ' અવાજ તો જરૂર સાંભળવામાં આવે છે. આ અવાજને સરખાવીએ તો સોની લોકો તેની હથોડીને ઘાટ ઘડતાં પછાડતાં હોય તેને મળતો લાગે છે તેથી જ તેને ઘણા સોનીડો નામ આપે છે. અને કેટલાક એમ કહે છે તે આપણે હોઠ બીડી ઉઘાડીએ અને 'બો બો...બો' અવાજ નીકળે છે તેવો અવાજ આ પંખી તેના પ્રજનન કાળે કરે છે. આ પંખી મોટરની લાઈટમાં તેની રતાશપડતી ચળકતી આંખો દેખાવાથી વરતાઈ આવે છે. તેની બેઠક બનતાં સુધી ભોંયની સાથે હોય છે. છાપાનો વસવાટ વાડીની વાડો મોટા બગીચાની એકાંત જગ્યાઓ, પથરાળ ભોંય ઉપર કાંટ અને મેદાનમાં છે. પણ તે બેસવા માટે એવી જગ્યા પસંદ કરે છે કે જ્યાં તેને કોઈ કનડે નહિ. અને પોતાનો રંગ જ્યાં બરાબર એક થઈ જતો હોય. ઊડાન તો જરાય તેજ ન કહેવાય. એ તો થોડી પાંખો ધમે વળી થોડું સરે એમ ઊડે છે અને આડું અવળું જઈ તરત ભોંય ઉપર પડી જાય છે. પાંખમાં ધોળા ડાઘા રહે છે તે જ્યારે ઊડે છે ત્યારે તરત જ દેખાઈ આવે છે. દિવસના ભાગમાં છાપાને શોધવું મુશ્કેલ પડે છે પણ સાંજ ટાણે તે આપોઆપ રસ્તા ઉપર આવી બેસે છે. અને જો દિવસે દેખાઈ ગયું હોય તો આપણે તેના ઉપર અવાજ વગર જઈ હાથથી પકડી પણ શકીએ છીએ. પણ એક વખત ચમકી ગયા પછી તેને પકડવું ખૂબ મુશ્કેલ પડે છે.

માર્ચથી ઓકટોબર માસમાં તે પ્રજનન કરે છે. છતાં તેના ઇંડાં ગમે તે માસમાં મળી આવે છે. આ પંખી માળો બનાવવાની ખાસ તકલીફ લેતું નથી. કેટલીક વખત તે જાળા ઝાંખરાંમાં ગુલાબી રંગનાં બે ઇંડાં મૂકે છે તો કેટલીક વખત તે તદ્દન ખુલ્લી જગ્યા પસંદ કરે છે. આ પંખી ખુલ્લી જગ્યામાં ઇંડાં મૂકી સેવતાં હોય તો એટલાં બધાં સખત સેવણ ઉપર બેસી શકે છે. આપણો પગ આવવાની ધાસ્તી દેખાય ત્યારે જ ઊડે છે.

તડકાના સમયમાં તે પોતાની આંખો અર્ધ બીડેલી રાખે છે. પણ જરા પણ વહેમાઈ જાય કે તરત જ સતેજ બની જાય છે. તેને માળા ઉપર ઉડાડ્યું હોય તો ફરી પાછું માળા ઉપર આવતાં તે થોડું દૂર ઊતરી ચાલીને આવે છે.

તેનો આહાર સાંજના ઊડતાં ફુદાં અને એવી રાતે ઊડતી જીવાતનો છે.





નાનુભાઈ દવે

# હોંગકોંગથી બારેજડી

ભાઈ ભાઈ વચ્ચેનાં વેરઝેર માણસને કેટલી હદ સુધી અધમ બનાવી શકે છે તેને આલેખતી આ એક મહત્ત્વની વાર્તા છે. ઇર્ષા, દ્વેષ અને વેર માણસની વૃત્તિને કેટલી હદ સુધી નીચે પાડી શકે છે એવું રોજ નજરે દેખાતુ બધું આ વાર્તામાં છે...

'કનુ, હું તને વિલાયત લઈ જઈશ!'

આ શબ્દો પોતે બરોબર સાંભળ્યા છે, કશી ભ્રાન્તિ તો નથી થઈ એની ખાતરી કરી લેવા કનુએ એ ચાર વાર ઉથલાવીને ભગવતપ્રસાદને પૂછી જોયું. બંને કાકા કાકાના દીકરાઓ હતા, એટલે આમ તો ભાઈઓ જ ગણાય. પણ સગપણ બંનેને જોડનારું નીવડે તે કરતાં તોડનારું વધારે નીકળ્યું હતું. બંનેના વડીલો ગુજરી ગયા હતા. પણ ભગવતપ્રસાદના પિતાએ મુંબઈમાં મશીનરીની દુકાન નાખેલી અને લડાઈ પછી એ બરોબર જામી પડેલા એટલે મરતી વેળા દીકરાના હાથમાં જે સોંપતા ગયા તેમાં એ ધંધા ઉપરાંત મુંબઈમાં સસ્તા ભાડાનો મોટો સારો ફ્લૅટ અને નડિયાદમાં વડીલોપાર્જિત હવેલી મુખ્ય હતાં. જમીન ભાગે આવી હતી પણ નવા કાયદાને લીધે એની વિસાત ઘટી ગઈ હતી.

વતનની હવેલીમાં બે ભાગ પડ્યા હતા. કનુભાઈના પિતા સરળ સ્વભાવના હતા. ને ખટપટ નહિ જાણનારા માણસો ઘરની મિલ્કત ગુમાવે છે એમ એમણે પણ પોતાના હિસ્સામાં આવેલી હવેલી ઉપર કરજ કર્યું હતું, તે વારસામાં કનુભાઈને મળ્યું હતું. એમાં વળી એની બાને ઉમળકો આવ્યો તે કનૈયાલાલને રંગેચંગે ઉઘલાવ્યા. ને ઘેર વહુ આણી. એ પછી જે મુશીબતો આવી તેનું કારણ તો નવી વહુનાં પગલાં ઠર્યાં. માગનારાઓની ઉઘરાણીઓ ધીરે ધીરે માતુશ્રીએ કનુભાઈ ઉપર પધરાવી ત્યારે એ અકળાવા લાગ્યા.

લાગ જોઈ ભગવતપ્રસાદે દરખાસ્ત મૂકી કે હવેલીનો હિસ્સો સોંપી દે તો એ જરૂર કનુભાઈને મદદ કરે. એ કડવો ઘૂંટડો હતો, લાભ કરે તોયે પીવો ગમે નહિ એવો. હવેલી છોડી તો એની સાથે પૂર્વજોની આબરૂ પણ જતી રહે. નાત અને ગામ બંનેમાંથી એમનો એકડો નીકળી જાય. એટલે કરજની કણાઈ વેઠીને પણ કનુભાઈએ હવેલીનો મુકામ છોડ્યો નહિ. એમને સલાહ આપવા જે કોઈ આવ્યા તે સહુ એક જ મતના હતા. ધનિકોનો પક્ષ લેનારનો તોટો ક્યારેય પડ્યો નથી.

ના છૂટકે ભગવતપ્રસાદે વકીલનું શરણ સ્વીકાર્યું. કહે છે કે નવા યુગના આ પુરોહિત વિના સંસારીઓનો એકેય યજ્ઞ પાર પડતો નથી, ફળ તો આપે જ શેનો! અને વકીલે જે સલાહ આપી તે કોરટમાં દાવો દાખલ કરવાની હતી. એમના પક્ષે સાક્ષીઓ હતા, કાગળિયાં રજૂ કરીને પુરવાર કરવાનો ભાર એમણે હાલ તુરત સામા પક્ષ ઉપર નાખ્યો હતો. અને ગણતરી એવી હતી કે જજ માની ગયા તો ઠીક છે, નહિ તો એક અપીલ, ને એના ઉપર બીજી અપીલ, વળી બાજે તુક્કો ને એવી ધક્કાધક્કામાં કનુભાઈ તે કેટલું ટકવાના!

આ કોરટ-કચેરીઓની પણ એક શાખ એવી છે કે કુટુંબો વચ્ચે જે સંબંધો બગડેલા હોય તે જ્યારે મામલો અહીં પહોંચે એટલે વિખૂટા પાડી દે. 'મારી સામે દાવો કર્યો!' એવો કનુભાઈને આઘાત લાગ્યો

---

દેશી છાપું ભારતમાં તમામ જગ્યાએ જોવામાં આવે છે અને જ્યાં વસે છે ત્યાં હંમેશને માટે રહે છે. દેશી છાપાને અંગ્રેજીમાં The Common Indian Nightjar કહેવાય છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Caprimolgus Asiaticus (Latham) એમ કહેવું જોઈએ.

★



ને બંને વચ્ચે ત્યારથી અબોલા થયા. 'એમને આખી હવેલી કેમ જોઈએ ? એમને રહેવાનું તો મુંબાઈ છે. વાપરનાર તો અમે છીએ, છતાં એમણે માગી હોત તો હું ખાલી કરી જાત. બીજે ગમે ત્યાં ઘર ખોળી કાઢત. પણ હવે—હવે તો એ આવીને મારા પગ ધૂએ તો પણ હવેલી તો શું પણ એની એક ઈંટ કે એક ખીલો પણ એમને નહિ અપું.' આ વાત કોઈ સાંભળે કે ના સાંભળે પણ કનુભાઈ ઠેર ઠેર કરતા ગયા. ને એની ગરમી ઉપર જ એમનું જીવતર નભી રહ્યું.

ભગવત્પ્રસાદ એના પગ ધોવા તો શેના નવરા હોય પણ એમના વિરુદ્ધ કનુભાઈ રોજ નાની સભાઓ ભરી ભાષણો ઠોકતા તેની અસર થવા માંડી. ભાષણમાં જાદુ છે. બીજેથી ચમત્કાર ભલે અદૃશ્ય થયા હોય, ભાષણમાં તો વધ્યા છે: જાતે ના સાંભળે તેનેય એનાં મોજાં ઘેરી વળે છે, ને દિવસો વીતે તોયે હવામાંથી એનો બગાડ ઓછો થતો નથી. કનુભાઈ કાંઈ આવું બધું સમજે નહિ, એ તો ગુસ્સાના માર્યા ભસભસ કરતા હતા. પણ કહે છે કે પારસમણિ જેને મળે છે તેને પોતાનેય ખબર પડતી નથી, એ તો ગુમાવી દીધા પછી જ સમજાય છે.

અને કનુભાઈએ ભાષણનું અમોઘ શસ્ત્ર એનો ચમત્કાર જાણ્યા વિના વાપર્યા કર્યું. કુટુંબો વચ્ચે મનમેળ નહોતા, ત્યાં અણબનાવ આવ્યો હતો અને હવે તો વેરઝેરનાં બી વાવવાની મોસમ આવી હતી. કોરટમાં ચૂકાદો આવ્યો તે પૂરેપૂરી રીતે કનુભાઈના લાભમાં આવ્યો, ખર્ચનો પણ હુકમ મળ્યો. પણ ક્યાં એમણે કરેલું ખર્ચ ને ક્યાં હુકમ મુજબ મળે તે ! છતાં કનુભાઈએ આ જીત ગણી, દેવ દેવીની માનતાઓનું દેવું પહેલું ચૂકવ્યું, ને વહુને દાગીનાનો મોહ થોડો ઘટાડી આપ્યો.

ચુકાદો અવળો ગયો તેથી નારાજ થઈને ભગવત્પ્રસાદ એમના વકીલને મળવા ગયા. પણ વકીલો સ્થિતપ્રજ્ઞ કરતાંયે આગળની દશાએ પહોંચેલા હોય છે. એમને ગુસ્સો કે નિરાશા કાંઈ જ થતું નથી, અને અસીલને એવી અસર જણાય તો તે કેમ વિચારવી તે શીખી ગયા હોય છે. 'તમારું કામ તો એક રીતે થયું જ છે. સામા પક્ષને આપણા કરતાં વધારે ખરચ કરવો પડ્યો ને એની કમર તૂટી ગઈ છે, સમજો તો એ જ ખરી જીત છે. ને હજુ અપીલ ક્યાં નાસી ગઈ છે !' એમણે એમના ભાથામાંથી બાણ ઉપર બાણ છોડ્યાં.

એ રાતે ભગવત્પ્રસાદે મનમાં વિચાર કર્યો. કેમ એમનું કામ પાર પાડ્યું નહિ. કનુભાઈને સમજાવી લેવા એમણે શું શું નહોતું કર્યું ! પૈસા વેરવા પણ એ તૈયાર હતા, એ પૈસાની કનુને ગરજ હતી, ને ગરજ હતી તે કરતાં વધારે પૈસા આપવા એમણે તૈયારી બતાવી હતી. ભેદ તો પડ્યો જ હતો. ને દંડનો ભય અજમાવી લીધો હતો. ચાણક્યનાં ચારેય સૂત્રો એમણે અજમાવી લીધાં છતાં એમનો શત્રુ ગાઠતો નહોતો, હવેલી છોડતો નહોતો. હવે એમણે કયો દાવ ખેલવો !

ને દાવ તો ખેલવો જ જોઈએ, પણ જડે તો ને ! મુંબાઈનું રળેલું વતનમાં દીસી ઊઠે ત્યારે જ એ ઊગ્યું ગણાય. એ માટે કનડગત કરવી પડે, કોઈને ઓશિયાળાં કરવાં પડે, કોઈને મૂંઝવણમાં મૂકી દેવાં પડે તો તેની વિસાત ના ગણાય કેમકે મોટી સિદ્ધિ મેળવતાં થોડીક કુરબાનીઓની હંમેશ જરૂર પડે છે એ વાત એ જાણતા હતા. શેક્યા વિના પાપડ ભાંગતો નથી, તો કનુભાઈ શેના ગાંઠે ! ને હવેલી હાથમાં આવે તો પછી ત્યાં ચાર આગેવાનો ચા–પાણી માટે આવે, એમને ખુશ રાખવા થોડો ધર્માદો થાય, પછી નામના તો દોડતી જ આવી લાગે ને !

એ રાતની મથામણ પછી એમણે અપીલ કરવાની વકીલને ના પાડી. વકીલને ભેટ આપવા આણેલી હાફુસનો કરંડિયો એ મજૂર કને ઉપડાવીને કનુભાઈને ત્યાં ગયા. જઈને એની બાને પગે લાગ્યા, વહુની ખબર પૂછી ને કનુભાઈ બહારથી પાછા ફરે ત્યાં સુધી હીંચકે બેઠા બેઠા એમણે વાતો કરી. પાડોશમાંથી એક ભાઈ મળવા આવ્યા તેમનો ઊભા થઈ પોતાના





ઘરમાં સત્કાર કરે એમ વિવેકથી બેસાડયા. ને પાછલાં બધાં આચરણો ભૂલભરેલાં હતાં, એવી નિખાલસ કબૂલાત કરી. કનુભાઈ આવ્યા ત્યારે તો એને ભેટી જ પડયા.

'મારો ભાઈ છે ! અરેરે, મને હવે ભાઈ કોણ આપવાનું હતું ?' કહી એમણે એને વહાલ કર્યું, માફી માગી, ને ભાભીને હાફુસ કાપી લાવવા કહ્યું. 'અહીં જ લાવો ને, અમે સાથે બેસીને જમીએ' એમણે ઊમળકો બતાવ્યો. પછી પોતાના ભાગની હવેલીની કૂંચીઓ કાઢી ભાભીના હાથમાં મૂકી.

'લ્યો, આ રાખો, ભાભી. ને ઊઘાડી નાખો બધાં બારી બારણાં કે જરા હવા-તડકો અંદર આવે તમે કનુભાઈ, મારી જ બેઠકમાં બેસવાનું રાખજો. લોકો જાણે કે આપણી વચ્ચે હવે કશો અણબનાવ રહ્યો નથી.' એમણે મુંબાઈથી વસાવેલા કિંમતી સોફા, જાતજાતનાં રમકડાંથી ભરેલાં કબાટ, મોટા તકતા ને ભારે ગાલીચા—એ બધું સોંપતા હોય એમ બતાવ્યું. ને જતાં જતાં એમણે કહ્યું : 'કનુ, હું તને વિલાયત લઈ જઈશ.'

વિલાયતનું નામ સાંભળી સહુ ચકિત થયાં, કનુભાઈને તો જાણે પાંખો જ ફૂટતી હોય એમ જણાયું. એને ખબર હતી કે ભગવત્પ્રસાદ પરદેશની સફર કરી આવ્યા છે. એમ છતાં એણે પૂછી જોયું. 'તમે તો બે વાર જઈ આવ્યા, નહિ ?'

'બે વાર કેમ ? હું ગયો ચાર-પાંચ વાર, પણ હવે યાદ રહેતું નથી. આમ હોંગકોંગ, ટોકિયો પણ જઈ આવ્યો, ને આમ લંડન ને ત્યાંથી ન્યૂ યૉર્ક ને હોલીવુડ—બધે ફર્યો.'

પરદેશ જઈ આવનારા સહજ કહેતા હોય એમ ઘણું ઘણું કહી નાખે છે, છતાં એમાંથી કેવી મોજ કરી એટલો ભાગ કાઢી નાખીએ તો વાતમાં કશો દમ રહેતો નથી. પણ એ મજાનાં વાદળો વરસતાં નથી, તૂટી જ પડે છે ને બધે જળબંબાકાર મચાવે છે. સાંભળનારાં એમાં મુગ્ધ બની કયાંનાં કયાં તણાઈ જાય છે, એમ કનુભાઈ પણ સ્વપ્નભોમમાં ફરવા લાગ્યા. ને હવે તો આવતી સફરમાં એ પણ સાથે જ જવાના હતા ને !

રાતની ગાડીમાં ભગવત્પ્રસાદ પાછા મુંબાઈ જવાના હતા. કનુભાઈને થયું કે એમની સાથે જ જવાનું થયું હોત તો કેવું સારું ! રાતે ગાડી દસ વાગ્યે ઊપડતી હતી, ત્યાં સુધીમાં જેટલું પૂછી શકાય તેટલું ખરું એમ માની એમણે પરદેશની બોલી, પરદેશની રીતભાત, પરદેશમાં પહેરવેશ, પરદેશનું ખાવાનું—એમ પૂછયે જ રાખ્યું.

બપોરે ઊંઘી ઊઠી ભગવત્ભાઈએ કહ્યું : 'ત્યાં જતાં પહેલાં તારે થોડું શીખી લેવું જોઈશે, કનુ. મારો સુટ તો તને બરાબર આવી રહેશે, તે પહેરી હરવા ફરવાની ટેવ પાડી રાખજે જેથી ત્યાં અતડું ના લાગે. ટાઈ બાંધતાં આવડશે ?'

'એ તો હું શીખી લઈશ.' કનુભાઈએ હોંશમાં આવી ખાતરી આપી.

'તો ઠીક. ને સિગરેટ—?'

'ના ભગુભાઈ, બીડી તો હું નથી પીતો. ને એવો ખરચ—'

'હવે ખરચનું તો સમજ્યા.' ભગુભાઈએ એને થતો ખચકાટ ખેંચીને આઘે ફેંકી દીધો :

'હું બે આખાં બૉક્સ મોકલી આપીશ. એમ છે, ત્યાં તો કપડાંની શોભા એવી જ આ સિગરેટની છટા. જો, આમ જો,' કહી એમણે બેચાર છટા બતાવી દીધી. મોંમાં સિગરેટ રાખી એવી રીતે એ બોલતા કે એ કેમ નીચે પડી જતી નથી તે જ નવાઈભર્યું હતું. ને પેલાં ધુમાડાનાં મશહૂર ચકરડાં ઉપર ચકરડાં કાઢી બતાવ્યાં ત્યારે તો કનુભાઈ રાજી રાજી થઈ ગયા.

સાંજ પડી. ભગવત્પ્રસાદ પાછળની અગાશીવાળા ઓરડામાં બેઠા હતા. બૂમ પાડી એમણે કનુભાઈને ત્યાં બોલાવ્યા ને બારણું વાસ્યું. 'જો કનુ, પરદેશમાં એક બીજી ચીજ બહુ વપરાય છે તે તું જાણે છે ?'



'ના, મને શી ખબર, ભગુભાઈ!'
'ત્યાં પાણી તો કોઈ પીતું જ નથી.'
'તરસ ના લાગે?'
'લાગે. પણ ત્યારે જાત જાતની ચીજો પીએ. બેસ અહીં. હું શીખવાડું.' એમ કહી એમણે મુંબાઈથી સાથે લાવેલા નોકરને ઈશારત કરી. ને એણે મેજ ઉપર બે ખાલી ગ્લાસ ગોઠવ્યા. પછી કબાટ ખોલી એક શીશી કાઢી.
'ભગુભાઈ, શું તમે બ્રાન્ડી પીવાનું કહો છો?' કનુ ચમક્યો.
'ના રે ના. એ તો માંદા હોય તે પીએ. આ તો લહેજતનું—' કહી એમણે લેબલ વંચાવ્યું, એના ગુણ ગાયા, ને પરદેશ જનાર પીએ નહિ તો એનું ગયું ફોક એમ ઠસાવવા એમણે ઉપરા ઉપરી દલીલો કરી.
'દ્વારકા જઈને છાપ લીધા વિના પાછા અવાય?' એમણે સામો સવાલ કર્યો. એમણે ક્યારેય તીરથ કર્યું નહોતું ને હવે એવી ઇચ્છા જાગે શેની! છતાં એમણે દાખલા આપવા તીરથ સંભાર્યું. ને ત્યાં જેમ સંકલ્પ, દાન, પ્રદક્ષિણા, દર્શન, સ્નાન વગેરેનો મહિમા હોય એમ પેલું સોનેરી જળ પ્યાલામાં કેમ રેડવું, શું બોલવું, પ્યાલી કેમ ટકરાવવી, આસ્તેથી ઘૂંટ કેમ ભરવો તેનું શાસ્ત્ર સમજાવવા માંડયું. ઘેર બેઠાં પરદેશના તરંગોમાં કનુભાઈએ એવા રંગ જોવા માંડ્યા કે પ્યાલો ક્યારે શરૂ કર્યો ને સિગરેટ ક્યારે ફૂંકવા માંડી તેની ખબર જ એમને ના રહી.
ગાડીમાં બેસતાં પહેલાં એમણે ખાતરી આપી કે સિગરેટ–વ્હીસ્કીનો પુરવઠો તાકીદે એ પૂરો પાડશે. કનુભાઈએ એની બીક ને એની છોછ કાઢી નાખવાની રહી, એ પછી તો પરદેશમાં એમને ખરી ગમ્મત આવશે. 'મેં ભૂલ કરેલી, કનુ.' ભગુભાઈએ મન ખોલ્યું. 'પહેલીવાર હું ગયેલો ને ત્યારે સાવ કોરો ગયેલો, કશું શીખેલો નહિ. મારે ત્યાં જોઈ જોઈને શીખવું પડ્યું. એટલે તને અગાઉથી તૈયાર થઈ જવાનું કહું છું, સમજ્યો ને!'
એ ભેગી સીટી વાગી, જાણે કનુભાઈની 'હા' ચીસ પાડી ગાજી રહી હતી. ને ગાડી ઊપડી ત્યારે કનુભાઈએ પણ પોતાના મન ઉપરની લગામ ઉતારીને ફેંકી દીધી હતી. ઘેર જતાં જ એ અગાશીવાળા ઓરડે પહોંચ્યા, કબાટ ખોલ્યું ને તકતામાં જોઈ પોતાનો પાર્ટ ભજવી જોયો. 'આવડે જ છે તો!' કહી એમણે સંતોષ કરી લીધો.
મુંબઈથી ભગુભાઈએ ચીજો મોકલી આપી. 'એમ ત્યારે, એ ભૂલી ગયા નથી!' કહી એમણે બધો સામાન ઉપર ચઢાવી દીધો. કોઈ કોઈવાર ઇંગ્લીશ ચિત્રો જોયેલાં એ યાદ કરી બારી ઉપર પડદો નાખ્યો. મેજ ઉપર ચાદર પાથરી, ફૂલદાન ગોઠવ્યું ને મનસૂબાનાં ચણતર શરૂ કર્યાં. પરદેશમાં લોકો કેવો આનંદ કરતા હશે તેની એમણે અદેખાઈ કરવા માંડી. ગામમાં જે સુટબુટ પહેરીને આવ્યા હોય તેમની ઢબછબ જોઈ એ મનમાં નોંધ રાખવા લાગ્યા. અમદાવાદ જઈ ઇંગ્લીશ પિક્ચરોનો મહાવરો વધારવાનું એમને જરૂરી લાગ્યું. ત્યાંની ભભકદાર હોટેલમાં ચા–બિસ્કિટનો નાસ્તો કરવા માંડ્યો. ને સ્ટેશનેથી ઘેર આવતાં ચાલવાને બદલે ગાડી કરવા માંડી.
આ ઢંગ એમની બાથી છાના ના રહ્યા. એમણે 'ભાઈ વાત કહું' કહી ધીરેથી બે શબ્દો કહેવા શરૂ કર્યા ત્યાં કનુભાઈનું બોઇલર તપવા માંડ્યું. એટલે બાએ બીજી કળ દબાવી ને વહુના માથે ભાર નાખ્યો. 'જો વિદ્યા, આપણે રહ્યા ગરીબ માણસ. એ ભગવતભાઈની વાદે ચઢે તો સારું નહિ. તું કાબૂ રાખજે નહિ તો આબરૂયે જશે ને તારો ભાયડોયે જશે.'
પણ વિદ્યા જ્યારે કનુભાઈ પાસે ઓચિંતી હાજર થઈ ગઈ ત્યારે એણે નહિ દીઠેલાનું દીઠું. એણે ઝપ લઈને શીશો ઊંચક્યો ને અગાશીમાં ફેંકવા હાથ ઉગામ્યો કે કનુભાઈએ પકડી લીધો. બંને વચ્ચે ખેંચતાણ થઈ, બોલાચાલી થઈ, ધમકીઓ આપીને સોગંદ દેવાયા. ને એ બધા ઉપર જ્યારે પડદો પડ્યો ત્યારે ઘરમાં ક્લેશ પેસી ચૂક્યો હતો. એકબીજા પ્રત્યેનું માન જતું

રહ્યું હતું. દુઃખમાં સાથે ઊભા રહેવાની આત્મીયતા ભાંગી ગઈ હતી.

'હું ક્યાં ઘરના પૈસા બગાડું છું, તમારે એક પાઈ પણ કાઢવી પડે ત્યારે કહેજો મને જે કહેવું હોય તે.' એમ કહી એ મા અને વહુ ઉપર સારી પેઠે ખીજાયા. મરી ચૂકેલા બાપનેય એ સાંભળે એમ મોટેથી સુણાવી: 'મુઆ મરતા ગયા ને મારતાયે ગયા. દેવું મૂકી ગયા ત્યારે મારે સાંભળવું પડે ને!' એમણે દોઢસો ગાઉ દૂર રહેતા સસરાને પણ સંભળાવી: 'દીકરીને બહુ લાડ કરવાં હોય તો રાખો ઘેર. મને સંભળાવી જનાર એ મોટી કોણ!'

એમણે પારખું કરી જોયું, સસરા પાસે હજાર રૂપિયા માગ્યા—એમ કે કોરટમાં અણધાર્યું ખરચ થઈ ગયું છે માટે જરૂર પડી છે. ત્યાંથી જવાબ મળ્યો કે હમણાં સવડ નથી પણ પાછળથી બંદોબસ્ત થશે ત્યારે એ મોકલી આપશે, બસ. એ કાગળ કનુભાઈએ વિદ્યાના માથામાં ઝીંક્યો; 'ખાલી જા. તારો બાપ તો એક પાઈ કાઢી આપે એવો નથી. ને મને તું વગોવવા બેઠી છે. મારા ભાઈના ઉપર આળ મૂકવાં છે?'

પેલી તરફ ભગવનપ્રસાદનો ભ્રાતૃપ્રેમ ઝાંખો પડ્યો નહોતો. એમણે કનુભાઈનો પાસપોર્ટ કઢાવી મોકલ્યો. વળી સિગરેટ–વ્હીસ્કીની ભેટ મોકલી આપી. બીજો સુટ પણ રવાના કર્યો. દશ દહાડા મુંબઈની સહેલ કરાવી ને ઊડતાં વિમાન દેખાડ્યાં.

'આપણું જવાનું ક્યાર સુધીમાં થશે, ભગુભાઈ?' કનુભાઈએ અચકાતાં અચકાતાં એકવાર પૂછી નાખ્યું. એમને મન પરદેશગમન એ કાચના ગોળા જેવું હતું, સાચવીને પકડી ના રાખ્યું હોય તો ધડીકમાં સરી પડે ને ભાંગીને ભૂકો થઈ જાય. કદાચ ભગુભાઈનું મન ફરી બેસે તો એનાથી એમને શું કહેવાય એમ હતું? ને એની સાથે તૈયારીઓ માટે આવતી પેલી ચીજો પણ બંધ જ થઈ જાય ને! પોતાને બધી ફાવટ આવી ગઈ છે એની ખાતરી કરાવવા કનુભાઈ સાંજે 'ચાલો, ત્યારે જરા બેસીએ' કહી સંભારતા ને બપોરે પણ 'તરસ તો એવી લાગી છે–' કહી મર્માળુ હસતા. ભગુભાઈએ પણ કબૂલ કર્યું કે કનુ હવે શિખાઉ જેવો નથી લાગતો.

'સાચું કહેજે, કનુ, ફાવ્યું છે એટલું જ કે ગમે પણ છે?'

'અરે, ખરી મજા તો આ જ છે! કહી કનુભાઈએ ગ્લાસ ઊંચો ધર્યો. 'આના સોગંદ જો—'

'ધારો કે એ દહાડા આ ના મળી શકે, બને કોઈવાર, પોલીસનો જાપ્તો વધારે હોય તો માલ ના મળે, તો ચાલે ખરું કે નહિ?'

'ના ચાલે, ભગુભાઈ, ના ચાલે.' સિગરેટ ચેતાવી દિવાસળી સળગતી રાખીને એણે ઘૂંટ ભર્યો, ને જોરથી ધુમાડો છોડ્યો. એ પછી જ પેલી દિવાસળીને ટચ્ કરતીને આંગે ઉડાવી. ભગવત્પ્રસાદ હસ્યા. એમને જાણે એ જ જોઈતું હતું. ઘણા કામના દબાણ નીચે પરદેશ જવાનું મુલતવી રાખવું પડ્યું ને કનુભાઈ પાછા ફર્યા. એમની પાછળ જ કાગળ આવ્યો કે આવતે મહિને કનુભાઈ એકલાએ પરદેશ જવાનું થશે, પણ પારીસને બદલે હોંગકોંગ જવાનું ગમશે? ત્યાંથી કેટલોક જરૂરી સામાન ખરીદી તાબડતોબ પાછા ફરવું પડે એમ છે. એટલી ખબરે કનુભાઈ થનગની રહ્યા, ને લાગતે વળગતે કહી વળ્યા કે એ હવે પરદેશના પ્રવાસી છે—આ વખતે પૂર્વમાં, ને પશ્ચિમનું તો છે જ.

પણ ના. પૂર્વ કે પશ્ચિમના દરવાજા હજુ કનુભાઈ માટે ઊઘડ્યા નહોતા. એ ઊઘડે એની રાહ જોવાનું ચાલુ હતું, ક્યારે ઊઘડી જાય તે કેમ કહેવાય! ને ત્યાં સુધી પેલી તૈયારીઓ પણ કેમ છોડી દેવાય! અરે, છોડી દેવી પડે તોયે હવે એ છૂટે એમ ક્યાં હતું? એ તો હવે છેક સ્વાભાવિક બની ગઈ હતી, એ જ એમની ટેવ બની ગઈ હતી. હવે શાની છૂટે!

એ પછી કનુભાઈએ ત્રણ વાર પૂછાવ્યું પણ હોંગકોંગવાળો ગાંઠ્યો નહિ. જ્યારે વરસાદ પડું પડું થાય ને

વાદળાં હાથતાળી દઈ છટકી જાય ત્યારે કોના ઉપર ગુસ્સો કરવો તે સમજાતું નથી. કનુભાઈની સ્થિતિ પણ એવી જ હતી. છતાં હાજર તો વિદ્યા જ હતી જે એમના બોલ સાંખી લે એવી આજ્ઞાથી બંધાઈ હતી. ક્યારેક એ વારવા જતી તો એટલી શી કું કે અગ્નિ વધારે ભભૂકી ઊઠતો. છેવટે એનું કહ્યું કનુભાઈ માને એ સારુ બાએ વિદ્યાને એક કાળો દોરો લાવી બાંધ્યો, ને ધૂપની ધૂણી દીધી. એથી તો કનુભાઈનું ખૂબ જ ચઢી લાગ્યું. એ પછી જીદ કરીને એ વધારે તરસ કરવા લાગ્યા ને વિલાયતી ચીજ ખૂટી ત્યારે ગૃહઉદ્યોગવાળો દેશી માલ એમણે ચઢાવવા માંડ્યો. એના વિના સાંજ ફીકી જતી હતી, રાત બેચેન રહેતી. એમણે નવા દોસ્ત કર્યા, કહો ને કે મળી જ ગયા. એમની સાથે બેસી એ પીતા તે પૈસાનું જ પાણી નહોતું, રૂપિયાઓનું હતું, મિલ્કતોનું પાણી હતું, દેવામાંથી નીપજતી ગેરઆબરૂનું પાણી હતું.

એવામાં ભગવત્પ્રસાદભાઈનો મુંબાઈથી કાગળ આવ્યો. એમાં એક વાત સ્પષ્ટ કરી હતી કે કનુભાઈએ જે દેવું કર્યું હોય તે તમામ ચૂકવ્યા સિવાય પરદેશ જવું શક્ય નહોતું. એટલે એની બધી વિગત માગતાવાળાઓની છેલ્લી તારીખ સુધીના આંકડા લઈ એમણે મુંબાઈ પહોંચી જવું. બની શકશે તો એટલી રકમ એ જાતે કાઢશે ને પરદેશની મુસાફરીનું ખર્ચ ઉઠાવવાનું તો એમણે કહ્યું જ છે.

હવે કોઈ શંકા રહી જ નહોતી. હવે કોઈ અંતરાય નડે તે અસહ્ય હતો. હિસાબ ચોખ્ખા કરીને જો પરદેશ જવાનું હોય તો વળી ખુદ ભગવાન કરતાંયે ભગવત્ભાઈને જ વધારે ગણવા જોઈએ. છતાં એમના ઉપર વધારે બોજો ના પડે માટે કસીને બધેથી આંકડા તૈયાર કરાવ્યા ને મુંબાઈ ઊપડ્યા રસ્તે એમને ફિકર થઈ તો એટલી કે પરદેશમાં આઠ–દશ હજાર જેટલી રકમ ખર્ચ કરવાની તે સામટી એમના હાથમાં આપી દેશે કે કટકે કટકે આપશે? એમ તો નહિ કહે ને કે આ રહી જતા આવવાની ટિકિટ, ને આટલું રોજ હોટેલનું કે મુસાફરીનો ખર્ચ. એમ કરે તો હાથ ખરચનું શું? પાછા આવતી વેળા એ ચીજ સાથે લાવવાનું મન થાય તો તે કેમ બનશે? મુંબાઈ પહોંચીને એમણે આંકડાનું બંડલ ભગુભાઈને સોંપ્યું. દરેક ઉપરની છેલ્લી તારીખ બતાવી. ને હવે કોઈ કરતાં કોઈનું માગતું નીકળતું નથી એની ખાતરી આપવા એમણે ગ્લાસ ઉઠાવ્યો. એ પછી ભગુભાઈને શું પૂછવાનું રહે. પહેલાં તેઓ ખરીદીએ નીકળ્યા, ને થોડો મુસાફરી જોગ સામાન લીધો. પછી હવાઈ જહાજની ઑફિસે પહોંચ્યા, કનુભાઈનું વજન કરાવ્યું, કેટલાંક ફૉર્મ મેળવ્યાં ને દાક્તર કને રસી મૂકાવી સર્ટિફિકેટ મેળવ્યાં. કનુભાઈના પગ સિનેમાના નટલોકો જેવી ચપળતાથી ઊપડતા હતા—જમીનથી અડધા અદ્ધર.

ભગુભાઈ એને સી. સી. આઈ.માં જમવા તેડી ગયો ને બોયને બોલાવી રૂઆબમાં ઑર્ડર આપ્યો. જમવાનું તૈયાર થઈને આવે ત્યાં સુધી વાત કરવા ટાઈમ હતો. એમણે સિગરેટ કાઢી, કનુભાઈને ધરી ને બન્ને જણે ચેતવી. પછી એમણે પરદેશની વાત કાઢી.

'જુઓ, કનુભાઈ. આ વખતે હું સાથે નહિ આવી શકું. પણ જે મજા પારીસ કે રોમમા છે તેના કરતાં હોંગકોંગમાં વધારે છે. તમે ચીની છોકરીઓ ક્યારેય જોઈ છે? જાણે નર્યાં ચંપાનાં જ ફૂલ.' કનુભાઈના મોંમાં પાણી છૂટ્યું, પણ એમણે નજર ઢાળી દીધી ને માત્ર 'હ' એટલું જ કહ્યું. મનમાં થયું કે ભગુભાઈ કેટલા સમજદાર છે! આવું તો બીજું કેટલુંય એમણે વિચારી રાખ્યું હશે.

'ત્યાંથી તમે શું શું લાવી શકો તેની યાદી આ રહી.' એમ કહી એમણે એક સરકારી ફૉર્મ કાઢ્યું. 'જે ખાસ ત્યાંથી લાવવા જેવું છે તેની આગળ મેં ટીક કરી છે. લ્યો, જોઈ લ્યો.' એમણે કનુભાઈને કાગળ સોંપ્યો. એમણે પસંદ કરેલી ચીજો સામે એની આશરે કિંમત પણ જણાવી હતી. શું આટલી બધી ખરીદવાનું નાણું ભગુભાઈ એને આપશે? હૈયું નાચી ઊઠ્યું. નાયલોનનાં બુશશર્ટ, પૉકેટ રેડીઓ,

હીરાજડિત રિસ્ટવૉચ,......એમને ખુશાલીનાં ચક્કર આવવા લાગ્યાં. ફરી એમણે મિતાક્ષરી 'હું' કર્યું ને કાગળ પાછો સોંપ્યો.

ભગુભાઈએ બધાં કાગળિયાં નવા ખરીદેલા પાકીટમાં પાછાં ગોઠવીને મૂકવા માંડયાં. 'આ તો જાણે થયું. હવે પેલી વાત કરીએ—આંકડાઓનીસ્તો. એનો સરવાળો પાંત્રીસ હજાર થાય છે, એ કાંઈ બહુ નથી. એ રકમનું શું કરીશું? તમારે જવા આવવાનું ને ખરીદ-ખરચવાની રકમ તો હું જુદી આપીશ, કેમકે એ મને ભારે નથી પડવાની. પણ આ આંકડાઓ—' એમણે મોં બગાડયું.

'શું કરીશું?'

'કૈં કર્યા વગર ચાલશે! એ ના થાય ત્યાં સુધી નીકળાય નહિ.'

'કૈં કરો ત્યારે. હું તો તમે કહેશો એમ કરીશ.' કનુભાઈ લાચાર બની તાકી રહ્યા. એમને થયું કે કિનારે આવેલું વહાણ ડૂબશે કે તરતું રહેશે? નક્કી આ ભગુભાઈએ રસ્તો ખોળી રાખ્યો હશે. નહિ તો આંકડા મંગાવે કેમ! એટલામાં વેઈટર રકાબીઓ ગોઠવી ગયો ને ગરમાગરમ સૂપ પીરસી ગયો. એ પીવાની શરૂઆત થઈ એટલે ભગુભાઈએ વાત આગળ ચલાવી.

'એટલી રકમ કાઢી આપનાર એક પાર્ટી તો તૈયાર છે, જોઈએ તો વધારે પણ કરી આપે. પણ એની સામે શું ધરવું? બદલામાં શું આપવું? એની નજરમાં વસે એવું કાંઈ હોય—'

કનુભાઈના હાથમાં ચમચો ઠરી ગયો.

'કાંઈ દાગીના—?'

'ના, હવે રહ્યા નથી.' કનુભાઈનું મોં પડી ગયું.

'કાંઈ જમીન?'

'ના, વેચાઈ ગઈ.' કનુભાઈનું મોં કટાણું થયું.

'ત્યારે હવેલી—' ભગુભાઈએ વીંધી નાખે એવી નજર માંડતાં પૂછ્યું.

'પણ એના ઉપર તો કરજ લીધું છે ને;' કનુભાઈને પરસેવો વળ્યો, 'ત્યારે તો આટલી રકમ મળી. નહિ તો કોણ આપે?'

'ખરેખર, નહિ તો કોણ આપે?' ભગુભાઈએ સહાનુભૂતિ બતાવી.

થોડીવાર મૌન ચાલ્યું. સૂપ પૂરો થયો ને બીજી પ્લેટ આવી. એ શું હશે તેની પૂછપરછ કરવાનું વાજબી ના લાગ્યું એટલે ચૂપચાપ ખાવા માંડ્યું. છેલ્લી ઘડીએ આ તે કેવી ગૂંચ! પણ ગૂંચ શેની? ભગુભાઈ પાસે ઈલાજ હતો જ. એમણે પૂછ્યું, 'એના કેટલાક ઊપજે? કોઈ લેનાર નીકળે તો શું મળે? માનો ને કે હું મારો ભાગ પણ કાઢી નાખું, મારે ક્યાં ત્યાં જઈને રહેવું છે—તો આખું મકાન કેટલાકનું ગણાય?'

કનુભાઈ સાંભળી રહ્યો. આવી વાતો એના માગતા-વાળાઓએ એને કરી હતી. સાંજની પાર્ટીવાળા દોસ્તો પણ એને ઉત્તેજન આપવા આવી કામની હકીકતો એની પાસે લાવતા હતા. એ જાણતો હતો કે એના ભાગના ઊપજે તે કરતાં એણે વધારે રકમ કટકે કટકે કઢાવી હતી ને ઉપર વ્યાજ પણ ચઢ્યું હતું. એની વાત અહીં કહેવાથી શો લાભ હતો? એ કદાચ વેચવા નીકળે તો રકમ ઓછી જ આવે.

'એટલી રકમ તો ના મળે, નહિ?' ભગુભાઈ બોલ્યા. ને તે પછી જુદી જુદી રીતે એમણે એ સવાલને તપાસ્યો. ને છેવટે નિર્ણય કરતા હોય એમ જણાવ્યું, 'વેચી નાખીએ તોયે કશું ખોટું નથી.' ને એના પછી 'ને તે વિના પરદેશ જવાનું અશક્ય છે.' એટલા વણબોલાયલા શબ્દો પણ કનુભાઈને તો સંભળાયા. વળી પ્લેટ બદલાઈ ને નવી વાનગી પીરસાઈ.

'ત્યારે એમ જ કરીએ. આપણે બંને જણ આખું ઘર કાઢી નાખીએ, તમે ઘેર જઈને બધાંને ચૂકવી દો કે તમે પરદેશ જાવ ને હું ચૂકવી દઉં—એકનું એક જ છે. પણ રકમ ઊભી કરી લઈએ. કેમ બરોબર છે ને?' એના જવાબમાં કનુભાઈને કેટલી રકમ મળે

તો હવેલી કાઢવી એમ પૂછવું હતું પણ બોલાયું તો એટલું જ કે 'જેમ તમને ઠીક લાગે એમ કરો.' એના જ હિતમાં ભગુભાઈ પોતાનો ભાગ પણ કાઢી નાખતા હતા ને !

ભોજન મીઠી વાનગીથી પૂરું થયું ત્યારે ભગુભાઈ ખુશખુશાલ લાગતા હતા. એમણે કનુભાઈને ગાડીમાં લઈ સોલીસીટરની પેઢી ઉપર ઉતાર્યા. ત્યાં વળી કોઈક કનુભાઈનો દોસ્ત મળ્યો. કનુભાઈએ તરત ફોરેન જવાની વાત કરી, ભગુભાઈનું ઓળખાણ કરાવ્યું, પાસપોર્ટ પણ બતાવ્યો. પેલાએ અભિનંદન આપ્યાં.

'જો તમે પાંચ મિનિટ રોકાવ તો સારું. અમે જરા અંદર વાત કરી લઈએ, ખાસ વાર નહિ લાગે.' એમ પેલા મિત્રને રોકી રાખી બંને અંદર ગયા સોલીસીટરને મળ્યા. કનુભાઈની સંમતિ મળી ગઈ છે એમ જણાવ્યું. બહાર એમના મિત્ર સાક્ષી કરશે એમ પણ ઉમેર્યું. ને તૈયાર રાખેલો દસ્તાવેજ તથા રૂપીઆ રજૂ કરવાની સૂચના આપી. સોલીસીટર જમાનાનો ખાધેલ હતો. એણે તીજોરી ખોલતાં બધી સમજ પાડી. ને ચાલીશ હજારનાં બે બંડલ ટેબલ ઉપર ગોઠવ્યાં. આ દસ્તાવેજ અને આ રકમ. હવે વાંચી લો એકવાર.' એમણે ધધાદારી સૂચના કરી.

'ના રે, એમાં શું વાંચવું હતું. જેવું મારે એવું એમને, દસ્તાવેજ તો એક જ છે ને. પણ ખરીદનાર પાર્ટી ક્યાં ?' ભગુભાઈએ પૂછ્યું.

'એની ફિકર અમારે કરવાની કે તમારે ? એણે રકમ આપી રાખી છે, એ જ એની લિમિટ છે. આજે સહી કરવી હોય તો કરો. આવતી કાલે એ બંધાતો નથી. પછી તમે જાણો.'

'શું કરીશું ?' ભગુભાઈએ ખીસામાંથી પાર્કર પેન કાઢતાં કનુભાઈને પૂછ્યું.

'તમે કહો એમ કરીએ.' કનુભાઈની શુધ-બુધ ઠેકાણે નહોતાં. ને પેલા મિત્રની હાજરીમાં સોલીસીટરની રૂબરૂમાં એમણે દસ્તાવેજ સહી કર્યો, રસીદ ઉપર સહી કરી, ને ભગુભાઈએ એમની બેગમાં કાગળો તથા રૂપીઆ ગોઠવી દીધા. એમણે માગતાવાળાઓના આંકડાનાં કાગળિયાં સોલીસીટરનો સામે ધર્યાં.

'આ રકમ તમારા વતી ભગુભાઈ શેઠ ચૂકવી દેવાના છે ?' એમણે કનુભાઈને પૂછ્યું, ખાતરી કરી લીધી, ને એ પાછાં ભગુભાઈને સોંપ્યાં. માગતાવાળાઓ પાસે કેવા લખાણ ઉપર સહીઓ લેવી તેનો મુસદ્દો એમણે કનુભાઈ સામે ધર્યો, ને એની બધી નકલો ઉપર પડખે સહી કરાવી લીધી. ને બંને ભાઈઓને હાથ મેળવવા સલાહ આપી. 'છૂટા પડતી વખતે હમેશાં હાથ મેળવવા જોઈએ, રાજી ખુશીથી જવું.'

એ નીચે ઊતર્યા, ગાડીમાં બેઠા. ઘેર પહોચ્યા ત્યાં કોઈનો ફોન આવ્યો. ફોરેન જવાનું મુલતવી રાખવું પડ્યું. ફરી ક્યારે એનો ઘાટ આવશે તે કનુભાઈથી પૂછી ના શકાયું, એ વાત હજીયે એમણે પૂછી નથી, ને હવે કદી પૂછશે પણ નહિ. એમણે હવેલીમાંથી મુકામ ખસેડી લીધો છે, અને એની ઉપર નવો માળ બંધાતો એ જોઈ ના શક્યા એટલે બારેજડીની ઓરડીમાં જે નોકરી હાથ લાગી તે લઈ લીધી છે. એ નોકરી જ એવી છે કે સાંજે ચાર વાગ્યે હાજર થઈ જવું પડે છે, ને ઘેર પાછા આવે ત્યારે ગુસ્સો કરવાના હોશ રહેતા નથી. હજુ એમને કોઈએ એક વાત જણાવી નથી કે સામ-દામના નીતિનિયમોમાં ચોક્કસ જુદા જુદા પ્રકારો હોય છે.



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.





'સેવકરામ'

# બચતનાં નાણાં બચે છે ખરાં ?

બેઠો બેઠો ટપાલ લખી રહ્યો હતો ત્યાં ગામનો ચોકીઆત તેડવા આવ્યો :

'તમને ચોરે બોલાવે છે.'

'કેમ શું છે ?'

'મામલતદાર સાહેબ અને બી. ડી. ઓ. આવ્યા છે.'

'હું આવું છું હોં...'

ને હું ત્યાં ચોરે ગયો. તો મામલતદાર ગામ આગેવાનોને બોલાવી રહ્યા હતા. મને જોયો એટલે ઊભા થઈ ખુરશી ખાલી કરીને બોલ્યા :

'આવો...આવો સેવકરામ, અહીં પધારો.'

મામલતદારનો આ વિવેક મને ગયા વર્ષની યાદ આપી ગયો. માર્ચ મહિનો ચાલતો હતો. માર્ચ મહિનો એટલે મામલતદાર માટે બચતનો મહિનો. બચતનું લક્ષ્યાંક પૂરું કરવા મામલતદાર અને બી. ડી. ઓ. જીપમાં ગામેગામ ફરે છે. ક્યાંક કલેક્ટર પણ પ્રવાસ રાખે છે. બચત માટે ગામેગામ જઈ પૈસા નોંધાવે છે. આ ગામમાં પણ એટલા માટે જ આવ્યા હતા અને એથી જ મને બોલાવ્યો હતો.

મામલતદારે લોકોને બચતમાં રકમ લખાવવાની વાત કરી. એક જણે કચવાટ કર્યો.

'સા'બ દર વર્ષે અમારે બચતવેરો ભરવાનો ?'

'ભઈ...આ વેરો નથી, આ તો તમે રોજના ખર્ચમાંથી નાણાં બચાવીને મૂકો છો. એ પૈસા તમારા છે અને કામ પ્રસંગે તમને કામમાં આવશે.'

'પણ બચત થતી હોય તો મૂકે ને ! આ મોંઘવારીમાં શું બચે ?' તો કોઈએ વળી કહ્યું :

'હજી તો મોસમનો પાક વેચાયો નથી. કપાસ ઘરમાં પડ્યો છે. ઘઉં લેવાય છે. ખેડૂત તે ક્યાંથી લાઈને પૈસા આલે.'

બચત યોજના માટેની રાષ્ટ્રવ્યાપી ઝુંબેશ કેટલી બધી પાંગળી છે તેના ગાગડાંઓ સાચાં સાક્ષી છે. એ યોજનાને આયોજિત કરવા માટે પહેલી અને મોટી જરૂર છે કે જેથી એની પાછળનો ધૂમ ખરચો બચે....

'સા'બ અમારે તો વગર બચતે બચત જ છે. જ્યાં તૂટ રહેતી હોય ત્યાં શું બચત કરીએ ?'

લોકો દાદ આપતા નહોતા. પણ મામલતદારને તો લક્ષ્યાંક પૂરું કરવું હતું. એટલે તેણે કહ્યું :

'ગમે તેમ કરીને પણ આ ગામમાંથી બે હજાર તો મૂકવા પડશે. જે વેપારીઓ છે તે પોસ્ટમાં ખાતું ખોલાવી પૈસા મૂકે. તમે આ મહિનાની ત્રીસમી આજુબાજુ રકમ મૂકો અને એપ્રિલની પાંચમી આજુબાજુ ઉપાડી લ્યો. આપણે તો તાલુકાની ટારજેટ પૂરી કરવી છે. ટારજેટ પૂરી કરીશું તો જ જિલ્લાને અને તાલુકાને વિકાસમાં ફાળો મળશે.'

ને બી. ડી. ઓ. એ યાદી કરવા માંડી.

'કંઈ કામ પડે ત્યારે મામલતદાર પાસે દોડ્યા દોડ્યા આવો છો. આજે મામલતદાર તમારી પાસે આવ્યો છે તો એનો બોલ નહિ રાખો ? પછી કોઈ કહેતા નહિ કે મામલતદાર અમારી વાત સાંભળતા નથી.'

ગામમાં એક વેપારી ભાઈ પાસે પાંચસો રૂપિયા પોસ્ટમાં મૂકવાનું વચન લીધું. ખેડૂતોએ શરમમાં પાંચ, દસ, પચીસ લખાવ્યા. એક જણ કોન્ટ્રેક્ટનો ધંધો કરે છે. તેને બોલાવીને માર્ચની આખરે માત્ર ચાર દિવસ માટે પણ એક હજાર મૂકવાની ભલામણ કરી.

બી. ડી. ઓ. એ આગ્રહ કર્યો કે મારે લોકોને બચત માટે સમજાવવા. હું શું સમજાવું ? જ્યાં મને આ અમલદારોની રીત જ ગમતી ન હોય ત્યાં હું શું કહું ? પોસ્ટમાં પૈસા મૂકી ચારપાંચ દિવસમાં ઉપાડી લેવાની વાતને હું બચત ગણતો નથી. લાંબાગાળા માટે નાણાં મૂકે, એ નાણાં દેશના નવ ઘડતરના કામમાં આવે તેને હું બચત ગણું છું. તેમ દરેકે બચત કરવી જોઈએ. રાષ્ટ્રના નવનિર્માણમાં પ્રત્યેક

નાગરિકે પોતાનો હિસ્સો આપવો જોઈએ. જે લોકો કહે છે કે અમે કંઈ બચાવી શકતા નથી તેમણે વ્યસનમુક્ત બની બચત કરવી જોઈએ. ગામડામાં ચા-બીડીના વ્યસનમાં ધૂમ ખર્ચો થાય છે. બારમાં, લગ્ન, અંધશ્રદ્ધા, વહેમ, ચાલુ ચીલાના રિવાજ પાછળ ખર્ચો થાય છે. એ બંધ કરે તો જરૂર બચાવી શકે. એ જ સાચી બચત છે. અને એ બચતનાં નાણાં સેવીંગ સર્ટીફિકેટમાં મૂકવાં જોઈએ કે જે બાર વર્ષે દોઢાં થાય. ત્યારે હાથમાં સારી રકમ આવે અને દીકરાઓની કેળવણીમાં કે માંદેસાજે કામમાં આવે.

મેં લોકોને રોજિંદા ખર્ચમાંથી સમજપૂર્વક કંઈનું કંઈ બચાવી આવતી કાલ માટે જમે કરવાની ભલામણ કરી. જો દરેક જણ વર્ષે વધારે નહિ તો ચા બીડી અને બીજા ખોટા ખર્ચમાંથી મહિને બે બચાવે તોયે વર્ષે તે પચીસ રૂપિયાનું સર્ટીફિકેટ લઈ શકે. તેની આ બચતમાંથી જ છોકરાંની ચોપડીઓ નીકળી જાય. અને આ પૈસા આપણા દેશના વિકાસના કામમાં આવે. માટે પોતાના હિત ખાતર, દેશના હિત ખાતર દરેકે સમજપૂર્વકની બચત કરવી જોઈએ. તેમ એ બચત લાંબા ગાળાની હોવી જોઈએ. સર્ટીફિકેટ લીધું હોય તો પણ બાર વર્ષે સોના દોઢસો મળે. પૈસા સચવાઈ રહે અને વધ્યા કરે. પાસે હોય તો વપરાઈ જાય.

મેં સેવીંગ સર્ટીફિકેટની વાત કરી એટલે એક જણાએ ઊભા થઈ કહ્યું :

'સેવકરામ! તમારી વાત સાચી છે. બે સાલ પહેલાં તમારા કહેવાથી અમે સર્ટીફિકેટ લીધેલું. પૈસાની જરૂર પડી તો વટાવા જવું પડ્યું. એને માટે છ છ આના ખર્ચી તાલુકાની પોસ્ટ ઑફિસ જવાનું. ત્યાં જઈએ તો કહે તમે ઓળખાણ લાવો. આપણા પૈસા લેવા તોયે કોઈકની સપારશ કરવાની. એક વેપારીને બોલાવી લાવ્યા તો પોસ્ટ માસ્તર કહે ત્રણ વાગી ગયા, હવે કાલે આવજો. જો કાલ માટે રોકાઉં તો મારે ઘેર કામ બગડે. ન રોકાઉં તો પાછો ધક્કો રહે. આમાં તો ગાડીભાડું ખર્ચવાનું, વીશી ખાવાની અને કોઈકની સપારશ ચડાવવાની ત્યારે પચીસ રૂપિયા મળે. અમારા ભરેલા પૈસા પાછા લેવામાં અમારે ઉપરથી દોઢ બે રૂપિયા ખર્ચ થાય છે. બોલો સર્ટીફિકેટ લઈ અમે શું કાંદા કાઢ્યા ? એના કરતાં તો ભઈસાબ પાંચ રૂપિયા બચતવેરો લઈ લ્યો ને એટલે કાશ મટી.'

લોકો શાથી સર્ટીફિકેટ લેતા નથી તેનો ભેદ જણાઈ ગયો. દેશમાં સ્વરાજ્ય આવ્યું છે. પણ એ સ્વરાજ્યનો અનુભવ વહીવટી તંત્ર કરવા દેતું નથી. સેવીંગ સર્ટીફિકેટ તાલુકાની પોસ્ટ ઑફિસે શીને જમા કરાવ્યાં હશે ? એના કરતાં નજીકની પોસ્ટ ઑફિસે જ વ્યવહાર ગોઠવવો જોઈએ.

બીજું ખેડૂતો પોસ્ટમાં ખાતાં ખોલાવે એવી સમજ આપવી જોઈએ. ખેડૂતની પાસે પૈસા આવે તે પાસે રાખવાને બદલે પોસ્ટમાં જમે કરાવે. હવે પોસ્ટ ઑફિસો લગભગ ગાઉ બે ગાઉના અંતરે ખૂલી છે. ત્યાં ખેડૂતો ખાતાં ખોલાવે. જરૂર પડે તો પૈસા લે નહિ તો જમે રહે. આવી ટેવ પડે તો બચત માટે અમલદારોને દોડધામ ન કરવી પડે.

તેમ આ કામમાં અમલદારો ઉપરાંત કાર્યકરોએ પણ રસ લેવો જોઈએ. તેમણે લોકોને ખોટા ખર્ચા બંધ કરી દેશના કામમાં પૈસા જમે કરાવવા સમજાવવા જોઈએ. લોકોમાં બચતનો સાચો ખ્યાલ અપાયો નથી. કોઈ આપતું નથી. અમલદારો તો યેનકેન પ્રકારેણ લક્ષ્યાંક પૂરું કરવામાં પડ્યા છે. એટલે વેપારીઓ, કોન્ટ્રેક્ટરો અને સુખી અને લાગવગવાળા ખેડૂતોને પકડી ચારપાંચ દિવસ માટે પોસ્ટમાં પૈસા મૂકાવે. આ રીતે લક્ષ્યાંક પૂરું પણ કરે છે. પણ જે દિવસે છાપામાં લક્ષ્યાંક પૂરું થયાની જાહેરાત થાય છે ત્યારે ખાતામાં એ નાણાં હોતાં નથી. લક્ષ્યાંકનો પારો સાવ નીચે ઊતરી ગયો હોય છે એટલે બચતનો ખોટો દેખાવ થાય છે. હકીકતમાં એ પૈસા 'બચતા' નથી. દેશના કામમાં આવતા નથી. એટલે પોસ્ટ

ખાતાના અંકને લક્ષ્યાંકમાં ન લેવો જોઈએ. લોકો સેવીંગ સર્ટીફિકેટ લે એવો જ આગ્રહ રાખવો જોઈએ અને એવી સમજ આપવી જોઈએ. બાકી આ કાગળ પરનાં લક્ષ્યાંક દેશને કોઈક દિવસ ખાડામાં નાખી દેશે.

*

હું ગામડે ગયો હતો.

આ બાજુનાં લગભગ બધાં જ ગામડાં ખૂંદી વળ્યો હોઈશ. કામ ન પડે તો એવા કોઈક ગામમાં જતાં વર્ષ દા'ડોયે નીકળી જાય. આ ગામમાં પણ હમણાંથી જવાતું બન્યું નહોતું. પણ એક ભાઈનો પત્ર આવ્યો કે લોકો, ગામમાં વૉટરવર્ક્સ કરવું છે એમાં પૈસા આપતા નથી અને મરણ પાછળનાં બારમાં કરે છે. તો તમે આવી ન સમજાવો ?

આ બાજુનાં ગામડાંમાં 'બારમાં'નું મોટું અનિષ્ટ છે. ઘર પહોંચતું હોય કે ન પહોંચતું હોય પણ બારમું તો કરવું જ પડે. કેટલાક તો પરાણે કરાવે. મહેણાં ટાણાંના ભયથીયે કરે. બારમું કરનાર ઈર્ષ્યાભાવથીયે બીજા પાસે કરાવે. ન કરતો હોય તો એવી વાતો વહેતી મૂકે કે પરાણે પણ કરવું પડે. આ લોકો બારમા પાછળ આંધળું ખર્ચ કરે છે. પણ ગામના વિકાસના કામમાં પૈસાયે આપતા નથી. એક બે યુવાન કાર્યકરોએ ગામમાંથી બારમાં બંધ કરવાના અથાગ પ્રયત્નો કર્યાં પણ જુનવાણી માનસ સાથ નથી આપતું તે નથી જ આપતું. એટલે તો એ ભાઈ વારંવાર લખ્યા કરતા હતા :

'સેવકરામ ! આ બાજુનાં ગામડાંમાં ફરી બારમાં નિષેધ માટે પ્રયત્ન કરો તો સારું. અમારું તો કોઈ સાંભળતું નથી અને ખેડૂતો આ ચાલમાં ધોવાઈ રહ્યા છે. ગામમાં થોડીક વ્યક્તિઓ બારમું નહિ ખાવા તૈયાર થઈ છે. પણ એમના ઘેર પ્રસંગ આવે તો એ લોકોયે ટક્કર ઝીલી શકતા નથી. એટલે તમે આવો તો અમારા આ કાર્યને પ્રોત્સાહન મળે અને તમારી સમજાવટથી ગામલોકો માને તો હંમેશને માટે બારમાં બંધ થાય.'

આ કાર્યને લક્ષમાં રાખી હું ગામમાં ગયો હતો. લગભગ એકાદ વર્ષ પછી ગયો હોઈ જે આવે તે નમસ્તે કરીને કહે :

'ઓહો...હો...સેવકરામ, ઘણા વખતે દેખાયા !'

'સેવકરામ, આજ સુધી ક્યાં ખોવાઈ ગયા હતા ?'

'આવો...આવો સેવકરામ, ઘણા વખતે ગામને પાવન કર્યું.'

અને વગર સાદ પાડ્યે ગામમાં વાત તો પ્રસરી ગઈ કે 'સેવકરામ' આવ્યા છે.

ગામના સરપંચને બોલાવ્યા. તેમને કહી રાતની સભા રાખી. મુખી આગ્રહ કરીને તેમને ત્યાં જમવા લઈ ગયા. મેં મુખીને ટકોર કરી :

'મુખી ! તમારા જેવા ગામ-આગેવાન હોય અને ગામમાં હજીયે બારમાં થાય તે સારું કહેવાય ! આજે તો લગભગ બધે જ બારમાં બંધ થઈ ગયાં છે. રહ્યાં છે કેવળ આ વિસ્તારમાં...'

'ના રે ના...સેવકરામ, તમને કોઈકે ખોટા ચઢાવ્યા છે. આપણાયે હવે કુણ બારમાં કરે છે. મળે તો કરે ને ! બધાંયે ખીસે ખાલી થઈ ગયા છે.'

'એવું લાગતું નથી. બારમાં થયા છે એ તો હકીકત છે.'

'સેવકરામ, એ શાનું બારમું...છોકરાં જમે છે. તેના ભાઈઓ જમે છે...હવે બાકી કેટલાં રહ્યાં. ગામ નાનું એટલે ઝાઝું ખરચ નહિ. એટલે એક ઘાંણ ભેગા બીજા બે ઘાંણ કરી દે..'

'ઠીક છે, તમે કહો છો એમ ગામમાં જો બારમું ન થતું હોય તો આજે ગામની જાહેર સભામાં ઠરાવ કરો કે હવેથી આ ગામમાં બારમું નહિ થાય.'

'એની કુણ ના પાડે છે. અમારે તો એવું છે જ નહિ.'

ને રાતની સભામાં મેં બારમાં–કુરિવાજ વિશે વિગતે વાત કરી. પૈસો હોય તે જરૂર વાપરે. પણ એ વાપ-

રવાના હવે તો અનેક માર્ગો ખુલ્લા થયા છે. ગામમાં વૉટરવર્ક્સમાં પૈસા આપો, બાલમંદિર બંધાવો, ગામમાં પુસ્તકાલય શરૂ કરો, દવાની પેટીઓ મુકાવો, પરબ મંડાવો, શાળામાં મદદ કરો, ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો લાવી આપો...ક્યાં ઓછા માર્ગો છે. એ માટે ફંડફાળો માગે તો કોઈ આપતું નથી. છોકરાંને ભણાવવાની વાત આવે ત્યારે હાથ ટૂંકો કરીએ છીએ. કેળવણીમાં કે વિકાસનાં કામમાં પૈસો મળતો નથી તો બારમામાં ક્યાંથી મળે છે? હવે એ કુરિવાજ છોડી દેવાનો સમય પાકી ગયો છે. તો આજે જ ઠરાવ કરો કે હવેથી આ ગામમાં બારમાં નહિ થાય.

ઠરાવની વાત આવી એટલે થોડી ચણભણ થઈ. સરપંચે અને મુખીએ મારી વાતને અનુમોદન આપ્યું.

'સેવકરામની આટલી વાત રાખવી પડે. આમે સૌ મનમાં તો થાકી ગયા છીએ. તો કરો ઠરાવ એટલે પાર આવે.'

ને મુખીએ આટલી વાત કરી એટલે ઘણાંએ તેને ટેકો આપ્યો. મેં ઠરાવ ઘડ્યો. તેના પર મુખીની, સરપંચની અને ગામ-આગેવાનોની સહીઓ લીધી.

પણ મહિના માસમાં જ મારા પર એ ગામના પેલા યુવાન કાર્યકરનો પત્ર આવ્યો: 'ઠરાવ કરનાર જ ઠરાવનો ભંગ કરવા તૈયાર થયા છે. મુખીના કાકાનું અવસાન થતાં એ બારમું કરવા તૈયાર થયા છે. એ કહે છે કે મારા ઘેરથી બંધ થાય તો પાછળ કહેણી રહી જાય ને...'

આ લોકને શું કહેવું? ઠરાવે એ કરે, ભંગે એ કરે ...તેમના મોટાઈના આ ખ્યાલને હું આટલાં વર્ષથી વચ્ચે રહું છું છતાં ભેદી શક્યો નથી.

*

એક કાર્યકર ભાઈની સાથે ગામડે જવા એસ. ટી. ના સ્ટેન્ડ પર ગયા. અઢી વાગ્યાનો એસ. ટી. ઊપડવાનો સમય હતો. પણ અઢી થયા, ત્રણ થયા, સવાત્રણ થયા. એસ. ટી. ન દેખાઈ. મેં જઈને કેબીનમાં બેઠેલા 'સાહેબ'નું લક્ષ ખેંચ્યું:

'સાહેબ, એસ. ટી.નું શું થયું?'

'શું ખબર પડે. આવી નથી એ તો હુંયે જોઉં છું.'

'અહીં એક એસ. ટી. નાં પૂરાં પેસેન્જર છે. પોણો કલાક વીતી ગયો છે. અહીં તો ડેપો પણ છે. તો ફોન કરીને એક એક્સ્ટ્રા એસ. ટી. મંગાવો તો સારું!'

'પેલી ગાડીને શું થયું છે એ જાણ્યા સિવાય નવી ગાડી ન મંગાવી શકાય.'

'પણ તમને એ ગાડીના સમાચાર ક્યારે મળશે? એવું પણ બને કે સાંજ સુધીમાં કંઈ સમાચાર ન આવે તો શું લોકોને અહીં તાપમાં તપતા ઊભા રહેવાનું?'

ચાર વાગ્યા, ગાડી ન આવી. લોકો કંટાળ્યા. મારી સાથેના કાર્યકર ભાઈએ તો સવારનું રીઝર્વેશન કરાવ્યું હતું. તે અકળાયા. તેમણે કહ્યું: 'હવે તો આપણે ગાડીમાં જવાનું રાખીએ. ગાડીનો પણ સમય જશે.' અને એ જઈ રીઝર્વેશનના પૈસા પાછા માગવા ગયા. તો પેલા સાહેબે કહ્યું.

'પૈસા પાછા ન મળે.'

'કેમ ન મળે?'

'કારણ કે નિયમ નથી.'

'પણ તમે મને બેઠક ન આપી શકો તો પૈસા તો પાછા આપો કે નહિ? કાં તો મને તમારા નોંધેલા સમય પ્રમાણે ગાડીની બેઠક આપો નહિ તો રીઝર્વેશન કેન્સલ કરી મને પૈસા પરત કરો.'

પણ પેલા સાહેબ તો બસ.

'નિયમ નથી...નિયમ નથી' જ કર્યા કરે.

મને થયું આવો તે નિયમ હોતો હશે કે એસ. ટી. ન આવે તોયે-પૈસા પાછા ન મળે. જેમ રેલ્વે પૈસા પરત કરે છે તેમ એસ. ટી. એ પણ નિયમ સુધારીને પૈસા પરત કરવા જોઈએ. આ તો ધરાર લૂંટ છે. ન તો તમે બેઠક આપો, ન તો તમે પૈસા આપો... આનો કંઈ અર્થ ખરો?

પણ આ તંત્ર શિથિલ બનતું જાય છે છતાં કોઈ કંઈ કહેતું નથી, કંઈ કરતું નથી. ત્રીજવારની પ્રજા-





બોરીસ અસ્તાઉરોવ

# દીકરો થશે કે દીકરી ?

કોઈ વરદાનથી નહીં પણ વિજ્ઞાન દ્વારા હવે ધાર્યાં મુજબની સંતતિ થઇ શકશે એવું સોવિયેત વિજ્ઞાન અકાદમીના સભ્ય અને આ લેખના લેખકે પ્રયોગો દ્વારા પૂરવાર કર્યું છે જે નજીકના જ ભવિષ્યમાં માનવજાતને માટે ઉપયોગી નીવડશે...

'નવજાત શિશુની જાતિ આપણે ધાર્યું હોય તે મુજબની થઈ શકે ખરી ?...હજી સુધી તે એક કલ્પનાસૃષ્ટિનો તરંગ માત્ર જ બની રહેલ છે.'

જર્મનીના સુવિખ્યાત જીવવૈજ્ઞાનિક રીચાર્ડ ગોલ્ડ સ્મીડટે ૧૯૨૨ની સાલમાં આ પ્રમાણે નોંધ કરી હતી. એ વાતને આજે ચાલીસ વર્ષ વીતી ચૂક્યાં છે. ત્યારે જે અસંભવ લાગતું તે આજે વાસ્તવિકતામાં પરિણમી રહ્યું છે. પુખ્તવયના માનવીનો દેહ અબજો કોષોનો બનેલો હોય છે. ગર્ભાધાન પામેલા એક જ માતૃકોષમાંથી એ અબજો કોષો સર્જાય છે. એ એક કોષમાં વ્યક્તિગત વારસાગત ગુણદોષો સંઘરાયેલા હોય છે. કોષની અંદર આવેલું ન્યુક્લીઅસ અતિશય સૂક્ષ્મ હોય છે અને તે તો જાણે અજાયબીઓનો ખજાનો જ જોઈ લો. ન્યુક્લીઅસમાં આવેલા રજાંગ-ક્રોમોઝોમ્સ—એ અજાયબીઓ સર્જે છે. પ્રત્યેક સજીવ જીવતંત્રમાં ક્રોમોઝોમ્સ ચોક્કસ સંખ્યામાં જ હોય છે જેમકે, માનવીના કોષોમાં તેઓની સંખ્યા ૪૬ની હોય છે. ફળોમાં થતી માખી ડ્રોસોફીલાના કોષોમાં એ સંખ્યા ફક્ત આઠની જ હોય છે જ્યારે કાચબા જેવા કઠણ પીઠવાળા પાણીમાં રહેતા જીવોમાં ક્રોમોઝોમ્સની સંખ્યા ખાસી બસોની હોય છે.

ક્રોમોઝોમ્સ હમેશાં બેકી સંખ્યામાં જ હોય છે અને તેઓનું સંયોજન બબ્બેનાં જોડકાંમાં જ થતું હોય છે.

જીવંત પ્રાણીમાં આવેલા આ જીવનકણોના બંધારણ પરથી નવજાત પ્રાણીનાં લક્ષણો—જેવાં કે તેની જાતિ, ઊંચાઈ, નાકનો આકાર, આંખો યા વાળનો રંગ અને માણસને લાગે વળગે છે ત્યાં સુધી તેનું ચારિત્ર્ય તથા તેની અભિરૂચિ શાના માટે છે—ગણિત કે સંગીત માટે વગેરે નક્કી થાય છે.

એક કોષમાંથી બીજા કોષનું સર્જન કેવી રીતે થાય છે ? મૂળ કોષનું વિભાજન થવાથી. વિભાજનની ક્રિયા ભારે અટપટી હોય છે. પ્રત્યેક કોષના ઊભા ભાગ પડતા હોય છે. આવી રીતે ભાગ પડ્યા બાદ બંને કોષ એકબીજાથી અલગ પડી જાય છે. છૂટા પડેલા બંને કોષમાં ક્રોમોઝોમ્સની સંખ્યા એકસરખી જ હોય છે.

પરંતુ વિભાજીત થઈ શકે એવા બધા જ કોષોના ભાગલા પડતા નથી. અમુક વિભાજનના પરિણામે પરિપક્વ બીજકોષો—જર્મસેલ્સ—પેદા થાય છે. એમાં ક્રોમોઝોમ્સના ભાગલા પડતા નથી. જોડીયા ક્રોમોઝોમ્સ ફક્ત જુદા પડી જાય છે અને બંને બાજુએ તેઓનો એક એક ક્રોમોઝોમ રહી જાય છે. એટલા માટે જ પરિપક્વ બીજકોષોમાં મૂળ કોષ કરતાં બરોબર અર્ધા ક્રોમોઝોમ્સ હોય છે. હવે ગર્ભાધાન બાદ જ્યારે નરબીજ ફરતું માતૃબીજ ઘેરાઈ વળે છે ત્યારે તેમાં ક્રોમોઝોમ્સની જોડી પાછી અગાઉ જેટલી જ થઈ જાય છે. આ જોડકાંઓમાં ફક્ત એકમાં જ લિંગને લગતાં

---

કીય સરકારનું-તંત્ર ચાલે છે. શું આપણા પ્રધાનો આ તુમારી તંત્રને સુધારી શકતા નથી ? કાર્યક્ષમ વહીવટી તંત્ર સિવાય પ્રજાને ક્યાંથી લાગે કે દેશમાં આઝાદી આવી છે ?

લોકો સરળ અને સુગમ, ન્યાયી અને કાર્યક્ષમ વહીવટ માગે છે. એ દિશામાં આપણા પ્રધાનો લક્ષ આપશે એવી આશા રાખીએ. નહિ તો લોકોને તો હતા ત્યાં ને ત્યાં છીએ એવું જ લાગશે.



લક્ષણો રહેલાં હોય છે.

સસ્તન પ્રાણીઓમાં, સ્ત્રીઅંડમાંથી સ્રવેલા બીજકોષોમાં જાતિને લગતા બે એકસરખા ક્રોમોઝોમ્સ આવેલા હોય છે પણ નરબીજમાં એકબીજાથી જુદા પ્રકારના ક્રોમોઝોમ્સ હોય છે. પક્ષીઓ તથા પતંગિયાંમાં આનાથી બિલકુલ વિપરિત હોય છે. દાખલા તરીકે, રેશમના કીડામાં નર–બીજમાંનાં ક્રોમોઝોમ્સ એકસરખાં હોય છે જ્યારે માદા રજ–કોષોમાં તે બે પ્રકારનાં હોય છે. એક પ્રકાર એકલી માદા–સંતતિને જન્મ આપી શકે છે. જ્યારે બીજો પ્રકાર એકલી નર–સંતતિને જન્મ આપે છે. કોષો છૂટા પડ્યા બાદ માતૃબીજમાં ઉક્ત બે જાતના ક્રોમોઝોમ્સમ થી જે જાતના ક્રોમોઝોમ્સ રહે તેના પર નવો જન્મનાર કીડો નર કે નારી જાતિનો થશે તેનો આધાર રહે છે. આમ માતૃબીજ ગર્ભાન્વિત થયા બાદ કેવું સ્વરૂપ ધારણ કરે છે તે પર સંતતિના લિંગનો આધાર રહે છે.

કોષના વિકાસની કુદરતી ક્રિયા પર ચોક્કસ અસર નિપજાવવાથી જાતિ અંગેનું નિયમન થઈ શકે છે. જેમકે, રેશમના કીડાના માતૃકોષનું વિભાજન થતા અગાઉ તેને વિકસવા દઈએ તો વિભાજનના પરિણામે જે કોષો સર્જાશે તેમાંના ક્રોમોઝોમ્સ જેવા જ રહેવાના અને જે નવતર કીટ ઉત્પન્ન થશે તે અચૂક માદા જ હોવાની. માતૃકોષમાંના ક્રોમોઝોમ્સના બે ભાગ પડે તે પહેલાં માતૃકોષને ગર્ભાન્વિત થવા ન દેતાં તેને વિકસવા દેવાય તો તેનું વિભાજન શરીરના અન્ય કોષોની માફક જ થાય છે અને નવા રચાયેલા કોષોમાં ન્યુકલીઅસનું સ્વરૂપ મૂળ કોષમાંનાં જીવનસત્વ જેવું જ રહે છે.

રેશમના કીડા પર જાતિ–નિયમન અંગેના દીર્ઘકાળના પ્રયોગો બાદ એ શોધી શકાયું છે કે, માદા–સંતતિ મેળવવા માટે માદા–કીડા પેટમાંથી ગર્ભાન્વિત થયા ન હોય તેવાં ઇંડાંને બહાર કાઢી તેને ૪૬ અંશ સેન્ટીગ્રેડ ઉષ્ણતામાન ધરાવતા પાણીમાં અઢાર મિનિટ રાખવાં જોઈએ. એવી રીતે ઉપજેલી સંતતિ અદલ તેની મા જેવી જ હોય છે.

રેશમા નર–કીડા ઉત્પન્ન કરવાની રીત શું ? તે માટે માતૃકોષને કિરણોત્સર્ગી અણુઓની અસર હેઠળ મૂકવો પડે છે. ત્યારબાદ તેને ગર્ભયુક્ત કરવામાં આવે છે અને બે કલાક સુધી ૪૦ અંશ સેન્ટીગ્રેડ તાપમાનમાં રાખવામાં આવે છે. ગર્ભાધાન થતાં ઈંડાંમાં અનેક નરકોષો દાખલ થઈ જાય છે. એમાંથી એક શુક્રકોષનું બીજમણિ માતૃકોષના રજ સાથે એકાકાર થઈ જાય છે. સામાન્ય રીતે આમ બનતું હોય છે પણ અમે કરેલા પ્રયોગોમાં, કિરણોત્સર્ગ તથા ઊંચા તાપમાનને લીધે માતૃકોષનું રજ શુક્રાણુબીજને ગ્રહણ કરતું નથી અને આ તબક્કે કદી ન સાંભળ્યું હોય તેવી ઘટના બને છે. નરકોષોના બીજમણિ એકબીજા સાથે જોડાઈ જાય છે. તેઓમાં જ જાતિ નક્કી કરતા ક્રોમોઝોમ્સ એકસરખા જ હોય છે એટલે આવા સંયોજનના પરિણામે, પિતાનાં સર્વ લક્ષણો ધરાવતા નરકીડા જ ઉત્પન્ન થાય છે. આમ, ઘેરા બદામી રંગના માદાકીડાને સફેદ રંગના નરકીડા સાથે સંયોગ કરાવ્યો હોય તો પણ તેઓ સફેદ કીડાને જ જન્મ આપે છે અને એ કીડા બધી વાતે તેના પિતા જેવો જ હોય છે. માતાનું તો કોઈ પણ લક્ષણ તેનામાં આવતું નથી.

રેશમના કીડાનું લિંગ–નિયમન કરવાની અમારી પદ્ધતિનો ધંધાદારી ક્ષેત્રે તો ક્યારનો ઉપયોગ થવા માંડ્યો છે. અમે કૃત્રિમ રીતે રેશમના માદા–કીડા પેદા કરીએ છીએ તે અદલ તેમની મા જેવા જ હોય છે. આના લીધે સારામાં સારું રેશમ આપતા અને એક જ જાતના હજારો બલકે લાખો કીડા પેદા કરી તેના અતિ ઉપયોગી, વંશપરંપરાગતના ગુણધર્મોનો અભ્યાસ થઈ શકે છે.

રેશમના નરકીડા માદાકીડા કરતાં ૨૫ થી ૩૦ ટકા વધુ રેશમ આપે છે એટલે નરકીડાને કૃત્રિમ રીતે ધંધાકીય ધોરણે પેદા કરવાનું આપણને આવડે તો રેશમનું ઉત્પાદન એકદમ વધી જાય તેમ છે.





પ્રાણીઓનું જાતિ-નિયમન કરવાથી તો ઓર ફાયદા મળે તેમ છે. ધંધાદારી દૃષ્ટિએ, નર તથા માદા પ્રાણીની કિંમત એકસરખી હોતી નથી. ડેરી ફાર્મ માટે વાછરડી પેદા કરી શકીએ, માંસ મેળવવા માટે વાછરડા ઉત્પન્ન કરી શકીએ, મરઘાં-બતકાં પળાતાં હોય તેવા કેન્દ્રમાં મરઘીઓ ઉછેરી શકીએ અને ઘેટા, ઘેટી કરતાં બમણું ઊન આપતો હોઈ ઘેટા પેદા કરી શકીએ તો આપણને કેટલું વધારે દૂધ, માંસ, માખણ, ઊન તથા ઈંડાં મળે તે તો સહેજે કલ્પી શકાય તેમ છે.

સસ્તન પ્રાણીઓમાં જાતિ-નિયમન કરવાની સારી એવી શક્યતા છે. નર-બીજવાળા કોષને છૂટા પાડવાના રસપ્રદ પ્રયોગો કરવામાં આવ્યા હતા. એકદમ સાદી વિચારશ્રેણીના આધારે એ પ્રયોગો કરવામાં આવ્યા હતા :

સસ્તન પ્રાણીઓમાં, નવા જન્મનાર પ્રાણીની જાતિ માટે નરબીજ જવાબદાર હોય છે. એટલે તેઓને જ અલગ પાડ્યા હોય તો કેવું ? હકીકતમાં, એમ માલમ પડ્યું છે કે, વીજળીના સીધા પ્રવાહ-ડાયરેક્ટ કરન્ટની અસર હેઠળ એ કોષો જુદા પડે છે. તેઓમાંના કેટલાક ધન(+) ધ્રુવ તરફ અને કેટલાક ઋણ (–) ધ્રુવ તરફ જાય છે. કૃત્રિમ રીતે પ્રાણી સર્જવાના યોજના-પુરઃસરના પ્રયોગોમાંના એકમાં ૭૫ ટકા નર-સંતતિ અને બીજા પ્રયોગમાં ૭૫ ટકા માદાસંતતિ પ્રાપ્ત થઈ શકી હતી.

આવા પ્રયોગો જે રીતે કરવામાં આવે છે તે રીત કેટલી કારગત નીવડી છે તે નક્કી કરવાનો સમય હજી પાક્યો નથી. પણ કોષોનું વિભાજન કરવાની આ રીત નહીં તો બીજી રીત શોધવાની જ છે અને એટલે ઇચ્છા મુજબની જાતિવાળા પ્રાણીઓ સર્જવાનું કામ એક સર્વસામાન્ય ક્રમ બની જશે એમાં તો શંકા જ નથી.

અત્યાર સુધી વૈજ્ઞાનિકો બીજકોષોના બંધારણનો અભ્યાસ કરતા હતા. હવે તેઓએ તે કોષોને ઇચ્છાનુસાર ક્રિયાશીલ બનાવવાની શરૂઆત કરી છે. વખત જતાં માનવી ફક્ત જાતિને લગતા ક્રોમોઝોમ્સનુંય નિયમન કરી શકશે. એમ થતાં આનુવંશિક લક્ષણોનું ઠીક ઠીક પ્રમાણમાં નિયમન કરી શકાશે. ચોક્કસ ગુણધર્મ ધરાવતા જીવતંત્રોને ગણિતશાસ્ત્રની ચોકસાઈથી પેદા કરી શકાશે અને ત્યારે, કદી ન સાંભળ્યું હોય એટલું બધું દૂધ આપતી ગાયો પેદા કરવામાં આવશે. ઘઉં એવી જાતના પેદા કરવામાં આવશે કે જેને એક જ વાર વાવીને લાગલગાટ દસ વર્ષ સુધી તેનો પાક લઈ શકાશે અને મરઘીઓ શાહમૃગનાં ઈંડાં જેવડાં મોટાં ઈંડાં મૂકશે.

અલબત્ત, અત્યારે તો આ કલ્પના જ છે પણ અત્રે જે સિદ્ધિઓનું વર્ણન કર્યું તે પણ થોડાં વર્ષ પહેલાં માત્ર કલ્પના જ હતી ને !



ઘાસતેલના દીવામાંથી વીજળી ઉત્પન્ન કરવાની સસ્તી રીત સેન્ટ પોલ ( મિનેસોટા )ની મિનેસોટા માઈનિંગ એન્ડ મેન્યુફેક્ચરિંગ કંપનીએ શોધી છે. મેક્સિકોની સરકાર દેશના જે ભાગની શાળાઓને વીજળી સુલભ નથી તેમને શૈક્ષણિક રેડિયો-કાર્યક્રમો સાંભળવા માટે વીજળી પૂરી પાડવા એનો ઉપયોગ કરે છે.

આ વીજળીના યંત્રોને 'થર્મોઇલેક્ટ્રિક જનરેટર' કહે છે. જુદા જુદા વીજવાહક પદાર્થોની પટ્ટીઓ તેમાં વપરાય છે. પટ્ટીઓ થર્મો-કપલ કહેવાય છે. આમાં એક 'તત્ત્વ' પોઝિટીવ અને બીજું નેગેટિવ હોય છે. કેરોસીનની ગરમી આ જોડકાંના એક સાંધાને આપવામાં આવે છે. બીજો સાંધો છૂટો હોય છે. તે ઠંડો રાખવામાં આવે છે. આ છેડાઓ વચ્ચે વીજળીનું દબાણ ઉત્પન્ન થાય છે. આવાં સંખ્યાબંધ જોડકાને સાથે જોડીને વીજળીનું ઉત્પાદન કરવામાં આવે છે.

અડધો લિટર કેરોસીનથી આ યંત્ર ૨૪ કલાક ચાલે છે. ખાસ સંજોગોમાં એ બીજા બળતણથી પણ ગરમી આપીને ચલાવી શકાય. વળી આ યંત્ર વીજળી ઉત્પન્ન કરવાની સાથે સાથે થોડો પ્રકાશ અને થોડી ગરમી પણ આપે છે.

ડૉ. નરસિંહ મૂ. શાહ

# તુલસી તેલ

તુલસીનાં પાનને અનેક રીતે આપણે ઉપયોગમાં લઇએ છીએ. હિંદુઓને મન તો એ પવિત્ર વનસ્પતિ છે. પણ તાવ શરદી વગેરેમાં પણ તેનો ઉપયોગ કરાતો હોવાથી દરેકને ઘરઆંગણે તુલસીક્યારો હોય છે. પણ આ લેખમાં એ મહત્વની વનસ્પતિમાંથી નીકળતા તેલ અને તેના ઉપયોગ અધિકારી લેખકે બતાવ્યો છે....

તુલસી અતિપરિચિત વનસ્પતિ છે. તેનો ઉપયોગ દવામાં કરવામાં આવે છે. તેની પવિત્રતા માટે તે પુજાય છે. તેનાં પાંદડાંને ચોળીને સૂંઘતાં એક વિશિષ્ટ પ્રકારની સુગંધ આવે છે.

તુલસી લેબિએટી વર્ગની વનસ્પતિ છે. તેને ઓસિમમ સમૂહમાં વનસ્પતિશાસ્ત્રીઓ મૂકે છે. ઓસિમમ સમૂહના પચાસથી સાઠ જેટલા જુદી જુદી જાતના છોડો થાય છે. જો છોડની જાત પ્રમાણે તેમાંથી નીકળતા તેલનું વર્ગીકરણ કરવા બેસીએ તો એ કાર્ય લગભગ અશક્ય જેવું છે. દાખલા તરીકે આકાર-વર્ણનની દૃષ્ટિએ સરખા છોડની જાતોમાંથી કાઢેલું તેલ પણ ભિન્ન ભિન્ન ભૌતિક રાસાયણિક ગુણધર્મો-વાળું હોય છે. ઓસિમમની કેટલીય વર્ણશંકર જાતો અસ્તિત્વમાં છે, જેમાંથી કાઢેલું તેલ મૂળ જાતના છોડમાંથી કાઢેલ તેલને મળતું આવે છે.

ઓસિમમ બાસીલીકમ જાતના છોડનાં પાંદડાંમાંથી કાઢેલ તેલને મિથાઈલ સિન્નેમેઇટ જાતના બાસીલ તેલના વર્ગમાં મૂકવામાં આવે છે. આ તેલ દક્ષિણ-ભ્રમણીય (ડ્રીવો-રોટેટરી) છે. તેમાં મિથાઈલ ચવી-કોલ નામનો પદાર્થ મુખ્યત્વે હોય છે; સાથો સાથ લિનાલુલ અને મિથાઈલ સિન્નેમેઇટ પણ સારા પ્રમાણમાં હોય છે. ઉત્તર પ્રદેશમાં ગાઝીપૂરમાં આ જાતના તુલસીનું વાવેતર છે. તેના પાંદડાં, ડાળાં અને ફૂલવાળાં ટોપકાંનું વરાળ-નિસ્યંદન કરતાં માત્ર ૦-૪ ટકા તેલ પ્રાપ્ત થાય છે. વેક્યુમમાં તેનું રેકટીફિકેશન કર્યા પછી એમાં ટરપીનીન ૨૦.૮૫ ટકા, લીવો-લિનાલૂલ ૪-૩૬ ટકા અને મિથાઈલ સિન્નામેઈટ ૫૬.૬૭ ટકા હોય છે. બાર્સીલ તેલનું નિસ્યંદન કર્યા પછી જે પ્રવાહી મળે તે લવંડરની સુગંધ-વાળું હોય છે. તેમાં લિનાલૂલ અને મિથાઈલ સિન્નામેઈટનું સારું પ્રમાણ હોય છે. કાનપુરના હાર્ઈ-કોર્ટ બટલર ટેકનોલોજીકલ ઈન્સ્ટીટયૂટમાં વાવેલ છોડો પર પ્રયોગો કરતાં માલૂમ પડ્યું છે કે પાંદડાંમાંથી ૦.૧૬-૦.૩૪ ટકા તેલ અને ફૂલમાંથી ૦.૩૧-૦.૬૧ ટકા તેલ મળે છે. પાંદડાંમાંથી મેળવેલું તેલ સારી સુગંધ ધરાવે છે અને તેનો ઉપયોગ સાબુમાં સુગંધી પદાર્થ તરીકે તેમ જ અન્ય સુગંધીદાર પદાર્થોની બનાવટ માટે થઈ શકે. દર વર્ષે એકર દીઠ લગભગ ૬૦૦૦ પૌંડ પાંદડાં અને ફૂલનો પાક ઊતરે છે. વર્ષમાં બેવાર પાંદડાં અને ફૂલ કાપી લેવામાં આવે છે. તેમાંથી લગભગ પૌંડ ત્રીશ જેટલું તેલ મળે.

ઓસિમમ કેનમ અને ઓસિમમ અમેરિકનમ્ (કાળા તુલસી)માંથી નીકળતું તેલ રાસાયણિક રીતે ત્રણ પ્રકારનું હોય છે: એકમાં મિથાઈલ સિન્નેમેઈટ; બીજામાં કપૂર અને ત્રીજામાં સિટ્રાલ નામનો પદાર્થ મુખ્યત્વે હોય છે. આપણા દેશમાં થતાં કાળા તુલસીમાંથી મળતું તેલ ત્રીજા પ્રકારનું છે.

ઉત્તર હિંદમાં થતા કાળા તુલસીનાં પાંદડાં, ફૂલ અને ડાળીઓમાંથી ૦.૩૮ ટકા તેલ મળે છે, જેમાં ૫૦ ટકા સિટ્રાલ હોય છે. લીંબુ અને લવંડર જેવી સુગંધ ધરાવતું તેલ વરાળ નિસ્યંદન વડે કાઢવામાં આવ્યું હતું, જે લગભગ ૦.૭ ટકા જેટલું હતું. સિટ્રાલને હિસાબે ગણતરી કરતાં તેમાં ૬૮ ટકા આલ્ડી હોઈડની જાતના પદાર્થો હતા. આને 'મનીરી તેલ તરીકે ઓળખવામાં આવે છે. અને તેમાંથી સિટ્રાલ સારા પ્રમાણમાં મળે છે. તેનો ઉપયોગ સાબુ બનાવનારાઓ સાબુની સુગંધી બનાવવા માટે કરે છે.

રામ તુલસી (ઓસિમમ ગ્રેટીસિમમ) હિન્દુસ્તાનમાં લગભગ સર્વત્ર પુષ્કળ થાય છે. તે સારી રીતે સુગંધ ધરાવનારો છોડ છે. તેનો ઉપયોગ દવામાં થાય છે. તેનાં પાંદડાંનું વરાળ નિસ્યંદન કરતાં ૦.૧ ટકા જેટલું



તેલ નીકળે છે, જેમાં ૭૬ ટકા સિટ્રાલ અને ૨૫.૬ ટકા જીરા નિયોલ હોય છે, તેમાં ગુલાબ અને લીંબુની ભેગી ગંધ હોય છે અને તે લીસાશ પડતું પીળું હોય છે. તેલ એટલું ઓછું પ્રાપ્ત થાય છે કે એનો ઔદ્યોગિક ઉપયોગ થતો નથી.

ઓસિમમ કિલી મંડશ્ચરીકમ જાતના તુલસી કેન્યા (આફ્રિકા)ના મૂળ વતની છે. આ જાતની વિશેષતા એ છે કે કપૂર મળી શકે છે. એટલે ગયા મહા યુદ્ધ વખતે જ્યારે આપણા દેશમાં કપૂરનું ઉત્પાદન કરવાના હેતુથી તેને આપણા દેશમાં દાખલ કરવામાં આવી. ૩૦૦૦ ફૂટની ઊંચાઈએ તેમજ સપાટ પ્રદેશમાં પણ તે ખૂબ સારી રીતે ફેલાય છે, તેનાં બી વાવવાથી તે સહેલાઈથી ઊગે છે. ૫૦ ઇંચ વરસાદ હોય એવા પ્રદેશોમાં તે પુષ્કળ વૃદ્ધિ પામે છે. ૧-૪૨ ફૂટના ૧૦ ક્યારા વાવવા માટે એક ઔંસ બી પૂરતાં થાય છે. વાવેતર પછી ૪–૫ મહિનામાં તે તૈયાર થઈ જાય છે. ઢોર તેને સૂંઘતાં પણ નથી એટલે તેના વાવેતરને વાડ કરીને રક્ષવાની જરૂર પડતી નથી. તેનાં પાંદડાંને દેગચીમાં પાણી સાથે ઉકાળવાથી કપૂર મળે છે. બે દેગચીઓને ઉપરા ઉપર મુખ રાખી ગોઠવીને પાંદડાંને ઉકાળવામાં આવે છે. ઉપરની દેગચીનો ઉપલો ભાગ ઠંડો રાખવામાં આવે છે. કપૂર તેમાં ભેગું થાય છે. તેને ભેગું કરી તેનું ઊર્ધ્વીકરણ કરવામાં આવે છે.

સૂકાં પાંદડાંમાંથી ૪.૬ ટકા તેલ મળે છે. તેમાં ૬૦–૭૦ ટકા કપૂર અને ૨.૪૬ ટકા તેલ હોય છે. તુલસીની આ જાત કપૂર માટે ઉપયોગી છે પણ બનાવટી કપૂરની હરીફાઈમાં ટકી શકે એવી રીતે કપૂરનું પ્રમાણ વધે એવા અખતરા ચાલે છે.

પવિત્ર તુલસી તરીકે જાણીતી તુલસીની જાત ઓસિમમ સેંક્ટમમાંથી પણ ૦.૩ ટકા તેલ મળે છે. આ તેલ દવામાં વપરાય છે, તેમાં કારવેક્રોલ (૩ ટકા) અને યુજેનોલ (લવિંગમાં હોય છે તે) ૭૧ ટકા જેટલું હોય છે અજમામાંથી નીકળતો થાયમોલ અને કારવેક્રોલ સમવર્ગી છે. આ ઉપરાંત ૨૦ ટકા જેટલો યુજેનોલનો મિથાઈલ ઇથર પણ તેમાં હોય છે.

આ તુલસીમાંથી સુગંધી પદાર્થો, દવામાં ઉપયોગી પદાર્થો નીકળે છે. એટલે તુલસી એક ઔષધીય વનસ્પતિ છે એ માન્યતા સાર્થક બને છે.

[ 'શિક્ષણ ભારતી'માંથી સાભાર ]

☆

## એક અઠવાડિયામાં પાંચ માળનું મકાન

તમને આ વાત કલ્પનાતીત લાગે છે? મોસ્કો જઈ ખાત્રી કરો અથવા કુબાન નદી પરના ક્રાસ્નોદાર શહેરમાં જઈ જુઓ કે આ એક વાસ્તવિકતા છે.

કોંક્રીટ બનાવવાની જગ્યાએથી એક ગાડી કોંક્રીટ ભરી રૂમ બનાવવાની જગ્યા પર આવે છે અને એક બકેટમાં ઠાલવે છે. એક ક્રેન બકેટને ઉપાડી રૂમની ફરસના માળખામાં રેડે છે. તુરત જ ધ્રુજારી પેદા કરતાં યંત્રો કોંક્રીટને ફરસમાં એકસરખી પાથરી દે છે. આ કામ પૂરું થતાં જ કોંક્રીટની દિવાલો બનાવવાનું શરૂ થાય છે. એક ખાસ વરાળયંત્ર ફરસ અને દિવાલો પર વરાળ છોડે છે. એટલામાં રૂમ બનાવવાના યંત્ર 'શેપીંગ બોક્સ' ઉપર આવે છે અને તુરત એના પર કોંક્રીટ રેડવામાં આવે છે જેથી રૂમની ઉપરની છત પણ તૈયાર થઈ જાય છે. આ છતને ૪૦ મિનિટ સુધી વરાળનો બાફ આપવામાં આવે છે. અને ત્યારબાદ એક દસ ટનની ક્રેન તૈયાર થયેલા માળખાને મશીનમાંથી ઉતારી એની મરામત-ટ્રીમીંગ ઓપરેશન-માટે કન્વેયર પર ગોઠવે છે. એટલે નિષ્ણાત કારીગરો એમાં લાદી જડવાનું, પ્લાસ્ટરનું તથા રંગવાનું અને વીજળીનાં ફીટીંગોનું કામ શરૂ કરી દે છે. આ બધાં કામ સાતથી આઠ કલાકમાં પૂર્ણ થાય છે.

જંગી લોરીઓમાં આવા તૈયાર રૂમોને મકાન બાંધકામનાં સ્થળો પર મોકલી આપવામાં આવે છે, ત્યાં આ ક્રેનની મદદથી પાયા પર ગોઠવવામાં આવે છે. રૂમના ખૂણામાંથી નીકળતા પોલાદના સળિયાઓના છેડાઓને એકબીજા સાથે વેલ્ડ કરી, કોંક્રીટ રેડી જોડી દેવામાં આવે છે, આમ બાળકો ઘન ચોકઠાંઓ ગોઠવતા હોય તેમ આખુંયે મકાન તૈયાર થઈ જાય છે.

આ તૈયાર રૂમો ખાસ શેપીંગ મશીન-ઘાટ આપતાં યંત્રમાં બનાવવામાં આવે છે અને આવાં તૈયાર રૂમોનું પાંચ માળનું મકાન ફક્ત એક અઠવાડિયામાં ઊભું કરી શકાય છે.



જે૦ ડી૦ રેટકલીફ

# પેકિંગથી પેરીસ

આજથી ૫૦ વરસ પહેલાં તો તે જમાનામાં અદ્ભુત લેખાય તેવું મોટર-પ્રવાસનું સાહસ અહીં આલેખવામાં આવ્યું છે. મૂળ અંગ્રેજી ઉપરથી **શ્રી બળવંત નાયક અને શ્રી ભાનુશંકર એમ૦ વ્યાસે** આ સાહસકથાને ગુજરાતીમાં ઉતારી છે....

ઈટલીના એક પત્રકારે કેટલાક મહિના પર પેકિંગથી મોટર દ્વારા પેરીસ જવા રશિયાની સરહદમાંથી પસાર થવા દેવા માટે પરવાનગી માગી એક પ્રકારની સનસનાટી ફેલાવી હતી. ત્યાં પહોંચતાં પહેલાં એણે ઉત્તર ચીનના ડુંગરાળ માર્ગો વટાવવાના હતા, ૭૦૦ માઈલના વિસ્તારમાં ફેલાયેલ ગોબીનું રણ પસાર કરવાનું હતું, સાઇબીરિયાના અફાટ જંગલના દુર્ગમ માર્ગો પરથી આગળ વધવાનું હતું. ત્યાર બાદ ઉરાલના પર્વતો ઓળંગી મોસ્કોથી બર્લીન થઈ પેરીસ પહોંચવાનું હતું. રશિયાની સરકારે 'આવો કોઈ પ્રવાસ હાથ ધરવાનું અશક્ય છે' એવો અભિપ્રાય આપી એ દરખારત ઉડાવી દીધી હતી. સત્તાવાળાઓએ કયા કારણસર પરવાનગી આપવાની ના પાડી હતી તેની તો જાણ નથી પણ આજથી ૫૦ વરસ પર એ જ પત્રકારના પિતાએ ૧૯૦૭ના મોડલમાં પેકિંગથી પેરીસનો સફળ પ્રવાસ ખેડ્યો હતો તેની મને જાણ છે. મોટર-પ્રવાસના ઇતિહાસમાં એ પ્રવાસ ખરે જ એક સીમાચિહ્ન જેવો બની ગયો છે.

વીસમી સદીની શરૂઆતમાં મોટર વાહનનો ઉપયોગ થવાનો હજી પ્રારંભ થયો હતો તે વખતે આ વાહન ઘોડાની બરોબરી કરી શકશે કે કેમ એવી શંકા વ્યક્ત કરવામાં આવતી હતી. પણ મોટર-વાહનના કેટલાક શોખીનો એનાથી ઊલટું જ માનતા હતા તે સમયના એ ખૂબ જ ઉગ્ર પ્રશ્નના નિરાકરણ માટે ફ્રાન્સના એક અખબાર 'લી માટીને' એ વાહનની કસોટી માટે પેકિંગથી પેરીસ સુધીની રેસ યોજી. આઠ હજારથી દશ હજાર માઈલનું એ અંતર કાપવાનું હતું. તે સમયે યોગ્ય માર્ગો ન હતા. ફક્ત વણઝારો જે માર્ગે પસાર થતી તેવા માર્ગો હતા. જંગલ અને પર્વત પાર કરી આગળ વધવાનું હતું. આવા માર્ગો પરથી જે કોઈ મોટરવાહન સહીસલામત પસાર થઈ પેરીસ પહોંચી શકે તેને માટે ભાવિ ખરે જ ઊજળું હતું.

સાહસવીરોની એક ટોળકીએ આ ચેલેંજ સ્વીકારી લીધી. ફ્રાન્સની એક કંપનીની બે મોટર, એક ડચ સ્પાઈકર, ૪૦ હોર્સ પાવરની ઈટાલા, અને ફક્ત ૬ હોર્સ પાવરની ત્રણ પૈડાંવાળી એક કોન્ટાલ એમ બધી મળી પાંચ મોટરે હરીફાઈમાં ભાગ લીધો. ૪૦ હોર્સ પાવરવાળી 'ઈટાલા'માં ઇટાલીનો પેલો પત્રકાર બારઝીની અને પ્રીન્સ બોરગીસ હતા.

પ્રીન્સ બોરગીસે તો આ અપૂર્વ સાહસ માટેની તૈયારી પાછળ હજારો પાઉન્ડ વેડફી નાખ્યા. આ હરીફાઈમાં ભાગ લેતાં પહેલાં પ્રીન્સ બોરગીસે પેકિંગની ઉત્તરે આવેલા ૩૦૦ માઈલના ડુંગરાળ પ્રદેશમાંથી મોટરમાં પસાર થઈ શકાય કે નહિ તે જોવા ઘોડેસવારી કરી હતી, અને એ માર્ગો પર નિયત કરેલા સ્થળે પેટ્રોલ, ટાયર અને મોટરના સ્પેરપાર્ટ્સ મળી શકે એવી વ્યવસ્થા કરી હતી. ઊંટની પીઠ પર આ સામગ્રી પેકિંગથી છેક સાઇબીરિયાની સરહદ સુધી લાવવામાં આવી હતી. ત્યારબાદ મોસ્કોથી ટ્રાન્સ-સાઈબીરિયન રેલવે દ્વારા આ સામગ્રી પહોંચતી કરવામાં આવી હતી.

બોરગીસે પોતાની મોટરમાં પેટ્રોલ માટે વધારાની ટાંકી બેસાડી હતી. વધુ ટાયર સાથે રાખવામાં આવ્યાં હતાં. અને અગત્યના સાંધા ખૂબ જ કાળજીથી બેસાડવામાં આવ્યા હતા. મોટર પર લોખંડના ખાસ મડગાર્ડનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. કોઈ ખાડો અગર નાનકડી નદી ઓળંગતી વખતે આ મડગાર્ડનો ઉપયોગ 'પુલ' તરીકે થતો





હતો. ઉપરાંત પાવડા, કુહાડી, ત્રિકમ વગેરે સાધનોની સામગ્રી પણ સાથે રાખવામાં આવી હતી.

૧૯૦૭ ના જૂનની ૧૦મી તારીખે પેકિંગ ખાતેની ફ્રેન્ચ કોઠી આગળથી આ સાહસવીરોએ પોતાના પ્રવાસનાં મંડાણ માંડયાં હતાં. એમની આગળ ફ્રેન્ચ મિલિટરી હતું. જમા થયેલી માનવમેદનીએ હર્ષનાદથી એમને વિદાય આપી. હાજર રહેલ વિશાળ સ્ત્રી-સમુદાયે રૂમાલ લહેરાવી એમને પ્રેરણાનાં પાન કરાવ્યાં અને ફટાકડા ફોડી ચીનાઓએ શુભેચ્છા વ્યક્ત કરી.

પણ પ્રવાસની શરૂઆતમાં જ મુસીબતનાં મંડાણ થયાં. પેકિંગના પાદરે પહોંચતાં જ મુશળધાર વરસાદમાં એ સપડાયા. ખુલ્લી મોટરમાં પાણી ભરાઈ ગયાં અને સાહસવીરો શરદીમાં પટકાઈ પડયા. બાંધેલા સામાનનાં દોરડાં ઢીલાં થવા લાગ્યાં અને કેટલીક સામગ્રી તો નીચે પડી જવા લાગી. પેલી ૭ હોર્સ પાવરવાળી ગાડી તો ગભરાયેલાં સસલાંની જેમ કૂદવા લાગી. ગટેરમાંથી પૈડાં આગળ વધવાની જાણે આનાકાની કરતાં હતાં. ધરીમાંથી પૈડાં નીકળી આવવાનાં એવો ભય લાગતાં એ ગાડીને જહાજમાં લઈ જવા પેકિંગથી નાનકોલ સુધી રેલગાડીમાં લઈ જવી પડી.

મોંગોલિયા અને ઉત્તર ચીનને અલગ કરતા પર્વત–માળાના માર્ગે પ્રવાસ ખેડવાનું ખૂબ જ કઠિન હતું. રસ્તા ઘણા સાંકડા હતા અને કયારેક ખીણમાંથી તો કયારેક ડુંગરાની ટોચ પરથી પસાર થવાનું હતું. રસ્તા પર પથ્થરોના ઢગ હતા તો એટલા જ ઊંડા ખાડા હતા. એવા દુર્ગમ માર્ગો પરથી પસાર થવાનો એક જ ઉપાય હતો. રસ્તા પહેલાં સાફ કરવા અને પછી એના પરથી પસાર થવું. પગી, ઘોડા અને ટટ્ટુ કામે લાગી ગયાં. ત્યાં જ શંકા ડાકણે પ્રશ્ન ઉઠાવ્યો, 'ઘોડા કરતાં મોટર વધુ સુખદાયક ખરી ?' એની મદદથી જલદી પહોંચી શકાય ખરું ?' એ જ માર્ગે ઘોડેસવારો ઉન્નત મસ્તકે આગળ વધી ગયા. ચીની મુસાફરો 'ડોલી'માં આરામથી બેસી હસતા હસતા પસાર થઈ ગયા. આ નવા જ વાહન પ્રત્યેનો એમનો તિરસ્કાર છૂપો રહ્યો ન હતો અને સાહસવીરોના ધ્યાન બહાર પણ એ વાત રહી ન હતી.

ઉપર ચઢવાનું જેટલું મુશ્કેલ હતું તેટલું જ નીચે જવાનું વિપરીત હતું. પાછલાં પૈડે દોરડાં બાંધી મોટરકાર ઉપર ચઢાવવામાં આવતી હતી. ત્યાં એક વખત તો બોરગીસની મોટર રમકડાંની જેમ ગબડતી ગબડતી ખડક પરથી નીચે ચાલી ગઈ. આશ્ચર્યની વાત તો એ હતી કે ગબડતાં ગબડતાં એ બાજુની ઊંડી ખીણમાં સરી પડી નહોતી.

પેકિંગથી નીકળ્યાને હવે પાંચ દિવસ થવા આવ્યા હતા. બોરગીસ સૌથી આગળ હતો. પણ એ સમય દરમિયાન એમણે ફક્ત ૧૫૦ માઈલનું જ અંતર કાપ્યું હતું. આ ગતિએ વધતાં તો પેરીસ પહોંચતાં એક વરસ લાગવાનું અને ગોબીનું પેલું ભયંકર રણ પસાર કરવાનું તો હજી બાકી હતું. પોને (ત્રણ પૈડાંવાળી મોટરનો માલિક) વિકરાળ ગોબીના રણ તરફ નજર કરી અને એનાં તો હાંજા જ ગગડી ગયાં. એની આ ત્રણ પૈડાંવાળી બેબી મોટરકાર એમાંથી કદી આગળ વધી શકે જ નહિ એમ લાગતાં એણે તો ત્યાંથી જ માંડી વાળ્યું. બાકી રહેલા ચાર સાહસિકોએ તો હામ ભીડી અને પ્રવાસ ચાલુ રાખ્યો. તારના થાંભલાવાળા માર્ગે બોરગીસે તો આગળ ને આગળ વધવા માંડયું. સળગતા તાપમાં એંજિન પણ ખૂબ તપી જતું અને કિંમતી પાણીનો જથ્થો પૂરો થઈ જતો હતો. માર્ગ પર પડેલાં અને તાપમાં શેકાઈ જતાં હાડકાં અશુભ આગાહી કરી રહ્યાં હતાં છતાં પીવાના રહ્યા સહ્યા પાણીનો એંજિન માટે ઉપયોગ કરી પ્રવાસનો વેગ જાળવી રાખવામાં આવ્યો.

વણઝારની મદદથી પેટ્રોલ આણવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. ગોબીના મધ્યમાં પોંગ–હોંગ નામના સ્થળે પેટ્રોલ ભરવા અટકયા. અહીંથી લંડનના ડેલી ટેલિગ્રાફ અને મીલાનના એક અખબાર પર પ્રવાસના

સમાચાર રવાના કરવામાં આવ્યા.

ગોબીનું આ વિકરાળ રણ ચાર દિવસની અંદર ઓળંગી બોરગીસે બતાવી આપ્યું કે ઘોડા અગર 'ડોલી' જેવાં બીજાં વાહનો કરતાં મોટર વાહન ખરે જ ચઢિયાતું છે ઊંટ અને ઘોડાની વણઝારને એ જ રણ ઓળંગતાં ૬૭ દિવસ લાગ્યા હતા અને 'ડોલી'વાળાનો તો ક્યાંય પત્તો જ ન હતો. રણના છેડા પર આવેલા ઉરગા નામના ગામેથી બોરગીસ આગળ વધી રહ્યો હતો ત્યારે ફ્રેન્ચ કંપનીની બનાવટવાળી એક મોટર ત્યાં આવી પહોંચી હતી ડચ સ્પાઈકર તો હજુ રણમાં અધવચ્ચે ક્યાંય ફસડાઈ પડી હતી. .

ડુંગરાળ વિસ્તારવાળા બે દિવસના સતત પ્રવાસ બાદ બોરગીસ રશિયાની હદ પર આવેલ કીઆખ્તા ગામે પહોંચ્યો. રશિયાએ તૈયાર કરેલા નકશા જોતાં હવે સાઈબીરિયાના ધોરી માર્ગો પરથી પસાર થવાનું ખૂબ જ આસાન હતું એમ લાગ્યું. પણ પ્રવાસ જેમ જેમ આગળ વધતો ગયો તેમ તેમ એને ખબર પડવા લાગી કે એ ધોરી માર્ગો તો નકશામાંય કરનારના ફળદ્રુપ ભેજાની નરી કલ્પના જ હતા. હા, એ વિસ્તારમાંથી એક મિલિટરી રોડ પસાર થતો હતો પણ ઘણાં વરસોથી એ માર્ગ ત્યજાએલો હતો એટલે એ વિસ્તારમાંથી એક મિલિટરી રોડ પસાર થતો હતો પણ ઘણાં વરસોથી એ માર્ગ ત્યજાએલો હતો એટલે એ માર્ગ પર ફરીથી જંગલનાં વૃક્ષોએ પોતાની સત્તા જમાવી લીધી હતી. ટ્રાન્સ સાઈબીરિયન રેલવે બંધાઈ હતી ત્યારે આ ધોરી માર્ગ તૈયાર કરવામાં આવ્યો હતો. હજાર માઈલના સમગ્ર પ્રવાસ દરમિયાન મુશળધાર વરસાદનો સાથ રહેવાનો જ હતો એટલે એ વિશાળ પ્રદેશ કાદવનો એક જંગી સાગર બની ગયો હતો. અહીં બોરગીસની મોટરનું રેડિયેટર બગડી ગયું હતું અને એંજિનમાંથી હંમેશ વરાળ નીકળી હતી.

અનેક નાનીમોટી નદીઓ પાર કરવાની હતી. એ નદીઓ પર વર્ષો પૂર્વે બાંધવામાં આવેલ લાકડાંના પુલ આજે તો 'મરવાના (નીચે પડી જવાના) વાંકે' ઊભા રહ્યા હતા. આવા વિકટ માર્ગો પરથી મોટર માટે આગળ વધવાનું અશક્ય હતું એટલે બળદ અને ઘોડાની મદદથી વાહનને ખેંચવાં પડતાં.

ક્યારેક રેલવેના પુલોનો ઉપયોગ કરવો પડતો. પણ એ અનુભવ તો ખરે જ અદ્‌ભુત હતો. મોટરનાં એક બાજુનાં પૈડાં રેલવે લાઈનના અંદરના ભાગમાં હોય, બીજી બાજુનાં પૈડાં રેલવે લાઈનની બીજી બાજુ હોય એવી સ્થિતિમાં સામેથી અથવા તો પાછળથી ધસમસતી ગાડી આવી પહોંચવાના સતત ભય વચ્ચે મોટરને લઈ જવામાં આવતી. એક વખત તો આ રીતે પુલ ઓળંગી જવામાં આવ્યો ત્યાં જ મોટરનું પૈડું રેલવે લાઈનમાં ખૂંપી ગયું અને સામેથી પુરવેગે ગાડી આવી રહી હતી. 'લીવર'ની મદદથી મોટરગાડી સમયસર ઉપાડી લેવામાં આવી હતી.

એક સમયે તો ગાડીનું પૈડું જ તૂટી ગયું. બીજું પૈડું હતું નહિ. વળી હજાર માઈલના વિસ્તારમાં ક્યાંય પણ મોટરનું પૈડું મળે એવી શક્યતા નહોતી. બોરગીસ ખૂબ નિરાશ થઈ ગયો અને હતાશામાં જ એણે આગળ પ્રવાસ કરવાનું છોડી દેવાનો નિર્ણય કર્યો. પણ ત્યાં તો એ પ્રદેશના એક ગ્રામિણ સુથારે ફક્ત કુહાડીની મદદથી એક 'પૈડું' તૈયાર કરી આપ્યું અને 'ઇટાલા'નો પ્રવાસ આગળ ચાલ્યો.

જુલાઈના ૨૦ મીએ 'ઇટાલા' ઉરાલ પર્વતોની હારમાળા પર આવી પહોંચી. એ પર્વત પર આરસપહાણની તખ્તીની એક બાજુ પર 'એશિયા' એવા અક્ષર કોતરવામાં આવ્યા હતા જ્યારે બીજી બાજુ 'યુરોપ' એવા અક્ષર પાડવામાં આવ્યા હતા. 'ઇટાલા'ના સાહસિકોમાં હવે નવું જોમ અને નવું ચેતન દેખાવા લાગ્યાં. અહીંથી મોસ્કો પહોંચવાનું આસાન હતું. અઠવાડિયામાં તો 'ઇટાલા' નાચતી કૂદતી મોસ્કોમાં પ્રવેશી જ્યારે બીજી ત્રણ કાર તો હજી સાઈબીરિયાના વિકરાળ પ્રદેશમાં જ ફાંફાં મારી રહી હતી. .





અને મોસ્કોથી આગળ વધવામાં કોઈ ખાસ મુસીબત પડી નહિ. સેંટ પીટર્સબર્ગ અને બર્લિન ખાતે ઉત્સાહી ટોળાં એમનું સ્વાગત કરવા ખડે પગે તૈયાર હતાં. અને ત્યાંથી તો એક જ ' કૂદકો મારવાનો હતો અને પેરીસ પહોંચી જવાનું હતું.

બેલ્જીયમના એક ગામમાં કલાકના આઠ માઈલ કરતાં વધુ ગતિએ ગાડી ચલાવવાના ' આરોપસર ' પોલીસે ' ઈટાલા 'ને અટકાવી હતી. એ નાનકડા બનાવ સિવાય બીજો કોઈ ખાસ બનાવ ત્યારબાદ બન્યો ન હતો. પણ પાછળથી પોલીસને પ્રિન્સ બોરગીસની જાણ થતાં એણે ' ઇટાલા 'ને જવા દીધી હતી.

અને ૧૯૦૭ના ઑગસ્ટની ૧૦મીએ સાંજે ચાર વાગ્યે પેકિંગ છોડયા બાદ ૬૨મા દિવસે વિજયી યોદ્ધાની અદાએ ' ઇટાલા ' પેરીસમાં દાખલ થઈ ત્યારે પેરીસની રંગીલી માનવ મેદનીએ હર્ષના અપૂર્વ આવેગ વચ્ચે ' ઇટાલા 'નું અને એને હંકારી લાવનાર સાહસવીરોનું અપૂર્વ સન્માન કર્યું.

આમ ' ઇટાલા ' એ મોટર-વાહનના પ્રવાસના ઇતિહાસમાં એક સીમાચિહ્ન ઊભું કર્યું અને પેલા સાહસિકોએ ' અશક્ય ' પ્રવાસને ' શક્ય ' બનાવી સાહસવીરોની આલમમાં પોતાનું યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી લીધું.



પહેલી પંચવર્ષીય યોજના સાથે જ શારીરિક ખોડાંખાપણવાળાં માટે શિક્ષણ અને ઉદ્યોગો હાથ ધરાયાં. બીજી પંચવર્ષીય યોજનામાં એ પ્રવૃત્તિ વધુ વિકાસશીલ બની. ત્રીજી યોજનામાં બન્ને યોજનાઓ કરતાં વધુ વેગીલી એ પ્રવૃત્તિ બનશે. ઉપરના ચિત્રમાં દેહરાદુનના પુખ્ત વયનાં અંધજનોના તાલીમકેન્દ્રની અંધસ્ત્રીઓ સંગીત પીરસી રહી છે.



પ્રો૦ કેરોલેવ

# રશિયામાં વેશ્યા-નાબૂદી

જગતના દરેક દેશ અને સમાજને વેશ્યાઓની વિકટ સમસ્યા મૂંઝવી રહી છે. રશિયાએ સ્ત્રીઓની આર્થિક દશા સુધારીને તથા સ્ત્રી-બાળકલ્યાણની પ્રવૃત્તિઓ પર સવિશેષ લક્ષ આપી આ વિકટ સમસ્યા ઉકેલી છે....

રશિયામાં ક્રાંતિ પહેલાનાં સમયમાં વેશ્યાગીરીનું શરમજનક દૂષણ તેના સમાજજીવનમાં ઘર કરી બેઠું હતું. એ જમાનામાં રશિયન સ્ત્રીઓની કેવી અવદશા હતી તેનો આજની જુવાન પેઢીને તો લગીરે ખ્યાલ પણ નથી.

આમ વેશ્યાગીરીને નાબૂદ કરવાનાં પગલાં ઝારશાહીના વખતમાં પણ લેવાયેલાં. ૧૮૯૩માં વેશ્યાઓના ધંધા પર કેટલાંક નિયંત્રણો લાદવામાં આવેલાં. સેંટ પીટર્સબર્ગ, મોસ્કો તથા બીજાં મોટાં શહેરોમાં વેશ્યાઓની શારીરિક તપાસ માટે તબીબી સમિતિઓ અને પોલીસ સમિતિઓ રચવામાં આવી હતી. જ્યારે હજારો નારીઓ બેકારી અને કંગાલિયતના કારણે રસ્તે રઝળતી થઈ રહી હતી અને વેશ્યાવાડાઓનો આશ્રય લેવા તેમને ફરજ પડતી હતી ત્યારે આ દૂષણ દૂર કરવા માટે માત્ર આવાં નામનાં પગલાં જ લેવામાં આવ્યાં હતાં અને ઝારશાહીની નૈતિમત્તાની વાતો કરતા માંધાતાઓ વિચાર-આચાર, સ્વાતંત્ર્ય અને 'સ્ત્રી-સમાનતા'નાં કારણો આગળ ધરીને સરકારની નિષ્ક્રિયતાનો બચાવ કરતા હતા. વળી કેટલાકે તો વેશ્યાગીરીનો ધંધો વંશપરંપરાગત છે એમ સાબિત કરવાનો તો કેટલાકોએ અમુક સ્ત્રીઓનું શારીરિક બંધારણ તેમને આવો ધંધો કરવા પ્રેરે છે એમ સાબિત કરવા પ્રયાસ પણ કર્યો હતો.

આ બધી દલીલોનો ઉદ્દેશ તો વેશ્યાગીરીનાં મૂળ દૃઢ બનાવવાનો જ હતો. આ ઘૃણાસ્પદ અને શરમજનક દૂષણનું અસલ કારણ તો આર્થિક અસમાનતામાં રહેલું હતું. સ્ત્રીઓને ઊતરતી કોટિની ગણી તેને કશા અધિકારો આપવામાં આવતા ન હતા. તેમને પુરુષોની સરખામણીમાં કામનું મહેનતાણું પણ બહુ ઓછું આપવામાં આવતું. એટલે આ દૂષણ સ્ત્રીઓની આર્થિક કંગાલિયતને જ મુખ્યત્વે આભારી હતું. કોઈપણ સખાવતી, ધાર્મિક કે સામાજિક સંસ્થા સ્ત્રીઓને તેમની આ અવદશા અને અવનતીમાંથી ઉગારી શકે તેમ ન હતી.

ઓક્ટોબરની સમાજવાદ ક્રાંતિએ સ્ત્રીઓને સ્વતંત્રતા અપાવી. સૌ પ્રથમ તો સ્ત્રીઓને રાજકીય, આર્થિક, કાનૂની, ધારાકીય અને કૌટુંબિક ક્ષેત્રે પુરુષની બરોબરીના અધિકારો આપવામાં આવ્યા. સોવિયેત સરકાર આ માટે માત્ર જરૂરી કાયદાઓ ઘડીને જ બેસી ન રહી. તેણે આ કાયદાઓનો કડક અમલ પણ કર્યો. નવા શાસનના પ્રારંભનાં વર્ષોમાં જ્યારે જૂની રૂઢિઓ હજીયે સારો એવો પ્રતિકાર કરી રહી હતી ત્યારે સ્ત્રીઓને માત્ર વેશ્યાગીરીમાંથી મુક્ત કરવાનું જ નહીં પરંતુ તેમને સમાજમાં યોગ્ય સ્થાન મેળવવામાં સહાય કરવાનું આવશ્યક હતું.

આ ઉદ્દેશને નજર સામે રાખીને લેનિનની સૂચનાથી સ્વાસ્થ્ય મંડળો, અને મજદૂર સંઘોના પ્રતિનિધિઓની બનેલી ખાસ સમિતિઓની રચના કરવામાં આવી. આ સમિતિઓ ભૂતકાળમાં વેશ્યાગીરીના આશ્રયે જીવતી મહિલાઓની તબીબી સારવાર કરી તેમને નીરોગી બનાવતી હતી અને તેમના માટે કામ શોધી આપતી. આવી સ્ત્રીઓને વેપાર રોજગારનું શિક્ષણ આપવા ખાસ વ્યવસ્થા કરવામાં આવી. આ ઉપરાંત બેકારો માટે ઉત્પાદક સહકારી મંડળીઓ રચવામાં આવી હતી. ગર્ભવતી સ્ત્રીઓ પાસેથી કામ લેવા સામે કાનૂની પ્રતિબંધ મૂકવામાં આવ્યો અને કામદાર સ્ત્રીઓનાં નાનાં બાળકોની દેખભાળ રાખવા માટે મિલો અને કારખાનાંઓમાં બાળગૃહો ઊભાં કરવામાં આવ્યાં.

ફોજદારી ધારામાં એક ખાસ કલમ ઉમેરીને સોવિયેત પ્રજાસત્તાકમાં કોઈ પણ સ્ત્રીને વેશ્યાગીરી કરવાની ફરજ પાડનારાઓને સખત સજાની જોગવાઈ કરવામાં આવી.





મા–બાળકના કલ્યાણ પ્રત્યે સવિશેષ લક્ષ અપાવા લાગ્યું, અને આ રીતે સોવિયેત રાજ્યે ધીમે ધીમે સ્ત્રીઓને તેમના શરમજનક ભૂતકાળમાંથી મુક્તિ અપાવી. અને આ બધું જ્યારે દેશમાં આંતરવિગ્રહ ચાલી રહ્યો હતો, કામદારો અને કિસાનો પોતાની સ્વતંત્રતાની રક્ષા કાજે લડી રહ્યા હતા એવા વિનાશ, ભૂખમરો અને મહામારીના સમયે કરવામાં આવ્યું હતું. સોવિયેત સરકાર સામે આવી અનેકવિધ મુશ્કેલીઓ ઊભેલી હોવા છતાં તેણે વેશ્યાગીરીને વહેલામાં વહેલી તકે દેશવટો આપવાનો નિર્ધાર કર્યો હતો અને આ દિશામાં તે સક્રિય પગલાં લઈ રહી હતી. છેવટે તેના પ્રયાસને સફળતા વરી અને રશિયામાંથી વેશ્યાગીરીનું દૂષણ નાબૂદ થયું. શોષણખોરીના અંત સાથે સામાજિક દૂષણનો પણ અંત આવી ગયો. નૂતન વ્યવસ્થા અને નીતિમત્તાનાં નૂતન સામાજિક ધોરણો સ્થપાયાં. હવે રશિયામાં પુરુષ અને સ્ત્રી વચ્ચેના સંબંધો અરસપરસના પ્રેમની ગાંઠે બંધાયેલા છે. સોવિયેત સંઘની આર્થિક પ્રગતિ એટલી ઝડપી હતી કે ૧૯૩૦માં બેકારીની સમસ્યા હલ થઈ ચૂકી હતી અને સ્ત્રીઓ પણ પોતાના પગ પર ઊભી રહેતાં શીખી ગઈ હતી. સ્ત્રીઓને એવી આર્થિક આઝાદી સાંપડી કે જેવી તેણે ભૂતકાળમાં કદીયે કલ્પી પણ ન હતી.

ત્યારથી સ્ત્રીઓને સામાજિક, સાંસ્કૃતિક જરૂરિયાતો, શિક્ષણ, સ્વાસ્થ્ય, સલામતી અને સામાજિક નિર્વાહ માટે ખાસ સહાય અપાઈ રહી છે. મોટાં કુટુંબોવાળી માતાઓને સવિશેષ આર્થિક મદદ આપવામાં આવે છે. આવી સહાયમાં દર વર્ષે ઉત્તરોત્તર વધારો થઈ રહ્યો છે

આજે સોવિયેત સંઘમાં ઉચ્ચ શિક્ષણ પામેલાંઓની કુલ સંખ્યા ૩૮ લાખની છે. અને તેમાં સ્ત્રીઓની સંખ્યા ૧૮ લાખની (૪૯ ટકા) છે. માધ્યમિક શિક્ષણ પામેલાંઓની કુલ સંખ્યા પાંચ કરોડ અને ૪૯ લાખની છે અને તેમાં સ્ત્રીઓની સંખ્યા બે કરોડ નેવું લાખની (૫૩ ટકા) છે. અત્રે એ જાણવું રસપ્રદ થઈ પડશે કે ઝારના સમયમાં રશિયામાં જેમણે પ્રાથમિક શિક્ષણથી આગળ અભ્યાસ કર્યો હોય તેવી સ્ત્રીઓની સંખ્યા માત્ર ૫,૩૫,૦૦૦ની જ હતી.

વધુ ને વધુ બાળમંદિરો તથા બાળ–ગ્રીષ્મ છાવણીઓ બંધાઈ રહી છે અને આવી સગવડોનો આજે પચાસ લાખથી વધુ બાળકો લાભ લઈ રહ્યાં છે. આવી બાળ–સંસ્થાઓની જાળવણી માટે રાજ્યે આ વર્ષે જ એક અબજ રૂબલની રકમની ફાળવણી કરી હતી. દશ કે એથી વધુ બાળકોની માતાને 'વીર માતા'નું માનદ્ બિરુદ આપવામાં આવે છે. મોટા પરિવારવાળી માતાઓને ખાસ ચંદ્રકો અને માસિક આર્થિક સહાય આપવામાં આવે છે.

સ્ત્રીઓ સામ્યવાદને સબળ બનાવવામાં સક્રિય રીતે ભાગ લઈ રહી છે. તેઓ આજે હિસાબનીશ અને પક્ષના મુખ્ય કાર્યવાહકો તરીકે સેવા બજાવે છે. સ્ત્રી–વૈજ્ઞાનિકો અને ઈજનેરોની સંખ્યા પણ નાની સૂની નથી. શિક્ષણ, સાહિત્ય અને કલાને ક્ષેત્રે અસંખ્ય સ્ત્રીઓ કામ કરી રહી છે. સંઘની સુપ્રીમ સોવિયેતમાં ૨,૫૦૦થી વધુ મહિલાઓ પ્રતિનિધિત્વ ધરાવી રહી છે જ્યારે સોવિયેત સંઘની સુપ્રીમ સોવિયેતમાં તેઓની સંખ્યા ૩૫૦ની છે; સોવિયેત દેશના ગૌરવસમી અગ્રગણ્ય મહિલાઓની નામાવલિ આપીએ તો એક મોટો ગ્રંથ બની રહે

સોવિયેત સંઘની સ્ત્રીઓની નવી પેઢી ઉન્નત થવા લાગી છે અને આ પેઢીને શોષણ શું ચીજ છે તેનો પણ ખ્યાલ નથી, સોવિયેત કુટુંબનું નિયોજન સમાજવાદી નીતિમત્તાનાં ધોરણોના મજબૂત પાયા પર થયેલું છે, અને વેશ્યાગીરીને સદાને માટે દેશવટો મળી ચૂક્યો છે.



'દરેક સ્ત્રી–પુરુષે એ સમજવું જોઈએ કે દામ્પત્ય જીવનમાં બ્રહ્મચર્ય પાળવાથી તંદુરસ્તીને નુકશાન થતું નથી. એટલું જ નહિ પરંતુ તંદુરસ્તી વધે છે અને શક્તિમાં વધારો થાય છે. પણ એ માટે બ્રહ્મચર્ય પાળવામાં શરીરની સાથે મનનો પણ સંપૂર્ણ સહકાર હોવો જરૂરી છે.'

—મહાત્મા ગાંધી



ફલ્ટન ઓર્સલર

# પ્રભુ, તારો મોટો પાડ

ભલભલા નાસ્તિકોમાં પણ ઊંડી આસ્તિકતા પડી હોય છે. એ આસ્થા અને શ્રદ્ધા તો માનવજીવનનું મોટું ભાથું છે. **શ્રી છોટાલાલ માનસિંગ કામદારે** ગુજરાતીમા ઉતારેલી આ બોધકથા પણ સાચી આસ્તિકતા રજૂ કરે છે....

તેનું નામ એના મેરિયા સેસિલા સોફિયા વર્જિનિયા એવેલોન થેસાલોનિયન્સ હતું.

મેરીલેન્ડના પૂર્વ કિનારા પર ગુલામગીરીમાં તેનો જન્મ થયો હતો અને પૃથ્વી પરના તેના શેઠે આ નાના ભૂરા રંગના બાળક પર જલસંસ્કાર કરી ખ્રિસ્તિધર્મનો ભાર તેના પર લાદવાની મશ્કરી કરી હતી. નાની બાળા તરીકે, સ્વાતંત્ર્યપ્રાપ્તિના તેના પહેલા વર્ષમાં મારી માતાના જન્મ વખતે તેણે ડૉક્ટરને મદદ કરી હતી. આ ઈ. સ. ૧૮૬૬ની વાત છે. સતાવીસ વર્ષ પછી હું જન્મ્યો ત્યારે તે શયનગૃહમાં હતી. તેણે મને પહેલું સ્નાન કરાવ્યું. પણ તેણે મને માત્ર તેટલું જ આપ્યું નહોતું.

અમારા ઘરમાં રસોડાના ટેબલ પાસે તે બેસતી તે મને યાદ છે. તેના હાથ આર દીધેલા તેના ઓઢવાના વસ્ત્રની આરપાર જોડેલા હોય, તેની ચળકતી કાળી આંખો ઉપર ધોળાવેલ શીલીંગ તરફ તાકેલી હોય અને તે તેના વૃદ્ધ ખોખરા અવાજે ધીરેથી બોલતી હોય કે 'હે પ્રભુ, આજના ખાવાપીવા માટે તારી અત્યંત આભારી છું.' હું કહેતો: 'તમે ઈશ્વરનો આભાર માનો કે ન માનો તો પણ તમને ખાવાપીવાનું તો મળવાનું છે જ.'

'જરૂર, પણ આભાર માનવાથી દરેક વસ્તુનો વધારે સારો સ્વાદ આવે છે. કેટલાક લોકોના ધર્મમાં તો આખું કુટુંબ દર ભોજન વખતે આભાર માને છે પણ મારા પંથમાં તેવું નથી, તેથી હું મારા પોતા માટે જ પ્રાર્થના કરું છું.'

ભોજન પૂરું થયા પછી તેણે પ્રભુનો ફરીથી આભાર માન્યો અને પછી તેણે માટીની ચુંગી સળગાવી. આજે પણ મને જ્યારે ચુંગીના ધુમાડાની વાસ આવે છે ત્યારે મને મારી વૃદ્ધ નર્સની યાદ આવે છે.

રસોડાની દિશામાં ધુમાડાના ગોટેગોટા કાઢતાં તેણે કહ્યું : 'તમે જાણો છો કે આભાર માનવા સંબંધી એક રમુજી વાત છે. એક વૃદ્ધ કાળા પાદરીએ મને તે રમત રમતાં શીખવ્યું હતું. શેના માટે આભાર માનવો તે વસ્તુઓ શોધી કાઢવાની તે રમત છે. જો તમે તેની શોધમાં ન જાવ તો કેટલી બધી વસ્તુઓને તમે વિસારી દેશો તે તમે જાણતા નથી.

દાખલા તરીકે આજની સવાર લ્યો, હું જાગી જાઉં છું અને હવે મારે શેનો આભાર માનવો તે માટે આશ્ચર્ય દાખવતી આળસુ માફક પડી રહું છું. અને શું થયું તે તમે જાણો છો ? મને કોઈ બાબતનો વિચાર જ આવતો નથી. ભલો ઈશ્વર મારા માટે—તેના બાળક વિષે—શું ધારતો હોવો જોઈએ ? પણ તે નગ્ન સત્ય છે કે આભાર માનવા જેવી કોઈ પણ વસ્તુનો મને વિચાર આવતો નથી.

અને પછી શું થયું ? તમને કલ્પના આવે છે ખરી ? મારી પુત્રી બેસી શયનગૃહનું બારણું ઉઘાડીને આવે છે અને મોઢામાં પાણી આવે તેવી સરસ સુગંધ રસોડામાંથી સીધી આવે છે. કાફી ! કાફી માટે અને વૃદ્ધ સ્ત્રી જાગે ત્યારે તેને માટે તૈયાર રાખનાર પુત્રી માટે, હે પ્રભુ, તારી અત્યંત આભારી છું. તેની સુગંધ માટે પણ પ્રભુ, તારી ખૂબ આભારી છું. મારા જેવામાં પણ તે જે રીતે મહત્ત્વાકાંક્ષા જગાડે છે તે રીત માટે પણ આભારી છું. કેટલાક લોકો મને કહેવાને પ્રયત્ન કરે છે કે કાફી ખરાબ છે ! પણ આજ પચાસ વર્ષથી હું તે પીઉં છું અને મને મળતા દરેક પ્યાલા માટે હું પ્રભુનો આભારી છું.

હવે મારે થોડો વખત બેસીને ઘરકામમાં મદદ કરવાની છે, ઘરકામમાં શાને માટે પ્રભુનો પાડ માનવો તે શોધી કાઢવું મુશ્કેલ છે. તમારી માતા





તમને તેમ જ કહેશે. બીજી કોઈ પણ સ્ત્રી તેમ જ કહેવાની. પણ જ્યારે હું ચૂલા પાસે, પડેલ વસ્તુઓની ધૂળ ખંખેરવા આવી ત્યારે મેં ચીનના છોકરાનું નાનું રમકડું જોયું. તે રમકડું કેટલા વખતથી મારી પાસે હોવાનું તમે ધારો છો? તમારી માતાના જન્મ પહેલાંથી તે મારી પાસે છે. મને નાનાજીની ભેટ તરીકે તે આપ્યું ત્યારે હું ગુલામ હતી. પણ મેં કદી તે તોડી નાખ્યું નથી તેમાં ચિરાડો પણ પડ્યો નથી. ચૂલા પાસે આસમાની રંગથી ચળકાટ મારતો તે બેસી રહે છે. તેના મોઢામાં સોનેરી રંગનું પદ્મ છે, તે નાના છોકરાને હું ચાહું છું. તે સઘળો સમય મારી સાથે છે. તે મારો નાનો ભાઈ છે, હે પ્રભુ, નાના છોકરા માટે તમારી ખૂબ આભારી છું.

ધૂળ ઝાટકવાના કપડાથી જે જે વસ્તુઓને હું સ્પર્શ કરું છું તે દરેક મને યાદ કરવી ગમે તેવી વસ્તુની યાદી આવે છે. દિવાલ પર ટીંગાતાં ચિત્રો પણ અહીં દૂર મારા લોકોને હું મળતી હોઉં તેવું લાગે છે, જ્યારે તમે મારી ઉમરના થશો ત્યારે અહીંતહીં તમારે પણ ખૂબ જ મિત્રો થશે. મિત્રો મારી તરફ જુએ છે અને હું મિત્રો તરફ જોઉં છું અને તેમના વિષે જે સારું હોય તે હું યાદ કરું છું. યાદ કરવાના કાર્યમાં હું એટલી રત હોઉં છું કે હું શું કરી રહી છું તેની મને જાણ થાય ત્યાર પહેલાં મારું ઘરકામ પૂરું થઈ ગયું હોય છે.

તું નીચેથી અને બારીમાંથી જો, કેટલી બધી સુંદર વસ્તુઓ—

મેં કહ્યું 'પણ એમ, તું તે ખરીદી શકવાની નથી. તારી પાસે પુરતા પૈસા નથી.'

'મારે જે જોઈએ છે તે માટે મારી પાસે પુરતા પૈસા છે. મારે તે સુંદર વસ્તુઓ જોઈતી નથી. રસ્તામાં પાછળ અર્ધો દસડાનો આવે તેવા ઝભ્ભાને મારે શું કરવો છે? પણ મને લાગે છે કે તે સુંદર છે, અને મને ત્યાં ઊભા રહીને મનની કલ્પનામાં રાચવું ગમે છે. હું તારી માતા, તારી માશી ડોટ, તારી કાકાની દીકરી બેન લીઓનાનો વિચાર કરું છું. તે દરેક આવા વસ્ત્રમાં કેવી દેખાય! અને બારી દ્વારા હું પુષ્કળ આનંદ મેળવું છું. હું વૃદ્ધ છું છતાં મારા મનની કલ્પનામાં રાચવા દેવા માટે પ્રભુની ખૂબ આભારી છું, તે એક જાતનું સુખ છે.

એક વખત હું વરસાદમાં સપડાઈ ગઈ. મારી પુત્રી થેર્સને લાગ્યું કે હું મૃત્યુ પામીશ. મને તો મસ્તક લાગતી હતી. શોખીન માણસોના 'શાવરબાથ' (વરસાદની માફક ઉપરથી પાણી પડે અને સ્નાન થાય) વિષે મેં હમેશાં સાંભળ્યું હતું. હવે તો મને તેનો અનુભવ થયો અને તે અદ્ભુત હતો. મારા ગાલ પર પડતું ઠંડુ પાણી નાના બાળકની આંગળીઓ જેવું હતું. હું બાળકોને હમેશાં ચાહતી હતી.

તમે જાણો છો કે પ્રભુ આખો દિવસ લોકોને સ્વર્ગ આપતા હોય છે.

હું ફ્રુઇડ ટેકરાના બાગમાં ગઈ છું અને મેં ઉદ્યાન જોયેલ છે, પરંતુ તમે જાણો છો કે શું? તમારા વાડાની જૂની ઝાડીનું દૃશ્ય મને વધારે ગમે છે. એક જ ગુલાબ પોતાની સુગંધથી તમારું નાક ભરી દેશે.

હવે એને મને આ બધી હકીકત જુદે જુદે સમયે કરી હશે, પરંતુ મારી સ્મરણશક્તિમાં તો તે એક લાંબા, ધીમેથી બોલાયલા આત્મભાષણ તરીકે ગોઠવાઈ ગયેલ છે. તે મને આ હકીકત કહ્યાનું વર્ષો સુધી ભૂલી ગઈ હતી.

એટલામાં અચાનક મુશ્કેલીએ મારો ભરડો લીધો અને મારું ગળું દબાવ્યું: મારા જૂના અહંભાવના ચૂરેચૂરા થઈ ગયા. એવો સમય પણ આવ્યો કે જ્યારે મેં મારી નિરાશામાં લાગણીના ભયને પારખ્યો. જેમ એક દિવાળિયો સેફડિપોઝીટના વોલ્ટના ખાનાંને ફંફોળે તેમ કંઈ સલાહ માટે મેં મારી સ્મરણશક્તિને ફંફોળી. એનને કબરમાં સૂતાં લાંબો સમય થઈ ગયો હતો પરંતુ જમવાના ટેબલ પર આભાર માનવા માટે કંઈક ને કંઈક શોધી કાઢવાના તેના ધીમા ઉચ્ચારે

આ શબ્દો મારી પાસે ખડા થયા.

મેં તે રમત રમી લેવાનું નક્કી કર્યું. તે વખતે હું ભૂગર્ભ સ્ટેશન પર હતો. ત્યાં ખૂબ જ દુર્ગંધ તથા ગીરદી હતાં. એવું બન્યું કે ત્યાં ખડખડાટ હસવાનું ચાલુ હતું. કદાચ હું તેને શોધી રહ્યો હતો તેને અંગે હોય. આથી મને યાદ આવ્યું કે દિલગીરીનો સમય ચાલ્યો જાય છે. મેં મારી આસપાસ નજર નાખી અને મેં યુવાન બાળાની આંખ સાંજની આશાથી ચળકાટ મારતી જોઈ. થાકી ગયેલ વૃદ્ધ કારકુનના ચહેરા પર ચળકાટ જોયો, હું જ્યારે ઉપર શેરીમાં ગયો ત્યારે ચોખ્ખો બરફ પડતો હતો. દેવળમાં દીવા થયા હતા અને તેનું ખુલ્લું દ્વાર મને બોલાવી રહ્યું હતું. હું અંદર ગયો અને ઘુંટણીયે પડયો. જ્યારે હું મને મળેલ ઘણી ભેટો, ઘણા આશીર્વાદ જ ગણવા લાગ્યો ત્યારે મારું હૃદય ગરમાવાથી ભરાઈ ગયું. મારે કેટલો—કેટલો અસીમ આભાર માનવાનો હતો.

કામ કરવા માટે—જે કામમાં હું જીવ પરોવી શકું તે માટે—હું ઘણો જ આભારી છું જે મારા તરફ નજર નાખે છે તેની સંભાળ લેવાની શક્તિ માટે, મારા પ્રિયજનો, જે મને મારી લાયકાત કરતાં વધારે ચાહે છે તેમના માટે, મિત્રો—કેટલા બધા મિત્રો—જેઓએ મારા દુઃખમાં મારી પાસે આવીને મારી સાથે બોલ્યા હોય અથવા દયાને અંગે ચૂપ રહ્યા હોય અને તદ્દન અજાણ્યા માણસો જેમને મારી જાણ પ્રમાણે ઈશ્વરે મારી કસોટીમાં મારી પાસે મોકલ્યા હોય અને ચમત્કારિક રીતે મને મદદ કરી હોય. મારા હોઠમાંથી ધીમેથી આભારના શબ્દો નીકળતા જણાયા અને હું મુશ્કેલી માટે ઈશ્વરનો પાડ માનતો જણાયો કેમકે તેથી મારી શ્રદ્ધાને બળ પ્રાપ્ત થયું હતું.

આભાર માનવામાં જાદુ છે. તમે કોફીના એક જ પ્યાલાથી શરૂઆત કરો, પણ એક વખત તમે શરૂઆત કરી કે કૃતજ્ઞતા છલકાઈ પડે છે અને કારણો વધતાં જાય છે. છેવટ એવું દેખાય છે કે તમે જેમ વધારે આભાર માનો છો તેમ તેમ તે માટે તમને વધારે કારણો મળતાં જાય છે અને તમારે વધારે આભારી થવું પડે છે. અલબત્ત, તે જ આખો આધ્યાત્મિક પાયો છે.

લાંબા વખત પહેલાં મૃત્યુ પામેલ એનનો આત્મા મહાન હતો. એટલો મહાન કે તે સર્વત્ર ઈશ્વરને જોઈ શકતો, તેના જેવા મહાન આત્માવાળો તો હું કદાપિ થઈશ નહિ પરંતુ તે મને શીખવી ગઈ. પૂર્વ બાલ્ટિમોરમાં તેની પુત્રી થેસી સાથે તે રહેતી હતી. તે ગંદી શેરીમાંથી ખબર આવ્યા કે એન મરણ પથારીએ છે. મને યાદ છે કે મારી માતા મને ત્યાં ગાડીમાં લઈ ગઈ. હું એનની પથારી પાસે ઊભો. તેને ખૂબ જ દરદ થતું હતું. તેના વૃદ્ધ હાથો જુદા ન પડે તેવી પકડમાં હતા.

બિચારી વૃદ્ધા! અત્યારે હવે તેને શા માટે આભાર માનવાનો હશે?

તેણે તેની આંખો ઉઘાડી અમારા તરફ જોયું. તેની આંખો મારી આંખો પર ઠરી.

તેણે કહ્યું: 'આવા સરસ મિત્રો માટે હે પ્રભુ, હું ખૂબ જ આભારી છું,' તે ફરીથી કદી બોલી નહિ—સિવાય કે મારા હૃદયમાં. પણ ત્યાં તો દરરોજ બોલે છે. તે માટે હું ઈશ્વરનો ખૂબ પાડ માનું છું.



કશીપણ ઇચ્છા રાખશો નહિ. કર્મ તરફ કે કુદરતના સફર કાયદા તરફ ક્યારેય આંખમીંચામણાં કરશો નહિ. તો કુદરત તમારી સમક્ષ બધું ખુલ્લું કરી દેશે—એના અસ્પર્શ્ય અને અતાગ ભંડારોને પણ તમારી સમક્ષ મૂકી દેશે. આમ હાથથી આપ્યા વિના તમારા આત્માની આંખને કુદરતની આ સમૃદ્ધિ દેખાશે—આ આંખ ક્યારેય બંધ થતી નથી. આ આંખને કુદરતના સામ્રાજ્યમાં ક્યાંય કોઈ બંધ કરી શકતું નથી.

—બ્લેવેટ્સ્કી








આજે સમાજમાં નજર ફેરવીએ છીએ તો પહેલાં કરતાં વધુ લોકો કેળવણી લઈ રહ્યાં છે તેમ લાગે છે. સ્કૂલ, કોલેજો વધુ ને વધુ સંખ્યામાં ખૂલતી જાય છે અને ભરચક પણ જણાય છે. કેળવણી લીધેલ વ્યક્તિઓ વધુ બહાર આવવા છતાં નીતિનું ધોરણ નીચે ને નીચે જ ઊતરતું જણાય છે તેનું કારણ શું ? લોકો ડર્યા વગર છડેચોક અનીતિના અખાડામાં બેધડક પોતે 'મોડર્ન' છે એમ કહીને પડે છે.

અમુક જ વર્ગ તેનો ભોગ બની બેસે છે એવું પણ નથી. પરંતુ એમ લાગ્યા કરે છે કે અધકચરું જ્ઞાન અને પાશ્ચાત્ય દેશોનું અનુકરણ સમજ્યા વગર કરે છે તે ખરેખર દુઃખદ છે. કેળવણીનો ઝોક કઈ બાજુ વળી રહ્યો છે તેનો અભ્યાસ કરવાની ખૂબ જરૂર ઊભી થઈ છે. ભણવાની, જ્ઞાન મેળવવાની અંતરની ધગશ આજે કેટલામાં છે. અને સમાજમાં ભણેલાં છીએ, 'મોડર્ન' છીએ એવું બતાવવા માત્ર 'ગાઈડો'ના આધાર ઉપર જ રહીને અને બીજી પણ કેટલીક ટ્રીકો કરીને પાસ થનાર વર્ગ કેટલો છે તેનો અંદાજ કાઢવાની જરૂર છે. આ બીજો વર્ગ સમાજને ઘણું નુકશાન ઊભું કરી રહ્યો છે તે માટે સમાજે જાગૃત થવાની જરૂર છે. આજની કેળવણીમાં પણ કંઈક ખામી છે તે ઉપરાંત સંસ્કાર, વાતાવરણ પણ એટલાં જ જવાબદાર છે એ ભૂલવું ન જોઈએ. વડીલો તેમની જવાબદારી ચૂકી રહ્યા છે અને આજે નાની કુમળી વયનાં છોકરા–છોકરીઓને અનીતિને રસ્તે જતાં જોઈને દુઃખ થાય છે, કંપારી છૂટે છે. અને તેને માટે સમાજે, ખાસ કરીને બહેનોને જાગૃત થવાની જરૂર છે. સ્ત્રીનું શરીર માત્ર વાસના સંતોષવા માટે જ નથી. સ્ત્રી શક્તિ તો અમર છે અને તે તો ઘણું કરી શકે તેમ છે પછી શા માટે આવી અવદશા તેણે ભોગવવી પડે......!

સરકારે કાયદો કરીને જાહેર વેશ્યાવૃત્તિ બંધ કરાવી. પણ ખાનગીમાં ચાલતાં અનીતિનાં ધામો તેથી કંઈ બંધ થયાં નથી. તે દ્વારા તો અનીતિ વધુ જોરથી ચાલી રહી છે. અમુક ટોળકી જ લોકોને ફસાવે છે. અને એને માટે કાયદાના સાથ કરતાં પ્રજાના જ સહકારની વધુ જરૂર રહે છે. પ્રજા આ કઈ રીતે સાંખી રહી છે ? જાણવા છતાં આંખ આડા કાન કરી રહી છે તે પણ આપણા અજાગૃત સમાજની અને દેશની કમનસીબી છે.



## સહન કરવાનો લહાવો

હંસાબહેન અચાનક રસ્તામાં મળી ગયાં. ઘણાં સમયથી અમે મળી શક્યાં નહોતાં. એમની નવી નોકરી પછી એ કંઈક હવે શાંતિથી રહી શકતાં હશે એમ માનીને જ મેં પૂછેલું કે હવે તો મનની પણ શાન્તિ રહે છે ને ? ત્યાં તો હંસાબહેનની આંખમાંથી દડદડ આંસુ પડવા મંડ્યાં. ઘડીભર હું થંભી ગઈ.

ખરે બપોરે અમે એક બાગની બાજુમાં જ મળી ગયેલાં એટલે મેં કહ્યું ચાલો, બાગમાં બેસીને વાત કરીએ.

'બહેન, તમે તો માનો છો કે હંસા હવે સુખમાં બીરાજતી હશે પણ હંસાના નસીબમાં સુખ દેખાતું જ નથી. અમારા ઘરનું નિરાકરણ થઈ ગયા પછી બનેવીની દાનત મારા પૈસા પર ગઈ છે. મારી નાની બહેનને કહે છે કે 'હંસાબહેનને ઘર શું કરવું છે, તું તેની પાસેથી તારા નામ પર કરાવી લે.' મારી બહેને ના પાડી એટલે એની સાથે મારઝૂડ કરવા માંડી. આમ ખૂબ પજવણી શરૂ કરી. અને નોકરી પણ છોડી દીધી અને કહે છે કે હું કાંઈ કરવાનો નથી. શરૂઆતમાં આર્થિક મુશ્કેલી ખૂબ આવી છે, તમે મદદ કરો—એવું લખી લખીને મારી પાસે જે કંઈ પડ્યું હતું તે મંગાવી લીધું. મને ત્યાંસુધી ખબર નહિ કે પૈસાએ જ આ દાવાનળ સળગાવ્યો છે.

'બહેન, મારી બહેનને તો દિવસ હતા છતાં તેને મારે, ક્યારેક ઘર બહાર કાઢી મૂકે. આ તો પડોશીએ મને પત્ર લખ્યો કે 'કસાઈવાડેથી તમારી બહેનને છોડાવવી હોય તો જલદી આવો.' અને હું તેને ગામ જઈને તેને લઈ આવી. તરત જ તેને હૉસ્પિટલમાં દાખલ કરી, દવા કરાવી. આજે તો હવે તેની સુવાવડ પતી ગઈ છે અને બધું સારું છે. પણ મારે માથે તો ઉપાધિનાં પોટલાં ખડકાયાં છે. શું કરવું તે જ સમજ નથી પડતી. અને મારી તબિયત તો ખૂબ ખરાબ થઈ ગઈ છે. મારા બાબાને પણ મારા સસરા હજુ આપતા નથી.'

'જુઓ, અત્યારે બાબાને મેળવવાની ઉતાવળ ન કરો. એ ત્યાં સારી રીતે જ રહે છે પછી તમારે એટલી ચિંતા ઓછી. પણ આ નવો પ્રશ્ન ઊભો થયો છે એને માટે જ વિચારો. તમારી માફક તમારી બહેનને, પગભર ઊભી રહી શકે તેવી બનાવો, તમે જોયું ને તમારા ભોળપણનો બધાં લાભ લે છે. પૈસાની મદદ તમારે આપવી જોઈતી નહોતી. હમેશાં આવી કોઈ પણ મદદ કરતાં પહેલાં ચારે બાજુનો વિચાર કરવો જોઈએ. જ્યાં સુધી એને ગરજ હતી ત્યાં સુધી તમને મોટીબહેન મોટીબહેન કહ્યાં અને હવે....!' આમ મારી પાસેથી થોડું આશ્વાસન મેળવી અમે છૂટાં પડ્યાં.

હંસાબહેનના પતિ ગુજરી ગયા પછી સાસરીયાંના ત્રાસથી કંટાળી તે સંસ્થામાં રહીને ભણ્યાં. અને સારે નસીબે શિક્ષિકાની નોકરી પણ તુરત મળી ગઈ. અને એ જ સમયે પિયરનું મકાન પણ બે બહેનોનાં નામે



કરીને નિરાકરણ થઈ ગયું. તેમને મા-બાપ નથી. તેમજ ભાઈઓમાં પણ કોઈ નથી. છતી મિલકતે તે હેરાન થતાં હતાં. હવે શાંતિથી જીવી શકશે તેમ માન્યું ત્યાં તો એકાદ વર્ષમાં જ તેમની નાની બહેનનો પ્રશ્ન ઉપસ્થિત થયો.

માનસિક રીતે અશાંતિ ઉત્પન્ન થતાં તે ગમે ત્યારે અત્રાચક બનવા માંડ્યાં. ધીમે ધીમે તેમને હીસ્ટેરીઆનો રોગ લાગુ પડ્યો. પણ હિંમત દાખવ્યા વગર છૂટકો નહોતો. કુદરતે જ પરિસ્થિતિનો સામનો કરાવ્યો. અને સાથે સાથે પ્રાથમિક શિક્ષણ સર્ટીફીકેટની પરીક્ષા આપી પાસ પણ થઈ ગયાં. અને બહેનને પણ ભણાવવા માંડી. અને તેમણે નક્કી કર્યું કે સ્વાર્થી, અને ગરજુ બનેવીને ત્યાં બહેનને નથી મોકલવી. નાની બહેન પણ હવે માર-ઝુડ સાંખવા જવા તૈયાર નહોતી જ. આપણામાં તાકાત ન હોય તો કોઈ જ આપણું નથી થવાનું. સૌ સગાં સ્વાર્થના જ સગાં છે એ પણ હવે જ તેમને ખ્યાલ આવ્યો.

અને હંસાબહેન આજે પણ 'વહાલી બાબાં, સહન કરવું એ જ છે એક લહાણું' એ સૂત્રને યાદ કરી કરીને હિંમતથી સામનો કરી રહ્યાં છે.

## સમતાબહેનની સંવત્સરી

સમતાબહેનની વાત કરું છું ને એમની આંસુભરી આંખો રોજ મારી નજર સામે તરવરે છે. હજુ તો એ જાણે ગઈ કાલે જ મને મળ્યાં હોય એમ મારી નજર સામે જ એમનો એ કરુણ ગંભીર ચહેરો તરવરે છે. સમતાબહેનને ગુજરી ગયાને એક વરસ થઈ ગયું એ તો હું આ લખવા બેસું છું ત્યારે મારા ખ્યાલમાં આવ્યું.

ઉમ્મરે મારા કરતાં સમતાબહેન ઘણાં મોટાં, મારાં વડીલ ગણાય તેવાં, છતાં મારી પાસે રોજ કેટલુંય કહી જાય. એટલાથી પતે તો તો સારું. ઘણીય વાર મારી સલાહ પણ પૂછે. હું તેમની સલાહકાર બની શકેલી એ વાતનો એક રીતે મને ગર્વ હતો અને એક રીતે મને નાનમ લાગતી. તેમના કરતાં અડધી ઉમ્મરવાળી હું એમને શી રીતે માર્ગ-દર્શક બની શકું? વાતવાતમાં સમતાબહેન મને જ આગળ ધરે. કોઈ પૂછે તેને પણ મારી સલાહ મુજબ જ આમ કર્યું છે ને તેમ કર્યું છે એમ કહેતાં જરાય અચકાય નહિ.

મેં કૉલેજ છોડી નહોતી ત્યારથી, બી. એ. થયા પછી એમ. એ. માં હતી ત્યારથી સમતાબહેને મને તેમના જીવનમાં ઠીક ઠીક મહત્ત્વનું સ્થાન આપી દીધું હતું. મારા માનસશાસ્ત્ર અને ફિલસૂફીના એમ. એ. માટેના વિષયોમાં પણ તે ઠીક ઠીક રસ લેતાં. મને નોટો ઉતારવામાં પણ ખૂબ મદદરૂપ થતાં. એટલી બધી નોટો તેમણે મને ન ઉતારી દીધી હોત તો પરીક્ષા વખતે મારે વાંચવામાં ઠીક ઠીક મુશ્કેલી પડત. જ્યારે મારું એમ. એ.નું પરિણામ આવ્યું ત્યારે મને અભિનંદન આપવા આવનારમાં સૌથી પહેલાં સમતાબહેન હતાં એ વાત આજેય હું ભૂલતી નથી. તેમનું જીવન એક એવું સમસ્યાવાળું હતું કે મને મારા અભ્યાસવેળા એ ઠીક ઠીક અભ્યાસ કરવાનું નિમિત્ત બન્યું. ગયે વરસે એમના અવસાનને આગલે દિવસે જ એમની જે હૈયાવરાળ મારા કાને પડેલી એ જ મારે



મને મહત્ત્વની હતી.

સમતાબહેનનું અચાનક થયેલું અવસાન હું ત્યારે નહોતી સમજી શકી. પણ આજે એક વર્ષને અંતે, તેમણે મારી પાસે ખોલેલા તેમના દિલના સાક્ષી તરીકે હું સમજી શકી છું. સમતાબહેન ત્યાગની મૂર્તિ હતાં એ તો મને પહેલેથી ખ્યાલ હતો. પણ એ ત્યાગ આટલો મહત્ત્વનો, આટલો બધો ઉચ્ચ હશે એ તો મને હવે જ સમજાયું. મારી પાસે તેમણે કાઢેલી હૈયાવરાળને એ વખતે હું બહુ ગંભીર સ્વરૂપ નહોતી આપતી, તેમને હું ખૂબ જ હળવાશથી હસી કાઢતી. પણ મારા એ હાસ્યથી એમને જે દુઃખ થતું, એમની આંખના ખૂણામાં જે ભીનાશ આવતી તેનું કારણ આજે મને સમજાય છે. મારી એ ભૂલને કારણે જ સમતાબહેન આટલાં વહેલાં ચાલ્યાં ગયાં હશે?—એ પ્રશ્ન મને આજે રહી રહીને સતાવે છે.

આ ભરી ભરી દુનિયામાં કોઈની પાસે અક્ષર સુદ્ધાં ન ઉચ્ચારનાર સમતાબહેન મારી પાસે કેટલી બધી વાતો કરી નાખતાં? ઉપરથી ઊજળું દેખાતું તેમનું જીવતર કેટકેટલી વેદનાઓથી વીંટળાયેલું હતું? તેમને સાચી હૂંફ આપવાનું મને આટલું મોડું કેમ સૂઝયું?—આ બધા પ્રશ્નો તેમની આ પ્રથમ સંવત્સરીએ મને સતાવે છે.

☆

## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**અનિદ્રા :** લે. પ્ર. દેવજી રા. મોઢા. પાનાં ૮૮. રૂ. ૧/૫૦. ઊષા પ્રિન્ટરી, પોરબંદર. **મરજિયાત ગરીબી :** ગાંધીજી. પાનાં ૩૧. ન. પૈ. —/૩૦. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **દિલ્હીની ગાઈડ :** રમા સંઘવી. પાનાં ૮૪. ન. પૈ. —/૭૫. **હરદ્વાર અને મસૂરીની ગાઇડ :** રમા સંઘવી. પાનાં ૪૦. ન. પૈ. —/૬૦. —બન્નેના પ્રકા. રમા સંઘવી, નવી દિલ્હી, ૫. **વિચાર પ્રદીપિકા :** શિવગિરિ. પાનાં ૧૨૧. રૂ. ૭/—. સંન્યાસ આશ્રમ, રાજકોટ. **ઉચ્ચાર :** હિમાંશુ વ્હોરા. પાનાં ૩૧. રૂ. ૧/—. **મીરાંનાં પદો :** સંપા. ભૂપેન્દ્ર બા. ત્રિવેદી. પાનાં ૨૮૮. રૂ. ૪/૫૦. **ગોવર્ધનરામ ચિંતક ને સર્જક :** વિષ્ણુપ્રસાદ ર. ત્રિવેદી. પાનાં ૧૩૪. રૂ. ૧૩૪. રૂ. ૨/૫૦. —ત્રણેયના પ્રકા. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, ૨. **ગોમતી ઘાટ :** ઈશ્વર પેટલીકર. પાનાં ૨૮૩. રૂ. ૫/—. **ગ્રામલક્ષ્મી (સંક્ષિપ્ત) :** રમણલાલ વ. દેસાઈ. સંક્ષેપકાર : અનંતરાય રાવળ. પાનાં ૩૯૫. રૂ. ૫/૭૫. **દિવ્યા :** યશપાલ. અનુ. સુભદ્રા ગાંધી. પાનાં ૨૪૭. રૂ. ૫/૫૦. **કુર્યાત્ સદા મંગલમ્ :** સારંગ બારોટ. પાનાં ૨૫૪. રૂ. ૪/—. **ટારઝનની હકૂમત :** પાનાં ૨૪૬. રૂ. ૪/—. **ગુફાસુંદરી :** પાનાં ૨૭૧. રૂ. ૪/૫૦. **ટારઝનનો મિલાપ :** પાનાં ૨૫૫. રૂ. ૪/—. **એમિલા અને ટારઝન :** પાનાં ૨૮૮. રૂ. ૪/૭૫. —ચારેયના લે. એડગર રાઈસ બરો, અનુ. 'સત્યમ.' **સંસારમાધુરી :** લાભુબહેન મહેતા. પાનાં ૩૦૩. રૂ. ૫/—. **પાતાળનગરી :** ગિરિશ ગણાત્રા. પાનાં ૧૭૮. રૂ. ૩/—. **એબ્રહેમ લિંકન :** અનુ. જ્યોતીન્દ્ર હ. દવે. પાનાં ૧૫૨. રૂ ૧/—. **હીરામોતીનો ટાપુ :** શ્રીકાન્ત ત્રિવેદી. પાનાં ૧૧૨. રૂ. ૧/૭૫. —બારેયના પ્રકા. આર. આર. શેઠની કંપની, મુંબઈ, ૨. **ભારતીય પ્રાચીન સંસ્કૃતિ :** અંબાલાલ વ૦ પટેલ. પાનાં ૬૦૮. રૂ. ૫/—. સંસ્કાર પ્રકાશન, સુરત. **સમાજદર્શન :** અંબાલાલ વ. પટેલ. પાનાં ૪૦. ન. પૈ. —/૫૦. નવભારત પ્રકાશન, અમદાવાદ.



ખચુભાઈ મહેતા

# સૌએ વાંચવા જેવું 'જીવનદીપ'

સારે પ્રસંગે ભેટ આપવા માટે આજે પુસ્તકોની પસંદગી કરવામાં થતું મૂંઝવણ છે. જીવનમાં ડગલે ને પગલે ખપમાં લાગે તેવું શ્રી. ઈશ્વર પેટલીકરનું પુસ્તક 'જીવનદીપ' છે જેની વિસ્તૃત આલોચના આ લેખમાંથી મળશે...

આ ચરાચર સૃષ્ટિમાં દરેક પદાર્થને પોતાનું જીવન છે. અને દરેક તે ભોગવે છે. અચેતન પદાર્થને જતાં દઈએ તો પણ દરેક સજીવ પ્રાણી પોતપોતાની રીતે જીવન ગુજારે છે. કીડી-મકોડી જેવાં સૂક્ષ્મ જંતુઓથી માંડીને હાથી ઘોડા જેવાં વિરાટકાય અને બલીષ્ટ જાનવરો પણ ધારણ-પોષણ અને સંવર્ધનના ઉદ્દેશ સાથે જીવન જીવ્યે જાય છે. પણ માનવી એ સૌથી વિશેષ ઉત્ક્રાંતિ પામેલ પ્રાણી હોવાથી તેના જીવનમાં પ્રાણીજીવનના આ ત્રણ પ્રબળ આવેગો ઉપરાંત કંઈક વિશેષતા માલૂમ પડે છે. આનાથી ઘણું વધારે હેતુલક્ષી જીવન માનવી જીવે છે. આ વિશેષતા ત્રણ, (૧) બુદ્ધિશક્તિ (૨) નીતિમત્તા (૩) સૌંદર્યપ્રીતિ. આ ત્રણ બાબતોને લઈને જ માનવી બીજી પ્રાણીસૃષ્ટિથી જુદો પડે છે. તેથી ધારણ-પોષણ ને વર્ધનની મૂળભૂત પ્રવૃત્તિઓ સાથે માનવી આ ત્રિવિધ તત્ત્વોની ઉપાસના સનાતન સમયથી કરતો રહ્યો છે. આના પ્રતાપે જ આજની માનવસંસ્કૃતિ સર્જાઈ છે. સંસ્કૃતિના વિકાસમાં પોતાનો વિકાસ અને પોતાના વિકાસમાં સંસ્કૃતિનો વિકાસ માનવજાતે જોયો છે. આથી માનવવિકાસ ને સંસ્કૃતિવિકાસના પ્રવાહો સમાન્તરે વહ્યા છે.

અને આથી જ વ્યક્તિ તેમજ સમષ્ટિના જીવનમાં સત્ય, શિવ ને સૌંદર્યની ઉપાસના આવશ્યક મનાઈ છે. અને તેના પ્રયત્નો માણસજાત આજ સુધી કરતી આવી છે.

આ સત્ય, શિવ અને સૌંદર્યની અભિવ્યક્તિ આપણાં જીવનમાં કરવી એ પણ એક કળા છે. માટીના ઘાટ ઘડવામાં કુંભારને જેમ કળા વાપરવી પડે છે, લાકડાને આકાર આપવામાં સુનારને કારીગરી બતાવવી પડે છે, સ્થાપત્ય કે શિલ્પનું સ્વરૂપ કંડારવામાં સ્થપતિ કે શિલ્પીને જેમ કરામત કરવી પડે છે, તેમ જીવનમાં પણ સત્યમ્, શિવમ્, સુંદરમ્ સમા સંસ્કૃતિના ઉદાત્ત અંશો ઉતારવામાં પણ કળા રહેલી છે. પેલી મૂર્ત-કળાઓ હોઈ તેમાં સ્થૂળ કૌશલ્યની જરૂર પડે છે. જ્યારે ચિત્ત એ તો અમૂર્ત, અપાર્થિવ ચીજ હોવાથી તે વડે જીવનનો સત્ય, શિવ અને સૌંદર્યયુક્ત આકાર ઉપસાવવામાં ઘણી વધુ સૂક્ષ્મ, વધુ અમૂર્ત, ને વધુ નાજુક કલાની જરૂર પડે છે. કારણ કે તેમાં તો જેની અભિવ્યક્તિ વડે જીવન ઘડાય છે, તેવા 'મન'ના નાજુક ભાવોને ઘાટઘુટ આપવાના હોય છે.

ચિત્તસંસ્કરણ વડે જીવનને સત્યમય, કલ્યાણકારી, અને સૌંદર્યયુક્ત વળાંક આપવાની કલાની કૂંચીઓ બતાવતો એક અભિનવ સાહિત્યપ્રકાર આપણે ત્યાં થોડાં વર્ષોથી ખેડાય છે, શ્રી. ઈશ્વર પેટલીકરનું 'જીવનદીપ' પુસ્તક આ પ્રકારના આપણા સાહિત્યમાં શિર-ટોચ સમું છે, તેમ વાંચનારને લાગ્યા વગર રહેશે નહિ.

ટ્રેઈનની ખળભળાના બપોરની બેસુમાર ગીર્દી અને અસહ્ય ગરમી વચ્ચે પણ લેખકને એક પુસ્તક વાંચવામાં અદ્ભુત રસ આવે છે. અને તે પુસ્તક પણ કંઈ નવલકથા કે વાર્તાનું નહિ, પણ એક ચિંતનાત્મક પુસ્તક. વિષય ભારે હોવા છતાં આપણા રસન વાર્તાકારને તે વાંચવામાં ચાલુ ટ્રેઈનની બપોરની ગીરદી અને ગરમી વચ્ચે પણ રસ આવ્યો, તે જ વિષય અને પુસ્તકની રસોત્કટતા દેખાડે છે.

પુસ્તકનું નામ હતું. 'જીવનની અગત્ય' The Importance of living. અને તેનો લેખક હતો, મૂળે ચીની પણ અમેરિકા જઈને વસેલ મિ. લીન યુટાંગ.

શ્રી. પેટલીકર પ્રસ્તાવનામાં લખે છે કે 'પુસ્તક વાંચીને મને થયું કે આવું હું પણ ગુજરાતીમાં લખું તો ?



પણ ટેવ. સાથે જ મને મારી અપૂર્ણતા અને પરિમિત શક્તિનું ભાન થયું. મારી અશક્તિના વિચારે હું ખચકાયો. પણ બીજે જ પળે વિચાર ઝબક્યો: 'શું...નક્ષત્ર જેટલી ન ફેલાવી શકાય, તો નાના શા દીવડાનું અજવાળું પણ ન કરવું એવું થોડું જ છે.' આવા આશ્વાસક વિચારે શ્રી. પેટલીકરને 'જીવનદીપ' પ્રગટાવવા પ્રેર્યો.

એવું શું હતું તે પુસ્તકમાં કે જેના વાચનથી શ્રી. પેટલીકરની સર્જકતા રહી ઊઠી? આપણા આજન્મ વાર્તાકાર વાર્તાલેખન મૂકીને તત્ત્વનિરૂપણમાં સરી પડ્યા? એમાં હતી જીવનના એક પ્રગતિશીલ દૃષ્ટિબિંદુની વિચારણા. જીવન એટલે કોઈ કઠોર તપશ્ચર્યાસમું ગિરિશિખર પણ નહિ, તેમ સ્વેચ્છાચાર માટેની ઊંડી ખીણ પણ નહિ. એ બંને વચ્ચે આવેલા મધ્યમ પ્રતિપદા માર્ગના મેદાન ઉપરના હરિયાળા બાગ જેવું. નગ્ન મનોહર આહ્લાદક અને ઉત્સાહપ્રેરક બનાવવાની વિચારણા.

આજથી અઢી હજાર વર્ષ પહેલાં ભગવાન બુદ્ધે આવા મધ્યમમાર્ગની ઉદ્‌ઘોષણા કરી હતી. પણ તેની એક મર્યાદા એ હતી કે તેમાં માનવીની આધ્યાત્મિક ઉન્નતિ પૂરતી જ એ રુચ હતી. માનવીના વ્યવહારજીવનમાં તે પ્રવેશ નહોતી પામી. લેખક કહે છે કે આપણાં શાસ્ત્રોએ પણ આનો સર્વાંગસૂત્ર વિચાર કર્યો નથી, લેખક આને એક જીવનદૃષ્ટિ કહે છે. પણ હું તો આને જીવનની કલા જ કહીશ.

કારણ કે જીવનમાંથી ક્લેશ, કલહ, દુઃખ, વૈમનસ્ય, દ્વેષ, ચિંતા, અસુંદરતા આદિ નાશ પામે, તેને સ્થાને માધુર્ય, માંગલ્ય, પ્રેમ, મૈત્રી, મસ્તી, ઉલ્લાસ અને સૌંદર્ય પ્રગટે, તેવું જીવન જીવવાની પણ એક કળા છે. એટલે આ નૂતન જીવનપદ્ધતિને હું જીવનની કળા કહું છું.

વિદેશી સાહિત્યમાં તો આ વિષય ઠીક ઠીક ખેડાયો છે. પણ આપણે ત્યાં તો હજી આની શરૂઆત છે. 'જિંદગી જીતવાની જડી-બુટ્ટી' નામનું એક પુસ્તક ડેલ-કારનેગીના વિખ્યાત અમેરિકન પુસ્તક 'How to win Friends and influence people.'નો અનુવાદ છે. શ્રી. રવિશંકર મહેતાનું 'જીવનની કળા' તે તે તેની જ અસર નીચે લખાયેલ છે. શ્રી. જિતુભાઈ મહેતાનો 'આપની સેવામાં' લેખસંગ્રહ અને સમાજશાસ્ત્રી કૃત 'ગૃહજીવનની કળા' પુસ્તક એ આ વિષયને ઉપલક રીતે સ્પર્શતાં પ્રકાશનો છે, જ્યારે શ્રી. સોપાનના લેખો અને પુસ્તકોમાં લગ્ન, દામ્પત્ય, જીવન કર્તવ્ય, જીવનધ્યેય, પ્રેમ, જીવન.. દર્શન આદિ મહત્ત્વના વિષયોની તલસ્પર્શી છણાવટ વિચારશીલ વાચકો માટે રજૂ કરી છે. પરંતુ સામાન્ય વાચકના વ્યાવહારિક જીવનને લક્ષમાં રાખી લખાયેલ 'જીવનદીપ' કદાચ પ્રથમ મૌલિક પુસ્તક છે એમ મને લાગે છે.

જો કે પ્રસ્તુત પુસ્તક પણ સાવ સ્વતંત્ર—મૌલિક પુસ્તક હોવાનો તો કર્તા પોતે પણ દાવો નથી કરતા. કેમકે આર્ષદર્શી પ્રતિભાને હસ્તે નિરૂપણ...જીવનદર્શનના બળવાન વિચારોની અસરથી કોઈપણ સંવેદનશીલ સર્જક ભાગ્યે જ મુક્ત રહી શકતો હોય છે. આ અસરને કાં તે આત્મસાત્ કરે છે. અથવા તેનું અનુકરણ કરે છે. પણ શ્રી. પેટલીકરનું આ પુસ્તક વાંચતાં જ જણાઈ આવશે કે સૂર્ય જેમ પોતાનાં પ્રખર તેજકિરણો વડે પૃથ્વી પરનું જળ શોષી, તેને પાછું નવવર્ષા રૂપે વરસાવી પૃથ્વીને નવજીવન અર્પે છે, તેમ શ્રી પેટલીકરે 'The Importance of Living' પુસ્તકના સત્ત્વને આત્મસાત કરી, નવા રંગરૂપ સાથે પુનર્જીવન આપ્યું છે. 'જિંદગી જીતવાની જડીબુટ્ટી' એ સારું પુસ્તક હોવા છતાં પરભોમના ફાલની આપણી ભાષામાં થયેલ સીધી આયાત છે. 'જીવનની કલા' 'ગૃહજીવનની કલા' સરતું સાહિત્યની આમશ્રેણીની પુસ્તિકાઓ હોવાથી કદમર્યાદા અને આમવર્ગલક્ષિત શૈલી અનિવાર્ય હોઈ, તેમાં વિષયની વિશદ છણાવટ થઈ શકી નથી. તેમજ 'આપની સેવામાં' એ શ્રી જિતુભાઈના અખબારી લેખોનો

સંગ્રહ હોઈ, મારે મતે લેખો તરીકે તે ઉપયોગી હોવા છતાં પ્રસ્તુત વિષયની સર્વાંગીસૂત્ર સ્પષ્ટ વિચારસરણી આપી નથી શકતો. જ્યારે શ્રી ઈશ્વર પેટલીકરનું પુસ્તક તો પરભોમના બીજના આત્મસાતપણામાંથી જન્મ્યું છે. તેને આપણી જ ધરતીનું ખાતર પોતર જળસીંચન અને માવજત મળેલ છે. તેથી તે આપણી જ ભૂમિ પર વિકસેલા વિચારવૃક્ષના ફળફૂલ અને છાંયડો આપી રહે તેવું બન્યું છે. તેમાં આવતા દાખલા–દલીલો અને પ્રમાણો આપણા પોતાના જ રોજ–બ–રોજના જીવનમાંથી ઝડપાયેલા હોઈને આપણને તે વધુ પ્રતીતિકર લાગે છે. આપણા પોતાના જ પ્રશ્નોને આપણી કૌટુંબિક, સામાજિક અને રાષ્ટ્રિય પાર્શ્વભૂથી વિચાર્યા છે. અને તેના ઉકેલો માનસશાસ્ત્ર અને વ્યવહારુપણાના વૈજ્ઞાનિક દૃષ્ટિબિન્દુપૂર્વક ચીંધ્યા છે. લેખકે પ્રાચીનપ્રિયતા કે નાવીન્ય–પ્રેમથી પર બની તટસ્થ રીતે હકીકતોને ભેળવવા પ્રયત્ન કર્યો છે. અને લગભગ દરેક નિર્ણયને પુસ્તકીયા પ્રમાણોથી માપવાને બદલે સ્વાનુભવની સરાણે પણ ચડાવેલ હોઈ લેખકનું કથન કેવળ સતર્ક જ નહિ રહેતા અનુભવપૂર્ણ પણ બનેલ છે.

તદુપરાંત ચિંતન અને અનુભવના આ નિચોડને શબ્દદેહે વ્યક્ત થવા માટે સમર્થ ગદ્યકારની ભાષા અને શૈલી મળી છે. તેથી પ્રત્યેક વિચાર યથાર્થ રૂપે રજૂઆત પામી શક્યો છે. એટલે પુસ્તકનું વસ્તુ વિચારની દૃષ્ટિએ જીવનપ્રદ હોય ! ઉપરાંત ભાષા અને શૈલીની દૃષ્ટિએ પણ વાંચનક્ષમ છે. અને તેના સાહિત્યિક મૂલ્યમાં ઉમેરો કરે છે.

વળી પુસ્તકનાં પ્રકરણો વિષે પોતાના નામથી વાચકો દોરવાઈ જઈને ખરાખોટા અભિપ્રાય પર ન આવે, તે માટે 'નારાયણ'ના ભળતાં જ ઉપનામથી 'પાટીદાર' માસિકના અંકોમાં ક્રમશઃ પ્રસિદ્ધ કરી નાણી જોયેલ અને તે લોકપ્રિય અને લોકોપયોગી જણાયા. પછી જ તેને પુસ્તકાકારે પ્રગટ કરવાની હિંમત કરી છે. આ વસ્તુ તેની ઉપયોગિતા અને ઉપકારકતાની સાબિતીરૂપ છે.

*

સમગ્ર પુસ્તકને ગૃહસંસાર, સમાજજીવન અને અંગત જીવન એવા ત્રણ ભાગમાં વહેંચી નાખવામાં આવેલ છે. અને એ રીતે વ્યક્તિ, કુટુંબ અને સમાજના ત્રિવિધક્ષેત્રે માધુર્ય અને માંગલ્ય સ્થાપવાનો અભિલાષ કરેલ છે.

ત્રણ ખંડોનાં ત્રેવીસ પ્રકરણોમાં વહેંચાયેલું પુસ્તક ૨૫૮ પાનામાં પૂરું થાય છે. અને વાચકને નવી નોખી જીવનદૃષ્ટિ પ્રબોધી, જીવનની કલા હાંસલ કરવાની ભરપૂર પ્રેરણા અને પ્રકાશ આપી જાય છે.

આમાં ડગલે ને પગલે જીવનના ત્રિવિધ પ્રશ્નોની મહદંશે વ્યવહારિક લાભની દૃષ્ટિએ જ ચર્ચા કરી છે. છતાં આદર્શ સાથે ક્યાંય હીણી માંડવાળ કરી નથી. બલ્કે આદર્શને અવિરોધી રીતે વ્યવહારને ઘટાવી, બન્ને વચ્ચે સમન્વય ઊભો કરેલ છે.

પાને પાને એક એક ઉમદા વિચાર હેમકણી સમો પ્રકાશીને વાંચનારના માનસ પર અજવાળું પાથરે છે. આગળ કહ્યું તેમ શૈલી સમર્થ સાહિત્યકારની છે. ઠેર ઠેર તેમણે સ્વાનુભવ અને સર્વાનુભવનાં દૃષ્ટાંતો ટાંકી પોતાનાં મંતવ્યો સાધાર રજૂ કર્યાં છે, ઉપરાંત લખાણને રોચક બનાવતી અનેક સુંદર ઉપમાઓ પણ લેખકે અહીં તહીં વેરી છે. એટલે પુસ્તક વિચારની દૃષ્ટિએ સમૃદ્ધ હોવા ઉપરાંત આપણી ભાષાના ગદ્યના એક સારા નમૂનારૂપ બને છે.

આવા પુસ્તકથી પ્રભાવિત થયા પછી તેમાં રહી જવા પામેલ થોડી અપૂર્ણતાઓ, મર્યાદાઓ અને ચર્ચાસ્પદ મુદ્દાઓ પણ આપણી નજરે પડે છે. પહેલા ખંડમાં ગૃહસંસારનો વિષય ચર્ચતા લેખકે ગૃહજીવન અને કુટુંબ જીવનને સ્પર્શતા લગભગ બધા મુદ્દા ચર્ચ્યા હોવા છતાં એક મહત્વનો મુદ્દો ભુલાઈ ગયો જણાય છે. અને તે 'જાતીય જ્ઞાન' નો.

લગ્નજીવનની સફળતા અને સુખનો ઘણો આધાર જાતીય જ્ઞાન અને તૃપ્તિ ઉપર અવલંબે છે. આજના ઘણાં લગ્નોની નિષ્ફળતાનું મુખ્ય કારણ જાતીય અસંતોષ હોવાનું નિષ્ણાતોએ અનેક તપાસો પછી દાખલા દલીલો અને પ્રમાણો આપી, સાબિત કર્યું છે. છતાં આપણાં યુવક–યુવતીઓમાં આ વિષેના શાસ્ત્રીય જ્ઞાનનો ભારે અભાવ પ્રવર્તતો જોવા મળે છે. બીજી બધી રીતે સુખી જણાતાં દંપતીઓના આંતરજીવન જાતીય અસંતોષથી બળબળતા હોય છે. એનું મુખ્ય કારણ જાતીય અજ્ઞાન છે. આ વિષય અમેરિકા વગેરે દેશોમાં તો ઠીક ઠીક ચર્ચાયો છે. છતાં કૃત્રિમ સંતતિ-નિયમનની હિમાયત કરનાર લેખકે આ વિષયને કેમ અસ્પૃશ્ય રાખ્યો છે તે સમજાતું નથી.

લેખકને મધ્યમ માર્ગની જીવનદૃષ્ટિ પ્રતિપાદિત કરતાં તુલસીદાસજીના બે દોહરા જ મળ્યા છે તેની ફરિયાદ છે. પણ મને લગે છે કે આપણા સંસ્કૃત ભાષાના વિશાળ રત્નભંડાર તરફ વિદ્વાન લેખકનું લક્ષ ગયું નહિ હોય. નહિતર તેમને પોતાના વિચારોનું સમર્થન કરતા સંખ્યાબંધ સુભાષિત મળી આવ્યા હોત દાખલા તરીકે:

(૧) संसारस्य विषवृक्षे द्वै ॐवं रसपत् फलम् ।
काव्यामृत रसास्वाद : संगम सुजनै सह ॥
(૨) सत्यं ब्रुयात् प्रियम ब्रुयात् । न ब्रुयात् सत्यमप्रियम्
(૩) वज्रादपि कठोराणी मृदुनि कुसुमादपि
(૪) केयुरा न विभुषयन्ति पुरुषं न हार न चंद्रोज्वला
वाण्येका समलकरोति पुरुषं वाग्भूषणं भूषणं ।
(૫) साहित्य संगीत कला विहीन
साक्षात् पशु पुच्छविशाण हीन :

આ અને આવા બીજાં તો ઘણાં.

'વશિકરણ વિદ્યા' સાધવા માટેના મંત્રો જેમ સ્પષ્ટ રીતે લેખક આપે છે, તેમ કેટલાંક પ્રકરણો એવાં પણ રહી જવા પામ્યાં છે કે જેમાં લેખકે, અમુક ગુણ કે આવડત કેળવવા શું કરવું જોઈએ, તે બતાવ્યું નથી. દા. ત. 'વાણીનો આનંદ' આ વાત–ડહાપણ ઉપર લેખક ભાર મૂકે છે, પણ વાત–ડહાપણ કેમ કેળવવું, તેના નુસખા બતાવતા નથી.

આવું કદાચ બીજું પણ ઝીણું ઝીણું કાઢી શકાય પણ એ તો દૂધમાંથી પોરા કાઢવા જેવું હોઈ, આપણે અહીં તેમ નહીં કરતાં, આવું સારું પુસ્તક આપવા બદલ લેખકને ધન્યવાદ જ આપશું.

અંતમાં આ ઉપયોગી પુસ્તક દરેકે વાંચીને વસાવવા યોગ્ય છે તેમાં શંકા નથી અને તે જ નિત્ય વાચન અને આચરણ પછીના આત્મનિરીક્ષાનથી જીવન સુધારણા કરતાં ઉત્તરોત્તર ઉર્ધ્વગામી બનવાનું છે તારુણ્યમા પ્રવેશતા દરેક કુમાર કુમારી તેમ જ યૌવન વટાવી ગયેલ મોટેરા સૌ આ પુસ્તક વાંચી તેમાંથી જીવનમાધુર્ય અને જીવનમાંગલ્ય પ્રગટાવવાની પ્રેરણા પીએ એ જ અભ્યર્થના !















ઈશ્વર પેટલીકર



લેખક :

**શ્રી ઈશ્વર પેટલીકર**

આપણા ગૃહજીવનને ઉપયોગી એવા નીચેના અગિયાર પ્રશ્નોને છણતું આ સુંદર પુસ્તક કુટુંબના દરેક સભ્યને એટલું જ ઉપયોગી થશે.

૧ સાથીની પસંદગી
૨ પતિધર્મ
૩ સતીધર્મ
૪ સ્વર્ગની ખાણ
૫ સ્ત્રીનો પાયાનો પ્રશ્ન
૬ સાસુ–વહુ
૭ બિચારો પુરુષ !
૮ ઘરઘરનો સવાલ
૯ અનિવાર્ય અનિષ્ટ
૧૦ ગળથૂથી
૧૧ દીકરો બગડી ગયો !

સામાજિક પ્રશ્નોને આબાદ રીતે છણનાર તરીકે હવે તો શ્રી પેટલીકરનું નામ ખૂબ જાણીતું છે. આ પુસ્તકમાં ઉપરના અગિયાર લેખો એટલે જ આપણને હોંશે હોંશે વાંચવા અને વિચારવા ગમશે.

દરેક ગુજરાતી ઘરમાં વસાવવા જેવું આ સુંદર પુસ્તક આજે જ મેળવી લેશો.

**આપની નકલ મેળવવાનું મુખ્ય સ્થળ :**

પૂંઠું • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

જૂન ૧૯





# ઊર્મિ

# નવરચના



તંત્રી: ઈશ્વરલાલ મો. દવે
સંપાદક: જયમલ્લ પરમાર



ટૅકનીકલ કેળવણીમાં ડીગ્રીકોર્સમાં ચારગણો અને ડીપ્લોમા કોર્સમાં સાતગણો વધારો છેલ્લાં પંદર વરસમાં થયો છે જેને લીધે ભારતમાં તેની નક્કર ભૂમિકા સરજાઇ છે.

૧૩,૦૦૦ વિદ્યાર્થીઓનો સમાવેશ કરતી ડીગ્રીકોર્સ માટેની ૧૦૦ સંસ્થાઓ અને ૨૫,૦૦૦ વિદ્યાર્થીઓનો સમાવેશ કરતી ડીપ્લોમા કોર્સની ૨૦૦ શાળાઓ છે.

ડીગ્રીકોર્સમાં ત્રીજી પંચવર્ષીય યોજનામાં ૫,૦૦૦ વિદ્યાર્થીઓને અને ડીપ્લોમાંમાં ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓને દાખલ કરવાની નેમ છે. નવી પ્રાદેશિક ઈજનેરી કૉલેજો શરૂ કરવામાં આવશે. અને ચાલુ સંસ્થાઓમાં પ્રવેશ-સંખ્યા વધારવામાં આવશે. ખાનગી અને રાજ્ય તરફથી નવી સંસ્થાઓ પણ ખોલવામાં આવશે.

ઉપરના ચિત્રમાં વિદ્યાર્થીઓ નગર આયોજનના આલેખ કરતા નજરે પડે છે. ખડગપુરની ઇન્ડિયન ઈન્સ્ટીટયુટ ઑફ ટેકનોલોજીના પ્રાદેશિક આયોજન વિભાગનું આ ચિત્ર છે.

અંક ૩ : જૂન '૬૨
સળંગ અંક ૩૮૭
'ઊર્મિ' : વર્ષ ૩૩
'નવરચના' : વર્ષ ૨૭




સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

—ક્રમ—

| લેખક | લેખ | પાનું |
|---|---|---|
| ક્ષ | આપણી વિશિષ્ટતા | ૫ |
| ગની દહીંવાળા | વસાવો જીવનમાં! | ૬ |
| 'મીતપિયાસી' | કવિતા નવી અને જૂની | ૬ |
| રતિલાલ 'અનિલ' | ઝૂલણા છંદમાં ભાષણ કરનારો | ૭ |
| 'મિત્રા' | જલકમલદલવત્ | ૭ |
| 'રાજહંસ' | સમયનાં ક્ષીર–નીર | ૮ |
| 'ધૂમકેતુ' | ત્રણ ઇતિહાસકથા | ૧૩ |
| ચુનીલાલ વ૦ શાહ | મનોવિજ્ઞાન વિષે વિચાર | ૧૯ |
| પન્નાલાલ પટેલ | કેળવણીના પાયામાં | ૨૨ |
| ઈશ્વર પેટલીકર | નવા ચીલા | ૨૮ |
| જયન્ત પરમાર | સતના પંથનો પ્રવાસી 'સાલિક' | ૩૨ |
| 'સેવકરામ' | 'અમારો ગરીબનો મરો થઈ રહ્યો છે' | ૩૫ |
| મધુ રાય | વંદા કરોળીઆ કાનખજૂરા | ૪૦ |
| પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ | નીલકંઠ અને કલકલીયા | ૪૪ |
| અર્નેસ્ટ હેમિંગ્વે | બુલ ફાઈટ | ૪૮ |
| રંભાબહેન ગાંધી | આમ કર્યું હોત તો ? | ૫૨ |
| નાનુભાઈ દવે | એક સાધુની વિદેશયાત્રા | ૫૬ |
| શશિકાન્ત ચી૦ જરદોશ | કવિ 'મજરૂહ' સુલતાનપુરી | ૬૩ |
| એ૦ કોલ્તસોવ | પૃથ્વીની ધરી આસપાસ કેમ ફરે છે? | ૬૬ |
| જયન્તિકા પરમાર | ગૃહમંગલ | ૬૮ |
| | ધુમ્રપાનની વિશિષ્ટતા | ૬૯ |
| | આત્મવંચનાની ઓથે | ૬૯ |
| | વેચાણની વસ્તુ | ૭૦ |
| | વહુની મિલકત ઉપર... | ૭૧ |



—સૂચના—

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.







## આપણી વિશિષ્ટતા

આપણી ભદ્રતા ગણો કે અભદ્રતા, પણ આપણે કોઈક એવે સમયે એવું તો વર્તી બેસીએ છીએ કે એવા વર્તન પછીય આપણને ખ્યાલ નથી આવતો કે આપણે ન વર્તવાનું વર્ત્યા કે વર્તવાનું ન વર્ત્યા. આ બધું આપણને કસોટીએ ચડાવનારું પણ કેટલીક વાર બને છે. આપણે આ કસોટીને કસોટી ગણ્યા વિના વર્તીએ તો ?

એમ તો અનેક કસોટીઓમાંથી આપણે પસાર થતા હોઈએ છીએ. એમાંની કેટલીક કસોટીઓ તો ખરેખર આપણને માપી લે છે અને નાણી પણ લે છે. કસોટી એ તો માનવીને ઘડનાર એક એવું સફળ શસ્ત્ર છે કે એમાં ઘડાયા પછી આપણને સાચી દૃષ્ટિ લાધે. અને તેમાંય અનાયાસે આપણું ઘડતર કસોટી જ્યારે કરે છે ત્યારે તો કોઈ નવતર સિદ્ધિ પણ આપણને સાંપડે છે.

આમ ભદ્ર–અભદ્ર કસોટી અને સિદ્ધિને વરીએ છીએ ત્યારે કોઈને તેને માટે કશી પડી જ નથી હોતી. અને ત્યારે આપણે ઠરીને જાણે ઠામ બેસીએ છીએ.

માનવની આ વિવેચતા છતાં અનિવાર્યતા આપણે એક યા બીજી રીતે સ્વીકારીએ એ ખૂબ જરૂરી છે. એ જરૂરિયાતને પોષવા, એને આવકારવાનું આપણે ડહાપણ વાપરીએ એ ખરેખર વિશિષ્ટતા ગણાય. વિશિષ્ટતા સાચા અર્થમાં હોય ત્યારે એને માટે આપણે ઉત્કટતા પણ સેવીએ.




# નવરચના

• તંત્રી •
ઈશ્વરલાલ મો. દવે

• સંપાદક •
જયન્ત પરમાર




ગની દહીંવાળા

## વસાવો જીવનમાં !

આઘાત બનીને આવ્યા છે
થોડાક બનાવો જીવનમાં,
લાગે છે અતિથિ કાયમના,
હે જીવ ! વસાવો જીવનમાં.
એથી જ હૃદયની પાટી પર
કીધાં છે જખમ રૂપે ટપકાં,
ક્યારેક કોઈ જોવા માગે,
આઘાત ગણાવો જીવનમાં.
આ એક નાનકડી દુનિયા છે,
એ માંહે વસ્યા છો આવીને,
લાગે જો તમોને અંધારૂં
તો દીપ જલાવો જીવનમાં.
અરમાનની અગણિત વસ્તીથી
આબાદ હૃદયની ધરતી છે,
નક્ષત્ર ગ્રહોમય આશા ને
આકાશ બનાવો જીવનમાં.
સદ્ભાવ જમાનાનો, એવા
ભાવોથી અમે ટેવાઈ ગયા,
દુઃખ દર્દ છુપાવી જીવનના,
ઉલ્લાસ બતાવો જીવનમાં.
ધીરજના પ્રયત્નો પર પાણી
ચોમેર ફરી વળશે જાણી,
આંખોને કહ્યું વિનવી વિનવી,
ગંગા ન વહાવો જીવનમાં.
પોતાનાં દુખોનું દુઃખ છે જ્યાં !
દુનિયાનાં દુખો પાછળ પડતાં,
અમનેય વસાવો જીવનમાં,
અમનેય વસાવો : જીવનમાં.
આદર્શ જીવનને કાજ 'ગની',
કંઈ ઉપદેશો કંઈ આદેશો,
આ અમૃત ઝરતી વાણીનાં
પણ ઝેર પચાવો જીવનમાં.

☆

'ગીનપિયાસી'

## કવિતા નવી અને જૂની

**નવીનતમ કવિતા**

ઘ–
ણી જ ક–
વિતા હું લ–
ખું છું તો ય આ–
ધુનિકતા કે ન–
વીનતા : કે–
મ આવ–
તી ન–
થી ?

**જૂની તર કવિતા**

ઘણી લખું છું નિત હું કવિતા
છતાંય આધુનિકતા કશી કે
નવીનતાયે નવ આવતી કાં ?

રે ! છંદ ભાંગ્યા,
વળી ખંડ પાડ્યા,
તોડ્યા વળી શબ્દસમુચ્ચયોને
ને અક્ષરો આજ હવે ધ્રૂજે છે
કે આપણાયે ટુકડા થશે શું ?
નવીનતર તમ્ તરતમ્ કવિતા
બની જશે તો ?
ને ચોકઠાહીન જ ચોકઠું આ—
થશે, અહો !–
ખંડ પ્રવાહીતાનું.

☆





રતિલાલ 'અનિલ'

## ઝૂલણા છંદમાં ભાષણ કરનારો

એકાએક મરાઠી પોવાડાના લયમાં
બોલવા લાગે, મંદાક્રાન્તામાં બોલતાં
બોલતાં એકાએક ગુલબંકીમાં જ
બોલવા લાગી જાય, કબીરની સાખી પરથી
એકાએક બાઉલ ગાન પર ઊતરી આવે
અને બાઉલ ગાન પરથી બેલે-બેલેટના
તાનમાં જેના શબ્દો નાચકૂદ કરવા લાગી
જાય, મરશિયાની ધૂન પરથી એકાએક
ગઝલ ગાવા પર ઊતરી પડે, 'અહો રાયજી
સુણીએ !' કહેતાં કહેતાં 'અય નવજવાન
ચલ !-મેદાનમેં નીકલ !' એવું આહ્વાન
આપતું કૂચગીત પોકારી ઊઠે, દરિયાપાર
ગયેલા ખારવાનું ગીત ગાતાં ગાતાં 'અપને
વતનમેં સબકુછ હૈ પ્યારે !' એવું જન્મ-
ભૂમિનો જય ગાતું વતન-ગીત ફટકારી બેસે,
ફૂંક મારતા હોય એમ બોલતાં બોલતાં
શેષનાગની અદાથી મહાવિનાશી ફુંફાડા
મારવા મંડી પડે, વણેલી ભાખરીમાં
વેલણ ઘોંચી ચાંદરડાં પાડનારો એકાએક
સાંબેલું ઉપાડીને બારમાના લાડુનાં
મૂઠિયાં ખાંડવા ત્રાટકી પડે તેમ,
હાલરડું ગાતાં ગાતાં કૂચગીત પોકારી
ખુલ્લા બોલે છતાં તેમાં અનેક સંકેતો
હોય, વળી સંકેત બધાં જ કપડાં વિનાના
કુદરતી હોય, કુદરતી હોવા છતાં સાંસ્કારિક
તેમ સાંસ્કૃતિક હોય, આદિવાસીના લહેકામાં
જેની સાંસ્કારિકતા પ્રગટ થતી હોય એવા
શબ્દો નાચતા-કૂદતા, ફેંકાતા છતાં
લંગડાતા નહીં તેમ સામાને વાગતા નહીં,
જેમાં અનર્થ વિના અર્થ નહીં એવી અપૂર્વ
વાણીનો વિહાર, વાણીની દોડધામ, આગ લાગી
હોય ત્યારે તેમાં સપડાયેલા માણસ જેવી,
ગલી કૂંચી, પોળ, પાડા અને
ખાંચામાં દોડતાં રેસના ઘોડા જેવી,
રાઉન્ડ દાદર પરથી ગબડેલા માણસ
જેવી વાણી સાંભળવા-જોવા મળે
અને છતાં બોલનાર કે સાંભળનારને
કશું આશ્ચર્ય ન થાય, પ્રેરણા નહીં
તેમ આઘાત પણ ન થાય, બધું
કુદરતી લાગે છતાં અકુદરતી કહેવાની
ચળ થાય છતાં બોલાય જ નહીં, આવી
અપૂર્વ લીલા તે ચૂંટણી અને ચૂંટણી-
પ્રચારનું ભાષણ કરનાર ઉમેદવાર વક્તાની જાણવી.

★

'મિત્રા'

## જલકમલદલવત્

કહું શું એ હૈયાને ! જે પાષાણ બની ગયું—
બનાવી નવ શકું મુજ હૈયુંય પાષાણ હું ?
જાગે ઝંઝાવાતો, ભયાનક વીજ-મેઘ-ગર્જનો
અને અશ્રુધારા !
પણ પ્હાણને કહીં સ્પર્શ તેનો ?
અરે હૈયા મારા ! પાષાણ-સમ નહીં તો
જલકમલવત્ બની રહે કે
અગણિત પ્રવાહોનોય સ્પર્શ તને નવ રહે.

★





'રાજહંસ'

# સમયના શ્રોત-નીર

## સરકારોને હાથે લોકોનો શિકાર

જુલમી રાજાઓ ઘણા થયા. એમના ત્રાસમાંથી બચવા લોકો હિજરત કરી પરદેશમાં ગયા. આવી હિજરતો—વતનના ત્યાગની કરુણ ઘટનાઓ એ માનવીની મોટી શરમ છે. એ અત્યાચારી રાજાઓ કાળે કરીને ઠેકાણે પડ્યા, પણ લોકોની હિજરતો મટી નહિ. એ શરમ હવે ઘણી રીતે ઘૃણાસ્પદ બની છે. પહેલાં એકાદ વ્યક્તિનું મનસ્વીપણું જે ઉત્પાતો કરતું તે હવે જનતાને નામે એમની જ સરકારો કરી રહી છે.

ભાગલા પછીની હિજરતો આપણે જોઈ છે. એમાંથી નીપજતી મિલકતોની પાયમાલી, કુટુંબોની વેરવિખેર, અને અનાથ બાળકોના રઝળપાટ આપણે જોયા છે. હિજરતના વિશાળ પ્રવાહને સમાવી લેવામાં દેશને કેવું વીતે છે તે આપણે જાણ્યું છે. એટલે જ્યારે પણ ક્યાંથીયે માનવીઓની હિજરતની વાત સંભળાય છે ત્યારે આ દેશમાં ગમગીનીનો સન્નાટો છવાઈ જાય છે.

પાકિસ્તાનમાંથી હિંદુઓની હિજરતનો તો જાણે અંત જ નથી, પંદર વર્ષથી ચાલુ જ રહી છે. ભારતને અકળાવવા–મૂંઝાવવા–રીબાવવાની આવી મનની મોજ આવે ત્યારે પાકિસ્તાન મચડે છે. એક તો એમના પ્રદેશમાં રંજાડની છૂટ કરી આપવાથી ત્યાંનું ગુંડાતત્ત્વ પ્રવૃત્ત કરી રાજી રાખી શકાય છે, અને હિજરત કરાવી લઘુમતીને રક્ષણ આપવાની જવાબદારીમાંથી છટકી જવાય છે. કુસ્તીમાં પગના અંગૂઠાને મરડી નાખવા જેવી આ સરકારી ચાલ છે, પણ એની સામે નથી આંતરરાષ્ટ્રીય કાનૂન કે સર્વદેશીય પોકાર. જગતની પ્રજાઓ લાચાર બની 'ટ્રેજેડી' જોઈ રહે છે.

રશિયાએ પ્રતિબંધ મૂકી એની પ્રજાને દેશ છોડીને જતાં અટકાવી. જે મુલકો એણે કબજે કર્યા ત્યાંના લોકોને પણ બહાર જતાં રોક્યા. એ દેશને હિજરતની શરમ આવી. પણ શરમનું કારણ મિટાવવાને બદલે એણે વધુ અત્યાચારો વડે હિજરતો કચડી દીધી.

એ જ રીત ચીન દેશે વાપરી. હિજરત કરનારને એણે પારકી હદમાં પોતાના સૈનિકો મોકલીને રોક્યા, પકડ્યા, પાછા વાળ્યા, ને પછી શું કર્યું તે એમનો ભગવાન જાણે. તિબેટવાસીઓને કોણ પૂછી શકે કે શું તમારે વતન છોડી જતા રહેવું છે ?

હોંગકોંગમાં વર્ષોથી હિજરતીઓ છૂપી રીતે આવતા, એમાં કેટલાય જણ પકડાતા પણ ખરા. હિજરત કોઈ શોખની ખાતર કરતું નથી, પણ એનીય મનાઈ હતી. વતનનો ત્યાગ કરવાની, સગાં સ્નેહીઓથી છૂટા પડવાની, નિર્વાહનાં સાધનો મહામહેનતે ભેગાં કર્યાં હોય તે રઝળતાં મૂકવાની, પારાવારનું કષ્ટ ઉઠાવવાની પણ માનવીને છૂટ રહી નથી !

ને હવે ચીન છૂટ આપી રહ્યું છે ! કરો હિજરત. હોંગકોંગ પ્રદેશને ચીનાઓથી ભરી કાઢવો હોય એમ લગાતાર ભરતી થઈ રહી છે. ત્યાંની સરકાર અકળાઈ ગઈ છે. પેલા હિજરતીઓને એ સંઘરી શકે એમ નથી ! પકડી પકડીને એ પાછા વાળે છે. હાય રે, કિસ્મત.

માનવીનો શિકાર કરવાની જાણે સરકારોએ રમત માંડી છે. અને તે પણ જનતાને નામે માણસને ઢીલા કરવા એની પૂંઠે પડવું, આંતરવો, હકાલવો, માઈલો





સુધી ભયમાં ચકરાવવો, ને એના હાલ હવાલ કરી મૂકવા. આવી હિજરતની પાછળ કોઈ ધાર્મિક કારણ નથી કે આર્થિક સમસ્યા નથી, જાણે ખૂનની તરસ છે, મળેલી સત્તાનો બેફામ દુરુપયોગ છે.
સુધરેલા જમાનામાં એની ટીકા પણ થઈ શકતી નથી. એ માનવીનું કલંક છે.

### ભારતને સંકટોમાંથી આશીર્વાદ

બર્ટ્રાંડ રસેલે અણુધડાકાઓના સ્થળ ઉપર શાંત સત્યાગ્રહ કરવાની સૂચના કરી છે. રાજગોપાલાચારીએ એ સ્થળે હિંદી લશ્કરી જહાજ મોકલવા જણાવ્યું છે. આવું વિનોબા કે જયપ્રકાશે કહ્યું હશે કે કહેશે. કહેવું સહેલું છે.

આવી રીતનો શાંત પણ સક્રિય વિરોધ કરવાનું ગાંધીજી શીખવી ગયા. એ રીત યાદ તો છે પણ એનો પ્રયોગ કરવાની જે તાકાત જોઈએ તે કોની પાસે છે? એવી છત દુનિયામાં નથી તે આવી ઘડીએ જાહેર થાય છે. અણુયુદ્ધને ખાળે એવો સમર્થ કોઈ દેખાતો નથી. જગતમાં અનિષ્ટો તો ઘણાં છે. એ પારખી આપવા ઘણા હકીમો તૈયાર છે પણ એ દરદના નુસખા કોઈની પાસે નથી. બીજાએ તૈયાર કરેલા, અજમાવેલા ને ખાતરીવાળા નુસખાની હિમાયત થઈ શકે પણ એનો અમલ કરાવનાર કોઈ જડતો નથી.

માણસને યુદ્ધ છોડવું નથી. તેમ એ છોડવું પણ નથી. યુદ્ધનો જે ડર છે તેના કરતાં એ છોડી દેવાનો ડર વધારે છે. વાઘનું બળ એના નખ–દાંતમાં છે તેમ એનો ડર અને એનું મોત પણ એને લીધે જ છે. વાઘ એની શક્તિ છોડી શકતો નથી.

જીનીવાની શસ્ત્રનાબૂદીની ઐતિહાસિક પરિષદ ખોટકાઈ ગઈ છે. પરસ્પર વિશ્વાસ નથી, પણ પોતાનામાં બંનેએ વિશ્વાસ જણાવ્યો છે. પડકારનો જવાબ પડકારથી દીધો છે. શસ્ત્રો ને સરંજામ વધારવામાં કોઈ પાછું પડતું નથી. વિજ્ઞાનીઓ હોડે ચડ્યા છે ને કોણ વધારે સિદ્ધિઓ મેળવે એની પ્રખર સાધના માંડી છે.

આપણે બંને શક્તિધારણીઓથી નિર્લેપ રહેવા ભલે મથીએ, પણ શસ્ત્રસરંજામ મેળવવા તો એમની પાસે જવું જ પડે છે. બળનો ઉપયોગ ક્યારેક કરવો પડે એવું ભાન હવે જાગ્યું છે. એ માટે રશિયાનાં જેટ વિમાનો ખરીદવાં પડે કે અમેરિકાનાં—એ ગૌણ બાબત બની છે, કુનેહની ચાલ થઈ છે.

કોઈ પક્ષ મોટું યુદ્ધ ખેલવા તૈયાર નથી. ફૂંફાડાઓથી ચાલતું હોય તો ઠીક છે, નહિ તો નાની નાની લડાઈઓ સળગતી રાખવામાં બંને પક્ષને સલામતી દેખાય છે. આવી લડાઈઓમાં આક્રમણ બળ સામ્યવાદનું છે એટલે એને ગુમાવવાનું કંઈ નથી. બચાવ પક્ષે રહેનારને કે જવાબદારીઓનું ભાન રાખનારને કૈંક છોડવું પડે છે ને ઘસાવું પડે છે. હાર એની છે.
ચીનની ઉછીની રાડ માગી પાકિસ્તાને કાશ્મીરનું વળી ઘુમરાણ મચાવ્યું છે, પણ કોણ કહી શકે કે એમાંથી લડાઈ ફાટશે! એમ માનવું જોઈએ કે ભસતાં કૂતરાં કરડતાં નથી. માત્ર ઘરઆંગણેનાં તોફાનો ટાળવાં, ખોટા ઊભરાને વહી જવા દેવા પાકિસ્તાને આવી નીક કરી છે.

ચીને દક્ષિણ એશિયામાં ઘણાં તાપણાં સળગાવ્યાં છે. એના ઘરમાંયે સળગતાં રાખ્યાં છે. છતાં એ હિંદ સાથે લડે તો એને કોણ રોકે? 'મરીશ, પણ તને રંડાપો દઈશ' એવી જીદ લીધી હોય તો આપણે લડવુંયે પડે.

એશિયામાંથી એક રાષ્ટ્ર મહાન બને કે બે એ તો નિયંતાના હાથની વાત છે. પણ એ બેમાંથી એક પણ સમર્થ ના બને તો એ દોષ ચીનનો રહેવાનો. ભારત તો એના નવનિર્માણના કાર્યક્રમમાં ગળાડૂબ છે. આક્રમણની એને ફુરસદ જ નથી. જેણે તિબેટ સોંપી દીધું, કચડાવા દીધું, તે વળી ચીનને છંછેડવા કેવી રીતે નીકળે?

પણ આપણે તો ઉપકાર માનો ચીન–પાકિસ્તાનનો કે એમના રીડિયાથી આપણે સાવધ બન્યા, તૈયાર થતાં શીખી આપણી વાણીમાં હવે જોર આવવા લાગ્યું

છે, ને કાલે મુક્કો પણ ઉગામી શકીશું.

સંકટોની વૈજ્ઞાનિક આવશ્યકતા છે. એ વિના શક્તિનો સંચાર થતો નથી. પુરુષાર્થ પાંગરતો નથી. ભારતે પણ સંકટના માર્ગે જ શક્તિશાળી થવું રહ્યું—પછી એ સંકટ યુદ્ધનું હોય કે એની ભ્રમણા પણ હોય.

### હડતાળોનો પવન વહેતો થયો

ચૂંટણીઓ પૂરી થઈ એટલે હડતાળો શરૂ થઈ. કલકત્તા ને મુંબાઈમાં એની પહેલ દેખાય એ સ્વાભાવિક છે. પણ એ પવનનો ગોટો હવે દેશભરમાં ફેલાતો રહેવાનો.

કોન્ગ્રેસને એવી આદત પડી છે કે હડતાળો પડે ત્યાં સુધી ધૂંધવાવા દેવું; ને પછી પ્રદેશ સમિતિ, રાજ્યના પ્રધાનો, અને કેન્દ્રના અધિકારીઓએ પોતાની જાતને આગળ કરવી. ઘણી ખરી હડતાળોમાં શબ્દ સમાધાનનો વપરાય છે, પણ જીત તો હડતાળો પાડનારા ખાટે છે. કોઈ હડતાળ નિષ્ફળ જતી નથી, લાંબે ગાળે પણ એ સફળ બનીને બીજી નવી હડતાળ માટે શક્તિ ઊભી કરે છે.

નવાઈ છે કે હડતાળો ઉપર સામ્યવાદી દેશોમાં આકરા પ્રતિબંધ છે, એને લોકશાહી દેશો કેમ નભાવી લે છે! હડતાળોથી સામ્યવાદને ઉત્તેજન મળે એ દેખીતું છે. શું આપણી સરકારનો ઈરાદો એવો જ માનવો જોઈએ?

પણ શું થાય? બંધારણ સામે, ભારતની અખંડિતતા સામે કે એના પ્રતિષ્ઠિત દેવ ને રાષ્ટ્રધ્વજ સામે બેહુદી ઝૂંબેશ હજી ચાલી શકે છે. પછી હડતાળોને કોણ રોકે? પંચવર્ષીય યોજનાઓની પરંપરા ચાલવાની હોય, એની ગંભીરતા સમજી ઉતાવળ કરવાની હોય તો હડતાળો પાડનારા પોતાનો હક્ક છૂટથી વાપરવાના, ને કોન્ગ્રેસ પાસે ક્રાંતિનો અભાવ હોવાથી, કળેબળે કઢાવી જે મળે તે મેળવી લેવાના. બધા જ હવે જાણે છે કે કોન્ગ્રેસની પાસે પોતાની સૂઝ સમજ હોય તે કરતાં છૂટછાટો મૂકતા રહેવાની વૃત્તિ વધારે છે. અનિવાર્ય અનિષ્ટ તરીકે ખપાવી કોન્ગ્રેસ ઘણું નભાવી શકે એમ છે.

### ગોવા—પ્રદેશોની વિસ્તારભૂખ

ગોવાનું ભાવિ ગોવન પ્રજા ઘડશે એવી જાહેરાત પછી કોને આશ્ચર્ય નહિ થાય? જ્યારે ગોવાનો કબજો મેળવવાનો હતો ત્યારે જુદી ભાષા વપરાઈ હતી. શું ગોવાની પ્રજાને મર્યાદિત અવાજ છે? કયા પ્રદેશમાં જોડાવું કે અલગ પ્રદેશ માગવો એવી છૂટ ખરી ને પોર્ટુગલ કે ભારત સાથે સંબંધ રાખવો તેની છૂટ નહિ, એવું કોણ નક્કી કરે?

ખેર, આવી છૂટથી એક વાત વધારે દૃઢ થાય છે કે આપણે જુદાં જુદાં પ્રાદેશિક રાજ્યોનું જૂથ રચવા માગીએ છીએ, શક્તિશાળી કેન્દ્રીય રચના નહિ. ગોવામાંથી બીજાં રાજ્યો સૂચન મેળવે એ દેખીતું છે.

બીજી દિશામાંથી પણ પ્રદેશના બળનો વિકાસ દેખાયો છે. કેન્દ્રમાં અધિકાર મેળવનારાઓને ચૂંટણી વખતે પ્રદેશની સમિતિઓ ઉપર મદાર રાખવો પડ્યો, આગળ ઉપર એમને જાળવવાની જરૂર સમજાઈ. એની સામે કેન્દ્ર તરફથી દબાણ આવ્યું હોય તો જુજ કિસ્સાઓમાં. ને હવે તો પ્રાદેશિક સમિતિઓ જ નક્કી કરશે કે કોણે ક્યાં સમારંભો કરવા. જુદા ભાતીગળ પ્રદેશોવાળો આ ભારત દેશ છે એવું ચિત્ર હવે ઊપસી આવ્યું છે. આ પ્રદેશો દિવસે દિવસે વધારે સત્તાના અધિકારી થવાના, કેન્દ્ર એમના હક્ક આગળ ઝૂકવાનું, ને ભારતની એકતા કાજે નવી કડીઓનું નિર્માણ ના થાય તો છે એટલી કડીઓ વહેલી ઘસાવાની.

ગોવાના દાખલાથી દેખાય છે કે વિસ્તાર માટે પ્રદેશોની ભૂખ ક્યારેય સંતોષાય એવી નથી. કેન્દ્રને આવો અસંતોષ કેમ નહિ થતો હોય? મહેચ્છાઓ નથી, ને છે તે સમર્થ નથી એ જ એનો એક જવાબ છે.

### જવાબદારીનું વિકેન્દ્રીકરણ

પંચાયતનું આપણે રાજ્ય ગણાવ્યું છે.





શરૂઆતમાં કોંગ્રેસની દોરવણી, શિસ્ત, વ્યવસ્થા વગેરેનો લાભ મેળવી પંચાયતો પગભર થઈ જશે એવી આશા આપણે રાખવી જોઈએ. પણ જ્યારે કોન્ગ્રેસની પકડ રાજકારણ પરથી ઢીલી થશે ત્યારે આ પંચાયતો શંભુમેળા જેવી થઈ બેસે એવી દહેશત તો રહેવાની.

ચૂંટણીઓમાં મતદાન કરનારાની સંખ્યાથી કે ચાલુ પ્રવાહથી ફંટાઈને જવાની દાખવેલી શક્તિમાંથી લોકજાગૃતિનું માપ નીકળી શકે ખરું. પણ એ જ જાગૃતિ નથી, એ તો રાજકીય ક્ષેત્રે આર્થિક ગેરલાભો મેળવવાની પડાપડી છે.

તોયે એકંદરે પંચાયતની સ્થાપના એ જવાબદારીનું વિકેન્દ્રીકરણ છે. ભૂલો તો ક્યાં નથી થતી? અને પંચાયતમાં થાય તો એથી અકળાવાની જરૂર નથી. જાહેર કામનો અનુભવ મેળવતાં આગેવાનીનું ઘડતર થાય છે ને આ દેશને આગેવાની લઈ શકે એવા માણસોની ઘણી જરૂર છે, કોઈ પણ પછાત દેશમાં એવી જરૂર વધારે રહેવાની.

વળી સમૂહમાં રહી કામ કરવામાં કેટલાક સદ્‌ગુણો આપોઆપ ખીલે છે. જીવનમૂલ્યો ઊંચે લઈ જવાનું સમૂહમાં સહેલું લાગે છે. ને પંચાયત એવી તક દેશમાં લાખો માણસને પૂરી પાડે એમ છે. સંભવે છે કે વર્ષોજૂની હિંદની સંસ્કૃતિમાં ઉછરેલા લોકો સમૂહમાં બાહોશ સજ્જનો તરીકે દીપી ઊઠશે.

જે ભય હતો તે પક્ષાપક્ષીનો. પણ એની ધાર બૂઠી થઈ ગઈ છે કેમકે એક પક્ષ બીજા પક્ષથી બહુ રીતે જુદો નથી પડતો. કોન્ગ્રેસ અને સામ્યવાદ પણ બે ચાર પગથિયાંની ચઢ-ઊતર કરીને હાથ મેળવી શકે છે. ત્યાં બીજા પક્ષોને શું કહેવાનું રહ્યું?

જો સફળ થઈ શક્યો તો પંચાયતનો પ્રયોગ. એ આ દેશની જગતને અણમોલ ભેટ થઈ પડશે. કેમકે થોડીયે સફળતા પછી વધુ જવાબદારી લેવાનો, એની ભૂખ વધવાની, અને એનો હક મંજૂર કરવો પડવાનો.

**નાગરિકોના સરખા અધિકારમાં એકતા**

ભારતીય એકતા જાળવવા આપણે નાગરિક જીવનમાંથી ધર્મના રંગીન અધિકારવાળા કાયદા કાનૂનોનો વહેલી તકે ત્યાગ કરવો જોઈશે. અંગત જીવનમાં દરેક ભારતીય સામાન્ય કાનૂનોથી સંતુષ્ટ રહેવો જોઈએ. મુસ્લિમ વિધવા કરતાં હિંદુ વિધવાને વિશેષ અધિકાર શા માટે હોય અને લગ્નમાં હિંદુ ગૃહસ્થ કરતાં મુસ્લિમ ગૃહસ્થને પણ વધુ હક શાથી હોય? લગ્ન, છૂટાછેડા, વારસા, વગેરે બાબતોનાં હવે સામાન્ય રીતે ધોરણ થવાં જોઈએ અને દરેક પ્રદેશમાં સરખાં રહેવાં જોઈએ. એ રીતે સામાન્ય ભારતીય નાગરિકનાં શ્રેષ્ઠ લક્ષણો સહેલાઈથી ખીલવી શકીશું.

આપણે પછાત જાતિઓ અને સ્ત્રીઓને કાયદાથી કે શિરસ્તાથી રક્ષણ આપવા ઇચ્છ્યું છે તે હવે રદ થવું જોઈએ. એમને જેની જરૂર છે તે તક, ભણવાની તક કે વેપાર ઉદ્યોગની તક એ માટે નહિ જેવા વ્યાજે નાણાં મળી શકે અને સામાજિક પ્રતિબંધો દૂર થાય તો પછી એમને સામાન્ય નાગરિકનું જીવન, વિશેષ અધિકાર વગરનું જીવન અનુકૂળ થઈ શકશે.

ત્રીજી રીત રાજકર્તાપક્ષમાંથી વ્યક્તિવાદને પાછો હઠાવવાની છે. અમુક વ્યક્તિઓ બીજાને પાછળ પાડી આગળ વધવા ઇચ્છે એ અજુગતું છે. આ જગતમાં અનિવાર્ય એવું કોઈ નથી. વિશેષ અધિકાર કે સગવડો ભોગવનારો અમુક વર્ગ ઊભો ના થઈ જાય એ પણ ભારતીય એકતા માટે જરૂરનું છે.

અતિશય ક્લેશ ઊપજે એવી બિના પાર્લામેન્ટમાં જાહેર થઈ છે કે હજ જેવા પવિત્ર કાર્ય માટે જતા મુસ્લિમ ભાઈઓમાં કેટલાક એવા નાપાક લોકો પેસી જાય છે કે જેઓ નિકાહ કરીને કેટલીક હિંદી ઓરતોને આવી હજમાં સાથે લઈ જઈ આરબ દેશોમાં ગુલામ તરીકે વેચી મારે છે.

આ જમાનામાંયે જે દેશો ગુલામોનું વેચાણ થવા દે છે અને તે પણ હજ નિમિત્તે—એમનાં પાપની સજા તો અલ્લાહ કરશે. પણ એવાં વેચાણો કરી નાખો

પાછા ફરનાર પાછી હાજીઓને આ દેશમાં ફરી દાખલ થતાં આપણે જરૂર અટકાવવાં જોઈએ. પરદાપોશ ઓરતની લાચારીનો આટલો બધો ગેરલાભ ઊઠાવનારાઓની કાયદાએ સખત ખબર લેવી જોઈએ.

મુસ્લિમ કોમ આવા કાળાં કામ કરનારની સખત નફ્રત કરે, એમનાં નામ ઠામ ને સુરત રોશન કરે અને નાપાક કામ કીધા બદલ અલ્લાહની તોબાહ પોકારાવે. આ દેશની પરદેશોમાં આ રીતે જે બદનામી થઈ રહી છે તે બદલ ગમગીની બનાવે ને મુકરર દિવસે રોજો રાખે.

શું મુસ્લિમો પાસે આવી માગણી કરવી ને વધારે પડતી ગણાશે ?

### બાળકેળવણીના ભેખધારી સોમાભાઈ

બાળકો માટેની વાર્તાઓ, બાળશિક્ષણ અંગેનાં પુસ્તકો અને બાળકોને અભ્યાસમાં ખપ લાગે તેવાં લગભગ પચાસ જેટલાં પુસ્તકોના કર્તા તરીકે જેમનું નામ બાળકો અને બાળકેળવણીના ક્ષેત્રમાં કામ કરનારાંઓમાં જાણીતું છે તે શ્રી સોમાભાઈ કીશાભાઈ પટેલનું તાજેતરમાં થયેલું અવસાન ન પુરાય તેવી ખોટ બની રહેશે.

ખેડા જિલ્લાના સુણાવ ગામના વતની અને ગિજુભાઈ સાથેના કાર્યકરોમાંના એક શ્રી સોમાભાઈ પટેલને વરસો પહેલાં જોયા હોય તે અત્યારે પણ ઓળખી શકે એવા એક જ વ્યક્તિત્વાળા મહાનુભાવ હતા. તેમણે લખેલાં પુસ્તકો બાળકેળવણીના ક્ષેત્રે મોટો ફાળો ગણાય તેટલાં વિપુલ છે. સાદગી અને સરળતા જેમની રગેરગમાં તરવરતી હતી એ સોમાભાઈ આપણી વચ્ચે આજે નથી. સાઠી વટાવી ચૂકેલા શ્રી સોમાભાઈમાં ઉત્સાહ અને તરવરાટ યુવાન જેટલો છેવટ સુધી હતો. હજુ થોડાં વધુ વરસો કાઢી શકે તેવી ખડતલ કાયા ધરાવતા આ જન્મજાત શિક્ષક—કેળવણીકાર આપણી નવી પેઢી માટે ઘણું કરી શકત.

તેમણે કર્યું છે એ પણ તેમને અંજલિ આપવા માટે પૂરતું છે એવું નક્કર અને દષ્ટિવંતુ સાહિત્ય આજે મોજૂદ છે.



બ્રિટનની મેન્સફીલ્ડની એક ઇજનેરી પેઢીએ મોટરના દીવાઓને આપોઆપ ઝાંખા કરી દેતું ઇલેક્ટ્રોનિક સાધન તૈયાર કર્યું છે. ૫"×૫"×૧½" માપનું આ સાધન મોટર હાંકનારની બેઠકની સામેના ભાગમાં બેસાડવામાં આવતાં સામેથી આવતી મોટરના દીવાને જોતાં જ તે પોતાના દીવાને તત્કાળ ઝાંખા કરી દે છે અને તે મોટર પસાર થઈ જતાં આપોઆપ પાછા પ્રકાશિત બનાવી દે છે. પરન્તુ સામેથી એક પછી એક સંખ્યાબંધ મોટરો આવતી હોય તો તે બધી જ પસાર થઈ જતાં સુધી દીવા ઝાંખા રાખે છે.



આપણા પ્રાચીન યોગ-વિજ્ઞાનમાં પશ્ચિમના લોકોની વધુ ને વધુ શ્રદ્ધા જામતી જાય છે. યુરોપ-અમેરિકાની અનેક આગેવાન વ્યક્તિઓએ યોગના ગુણગાન ગાવા માંડ્યા છે. વિખ્યાત વાયોલિનવાદક મેન્યુહીન અને મહાન અભિનેત્રી ગ્રેટા ગાર્બો યોગમાં ઊંડો રસ લઈ રહ્યાં છે.

આ સંબંધમાં ઇતિહાસમાં નજર નાખતાં જણાય છે કે ભારતમાં યોગક્રિયાનું શિક્ષણ આપતી વિદ્યાપીઠની પહેલી મુલાકાત લેનાર ચીનનો પ્રખ્યાત પ્રવાસી ફા-હિયાન હતો. ભારતના મહાન યોગીઓના આશ્રમોમા અસાધ્ય રોગોની યોગથી સારવાર કરાવવા માટે ચીન તેમજ અન્ય દેશોમાંથી ઘણા દર્દીઓ આવતા.

આ સાથે એક ઐતિહાસિક હકીકત એ પણ છે કે મૂર્તિભંજક મહમદ ગઝનીએ પંજાબમાંના યોગાશ્રમોનો કોઈ પણ સંજોગોમાં નાશ નહિ કરવાનાં લેખિત હુકમો આપ્યા હતા. આ લેખિત હુકમો રોહતક નજીક 'દરગાહ—એ તિલ્લાહ'માં હજી આજે પણ સચવાયેલા છે.





ધૂમકેતુ

# ત્રણ ઇતિહાસકથા

કોઈપણ પ્રજાનું મહત્ત્વ એનો ઇતિહાસ જોવાથી સાચું વરતાઈ આવે છે. એવા ઇતિહાસની ઉજ્જ્વળતા રજૂ કરતી આ ત્રણ ઇતિહાસકથાઓ આપણા જાણીતા કમલનયેશે અહીં રજૂ કરી છે જે વાચકોને પ્રેરક, આહ્‌લાદક અને બોધક થઈ પડશે એમાં શંકા નથી...

બ્રહ્માનંદનાં ભજનો એ ગુજરાતી સાહિત્યનો જેવો તેવો ભંડાર નથી. પણ એ ભજનો જે દિલમાંથી જાગ્યાં છે તે દિલ કેવું હતું તેનો થોડોક પરિચય એમના એક સચવાયલા પ્રસંગરંગમાંથી મળી આવે છે.

એમનું પૂર્વાશ્રમનું નામ તો હતું લાડુ બારોટ. આ લાડુ બારોટની વાણી જે સાંભળે તે ડોલી જાય. એવી સરસ્વતી કૃપા એમની કવિતામાં અને કંઠમાં ઊતરી હતી.

હવે એક વખત એવું બન્યું કે આ લાડુ બારોટ ફરતા ફરતા શ્રીજી સ્વામી સહજાનંદ પાસે જઈ ચડ્યા. એમની પાસે વાણી હતી. વળી કંઠ હતો. જીવનમાં ઉત્સાહ હતો. ગમે તેવાનાં દિલ ડોલાવી દેવાની પોતાની શક્તિમાં વિશ્વાસ હતો.

માણસ પાસે આટલું હોય પછી બીજું શું જોઈએ ?

પણ શ્રીજી મહારાજની અદ્‌ભુત શક્તિ જોઈને લાડુ બારોટને થઈ આવ્યું, આપણે પણ હવે સંસારનો વેષ છોડી દઈએ. આમ ક્ષણિક વૈરાગ્ય ઘણાને થઈ આવે છે. ને પછી વેષ નથી નભતો તો જીવનભર પેટ ભરીને પસ્તાય છે. વળી ચેલા મુંડવાના શોખીન ગુરુઓ પણ કાંઈ ઓછા હોતા નથી.

પણ આંહીં તો શ્રીજી મહારાજ હતા. સો ટચના સોના જેવી જેમની જીવનશુદ્ધિ હતી. એમણે લાડુ બારોટની વાત તો સાંભળી. પણ પછી કહ્યું : લાડુ બારોટ ! તમે એક વખત દાદા ખાચરના દરબારમાં જઈ આવો. એમની બે બહેનો છે. એમને જ્ઞાનવાર્તા કરી આવો. પછી તમે આવો.'

લાડુ બારોટ તો ઊપડ્યા—ઉત્સાહમાં ને ઉત્સાહમાં—એમને તો પોતાની વાણીમાં ભારે શ્રદ્ધા હતી. એ દાદા ખાચરના દરબારમાં પહોંચ્યા.

પણ ત્યાં તો ઊલટી ગંગા વહી. લાડુ બારોટને પોતાને જ જ્યારે આ બે બાઈઓએ સામેથી જ્ઞાનવાર્તા કરી ત્યારે બારોટને થઈ ગયું કે ઓહો ! શબ્દનો સાચો મહિમા તો આમણે જાણ્યો છે.

મેં તો શબ્દોને આડા અવળા રમાડ્યા છે એટલું જ.

એટલે ત્યાંથી પાછા ફર્યા ત્યારે તો એમને સાચી જ્ઞાનદૃષ્ટિ મળી ગઈ હતી. શબ્દ તમામનો સાચો મહિમા સ્થાપિત થાય જ્યારે અંતરમાં રહેલી ઇચ્છાઓ શમી જાય.

આંહીંથી મને આટલું મળશે—છેવટે કીર્તિ—અને એમ શબ્દ અંતરમાંથી જન્મે એ શબ્દ જન્મ્યો ન જન્મ્યો. એના કરતાં જે શબ્દ જાણતા નથી તે હજાર દરજ્જે સારા.

આમ લાડુ બારોટની તો આખી દૃષ્ટિ જ ફરી ગઈ—અને એ શ્રીજી મહારાજ પાસે પાછા આવ્યા.

પણ જાણે એમના આ નવવેષની પરીક્ષા માટે જ હોય તેમ—જ્યાં પોતાનાં લૂગડાં ઘરેણાંનો ઠઠારો ઉતારે છે ત્યાં એક ઘોડેસવાર આવીને ઊભો રહ્યો.

ઘોડેસ્વાર હતો ગાયકવાડ સરકારનો. લાડુ બારોટ સંસાર તજી દેવાના છે એ વાત ઊડતી ઊડતી ગાયકવાડ સરકારને કાને પહોંચી હતી. અને આવો કવિ સંસાર તજી દે–એ તો કવિતાના જગતને હાનિ થાય એમ વિચારીને ગાયકવાડે આ સવાર મોકલ્યો હતો લાડુ બારોટને બોલાવવા. અને સવાર સાથે સાથે વર્ષાસન બાંધી આપ્યાનો રૂક્કો મોકલ્યો હતો. તાંબાના પતરે એક ગામ આપવાનું હતું.

લાડુ બારોટ જિંદગીભર કવિતા કરે—ને મજા કરે !

શ્રીજી મહારાજે લાડુ બારોટ સામે જોયું. હજી તક હતી. આ મળતું હતું તે જેવું તેવું ન હતું.

લાડુ બારોટે જવાબ વાળ્યો: 'બસ, હવે મહારાજ ! મેં તો વેષ છોડ્યો તે છોડ્યો. બદલે તે બીજા !'

અને પછીથી એ લાડુ બારોટના જે શબ્દો આવ્યા—એ બ્રહ્માનંદનાં ભજનોએ તો જીવનનો રંગ જ બદલી નાખ્યો.

ભજનો આવે છે—આંહીથી. કીરતનિયાં કરવામાંથી નહિ.

*

વારાણસી નગરમાં એક પરિષદ ભરાઈ છે. વિદ્વાનોની પરિષદ. એમાં ધુરંધર પંડિતો આવ્યા છે. એક એક શબ્દના હજાર હજાર અર્થો કાઢનારા આવ્યા છે. માણસને એવો ગુંચવી દે કે એ ન આમ બોલી શકે, ન તેમ બોલી શકે, એવા હોંશિયાર વકીલો કરતાં પણ હોંશિયાર એવા નૈયાયિકો આવ્યા છે. રાજપુરોહિત એમાં મુખ્ય છે. દેશદેશથી વિદ્વાનો ભેગા થયા છે.

આ વિદ્વાનોની પરિષદ પાસે એક મોટો પ્રશ્ન આવ્યો છે. એમણે એનો જવાબ નક્કી કરવાનો છે. પ્રશ્ન આ છે—શાંતિ શી રીતે મળે ? શાંતિ મેળવવાનું પહેલું પગથિયું કયું ? માણસે શરૂઆત કેમ કરવી ? કોઈને મન થયું કે મારે જીવનમાં શાંતિ મેળવવી છે—તો એણે વાતની શરૂઆત ક્યાંથી કરવી ?

જ્ઞાનથી શરૂઆત કરવી ? ભક્તિ-ભજનિયાંથી શરૂઆત કરવી ? કે પોતાના જીવનને સંયમમાં લેવું ? કરવું શું ?

પ્રશ્નોનો પ્રશ્ન આ છે.

શાંતિ શી રીતે મળે ?

કોને મળે ?

કાશીની આ વિદ્યાસભા આ સત્ય શોધવા માટે મળી હતી. વિદ્વાનોએ તો ચર્ચા કરી કરીને છેવટે સાર કાઢ્યો કે શાંતિ મળે છે વેદાભ્યાસથી. જ્ઞાનથી. માટે જ્ઞાનકથાઓ સાંભળવા દોડો. શાંતિ ત્યાં છે.

રાજપુરોહિતે આ જાહેર કર્યું કે વિદ્વાનો માને છે કે કથાવાર્તા વેદ અભ્યાસ એ બધામાં શાંતિ રહે છે.

એ વાત રાજપુરોહિતે જાહેર કરી. બીજા બધા તો સાંભળી રહ્યા. પણ એક થનગનતો





જુવાન ઊભો થયો. એણે સાંભળે તેમ મોટેથી કહ્યું :
'વાત આ વિદ્વદ પરિષદની ખોટી છે. શાંતિ તો મળે છે તેને જે જીવનમાં સંયમ રાખતાં શીખે છે. સંયમથી શરૂઆત કરે છે. સંયમ પાળતાં શીખે છે તેને વેદાભ્યાસથી વેદના વાક્યો આવડે. ભજનિયાં ગાનારાંને ભજનિયાં આવડે. શાંતિ—તો જે પળે પળે—સંયમને પાળે, ભગવાનને સંભારે એમ નહિ, સંયમને પાળે, બોલવામાં ચાલવામાં વર્તનમાં વાણીમાં —શાંતિ એને મળે !!'

પણ આ જુવાનની વાણી તો બધાને વીજળી પડી હોય તેવી લાગી.

જે જમાનાની આ વાત છે તે જમાનામાં તો માણસ ત્યારે વિદ્યાની વાત બોલી શકતો —જ્યારે એ વાત બોલવાનો એને અધિકાર હોય. એ ઊંચ કુળનો હોય. એનાં માતા પિતા ઊંચ વર્ણનાં હોય. એના ગુરુનું નામ જાણીતું હોય, ત્યારે એ આવી વાત કરી શકે.

એટલે રાજપુરોહિતે આ જુવાનની વાણી સાંભળતાં જ એને તીખા થઈને પૂછ્યું: 'પણ જુવાન માણસ, તું જે બોલે છે એ બોલવાનો તારો અધિકાર શું છે ? તું કોનો પુત્ર છે ? કોનો શિષ્ય છે ?'

જુવાનનું નામ ઉદ્દાલક. એ તો રાજપુરોહિતના આ પ્રશ્નો સાંભળતાં જ લેવાઈ ગયો. એને એના પિતાના નામની જાણ નથી. માતાનું નામ પણ જાણતા નથી તો ગોત્ર કયું ? એ ક્યાંથી જાણે ? કોઈ નહિ !

અને આજના જમાનામાં પણ માણસના બાપનું ઠેકાણું ન હોય તો સૌ હાડહાડ કરે છે ત્યારે એ જમાનામાં તો આવી વાતની હજારગણી અસર થઈ જાય.

જુવાન જવાબ આપતો નથી. આપી શકતો નથી. કેવળ જમીનને ભીની આંખે જોઈ રહ્યો છે. અને એ જોતાં જ રાજપુરોહિતે તો વધારે મોટેથી વધારે તીણી વાણીમાં સવાલ કર્યો: 'તારું ગોત્ર કયું છે જુવાન ! કેમ બોલતો નથી !'

'મારું કોઈ ગોત્ર નથી. મારી બીજી કોઈ વાત નથી. સંયમમાંથી શાંતિ મળે છે બીજી રીતે નહિ—એ મારી વાત છે.'

'પણ તારો અધિકાર શું ? તારો તો દેશનિકાલ થાય. તું શિક્ષા વિના જાય છે. એ તારું સદ્‌ભાગ્ય !'

જુવાન તે વખતે ચાલ્યો ગયો. પણ તે રાત્રે રાજપુરોહિતના પોતાના દ્વાર પાસે આવીને એક નારી ઊભી રહી; તેની જ સાથે જુવાન પણ છે.

નારી તેને કહી રહી છે: 'બેટા મેં મારા સાત સાત ભોંની દરેકે દરેક બારીમાંથી તને આજે ગામ બહાર જતો જોયો. અને મારું હૃદય છિન્નભિન્ન થઈ ગયું છે. તું ગામની બહાર થઈને ઝાડ નીચે બેસી ગયો. જ્યાં મેં તને પહેલો તજી દીધો હતો. એ ઉદ્દાલવૃક્ષ. તારું નામ ઉદ્દાલક. હું તારી માતા, અને બેટા ! મેં તને કોઈ દિવસ મળવાનો પ્રયાસ પણ કર્યો નથી કારણ કે....?'

'શું કારણ ?'

'કારણ કે દીકરા ! લે આ નામ મુદ્રા ! એમાં જે નામ છે તે જ તારા પિતા ! હું તો દીકરા ! વારાણસી નગરીની સામાન્ય નારી. તારા આવા મહાન પિતાની અપકીર્તિ ન થાય માટે આજ દિવસ સુધી કાંઈ બોલી નહિ. પણ આજ મેં તને હારેલા, થાકેલા, નિરાશા ભરેલા માણસની જેમ જતો મેં જોયો અને તને મળવા હું દોડી. તું આ વારસો લઈને હવે જઈ શકે છે !'

રાજપુરોહિત પાસે એ રાત્રે જ ઉદ્દાલક આવ્યો. પણ તેને જોતાં જ રાજપુરોહિતે કહ્યું : 'અલ્યા ! તું તો સભાવાળો જુવાન ! તેં મારું અપમાન કર્યું હતું. તારી કોઈ વાત મારે સાંભળવી નથી. તને બોલવાનો અધિકાર શું ?'

'હું એ અધિકારની વાત જ કહેવા આવ્યો છું.....' ઉદ્દાલકે જવાબ વાળ્યો. અને એ આગળ વધ્યો. એણે એના પોતાના નામની મુદ્રા તેની સામે ધરી. રાજપુરોહિત તો પોતાની મુદ્રા જોઈને આભો બની ગયો. લેવાઈ ગયો. શેહ વાળી ગયો.

'પણ આ....આ તને આપી કોણે ?'

'એણે, જે મને ઓળખે છે. ને જેને તમે ઓળખો છો !'

'તારું નામ શું ?'

'મારું નામ ઉદ્દાલક.'

જે વૃક્ષ પાસે આ બાળકને તજવાનું પોતે કહ્યું હતું–ઉદ્દાલ વૃક્ષ. એ ઉપરથી ઉદ્દાલક નામ પાડયું હતું એ બધી વાત રાજપુરોહિતને યાદ આવી ગઈ. તે જમીન ઉપર જ જોઈ રહ્યો.

અંતે એણે ધીમેથી કહ્યું : 'વાત તારી સાચી છે, ઉદ્દાલક ! સંયમ વિના કોઈને શાંતિ મળતી નથી.'

ઉદ્દાલક બે હાથ જોડીને એને નમન કરતો ત્યાંથી તરત ચાલી નીકળ્યો.

રાજપુરોહિત એને—પોતાના જ તેજસ્વી પુત્રને જતો જોઈ રહ્યો. અને પછી ધીમેથી મનમાં ગણગણ્યો : માતા તો પ્રેમની હવામાં જીવે છે. પિતા પ્રતિષ્ઠાની હવામાં. માતાએ પ્રેમનો વારસો આને સોંપ્યો પણ હું તેને શું આપું ?

મારી પાસે છે શું ?

કેવળ અર્થહીન વૈભવ !

*

એક વખત ગ્રીસદેશના રાજા ફિલિપ પાસે ઘોડાનો એક સોદાગર આવ્યો. તે પોતાની સાથે એક ઘોડો લાવ્યો હતો. એ ઘોડો એટલો તો તેજસ્વી હતો. કે સૌ એને જોઈને એના મોહમાં પડી ગયા. આવો અશ્વ રાજમાં હોય તો રાજની કિમ્મત વધે.

એ જમાનો તો અશ્વોને રાખવાનો. એટલે ફિલિપ રાજાએ ઘોડો ખરીદવાનો નિર્ણય લીધો.

પણ જ્યારે એની કિંમત વિષે એણે સોદાગરને પૂછયું ત્યારે કિમ્મત એટલી તો મોટી એણે બતાવી કે એટલી મોટી કિંમત આપીને ઘોડો ખરીદવો એ રાજાને મૂર્ખાઈ જેવું લાગવા મંડયું.

એ જોઈને સોદાગરે કહ્યું : 'તમે આ ઘોડાની પરીક્ષા કરો અને પછી એની કિમ્મત તમને





વધારે લાગે છે તેનું તમે કહેશો તે પ્રમાણે નક્કી કરીશું. પણ પહેલાં ઘોડાની પરીક્ષા કરો.'

એ ઉપરથી ફિલિપે પોતાના સારામાં સારા અશ્વપરીક્ષકોને તેની પરીક્ષા કરવા માટે કહ્યું.

પણ એક નવી નવાઈની વાત બની. સારામાં સારા ઘોડાના પરીક્ષકો પણ એ ઘોડા ઉપર સવારી કરવા જતાં, પાછા ફર્યા.

એના ઉપર સવારી કરવાની કોઈની હિમ્મત જ ચાલી નહિ.

ઘોડો એવો તેજસ્વી અને થનગનાટભર્યો હતો કે સવાર તેની પાસે તો જાય—પણ પછી એને લાગે કે પોતાની આબરૂના ક્યાંક કાંકરા થઈ જશે. એટલે ઘોડાનાં થનગનાટ અને હણહણાટ જોઈને એ પાછો જ ફરી જાય.

એમાંથી તો પછી વાત એમ શરૂ થઈ કે ઘોડો તેજસ્વી છે—પણ છે નકામો!

એટલામાં ત્યાં ફિલિપનો કુમાર આવ્યો. પોતે પણ ઘોડાને જોઈને છક્ક થઈ ગયો. એણે પણ એનું મૂલ્યાંકન પૂછ્યું.

પણ ફિલિપે કહ્યું: 'મૂલ્યાંકન તો ઠીક, પણ આ ઘોડા ઉપર સવારી કોણ કરશે? એના ઉપર સવારી કરવી સહેલી નથી!'

યુવરાજ તરત બોલ્યો: 'કોણ કહે છે કે આના ઉપર સવારી કરવી સહેલી નથી? એના ઉપર તો સવારી કરનારો ખુશ ખુશ થઈ જાય એવો તેજસ્વી અશ્વ છે!'

'તો તો તમે સવારી કરી શકશો!' કોઈકે એને ઉત્તર આપ્યો.

'ફરમાન થાય તેટલી વાર!' યુવરાજે પ્રત્યુત્તર વાળ્યો.

રાજા ફિલિપે તરત ફરમાન કર્યું. અને યુવરાજ ઘોડા તરફ ગયો.

પણ ઘોડો તો હણહણાટ અને થનગનાટ હતો. સવાર થવું સહેલું ન હતું.

કુમાર થોડીવાર થોભી ગયો. તેણે ધીમેથી એની પીઠ થાબડી, ગરદનની કેશવાળીમાં પ્રેમથી હાથ ફેરવ્યો. અને પછી ઊભા રહેવાની દિશા બદલી કાઢી. કુમારે જોઈ લીધું કે સૂર્યની દિશાને લીધે ઘોડો પોતાના પડછાયાથી અશાંત થઈ જાય છે, એટલે દિશા બદલતાં ઘોડો તદ્દન શાંત થઈ ગયો.

યુવરાજે ધીમે ધીમે અશ્વને માથે ડોકે કેશવાળીમાં હાથ ફેરવ્યો. પીઠ થાબડી. ધીમા, મૃદુ શબ્દોથી એને જરાક ઉત્તેજન આપ્યું. અને પછી એના ઉપર સવારી કરી.

કાંઈ ન હોય તેમ ઘોડાએ સવારી કરવા દીધી.

પણ બધાના મનમાં ભય આવી ગયો હતો કે આણે સવારી તો કરવા દીધી છે—પણ એ પછી તોફાન કરી મૂકશે.

પણ યુવરાજે તો એની લગામ લઈને એને પવનવેગે ઉપાડ્યો. અને જોત જોતામાં તો અદ્રશ્ય પણ થઈ ગયો.

બધાની ચિંતાનો પાર ન હતો. સોદાગર પોતે પણ મનમાં મૂંઝાતો હતો. પણ થોડીવાર થઈ અને રાજકુમાર પાછો આવતો દેખાયો. ઘોડા ઉપરની એની સવારી—અને ઘોડાની પણ પોતાના ઉપરના સવારને સમજી

જવાની શક્તિ—એ બન્ને વાત ત્યાં સ્પષ્ટપણે કુમાર વિષે ઘણું ઘણું કહી દેતી હતી.

યુવરાજ નજીક આવ્યો. પરસેવે રેબઝેબ. પણ એણે ઘોડાને પણ ઠીક ઠીક મેદાનમાં દોડાવ્યો લાગતો હતો. બન્ને ખુશખુશાલ હતા. યુવરાજને ઘોડાની તેજસ્વિતાની પરીક્ષા થઈ ગઈ હતી. તો ઘોડાને યુવરાજની તેજસ્વિતાનો પરિચય મળી ગયો હતો.

ફિલિપનું હૃદય યુવરાજને જોતાં જ આનંદ પામી ગયું. એ આગળ આવ્યો. તેણે પોતાના હર્ષને પ્રગટ કરતાં કહ્યું: 'બેટા, આ રાજ તારે માટે ઘણું નાનું પડવાનું છે. તું કોઈ મહાન રાજની સ્થાપના માટે જન્મ્યો છે. વર્ષોના અભ્યાસી અચ્છામાં અચ્છા ઘોડેસ્વારો જે જોઈ શકયા ન હતા—તે તેં પળ માત્રમાં નીરખી લીધું. આવો સારો ઘોડો નહિતર હાથથી જાત. તારે માટે બેટા! ભવિષ્યમાં બીજું કોઈ મોટું રાજ ને પરાક્રમ, બન્ને રાહ જુએ છે!'

આ યુવરાજ એ બીજો કોઈ નહિ—ભવિષ્યમાં જેણે મહાન અલેકઝાંડર સિકંદર તરીકે નામના કાઢી એ જ આ યુવરાજ હતા. અને આ એનો વિખ્યાત અશ્વ પણ હતો—જેના ઉપર એણે એની સ્મૃતિ જાળવવા કીર્તિસ્તંભ ઊભો કર્યો હતો.



'કફન' અને 'કબર' પાછળ મોટો ખર્ચો થઈ જાય એ ખાતર એક માણસે વર્ષો સુધી મરવાનું ઢીલમાં નાખેલું! ઇટાલીમાં ટુરિન ખાતેનો સેકસોન એલચી કાઉન્ટ શુલેન્બર્ગ જે પોતે કરોડાધિપતિ હતો એ ૧૭૦૨ માં ગંભીરપણે બિમાર પડયો ત્યારે આ બનાવ બનેલો.

કાઉન્ટ શુલેન્બર્ગને જ્યારે એમ લાગ્યું કે હવે પોતે બહુ દિવસ કાઢનાર નથી ત્યારે એણે ૭૦૦ માઈલ દૂર પોતાના નિવાસસ્થાને પોતાને દફનાવવા માટેનું કેટલું ખર્ચ થાય એ જાણવા માટે કેટલાક ઘોરખોદિયાઓ પાસે 'ભાવ' મંગાવ્યા. જ્યારે એને ખબર પડી કે ઓછામાં ઓછું ૧૨૦૦ પાઉન્ડ ખર્ચ થાય એમ છે ત્યારે આ કંજૂસ એકદમ પથારીમાં બેઠો થઈ ગયો અને પોતાની ગાડીને મારતે ઘોડે સેકસોની લઈ જવાનો નોકરને હુકમ કર્યો...એણે મનમાં વિચારી રાખ્યું કે પોતે માર્ગમાં મરી જશે તો પોતે પોતાના ગામથી એટલો નજીક હશે અને પરિણામે એટલું ઓછું થાય એની ચિંતામાં આ કંજુસ કાઉન્ટ પોતાની માંદગી પણ ભૂલી ગયો અને આ:પછી બીજાં ૪૫ વર્ષ જીવ્યો!



લોર્ડ કિચનર જેવો બહાદુર હતો એવો જ બટકબોલો પણ હતો. ગયા વિશ્વયુદ્ધ દરમિયાન બિકાનેરના મહારાજા ગંગાસિંહ અને જોધપુરના મહારાજા પ્રતાપસિંહ સહિત ઘણી આગેવાન વ્યક્તિઓને યુદ્ધના મોરચા પર કિચનરની કડક શિસ્ત તળે રહેવું પડયું હતું. આ લોકોએ મોરચા પર કયારે જવું અને કયારે ન જવું એનો નિર્ણય પણ કિચનર પોતે કરતો.

...પણ એક દિવસ પ્રિન્સ ઑફ વેલ્સે (હવે ડયુક ઑફ વિન્ડસર) કિચનરની શિસ્ત સામે બંડ પોકાર્યું—'મારે યુદ્ધની વચ્ચે શા માટે જઈને ઊભા ન રહેવું?...કદાચ હું માર્યો જાઉં તો મારી પછી ગાદીએ બેસનારા મારા ઘણા ભાઈઓ છે.'

લૉર્ડ કિચનરે ઠંડા કલેજે જવાબ વાળ્યો—'તમે માર્યા જાવ એનો તો કાંઈ વાંધો નથી સાહેબ...પણ બ્રિટિશ સામ્રાજયના શહેનશાહનો પુત્ર દુશ્મનોના હાથમાં જો કેદ પકડાય તો લશ્કરના ખમીર પર તેમજ દેશ અને સામ્રાજય પર એક મોટો ભય ઊભો થાય એનો જ વાંધો છ.'





ચુનીલાલ વ૦ શાહ

# મનોવિજ્ઞાન વિષે વિચાર

આપણા વયોવૃદ્ધ સાક્ષર મોટેભાગે નવલકથાકાર અને વાર્તાકાર તરીકે જાણીતા છે. પણ તેમનું ચિંતન અને મનન પણ એટલું જ નક્કર છે. તે આ ચિંતનાત્મક લેખ વાંચવાથી સાચી અને સારી રીતે પુરવાર થાય તેમ છે...

માનવી એક રહસ્યમય પ્રાણી છે. વિજ્ઞાનવેત્તાઓને જેમ જેમ તેની વધુ ઓળખાણ પડવા લાગી, તેમ તેમ તેનું શાસ્ત્ર વધુ ને વધુ વિસ્તાર પામતું ગયું છે. આજે એ વિજ્ઞાન જ્ઞાનની અનેક શાખાઓમાં અનેક વ્યવસાયોમાં પણ એક યા બીજી રીતે થોડા યા વધુ અંશે ઉપયોગી બન્યું છે. રોગીનો રોગ મટાડવા અને અપરાધીના અપરાધને નિર્ણય કરવાથી માંડીને વેપારની વસ્તુઓ વેચવા કે તેની જાહેરાત કરવા સુધીનાં બધાં કાર્યોમાં મનોવિજ્ઞાનનો ઉપયોગ થાય છે. એ જ રીતે મનોવિજ્ઞાન કથા–વાઙ્મયના લેખનમાં પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. પાત્રઘટનામાં સ્વાભાવિક શું અને અસ્વાભાવિક શું તેનો વિચાર કરવામાં એ વિજ્ઞાન લેખકને મદદ કરે છે. મનોવિજ્ઞાનના વધતા જતા અભ્યાસે અને સંશોધકોની નવી નવી શોધોએ પશ્ચિમના દેશોમાં વિશેષાંશે અને પૂર્વના દેશોમાં કાંઈક ઓછે અંશે માનવીને પરંપરાગત વસ્તુઓનાં નવાં મૂલ્યો આંકવાની પ્રેરણા કરી છે. એ નવા મૂલ્યાંકનમાં વૈયક્તિક સ્વાતંત્ર્યની દૃષ્ટિ હમેશાં મોખરે રહેલી હોય છે. તે માનતી હોય છે કે, વર્તનની સ્વતંત્રતા એ માનવીનો જન્મજાત અધિકાર છે, અને એ અધિકાર ભોગવતાં જે કાંઈ સુખદુઃખ એ વ્યક્તિ પર આવી પડે તેની બરદાસ્ત કરવાને તેણે કટિબદ્ધ રહેવું જોઈએ. માનવી જેવો હોય તેવો જ તેને સ્વીકારી લેવો જોઈએ. તેને ઘડવાના યત્નો કરવા જોઈએ, પણ તેને વખાણવો કે નિંદવો એ કુદરતનું અપમાન છે. એ દૃષ્ટિ વિશેષમાં એમ પણ કહે છે કે, એક વ્યક્તિનું માનસ જો રોગિષ્ટ હોય તો તેના હાથે થતાં કૃત્યો અપકૃત્યો પણ હોય, તેથી તે માટે ઓછો જવાબદાર છે. નીરોગી માનસના માણસને હાથે જેવાં સત્કૃત્યો થાય તેવાં સત્કૃત્યોની આશા આપણે રોગિષ્ઠ માનસની વ્યક્તિ પાસેથી રાખી શકીએ નહિ. મનોવિજ્ઞાન કહે છે કે, દરેકે દરેક અપકૃત્ય એક યા બીજા પ્રકારની માનસિક રોગિષ્ટતામાંથી જ ઉદ્ભવે છે. આ રીતે જોઈએ તો કોઈપણ વ્યક્તિને તેનાં અપકૃત્યો માટે જવાબદાર લેખી શકાય નહિ. બર્નાર્ડ શૉએ એક સ્થળે કહ્યું છે કે એક વ્યક્તિનું ફેફસું કાર્યક્ષમ ન હોય, રોગિષ્ઠ હોય, તો તેને આપણે કાંઈ સજા કરતા નથી, તો પછી એક વ્યક્તિનું માનસ કાર્યક્ષમ ન હોય તો તે માટે તેને કેમ સજા કરી શકાય? આ દૃષ્ટિ જો સ્વીકારીએ તો કોઈ વ્યક્તિને તેના સારા–નરસા કૃત્ય માટે જવાબદાર લેખીને તેનાં વખાણ કે નિંદા પણ કરી શકાય નહિ? એનું પરિણામ એ આવે કે, માનવીને સદ્વર્તન તરફ પ્રેરવા માટે જનતા પાસે જે એક ખૂબ જ બળવાન સાધન છે, સત્કૃત્યનાં વખાણ અને અપકૃત્યની નિંદા, તે તેની પાસેથી ખૂંચવી લીધેલું કહેવાય.

મનોવિજ્ઞાને ઘણાં જુનવાણી મૂલ્યો ઉપર કડક ટીકા કરીને એ મૂલ્યોમાં પરિવર્તન નિપજાવ્યાં છે એ ખરું છે. સમાજની દૃષ્ટિને મનોવિજ્ઞાનીઓના પ્રકારોએ સુધારી સમાજને હાથે જ જુનવાણી અનિષ્ટતાઓને અથવા તો પરંપરાગત ઇષ્ટતાની વિકૃતિઓને કઢાવી છે એ પણ ખરું છે. પરંતુ રાજ્ય કે સમાજ મનોવિજ્ઞાનના દાવાઓને વ્યવહારમાં સ્વીકારી શકે?

મનોવિજ્ઞાન કહે છે કે, અપરાધીઓ રોગિષ્ટ કે ખામીવાળા માનસની વ્યક્તિઓ છે, માટે તેમને સજા ન કરતાં તેમનાં માનસ સુધારવા માટે યોગ્ય ઉપચાર કરવામાં આવવો જોઈએ. એ સાચું છે કે, અપરાધીઓ નીતિનાં પામર માનવીઓ હોય છે. પોતાના હીન સ્વભાવને અનુસરીને તેઓ જે કાર્યો કરતાં હોય છે તે ઘણીવાર અપકૃત્યો જ નીવડતાં હોય છે; વળી તેઓ પોતાની આસપાસના વાતાવરણનું કે નિકટના





દુષ્ટ સંપર્કનું પણ બલિદાન બની જાય છે. એટલે તેઓ તિરસ્કારને પાત્ર હોવા કરતાં દયાને પાત્ર વધુ હોય છે. આવા માણસોને સજા કરવામાં આવે તો તે સજા પણ નકામી જાય એમ માનવાનાં કારણો છે. રોગિષ્ઠ માનસ પરિણામનો વિચાર કરીને દુષ્કૃત્યમાંથી પાછું હઠતું હોતું નથી. સજા તેમને સુધારી શકતી પણ નથી, કારણ કે સજા કદી ઉપચારનું કામ કરતી નથી. અપરાધી માણસ જો સારું-ખોટું સમજવાની બુદ્ધિ ધરાવતો હોય તો સજા તેનામાં વિવેકબુદ્ધિ જાગ્રત કરનારી બને, પણ એમ હોતું નથી એટલે સજાથી તેને સાન પણ વળતી નથી. જનતા આવી બધી દલીલોને જો પૂરેપૂરી રીતે ધ્યાનમાં ઉતારે, તો આજની ન્યાય તોળતી અદાલતો સામે તે બંડ પોકારી ઊઠ્યા વિના રહે નહિ; પરિણામે અદાલતોનું કામ અશક્ય બની જાય. ન્યાયની કિંમત કેવળ ન્યાય તોળવામાં રહેલી નથી, ન્યાય તોળાય છે તેની જનતા ઉપર છાપ પડે તેમાં પણ રહેલી હોય છે. ન્યાયના તોલનનો સીધો સંબંધ જનતાની નીતિ સાથે રહેલો છે, એટલે મનોવિજ્ઞાન કહે છે તે દૃષ્ટિ ન્યાયતોલન માટે કેમ અપનાવવામાં નથી આવતી, તે જનતાના ધ્યાનમાં ઉતારવું જોઈએ.

જનસમાજ એ મનોવિજ્ઞાનવેત્તાઓનો સમાજ નથી. તેમાં મર્યાદિત શક્તિવાળા સામાન્ય માનવીઓનો મોટો ભાગ હોય છે. કેટલાંક દુન્યવી સત્યો વૈજ્ઞાનિક સત્યો ન હોય તો પણ તેને તે માન્ય રાખવાં પડે છે. સામાજિક નીતિબંધનો અને રાજ્યના કાયદાઓ માન્ય રાખીને જ દુનિયાના મોટા ભાગના માણસો ચાલતા હોય છે એમ તે માને છે; જો એમ ન માનવામાં આવે તો માનવી માટે સામાજિક કે સામૂહિક જીવન જ અશક્ય થઈ પડે. નીતિબંધનો અને કાયદાનું અસ્તિત્વ વ્યક્તિઓના શિથિલ કે રોગિષ્ઠ માનસ ઉપર ઓછી-વધુ અસર નિપજાવે છે અને તેથી જ મોટા ભાગનાં અપકૃત્યો થતાં અટકી જાય છે, અને એટલા પૂરતો ઉપદ્રવ સહન કરવામાંથી સમાજ બચે છે. એટલે શિથિલ કે રોગિષ્ઠ માનસને દાબવાનું કે ડામવાનું કામ સમાજ કે રાજ્ય તરફથી ન કરવામાં આવે અને દોષ કે રોગ સુધારવાનાં માનસોપચારાલયો કાઢીને તેઓ બેસી રહે તો તેથી કાયદાનો ઉકેલ થવાનો સંભવ છે? માનસ ઉપરનું નૈતિક નિયંત્રણ હટી જતાં શું શિથિલતા કે રોગિષ્ઠતા બહેકી જવાનાં ઉદાહરણો વધી જવાનો સંભવ નથી? 'વૈયક્તિક સ્વાતંત્ર્ય' નિયંત્રણરહિત બનતાં તેનાં રમણ-ભ્રમણ ઉપદ્રવ વધારનારાં બન્યા વિના રહે ખરાં? અને એક વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે સામાજિક નીતિબંધન કે રાજ્યના કાયદાનું નિયંત્રણ વ્યક્તિના માનસવ્યાપારનું રુંધન જ કરે છે એમ નથી હોતું; તેનું શૈક્ષણિક મૂલ્ય પણ હોય છે. માણને તેની જવાબદારીનું સતત ભાન કરાવનારું તે સાધન હોય છે. પ્રારંભમાં દબાણપૂર્વક કરાવવામાં આવતા નિયમનનું, કાયદાનું અને હુકમનું પાલન, પછીથી સ્વાભાવિક પાલન બને છે. એથી વ્યક્તિસ્વાતંત્ર્યનું રુંધન થયેલું માનવાની જરૂર હોતી નથી.

આટલા પરથી મનોવિજ્ઞાનની દૃષ્ટિનો, એની કામગીરીનો અને વિષયના તદ્વિદોની વિચારસરણીનો ખ્યાલ આવશે અને કથાવાઙ્મયમાં મનોવિજ્ઞાનના સ્થાનને વિચારવામાં તે ખ્યાલ મદદગાર બનશે.

વૈયક્તિક માનસને કેન્દ્રમાં રાખીને મનોવિજ્ઞાન દેવમંદિરમાં, ન્યાયમંદિરમાં અને સમાજના આંગણામાં નવાં નવાં મૂલ્યાંકન કરવા લાગ્યું છે, તેમ સાહિત્યના ક્ષેત્રમાં પણ તેણે નવી દૃષ્ટિ આણી છે. મુખ્યત્વે કથાવાઙ્મયમાં મુખ્ય પાત્રો લેખકના મનોવૈજ્ઞાનિક સર્જનના ફળરૂપ હોય છે. તેમાંના પ્રસંગોની યોજના પાત્રોના વ્યક્તિત્વને વાચકના મગજમાં ઠસાવવાની દૃષ્ટિથી કરવામાં આવી હોય છે અને કથાનો ધ્વનિ કે નિષ્કર્ષ એકાદ મનોવૈજ્ઞાનિક સત્ય સિદ્ધ કરીને વિરમી જાય છે. એ પાત્રો સામાજિક માનવીઓ છે, કિંવા ભારતીય નાગરિકો છે, કિંવા આંતરરાષ્ટ્રીય સમષ્ટિના ઘટકો છે, એ કશું જોવાનું લેખકને આવ-



શ્યક લાગતું નથી. એ પાત્રોની જવાબદારી મનોવિજ્ઞાન પ્રતિ હોય તેટલી જ સમાજ કે રાષ્ટ્રમાંની તેમની સ્થિતિ પ્રતિ પણ એ હોય એ ખ્યાલમાં લેવાતું નથી. પ્રસંગયોજના માટે 'જેટલી વ્યક્તિ તેટલી પ્રકૃતિ'નું મનોવૈજ્ઞાનિક તથ્ય જ એવું છે કે હરકોઈ પ્રસંગમાં તેને વાસ્તવિકતા લાધે છે અને જ્યાં વાસ્તવિકતા હોય ત્યાં લેખકને ક્ષણ પણ થોભવાની જરૂર જણાતી નથી; તેમાં તેને ધબકતું જીવન સંભળાય છે. સામૂહિક નિરુપદ્રવી માનવજીવનને અર્થે સમાજમાં નૈતિક ફરમાનો અને રાજ્યના કાયદાઓ અપરાધીઓને સુધારવામાં નિરુપયોગી છે એમ મનોવિજ્ઞાન કહે છે, તેવી રીતે કથાલેખકો ઘણીવાર વાસ્તવિકતાનું નિરુપણ કરતાં જીવનમાં જેવી હોય તેવી જ વ્યક્તિઓને અને તેવા જ પ્રસંગોને મૂકે છે. તેમાં પથ્યાપથ્યનો વિવેક કરવાથી વાસ્તવિકતા જાણે અભડાઈ જતી હોય એમ તેમને લાગે છે. માનવીના મનની બધા પ્રકારની કાંટાળાજીને મનોવિજ્ઞાનમાં સ્થાન છે, બહુરૂપીના જેવાં માનવી મનનાં તરેહવાર સ્વરૂપો મનોવિજ્ઞાન આપણી સમક્ષ રજૂ કરે છે; તેવાં સ્વરૂપો કથાનાં પાત્રો દ્વારા રજૂ કરાય અને તે જ વાસ્તવિકતા કથાના ધ્વનિરૂપ બને, એ તો અપરાધીને સુધારવાને માનસોપચારાલયમાં મોકલવાને બદલે તેની પ્રતિમા બનાવીને નગર-ચોક વચ્ચે ઊભી કર્યા જેવું થાય. આવી અનેક પ્રતિમાઓ નાની-મોટી કથાઓ દ્વારા ખડી થતી રહે છે. કાકા કાલેલકર કહે છે કે વાસ્તવિકતાને પણ કથામાં કાપી-કૂપીને કે કાતરી-સમારીને રજૂ કરવી જોઈએ. અસ્તિત્વ ધરાવતી બધી જાતની વાસ્તવિકતા, બધી જાતનાં વ્યક્તિત્વ અને બધી જાતના માનસાવિષ્કારો લેખનમાં ઉતારવાને યોગ્ય જ હોય છે એ માન્યતા ભૂલભરેલી છે. રોગિષ્ઠ માનસવાળો નાગરિક નીતિ અને કાયદાને વશ ન વર્તે તો તે માટે તે જવાબદાર નથી એમ મનોવિજ્ઞાન કહેતું હોય, તોપણ તેને જનતા વ્યવહારુ રીતે અપનાવી શકતી નથી. એ રીતે લેખક ઉપર સાહિત્યશાસ્ત્ર પણ જવાબદારી નાખે જ છે કે તેણે પાત્ર, પ્રસંગ અને ધ્વનિમાં પથ્યાપથ્યનો વિવેક કરવો જ જોઈએ. માણસનાં સારાં-માઠાં કૃત્યો તેના માનસની તંદુરસ્તી કે રોગિષ્ઠતા ઉપર આધાર હોય તોપણ આ કાર્ય સારું અને આ નરસું એવો ઈષ્ટાનિષ્ટ-વિવેક તો કરવો જ પડે છે. વ્યક્તિની સ્વતંત્રતા અને જવાબદારીનું સંમિશ્ર અને સમાન સ્થાન સર્વોપરી છે. એ જ રીતે સાહિત્ય-જગતમાં વાસ્તવિકતા અને ઈષ્ટાનિષ્ટ-વિવેક એ બેઉનું સંમિશ્રણ હિતકર છે. એટલે જવાબદારી કથાવાઙ્મયના સર્જકોએ સ્વીકારવી જોઈએ.

એક કલ્પિત કથાનું ઉદાહરણ આપું:

એક કિશોર અને કિશોરી એક જ શાળામાં ભણતાં. કુમાર વય થતાં એક પછી એક બેઉ કોલેજમાં ગયાં. યૌવનમાં આવતાં કોલેજ છોડીને બેઉએ પરણવાનો સંકલ્પ કર્યો, પરંતુ છોકરીનાં વડીલોએ વાંધો લીધો. યુવક રાજપૂત હતો, છોકરી બ્રાહ્મણ કન્યા હતી. વડીલોના વિરોધથી લગ્ન નહિ થાય એમ માની રાજપૂત યુવક બીજે પરણી ગયો, પરંતુ બ્રાહ્મણ કન્યાના હૃદયનો પ્રેમાંકુર તો વધતો જ ગયો. તેને બીજે સ્થળે પરણાવવાના વડીલોના યત્નો નિષ્ફળ ગયા. એક દિવસ તે પિતૃગૃહેથી નાસીને પ્રેમિકને ઘેર ગઈ અને તેના ચરણમાં માથું મૂક્યું. પ્રેમિકે તેને સમજાવવા અને પાછી મોકલવા યત્ન કર્યો, પણ તે નિષ્ફળ ગયા. છોકરીએ આપઘાતની તૈયારી કરી. યુવકનું હૃદય થરથરી ગયું અને પરણવાનું વચન આપીને તત્કાળ તેને બચાવી લીધી, પરંતુ સમય જતાં તેણે વચન પાળ્યું નહિ, તેથી છોકરી ગાંડી થઈ ગઈ. તેને દીવાનાશાળામાં પૂરવાની વડીલોને ફરજ પડી. ત્યાં કથાનો અંત આવ્યો.

આ કથામાં યુવક, યુવતી અને વડીલોનાં વર્તન વ્યક્તિ-વ્યક્તિનાં પોતાનાં માનસને અનુરૂપ જ છે, પરંતુ કથાલેખકનું મનોવિજ્ઞાન જુદો કાંટો કાઢીનો કહેવાનું કે નાયકને એવો નિર્બળ રાખવાથી તો વડીલોનો વાંક ઢંકાઈ જાય છે અને ચાંપલી નીતિનો

પન્નાલાલ પટેલ

# કેળવણીના પાયામાં

જાણીતા વાર્તાકાર અહીં એક સુંદર વાર્તા સાથે રજૂ થાય છે. આપણી કહેવાતી રાષ્ટ્રીય કેળવણીની જ્યાં ને ત્યાં છડેચોક વિડંબણા થઈ રહી છે અને કેળવણીનું નામ નિશાન પણ કહેવાતી એ શાળાઓમાં નથી તેને ચીમકી આપનાર આ વાર્તા નીવડશે...

'રાષ્ટ્રીય કેળવણી' એ નામનો લેખ વાંચતાં વાંચતાં નરભેરામ માસ્તર એકદમ ચોંકી ઊઠ્યા. ના, નરભેરામની ચેતના ચોંકી ઊઠી એમ કહેવું જોઈએ. કારણ આરામખુરસીમાં પડેલા સાડાચાર મણની કાયા ધરાવતા પંચાવનની ઉમરના નરભેરામ માસ્તરનું બહારથી તો એક રૂંવાડુંય નો'તું ફરક્યું તો અંદરથી પણ તગારા જેવડા પેટમાંનું પાણી—હાલવાની ક્યાં વાત, અંદર એક મોજું સરખુંય નો'તું ઊઠ્યું.

ને છતાંય એવા તો એ ચોંકી ઊઠ્યા હતા કે ફરી ફરીને આ બે વાક્યો એ વાંચવા લાગ્યા : 'ચિત્રકાર કે શિલ્પીની માફક કેળવણીકાર કોઈ જડ સામગ્રી ઉપર કામ કરતો નથી. એના હાથમાં તો અનેક પ્રકારની સૂક્ષ્મતાઓથી ભરેલું અને સંવેદનથી રણઝણતું એવું એક જીવતું જાગતું તંત્ર મુકાયેલું છે.'

પચ્ચીસ વર્ષથી શિક્ષકનો ધંધો કરી રહેલા નરભેરામને પોતે કોઈ ગૌરવનું કામ કરી રહ્યા હોય એવું કદી જ નો'તું થયું. અરે સ્વરાજ આવ્યા પછી તો પાયાની કેળવણીથી માંડીને તે કેળવણીના પાયા સુધીના વાંચનમાં શિક્ષકોની મહત્તા વિષેય ઘણું બધું વાંચ્યું હતું. વળી ઈન્સ્પેક્ટરોથી શરૂ કરીને છેક પ્રધાનોનાં ભાષણોમાંથી આવું સાંભળ્યું પણ હતું : બાળક રાષ્ટ્રનું ભાવિ ને શિક્ષક એટલે રાષ્ટ્રનું એ ભાવિ ઘડનાર કેળવણીકાર એ માનવમનનો કીમિયાગર છે, રાષ્ટ્રનો એક સાચા અર્થમાં માળી છે. પણ કોણ

---

પુરસ્કાર થાય છે. એટલે પછી લેખક નાયક પાસે સમાજ વિરુદ્ધ બંડ પોકારાવવાનો, રાજ્યના કાયદા સામે જેહાદ ઉપાડાવવાનો, નાયક એક જ પત્નીને પરણવાનું સામાજિક નીતિ-બંધન ફેંકી દેવાનો, પ્રેમિકાને બીજી પત્ની તરીકે પરણી લેવાનો, રાજ્યના કાયદા વિરુદ્ધનું એ કાર્ય હોવાથી રાજ્ય તેને અદાલતમાં દોરી સજા કરવાનું; અને નાયક-નાયિકા હસતે મુખડે પ્રેમની વેદી ઉપર કેદની સજા ભોગવવાનું દિવ્ય કાર્ય કરી બતાવવાનાં; તેની એ હિંમતને લેખક તેના આપ્તજનમંડળ દ્વારા વખાણવાનો અને છેવટે તે ઉપર પ્રેમના ગીતની થોડી કડીઓ લખીને કથા પૂરી કરતાં કહેવાનો કે જ્યાં સુધી સામાજિક નીતિ કે દેશનો કાયદો આવાં નાયક-નાયિકાનાં માનસને સ્વાભાવિક માનનારા મનોવિજ્ઞાનનો આદર નહિ કરે, ત્યાં સુધી આવાં બંડો થયા કરવાનાં અને પ્રેમની વેદી ઉપર અપાતાં બલિદાનોની કરુણતા ચાલુ રહેવાની. કદાચ લેખક અન્યથા કહે : નાયક પહેલા લગ્નને પ્રેમ વિના કરેલું રૂઢિગત લગ્ન કહીને એ પત્નીને છોડી દે અને પ્રેમિકાને પ્રેમલગ્નને નામે અપનાવી જુદા જ પ્રકારની કરુણતા સરજે; પછી લેખક મનોવિજ્ઞાન તથા પ્રેમની અદ્‌ભુતતા ઉપર એ કરુણતાને ઢોળી દેવાનો.

એક જ ઘટના ઉપરથી કથાનું આલેખન કરવાના આ થોડા પ્રકારો થયા. મનોવિજ્ઞાનનો આદર કરનારો લેખક જો પોતાની જવાબદારીનો સ્વીકાર કરતો હોય તો તેણે બીજા-ત્રીજા પ્રકારે એ કથા ન લખવી જોઈએ. એનો અર્થ એવો નથી કે બીજો-ત્રીજો પ્રકાર અવાસ્તવિક છે. તે વાસ્તવિક છે, પહેલો પ્રકાર પણ વાસ્તવિક છે. બધા પ્રકારની ઘટનાઓ જીવનમાં બને તેવી છે અને બનવા પામી હોય એ સંભવિત પણ છે. પથ્યાપથ્યનો વિવેક પહેલામાં છે, તેટલો બીજા પ્રકારોમાં નથી.

[નવા પ્રગટ થયેલ પુસ્તક 'શ્રેયોમાર્ગ'માંથી]





જાણે કેમ આ બધી વાતો માત્ર મોઢાની જ ન હોય એ રીતે બીજા લોકોની જેમ પોતેય એક કાને સાંભળી બીજા કાને કાઢી નાખતા. કોઈ કોઈ વાર તો બબડતા પણ ખરા: 'ઠીક મારા ભાઈ! રાષ્ટ્રનું ભાવિ કો' કે માળી કો' ! ભણાવી ખાવાનું છે એ છે !...'

હાસ્તો પેલા માળી કહેનાર મહાનુભાવ પણ વર્તન અને વહેવારમાં તો આ રાષ્ટ્રનાં માનવ–રોપાંઓને કેળવનાર માળી સાથે ઝાડપાનનો માળી કોઈ હૈયો હોય એ રીતે જ લગભગ વર્તતા હતા ને ? તો સમાજમાં પણ ક્યાં કશું માનપાન વધ્યું હતું ! અરે, વાણિયા બ્રાહ્મણની મુખ્ય વસ્તીવાળા આ હજારેક ઘરના ગામમાં તો કહેવત પણ પેલી જૂની કહેવતના અનુસંધાનમાં નવી એક ઉમેરાઈ હતી ને એની એ જ આજેય હજુ કશા જ ફેરફાર વગર ચાલી રહી હતી: 'આંધળું જેમ ગાય કે દળે એમ ભણેલ માસ્તર થાય કે હાટડી કરે !'

હાસ્તો, આ પ્રદેશમાં ભણી ભણીનેય ફાઈનલ સુધી જાય એટલે ભણી ઊતર્યો કહેવાતો. અને ફાઈનલ થયેલો માણસ—માસ્તર કે કોઈ વાણિયાને ત્યાં વાણોતરની જો નોકરી મળી તો ઠીક નહિ તો ગામમાં કે ગામડે જઈને નાનકડી કોઈ હાટડી માંડતો.

અલબત્ત, ન્યાયની ખાતર કહેવું જોઈએ કે નરભેરામ માસ્તરની તો ગામમાં ઠીકઠીક એવી પ્રતિષ્ઠા હતી. પ્રસંગોપાત માનપાન પણ ઠીક મળતું. પણ એનો અર્થેય એમ તો નો'તો જ કે રાષ્ટ્રના એક માળી તરીકે લોકો એમને સત્કારતાં હતાં. બલકે લાંબી નોકરીમાં બે પૈસા બચાવ્યા હતા ને ગામમાં પાછા હેડમાસ્તર હતા એટલે.

પણ શા માટે, બાકી પોતે જ પોતાના આ ધંધાને આજ દિવસ સુધી ગૌરવભર્યો નથી ગણ્યો પછી !—

એ તો આજે જ—કોણ જાણે કે હમેશાં બહાર ભટક્યા કરતું ચિત્ત આજે રખડી ભટકી થાકીને ઘરમાં આવી બેઠું હતું કે પછી પેલા શબ્દોમાં જ કોઈ એવું મંત્રબળ હતું કે જીવનની અંદર ભૂલી ભટકી આવી ચડતી કોઈ ધન્ય પળ અત્યારે નરભેરામને આવી ચડી હતી કે ગમે તેમ પણ હૃદયતળમાં કોઈ નવાણ તૂટ્યું હોય એ રીતે ગૌરવનો એ આનંદપ્રવાહ હૃદયને તરબોળ કરતો મગજમાં આવી કાદવકીચડવાળા એ તળાવને જાણે નિર્મળ નીરથી ભરી રહ્યો હતો.—

આ બે વાક્યો બે–ત્રણ વાર વાંચ્યા પછી ભારે એક શ્વાસ લેતાં નરભેરામ આનંદના માર્યા લવી પડ્યા : 'કેટલી બધી અદ્દ્ભુત વાત છે ! ચિત્રકાર કે શિલ્પી કરતાં પણ કેળવણીકાર મોટો છે !' આછી એવી ખુમારી સાથે વળી એ બબડવા લાગ્યા : 'ભલે ને દુનિયા એને પંતુજી કે માસ્તર કહે પણ તેથી— ભગવાનનાં સર્જનોમાં સહુથી જે ઊંચું સર્જન મન એને કેળવનાર અમે છીએ એ હકીકતમાં કંઈ ફેર પડવાનો ઓછો છે ? '

ચોપડીમાં નજર નાખતાં બબડ્યા : 'જુઓને આમાં કહ્યું જ છે : કેળવણીકારે માણસરૂપી લાકડું કે પથ્થર લઈને તેમાંથી સુશિક્ષણનો એક ઉત્તમ નમૂનો તૈયાર કરવાનો નથી. એણે તો મનના એક અગ્રગણ્ય એવા પદાર્થની અંદર કામ કરવાનું છે અને માનવનું નાજુક શરીર જે મર્યાદાઓ રજૂ કરે તેને માનપૂર્વક સાચવવાની છે ! '—

આ સાથે જ નરભેરામના પેલા ગૌરવ અને આનંદ ઉપર ગ્લાનિની એક આછી વાદળી છવાઈ વળી... અરે પછતાવો પણ એવો તો ઘેરો હતો—કેમ જાણે કૃષ્ણને ભગવાન તરીકે જોયા–જાણ્યા પછી અર્જુનને થયેલા પશ્ચાત્તાપની લાગણી અહીં નરભેરામને હૈયેય ન ઊતરી આવી હોય !

વિચારો પણ એવા જ લગભગ આવતા હતા : 'ના ના નરભેરામ ! આટલી લાંબી માસ્તરીમાં કોઈ દિવસ તને ખ્યાલ સુદ્ધાં નથી આવ્યો કે તરા હાથમાં સૂક્ષ્મતાઓ અને સંવેદનોથી રણઝણતું એક જીવતું જાગતું તંત્ર છે !...કોઈ દિવસ તેં ઊઘડતા મનની એ નાજુક

મર્યાદાઓને—અરે સમજવાનો પ્રયત્ન નથી કર્યો પછી વળી માનપૂર્વક સાચવી લેવાની તો વાત જ ક્યાં રહી ! ...

ને આ પછી તો આ જ વિષય ઉપર આ પહેલાં વાંચેલાં કેટલાંક મંતવ્યો પણ નરભેરામની યાદદાસ્તમાં —ધુમ્મસ ઊડી જતાં દીવાઓ પ્રકાશી ઊઠે એ રીતે ઊપસી આવ્યાં.

ને પશ્ચાત્તાપ કરતાં વળી એ બબડી પડ્યા : 'અરે કોઈ દિવસ તેં ઠોઠ અને હોંશિયાર વિદ્યાર્થીઓને એક સરખી આંખે નથી જોયા પછી વળી વિદ્યાર્થી આગળ તારા પોતાના અદ્વિયાતાપણાને ભૂલવાની તો વાત જ ક્યાં રહી !...વળી શિક્ષકે કોઈપણ સંજોગોમાં સંપૂર્ણ શાન્ત અને અક્ષુબ્ધ રહેવું જોઈએ એને બદલે તું તો નરભેરામ—હાથ નીચેના ખૂદ માસ્તરો તારાથી ડરતા ફરે છે પછી ગભરુ બાળકોના ગભરાવાની તો વાત જ ક્યાં રહી !'—

અને તારો અહંકાર ?—

આ પ્રશ્ન સાથે નરભેરામને પોતાનું બાળપણ એકાએક યાદ આવી ઊભું. મૂળ નામ એમનું નર્મદાશંકર હતું પરંતુ પોતે એટલા બધા તોફાની અને સાહસિક સ્વભાવના હતા કે પંડિત પિતાએ એમનું નામ ફેરવી નાખી નરભેરામ રાખ્યું હતું.

તો માસ્તરની કારકિર્દીમાં પણ એમનો આ 'નિર્ભય'નો ગુણ સારો એવો જાણીતો હતો. એક વાર તો ખૂદ વિદ્યાધિકારી ક્લાસમાં આવ્યા હતા છતાંય—ખુરસી ઉપરથી ઊભા થવાની વાત તો દૂર રહી પણ વિદ્યાર્થીઓને શીખવવામાંથી ધ્યાન ખસેડી એમના આવ્યાની નોંધ સુદ્ધાં નો'તી લીધી. વિદ્યાધિકારીએ કંઈક સવાલ પૂછી પોતા તરફ એમનું ધ્યાન ખેંચ્યું તો જવાબ આપ્યો : 'ઑફિસમાં બેસો સાહેબ. પીરિયડ પૂરો થાય એટલે હું આવું છું.'

હવે આવા માણસથી માસ્તરો અને વિદ્યાર્થીઓ પણ ડરે તો આમાં નવાઈ જેવું શું હતું ! અરે આજ સુધી તો ખૂદ નરભેરામ પણ પોતાનાં આ દોરદમામ અને કડકાઈને હેડમાસ્તરને આવશ્યક એવો ગુણ ગણતા હતા. આ માટે અભિમાન પણ લેતા હતા. અને તે ત્યાં સુધી કે એમનાથી બમણા અભિમાની એવા ઉપરી અમલદારોને પણ—પોતાને દબડાવતા જોઈ એક બે વાર સંભળાવી દીધેલું : 'મારું નામ નરભેરામ છે એ કદાચ નહિ જાણતા હો સાહેબ ! આપનાથી થાય તે કરી લેજો.'—

પણ પોતાના કામમાં પાવરધા એવા નરભેરામને ઉપરી અમલદારોય શું કરી શકે !—

પરંતુ જે ગુણને આજ સુધી સદ્દગુણ લેખતા હતા એ જ ગુણની મર્યાદા નરભેરામને આજની ઘડીએ એવી તો સમજાઈ ગઈ કે નિશ્વાસ નાખતાં એ પોતે જ બબડી પડ્યા : 'ના ના ના, કોઈનાથીય ભય ન પામવું—નરભેરામ થવું એ તો બરાબર છે. પણ બીજાઓ આગળ ને તેમાં પણ ફૂલ સરખાં બાળકો સામે ભેંકારરૂપ બની રહેવું એ તો ઠીક નથી જ ને.'—

નિશાળે એ જવાની તૈયારી રૂપે જમવા બેઠા ત્યારે પણ મગજમાં તો આ જ વિચારોનું ચર્વણ ચાલી રહ્યું હતું : 'હા ધાકના માર્યા વિદ્યાર્થીઓએ થોડાક પાઠ વધારે ગોખ્યા હશે, ચાર વાતો વધારે યાદ રાખી હશે એ ખરું પણ એથી કંઈ વિદ્યાર્થીનું મન ઓછું કેળવાય છે? બલકે મારી આ કરડાકીની છાપ જ એમનામાંય દૃઢ થવાની ને આગળ ઉપર એ જ છાપ પાકી થતી થતી જગતના વ્યવહારોમાંય એની છાપ પાડ્યા કરવાની !'

આ સાથે જ અઠવાડિયા ઉપર ફોજદાર તરીકે આવેલા પોતાના એક જૂના વિદ્યાર્થીએ એમની સાથે ઓળખાણ કાઢતાં આસપાસમાં બેઠેલા ગામના પ્રતિષ્ઠિત માણસો આગળ કહ્યું હતું એ યાદ આવ્યું : 'અમારામાં જો આ ફોજદારની લાયકાત આવી હોય તો અમારાં આ હેડમાસ્તરસાહેબના પ્રતાપે સમજ્યા. એક જરા સરખો ગુનો પણ ન જતો કરે.'—વગેરે. પરંતુ ખુબીની વાત છે કે આ વાત સાંભળીને નર-





ભેરામની એ વખતે ફૂલેલી છાતી અત્યારની આ યાદની વખતે બમણી જાણે બેસી ગઈ! થતું હતું: 'બસ! કેળવી કેળવીને આવું જ મેં માનવી કેળવ્યું ને?... ક્યાં પેલું વિનમ્ર પ્રેમાળ ઉદાર વગેરે ગુણોથી ભરેલું ઉદાત્ત માનવી ને ક્યાં આ મારું કેળવેલું'—

ને કપડાં પહેરી લાકડી સાથે ઘર બહાર નીકળતાં જ નરભેરામે નિર્ણય કર્યો: 'નહિ નહિ. આજથી જ બસ નિયમ કરો બાળકો સાથે—અરે સહુ કોઈ સાથે પ્રેમરૂપ જ બની રહેવું...વિદ્યાર્થીઓને ભણાવવા ગોખાવવા કરતાં પણ એમના માનસને સમજવા મથવું ને આ લેખમાં છે એમ એની પ્રકૃતિને અનુરૂપ માર્ગ-દર્શન આપી એનામાં રહેલી શક્તિને જ બહાર લાવવાનો પ્રયત્ન કરવો...'

આવા આવા વિચારો સાથે રોજના કરતાં આજે કંઈક વહેલા આવવા નરભેરામ જ્યાં શાળાના પ્રાંગણમાં પ્રવેશ્યા ત્યાં જ પેલાં ખેલકૂદ ને ગમ્મત કરી રહેલાં બાળકો એવાં તો ભાગવા લાગ્યાં કે—પરબડી ઉપર ચણતાં પારેવડાં બિલાડીને જોતામાં જાણે ઊડી ગયાં! નરભેરામને અહીં પેલી કવિતા પણ યાદ આવી ગઈ:

'શાને આવાં મુજથી ડરીને ખેલ છોડી ઊડો છો!'

એટલું જ નહિ પોતાના નામ ઉપર પણ એમણે અહીં ટીકા કરી: જોયું ને નરભેરામ! નરભેરામ નમ્ર પણ છોકરાં માટે તો સાચે જ ભેંકારરામ બની રહ્યો છે.'

ને ઓફિસમાં પ્રવેશતાં પેલી બીજી લીટી મનમાં મનમાં યાદ કરતા પોતાની જાતને કહી પણ રહ્યા: 'ના ના હવે તો—

'રે પંખીડા સુખથી ચણજો ગીત વા કાંઈ ગાજો.

—આવું જ કરી નાખવાનું.'

અરે શાળાની ઘડિયાળમાં હજુ દસ મિનિટની વાર જોઈ. અત્યારથી જ જાણે પોતાનું આ સાચા કેળવણીકારનું જીવન પણ શરૂ કરી દીધું. બહાર નીકળી ઓરડે ઓરડે ફરી છોકરાઓને કહ્યું: 'જાઓ, રમો બચ્ચાંઓ, હજુ દસ મિનિટની વાર છે, મઝા કરો...'

હા, છોકરાં જો કે બહાર તો નીકળ્યાં પરંતુ હવે પગે ને સાહેબનો જાણે હુકમ પાળવા!

હાસ્તો, ભલે ને વાઘ ખરેખરનો અહિંસક થઈ બેઠો હોય! પણ હરણાંને કેમ વિશ્વાસ પડે?

એક વાર તો નરભેરામે સભા ભરીને વિદ્યાર્થીઓને સમજાવ્યા કે પોતાનાથી ડરવાની એમને જરૂર નથી. એમની કોઈ મુશ્કેલીઓ હોય તો ગમે તે સમયેય એ એમની પાસે આવી શકે છે. બીજા શિક્ષકોની કોઈ ફરિયાદ હોય તો એ પણ એ કહી શકે છે!'

પણ આનો અર્થેય વિદ્યાર્થીઓએ આવો જ કર્યો: 'સાહેબને કાં તો ઉપલી ઓફિસેથી ઠપકો મળ્યો લાગ્યો છે એટલે આ થોડાક દિવસ.'

તો શિક્ષકો પણ સાહેબના આ ફેરફાર ઉપર ખાસ લક્ષ નો'તા આપતા ને તે પણ સાહેબ એમને શિક્ષકોના પેલા ગુણો વિષે વાત કરતા કહ્યા કરતા હતા કે કેળવણીમાં બાળકોને કેળવવા સાથે ખાસ તો શિક્ષકોએ કેળવવાનું રહે છે. છતાંય—

પણ નરભેરામ તરફ શંકા સેવવામાં વિદ્યાર્થીઓનો કે શિક્ષકોનો દોષ કાઢવો એ પણ બરાબર ન કહેવાય. કારણ પદ્ધતિ કંઈ એવી ચીજ તો નથી જ કે નિર્ણય કર્યો એટલે લાગલી જ બદલાવા માંડે. બલકે કોઈ કોઈ વાર તો એ હઠીલી બનીને સામો જાણે હુમલો પણ કરતી હોય છે.—

એટલે જ તો નરભેરામ છોકરાઓની અવળચંડાઈ કે બુધ્ધુપણા ઉપર કોઈ કોઈ વાર પહેલાંની જેમ ચીડાઈ પણ ઊઠતા હતા ને?—

પણ એનો અર્થ પાછો એમ પણ નથી કે છોકરાઓ અને નરભેરામ વચ્ચે પહેલાંનું અંતર જ ચાલ્યું આવતું હતું, બલકે ઠીક ઠીક એવું કપાઈ ગયું હતું ને કપાતું પણ રહેતું હતું. છોકરાઓ હવે એમની આગળ પોતાની મુશ્કેલીઓ વ્યક્ત કરતા ભાગ્યે જ ખચકાતા હતા તો—અરે કોઈ કોઈ વાર હસવા જેવું બનતું તો—અલબત્ત વગર અવાજે હસી પણ લેતા હતા.

પણ એક દિવસ તો એવું બનીને ઊભું રહ્યું કે નરભેરામ અને છોકરાઓ વચ્ચેનો આ રહ્યો સહ્યો પડદો પણ અટ્ટહાસ્યનાં તાંડવ મોજે તૂટીફાટીને દૂર થઈ ગયો.

વાત એમ બની કે નરભેરામ ભૂગોળનો કલાસ લઈ રહ્યા હતા. 'ભૂશિર કોને કહેવાય ?—બેટ એટલે શું ?' વગેરે સવાલ પૂછતાં પૂછતાં અડધે કલાસે ગયા ને એક છોકરાને એમણે આ પ્રશ્ન કર્યો : 'બોલ જો મધુ, બંદર કોને કહેવાય ?'

અલબત્ત આ સવાલ ચાલી ગયેલો ન હતો પણ નરભેરામે ગોખાવવાની રીત ઓછી કરી નાખી હતી ને હવે એ આગળ પાઠ ચલાવતા ત્યારે પણ બાળકોના સામાન્ય જ્ઞાનમાંથી બને તેટલું કઢાવવાનો પ્રયત્ન કરતા હતા. મતલબ કે 'રાષ્ટ્રીય કેળવણી'ના લેખમાંની વાત એમણે પકડી લીધી હતી કે છોકરાઓને ભણાવવા કરતાં મુખ્ય તો કેમ ભણવું એ જ શિખવવાનું હોય છે...એટલે સ્વાભાવિક હતું કે કેટલાકને એ ન આવડે. અથવા તો આવડે તો પણ વ્યક્ત કરતાં ન ફાવે.

મધુ ગૂંચવાવા લાગ્યો. ને એ જોઈ—એની પછીનો છોકરો નહિ, એ પછીની બીજી-ત્રીજી પાટલીનો નહિ ને છેક છેલ્લી પાટલી પરથી રવિશંકર નામનો એક ઠોઠ વિદ્યાર્થી ઊભો થઈ ગયો. આંગળી ઊંચી કરી હાથ હલાવતાં સાહેબને કે' છે : 'કહું સાહેબ ?'

સહુ કોઈને થયું કે રવલાનું આવી બન્યું. કારણ સાહેબની ખાસ શિખામણ હતી કે કોઈએ ધાંધા થઈને કે પોતાને આવડે છે એવું દેખાડીને જવાબ આપનાર વિદ્યાર્થીને ગભરાવવો યા સંકોચ ન પમાડવો. પણ રવલો તો—પહેલાંના દિવસોમાં જે રીતે સાહેબ સવાલ પૂછતા ને જવાબ આપતાં સહેજ જ જો વાર થઈ તો ઝટ ઝટ આંગળીને આગળ વધારતા એ જ રસમ પ્રમાણે ને તે પણ વચ્ચે બીજા વીસેક છોકરાઓના વારા ઉપર તરાપ મારીને સાહેબનાં 'હા'ની વાટ જોતો ઊંચો નીચો થવા લાગ્યો.

એટલે સહુને હતું કે રવલોભાઈ બહુ પોતે હોંશિયાર હોય એમ દોઢડાહ્યા થઈને ઊભા તો થઈ ગયા છે પણ હમણાં કાં તો પાસે બોલાવી—તમાચો નહિ તો કાનપટ્ટી ને કાનબુટ્ટી નહિ તો છેવટ એમેય કે'શે, 'ઊભા થવાનો બહુ શોખ છે તો પાટલી ઉપર ઊભો રહી જા ચાલ.'

પણ સાહેબે તો ઊલટાનું એની સામે જોઈ મોં મલકાવ્યું. હાસ્તો, કદી ને કદી આવું કંઈક આવડતું હોય તો એને પછી ઉત્સાહભંગ પણ કેમ કરી શકાય ! નરભેરામને તો આમ પણ હતું : સાચું પડે તો ઊલટાનો ઉત્સાહ વધે ને પોતાનામાં શ્રદ્ધા પણ આવતી જાય. ન પડે તો પણ આમ બોલવા પૂછવાની હિંમત તો પડતી જાય ને ? કહ્યું :

'હાં, બોલ !'

પણ સાહેબના 'બોલ' કહેતામાં તો રવિશંકરે એવું એનું અજ્ઞાન દેખાડયું કે—ક્ષણભર તો એ આખાય કલાસને ફાળ પડી હમણાં કાં તો સાહેબ છુટ્ટું જોડું ફેંકે કે ગધેડા મૂર્ખા જેવી પાંચ સાત ગાળો ચોપડાવી દે.—પરંતુ સાહેબનો હુકમ મળતાં જેવો રવિશંકર બોલી ઊઠયો : 'બંદર એટલે વાંદરૂં સાહેબ.' એવા જ ક્ષણેકભર દુઃખ જેવું કંઈક થયું ન થયું ને એવું મીઠું મલકી રહ્યા કે એમને જોઈને—ભયનો માર્યો થંભી રહ્યો એ આખોય કલાસ મુક્ત બનીને ખડખડાટ કરતો હસી પડયો. અને તે ત્યાં સુધી કે એ સાંભળીને શાળાના બીજા વર્ગો પણ મલકી રહ્યા. સાથે સાથે મોટા સાહેબ હસાવી રહ્યા છે એ ખ્યાલે હૈયામાં પણ એટલા બધા હળવા ફૂલ શા બની રહ્યા કે સાચે જ જાણે ઇચ્છતા ન હોય : 'મોટા સાહેબ આપણનેય ભણાવતા હોય તો !'



બીજા દેશોમાં સામાન્ય શાળાઓમાં મોટે ભાગે ૧૦-૧૧ વર્ષે બીજી ભાષા અને તેર-ચૌદ વર્ષે ત્રીજી ભાષા શીખવવામાં આવે છે. યુરોપના કેટલાયે દેશોમાં અગિયાર વર્ષે બીજી ભાષા અને ચૌદ વર્ષે ત્રીજી ભાષા શરૂ થાય છે. આ બીજી અને ત્રીજી ભાષા ફ્રેંચ, અંગ્રેજી, સ્પેનિશ અને જર્મનમાંથી પસંદ કરવાની હોય છે.

—ઇંદુમતીબહેન ચીમનલાલ

ઇશ્વર પેટલીકર

# નવા ચીલા

સાંસારિક પ્રશ્નોને આબાદ રીતે છણી જાણનાર તરીકે આપણા જાણીતા સાહિત્યકાર હવે તો સર્વેને પરિચિત છે. આ લેખની શરૂમાં આપેલો એક યુવાનનો વિસ્તૃત પત્ર અને તેનો લેખકે આપેલો વિગતસભર જવાબ એટલે જ આપણી સામાજિક રીતરસમને આવરી લેતો અને અનેકને ઠીક ઠીક માર્ગદર્શક બને તેવો નીવડશે એમાં શંકા નથી...

[હું જ્યારે હાયસ્કૂલમાં ભણતો હતો તે વખતથી મારા વિવાહની વાત ચાલતી હતી, જુદે જુદે છ-સાત ઠેકાણેથી માગાં આવેલાં પણ મા-બાપે નન્ના પરખાવી દીધેલા, પણ મારા મેટ્રિક પાસ થયા પછી સગામાંથી સંબંધ આવ્યો અને અમે એનો સામાન્ય સ્વીકાર કર્યો, એ લોકોએ મને રૂપિયા પાંચચો રોકડા આપવાનું નક્કી કર્યું અને દરદાગીના તથા પૂરત પહેરામણી તો ખરાં જ—પણ, મારો લગ્ન વિશેનો આદર્શ જુદો જ હતો. મૂળે તો બી. એ. થયા સિવાય પરણવું જ નહોતું. અને તે પણ શિક્ષિત કન્યાને. કુટુંબીઓની જીદને લીધે ઉપરનો સંબંધ સ્વીકાર્યો. મારો આદર્શ હતો કે હું કોઈપણ જાતના ખરચ સિવાય પરણું. કારણ કે મારી આર્થિક પરિસ્થિતિ સારી ગણાય તેવી નહોતી. વરઘોડો અને જાન જોડવાનું મને ઠીક નહિ લાગેલું.મને મારાં કુટુંબીઓ પ્રત્યે શ્રદ્ધા હતી કે મારું ધાર્યું બર લાવવા દેશે પણ જ્યારે મેં તેમને ઉપર પ્રમાણે વાત કરી ત્યારે તે મારી હાંસી જ ઉડાડવા લાગ્યા. ગાંડા ભાઈ! એવું તે કરાતું હશે, તું તો અમારું પહેલું પેટ. લગન તો ધામધૂમથી થવાં જોઈએ. મેં એમને ઘણાં સમજાવ્યાં પણ તેઓ ન જ માન્યાં આથી હું બીજે ગામ ચાલ્યો ગયો. ત્યાં બધાં લેવા આવ્યા પણ, મેં ઘસીને ના પાડી દીધી. છેવટ મારા બાપુજી આવ્યા. મારા બાપુજી મારા વિચારોને સારો ટેકો આપતા. તેમણે મને 'તારું લગ્ન નહિ જ કરીએ' એવી ખાતરી આપી.

બીજે જ દિવસે મારા એક મિત્રની જાન જવાની હતી. તેની જોડે હું ગયો. ત્યાં મને કેટલાકે ફસાવ્યો, કહો કે હું ફસાયો. ત્યાં મેં એક કન્યા જોઈ, કન્યા અભણ છતાં ઘર સંસ્કારશીલ. આથી અમે મળીને નક્કી કરી નાખ્યું. ગામના કેટલાક વડીલો આવેલા એમણે કન્યાના બાપને પૂછ્યું. એમણે હા પાડી, અને ત્યાં કશા ખરચ સિવાય અમે પરણી ગયાં. મને બસો રૂપિયા ચાંલ્લામાં પણ આપ્યા.

મને બધા લેવા આવ્યા. ઘેર આવ્યો તો બા બાપુજી બધાં જ ખફા. છતાં મેં કડવો ઘૂંટડો ગળીને સંસારના રંગ શરૂ કર્યા.

એક-બેને જ્યાં ત્રણ દિવસ થયા ત્યાં મારાં માની ટકટક શરૂ થઈ. 'વહુ આવી ને તેવી. તેનો બાપ ભિખારી તે કશું ના આપ્યું-મારે આટલું આટલું આવતું હતું તે બધાને માથે છીણી મુકાઈ ગઈ. વળી કોઈક સમજાવે તમારો દીકરો ભણેલો છે, કોઈની તમારે શા માટે આશા રાખવી જોઈએ ત્યારે વાત બદલે કે, 'મરશે, આપ્યું ના તો કંઈ નહિ. અમે કયાં એને રડીએ છીએ. અમારે તો લગ્ન જાહોજલાલીથી કરવું 'તું તે ના થયું, એનું દુઃખ છે.'

હું મા-બાપની આમાન્યા પાળતો હોવાથી એવું તેવું ના કહ્યું કે મારે કશું નથી જોઈતું. કારણ મારો વિચાર સંયુક્ત કુટુંબ-જીવન ગાળવાનો હોઈ સંસારના આંગણામાં પ્રવેશતાં જ જો વિખવાદ કરું તો કઈ રીતે તેને સિદ્ધ કરું! હું ધરતીની માફક પેટાળમાં જવા લાગ્યો. હજુ જલી રહ્યો છું. ધીમે ધીમે પત્ની મને ફરિયાદ કરવા લાગી કે, 'મારે આ બધું શી રીતે સહન કરવું.' હું શું કરું? કોને કહું? મારે તો ચારે તરફ આગ લાગેલી. એમાં કૂદી પડ્યે તો હું જ સળગી જાઉં. અને માબાપ તેમજ પત્ની બધાં જ મોં વકાસી રહે. હું કેટલીક વખત ક્રોધે ભરાઈ મારી પત્નીને મારું (કેટલું જંગલીપણું?) પણ, એનું

પ્રેમાળ હૃદય, એના ઊના નિશ્વાસ અને અદ્દ્‌ભુત પ્રણયશીલતા જોઈ એ ક્રોધ ક્ષણમાં ઊતરી જાય છે. અને પાછો રોવા માંડું છું. પત્ની મને સહારો આપી શાન્ત કરે છે.

મારો આદર્શ (જરા આડો જાઉં છું) મારી પત્નીને દેવી બનાવવાનો છે. પણ અણજાણતામાં હું શું આટોપી શકું. પણ ભગવાનની મહેરબાની છે કે જે કહું છું તે પત્ની કરે છે જ. પણ, મને ભય છે કે, મારી પત્નીને હું કોઈ વખત અન્યાય કરી બેસીશ. માની ટકટક ને પત્નીના બળાપાથી મારું હૃદય અશાન્ત રહે છે. મને બધું છોડી શાશ્વત શાંતિની ગોદમાં—સુન્યમનસ્કમાં લીન થવા પ્રબળ પ્રેરણા જાગે છે. પણ વિચારો શમતાં પત્નીની એક માત્ર હુંફ મને રોકે છે.

મારાં માબાપનો વિચાર મારું બીજું લગ્ન થાય તેવો છે. પણ હું ના પાડું છું. આ વાત જ્યારે મારી પત્ની જાણે છે ત્યારે ખૂબ રડે છે. હું એને આશ્વાસન આપું છું. પણ પુરુષ જાતની અમારી કોમની રીત એ સારી રીતે જાણે છે. એક માણસ હજુ પણ ચાર ચાર પત્નીઓ હયાત હોવા છતાં પરણે છે. આથી એને મારા પર વિશ્વાસ આવતો નથી. છતાં પરાણે સમજાવી તેના દર્દને દૂર કરું છું.

અમારું કુટુંબ ગરીબ હોઈ મારો વિચાર જ્યાં સુધી નભે ત્યાં સુધી સંયુક્ત કુટુંબ જીવન જ ગાળવાનો છે. મને ભય છે કે માની સાથે જો મારી પત્ની બોલતી થશે તો મારાં અરમાનો આગમાં જલી જશે પણ હજુ બધું હેમખેમ છે. બીજું મારી પત્ની અહીંયા આવે છે—હોય છે, ત્યારે મારાં મા, ભાઈ—બહેન બધાં મારા પ્રત્યેના પ્યારને ભૂલી જાય છે. જાણે કે તિરસ્કારે જ છે. પછી મારી પત્નીનું તો શું નહિ ગુજરતું હોય ? આવું જાણી હું ભગવાનને પ્રાર્થના કરું છું કે ભગવાન તેમને સદ્‌બુદ્ધિ આપે, મારા પ્રત્યેનું તેમનું વલણ બદલાય અને મારો આદર્શ કાયમ ટકી રહે અને અમારું સંયુક્ત કુટુંબ ફૂલવાડી શું મહેકી રહે.

પણ, હું સપ્તરંગી છું. ઘડીકમાં ગુસ્સે થઈ જાઉં છું. પત્નીને મારી બેસું છું. કેટલીક વખતે તો મા-બાપને પણ બોલી બેસીશ એવો ડર સતત રહ્યા કરે છે. સંસાર છોડી ભગવાન તથાગતની જેમ સંન્યાસ આરંભું એમ પણ થાય છે. પણ પત્નીના જીવનની ભાવિ કરુણતા જોઈ વિચારો કરી નાખું છું. જુદા તો થઈ જ શકાય નહિ, કારણ કે અમે ગરીબ છીએ.

પત્ની જ્યારે પિયર હોય છે ત્યારે મારા ઉપર ઘરનો અનહદ પ્યાર હોય છે.

મારા પિતાજી તો ખરેખર દેવ છે. મારા લગ્નથી તેમને જરાય અસંતોષ નથી.

તો આવા સંજોગોમાં મારું જીવન કેવી રીતે ઘડવું જેથી હું માબાપ, પત્ની બધાંને રાજી રાખી શકું ? મારી ક્રોધશીલતા મારે કઈ રીતે દૂર કરવી ? મનના સાંધાનો યોગ્ય થાય એવા કોઈ માર્ગ જણાવવા કૃપા કરશો. ]

યુવકે પોતે જ પોતાને સાતરંગી તરીકે ઓળખાવ્યો છે. જુવાનીનો કાળ જ ભાવનાઓ જાગે તેવો છે. એ કાળમાં ભાવનાઓ ન જાગે તો જ નવાઈ. એ રીતે જ જુવાની વટાવ્યા પછી પણ જો ભાવનાઓ જાળવી શકે તો એનું ઘડતર સાચી દિશામાં થયું છે તેમ કહી શકાય. ભાવનાઓ દેખાવામાં જેમ સુંદર હોય છે તેમ સ્વભાવમાં તેજીલી છે. પાણીદાર ઘોડી ઉપર સવારી કરવી અને ભાવનાઓ ઉપર સવારી કરવી સરખી છે. બીજી રીતે ભાવનાઓ દરિયાનાં મોજાં જેવી પણ છે, એ તોફાનમાંથી જે નાવ સહિસલામત બહાર કાઢે તે જ કુશળ જીવન–નાવિક.

આ પત્ર વાંચતાં યુવકે કુશળતા બતાવી નથી તેમ જોઈ શકાય છે. પરંતુ એવી કુશળતા બિન અનુભવી અને રૂઢિના વાતાવરણમાં ઉછરેલા યુવક માટે મુશ્કેલ પણ છે. ગુજરાતના પછાત ગણાતા જિલ્લામાં રહેતા આ યુવકમાં જે જ્ઞાતિમાં નવી ભાવનાઓનું કિરણ પ્રગટ્યું નથી, છતાં એના અંતરમાં ભાવનાઓ જાગીને સતાવે છે, તે જ સમાજમાં પ્રગટનાર ચેતનાની ઝાંખી





કરાવે છે. છતાં એ રસ્તો શોધવા જતાં વધુ ને વધુ ભૂલો પડતો જાય છે.

પ્રથમ તો એને ગ્રેજ્યુએટ થતાં પહેલાં પરણવું નહોતું અને તેય શિક્ષિત કન્યાને પરણવાનું સ્વપ્ન હતું. સગાંમાંથી માગું આવતાં એનો વિવાહ નક્કી થાય છે. એ પણ એમાં સંમત છે. ઉપરના બે મુદ્દા એણે જતા કર્યા છે, પણ સાદાઈથી લગ્ન કરવાનો મુદ્દો એ કોઈ ઉપાયે જતો કરવા તૈયાર નથી. એ ખર્ચ એના ઘરને પોષાય તેમ પણ નથી. છતાં એની આ નજીવી માગણી પણ ઘરનાં સ્વીકારવા તૈયાર નથી અને તે સામે બળવો કરી એ બીજે ગામ નાસી જાય છે. પિતા એ ખાત્રી આપે છે અને એ પાછો આવે છે. પરંતુ છેલ્લી ઘડીએ—લગ્ન ટાંકણે સૌ પોતાના ઉપર દબાણ લાવી એમની રીતે ધામધૂમથી લગ્ન કરશે તેવી બીક મનમાં રહી હોવાથી, એ મિત્રની જાનમાં જાય છે ત્યાં બીજી જ કન્યાને તાબડતોડ પરણી જાય છે! એ કન્યાય અભણ છે. પણ સંસ્કારી છે તે સહારો પૂરતો ગણીને જો કે એ પગલું એને ઉતાવળિયું દેખાય છે. પોતાને એમાં અમુક ફસાવ્યો અને પોતે ફસાયો તેય એને લાગે છે. મતલબ કે, એણે જે બીજી કન્યા પસંદ કરી તેમાં પહેલાં કરતાં વધુ લાયકાત હતી એમ નહિ, પણ પોતે સાદાઈથી પરણી લેશે તે મુદ્દો જોયો હતો. વળી એ સાદાઈની ભાવના પૂરી એણે પોષી ન હતી. પોતાને ખર્ચ પોસાય તેમ નથી તેથી સાદાઈથી લગ્ન કર્યું. પણ કન્યાના પિતાએ રૂ. ૨૦૦ ચાંલ્લાના આપ્યા તે લીધા!

આ બધી અસંગતતાઓ છે. પણ જીવનમાં આવું બનતું હોય છે તે હકીકત છે. અને એ હકીકત સ્વીકારીને ચાલવાનું હોય છે. માર્ગ શોધવાનો હોય છે. યુવકને જે માર્ગ કાઢવો છે તે પોતે ગરીબ હોવાથી સંયુક્ત કુટુંબમાં રહેવું અનિવાર્ય માને છે અને માનું વર્તન વહુ તરફ ન્યાયી—ઉભ્ભાભર્યું નથી. તે જ એના લાગણીશીલ સ્વભાવથી સહન થતું નથી. પોતે જે આમન્યામાં ઉછર્યો છે તેમાં માની કે બાપની લાગણી દુભાય તેવું કંઈ એ ન્યાયને ખાતર પણ કહી શકતો નથી. પત્ની સાસુ સામે એ જ આમન્યાને વશ હજુ મૂગી રહે છે, પણ પતિ સમક્ષ દિલ ઠાલવ્યા વિના રહી શકતી નથી. યુવક એના બદલામાં નબળો માટી બૈયર પર શૂરો તેમ એને જ મારે છે. અને નબળો હોવા છતાં નાલાયક નથી એટલે મા જેમ ક્રોધને વશ થઈ બાળકને ધીબી નાખે છે અને પછી એ પોતે રડવા બેસે છે. તેમ યુવક પણ રડે છે. આ દુઃખથાંથી યુવક માર્ગ કાઢવા પ્રભુને પ્રાર્થના કરે છે કે માને સદ્બુદ્ધિ આપે! અને જો એ સદ્બુદ્ધિ પ્રભુ નહિ આપે તો છેવટ પોતાનો સંસાર ભાગી પડશે તેમ એને વિચાર આવે છે, છેવટનો ઉપાય દેખાય છે!

પરંતુ એવી જ રીતે મા પણ કદાચ પ્રભુને પ્રાર્થના કરતી હશે કે દીકરાને ફરી પરણવાની સદ્બુદ્ધિ આપ અને ભગવાન મૂંઝવણમાં પડી જઈ કોને સદ્બુદ્ધિ આપવી તેના વચલા રસ્તા તરીકે બેઉયને સદ્બુદ્ધિ ન આપે તો! મારી પોતાની ભલામણ ભગવાન આગળ ચાલતી હોય તો હું યુવકની પ્રાર્થના સાંભળવા જરૂર વિનંતી કરું પરંતુ પ્રાર્થનાથી જ જો સામાનો હૃદયપલટો થતો હોય તો ભાવનામાં જીવવાનું ઘણું સહેલું થઈ જાય. સૌ ભાવના ઉપર સવારી કરવાનું પસંદ કરે પરંતુ આ બધાં કામ નદીના વહેણને બદલવા જેવાં કાર્ય છે. નદીના નવાં વહેણ માટે નહેર ખોદવી પડે છે અને તેમાં ખેડૂતોની પ્રાણપ્યારી જમીનના ટુકડા પણ થઈ જાય છે. સમાજનાં વહેણ બદલવા માટે પણ આવી જ રીતે સ્નેહીજનને દુઃખ થાય તેવું વર્તન અનિવાર્ય હોય તો કરવાની તૈયારી રાખવી પડે છે.

વસોના સ્વ. મોતીભાઈ અમીનના સંસ્કારમાં ઉછરેલા એક ગ્રેજ્યુએટ યુવકને વસી ગયેલું કે સ્ત્રીને પડદાની બહાર—લાજમલાજામાંથી બહાર કાઢવી જોઈએ. ઘરમાં એ કેવળ ભદીઆરણ બની રહી છે તેમાંથી બહાર કાઢી સમાજમાં પુરુષની સાથે એને સમાન

સ્થાન મળવું જોઈએ. આજથી ૪૦–૪૫ વર્ષ પહેલાંનો એ જમાનો. એ યુવકે પોતાની સ્ત્રીને લાજ કાઢી નાખવા હિંમત આપી. યુવકના મિત્રો સાથે એ પતિની જેમ બેસતી થઈ. આજ તો આ વાત સામાન્ય ગણાય છે. પરંતુ તે દહાડે વસોના અમીન કુટુંબની માતાને પોતાના ઘરની આબરુ લંટાતી લાગી. દીકરાનું વર્તન એમનાથી વેઠાયું નહિ. એમણે દીકરા ઉપર બ્રહ્માસ્ત્ર છોડતાં કહ્યું કે, વહુ પાસેથી તું લાજ નેવે મુકાવીશ તો હું અફીણ ઘોળીશ!

આ કહેનાર વિધવા માતા. એણે તેજસ્વી દીકરાને ભણાવતી વખત કંઈ કંઈ સ્વપ્નાં સેવ્યાં હશે. ત્રણ દીકરાઓમાંથી આ સૌથી મોટો ગ્રેજ્યુએટ થતાં, વહુ ઘરમાં આવતાં, પોતાનો પડયો બોલ સૌ ઊઠાવી લેશે તેવી આશા એણે સેવી હશે. માતાને દુઃખ લગાડવાનું આમેય દીકરાને પસંદ હોતું નથી અને તેમાંય વિધવા માતાએ દીકરાને ઉછેરીને મોટો કર્યો હોય ત્યારે એ દીકરાને માટે તો એ કેટલું કઠણ—કરુણ બની જતું હોય છે? પરંતુ એ યુવક સમજી ગયો હતો કે આ કંઈ માતાની સામે હથિયાર ઉગામવાનું નથી—રૂઢિ સામે છે. જો માતાની લાગણીને વશ થઈ રૂઢિને નમતું આપ્યું તો સદા નમતું જોખવું પડશે અને ભાવના પ્રમાણે સ્ત્રીને રુઢિમાંથી ઉગારી શકશે નહિ.

આથી યુવકે આ બાબતમાં નમતું જોખવાની પોતાની કોઈ રીતે તૈયારી નથી તેનો સ્પષ્ટ ખ્યાલ આપી દેતાં માતાને કહ્યું: 'પુત્ર તરીકે તમારી સેવા કરવાની મારી ફરજ છે. પરંતુ એવી જ રીતે પતિ તરીકે સ્ત્રીને રુઢિમાંથી બહાર કાઢવાની પણ મારી ફરજ છે. એની વચ્ચે તમે આડાં આવશો અને અફીણ ઘોળવાની ધમકી આપશો તો હું તે નહિ સાંભળું. એથી હું બી જઈશ નહિ કે મારી ફરજમાથી પાછો નહિ પડું.'

તે મક્કમ જવાબથી બાનો હૃદયપલટો થઈ ગયો હોય તેમ વહુએ લાજ–પડદો છોડયો. તેનો એમણે કયારેય વિરોધ ન કર્યો કે અફીણ ઘોળવાનીય વાત ન કરી! પરંતુ દરેક વખત આવી સ્પષ્ટ મક્કમ જાહેરાતથી સામા પક્ષનો હૃદયપલટો થઈ જાય છે તેમ પણ માની લેવાની જરૂર નથી. એ જો ન થાય તો એથી આગળની ફરજ યુવક સામે આવીને ઊભી રહે છે.

આ કિસ્સામાં પણ યુવક સામે આવી ફરજ આવીને ઊભી છે. માનું વર્તન, વહુ હોય છે ત્યારે ખૂદ દીકરા તરફ પણ બદલાઈ જાય છે, તો વહુ તરફ તો કેવું રહેતું હશે? પોતાની ગરીબ સ્થિતિમાં યુવક સંયુક્ત કુટુંબમાં રહેવાની જરૂર માને છે. એ ભાવના જરૂર ઈષ્ટ પણ છે. પરંતુ એવી ગરીબાઈમાં પણ મા દીકરાને ફરી પરણાવવા માગે છે તે કેવું વિચિત્ર છે? એથી ગરીબાઈમાં મુશ્કેલી વધવાની કે ઘટવાની? પરંતુ પોતાનું અહમ પોષાતું હોય તો ગરીબાઈ વધે કે દીકરો બીજા લગ્નથી દુઃખી થાય તેની માને પડી નથી.

આ સંજોગોમાં ઉપર દાખલો ટાંકયો છે તેમાં એ યુવકે માતાને જેમ પોતાની સ્થિતિ જણાવી દીધી હતી તેમ આ યુવકે પણ કહી દેવું રહ્યું મેં સાદાઈથી લગ્ન કર્યું તેમાં વહુનો કંઈ દોષ નથી. લગ્નમાં તમને કંઈ ન મળ્યું હોય કે કોઈ ન પહોંચ્યા હોય તો એમાં વહુ નિમિત્ત નથી—હું નિમિત્ત છું. વહુ તો હું પરણ્યો એટલે આવી છે. મેં એ પગલું ન ભર્યું હોત તો એ ઓછી આવવાની હતી? આ સંજોગોમાં મારા ઉપરનો રોષ તમે વહુ ઉપર ઉતારશો તો હું તે નભાવી લેવાનો નથી. અને એ રોષ વિના પણ કેવળ સાસુપણું દાખવી તમે એને કનડશો તે પણ મારાથી નભાવી લેવાશે નહિ. આજ સુધી હું મૂગો રહ્યો છું એ સમજણથી કે તમે વખત જતાં એ ભૂલી જશો અને વહુની સાથેનું વર્તન સુધારશો. વળી દીકરા તરીકે માતાને કંઈ કહેવું ન પડે તેમ આમન્યા ઓળંગવી ન પડે તો સારું, એ ગણતરીથી ચૂપ રહ્યો છું. હવે મારે માટે એ સમય પણ પૂરો થઈ ગયો છે, આપણે ગરીબ છીએ એટલે સૌએ ભેગાં રહેવું જોઈએ. તેથી જ હું જુદો પડવાનો વિચાર કરતો નથી. પરંતુ સૌના સુખનો વિચાર કરતાં જો વહુને

જ એનો ભોગ બેનનું પડવાનું હોય તો એ અન્યાય પણ મારાથી વેઠાશે નહિ. એના કરતાં જુદા પડતાં જે ગરીબાઈનું દુઃખ આવશે તે વેઠવા તૈયાર રહેવું પડશે.

આમ સ્પષ્ટ કહી દેવાથી બાનું વર્તન સુધરી જાય તો તો યુવકનું કાર્ય પતી જાય છે. પરંતુ માણસને જે નાનપણમાં રુઢિના સંસ્કાર પડ્યા હોય છે અને સ્વભાવનું ઘડતર થયું હોય છે તેને કારણે એનું વર્તન કહેવા છતાં અને સમજવા છતાં નથી સુધરતું તેવું પણ જોવા મળે છે. આ દાખલામાં પણ જો એવું બને તો યુવકે ગરીબાઈને લીધે ન પોસાતું હોવા છતાં સ્ત્રીને ન્યાય આપવા ખાતર જુદાં રહેવાનો માર્ગ અપનાવવો રહ્યો. બંનેએ મા–બાપ તરફની ફરજ સમજી બને તેટલી કરકસરથી રહેવું જોઈએ. અને જે કંઈ બચત થાય તે માબાપને આપી સંતોષ માનવો જોઈએ.

સૌને રાજી રાખીને માર્ગ કાઢવાની ઇચ્છા સામાન્ય રીતે સૌની હોય છે. અને કુટુંબના પ્રશ્નમાં તો સવિશેષ હોય છે. પરંતુ જો એવો માર્ગ ન જ નીકળે એવો હોય ત્યારે એમાંથી ભાગવાની વૃત્તિ તરફ વળવું, સંન્યાસી થવાનું વિચારવું તે સાચો માર્ગ નથી. તે વખતે ભાવનાને વશ થઈ જે ન્યાયી હોય તે પ્રમાણે વર્તવા તૈયાર રહેવું જોઈએ. અને એવી રીતે વ્યક્તિઓ વર્તવા તૈયાર થશે તો જ સમાજમાં નવા ચીલા પડશે અને સમાજનું નવઘડતર થશે.





બેંગલોરની હિંદુસ્તાન મશીન ટૂલ્સ ફેક્ટરીને જાહેર હિતની રીતે અનેકગણી ઉપયોગી ગણીને પ્રથમ માન મળ્યું છે. ૪૦૦ લેથના મશીનોનાં ઉત્પાદનથી શરૂ થયેલી આ કંપનીએ ૧૯૬૦–૬૧ માં ૧૦૦૨ મશીનોનું ઉત્પાદન કર્યું છે. મીલીંગ મશીન, રેડિયલ ડ્રીલ, સાદાં લેથ, ગ્રાઈન્ડીંગ મશીનોનો પણ સમાવેશ થાય છે. આ ઉત્પાદનને બેવડું કરવા બીજું કારખાનું પણ શરૂ કર્યું છે. બાજુના ચિત્રમાં આ કારખાનાની વર્કશોપ દેખાય છે.

જયન્ત પરમાર

# સતના પંથનો પ્રવાસી 'સાલિક'

ઊર્મિના વાચકોને જાણીતા શાયર શ્રી સાલિક પોપટિયાનું તાજેતરમા જ અવસાન થયું છે. પાકિસ્તાનના એ ગુજરાતી કવિને અંજલિ આપવાનો આ લેખમાં નમ્ર પ્રયાસ છે જે દરેકને હમદર્દ બનાવશે ..

ગયા માસના 'ઊર્મિનવરચના'ના અંકનાં છેલ્લે બાકી રહેલાં કાવ્યોનાં ૧૦-૧૧ મા પાનાંનાં છેલ્લાં પ્રૂફ વાંચીને છાપવાની રજા આપી ત્યાં જ ટપાલમાં એક પત્ર આવ્યો. સરનામાવાળી બાજુ ઉપર મોકલનારના નામ તરીકે 'નૂરે હવા ટોબેકો કંપની'નો સિક્કો જોઈને ઘણે વખતે ભાઈ સાલિકનો પત્ર આવ્યો એમ માનીને એ પત્તાની પાછલી બાજુ વાંચવા પત્તું ફેરવ્યું. એ વાચીને તો હ થ થંભી જ ગયા. બે લીટીનો એ પત્ર ભાઈ સાલિકનો નહિ પણ તેમના વડીલ બંધુનો આ મુજબ હતો :

'કરાંચીથી લિ. મહંમદ હુસેન એ.સમાણ વીરાના સલામ. ઘણી જ દિલગીરી સાથે લખવાનું કે અમારા નાના ભાઈ અલારખા (સાલિક પોપટિયા) મંગળવાર તા. ૨૪-૪-૬૨ના ખુદાની રહેમતે પહોંચ્યા છે.'

કેટલાય વખતથી પડ્યું રહેલું ભાઈ સાલિકનું કાવ્ય 'સુરાલયનો સાદ' ઊર્મિમાં છાપવાની રજા આપ્યાને હજુ કલાકેય નથી વીત્યો ત્યાં એના કવિના અવસાનના સમાચાર ? મે માસનો એ અંક પ્રગટ થઈ ગયા પછી આ લખાણ તૈયાર કરવા 'ખંડિત સમણાં'નાં પાનાં હું ફરી ઉથલાવતો હતો ત્યાં એ જ કાવ્ય 'ઊઠો ઓ બાલુડાં !' એવા બદલાયેલ શિર્ષક તળે વાંચ્યું ત્યારે જ ખ્યાલ આવ્યો કે ઊર્મિ માટે આ કાવ્ય આવ્યાને ઘણો સમય થઈ ગયો છે ! 'ખંડિત સમણાં'નાં કાવ્યોનું સંપાદન પોતે જાતે જ કર્યું છે એટલે આ શિર્ષકફેર પોતાની જ સૂઝથી કર્યો હશે એમ મનને મનાવ્યું.

૧૯૫૨માં 'નયનધારા' નામનો શ્રી સાલિક પોપટિયાનો સંગ્રહ પ્રગટ થયો ત્યારથી અમારી દોસ્તીનો દોર સંધાયો. તે પછી તો ભાઈ સાલિક ભારતમાં આવે ત્યારે અચૂક મને મળવાનો આગ્રહ રાખે. પત્રોથી તો અમે મિત્ર બની જ ચૂકયા હતા. ૧૯૫૫ના જૂનમાં મારા લગ્ન સમયે હાજરી આપવા આવી શકે તેમ નહોતું એટલે તે જ સમયે મને તારથી તો અભિનંદન પાઠવેલા જ. પણ મૈત્રીના પ્રતીક સમું એક વીજળી-વૃક્ષનું સુંદર મઝાનું કૂંડું તેમણે મને તેમના કોઈ મિત્ર મારફત મારી ઓફિસે મોકલેલું. હું તે દિવસોમા બહારગામ હતો એટલે એ મિત્રે આપેલી સૂચના મારી ઓફિસમાં પૂરી સમજાઈ નહિ હોય કે કોણ જાણે કેમ પણ મને મોકલાવેલી એ અણમોલ ભેટ છેક રાજકોટ પહોંચી ગઈ !—મિત્રપ્રેમનું એ અમૂલું પ્રતીક ફરી કદી મને જોવા મળ્યું જ નથી ! તે પછી ત્રણ ચાર માસ વીત્યે ભારત આવેલા ભાઈ સાલિક પહેલી જ વાર મારા ઘેર આવવા તૈયાર થયા. ઘેર આવીને એ તો ચોગમ પેલી અમને આપેલી ભેટ જ શોધ્યા કરે. પણ મોંમાંથી બોલે જ નહિ. છેવટે, મારી પત્નીને અને મને આગ્રહ કરીને, અમદાવાદમાં તે જ્યાં ઊતરેલા તે તેમના એક સગાને ત્યાં લઈ ગયા. તેમનાં પત્ની સાથે ઓળખાણ કરાવી. કરાચીની તેમની પ્રવૃત્તિઓનો ખ્યાલ આપતાં આલ્બમો બતાવ્યાં. છૂટાં પડતી વખતે તેમનાથી ન રહેવાયું એટલે છેવટે પૂછી જ લીધું :

'મારી નાચીઝ ભેટ તમને બરોબર મળી ગયેલી ને ?'

હું ચમકયો. કંઈક ગોટાળો થયો લાગે છે. મેં પૂછ્યું : 'કયારે, કોની સાથે અને કયાં મોકલેલી ?'

શંકિત હૃદયે તેમણે ખુલાસો તો કર્યો. પણ જેની મારફત મને મોકલેલી તે ભાઈને મળી વધુ સ્પષ્ટતા કરવાનું વિચારીને એ છૂટા પડયા. સામાન્ય પત્રનો



જવાબ વાળવામાંય હું આળસ નથી કરતો એ આવી અણમોલ ભેટ મળ્યાનો આભાર વ્યક્ત કર્યા વિના રહી શકું ખરો ?—મારી એ દલીલે તો સાલિક-ભાઈ ઠંડાગાર બની ગયેલા.

અમારી મૈત્રીનો આ યાદગાર પ્રસંગ છે એટલે એને યાદ કર્યા વિના આ અંજલિ અધૂરી ગણાય, દોસ્તીનો દોર પણ કાચો ગણાય.

૧૯૨૭ માં ભાવનગરમાં જન્મ પામેલા ભાઈ સાલિકને બચપણથી જ સાહિત્ય અને સેવાકાર્ય પ્રત્યે અભિરુચિ હતી. મૅટ્રિક સુધીનું શિક્ષણ ભાવનગરની સનાતન ધર્મ હાયસ્કૂલમાં અને તે પછી વધુ અભ્યાસ માટે શામળદાસ કૉલેજમાં જોડાયા. પણ દેશના ભાગલા પડ્યા એટલે ઈન્ટર આર્ટ્સ પછીનો અભ્યાસ પડતો મૂકવો પડ્યો અને ૧૯૪૯માં ભાવનગરથી કરાચી (પાકિસ્તાન) જઈને તેમના વડીલ બંધુ સાથે ધંધામાં જોડાયા. નૂરે હવા ટૉબેકો કંપની નામથી કરાચી-માં બન્ને ભાઈઓએ તમાકુનો ધંધો શરૂ કર્યો.



સ્વ૦ સાલિક પોપટિયા

મૂળ નામ અલારખા ઉસમાન અને સાહિત્યિક નામ 'સાલિક' ધરાવતા આ દર્દીલા શાયરની કવિતામાં નર્યો વિશાદ ભર્યો છે. પ્રણયની મસ્તી કરતાંય વધુ તો ઘેરી નિરાશા ભરી છે. 'નયનધારા' પછી લગભગ દાયકે 'ખંડિત સમણાં' પ્રગટ થાય છે છતાં આ બન્ને સંગ્રહોનાં કાવ્યોનો સૂર તો એક જ છે. છેલ્લાં બે વર્ષથી કૅન્સરથી પીડાતા ભાઈ સાલિકે દસેક વરસ પહેલાં જ મૃત્યુને ભેટવાનો જાણે તરવરાટ દાખવતા હોય તેમ 'નયનધારા'માં ૧૨૭મે પાને ગાયેલું :

'પરિમલ શું જગે પ્રસરાવવાની !
જીવન મુજ ખાક એ મહેંકાવવાની !
નયનનાં નીરથી બૂઝી રહી છે,
હૃદયની આજ મારી ધૂપદાની.'

અને એ જ સંગ્રહના ૧૩૯મે પાને :

'ગમી માટે મળી 'તી શામદાની,
જઈફી કાજ પામ્યો 'તો જવાની;
જગત છોડી જતાં સમજાય છે કે
મળી 'તી મોત માટે જિંદગાની.'

૧૯૪૮ની (આ કાવ્યની રચના—) સાલમાં પણ કવિ મૃત્યુને આટલું આવકારી શકતા હતા—શારીરિક સ્વા-સ્થ્યની શિરટોચવાળા શરીરે હોવા છતાં ! એ જ સંગ્રહના ૧૪૧મે પાને તો આદેશ પણ આપે છે :

'ન મારી કબ્ર પર
અત્તર લગાવો,
ન ફૂલોની તમે
ચાદર બિછાવો;
કે તડપે છે કબરમાં
રૂહ મારી,
ન મારી કબ્ર પર
આંસુ વહાવો.'

અને પ્રેમભગ્ન એ યુવાન પ્રેમિકા પાસેની ઇચ્છા ૧૪૪મે પાને આમ વ્યક્ત કરે છે :

'ન તારો પ્યાર માગું કે
ન તારું ગુલબદન માગું,
નહીં શબ્દો દિલાસાના,
ન મીઠું સાંત્વન માગું,
ઉપેક્ષિત ચાહનારાની ફક્ત
આ એક ઇચ્છા છે;
દફન થાવા ચહું હું
દ્વાર તારાં ને કફન માગું.'

પાંત્રીસ વરસની ભર યુવાનીમાં સુંદર મઝાનો દેહબાંધો ફક્ત બે જ વરસના કેન્સરના હુમલામાં આમ આટલી ઝડપથી ખખડી જાય ત્યારે તો કવિના જ શબ્દો આપણે ઉચ્ચારવા પડે છે:

'રહ્યાં ત્યાં કોઈના મુખમાં
ફક્ત ચિત્કાર ને આહો,
કે 'સાલિક'ની ડૂબી ગઈ
નાવ આવીને કિનારા પર.'

[નયનધારા-પૃ૦ ૧૦૭]

કવિને અંજલિ આપવા માટે એમના વિષે કવિના પોતાના જ શબ્દો વધારે ઉચિત લાગે એવા તો આ રહ્યા:

'કઝાની ગોદમાં જ્યારે
લપેટાયું જીવન એનું,
જીવનપંખી ગયું ઊડી,
થયું નિષ્ક્રિય તન એનું,
રઝળતું આજ દ્વારે દ્વાર
અટવાતું વદન એનું,
અને ઊડી રહ્યું છે લાશ
પરનું પણ કફન એનું,
જીવનમૂડી મહીં મૂકી ગયો
'સાલિક' કવન એનું.'

[નયનધારા-પૃ૦ ૭૨]

સાલિકની જીવનમૂડીમાં જે કવન પડયું છે તે છેલ્લા દાયકામાં ગુજરાતી ભાષાને મળેલા બે કાવ્યસંગ્રહો 'નયનધારા' અને 'ખંડિત સમણાં', કિસ્મત કુરેશી સાથે પ્રગટ થયેલો રુબાઈ-સંગ્રહ 'સંગમ' અને 'સાહિત્ય સિંધુ'ના ત્રણ ભાગ, (પાકિસ્તાનની ગુજરાતી માધ્યમિક શાળાઓ માટેનાં ગુજરાતી પાઠય પુસ્તકો.) આ અભ્યાસુ શાયરનું હજુ અપ્રગટ એવું ઘણુંય પડયું હશે. એક ગદ્ય-પદ્ય સંગ્રહનું પણ પાકિસ્તાનમાં ભણતા ગુજરાતી વિદ્યાર્થીઓ માટેનું સંપાદન કરી રહ્યા હતા એ પણ અધૂરું રહ્યું છે. પાકિસ્તાનમાં રહીને ગુજરાતી ભાષા માટે અજોડ પ્રેમ અને એ ભાષાના વિકાસમાં ફાળો આપનાર અન્ય ગુજરાતી મહાનુભાવો ભાઈ સાલિકના આ અધૂરા રહેલા કાર્યને પૂરું કરવા કમર કસશે એ જ તેમને સાચી અંજલિ અપાઈ ગણાશે.

કેન્સરના ઈલાજ માટે મુંબઈ અને લંડન જઈ આવ્યા પછી તા. ૧૮-૧૦-'૬૧ના પત્રમાં મને લખેલું:

'મારી તબિયત હજી નાદુરસ્ત છે, હવે સુધરવાની આશા પણ નથી. અલ્લાહની મરજી.'

આ પછી તા. ૯-૧-'૬૨ ના રોજ મને મળેલો તેમના હસ્તાક્ષરવાળો છેલ્લો જ પત્ર હતો. મેં લખેલા તે પછીના પત્રોનો જવાબ તે વાળી શકયા નથી. છેલ્લે છેલ્લે તો તેમની વાચા પણ બંધ થઈ ગઈ હતી. 'ખંડિત સમણાં'ને પાકિસ્તાન રાઈટર્સ ગીલ્ડ તરફથી ૧૯૬૧નું એક હજાર રૂપિયાનું પ્રથમ પારિતોષિક મળ્યું તે સમારંભમાં પણ લથડતી કાયાવાળા આ શાયરનું કરાચીનાં સાહિત્યરસિકોએ જે બહુમાન કર્યું તે અજોડ ગણાય તેવું હતું.

ગુજરાતનાં કોઈ પણ સામયિકોમાં જવલ્લે જ પ્રગટ થતી તેમની કૃતિઓ 'ઊર્મિનવરચના' માટે અવારનવાર મળ્યા કરતી તે પણ મૈત્રીના મહાન દાવે. એ દાવો ભાઈ સાલિક માટે કરતાં મને જાણે કુદરતે હવે અશક્ત બનાવી દીધો છે. એ પોતે તો પોતાની ઈચ્છા મુજબ:

'ઝંખું મટીને બિન્દુ સિન્ધુનું રૂપ થાવા,
ઝાકળ બની સવિતા-રશ્મિ ઉરે સમાવા;
ક્યારેક નેણ-છીપોથી મૌક્તિકો બનાવા,
આતમના તેજપુંજે જીવનને ઝગમગાવા,
'સાલિક' બનીને સતના પંથે હું સંચરું છું.'

[ખંડિત સમણાં-પૃ૦ ૧૦૦]

સાલિકનો એ સતના પંથનો પ્રવાસ આગળ ને આગળ વધતો જ રહે એવી અપેક્ષા આ અંજલિ

'સેવકરામ'

# 'અમારો ગરીબનો મરો થઈ રહ્યો છે'

ગામડાંમાં ગરીબી અને અજ્ઞાનતાએ જે ન્યાતની ભાગ્ય મૂકી છે તેને ઊર્મિના વાચકોને જાણીતા લેખક સચોટ રીતે રજૂ કરે છે...

એક ગામના પંચાયતઘરનો ઉદ્‌ઘાટન સમારંભ હતો. નવા પ્રધાનમંડળના એક નાયબ પ્રધાનશ્રીના હસ્તે તેનું ઉદ્‌ઘાટન થવાનું હતું. મારે ગામડાંની કેટલીક મુશ્કેલીઓ પ્રધાનશ્રી સમક્ષ રજૂ કરવાની હતી એટલે હું ત્યાં હાજર રહ્યો હતો.

ગામ એકંદરે સુખી હતું. તમાકુ અને ડાંગરની સારી કમાણી થતી હતી. ગામમાં પંદર જેટલાં તો મશીનો હતાં. એથી ત્રીજા ભાગની જમીનમાં પીયતની ખેતી થતી હતી. ગામના કેટલાક જણ અમદાવાદ અને મુંબઈમાં રહી વેપારધંધો કરતા હતા એની અસર તેમનાં મકાનોની રોનક પરથી પણ થતી હતી.

સમારંભમાં ગામના સરપંચે ગામનાં વિકાસકાર્યોનો જે ખ્યાલ આપ્યો એથી મને પોરસ કે થયું ગામે સાચે જ દૃષ્ટિપૂર્વકનો વિકાસ સાધ્યો છે. ગામના રસ્તા પર પણ સીમેન્ટ પથરાયો હતો. વારિગૃહ બંધાયું હતું અને દરેક વાસમાં સ્ટેન્ડ પણ ઊભા કરી પાણીની સવલત કરી આપવામાં આવી હતી. ગામમાં પ્રાથમિક શાળાનું મકાન હતું અને માધ્યમિક શાળાનું મકાન બંધાઈ રહ્યું હતું. બાલમંદિરનું પણ મકાન થયું હતું. પુસ્તકાલય હતું. દવાખાના માટે પૈસા ભરી દીધા હતા, કેવળ મંજૂરીની રાહ જોવાતી હતી. અને હવે ગામના પંચાયતઘરનું ઉદ્‌ઘાટન થઈ રહ્યું હતું. પંચાયતઘરમાં પંચાયતે રકમ આપી હતી, વિકાસ ઘટક તરફથી થોડી મદદ મળી હતી અને ખૂટતી રકમ ગામફાળો કરીને ભરવામાં આવી હતી.

વિકાસ ઘટક આવતાં ગામે આવી પ્રગતિ કરી એથી ગ્રામવિકાસમાં રાચના મારા જેવાને ખૂબ આનંદ થયો. મને બે શબ્દો કહેવાનો હુકમ થયો એટલે મેં પણ, ગામે જે વિકાસ કર્યો છે એનો આનંદ વ્યક્ત કર્યો અને પંચાયતને તેમ ગામ-આગેવાનોને પણ તેમના ઉત્સાહ માટે બિરદાવ્યા.

આ રીતે ગામડાં પોતાના વિકાસનું આયોજન કરે અને એક પછી એક કામ હાથ ધરે તો ગામડાંની શિકલ બદલી જાય અને ગ્રામ જનતાને આવશ્યક સગવડો મળી રહે.

સમારંભ પૂરો થયો. ગામે જમવાની વ્યવસ્થા રાખી હતી. બહારગામથી આવેલાઓને પણ જાહેર નિમંત્રણ હતું. ઘણાં ગામોમાં મને આવા જ ઉત્સાહનું દર્શન થયું છે. પણ અહીંની વ્યવસ્થા સારી લાગી.

નાયબ પ્રધાનશ્રી સાથે જમતાં જમતાં બધી વાતો પતાવી દીધી. એમને જમીને તુરત બીજે ગામ જવાનું હતું. એમને વિદાય કરી હું ગામમાં વળતો હતો ત્યાં એક ભાઈએ મને કહ્યું :

'સેવકરામ ! અમારા વાસમાં આવશો ?'

'ક્યાં ?'

'ઠાકરડા-વાસમાં...'

---

આપતાં વ્યક્ત કર્યા વિના રહેવાતું નથી. પાકિસ્તાન, ભારત અને અન્ય દેશોમાં પણ મિત્રોનું બહોળું મંડળ ધરાવનાર પાકિસ્તાનના સાહિત્યકારોમાં માનભર્યું સ્થાન ભોગવતા પાકિસ્તાનના આ પ્રથમ ગુજરાતી કવિનું આટલી નાની વયનું અવસાન એક અકસ્માત જેવું લાગે છતાંય હકીકત છે.

ભાઈ સાલિક તેમની ચિર નિદ્રામાં તેમની ઝંખિત શાંતિ પામો અને તેમના કુટુંબીજનોને કદી ન પુરાનારી ખોટ સહન કરવાની શક્તિ પ્રાપ્ત થાવ એ જ અભ્યર્થના.

★



'હા, ચાલો ને.'

અને હું એમની સાથે ઠાકરડા–વાસમાં ગયો. એક બાજુ શહેરની કમાણીવાળાઓએ 'બંગલીઓ' બાંધી હતી. અહીં માટીનાં ખોરડાં હતાં. લોકોનાં ચીંથરાં જેવાં કપડાં અને ચહેરા પરની શુષ્કતા તેમની ગરીબાઈની ચાડી ખાતી હતી. છોકરાં ઉઘાડા ડિલે ફર્યા કરતાં હતાં. નરી ગરીબાઈનું અહીં દર્શન થતું હતું.

એક લીંબડી નીચે ખાટલો ઢાળ્યો. મને આવેલો જોઈ વાસના બીજાયે ખેંચાઈ આવ્યા. એક બે ઘરડાઓ તો ખાલી પંચિયું પહેરી, માથે ફાળિયાને બદલે નાનો ટુકડો વીંટાળીને બેઠા હતા. તેમની વધી ગયેલી દાઢી, ઊંડી ઊતરી ગયેલી આંખો અને લબડી પડેલી ચામડી તેમના વાર્ધક્યની સાથે તેમની ગરીબાઈનું પણ દર્શન કરાવી રહી હતી. સ્ત્રીઓ લાજ કાઢી, કેડમાં છોકરાં બેસાડી દૂર ઊભી ઊભી કૌતુકથી તાકી રહી હતી. તેમના થાગડથીગડ ઘાઘરા અને સાડલા આ વાસની સ્થિતિનું માપ આપી રહ્યા હતા. મારે માટે આ કંઈ નવું દર્શન ન હતું. ગામેગામ, જે લોકો ખેતમજૂરી પર નભે છે તેમની આ જ દશા છે. રોપવામાં, લણવામાં, વાઢવામાં, નીંદવામાં મજૂરી મળે. ખેતીનાં ત્રણચાર માસ છૂટું છવાયું કામ મળે એ જ. પછી તો લાકડાં વાઢી લાવીને કે કોઈને ત્યાં મકાન બંધાતું હોય કે કૂવો ખોદાતો હોય કે એવું કંઈ પરચુરણ કામ નીકળ્યું હોય તો મજૂરી મળે એ જ. આ મજૂરી પર જીવનાર પાસે બચત પણ શું થાય અને ખપ પૂરતું મળે પણ ક્યાંથી? આ તો જીવનની ઓછામાં ઓછી જરૂરીઆતના કારણે આ લોકો ટકી રહે છે.

સવારે જ્યાં ત્યાં રખડી, જેને ત્યાં વલોણાવાર હોય એને ત્યાંથી છાશ લઈ આવે. આ લોક રોટલો ને છાશ ખાઈ ચલાવી લે. મોસમમાં વગડામાંથી કંઈ મળે તો લીલું શાક કરે એ જ. ખરીદીને તો એ લોક શાનો શાકનો કે દાળભાતનોયે સ્વાદ મ્હાણી શકે! રોકડેથી મરચું લાવવું હોય તોયે કેટલીયે ત્રેવડ કરે ત્યારે ઠેકાણું પડે. પછી મોંઘા ભાવનાં કપડાંનો તો એ કઈ રીતે જોગ કરી શકે?

ગામડાંમા ખેતીનું ઉત્પાદન વધતાં કેટલાંક સાધન–સંપન્ન ખેડૂતોની સ્થિતિ સુધરી છે. પીતથી ખેતી થતાં આવક પણ વધી છે. પણ આ ખેતમજૂરોને તો એની એ કંગાલિયત રહી છે. થોડીક મજૂરી વધી છે તો સામે ઘણી બધી, ગુંગળાવી મારે એવી મોંઘવારી વધી છે. એવી મોંઘવારીમાં કેમ જીવવું એ જ આ લોકની સમસ્યા છે. પછી તેમની રહેણીકરણીની શિકલ તો ક્યાંથી બદલાય? કદાચ આ ગતિએ તો સમાજવાદી સમાજરચનાની અસર ગામડાં સુધી પહોંચતાં તો ઠીક ઠીક સમય જશે.

પણ આજે આ વાત કરવી નથી. મને તો એ ભાઈએ જે વાત કરી એ આંખ ઉઘાડી નાખે એવી લાગી. એ ભાઈએ કહ્યું:

'સેવકરામ! તમેયે ગામ–આગેવાનોનાં વખાણ કર્યાં. ગામમાં આટલાં બધાં કામ થયાં એનીયે વાત કરી. પણ એ કામ થયાં એમાં અમારો ગરીબગરબાંનો કેવો મરો થયો છે એની કાંઈ ખબર છે?'

'તમારો મરો થયો છે? કેવી રીતે?'

'આ લોકો દરેક કામમાં ગામફાળો માગે છે. એમાં બધાને એક લાકડીએ હાંકે છે. કહે છે કે ઉંબરા દીઠ દસનો ફાળો આપો કે પંદરનો આપો. સુખી લોકોનેયે એ ફાળો અને અમારો ગરીબગરબાંનો પણ એ ફાળો. આવા તો ચારપાંચ ફાળા આયા. વરસે ને વરસે કંઈ કામ કાઢે અને અમારો મરો કરે. આમાં અમારો ઠાકરડાવાસનો, હરિજનોનો અને બીજી પરચુરણ વસ્તીનો મરો થાય છે. અમે ફેરે ને ફેરે દસ–પંદર ક્યાંથી લાઈને આપીએ.'

આ જુવાને હૈયું ખોલ્યું એટલે સામે બેઠેલા ડોસાએ કહ્યું:

'સેવકરામ! આ તો તમે અમારા ગરીબગરબાનું સાંભળો છો તે વાત કરીએ છીએ. નકર જો સરપંચ કે બીજા આગેવાન જાણે તો અમને તો કૂટી જ

નાખે. ભઈશાબ ગરીબ લોકને માટે તો આ ધરતી પર જગ્યા જ નથી. અમે તો મજૂરી કરીને જીવીએ કે પેટ ભરીએ! તમે જ કહો, અમારે આ પંચાયત–ઘરને શું કરવું છે? તોયે કહેશે લાવો ફાળો. ભઈશાબ આ ફાળો ભરી ભરીને તો રાંડીરાંડોયે બૂમો મારે છે. અમારો તો મરો થઈ રહ્યો છે. અમે તો ભઈશાબ હાથ જોડીએ છીએ...હવે તો ખમિયા કરો. પહેલાં અમારા જેવા ગરીબ લોકને રોટલો મળે. એમ કરો પછી તમારે જેટલી જમીન આંતરીને જે બાંધવું હોય તે બાંધજો. ભઈશાબ હવે તો ફાળો ભરવાનું અમારું ગજુ નથી.'

'ગામના કામમાં તમારેયે ફાળો તો આપવો જોઈએ ને! રોકડ ન આપો તો શ્રમનો ફાળો આપો.'

'પણ એ ફાળોયે ભારે પડે છે ને? અહીં કામમાં દા'ડો ભરીએ તો પછી આ ભૂંજેરને ખવરાઈએ શું! અમારે ત્યાં એ લોકની પેઠે કોઠીઓ ભરેલી છે તે!' પેલા અકળાયેલા ભાઈ બોલી ઊઠ્યા: 'અમારું તો એટલું જ કહેવાનું છે કે અમારે જે ભોગવવાનું નથી એમાં અમારો ફાળો શું કરવા માગો છો? જે કમાયા છે તે આલે...પણ અમને શું કરવા દંડો છો?'

'સેવકરામ! ભઈશાબ આમાં જવા જેવું ક્યાં રહ્યું? આ તો ટકે શેર ખાજાં ને ટકે શેર ભાજી જેવું થયું છે.' પેલા ડોસા પાછળ ઊંડી ઊતરી ગયેલી આંખો સ્થિર કરી, મારી સામે તાકી રહીને બોલ્યા, 'એમને ભગવાને બે પૈસા આપ્યા છે તો એ વધારે નાં આલે...બધાને શું કરવા એક હારે હાંકો છો? સરકાર બ્યમ કમાણીના પરમાણમાં વેરો નાખે છે. વધારે જમીન હોય તે વધારે વેરો ભરે, ઓછી હોય તે ઓછો ભરે...એવો ન્યા રાખો ને...'

'અહીં વળી ન્યા જેવું જ ક્યાં છે! સેવકરામ, આ તો અમારા ગરીબ લોક પર વેર લેવાઈ રહ્યું છે...' સહેજ આગળ આવી, ખાટલાની ઇસ પકડી પોતાનો કેસ દસાવતો હોય તેમ એ ભાઈ બોલ્યો, 'સેવકરામ આમાં સરપંચની ચાલ છે. પંચાયતની ચૂંટણી વખતે એમના વગના માણસને મત આપવા કહેલું. પણ અમને એ માણસ પસંદ નહોતો તે મત નાં આલ્યા. એનું આ વેર લેવાય છે. ગયા વરસે તો વરસમાં બે વાર ફાળો નાખેલો. એમને તો ઘીકેળાં છે તે ભરે, પણ અમારી ગરીબ વેણનું શું?'

'મરી જવાનું બીજું શું?' ડોસાએ નિઃશ્વાસ નાખ્યો. 'સાચું કહું છું સેવકરામ! આના કરતાં તો ગાયકવાડ સરકારનું રાજ સારું હતું. અહીં તો બધાયે રાજા...જે આવે એ અમને ધુંકરાવે. કાંક કહીએ તો કહેશે લાવો વેરો...હવે તો અમને વેચીને વેરો લે ત્યારે...ફાળો આલી આલીને અમારી તો કેડો ભાગી જઈ છે.'

'પંચાયતી રાજ આવશે તાણે તો અમારી દશા કેવીયે કરશે? સેવકરામ! સ્વરાજ આયું ને બધાંયનું દુઃખ ગયું પણ અમારા જેવા ગરીબગરબાંની દશા તો એની એ રહી. અમારે તો મત આલીએ તોયે દુઃખ અને નાં આલીએ તોયે દુઃખ. જે આવે એ અમારા પર સવાર થાય. અમારી આ વાત ખોટી હોય તો તમે હરિજન વાસમાં જઈ તપાસ કરો...બીજી પરચુરણ વસ્તીને પૂછો.'

તપાસ કરતાં આ ભાઈની વાત સાચી નીકળી. ગામે ઉબર દીઠ ફાળો લેવાનું નક્કી કર્યું હતું અને એ રીતે ફાળો ઉઘરાવ્યો પણ હતો. પણ મને આ રીત અન્યાયી લાગી. એમ તો કોઈક ગામ એવો ઠરાવ કરે કે ઘર દીઠ પચાસનો ફાળો આપવો...ગામનું મંદિર બંધાવવું છે. એ કંઈ વ્યાજબી કહેવાય! એક બે રૂપિયાનો ફાળો હોય તો ઠીક છે. પણ ફરી ફરીને એ ગામ પર દસ પંદરનો ફાળો નાખવો અને વિકાસનાં કામ કર્યાનો સંતોષ લેવો એ વ્યાજબી નથી. તેમ કેવળ ઈર્ષાભાવથી, અમુક કોમે મત નથી આપ્યા માટે સીધી કરવી છે એવા ખ્યાલથી ફાળો નાખવાનું વિચારવું કે એવી છૂપી ગણત્રી કરી નવાં કામ આરંભવાં એ પણ પંચાયતને માટે સારું ન કહેવાય. લોકશાહીમાં તો દબાયેલી, કચડાયેલી કોમોનો અવાજ

મધુ રાય

# વંદા કરોળીઆ કાનખજૂરા

નવી વાત અને નવી શૈલીના એક નવા જ પ્રયોગવીર ઊર્મિનાં વાચકો માટે પહેલી જ વાર વાર્તા લઇને આવે છે. વાચકોએ જ વાર્તાને સમજી લેવા જેટલી એકાગ્રતા આ વાર્તા વાંચતી વખતે જેટલી કેળવવી જરૂરી છે...

એકી સાથે ત્રણ ઇન્દ્રિયો તરફડી ઊઠી. નાકમાં એક તીવ્ર ગંધ ઘૂસી ગઈ, ચામડી ઉપર એક નવો સ્પર્શ અનુભવાયો, અને કાનમાં પણ કંઈ જોરથી અથડાયું...સમ્પતરાય એ વખતે એક વિચિત્ર સપનું જોતા હતા...થોડા વિચિત્ર ભાષા બોલતા માણસો લીલી લૂંગીઓ પહેરીને એક મોટા મેદાનમાં એક રાતામાતા પાડાને દોડાવતા હતા...પાડો દોડી દોડીને અધમૂઓ થઈ ગયો હતો. એના મોઢામાંથી ફીણ ફીણ નીકળી રહ્યાં હતાં, અને લાલ આંખો મા–દુર્ગાના મહિષની જેમ વિકરાળ થઈ ગઈ હતી, થાકીને લોહીલુહાણ થઈ ગયેલ પાડા—અલમસ્ત ભેંસા—ને ચાર પાંચ માણસો સખ્ખત મજબૂત દોરડાંથી બાંધી, નાથ પકડી જવા માટે એડીચોટીનો પરસેવો પાડતા હતા અને એમની લિપ્સાનીતરતી સ્વાદુ જીભમાંથી પણ લાળના તાર તાર ટપકતા હતા, એમની લૂંગીઓ ઉપર એમનાં પીળાં પીળાં જનોઈ, એ જેમ જેમ દોડતા તેમ તેમ હવામાં ઊડી ઊડી, એમનાં કાળાં પ્રસ્વેદલિપ્ત શરીરોમાં લપેટાતાં જતાં હતાં...પાડો મહામહેનતે નથાયો હતો અને બંધાયા પછી એને બાંધનાર પાંચ માણસો અને પાડો પોતે એકીતાલે સપાટાબંધ શ્વાસોચ્છ્વાસ લેતા હતા...પાડાને પકડી લોકો વધસ્થાને લઈ આવ્યા હતા, પાડો ધૃઆંફૂઆં થતો હતો અને એનાં નસકોરામાંથી લીલું લોહી ટપકતું હતું. એના ચારે પગ લોહીથી ખરડાયેલા હતા... પાડાના માથાને લાંબી મથામણને અંતે વધસ્તંભના ફાંસલામાં ફસાવાયું હતું અને એક મા-કાલીનું નેત્ર આંકેલું ખડ્ગ લઈને એક પહાડી માણસ કંઈ મંત્રો બોલતો હતો...અને જયજયકારના અવાજો પછી સતત્ તરફડીઆં મારતા પાડાના પગ પકડીને ઊભેલા બે માણસોને સાવધ રહેવાનું કહી વધિક ખડ્ગ ઉગામી ઘા કર્યો...લીલાલોહીનો ધોધ જાણે જમીનમાંથી ઊછળ્યો અને આંખના પલકારામાં પગ પકડીને ઊભેલા માણસોને લાતથી પછાડી પાડાનું ધડ છલાંગો મારતું દોડી ગયું હતું અને થોડા ગજ દૂર દોડી ગુલાંટ ખાઈ પડી ગયું હતું અને એનું લીલું લોહી ઘાસમાં ફેલાતું હતું...સમ્પતરાયે આંખો ખોલી નાખી.

ધૂંધળી છતમાંથી પડું પડું થતી પીળી માટીની પોપડી કદાચ આંખ, ને નહિ તો પેટ, ઉપર પડવાને લટકી રહી હતી, આંખ ઉપર જામેલો મોતીઓ એથી વધુ કંઈ જાણવા દે એમ નહોતું. હાથ વડે સંભાળીને તકીઆ નીચેથી કાને લગાડવાનું ભૂંગળું અને ચશ્માંની પાકીટ એમણે જાળવીને કાઢ્યાં અને પેટ ઉપરનાં ગોદડાં ઉપર મૂક્યાં. ગોદડાં ઉપર, એમને ખ્યાલ હતો એ મુજબ, જે હળદરનો ડાઘ હતો એ એમાં ઢંકાઈ ગયો હશે, એથી અસંપ્રજ્ઞાત મનને એક ક્ષુદ્ર નિરાંત થઈ હતી.

આંખે ચશ્માં ચડાવતાં ચડાવતાં કૈશોરમાં શીખેલ 'હમેશાં બહુવચનમાં વપરાતા' ચશ્મા માટેના અંગ્રેજી શબ્દ 'સ્પેક્ટેકલસ્' ને જરી ફંફોસી લીધો, અને કાનનું ભૂંગળું ડાબા કાન ઉપર બેસાડી એની પણ સર્વ વ્યવસ્થા કરી લીધી. પાસેની ભીંતમાં બાંકોરારૂપ બારીમાંથી જે યત્કિંચત્ આલોક રેખાઓ પીળી માટી ઉપર પડી અથડાઈ ને સમ્પતરાયના ચશ્માંના કાચને અથડાઈ; એ એમાં પાછી વાંકીચૂંકી વળીલળી એમની મોતીઆગ્રસ્ત આંખને અનુકૂળતા મુજબ ચિત્ર આપતી ગઈ. અને થોડી ક્ષણો પૂર્વે થયેલ ખખડાટ પણ કાને સમજી લીધો. ઉપરના માળે કોઈ કંઈ કૂદતું હતું એનો જ અવાજ આવતો હતો અને એથી જ માટી ઊખડી પણ જતી હતી...

સંપતરાયે સિત્તેર વર્ષ—બરાબર આજથી સિત્તેર વર્ષ



—પહેલાં જન્મેલી કાયાને બેઠી કરી. એમણે જાણ્યું કે બેઠી થઈ છે, એ પછી ઘણી વારે એમને લાગ્યું કે હવે ખરેખર બેસાયું છે. આંખ પાસેથી ચામડી લચી પડી હતી, અને નાક સતત્ પાણીવાળું જ રહેતું. દાંતમાંથી બે દાઢો બચી હતી, પણ ખૂણામાં હોવાથી ફક્ત દાંતનું બનાવટી ચોકઠું બેસાડવામાં જ કામમાં આવતી. એમનો એક અંગૂઠો બાળપણમાં સોપારી કાપવા જતાં કપાઈ ગયો હતો અને એક પગ જ આખો ખોટો થઈ ગયો હતો. જીભ ઉપર હજી જીવ હતો, અને આંખો, કાન તો—

એટલે કે આઠ વાગી ગયા. કારણ કે એમનું ભાણું પિરસાઈને બારીમાં પડ્યું હતું અને એની ઉપર એક રૂમાલ ઢાંકેલો હતો એથી જ એમને થાળીમાં કેટલી વાડકીઓ અને બીજું શું શું હોઈ શકે એનો ખ્યાલ આવી ગયો. સંપતરાયે અંગૂઠાવાળા હાથે રૂમાલ ઊંચો કર્યો. ખીરની એક વાડકી અને પુરી, અને દાળની વાડકી અને શાકની વાડકી અને કાચાં પોપૈયાનું અથાણું—અને બે વાંદા સામસામા મૂછો ભરાવતા ખીરની વાડકીની દિવાલો ઉપરથી ખીરની સપાટીમાં માથું મારવા લાગ્યા.

સમ્પતરાય માટે હવે એ ખ.દ્ય. વિષ બની ગયું. બહાર દરવાજાની બહાર જ ખુલી ગટર વહેતી હતી અને સમ્પતરાય માટે એ ગટરમાંથી આવતા વંદાઓ જોવા નવી વાત નહોતી. એ જ ક્ષણે બરાબર એમને યાદ આવ્યું કે ગયા રવિવારે ઝેરી દવાથી એક આસન્નપ્રસૂતા વંદાને મોરી પાસે મરેલી જોઈ હતી. અને એ એક પછી એક માંકડ મારવાની, મચ્છર મારવાની, વંદા મારવાની, ઉંદર મારવાની દવાઓનાં નામ યાદ કરી ગયા. બત્તી પાસે ભમતાં ફુદાં તો એક ડુંગળી કાપીને રાખવાથી જ દૂર રહે છે, ઊધઈ મારવાની, લાલ કીડી માટેની...

હવે કાલે સવારે આઠ વાગ્યે જ્યારે ચંપાગૌરી ચાનો કળશીઓ મૂકવા આવશે ત્યારે વળી કંઈ ખાવાનું મંગાવી શકાશે, તે દરમિયાન પુત્રવધૂ—જો કે પુત્રવધૂ શબ્દ શબ્દ તરીકે એમને ક્યારેય સૂઝી શકે એમ નહોતું—ની રૂમાલ ઢાંકવાની બેદરકારી વિષે બોલતા રહેવું. ખોટા થઈ ગયેલા પગ ઉપર સમ્પતરાયે એક થાપો મારી નિરાશા વ્યક્ત કરી લીધી.

વંદાઓનાં એકમાંથી વધુ ને વધુ દ્વંદ્વ યોજાવા લાગ્યાં —ફરી એક વાર, દ્વંદ્વ જેવો શબ્દ કદાચ સમ્પતરાય ન મેળવી શક્યા હોત—અને એ પાણીનો જર્મન સિલ્વરનો કળશીઓ ઉપાડી અદ્ધરથી પાણી પીવા લાગ્યા. અને ધીમે ધીમે હાથ ઊંચો કરી બોખા મોંમાં પડતી પાણીની ધારને લાંબી લાંબી કરતા ગયા. બાળપણથી અદ્ધર પાણી પીવાની એમની ટેવ હતી અને પાણી કદી બહાર પડતું નહિ ..ખચ્ચર એમને યાદ આવ્યું. કદાચ એટલે, કે એમની પુત્રવધૂને માટે ગાળો માટે એ શબ્દો યાદ કરતા હતા. પછી ખચ્ચ-રનો અર્થ યાદ કરી બીજું ત્રીજું પણ વિચાર્યું. ખચ્ચર એટલે ગધેડા–ઘોડીનું કે ઘોડા–ગધેડીનું સંતાન —લિંગહીન. અને એ કામ કરવામાં, ગધેડાની મજૂ-રીથી અને ઘોડાની હોંશીઆરીથી કામ કરતું...પાણીના લોટા ઉપર એમનું નામ ખોદાએલું હતું. જૂનું થઈ ગયું હતું, અને હવે દીકરાનું નામ ઇંગ્લિશમાં ખોદા-વેલું પણ હતું—એમણે આંખ પાસે લઈ જઈને વાંચ્યું. 'ત્રિકમ નાણાવટી' બાપનું તો નામ પણ નહિ. ખચ્ચર ખરેખર પુત્રવધૂ નહિ પુત્ર જ હતો. પોતે ઘોડો અને એમની સ્ત્રી ગધેડી એ યુગ્મ પણ મંજૂર થયું. ત્રિકમ ખચ્ચર એટલા માટે કે એની વહુ ચંપા એને ગાંઠતી નથી, અને એ કાંદિવલીથી સવારના સવા સાતે મુંબઈ જવા નીકળી સાંજે સાતે પાછો આવે છે— ગધેડા જેટલી મજૂરી અને ઘોડા જેટલી હોશીઆરી ખર્ચીને, એલ્યૂમીનીઅમ (એલ્યૂ-મીનીઅમ ધીમું ઝેર છે, એમ એમણે વર્ષો પહેલાં 'જોએલું ને જાણેલું' વિભાગમાં વાંચ્યું હતું. લખ-નારનું નામ નહોતું—તખલ્લુસથી લખ્યું હતું...સ્મૃતિને પણ અભિનંદન સંપતરાયે અપી દીધા.) નો ડબ્બો ખાલી કરીને 'નોકરી એટલે નો–કરી' કરીને



અહીંથી ચાર મકાન પછી ભોંયતળીઆની એક 'ખોલી'માં ત્રિકમ નાણાવટી કોઈના 'શુભ પ્રસંગે' 'શોભા' નહિ તો સંખ્યામાં ઠીક ઠીક 'અભિવૃદ્ધિ' કરી શકે એવડા પરિવાર સહિત રહે છે.

ભૂખનો ઉકળાટ સંપતરાયથી ખમાતો નહોતો અને પોતાની અસહાયતાથી એ ઉકળાટ—પોતાની પત્નીને એક વખત શાકમાં મીઠું ઓછું નાખવા બદલ છુટ્ટું ચપ્પુ માર્યું હતું—અનેકગણો વધી ગયો હતો. અને ફરી હગનો એક જથ્થો ખુલ્લી ગટર ઉપર થઈને એમના નાકમાં ઘૂસી ગયો. સંપતરાયને લાગ્યું કે ગટર આખીનો મળ એમની જીભ ઉપર લદાઈ ગયો. અને ફરી એ જ નિસ્સહાયતા—થૂકવા માટે ઊઠી ન શકવાની, થૂંક ઘોર અનિચ્છાએ પણ ગળી જવા પડવાની.

ત્રિકમ સૌથી મોટો દીકરો હતો અને બેતાલીસ વર્ષની એની ઉંમર થઈ ગઈ હતી. અઢારેક વર્ષે સંપતરાય 'એક છોકરાના બાપ થવા જેટલા હોંશીઆર' હોઈ નોકરીએ પણ ચડી ગયા હતા અને બાપ પણ અનાયાસે થઈ ગયા હતા. એમનું શરીર નમૂનેદાર, અને વડવાઈના હીંચકા, અને આખી નદી તરી જવાની શરતો, અને શેડકઢા દૂધની તપેલી ઉપર તપેલીઓ પી જવાની જિદો, અને બબ્બે ત્રણ ત્રણ વખત રોટલાના લોટ બંધાવવા જેટલો ખોરાક, અને ખેતી અને ભણતર અને...સંપતરાય નાણાવટીને પેટનાં કરમિયાંએ તરફડીને અકળાવી મૂક્યા.. કપડાંની ચોખ્ખાઈ અને કુસ્તીઓ અને નોકરીઓ, ધંધા, વેપાર, વાર્ધક્ય, રોગો, દીકરા–દીકરી, પૌત્ર–પૌત્રીઓ અને પ્રપૌત્રોનો કબીલો...કાંદિવલીની આ ખોલી પાસે ત્રણ વર્ષ પહેલાં ટેકસી ઊભી રહી હતી અને પક્ષાઘાતપીડિત, ઇંદ્રિયોનો સહારો ખોઈ બેઠેલ સંપતરાયને એમનો મોટો છોકરો સુવાડી ગયો હતો. અને ત્યાર પછી સવારે આઠ વાગ્યે ચા અને બપોરે એક વાગ્યે અને રાત્રે પાછું આઠ વાગ્યે ભોજન,;પુત્રવધૂ કૂતરાની બોડમાં (કૂતરાની બોડ કહેવાય કે નહિ એની ત્રણ વર્ષ પહેલાં દુનિયાના સર્વ વ્યાપારોથી વેગળા બની ગયેલા સંપતરાયને શંકા થઈ) ખાવાનું મૂકે એવી રીતે મૂકી જતી. આજે સંપતરાયનો જનમદિવસ હતો એમ ગયા રવિવારે ત્રિકમે કહ્યું હતું...કોઈ કોઈ રવિવારે ત્રિકમ એના છોકરાંને લઈને આવી ચડતો... એટલે જ આજે ખીર બની હશે...બપોરે તો ત્રિકમ જમવા આવતો નથી એટલે રાત્રે થઈ હશે, લાલચુ નજરે સંપતરાયે છીછરી વાડકીમાં જોયું. વંદાઓ ચાખીને જતા રહ્યા હતા. જો કે કીડીઓ ચડવી શરૂ થઈ હતી. ફરી એમણે બધી જંતુનાશક દવાઓ યાદ કરી, અને આ વખતે પાણીને જંતુમુક્ત કરવા વપરાતી દવાઓ પણ યાદ કરી લીધી. અને અનાયાસે માસ્ટર પ્રીતમે કોઈ દેશી નાટકમાં કરેલ ફારસ પણ યાદ આવી પડ્યું. માસ્ટર પ્રીતમ અને માસ્ટર દેસાઈ અને છગન રોમીઓ અને 'સુંદરી' જયશંકરનો એ જમાનો થાવો નથી...' ઘરકામ કરશે ભાયડા ને ધન કમાશે બાયડી...'

થોડો વખત વીત્યે સંપતરાયે જાણ્યું કે વધુ ઉકળાટ તો ખાઈ ન શકવાનો છે, ભૂખ બહુ ઓછી જ લાગી છે...ગામમાં સૌથી પહેલો છોકરો મેટ્રિક થનાર, સંપતરાય કે. નાણાવટી હતા. સત્તર વર્ષે મેટ્રિક પાસ કરી હતી, અને પરણી પણ ગયા હતા. પોતે ઔરંગઝેબ છે, કે શાહજહાં છે, કે બિંબિસાર છે? કે આવી રીતે દીકરાના બંદી થઈને રહેવું પડે છે? બૂમો પાડી શકાય એવું પણ ન હતું, અને ખોલીને તાળું દઈને ચંપાગૌરી વહી ગઈ હતી. અને સૂવા એ માગતા નહોતા. રખેને ખચ્ચરોનું કોઈ લાવલશ્કર વળી સપનામાં આવે...

જેટલી શક્તિ હોય એ બધી એકત્ર કરી બેઠા થઈ ખાવાનું—એ પુરી, ખીર, શાક, અથાણું—ફેંકી દેવાની મરજી થઈ આવી, સંપતરાયને. એમને પોતાની જાત ઉપર ભરોસો નહોતો, કદાચ આ વિષયુક્ત ખાવાનું પણ માર્યો ભૂખ—કે ભૂખના ભ્રમ—ના ચાવી જાય. પણ મરીએ તો ઓછા; જો કે એ આપઘાત ગણાય, અને પછી સાત જનમ સુધી





આપઘાત કરવા પડે એ વિચારે એમણે એ ખાવાનો વિચાર તદ્દન માંડી વાળ્યો. એ પોતે હજી આવા સાત અવતાર જીરવી શકવાને સમર્થ છે કે કેમ એ એમણે ન વિચારવાનું રાખ્યું. સાલી જનમ માટે પણ કોઈની પરાધીનતા ! વિવશતા ? પગલે પગલે આવી નિર્બળતા અનુભવવી ?

સંપતરાયે છેવટે ખાવાનું ફેંકી દેવાનો જ નિશ્ચય કર્યો. બારીમાંથી બહાર ફેંકી દેવાનું નક્કી કર્યું. કારણ કે જાત ઉપર ભરોસો તો નહોતો જ. ઉપરાંત જો પોતે કોઈ દિવસ ન ખાતા તો ચંપાગૌરી ખાવાનું પાછું લઈ જતી અને પોતે ખાઈ લેતી, એટલે એ આ ઝેરી ખાવાનું એ સૂતા હોય ને લઈ જાય તો પણ અનર્થ. જો ચંપા આ ઝેરી ખાવાનું ખાય તો મરી જાય. ખાવાનું ફેંકી જ દેવું જોઈએ. એ બેઠા થયા. ખોટા પગ ઉપર થઈને એક લાંબો કાનખજૂરીઓ ધીમે ધીમે એમની ઉપર ચડતો હતો. એ કંઈ કરી શકે એની પહેલાં એ ઊતરી દિવાલ ઉપર ચડી ગયો. ખાટલા પાસે જ હાથ પહોંચે એ રીતે રાખેલી ઝેરી જંતુનાશક દવાઓની હારમાં કરોળિયા કે કાનખજૂરીઆ માટે કંઈ દવા નથી એની એમને ખબર પડી. એક જાળું હાથે તોડી પાડ્યું—કરોળિયો એની ( ઝેરી—માણસ માટે ઝેરી ) લાળથી જાળાં બાંધે છે...પોતે ન ખાધેલું ખાવાનું ચંપા ખાઈ ન લે એટલા ખાતર એ ફેંકવાનું છે...કાનખજૂરીઓ બારી પાસે આવી ગયો હતો. અને એના પગ ધીમે ધીમે રસ્તો કાપતા જતા હતા. બહુ મજા આવતી હતી જોવાની. પણ કાનખજૂરીઆ કાનવાટે માણસના માથામાં ઘૂસી જઈને આખું મગજ કોતરી ખાય છે એની એમને ખબર હતી. અને ખાવાનું ફેંકવાનું હતું. એટલે એક તો કાનખજૂરીઆને મારી નાખવા માટે અને બીજું ચંપાગૌરી ઝેરી ખાવાનું ઘરે ન લઈ જાય એટલા માટે એ ફેંકી દેવા ઊઠ્યું છે, એવું સંપતરાય નક્કી કરતા હતા. એમણે આખરે હાથેથી કીડીઓ હટાવી, પુરીઓ પછાડી પછાડી સાફ કરી. અને બારીના ઊમરે આવી પહોંચેલા કાનખજૂરીઆના માથા ઉપર સિફતથી બારીનું બારણું ચડાવી દીધું અને કાનખજૂરીઆના અસંખ્ય પગ તીવ્રતાથી તરફડવા લાગ્યા. એમને ખબર હતી કે જીવડાંનો પ્રાણ પૂરેપૂરો નીકળી ન જાય ત્યાં સુધી દાબી રાખવું જોઈએ. નહિ તો એ છટકીને નાસી જાય. એ હાથ કોઈ બીજાનો હોય એ રીતે બારીના બારણાને બળપૂર્વક દાબી રહ્યો અને માથું વળી કોઈ બીજાનું હોય એમ વિચારો કરવા લાગ્યું...માણસ પોતે સુખેથી રહી શકે એટલે કેટકેટલા જીવોને મારે છે, કેટલી બધી દવાઓ. અને પોતાનું કામ કરાવવા ખાતર ખચ્ચર જેવાં કૃત્રિમ પ્રાણીઓ—ફક્ત પ્રાણ લઈને આવેલ યંત્રો—પણ પેદા કરે છે. અકારણ ખચ્ચર પેદા કરવાની યુક્તિ શોધનાર ઉપર સંપતરાય ચિડાઈ ઊઠ્યા...એમની આંખો એકી ટશે પછાડ ખાતા કાનખજૂરાને જોતી હતી...અને વધુ સામર્થ્યવાન માણસોએ વળી ત્રિકમ જેવાં ખચ્ચરોને પણ ગુલામ બનાવી રાખ્યાં છે, અને પોતે જેમ ડીડીટી છાંટી મચ્છર મારે છે એમ કોઈ આ ગટરની દુર્ગંધ પોતા ઉપર છાંટે છે, અને પોતે આ ભીષણ બોમ્બોના ઝેરી વાયુઓ શ્વાસમાં ઘૂંટે છે; જાણે કોઈ મહાકાયે ડીડીટી છાંટ્યું છે અને અત્યારે અમર્યાદ ફાંફાં મારતા કાનખજૂરીઆ( 'કાનખજૂરીઆનો એક પગ તૂટે તો ય શું ?' કહેવત બનાવનારે પણ આવી રીતે એકાદો કાનખજૂરો જોયો હશે કે કેમ ? સંપતરાયને પ્રશ્ન ઉદ્ભવ્યો )ની જેમ એમને પણ કોઈએ, કદાચ ત્રિકમ અને એની વહુ ચંપાએ, આ ખોલીમાં સલવાવી દીધા છે અને એ પણ આ રીતે ભૂખ્યા તરફડીઆં મારે છે ..

કાનખજૂરાના તરફડીઆં આખરે ધીમે ધીમે શમી ગયાં. સંપતરાયને થયું કે એ ત્રણ દિવસ પછી, પહેલાં પાડાનું સપનું આવ્યું હતું કે પહેલાં કાનખજૂરો માર્યો હતો એની ગડમથલ પોતાના મનમાં થશે...બહુ નહિ તો ય ( ટેવ પણ હોય કદાચ ) થોડી ભૂખ તો લાગી છે જ. રાત કેમ નીકળશે ? કાનખજૂરીઆનું માથું

પ્રધુમ્ન કંચનરાય દેસાઈ

# નીલકંઠ અને કલકલીયા

આપણાં રંગદાર પંખીઓની શરૂ થતી નવી લેખમાળામાં આ હપ્તે બે જાતનો પેટાજાત સાથેનો પરિચય પક્ષીજગતમાં રસ લેતાં વાચકોને વિગતસભર અહીં મળી રહેશે. ગુજરાતના એક માત્ર પક્ષી-વિશારદ ઊર્મિનાં વાચકો માટે અભ્યાસનો પરિપાક રજૂ કરે છે...

### કાશ્મીરી નીલકંઠ

કબૂતરના કદને મળતો આવતો કાશ્મીરી નીલકંઠ પીઠે પીળાશ પડતો કથ્થાઈ અથવા તો મટોડીઆ રંગ વાળો અને ઝાંખા લીલા ભૂરા રંગનો ટૂંકી મજબૂત ચાંચ અને ટૂંકા પગ વાળો અને ઊડે છે ત્યારે પાંખનાં મોટાં પીંછાં કાળા કથ્થાઈ રંગનાં જણાય છે. આ કાશ્મીરી નીલકંઠ આપણા નીલકંઠથી રંગે ફીકો જણાય છે. અને દેહની શેરડી પણ પાતળી દેખાય છે. અને વારેવારે ' ટફ ટફ ' જેવો અવાજ કર્યા કરે છે. છતાં આમ તો તે મૂંગું પંખી છે. પણ ચીડાય કે ભયમાં તે ' કર્રર્ર ' શબ્દ કરે છે.

ઓગસ્ટ સપ્ટેમ્બર માસમાં આ કાશ્મીરી નીલકંઠ ઉત્તરમાંથી સૌરાષ્ટ્રમાં પ્રવેશ કરે છે. અને પછી આખા દેશમાં પથરાઈ જાય છે. સામાન્ય રીતે જ એકાકી રહેવાનું પસંદ કરવાવાળાં આ પંખી પ્રવાસમાં પણ સમૂહમાં ઊડીને નથી આવતાં. વારાફરતી આવે છે. આ પંખી સામાન્ય રીતે આપણા બાગબગીચા, વાડીઓ અને તારના થાંભલા ઉપર બેઠેલાં જણાય છે. તેનો બેસવાનો ખાસ અડ્ડો તો ખુલ્લો જ હોય છે. વૃક્ષની ડાળ પણ પાંદડાં વગરની અને પ્રમાણમાં જાડી પસંદ કરે છે. પ્રવાસી પંખીની ઊડાન તો આકર્ષક હોય જ. એ ઊડે છે ત્યારે જરા પણ તકલીફ વગર હવામાં સરતું હોય એમ જણાય છે. અને વખત આવે તે એટલો બધો ઉતાવળો અદ્ધર ગગનમાં ચઢીને ગેડા મારવા લાગે છે.

કાશ્મીરી નીલકંઠનું પ્રજનન સ્થાન જ કાશ્મીરમાં છે અને ત્યાંથી શિયાળામાં દક્ષિણ બાજુ કચ્છ સૌરાષ્ટ્રમાં અને ગુજરાતમાં આવે છે. અને વર્ષાના અટકવા સાથે તે સામાન્ય રીતે દેખાય છે. તેનો આહાર ઢાલીયાં મોટાં ટીડડાં અને એવાં બીજાં જંતુઓ છે. એ ઉપરાંત દેડકાં, ઊંદરડાં વગેરે પણ ખાય છે. તેનો ચારો શોધવા માટે તે ખુલ્લી જગ્યાએથી નીચે ચાલ્યાં જતાં જંતુનું ધ્યાન રાખે છે. કોઈ વખત ઊડતી જીવાત પણ પકડતાં જોવામાં આવે છે. અને તેણે પોતાનો ચારો શોધવાનો સમય મધ્યાહ્નનો રાખ્યો છે. કાશ્મીરી નીલકંઠને અંગ્રેજીમાં The Kashmir Roller કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Coracias Garrulus Semenowi ( Loudon and Tschudi ) એમ કહેવું જોઈએ.

### દેશી નીલકંઠ

કબૂતરના કદના દેશી નીલકંઠનો રંગ ભૂરો અને માથું મોટું તેમાં ભારે ચાંચ. રતાશ પડતા કથ્થાઈ રંગની છાતી અને ભૂરું પેટાળ અને પૂંછડી નીચેનાં પર આવે છે. પાંખમાં આવતા ઘેરા અને ઝાંખા ભૂરા રંગના ભાગો ચોખ્ખા ભૂરા રંગના પટ્ટામાં જણાય છે. પણ તે ઊડે છે ત્યારે જોવામાં આવે છે. બંને નીલકંઠમાં નરમાદામાં ફરક આવતો નથી.

નીલકંઠ સામાન્ય રીતે ખુલ્લી જગ્યાનો વસવાવાળો છે. અને કાંટમાં પણ દેખાય છે. તેની ખાસીયત ડરપોક નથી. એટલે ભાગોળમાં જ તે આવેલો જણાય છે

---

દબાવીને પકડેલ બારીનું બારણું થોડીવાર સુધી અન્ય-મનસ્કતાથી એમણે પકડી રાખ્યું. અને ખાવાનું ફેંકી દેવાના વિચારો કરતા રહ્યા. એકાદ વાર ગમે તેવું, ખાઈ લેવા દે ને. એવો સ્વાદુ વિચાર પણ આવી ગયો. પછી કંઈક ત્રીજું જ વિચારી થોડું ખંધું હસી, ઊંદર મારવાની દવાની ચપટી પણ ખીરમાં ભેળવી સસરા સંપતરાય આંખો બંધ કરી સૂઈ ગયા: વહેલી પડે-સવાર...



અને બાગ-બગીચા અને વાડીમાં પણ જરાય ડર વગર ઘૂસી આવે છે. આ નીલકંઠનો અડ્ડો પણ ખુલ્લી ડાળી, તારનો થાંભલો, વાડ વગેરે ઉપર છે અને ખેડેલાં ખેતર પાસે તે હોવાનો ઘણો સંભવ છે. અડ્ડા ઉપરથી પોતાનો ચારો પકડીને પાછો એ જ અડ્ડે આવી બેસીને ખાય છે. એનો આહાર કંસારીઓ, તીડકાં, ઢાલીયાં અને એવી બીજી નુકસાનકારક જીવાતનો છે. અને આવા પ્રકારનો તેનો આહાર હોવાથી તે ખેતીને ફાયદાકારક પંખી છે. તે ઉપરાંત ઊંદરડાં, અને દેડકાં પણ ખાઈ જાય છે.

તેનો અવાજ તેના રંગ સાથે જરાય મેળ નથી લેતો. આ અવાજ ખાસ તો તે જ્યારે પ્રજનન વખતે સંવનન કરતો હોય ત્યારે આખો વખત ઊડી ઊડીને પોતાના આકર્ષક રંગોનું પ્રદર્શન કરીને કર્કશ અવાજ કર્યા કરે છે.

ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છમાં જ્યારે વસતા હોય ત્યાં હમેશાં વસવાવાળાં છે છતાં સ્થાનિક પ્રવાસ ખેડતાં અચકાતાં નથી.

એપ્રિલથી ઓગસ્ટ માસ તેના પ્રજનનના માસ છે. જે વખતે ખાસ કરીને વૃક્ષની બખોલ માળો બાંધવા માટે પસંદ કરે છે અને તેમાં લંબગોળ ધોળા રંગનાં ત્રણથી ચાર ઇંડાં મૂકે છે. તેનો માળો હોય ત્યાં આગળથી દુશ્મન પંખી કે પ્રાણીને નીકળવા દેતાં નથી. દેશી નીલકંઠને અંગ્રેજીમાં The Indian Roller કહેવાય છે અને Coracias C. Benghalencis (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### કાબરો કલકલીયો

કાબરના કદને લગભગ મળતો આવતો કાબરા કલકલીયાનો રંગ તેના નામથી બરાબર ઓળખાઈ આવે છે. એટલે તે કાળા અને ધોળા રંગનું સીધી લાંબી મજબૂત કાળી ચાંચવાળુ પંખી પાણીને કાંઠે દેખાય છે. માદા રંગનાં જરા જુદી પડે છે. જ્યાં તે કાં તો બહાર પડતા પથરા ઉપર કે ડાળી ઉપર બેઠેલો જોવામાં આવે છે. બનતાં સુધી તો જોડીમાં જ દેખાય છે છતાં ક્યારેક એકાકી પણ હોય છે અથવા તો પાણી માથે થરકતાં અને 'કલીક, કલીક' અવાજ કરતાં સાંભળવામાં આવે છે, અથવા તો 'કીલ-કીલ-કીલ-કીલ' પણ બોલતાં સાંભળવામાં આવે છે. કાબરા કલકલીયાની ખાસીયત શરમાળ તો ન જ કહેવાય. ક્યારેક તો તે ચાર પાંચની સંખ્યામાં સાથે પણ દેખાય છે. જ્યારે તે બેઠો હોય છે ત્યારે પોતાની પૂંછડીને ઊંચી કર્યા કરે છે અને માથું ઊંચા નીચું કર્યા કરે છે. એક વાર પાણીકાંઠે આ કલકલીયાને ઓળખી લીધા પછી ભુલાય એવો નથી. સૌથી આકર્ષક ખાસીયત તેનો શિકાર જે ખાસ કરીને માછલીનો છે તે કેવી રીતે પકડે છે તે છે. જે વખતે પાણી માથે ઊડે અને તેનું ધ્યાન નીચે ફરતી માછલી ઉપર તેની ચાંચ તેના તરફ રાખી થરકયા કરે અને જેવી માછલી મારી લઈ શકે એટલી ઊંચે આવી કે સીધો તેના ઉપર ત્રાટકે છે. આમ ત્રાટકવું તેને માટે પંદરથી ત્રીશ ફીટની ઊંચાઈ વધારે નથી. અને ત્રાટકયા પછી તે તરત જ શિકારને ચાંચમાં પકડીને બહાર આવે છે. ભાગ્યે જ તેની નેમ ખાલી જાય છે. શિકાર હાથ કરી સીધો પોતાના અડ્ડા ઉપર જઈ ત્યાં માછલીને બે ચાર પછડાટ આપીને પહેલાં મોં આવે એમ રાખી ગળી જાય છે. આ ઉપરાંત પાણીના બીજા જીવો પણ પકડીને ખાય છે. પણ પ્રમાણમાં થોડા.

ઓકટોબરથી એપ્રિલ માસ તેના બચ્ચા ઉછેરવાના છે. અને ઘણી વખત બે ઝોળ બચ્ચાં ઉછરે છે. કોઈ સીધા કાંઠામાં ત્રણથી છ ફૂટ સીધું કાણું પાડી છેડે માળા માટે ત્રણ ઇન્ચનો ખાડો બનાવે છે અને જગ્યા ફરવા માટે મોટી કરે છે. જેમાં કોઈ પણ જાતનું માળો બનાવવાનું સાધન હોતું નથી અને ગોળ ધોળાં ચળકતાં પાંચ કે છ ઇંડાં મૂકે છે. બન્ને મા તથા બાપ ધાંત ખોદવામાં અને કદાચ સેવણમાં અને બચ્ચાંનાં ઉછેરમાં સરખો ભાગ લેતાં હશે.

કાબરા કલકલીયાને અંગ્રેજીમાં The Red

Kingfisher અને Geryle Rudis Leucomelanura (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### લગોઠી કલકલીયો

આપણી દેશી ચકલીના કદને મળતો પણ તેની જરાક દેખાતી પુંછડી લાંબી સીધી અણીદાર કાળી ચાંચવાળો આ લગોઠી કલકલીયો આપણા સૌરાષ્ટ્રમાં થતાં ત્રણે જાતના કલકલીયામાં સૌથી નાનો છે. પેટાળ ઉપર ભૂરો અને લીલો રંગ તડકાનો પ્રકાશ જે પ્રમાણે પડતો હોય એમ દેખાય છે. નરમાદાના રંગમાં કે કદમાં જરાય ફરક દેખાતો નથી. તેનો વસવાટ એકાકી છે જે કોઈ વહેતાં નાળાં કે નદી-તળાવ કે પાણીનાં ખાબોચીયાં ઉપર છે. જ્યાં તે પાણી ઉપર ઝૂકતી કોઈ તીરખી ઉપર બેઠેલો જોવામાં આવે છે કે પાણીની સપાટી ઉપર ઊડતો દેખાય છે. 'ચીક્ ચીક્' અવાજ ઉપરથી પણ તે પારખી શકાય છે.

લગોઠી કલકલીયાને મોટો વન્યપ્રદેશ અને ધોધમાર વહેતા ડુંગરાના ઝરણાં ઉપર વસવાનું ગમતું નથી. એને તો કાચા કૂવા, નાળાની પાટો, નદીની પાટો અને ખાડા ઉપર વસવાનું ગમે છે અને પાણી ઉપરનો પથરો કે તીરખી ઉપર બેસીને નીચે પોતાના માછલીના શિકારનું ધ્યાન રાખે છે. અને તેના મારમાં માછલી દેખાય કે તરત જ પડતું મૂકે છે. જ્યારે બેઠો હોય છે ત્યારે વારે વારે પોતાનું માથું ઊંચા નીચી કર્યા કરે છે. અને પૂંછડીને ઝટકો આપ્યા કરે છે. અડ્ડેથી બીજે અડ્ડે જવા ઝડપી ઉડાન કાઢે છે. માછલી પકડવા જ્યારે પડે છે ત્યારે ચાંચને અંદર સીધી રાખે છે અને ધબ દઈને પડી ચાંચમાં ઝીણી માછલી લઈ બહાર આવે છે. અને અનુકૂળ જગ્યાએ બેસી માછલીને પછાડીને માથું પહેલું આવે એ રીતે ગળે ઉતારી જાય છે. અને કયારેક પાણી ઉપર તેના સગા કાબરા કલકલીયા માફક પણ થરકીને પાણીમાં ધબકાવે છે. તેનો આહાર માછલી, દેડકી, પાણીનાં જીવડાં અને એવાં પાણીનાં જીવોનો છે.

આખા સૌરાષ્ટ્રમાં અને આખા ભારતમાં તેની વસ્તી છે. રહેવાસી પણ છે અને થોડું સ્થળાન્તર પણ કરે છે. સૌરાષ્ટ્રમાં અમુક જગ્યામાં તે બચ્ચાં ઉછેરે છે જ્યારે કેટલીક જગ્યામાં તે ઉછેરતાં નથી. તેના કારણમાં જ્યાં તેનાં બચ્ચાંનું પેટ ભરવા માટે સહેલાઈથી જણાય ત્યાં તે માર્ચથી જૂન માસમાં કાંઠાના કોઈ કાણામાં અને કાચા કૂવાની ભીંતના કાણાં પણ હોય છે. આ કાણું ૩ થી ૫ ફૂટ સીધું જ અંદર જઈ તેમાં માળાની અગલ હોય છે, જે પાંચ છ ઈન્ચ હોય છે. તેના માળામાં ખરાબ વાસ આવે છે કારણ કે તેના માળામાં માછલીનાં હાડકાં અને બીજી જીવાતના ન પચે એવા ભાગો પડયા હોય છે. આ માળામાં સફેદ રંગના ગોળ ચળકતાં પાંચથી સાત ઈંડાં મૂકે છે. માળાનું કાણું બનાવવામાં નરમાદા બંને કામ કરે છે. સેવણમાં પણ નર મદદ કરે છે અને કુટુંબઉછેર પણ બંને સાથે રહી કરે છે.

લગોઠી કલકલીયાને અંગ્રેજીમાં The Common Kingfisher કહેવાય છે અને Alcedo atthis (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### કલકલીયો

કાબર જેવડા કદનો આ કલકલીયો ચળકતો ભૂરો અને ઘેરો કથ્થાઈ માથાનો, ગળાનો અને નીચેના ભાગ ઉપર એ જ રંગવાળો આપણો સામાન્ય પખી છે. તેની ચાંચ રાતી, લાંબી અને વજનમાં ભારે જણાતી હોય છે. છાતી અને પેટ સુધી ધોળો રંગ હોય છે. અને જ્યારે ઊડે છે ત્યારે પાંખમાં સંતાઈ ગયેલો ધોળો ડાઘ જોવામાં આવે છે. નર માદા સરખા રંગ રૂપનાં રહે છે. બનતાં સુધી તો એકાકી પંખી હોઈ પાણીકાંઠે કે પાણીથી દૂર જોવામાં આવે છે. તેનો અવાજ આપણામાં તકરાર કરાવનારો ગણાય છે એટલે ઘણા તેને કકળાટીયો પણ કહે છે. વસવાટ માટે માનવ સમુદાય વચ્ચે પણ જગ્યા પસંદ





કરે છે અને તળાવ, કાચાં કૂવા, રેતાળ દરીઆકાંઠો, પાણીના ખાડા, નીકો, વગેરે ઠેકાણે દેખાય છે. તેના સગા માફક તેને પાણીની જીવાત હોય તો જ ચાલે એવું નથી. આથી જળાશયોથી તે ઘણો દૂર પણ જોવામાં આવે છે. જ્યાં તે અળશીયાં, તીડાં, ગરોળાં અને ક્યારેક ઉંદરડી મારી ખાય છે.

કલકલીયાંને મકાનની નીકો પાસેના તારના થાંભલા ઉપર બેસી નીકમાંથી નીકળતી જીવાત પકડવાનો શોખ હોય છે. જ્યાંથી તે નીચે સળવળતો કીડો જોઈ તેના ઉપર તૂટી પડે છે અને ચાંચમાં પકડીને પાછો તે જ જગ્યા અથવા બીજી જગ્યાએ જઈ તેના પકડેલા શિકારને કુણો કરી ગળી જાય છે. પ્રજનન ઋતુમાં તે કોઈ ખુલ્લી ડાળી ઉપર ઊંચે બેસીને 'કીલ કીલ કીલ' જેવી સીટી બજાવે છે. બીજો અવાજ તો ભાગ્યે જ કોઈથી અજાણ્યો હશે.

આખા ભારતમાં તેની વસ્તી છે અને જ્યાં છે ત્યાં તે હંમેશ વસવાવાળા છે. સૌરાષ્ટ્ર કચ્છ અને ગુજરાતમાં તો હોય જ.

તેનો પ્રજનનકાળ માર્ચથી જુલાઈ માસ સુધીમાં હોય છે. આ કલકલીયો પણ નદીની ભેખડ કે કાચા કૂવાની ભીંતમાં સીધું કાણું પાડીને તેનો વ્યાસ લગભગ અઢી ઈન્ચનો હોય છે. લંબાઈમાં તે પાંચ સાત ફૂટ હોય છે. અને છેડે જતાં આઠ અથવા નવ ઈન્ચની અગલ હોય છે. આ અગલમાં તે ગોળ ધોળા રંગના પાંચથી સાત ઈંડાં મૂકે છે. બચ્ચાં ઉછેરવા માટે માળો બાંધવાથી બચ્ચાંને ખવડાવી મોટાં કરવા સુધી નરમાદા બન્ને સરખે હિસ્સે ફરજ બજાવે છે. જો કે નર સેવે છે કે નહિ એ એક સવાલ છે. પણ બનતાં સુધી ખાસ સેવતો હોય એવું જણાતું નથી.

કલકલીયાને અંગ્રેજીમાં The White-Breasted Kingfisher કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Halcyon smyrenensis (Linn) એમ કહેવું જોઈએ.

### ઢોંકચાંચનો કલકલીયો

કબૂતરના કદનો આ કલકલીયો રંગે માથા ઉપર રાખોડી કથ્થાઈ અને પીળા ગલપટ્ટાવાળો હોય છે. તેની ચાંચ ખાસ ધ્યાન ખેંચે એવી ઢોંક જેવી લાંબી દેખાય છે. પીઠ ઉપરનો રંગ લીલો અને ભૂરો હોય છે. પૂંછડી ભૂરા રંગની રહે છે. નીચેના ભાગો રતાશ પડતા દેખાય છે. નર માદા સરખા પાણીવાળા ભાગમાં તેનો વસવાટ છે. તેનો અવાજ કર્કશ અને બહુ ઘેરો હોય છે. અને વન્યપ્રદેશના ભેજવાળા પાણીથી ભરેલા ભાગમાંથી માછલી, તીડાં, સરીસર્પવંશના પ્રાણીઓ અને પંખીનાં નાનાં બચ્ચાંનો આહાર કરી જાય છે.

આપણે ત્યાં દક્ષિણ ગુજરાતમાં તેની વસ્તી છે બાકી ભારતમાં તેની વસ્તી છે.

અંગ્રેજીમાં ઢોકચાંચનો કલકલીયો The Brownheaded Stork-Billed Kingfisher કહેવાય છે અને વિજ્ઞાનિક નામ Pelargopsis capensis (Linn) છે.



ઘણાં વરસો પહેલાં બ્રિટનના ખલાસીઓ શુક્રવારે વહાણ હંકારવા ના પાડતા. કારણ કે શુક્રવારને તેઓ અપશુકનિયાળ માનતા. આ માન્યતા કેવી મૂર્ખાઈભરી છે એ સાબિત કરવાનું સરકારે નક્કી કર્યું. એક નવું વહાણ બનાવવાની શરૂઆત શુક્રવારે કરી, શુક્રવારે તરતું મૂક્યું અને તેનું નામ શુક્રવાર રાખ્યું. શુક્રવારને દિવસે જ તેને હંકારવામાં પણ આવ્યું.

બધી રીતે આ યોજના પૂરેપૂરી સફળ નીવડી—ફક્ત આ વહાણ અને તેના ખલાસીઓ વિષે તે પછી ક્યારેય સાંભળવામાં આવ્યું નહિ !

અર્નેસ્ટ હેમિંગ્વે

# બુલફાઈટ

માણસ અને માણસ વચ્ચેનું મલ્લયુદ્ધ કે પશુ-પશુ વચ્ચેનું યુદ્ધ આપણે જાણીએ છીએ. પણ અંગ્રેજી ફિલ્મોમાં આપણે બુલફાઈટ જોયું હોય તે જ. જાણીતા અમેરિકના લેખકની આવી એક સાહસકથાનો **શ્રી બળવંત નાયક અને શ્રી ભાનુશંકર એો૦ વ્યાસે** કરેલો આ અનુવાદ, છે...

બુલફાઈટ !

માનવી અને પશુ વચ્ચે દ્વંદ્વ !

પણ દ્વંદ્વ તો સરખે સરખા વચ્ચે હોઈ શકે. માનવી અને પશુ વચ્ચે એવું કોઈ સરખાપણું નથી. વળી એમાં કોણ હારશે અને કોણ જીતશે એવો કોઈ ભય અને શંકા સેવાતાં નથી. માનવી સામે દ્વંદ્વમાં ઊતરેલ પ્રાણીનું મૃત્યુ નિશ્ચિત જ હોય છે. 'બુલફાઈટ' એ રીતે દુઃખદ ઘટના છે. એક જંગલી રમત છે.

'બુલફાઈટ' જોવાની ખરી મઝા ધંધાદારી ખેલાડીઓ અને સાંઢ વચ્ચેની ક્રીડામાં નથી આવતી. એને માટે તો શિખાઉ ખેલાડીઓ અને સાંઢ વચ્ચેની ક્રીડા જ જોવા જેવી હોય છે. આ શિખાઉ ખેલાડીઓ પેલી તલવાર અથવા તો પેલા લાલ વસ્ત્રનો ઉપયોગ નથી કરતા. માનવી અને પશુ વચ્ચે ત્યાં સીધી 'લડાઈ' થતી હોય છે. એટલે જેઓ પહેલી જ 'બુલફાઈટ' જોઈ 'સાંઢ ખરે જ મૂર્ખ છે અને માણસને જોઈ નિશાન તાકવાની જગ્યાએ પેલાં લાલ વસ્ત્રને જ નિશાન બનાવે છે અને પોતાનો સર્વનાશ નોતરે છે' એવી ટીકા કરતા હોય છે તેમણે તો ત્યાં જ જવું જોઈએ. અહીં સાંઢ અને માનવી વચ્ચે પેલો અંતરાય નથી હોતો. વળી અહીં 'બુલફાઈટ'ના નિયમો શિખાતા હોઈ પોતાથી સાંઢને કેટલે દૂર રાખવો તે શિખાઉ માણસ સમજતો નથી. નિયમોનું સિદ્ધાંત તરીકે જ્ઞાન હોવું એ એક વાત છે અને જ્યારે જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ કરવો અને સામે ધસી આવતા પ્રાણીને બુદ્ધિયુક્ત રીતે દૂર રાખવું એ બીજી વાત છે. બુલફાઈટની 'ટેકનીક' જેમણે જોવી હોય તેમણે આ પ્રારંભિક ક્રીડા અવશ્ય જોવી જ જોઈએ. વળી અહીં બુલફાઈટરથી થતી ભૂલો અને એ ભૂલનાં પરિણામો પણ જોવા મળે છે.

માડ્રીડ ખાતે એક વખત મને યાદ છે કે અમે આવી ક્રીડા જોવા ગયા હતા. ઘણા શિખાઉ ઉમેદવારો ત્યાં હાજર હતા. ગ્રીષ્મઋતુનો રવિવાર હતો. એટલે મોટા ભાગના લોકો દરિયાકિનારે અથવા તો ઊંચા ડુંગરાની સહેલે નીકળી ગયા હતા. અને સાંજના ૭ વાગે 'બુલફાઈટ' છે એવી જાહેરાત કરવામાં આવી હતી. પણ ૭ વાગ્યા પહેલાં તો મેં ૭ સાંઢને મૃત્યુને ભેટતા જોયા હતા. પેલા શિખાઉ ખેલાડીઓના હાથે એ તમામ માર્યા ગયા હતા.

સાંઢથી બચવા માટે ખેલાડીઓ માટે લાકડાની 'વાડ' ઊભી કરવામાં આવી હોય છે. એ અંતરાયની પાછળ પ્રેક્ષકો માટે ગેલેરી ખડી કરવામાં આવી હતી. અમે એક ગેલેરી પર બેઠક લીધી. એક સાંઢ સામેથી ધસી આવ્યો. ડોમિંગો હરનાન ડોરેના નામનો માણસ એનો સામનો કરવા તૈયાર હતો. ડોમિંગો કોઈ પ્રતિભા ધરાવતો ન હતો. ઠીંગુજી હતો. વળી સામેથી ધસી આવતા સાંઢને જોઈ એના મોં પરનું તેજ અદૃશ્ય થઈ ગયું હતું. અને પેલી ફિક્કાશ વર્તાતી હતી. આવા ઠીંગુજીને મદમસ્ત સાંઢનો સામનો કરવા તૈયાર થયેલો જોઈ મને એને માટે દયા આવી અને સાંઢ જરૂર એનો ભુક્કો ઉડાવી દેશે એવું પણ મને લાગવા માંડ્યું. સાંઢ જેવો એની સામે ધસ્યો કે ઠીંગુજીના પગ થરથરવા લાગ્યા. પોતાની જગ્યાએ સ્થિર ઊભા રહી સાંઢનો વ્યવસ્થિત રીતે સામનો કરવા પહેલાં જ એ ખૂબ ખૂબ ગભરાયેલો લાગ્યો. જમા થયેલ માનવમેદનીને એ ફારસ જેવું લાગ્યું અને ટોળું હસાહસ કરવા લાગ્યું. ડોમિંગો જેવા જ બીજા બેએ મેદાનમાં





દેખા દીધી. અને તેમની કામગીરી બાદ તો ડોમિંગો ખૂબ નિરાશ થઈ ગયો. એક વરસ સુધી તેણે સાંઢનો સામનો કર્યો ન હતો અને એવી પ્રેક્ટિસ પણ ન હતી એટલે તે આમ એકાએક નિરાશ થઈ ગયો હતો. પણ આખરે હિંમતને બે હાથે પકડી ડોમિંગોએ સામના માટે તૈયારી કરી. પેલું લાલ વસ્ત્ર અને તલવાર એણે હાથમાં બરાબર પકડયાં. અને એ આગળ વધવા લાગ્યો. પણ એ જે રીતે ધ્રૂજતો ધ્રૂજતો આગળ વધતો હતો તે પ્રેક્ષકોને હસાવ્યા વિના રહી શકયું નહિ અને ખેલ પૂરો થતાં કશુંક અદ્ભુત બનશે એમ તમામને લાગવા માંડયું. અને છતાં એવી સ્થિતિમાં તે સાંઢની સામે આવી ઊભો રહ્યો. સાંઢથી દશ વારના અંતરે એ હતો. બધાની નજર એના પર જ હતી ત્યાં જ એ ઘૂંટણે પડયો. હવે પ્રેક્ષકોએ હસવું ખાળી રાખ્યું અને એના તરફ ધ્યાન કેંદ્રિત કર્યું. એ જ સ્થિતિમાં રહી એણે પેલું લાલ વસ્ત્ર ફરકાવ્યું. ધીમે ધીમે એ સાંઢ તરફ વધવા લાગ્યો. સાંઢ એના તરફ એકીટશે જોઈ રહ્યો હતો. સાંઢના કાન એકદમ ટટાર થઈ ગયા હતા. અને એની નજર પેલા લાલ વસ્ત્ર પર પડી. ડોમિંગો હવે એનાથી એક વાર દૂર હતો. એણે પેલું વસ્ત્ર ફરી હલાવ્યું. સાંઢની પૂંછડી ટટાર બની, અને માથું નીચું વાળી ડોમિંગોને નીચેથી અદ્ધર ઊંચકયો અને જમીન પર પછાડયો. સાંઢ ડોમિંગોને શોધતો હતો ત્યાં કોઈ બીજો જ ખેલાડી પેલું વસ્ત્ર ફરકાવી એની સામે દેખાયો. સાંઢ એના તરફ ધસ્યો તે સમય દરમિયાન ડોમિંગો જમીન પરથી ઊઠયો અને મોં પરથી રેતીવાળી ધૂળ દૂર કરી આગળ વધતો હતો ત્યાં ભાડે લીધેલા એના રેશમી પાટલૂનમાંથી એનું જાંઘનું હાડકું બહાર આવી ગયેલું દેખાયું. એની નજર પણ ત્યાં ગઈ. પ્રેક્ષકોએ પણ એ જોયું અને એને ઊંચકી લેવા ટોળું એના તરફ દોડયું. અને એને નજીકના દવાખાનામાં લઈ જવામાં આવ્યો.

ટેકનીકલ ભૂલનો એ ભોગ બન્યો હતો. સાંઢ જયારે એના તરફ ધસ્યો ત્યારે એણે એમની વચ્ચે જે લાલ વસ્ત્ર ફરકાવ્યું હતું ત્યારે જ પેલી ટેકનીકલ ભૂલ એણે કરી હતી. અને સાંઢે એનું શરીર જોઈ જતાં એને સીધો જ ઊંચકીને પછાડયો હતો.

અને તે રાતે હોટેલમાં ડોમિંગોની જ વાત સંભળાઈ. ટીકા કરવાનું સહેલું હોઈ બધા જ એની ટીકા કરતા સંભળાયા : ડોમિંગો મૂર્ખ હતો. સાંઢનો સામનો કરવાનું જાણતો ન હતો તો એવું ડહાપણ કરવા શા માટે તૈયાર થયો હતો ?...ઘૂંટણે પડવાનું શું કારણ હતું ?......અને પોતાનામાં હિંમત ન હતી, પોતે આવો બાયલો હતો તો પછી ખોટો આવો દેખાવ કરવા શા માટે તૈયાર થયો ?

અને પ્રેક્ષકોએ 'ખેલ' જોવા ફી ભરી હતી એટલે પેલી સાહજિક નિરાશા માટે કોઈને એની દયા આવી નહિ. સાંઢનો સામનો કર્યા વિના જ આ રીતે 'ઘાયલ' થવા કરતાં સામનો કરતાં કરતાં લોહીલુહાણ થવામાં ભારે તારીફ હતી એવું પ્રેક્ષકો માનતા હતા એટલે એવું જો કંઈ બન્યું હોત તો તેમણે ડોમિંગો પ્રત્યે ખરે જ સહાનુભૂતિ અને હમદર્દી દર્શાવ્યાં હોત.

આખી રાત હું ઊંઘી શકયો નહિ અને એ દૃશ્ય જ મારી નજર સમક્ષ ખડું થયા કરતું હતું. પણ મને તો ડોમિંગોનો પેલો ભાડે લીધેલો ગંદો રેશમી પાયજામો અને એમાંથી બહાર નીકળી આવેલ જાંઘનું પેલું હાડકું જ દેખાયા કર્યું.

આવા ખાનગી સ્થળે 'બુલફાઈટ'ની ટેકનીક ઉપરાંત ખોડવાળા સાંઢનો સામનો કરતા ખેલાડીઓને જોવાની પણ તક સાંપડે છે. સામાન્ય રીતે ખોડવાળા આવા સાંઢ જાહેર ખેલના પ્રસંગે પ્રેક્ષકો સમક્ષ રજૂ કરવામાં આવતા નથી. કોઈ પણ ખેલ દરમિયાન મોટા ભાગના સાંઢ આવી ખોડના ભોગ બનતા જ હોય છે.

જાહેર ખેલના પ્રસંગે સાંઢનું હંમેશ મૃત્યુ જ થતું હોય છે અને એ રીતે આવા પ્રસંગો કરુણ ઘટના



જ સર્જી જતા હોય છે. સાંઢ અને ધંધાદારી ખેલાડી વચ્ચેનો 'જંગ' એકપક્ષી હોય છે અને એટલે એ ક્રીડા નથી. ખેલાડીએ રમતના કેટલાક નિયમોનું પાલન કરવાનું હોય છે અને એ નિયમોનું પાલન કરતાં કરતાં અગર સાંઢ સાથે લડતાં લડતાં ઘાયલ થવામાં નાનમ જેવું નથી. પણ સોમાંથી ભાગ્યે જ એકાદ ખેલાડી આવી રીતે હારતો હોય છે. ૯૯ ટકા ખેલાડીઓ તો વિજયી જ બનતા હોય છે.

વળી ધંધાદારી ખેલાડીએ આવી રમત દરમિયાન પોતાની બુદ્ધિ અને સમજણશક્તિ દ્વારા પશુ ઉપર પ્રભુત્વ દાખવવું જ જોઈએ. અને ખેલ દરમિયાન એ આવું પ્રભુત્વ જેટલા કૌશલ્યથી બતાવી શકે છે તેટલો ખેલ જોવામાં આનંદ પડે છે. બળનો ઉપયોગ એણે ખેલ દરમિયાન નહિવત જ કરવાનો હોય છે. સાંઢને મારી નાખતી વખતે જ બળનો ઉપયોગ તો કરવાનો હોય છે.

'બુલફાઈટ' માટે અપૂર્વ નામના પ્રાપ્ત કરી ચૂકેલ જીપ્સી કુટુંબના ૫૦ વરસના આરે આવીને ઊભેલા રાફેલ ગોમેઝને કોઈએ એક વખત પ્રશ્ન કર્યો હતો કે સાંઢ સાથેની લડાઈમાં તમે કેટલા પ્રમાણમાં બળપ્રયોગ કરો છો?

જેના કુટુંબે આવા ખેલને બાપીકો 'ધંધો' બનાવ્યો હતો તે કુટુંબની છેલ્લી હયાત વ્યક્તિ તે આ ગોમેઝે વયોવૃદ્ધ આંખના ચમકારા સાથે આશ્ચર્યથી પૂછ્યું: 'બળપ્રયોગ?...અરે ભલા ભાઈ, બળની જરૂર જ ક્યાં છે? સાંઢનું વજન એક ટન જેટલું હોય છે. એટલા વજનવાળા પ્રાણી સાથે 'જંગે' ચઢવા શું મારે પણ કસરત કરવી રહી? ના–ના સાંઢ ભલે વજન વધારતો રહે મારે એવી કંઈ જરૂર નથી.'

માનવી અને સાંઢ વચ્ચેનો આ ખેલ પંદર મિનિટ ચાલતો હોય છે. નિયમ પ્રમાણે આટલો સમય આપવામાં આવે છે. એ દરમિયાનમાં માનવીએ પેલા પશુને પરાજિત કરી એનો 'વધ' કરવાનો હોય છે, સાંઢને ખેલ દરમિયાન જો મારી નાખવામાં ન આવે તો એ એના 'રહેઠાણે' પહોંચે ત્યાં એને મારી નાખવો પડે છે. આવા સાંઢને જો મારી નાખવામાં ન આવે અને એમને ખેલાડીઓ સામે ફરીથી જંગમાં ઉતારવામાં આવે અને ખેલાડીઓ જો નિયમનું પાલન કરી લડે તો પેલો સાંઢ અવશ્ય તમામ ખેલાડીઓને મારી જ નાખે.

જંગલી પશુ અને માનવી વચ્ચેની સીધેસીધી 'મુલાકાત'–એ વાસ્તવિક હકીકત પર જ આવા 'ખેલ'નાં મંડાણ થતાં હોય છે. આધુનિક સમયમાં 'બુલફાઈટ' માટેની એક પ્રારંભિક શરત એ છે કે સાંઢે અગાઉ કદી પણ આવા ખેલમાં ભાગ લીધો ન હોય. અગાઉના સમયમાં આવી કોઈ શરત લાદવામાં આવતી નહોતી અને અગાઉ ખેલમાં ઊતરેલ સાંઢ પણ બીજી વખત ખેલમાં ઉતારી શકાતા હતા. પરિણામે તે વખતે અસંખ્ય ખેલાડીઓ સાંઢના ભોગ બનતા હતા. અને પરિસ્થિતિ એટલી ઉગ્ર બની ગઈ હતી કે ૧૫૬૭ના નવેમ્બરની ૨૦મી તારીખે પોપે એક ફરમાન જાહેર કરી તમામ ખ્રિસ્તી રાજવીઓને જણાવ્યું કે 'બુલફાઈટ' દરમિયાન માર્યા ગયેલ કોઈ પણ ખેલાડીની ખ્રિસ્તી વિધિ અનુસાર કફનવિધિ કરવામાં આવશે નહિ. આમ છતાં સાંઢને ખેલમાં એક જ વખત ઉતારવામાં આવશે એવી સમજૂતી થતાં ફક્ત સ્પેનમાં 'બુલફાઈટ'ની પ્રથાને ચલાવી લેવામાં આવી હતી.

એક વખત 'ખેલ'માં ઊતરેલ સાંઢને ફરીથી જો ખેલમાં ઊતરવા દેવામાં આવે તો એ ખેલ જરૂર જોવા જેવો હશે. વળી એમાં સાંઢ માર્યો જતો નથી એટલે એક દુઃખદ દશ્ય બનવાની જગ્યાએ સરસ ખેલ બનતો હશે એમ લાગવા સંભવ છે. પણ આવા ખેલ પણ મેં જોયા છે. ગ્રામ્ય વિસ્તારમાં અથવા નાના નગરમાં મોટા ચોગાનમાં આવા ખેલ યોજાતા હતા. જેની પાસે પૈસા ન હોય તે આવા ખેલમાં ઊતરતો.

અને ખરે જ આવા ખેલ એટલે શિખાઉઓના ખેલ. ધંધાદારીઓના ખેલ જેવા એ નથી હોતા. આવી

જાતના ખેલને તમે 'ક્રીડા' એવા શબ્દથી ઓળખી શકો પણ આ એક જંગલી ક્રીડા છે—કદાચ માનવી એની પ્રારંભિક દશામાં આવી ક્રીડા ખેલતો હશે!

આવા ખેલમાં એક પક્ષે 'મૃત્યુ' હોઈ અમેરિકા અને ઇંગ્લેન્ડના બિનધંધાદારી ખેલાડીઓને આવા ખેલ ભાગ્યે જ આકર્ષી શકે. અમારે ત્યાં રમતના મેદાનમાં એક પક્ષે જીત હોય છે અને મૃત્યુને દૂર રાખી અમે પરાજયને દૂર રાખીએ છીએ. આ એક સુંદર પ્રતીક છે. પણ એક પક્ષે જ્યારે મૃત્યુ હોય છે ત્યારે સાચા ખેલાડીને એવા ખેલ માટે બહુ મમતા નથી હોતી. વળી આવા ખેલમાં પશુ ભાગ્યે જ મરતું હોય છે; કારણ કે ખેલમાં ઊતરનાર પાસે તલવાર ખરીદવા જેટલા પૈસા નથી હોતા અથવા ગામના લોકો એટલી રકમ એને માટે ઊભી કરવા શક્તિમાન નથી હોતા. એટલે જેઓ મૂગા પ્રાણીઓના ચાહક છે તેમને તો અવશ્ય આનંદ થવો જોઈએ. ધનાઢ્ય ખેલાડી માટે જ આવો ખેલ સાચા અર્થમાં ખેલ બને છે. એની પાસે નાણાં હોય છે એટલે સુંદર જાતની તલવાર એ ખરીદી શકતો હોય છે અને સાંઢ સાથેના ખેલનો આનંદ એ માણી શકતો હોય છે.

એક વખત ખેલમાં ઊતરેલ સાંઢ બીજી વખત ભાગ્યે જ પ્રશંસનીય કામગીરી બજાવી શકતો હોય છે. એના માનસિક વિકાસમાં ઊભા થતા પેલા અંતરાય એને માટે જવાબદાર હોય છે. પહેલી વખત 'હુમલો' કર્યા બાદ એની સામેના ખેલાડીનો પીછો એ પકડી શકશે એમ એને લાગે તો જ એ બીજી વખત હુમલો કરે છે. એની સામે જો ઘણા ખેલાડી હોય તો એમાંથી એક પર એ ધ્યાન કેંદ્રિત કરે છે અને પવનવેગે એના તરફ ધસે છે અને સુંઢેલ મારી એને જમીન પર પછાડે છે. સાંઢનાં શિંગડાં જો બુઠ્ઠાં હોય તો ખેલાડીને હવામાં દડાની જેમ ઉડાવવાની અને નીચે ફેંકવાની એને જે મઝા આવતી હોય છે તે જોવાની પ્રેક્ષકોને પણ મઝા પડે છે. અને તાળીઓના ગડગડાટથી વાતાવરણ ગાજી ઊઠે છે. પણ સાંઢના શિંગડાં જો અણિયાળાં હોય છે તો એ દૃશ્ય સહેજ દુઃખ ઉપજાવી જાય છે. પેલા લાલ વસ્ત્રની મદદથી સાંઢ સાથે ખેલાડીઓ રમતા હોય છે પણ શિંગડાં જ્યારે અણિયાળાં હોય છે ત્યારે ઘાયલ થવાની સંભાવના વધુ હોય છે અને આવી રીતે જે ઊંડા ઘા પડતા હોય છે તે સાજા કરવા માટે ભાગ્યે જ તબીબો મળતા હોય છે.

વેલેન્સિયા ખાતે એક ખૂબ જ લોકપ્રિય સાંઢ હતો. આ સાંઢે પાંચ વરસની અંદર ૧૬ ઉત્સાહી 'ખેલાડી'ને મારી નાખ્યા હતા અને ૬૦ને ગંભીર રીતે ઘાયલ કર્યા હતા. એની સાથે 'જંગ'માં ઊતરનાર મોટા ભાગના 'ખેલાડી' આવા ખેલમાં ભાગ લઈ એક પ્રકારનો રોમાંચ અનુભવવા માટે જ ખેલમાં ઊતરતા હતા ત્યારે બીજાઓ પોતે કેટલા શક્તિશાળી છે તે બતાવવા ભાગ લેતા હતા. વળી કેટલાક તો મિથ્યાભિમાની બની આવું પગલું ભરવા પ્રેરાતા હતા. તો વળી બીજા કેટલાકને એમની શક્તિનો સ્પષ્ટ ખ્યાલ હતો છતાં દાવ અજમાવી જોવા ખેલમાં ઊતરતા હતા. અને એક વખત એમણે પણ આવો દાવ અજમાવી જોયો હતો એવો સંતોષ મેળવતા હતા. ગમે તેમ પણ સામેથી ધસી આવતા મૃત્યુનો સામનો કરવાનો આવો અદ્‌ભુત અનુભવ નર્યા શોખ માટે ઘણા મેળવતા હતા.

આવા 'ખેલ'માં ક્યારેક સાંઢ માર્યો જતો. પણ મોટે ભાગે તો ખેલાડીનો જ દુઃખદ અંત આવતો હતો. ગામના લોક જો તલવારની ખરીદી જેટલી રકમ ભેગી કરી આપતા તો એ તલવાર સાંઢનું મૃત્યુ નજીક લાવતી હતી. અગર તો વિફરેલ ટોળું ક્યારેક ખેલના ચોગાનમાં ધસી આવતું અને એ ટોળાંના માણસ પાસે જે કંઈ હોય તેનાથી, ખેલાડીને નીચે પાડી નાખી પોતાના શિંગડાથી એને મારી નાખવા તત્પર બનેલ સાંઢને મારી નાખતું હતું. આવા ખેલ ખરે જ ધંધાદારી ખેલથી તદ્દન જુદા તરી આવતા હતા; કારણ કે અહીં નર્યું જંગલિયાતપણું જ જોવા મળતું હતું.

રંભાબહેન ગાંધી

# આમ કર્યું હોત તો ?

જાણીતાં એકાંકીકાર હળવી શૈલીના ચિન્તનાત્મક લેખો પણ કેવાં સચોટ લખી શકે છે તેનો આ લેખ સાચો પુરાવો છે. આપણી વિચારસરણીને સીધી અને સાદી રીતે ચકાસવાનો જાણે આમાં પ્રયત્ન છે. સર્વેને રસ પડે એવો આ સરળ છતાં વિચારણીય લેખ છે...

આમ કર્યું હોત તો, કેવું સારું હતું એમ તો ઘણાને થતું હશે. મને તો થાય છે જ. ઘણીવાર થાય છે કે આમને બદલે આમ કર્યું હોત તો ? પરન્તુ હોત તો ને ? તો અને જો કેવડા મોટા શબ્દો છે ? કોઈ કહે કે ફરીવાર આ જિન્દગી જીવવાની તમને તક મળે તો તમે શું કરો ? લાગે છે કે કરેલી ભૂલો ફરી વાર ન કરું. પરન્તુ એ પણ નક્કી કેમ કહેવાય ? ફરી પણ એવું ન બને કે આના કરતાં આમ કર્યું હોત તો સારું હતું. આ બધું પછી જ સૂઝે છે. રાંડયા પછીનું જ ડહાપણ શા કામનું ? પાણી પીને ઘર પૂછ્યું શા કામનું ?

આમ કર્યું હોત તો—એવું તો કેટલી વાર થયું છે. ક્યાંથી ગણવા માંડું ? તદ્દન નાનપણની વાત તો જવા દઈએ પરન્તુ ભણતર શરૂ કર્યું ને સમજણી થઈ ત્યારથી તો આવું થયા જ કરે છે. થાય છે કે આ વિષય કરતાં પેલો વિષય લીધો હોત તો સારું હતું. આ કરતાં કોલેજમાં જોડાઈ હોત તો સારું હતું...આના કરતાં પેલી કે પેલાની મૈત્રી બાંધી હોત તો સારું હતું—ભણવામાં આળસ કરવા કરતાં વધુ લક્ષ આપ્યું હોત તો સારું હતું...પરીક્ષા ટાણે જ વાંચ્યું એ કરતાં બારે મહિના નિયમિત વાંચ્યું હોત તો સારું હતું...આવું તો ઘણું ઘણું થાય છે પરન્તુ હવે શા કામનું ?

આજે તો પરણ્યાને પણ વર્ષો વીતી ગયાં છે, બે છોકરાંની મા છું ને એ બન્ને પણ હવે પરણવા જેવડાં થયાં છે, તે સમયે મારા પ્રેમની વાત કરું તો ઠીક ન લાગે. છતાંયે ઘણીવાર મારી અર્ચનાની વિટંબણા જોઈને સલાહ શીખામણ આપવાનું મન થાય છે કે બહેન ! તું સંભાળીને ડગ ભરજે, અમારા અનુભવની વાણી સાંભળજે. પણ જુવાની કદી બીજાની વાત ગણકારે છે ખરી ? ને મેં પણ ક્યાં મારી બાની વાત માની હતી ?

કોલેજ જીવન ને રૂપે રંગે હું રૂડી......ભણવામાં ખાસ ખરાબ નહિ એટલે કોલેજમાં મિત્રો તો ઘણા

---

જે સાંઢે પેલા ૧૬ ખેલાડીનો ભોગ લીધો હતો અને ૬૦ને ગંભીર રીતે ઘાયલ કર્યાં હતા તેનો ખૂબ જ વિચિત્ર રીતે અંત આવ્યો હતો. માર્યા ગયેલામાં એક યુવાન જીપ્સીનો પણ સમાવેશ થતો હતો. આ યુવાનનાં ભાઈ અને બહેન એ સાંઢની પાછળ ને પાછળ ફરવા લાગ્યાં અને એને મારી વેરનો બદલો લેવાની તીવ્ર ઝંખના સેવવા લાગ્યાં. પણ આ સાંઢ એક કુશળ સાંઢ હતો અને એની કામગીરી પણ એટલી જ ભવ્ય હતી એટલે એની પૂરતી સંભાળ રાખવામાં આવતી હતી. પણ પેલાં જીપ્સી ભાઈ–બહેન તો એની પાછળ ને પાછળ પડયાં. બે વરસ આ રીતે તે એની પાછળ પડયાં. પણ ત્યાં તો સમયની સાથે સાંઢ નાકામયાબ બન્યો હતો એટલે એના માલિકે એને કતલખાને મોકલી આપ્યો હતો. પેલાં ભાઈ–બહેનને એની ખબર પડી એટલે સાંઢની કતલ કરવા એમણે રજા મેળવી અને ..એમણે આખરે ખૂબ જ વિચિત્ર રીતે વેરનો બદલો લીધો. સાંઢની આંખ એમણે સૌ પહેલાં ખેંચી કાઢી અને પછી મૂત્રાશયના ભાગ પર કાપ મૂકયો. માંસનો એ લોચો એમણે સંતાડી લીધો...ઘરે જઈ એનું શાક બનાવ્યું અને મિષ્ટ ભોજનની જેમ એની લહેજત ઉડાવી.

વેરના બદલાની આ તે કેવી રીત? આ તે કેવી ભાવના ?





જ, અને મિત્રોમાં વધારે તો છોકરા જ. મારી બાને આ બહુ ન ગમે, એ ટોકતી વારતી ને કહેતી પણ ખરી કે સુનંદા, પછી તને જરૂર થશે કે બાનું સાંભળ્યું હોત તો સારું હતું. પરન્તુ પછી ને? આજે બાની વાત સમજાય છે પરન્તુ ક્યારે એ સમજાણી? જ્યારે હું બા બની ત્યારે...મારા જેવો પ્રશ્ન મારી અર્ચનાનો મારી સામે આવ્યો ત્યારે. અર્થાત ઘણી મોડી સમજાણી.........આજે થાય છે કે મેં બાનું સાંભળ્યું હોત તો? મારી અર્ચનાને પણ કદાચ એકવાર એમ થશે કે બાનું સાંભળ્યું હોત તો? પરન્તુ આજે તો નથી જ લાગતું કારણ કે જુવાની છે ને યુવાની એ જ ડગલા આગળનું જ જુએ છે ને કૂદી પડે છે. પરન્તુ વૃદ્ધો અનુભવીઓ ભવિષ્યના ઊંડાણમાં નજર દોડાવી શકે છે ને તેથી જ યુવાનને પડતા રોકવા પ્રયત્ન કરે છે. પરન્તુ બીજાના અનુભવથી કોઈ શીખ્યું છે ખરું?

મારે કૉલેજ જીવન દરમ્યાન મિત્રો ઘણાં ને એમાંથી જ પતિ તરીકે એકની પસંદગી કરવા મેં ધારેલું. બા કહેતી: સુનંદા, જે નિર્ણય કરવો હોય તે જલ્દી કરી લે. આમ આ બધા સાથે આટલી નિકટતા કેળવે છે એ સારું નથી કરતી......પરન્તુ બાની વાત માને એ બીજા. બા કહેતી કે તું આગ સાથે રમત રમી રહી છે...ને હું પણ એ જાણતી છતાંયે કોઈને પસંદ કરી શકતી નહોતી. એક, એક કારણથી ગમતો તો બીજો બીજા કારણથી... ઘડીમાં થતું કે આને જ વરમાળા પહેરાવું, તો ઘડીમાં થતું ના પેલાને જ પહેરાવું...ઘણીવાર થતું કે આના કરતાં મા–બાપ પસંદ કરે તેની સાથે પરણી જવું કે નિરાંત......પરન્તુ એવું હોત તો? ગમત ખરું! નહિ જ—પરણવાનું મારે છે ને મારે કોની સાથે જીવન વીતાવવું છે તે મારે જ નક્કી કરવું જોઈએ તેમ માનતી......પરન્તુ પસંદગીમાં મૂંઝાતી. એક દિવસ મારી કાકીને મારી આ મૂંઝવણની વાત કહી. તે હસીને કહે: સુનંદા એમ કર ...ચિઠ્ઠી નાખ ..ને જેના નામની ચિઠ્ઠી નીકળે એની સાથે પરણી જા. મને ખૂબ ખરાબ લાગ્યું ને મેં કહ્યું: કાકી! આ મશ્કરીનો વિષય નથી. કાકી કહે: એ હું ક્યાં નથી જાણતી? પરન્તુ તું જે રીતે બધામાં એક એક ગુણ જુએ છે ને જે રીતે તને ચારેય ગમે છે એવું કહે તે મશ્કરી નથી તો બીજું શું છે? આવી બાબતમાં આમ જોવાતું હશે? પૈસા તો આજ છે ને કાલ નથી ને આજે જે તખ્તા પર હીરો બને છે તે જીવનતખ્તા પર હીરો જ રહેશે એની કંઈ ખાત્રી છે? જીવન આખું ટેનીસ રમીને થોડું જ વીતવાનું છે? માટે આવા વિચાર છોડી દઈને એવો જીવનસાથી શોધી લે કે જેની સાથે તારું જીવન સુખી થાય. અને આખરે મેં એક એવા જ સાથીને પસંદ કર્યો...ને સરવાળે સુખી છું છતાંયે કોઈ કોઈ અંદરથી ઘણીવાર ઊંડે ઊંડે બોલતું કે આના કરતાં પેલો ખેલાડી હોત તો? પેલો હીરો હોત તો? પેલો મુકેશ હોત તો? સુધાંશુ હોત તો? જાણું છું કે આવા વિચાર કરવાયે ખોટા છે છતાંયે કોઈ અંદરથી ઊંડું મન પૂછી બેસે છે કે આ નહિ ને પેલો હોત તો?

હું કપડાંલત્તાંની પણ ભારે શોખીન—નીત નવાં કપડાં ખરીદતી ત્યારે કાકી કહેતાં પણ ખરાં કે: તારી બા જ તને બગાડે છે, એકની એક છો ને તેથી ...પણ જો હું તારી બાની જગ્યાએ હોઉં ને તો આમ ખોટા લાડ તો ન જ કરાવું. ને હું કાકીને કહેતી કે સારું છે ને તમે મારી માની જગ્યાએ નથી તે જ.

ને કાકી કહેતાં કે અત્યારે તને એમ જ લાગે પરન્તુ ભવિષ્યમાં કદાચ એમ ન પણ લાગે, આજે લાગે છે કે કાકીનું માન્યું હોત તો? નાનપણમાં બાએ ખોટા લાડ ન લડાવ્યા હોત તો કેવું સારું હતું? આજે મારા જીવનમાં અસંતોષ હરઘડી લાગ્યા કરે છે ને એના મૂળ નાનપણમાં જ નંખાયેલાં છે. જો એ ઘડીએ મારું ઘડતર સાદાઈમાં થયું હોત તો? પરન્તુ હવે એ

'તો'નો વિચાર કરીને ફાયદો શો ? હાં કદાચ એ અનુભવે હું મારી અર્ચનાનું ઘડતર યોગ્ય રીતે કરી શકું પરન્તુ અર્ચના માનશે ખરી ?

એ સમયનું મારું વાંચન પણ એવું જ. અર્થાત છીછરું જ હતું. સિનેમાનાં મેગેઝીન અને એવાં જ બીજાં માસિકો ને નવલકથાઓ રાતદિન વાંચ્યા કરતી ત્યારે પણ કાકી કહેતાં કે બહેન, વાંચન તો એવું જોઈએ કે જેથી સંસ્કારનું ઘડતર થાય, જીવનનો વિકાસ થાય. ને હું કાકીને કહેતી કે કઈ સદીમાં જીવો છો કાકી ? ને ઉમેરતી કે તમારા કરતાં મારી બા વધારે મોડર્ન છે. વધુ આ જમાનાનાં છે. ને કાકી કહેતાં કે ના સુનંદા ના, તારી બા મોડર્ન નથી, ડરપોક છે. તારા બાપુને તારી વિરુદ્ધ કંઈ પણ કહેવાની કે કરવાની એમનામાં હિંમત જ નથી ને તારા બાપુને બધું આવું જ ગમે છે ને તારી બાની ઇચ્છાને અવગણીને, ધુત્કારીને પણ તારું આ રીતનું ઘડતર કરે છે. અને તને પણ આવું ગમે છે તેથી તારી બા લાચાર બની જાય છે, જુએ છે, જાણે છે, સમજે છે છતાંયે કંઈ જ કરી શકતાં નથી.

કાકીની વાત ખરી હતી તે હું સમજી પરન્તુ બહુ જ મોડી મોડી સમજી. આજે થાય છે કે બાએ મને એ ખાડા ટેકરા કે કંટકભરેલા માર્ગેથી પાછી વાળી લીધી હોત તો ? કેવું સારું હતું ! પરન્તુ હું વળત ખરી ? ને એ વિચાર કરું છું ત્યારે આજે યાદ આવે જ છે કે બાએ પ્રેમથી સ્નેહથી સમજાવવાના વાળવાના પ્રયત્ન તો કરી જ જોયા હતા પરન્તુ મેં દર વખતે બાનું અપમાન જ કર્યું હતું ને બાપુની મદદથી બાને સોળમી સદીની ઠેરવીને હું અને બાપુ અમે મનનું ધાર્યું જ કરતાં. ત્યારે એ વખતે એટલું પણ ન સૂઝયું કે મારી મા, મારી જનેતાને હું કેટલી દુ:ખી કરી રહી છું, કેટલી વ્યથા પહોંચાડી રહી છું. એટલું પણ સૂઝયું હોત તો ? પરન્તુ એ 'તો' કેવડો મોટો છે ?

આ ઘરમાં હું પરણીને આવી ત્યારે ઘરમાં ઠીક ઠીક પૈસો હતો ને મારા મોજશોખ પૂરા થતા. પરન્તુ લક્ષ્મી તો ચંચળ છે, આજ અહીં તો કાલ ત્યાં —એમ લક્ષ્મીએ અમારા ઘરમાંથી પગ કર્યો. ને બીજે જઈ વસી. સસરાને વેપારમાં ખોટ આવી ને અમારી સ્થિતિ ખરાબ થઈ ને આજે તો એ નોકરી કરે છે ને નોકરી પણ સારી છે. ને બીજાની દૃષ્ટિએ જોઈએ તો અમે દુ:ખી તો નથી જ છતાંયે નાનપણમાં કરેલા હદબહારના શોખ, ઘર પ્રતિ બેદરકારી, નોકર રસોઈયા પર રહેવાની ટેવ, એ બધું આજે મને હદબહાર પીડી રહ્યું છે. આજે બાના શબ્દો કાનમાં સંભળાય છે કે: બાપુ, ઘરનું કામ શીખ્યું સારું. ન જરૂર પડે તો ન કરવું પરન્તુ જરૂર પડે તો કોઈનાં ઓશિયાળાં ન બનીએ. પણ મેં બાની એ વાતને ગણકારી નહિ ને આજે એનું દુખદ પરિણામ ભોગવી રહી છું. આજે ઘર-સંસાર ચલાવતાં હરઘડી થાય છે કે એ ક્ષણે બાનું સાંભળ્યું હોત તો ?

બાની વાત તો જવા દો, મારા પતિનું પણ સાંભળ્યું હોત તો ? મારા પતિ ભણેલા છે, સંસ્કારી છે, ને ઉંમર પ્રમાણે ઘણાં જ ઠરેલા છે. એમના વિચારો કંઈક અંશે મારી બા જેવા કહી શકાય. છતાંયે સ્વતંત્રતાના હિમાયતી હોઈને, બધે જ જવાની, અને બધાને જ મળવાની પૂરી સ્વતંત્રતા આપીને હું એનો પૂરો લાભ ઊઠાવતી, લાભ શું ગેરલાભ જ કહો ને. પરંતુ ગેરલાભ આજે લાગે છે એ તે વખતે લાગ્યો હોત તો ? હું જૂના મિત્રોને મળતી, કલબમાં જતી, પાનાં રમતી, નૃત્ય કરતી, એ બધું મારા પતિને બહુ ગમતું નહિ, તે કોઈવાર સાથે આવતા, તો કોઈવાર હું એકલી જતી, કોઈવાર એ મને ટકોર કરતા, કે સુનંદા ફલાણો મળવા જેવો નથી, ફલાણો તારો લાભ જ ઉઠાવે છે, ફલાણો તો રખડુ છે ને હું એમની વાતો હસી કાઢતી. આજે અનુભવે લાગે છે કે એમની વાતો માની હોત તો ? મારું એટલું સદ્‌ભાગ્ય છે કે મારા પતિએ મને તરછોડી નથી. તરછોડી હોત તો સ્વચ્છંદી વૈરીને તરછોડવા માટે હું

જાતે પણ એમને દોષ દઈ ન શકત. એટલાં પુણ્ય છે કે આવો પતિ પામી છું ને એ એક જ બાબતમાં એમ થાય છે કે સારું થયું કે કાકીનું માનીને આમને પસંદ કર્યા. પેલી ચોકડીમાંથી એકાદને પસંદ કર્યો હોત તો ?

આવું તો અનેકવાર થાય છે પરંતુ હવે ગઈ ગુજરી ઉખેળવાથી શો ફાયદો ? ગઈ તક ફરી થોડી જ મળવાની છે ? વેરાયેલો પારો જેમ હાથમાં આવતો નથી તેમ ગુમાવેલી તક પણ હાથમાં આવતી નથી. તેથી એનો પસ્તાવો કર્યે શું વળે ? હા, કદાચ એના અનુભવથી ઘડાઈને ભવિષ્યના રાહમાં કાંટા ન વેરીએ તોયે ઘણું.

આમ કર્યું હોત તો ? આવું જીવનમાં ફક્ત ગંભીર બાબતોમાં જ બને છે એવું નથી. સાદી સીધી બાબતોમાંયે એમ થાય છે. રવિવારની ચલચિત્રની ટિકિટો લીધી હોય. જોયું ને થયું કે એ કરતાં નાટક જોયું હોત તો મજા આવત...નાટક જોવા થિયેટરમાં ભરાઈને બેઠાં હોઈએ ને થાય કે આના કરતાં ઉજાણીએ ગયાં હોત તો સારું હતું. હોંશથી એક સાડી લાવીએ ને લાવ્યા પછી થાય કે...પેલી બીજી લીધી હોત તો સારું હતું—બંગડી કે વીંટીનો ઘાટ ઘડાવ્યો પછી થાય કે એના કરતાં પેલો ઘાટ કરાવ્યો હોત તો ? આજકાલ ગુજરાતી ઘરોમાં પણ ઊભાં ઊભાં રસોઈ કરવા માટે રસોડામાં વ્યવસ્થા થવા માંડી છે. થયું કે લાવ હું પણ કરાવું ને કરાવ્યા પછી થાય છે કે આના કરતાં હતું તે બેઠાનું જ ઠીક હતું. આ તો પગ હળી જાય છે. બેઠાનું હતું ત્યારે થતું કે ઊભાનું જ જોઈએ. ઘડી ઘડી ઊઠ-બેસથી થાકી જવાય છે. આ બધું જોતાં લાગે છે કે માણસનું મન જ કોઈક એવું છે કે અમુક કાર્ય કર્યા પછી ઘણીવાર લાગે છે કે આમ ન કર્યું હોત તો...અગર અમુક કાર્ય કર્યા પછી ઘણીવાર લાગે છે કે આમ ન કર્યું હોત તો ...અગર આમ કર્યું હોત તો કોઈને કંઈ કહી દીધા પછી થાય છે કે આમ ન બોલી હોત તો... પરંતુ થૂંક્યું કંઈ ગળાય છે ?

આજે હું બે પેઢીઓની વચમાં છું. મારી અર્ચના ઘણીવાર કહે છે કે મમ્મી, આમ ન કર્યું હોત તો ...આવી જ રીતે મારી વૃદ્ધ બા પણ કહે છે કે આમ ન કર્યું હોત તો...ને હું પણ ઘણીવાર એમ કહું છું. ટૂંકમાં એવું કોઈ ભાગ્યે જ હશે કે જેને જીવનમાં કોઈ તબક્કામાં કે કાળે એમ ન લાગ્યું હોય. મોટી વાતો જવા દઈએ ને નાની વાતો જ લઈએ તો એમાંયે ઘણીવાર એમ થાય છે. વ્યવહાર વધારી મૂક્યા પછી થાય છે કે આટલો ન વધાર્યો હોત તો ? લેવડદેવડ વધાર્યા પછી થાય છે કે આટલું ન કર્યું હોત તો સારું હતું...આવું તો ઘડી ઘડી થાય છે. નાના મોટા પ્રૌઢ વૃદ્ધો દરેકને થાય છે ને થવું પણ જોઈએ કારણ કે ગઈકાલ કરતાં આજે આપણામાં બીજું ડહાપણ ભલે ન વધ્યું હોય પરંતુ અનુભવનું ડહાપણ તો ઉમેરાય જ છે ને એ ડહાપણને આધારે પણ આપણે ગતકાલની ભૂલો જોઈ શકીએ છીએ, ને મન બોલી ઊઠે છે કે આમ ન કર્યું હોત તો ? માટે આમ બને તો અગર જો. બને તો એ કંઈ એક પેઢીનો નથી, યુગયુગથી ચાલ્યો આવતો લાગે છે.

રામને થયું હશે ને કે સીતાજીનો ત્યાગ ન કર્યો હોત તો ? સીતાજીને થયું હશે ને કે સોનાના મૃગ પાછળ રામને ન મોકલ્યા હોત તો ? લક્ષ્મણને થયું હશે ને કે ભાઈનું માનીને...સીતાજી પાસેથી ન હટ્યા હોત તો ? દમયંતીને થયું હશે ને આના કરતાં દેવે વરદાન ન દીધું હોત તો ? યુધિષ્ઠિરને થયું હશે ને કે જુગટું ન રમ્યો હોત તો ? કુંતાને થયું હતું ને કર્ણને ન તજી દીધો હોત તો ? જ્યાં આવાઓની પણ આ સ્થિતિ હતી ત્યાં આપણે તો કોણ ? આવું તો બન્યા જ કરે છે ને માણસ અનુભવે ઘડાય છે. તેથી હું તો એટલું જ કહું કે ભૂતકાળને ભૂલી જવો...આમ કર્યું હોત તો, થયું હોત તો, જો આમ કર્યું હોત તો... આમ થાત...એ બધા વિચાર છોડી દેવા ને જે બન્યું છે તે પરથી બોધપાઠ લઈને કરેલી ભૂલોથી ચેતીને, ભવિષ્યમાં એવું ઓછામાં ઓછું બને, તેવું

નાનુભાઈ દવે

# એક સાધુની વિદેશયાત્રા

ભારતનો સંસ્કૃતિક વારસો વરસોજૂનો અને અજોડ ગણાય છે. સાંસ્કૃતિક ધ્વજને લહેરાતો રાખનાર આપણા દેશમાં અનેક ભેખધારીઓ થઈ ગયા એવા એક નવીનતમ સંસ્કૃતિવાહકનો અહીં ઊર્મિનાં વાચકોને જાણીતા લેખક પરિચય કરાવે છે...

૧૯૬૧ના એપ્રિલની ૧૦મી તારીખ. દિલ્હીના પાલમનું હવાઈ મથક. ભગવાં વસ્ત્રોવાળો એક સંન્યાસી સવારે ૭-૩૦ વાગ્યે વિમાનમાં ચઢે છે. ૧૧ વાગ્યે મુંબાઈ પહોંચે છે. રાત્રે ૧ વાગ્યે એ ફરી પ્લેનમાં ઊપડે છે, વિદેશની યાત્રાએ પાંત્રીસ હજાર ફીટ ઊંચે ઊડતા જેટ પ્લેનમાં એ સફર કરી રહ્યો છે. યુરપના અઢાર દેશોની મુલાકાત કરવાની છે. ઠેર ઠેર વ્યાખ્યાનો આપવાનાં છે. ઘણે સ્થળે પ્રતિભાશાળી પુરુષોને મળવાનું છે.

પહેલી મુસાફરી ૭ કલાકમાં અઢી હજાર માઈલની થઈ. નીકળતી વખતે મુંબઈમાં ઈટાલીના નામાંકિત અદાકાર ઓરાઝીઓ કોસ્ટા મળવા આવ્યા હતા, અને એમના રોમ ખાતેના વિશાળ મકાનમાં રહેવા સંન્યાસીને વિનતિ કરી હતી. ભારતની ટુર પૂરી કરી ૨૦મી એપ્રિલે તો એ પણ પાછો રોમ પહોંચી જવાનો હતો. 'હું પોતે જ તમારું સ્વાગત કરી શકું તો કેવું સારું!' એવી એની ઇચ્છા હતી, પછી મળ્યો પણ ખરો.

ચાર મહિના સુધી એક દેશથી બીજે દેશ ફરવાનું હતું. કોઈ જગ્યાએ મધરાતે પહોંચવાનું તો કોઈ જગ્યાએ વહેલી પરોઢે. કોઈ જગ્યાએ અતિથિ બનવાનું તો કોઈ જગ્યાએ હોટેલમાં ઊતરવાનું. અઢાર દેશોમાં કોઈ કોઈ દેશને પ્રાચીન ઇતિહાસો હતા, પોતાની આગવી સંસ્કૃતિ હતી, કોઈની જાહોજલાલી હતી. કોઈનાં સામ્રાજ્ય વિલીન થયાં હતાં કે હવે થઈ રહ્યાં હતાં, કોઈ પરાજયની ભસ્મમાંથીયે પ્રબળ રીતે ઊઠયાં હતાં ને કોઈ દુનિયા આખીને ડરાવી રહ્યાં હતાં. આવા વિવિધ દેશોને એકલો અટૂલો સંન્યાસી કયા સૂત્રે સાંકળવાનો હતો?

પરદેશના પ્રવાસે આપણા દેશમાંથી ઘણા માણસો ઊપડે છે. કેટલાક વિદ્યાર્થીઓ ઊંચા અભ્યાસ માટે જાય છે, બીજા છાપ લેવા જાય છે. કેટલાક ઉદ્યોગપતિઓ આ દેશના ઉદ્યોગોનો વિકાસ કરવા જાય છે, બીજા ઉદ્યોગોમાંથી મેળવેલા નફા વેડફી નાખવા જાય છે. કેટલાક રાજપુરુષો બીજા દેશો સાથે ભારતની મૈત્રી વધારવા જાય છે, બીજા આ દેશને કરજદાર ઠરાવવા ને ત્યાંની બેંકોમાં ખાનગી ખાતાંઓ ખોલવા. કેટલાક સરકારી પ્રતિનિધિત્વ મેળવી આંતરરાષ્ટ્રીય સંસ્થાઓમાં કડીરૂપ બનવા જાય છે, બીજા ફૂલફટાક થઈ મોંઘી ચીજો ભેટ મળી હોય એમ ઘુસાડી દેવા જાય છે.

જ્યારે પરદેશગમનના ભારે ખરચ ભારતને પોષાય એમ નથી, જ્યારે બાહોશ માણસની આ દેશને અહીં જ ઘણી જરૂર છે, જ્યારે ત્યાં જઈ શીખી આવનાર કે મેળવી આવનાર કરતાં ઉડાઉમાં ખપનાર ઘણા છે. આ સંન્યાસી પરદેશ ગયો પણ ભારત તરફથી એ દેશોને સામી કંઈક વિરલ એવી ભેટ ધરવા. હું કંઈક આપવા જઈ રહ્યો છું એમ આત્મભાન સાથે એણે સોળ વિષયો પસંદ કર્યા ને એના ઉપર પોતાનાં પ્રવચનો રચ્યાં. આ રહ્યા એ વિષયો:-૧. હિંદી સંસ્કૃતિનું

---

જીવન જીવતાં શીખીએ ને આપણા અનુભવનું જ્ઞાન આપણાં બાળકોમાં રેડી શકીએ, ને એમને બહુ ઠોકરો ન વાગવા દઈએ. એટલું કરી શકીએ તોયે ઘણું છે. માટે આજથી મળે તે તકને ઝડપી લઈને, ગુમાવેલી તકનો પશ્ચાત્તાપ છોડીને ભવિષ્ય તરફ જ મીટ માંડીએ તે જ હિતાવહ છે.

એમ મને તો લાગે છે. કેમ, તમને શું લાગે છે? તમે સૌ મારી સાથે સંમત છો ને?







તત્ત્વ. ૨. હિંદી પ્રજાનું પારમાર્થિક જીવન. ૩. ઉપનિષદોનું રમણીયતા (વેદાંત), ૪. ગીતાનો વિશ્વ સંદેશ ૫. ભારતના સંતો. ૬. બુદ્ધનો શાશ્વત ઉપદેશ. ૭. બૌદ્ધ ધર્મની તાત્ત્વિક ભૂમિકા. ૮. આરાધ્ય એવો જીસસ. ૯. શ્રી. રામકૃષ્ણ અને માનવીનો આધ્યાત્મિક વારસો. ૧૦ સ્વામી વિવેકાનંદમાં પૂર્વ અને પશ્ચિમનું મિલન. ૧૧. આધુનિક મનુષ્યને વેદાંતનો આદેશ. ૧૨. વિજ્ઞાનયુગમાં ધર્મ. ૧૩. ભારતનું પુનરુત્થાન. ૧૪. ભારતીય નારીનો આદર્શ. ૧૫. ઔદ્યોગિક જમાનામાં સાત્ત્વિક જીવન. ૧૬. ગીતાનો વિચાર વિશેષ.

આ સોળ વિષયો ઉપર એમણે વ્યાખ્યાનો તૈયાર કર્યાં, એની નકલો દરેક દેશમાં અગાઉથી રવાના કરવામાં આવી. તે તે દેશની ભાષાઓમાં એનાં ભાષાંતરો થયાં. અને જે દેશની જે વિષયની માગણી થઈ તેના ઉપર આ સંન્યાસીએ મુક્તક કે પ્રવચનો કર્યાં. એમણે પોતાની સાથે ભેટ આપવા પુસ્તકો લીધાં અને જ્ઞાનપિપાસુઓમાં છૂટથી વહેંચ્યાં.

*

સ્વાતંત્ર્ય પછી કેટલાક ગાંધીજનોએ પરદેશમાં રાષ્ટ્રપિતાને યાદ કરી ઋણ-સ્વીકાર કર્યો, એમની અનોખી કાર્યપદ્ધતિને જગતમાં પ્રચલિત કરવા મથ્યા. પણ એ સ્થિતિ બહુ થોડા વર્ષો સુધી ટકી. બહુ થોડા માણસો એને અપનાવી શક્યા. કેટલાક માણસોએ સાંભળવાથીયે સૂગ ચઢે એવું વર્તન દાખવ્યું. શબ્દોથી નહિ પણ પોતાના બેહૂદા વર્તનથી એમણે ગાંધીજીને ભારોભાર વગોવ્યા. ત્યારે આ સંન્યાસીએ ભારતના અનેક સંતોને સંભાર્યા, એમણે ચાલુ રાખેલી વિચારપરંપરાને પરદેશમાં સમજાવી, મૂલવી ને એની પ્રતિષ્ઠા વધારી. એમના ગુરુમહારાજ શ્રી રામકૃષ્ણનાં વચનો ટાંકી એમાં રહેલું સત્ય સમજાવ્યું. સ્વામી વિવેકાનંદના કાર્યની સમીક્ષા કરી અને ૧૯૬૩માં આવતી સ્વામીજીની જન્મ શતાબ્દિની દુનિયાભરના વિચારકોને જાણ કરી.

કોઈ ઔદ્યોગિક મહાનગરીનાં શ્રીમંત સ્ત્રીપુરુષો આગળ ધર્મ વિષે ભાષણો કરી કે વિશ્વ-શાંતિના યજ્ઞો કરાવી આ સંન્યાસી પણ નિરાંત કરી શકત. પોતાની યશપતાકા લહેરાવતાં ધર્મનાં મંદિરો બંધાવી શકત, લક્ષાધિપતિઓના નમસ્કાર ઝીલી ઝીલી પોતે એવાઓનોય અધિપતિ થઈ શક્યો એવું ગૌરવ લઈ શકત. બુદ્ધિશાળીઓને આંજી શકાય એથી વધારે જ્ઞાન તો એણે મેળવ્યું જ હતું. પણ એને તક મળી કે એણે ધર્મના પ્રસાર માટે નવું ક્ષેત્ર ખોળ્યું; જગતભરમાં ઘૂમવા નીકળ્યો.

દિલ્હીમાં જુદા જુદા દેશોનાં દૂતાલયો આવેલાં છે, એમાં કેંક વિચક્ષણ નરનારીઓ જુદી જુદી કામગીરી લઈ આવે છે, રહે છે, ને કામ પૂરું થયે ચાલ્યાં જાય છે. એમાંના કેટલાક રવિવારના પ્રાર્થના પ્રવચનમાં આ સંન્યાસીની વાણી સાંભળવા આવે છે. એવી વ્યક્તિઓએ આ સંન્યાસી જ્યારે એમના દેશમાં ગયા ત્યારે ત્યાં એમનો આદર કર્યો હતો.

કહેવાય છે કે ભારત એ બિનસાંપ્રદાયિક છે. પણ ના, એનું હમણાંનું તંત્ર ધર્મની વાડાબંધીઓથી બચીને રહેવા ઇચ્છે છે એટલું જ. દેશને તો પુરાણો ધર્મનો અખલખ વારસો મળ્યો જ છે. કેંક વિધર્મીઓએ એના ધર્મના જ્ઞાનભંડારો બાળી મૂક્યા, એનાં મંદિરો જમીનદોસ્ત કરી દીધાં, કેંક ધર્માંતરની યાતનાઓ ચાલી, કેંક પ્રલોભનો રજૂ થયાં—એ બધાં અગ્નિભડકા વચ્ચે સતીની જેમ અડગ રહેનારને અગ્નિશુદ્ધ નીકળનાર અહીંનો ધર્મ આજેય એવો સમૃદ્ધ છે. આ દેશને તો એનો આધાર લીધા વિના ચાલવાનું નથી. અહીંની પ્રત્યેક પ્રવૃત્તિનું વાદળબળ આ ધર્મમાં રહેવાનું છે, એના હેતુઓ આ ધર્મમાંથી નિષ્પન્ન થવાના છે, એના પ્રત્યેક કાર્યકરનું માપ એનાં ધર્મજીવન વડે નીકળવાનું છે. જેમ અહીં તેમ વિદેશમાં, જેમ ભૂતકાળમાં તેમ અર્વાચીન સમયમાં, ભેદ નભે એમ નથી. વળી એમ શોધાયું છે કે જે સનાતન ધર્મ છે તે નિત્ય નવીન છે, તે સર્વાંગી છે ને અનુ-



પમ સુંદર પણ છે. ને તેનો પ્રચાર આજનું વિહ્વળ જગત સહી શકે એમ છે. એ ધર્મનો અધિકારયુક્ત પરિચય કરાવવા આ સંન્યાસીએ વિદેશયાત્રા કરી. ૧૯૫૨માં આ સંન્યાસી જાપાનની યાત્રાએ ગયા હતા. ૧૯૬૦માં ત્રણેક માસની યાત્રા અગ્નિએશિયામાં પણ કરી હતી. અને ૧૯૬૧માં યુરપની યાત્રા કરી. છેલ્લી યાત્રામાં જે અઢાર દેશોની મુલાકાતે એ જઈ શક્યા તે આ રહ્યા: સિરીયા, ગ્રીસ, ઇટાલી, બ્રિટન, હોલેન્ડ, સ્વીડન, નોર્વે, ફિન્લેન્ડ, ડેન્માર્ક, બેલ્જીઅમ, જર્મની, ઓસ્ટ્રીઆ, પોલેન્ડ, ઝેકોસ્લોવાકિયા, સ્વીત્ઝર્લેંડ, સ્પેન, ફ્રાન્સ, અને રશિયા.

આ યાત્રામાં વિમાનો, હોટલો, મોટરો, થિયેટરો, રાજપુરુષો, એવું ઘણું હતું જે એક સંન્યાસીના જીવન સાથે ક્યાંથી મેળ ખાય એમ આપણને લાગે. પણ ક્યારેક નિયમોમાં સ્વેચ્છાએ સમાધાન કરવાં પડે છે. ને આપણી પ્રણાલી પણ હવે બદલાશે એમ જણાય છે. ફેરફાર એ જીવનનો આવશ્યક નિયમ છે, પછી જીવન સંસારીનું હોય કે સાધુનું હોય. નિયમ કરતાં માનવી મોટો છે—સુપાત્ર થતાં શીખ્યો હોય તો.

*

વનમાં, તીર્થમાં, નદીકાંઠે, ગુફામાં કેટલાયે સાધુઓ રહે છે. પાસે કૈં હોય તો કૌપીન ને કમંડળ. કેટલાક તો એટલુંયે રાખતા નથી, માત્ર ભસ્મલેપન ને ધૂણીનો અગ્નિ રાખે છે. એ આવતી કાલની ફિકર કરતા નથી, બીજા ટંકનું ભોજન મળશે કે કેમ એની પરવા હોતી નથી. જ્ઞાની હોય છે પણ જ્ઞાનપ્રાપ્તિ માટે દોડાદોડ કરતા નથી. શ્રદ્ધા અને અનુભવનું મૂલ્ય વધારે છે.

આ સાધુઓ ફરતા રહે છે. પૂછીએ તો કહેશે કે બદરીનાથ જઈ આવ્યા ને હવે રામસેતુ જવું છે, ઉત્તર દક્ષિણના બે છેડા નજરમાં સાંધ્યા પછી ગુજરાતમાં ફરે કે આંધ્રમાં, બિહારમાં ફરે કે મહારાષ્ટ્રમાં—બધે ભારત દેશ છે ને સનાતન ધર્મ છે. સાધુ ફરતા ભલા. એ ફરતા રહે, અપરિગ્રહી રહે. તિતિક્ષા કરતા રહે. સામાન્ય જનતામાં કે પશુ પંખીમાં રહેલા ઈશ્વરને ઓળખતા રહે. ને એમના અનુભવના બોલ સહુને કહેતા રહે. વાયુ જેમ આકાશમાં સર્વત્ર ફરતો રહે છે ને સહુનું હિત કરતો રહે છે એમ સાધુઓ સદા કલ્યાણકારી રહ્યા છે.

સાધુઓ તીર્થોની યાત્રા કરે છે. એકમેકને શિખર શિખરે મળે છે ને 'નમો નારાયણ' કહી એકબીજાને સત્કારે છે. ભારતની નદીઓમાં સ્નાન કરે છે ને 'હરગંગે', 'હરનર્મદે'ના ગુંજારવ કરતા રહે છે. જનસમુદાયમાં એ ભળે છે ને શ્રદ્ધાના ફુવારા છોડતા 'જય રામજી'ના ઘોષ કરતા રહે છે. એ જ્યાં ફરે ત્યાં યાત્રા થતી રહે છે. એમની યાત્રાને મુકામ શા! આયુષ્ય એ જ યાત્રા બની રહ્યું હોય છે. અંગેઅંગમાં પ્રાણ ફરી રહ્યા છે એમ દેશેદેશમાં એમના દેહ ને પ્રાણ બંને ફરી રહ્યાં છે.

આ યાત્રાઓ ઊર્ધ્વગામી રહી છે—પોતા કાજેય ખરી ને જનસમાજ માટેય ખરી. અનેક લોકોને દુઃખમાં સાન્ત્વન દીધાં છે, શંકાઓ ટાળી છે, ઈશ્વરી ન્યાયની અવિચલ શ્રદ્ધા સીંચી છે. અનેકને સન્માર્ગે પાછા વળવાનું બળ દીધું છે. પોતે માયા સંઘરી નથી તેમ બીજાનેય એના પડદા ચીરવામાં સહાય કરી છે. એમ કરીને ચાલતી પકડી છે. નિજનાં નિશાન સરખાં રહેવા દીધાં નથી. જે થયું તેનો યશ માગ્યો કે લીધો નથી. વારંવાર સરી જતાં જીવનમૂલ્યોની માવજત કરતા રહી એની પ્રતિષ્ઠા એ કરતા રહ્યા છે.

જેમ આ દેશના યાત્રીઓ ફરે છે તેમ પરદેશથી પણ એવા સૈકાઓથી અહીં આવતા રહ્યા છે, મુશીબતો વેઠીને અહીંની સંસ્કારસમૃદ્ધિ પોતાના દેશમાં લઈ જવા એ મથ્યા છે. બીજા દેશોને ભારતનું જ્ઞાન જોવું છે, મેળવવું છે. એવી ભૂખ સંતોષવા દરિયાની પાર લંકામાં ધર્મશાખાઓ રોપાઈ છે, જાવા-સુમાત્રામાં રામાયણ મહાભારતમાંથી શિલ્પો આલેખાયાં છે, જાપાનમાં બુદ્ધની પ્રતિમાઓ વિરાજી છે,

અફઘાનિસ્તાન અને એની ઉત્તરે શ્રમણોએ વિહાર કર્યો છે, તિબેટમાં ને બ્રહ્મદેશમાં હિંદુધર્મની શાખા જેવા બૌદ્ધધર્મની લોકધર્મ કે રાજધર્મ તરીકે સ્થાપના થઈ છે. નેપાળમાં તો હિંદુધર્મનો કાયમ સ્વીકાર રહ્યો છે. એશિયામાં ભારતના સાધુઓ ધર્મની ધ્વજ લઈ ફરી વળ્યા છે, બીજાઓને અહીં આવવા પ્રેર્યા પણ છે.

*

ગઈ સદીના છેલ્લા દશકામાં ભારતનો એક સાધુ પશ્ચિમના પ્રવાસે ગયો, એક ખંડમાંથી બીજા ખંડમાં, ને ત્યાંથી વળી ત્રીજા ખંડમાં એમ એણે યુરોપની મુસાફરીઓ કરી, અમેરિકાની કરી, મિસરની પણ કરી. દિગ્વિજય કરી એ દેશમાં પાછો ફર્યો, ને તુલનાત્મક દૃષ્ટિથી એણે આ ધર્મને મૂલવ્યો, પ્રબોધ્યો, વ્યાપક બનાવ્યો, ઉપનિષદો ને બ્રહ્મસૂત્રોથી માંડી જાતે જોયેલા ને પૂજેલા એવા એના ગુરુમહારાજ સુધીનો મહિમા એણે ઠેરઠેર ગાયો. વકીલાતનું ભણતર, કુટુંબનો નિર્વાહ સંભાળવાની જવાબદારી, ગૃહસ્થનું સંસારી જીવન, રાજાઓનું આચાર્યપદ, એ બધું તુચ્છ ગણી એણે આ દેશમાં ઘૂમવાનું પસંદ કર્યું. કન્યાકુમારીની છેલ્લી સાગરશિલા પરથી એણે દેશમાં રહેલી ધર્મની ધોરી વાટ નિહાળી, ને દેશના નવસર્જન કાજે એને નિર્માણ કરી. ભારતની સ્વતંત્રતા ને તે પછી મેળવવાની મહાસિદ્ધિઓનો જયઘોષ કરતો દેશ વિદેશમાં એ જગત ધર્મયજ્ઞનો પ્રથમ પુરોહિત બની ગયો. રાષ્ટ્રીય આંદોલનનું પૂર રેલાય તે પહેલાં ભારતમાં ધર્મનું સંસ્થાપન કરી આપનાર તે શ્રી રામકૃષ્ણ ને સ્વામી વિવેકાનંદ. એમણે ઘણા મતમતાંતરો મિટાવી દીધા, નાની જ્યોતોને એકઠી કરી, ધર્મનું સ્વરૂપ વિશુદ્ધ ને સહજ કર્યું. એમનું સૌથી મોટું કામ તો આ દેશમાં સંન્યાસની પુનઃ પ્રતિષ્ઠા કરી તે. સ્વેચ્છાની ગરીબી લેવા, ગરીબોની સેવા કાજે, સેવામાં ઈશ્વરની પ્રાપ્તિ કરવા શિક્ષિત યુવાનો નીકળી પડ્યા. નૂતન બ્રહ્મચારીઓની જે ફોજ ઊભી થઈ તે દેશભરમાં ફેલાઈ. અનેક મંદિરો બંધાયાં. આશ્રમો સ્થપાયા, મઠની શાખાઓ સ્થપાઈ. એ સ્વામીઓ પરદેશ પહોંચ્યા ને ત્યાં પણ શ્રી રામકૃષ્ણ–વિવેકાનંદના મઠ સ્થાપ્યા. સ્વાતંત્ર્ય મળ્યા પછી દિલ્હીની રાજધાનીમાં આ સાધુઓએ ઘણો આદર મેળવ્યો. એમાં મુખ્ય છે સ્વામી રંગનાથાનંદ.

સંસ્કાર વિનિમય કરવા આ દેશમાંથી લેખકો, કવિઓ, પત્રકારો, સંગીતકારો ને કલાકારો પરદેશ જાય છે. એમ આ સાધુ પણ ગયા. કોઈનો સામો પડકાર નહોતો, પણ એમની યાત્રા એ સનાતન ધર્મની ઝૂંબેશ જેવી હતી. એ પ્રચાર નહોતો, પ્રકાશ પાથરવા આ સ્વામી ગયા હતા. ત્યાં જઈ એમણે જે બી વેર્યાં તે ક્યારે ઊગશે ને એનો કેવો ફાલ આવશે તે કોણ કહી શકે? એવું પણ બને કે એમના કોઈ સમર્થ અનુગામી માટે એમણે વાટ તૈયાર કરી હોય. ને એવું પણ બને કે વિશ્વયુદ્ધ તરફ ધસી રહેલી પ્રજાઓનું મોં બીજી દિશા તરફ આપોઆપ વળી જાય.

*

આ સ્વામી બૈરુત પહોંચ્યા. ત્યાં હિંદી કચેરીના અધિકારીઓએ સ્વાગત કર્યું. એમની બે સન્નારીઓ સ્વામીના વર્ગોમાં આવતી હતી. ત્યાંથી ગ્રીસના એથન્સમાં ગયા. ડૉ. નેમ્ઝોગ્લુ ને એમનાં પત્ની મેરીએ સ્વાગત કર્યું. લંડનના કેન્દ્રમાં સ્વામી ઘનાનંદજી કામ કરે છે, એમની એક શિષ્યા તે મેરી અને શ્રી રામકૃષ્ણની ભક્ત. એણે ધર્મનું નામ પ્રભા રાખ્યું છે. પ્રભાને ઘેર કેટલાક સજ્જનો મળ્યા તેમાં શ્રી રામકૃષ્ણના ભક્તો પણ હતા. બીજે દિવસે ગ્રીસના કેળવણી પ્રધાનને મળ્યા. એ ભાઈ ભારતમાં આવી ગયેલા, બેલુરના મંદિરમાં જઈ આવેલા, ને ભારતીય સંસ્કૃતિના પ્રશંસક હતા. સાંજે એમની સાથે શ્રી મર્લિન મળવા આવ્યા. એ 'પંચદશી'નો અભ્યાસ કરી રહ્યા હતા, બે દિવસના પ્રવાસમાં તો ઘણાં સૂચનો થયાં કે એથન્સમાં વેદાંત આશ્રમની કાયમી સંસ્થા થવી જોઈએ. એવું થાય તે કોને ના ગમે? પણ આવી સંસ્થાને સંભાળી શકે એવા અભ્યાસી ને શ્રદ્ધાળુ



સ્વામીજીઓ કેટલા ? એટલે એમને જણાવી દીધું કે લંડન કે જીનીવાના આશ્રમમાંથી અવારનવાર સાધુ-સંન્યાસીને બોલાવી કામ ચલાવવું જોઈશે.

૧૬મીએ સાંજે સ્વામી રોમ પહોંચ્યા. ત્યાં માર્ગરેટ કટાનિગ્રો મળી. એ પણ દિલ્હી બે વખત આવી ગયેલી ને વર્ગમાં શીખી ગયેલી. ઇટાલીમાં પ્રાચી વિદ્યાનું કેન્દ્ર છે, એના અધ્યક્ષ પ્રો. ગ્વેસેપે ટુંકી સંસ્કૃત ભાષાના પંડિત છે. એમણે સ્વામીને પોતાના અતિથિ કરી લીધા. શ્રીમતી ફ્રાન્સીસ મેકેન મુલાકાતે આવી, એણે ટાગોરનાં ચિત્રોનું પ્રદર્શન યોજ્યું હતું. આ બાઈ ભારતીય વિચારપરંપરાની ખૂબ પ્રશંસક છે. એણે કાઉન્ટ ગીઆસેન્ટો વાલ્વા, જે સંગીતકાર છે, ધનિક છે અને શ્રી રામકૃષ્ણના તથા વિવેકાનંદના સાહિત્યના અભ્યાસી પણ છે, એમનો પરિચય કરાવ્યો. એ ભાઈ આયુર્વેદના ઉપચાર માટે ભારત આવવાની ઇચ્છા કરતા હતા. શ્રી લાયોનેલો રકેટ ન્યૂ યૉર્કના સ્વામી નિખિલાનંદજીના મિત્ર છે, અને રોમમાં પણ આશ્રમની સ્થાપના કરી શ્રી રામકૃષ્ણનું સાહિત્ય ઇટાલીઅન ભાષામાં ઉતારવા માગે છે એ મળ્યા. વિખ્યાત રોમાં રોલાંએ લખેલા શ્રી રામકૃષ્ણના જીવનને ઇટાલીઅનમાં ઉતારનાર શ્રી ફર્ડીનાન્ડ પેરોન મળ્યા. એમની માગણી હતી કે રોમમાં આશ્રમ સ્થાપવો છે તેનું માર્ગદર્શન કરાવો.

એ બધાં ઈટાલીની પ્રજામાં આવેલી ધર્મની ગ્લાનિથી ચિંતાતુર થયાં હતાં અને જ્ઞાન–ભક્તિનાં જળની જરૂર જણાતી હતી. ફ્લોરેન્સ ગયા તો ક્રાફ્ટ હૉટેલવાળો કામ્બી, એ જ રંગે રંગાયેલો નીકળ્યો. ત્યાંની વિદ્યાપીઠમાં પ્રો. ગ્રાઝીઓસી મળ્યા, એમણે સાહિત્ય વાંચેલું હતું. કામ્બીએ પૈસા ના લીધા. ત્યાંથી સંત ફ્રાન્સીસના આસીસીના તીર્થધામમાં જઈ રાતવાસો કર્યો. આ સ્થળે સ્વામીએ પ્રવચન કર્યું, ઉપનિષદના મંત્રો કહ્યા તેની ટેપ રેકર્ડ ઉતારી લીધી. પાંચે દિવસ માર્ગરેટ સ્વામીજી સાથે ફરી, અને ખૂબ ઉત્સાહથી બધે ફેરવ્યા.

ત્યાંથી લંડન. અહીંના આશ્રમનું મકાન એ જ અંગ્રેજે દાનમાં આપ્યું છે, વધારે જગ્યા મેળવી છે, ને દાન મળતાં જાય છે. મંદિરમાં આરતી વખતે હિંદી તેમજ પરદેશી ઘણા માણસો હતા. બીજે દિવસે મઠમાં સભા મળી ત્યારે પણ પ્રવચન પછી આરતી થઈ. લીડઝની વિદ્યાપીઠમાં ધર્મનો વિષય પણ શીખવાય છે. એના શ્રી બર્કલે વીસ વર્ષ બંગાળમાં રહ્યા છે ને બેલુરમઠ તથા રામકૃષ્ણ મીશનથી વાકેફ છે. ત્યાંથી બર્મીંગહામ પહોંચ્યા, અને એ બન્ને જગ્યાએ ઘણી સરસ સભાઓ થઈ. અહીં પાકિસ્તાન, લંકા, જાપાન વગેરે ઘણા દેશના વિદ્યાર્થીઓ મળ્યા, ને મુસ્લિમોએ પણ ઉલટથી ભાગ લીધો. લંડનની એક સભા ખાસ નિમંત્રીતો માટે હતી અને એમાં જાણીતા વિદ્વાનો આવ્યા હતા, એમાં કેટલાક સંસ્કૃત જાણનારા પણ હતા. એડિનબરોમાં પત્રકારો મળ્યા, ને એમણે વેદાંત વિષે ઘણા પ્રશ્નો પૂછ્યા, ગ્લાસગોની સભામાં જણાવવામાં આવ્યું કે આવી સભાઓ વારંવાર થતી હોય તો કેવું સારું ! ઠેરઠેર લોકોને ઉદાર મત કેળવવાની ઇચ્છા હતી, વધુ જાણવાની જિજ્ઞાસા હતી.

ચાલ્યા ડેન્માર્ક. સભાનો હોલ ચિક્કાર. હિન્દુસ્તાન જઈ આવેલા માણસો ચાહીને આવેલા. જે પ્રદેશમાં રહેલા ત્યાંની ભાષામાં વાત પણ કરે. આગળ નોર્વે. હિંદી કચેરીએ ગોઠવેલી એક સભામાં બીજા આઠ દેશના અધિકારીઓ ખાસ હાજર રહેલા. પ્રશ્નોની પરંપરા ચાલે ને સભાને અંતે મુક્તકંઠે હર્ષ જાહેર કરે. નોર્વે સહાયક સંઘવાળા શ્રી લુંડ કહે : 'હું કાશી ગયો ત્યારે કોઈનો પરિચય નહિ, પૈસા પણ નહિ. એટલે કોઈ કે રામકૃષ્ણ સેવાશ્રમમાં જવા કહ્યું. અને ત્યાંના સ્વામીએ તરત જ અતિથિ તરીકે મને સ્વીકારી લીધેલો. અતિથિ દેવો ભવ એ સત્ય છે. આર્થર કોસ્લરે એક પુસ્તકમાં હિન્દી સંસ્કૃતિ વિષે કેટલુંક જૂઠાણું લખ્યું છે. એનો જવાબ આપવાની સ્વામીને તક પણ મળી. ત્યાંથી સ્વીડન, પછી

ફિનલેન્ડ. હિંદી કચેરીવાળા શ્રી ખુરાણાની પત્ની મલાયાનાં મુસ્લિમ બાનુ છે. એમનો નાનો ચૌદ વર્ષનો મહાદેવ નામનો દીકરો ગ્લાસીઅરની લશ્કરી શાળામાં ભણે છે. અહીંની સભામાં કહે છે કે પ્રશ્નો તૈયાર કરેલા પણ ભાષણ એવું ગમી ગયું કે શંકાઓ રહી નહીં. પાછા હોલેન્ડ. અહીંની કોલેજના પ્રોફેસરોની સભામાં મી. પોલ્ડરમાન હતા, એમણે પોતાનું નામ હવે 'રામ' રાખ્યું છે. ભારતમાં આવી ગયા છે. મીસ લ્યુઝી સ્લ્યુતરમાન સ્વામી સિધ્ધેશ્વરાનંદજીનાં શિષ્યા છે. એ હેગથી ખાસ આવ્યાં હતાં. સભામાં સ્વામીજીએ કહ્યું : 'ઓગણીસમી સદીમાં જે બીજ નંખાયાં તેનો ફાલ હવે વીસમી સદીમાં ઊતરશે. અને પશ્ચિમનું વિજ્ઞાન તથા પૂર્વની આધ્યાત્મિક સંપત્તિનો સુમેળ સાધી શકાશે.' હેગમાં શ્રીમતી કલેર લીન્ડીજરને મળ્યા, એ બાઈ શ્રી રામકૃષ્ણની ભક્ત છે. એમણે પૂજાઘર બનાવ્યું છે ને એમાં શ્રી રામકૃષ્ણ શારદાદેવી અને સ્વામી વિવેકાનંદની છબીઓ મૂકી છે. એ બાઈએ 'શ્રી રામકૃષ્ણનાં સંતાનો' માટે એક બંધ પરબીડિયામાં ચૂપચાપ દોઢસો રૂપીઆ ભેટ કર્યા. અહીં શક્તિ નામની ૧૧ વર્ષની એક છોકરી મળી. સિંગાપુરના આશ્રમમાં દુર્ગાપૂજા થઈ ત્યારે એ કુમારી સરસ્વતી તરીકે પૂજાયેલી ! અહીંના શાંતિપ્રાસાદમાં ગાંધીજીની પ્રતિમા રાખેલી છે.

પાછા બેલ્જીઅમ. વેદાંત જાણનારા અને રામકૃષ્ણ–વિવેકાનંદનું સાહિત્ય વાંચનારા માણસો મળ્યા. માદામ ડેલફોર્ટના મકાનમાં શ્રી રામકૃષ્ણનું પૂજાઘર પણ જોયું. જર્મનીની એક સભાને અંતે પ્રો. વુલ્ફે ચર્ચા કરી કે રામકૃષ્ણ વેદાંતી નહોતા. આ વિષય ઉપર તેઓ એક પુસ્તક તૈયાર કરી રહ્યા છે ! રસ પણ ખરો ને અભ્યાસ પણ ખરો.

ત્યાં તુબિન્જેનની વિદ્યાપીઠમાં આર્યધર્મના સંસ્કૃત જાણતા પ્રાધ્યાપક ફૅાનગ્લેસેનાપ અને પ્રો. પૌલથિયેમ મળ્યા. બંને દિલ્હીમાં પહેલાં મળ્યા હતા. હાઈડલબર્ગની વિદ્યાપીઠમાં રેવ. કાપર્સ મળ્યા. એ ભાઈ પોંડિચેરીના શ્રી અરવિંદ આશ્રમમાં ૭ મહિના રહેલા છે. અને વેદાંત તથા શ્રી રામકૃષ્ણ—વિવેકાનંદના સાહિત્યના ઘણા રસિયા છે. અહીં ચાળીસેક હિંદી વિદ્યાર્થીનું જૂથ મળ્યું. સહુને અને ખાસ કરીને વિદ્યાપીઠોને સ્વામી વિવેકાનંદની જન્મશતાબ્દિની ઉજવણી અંગે માર્ગદર્શન કરાવ્યું. પરિણામે બીજે દિવસે વિદ્યાર્થીઓ ઉતારે ખાસ મળવા આવ્યા. ત્યાંથી ફ્રાંકફુર્ટ ગયા. અને કુ૦ હાન્ના રિત્શે સ્વાગત કર્યું. જવાહરલાલને ગ્લાઈડર ભેટ આપવા જર્મનીએ આ કુમારિકાને ભારત મોકલી હતી, ત્યારે એ દિલ્હીના આશ્રમે આવી હતી. ત્યાંથી પુસ્તકો મેળવેલાં તેનો અભ્યાસ ચાલુ હતો. યોગાસનો અને ધ્યાન શરૂ કર્યાં હતાં. દશમા સૈકાના સાધુઓના મઠમાં આ આસનો ત્યાં ઘણાં લોકપ્રિય હતાં એમ તેણે જણાવ્યું. ત્યાંના પ્રો. રાઓ બે વર્ષ શાંતિનિકેતનમાં રહી આવેલા હતા. પ્રો. હેરફ્રાહોટ ચીની, જાપાની ને સંસ્કૃતના પંડિત છે. એમણે ગીતા તેમજ ઉપનિષદ્‌માંથી કેટલાય શ્લોકો શુદ્ધ ઉચ્ચારે ગાયા. પ્રો. હાર્લિરે ઘણી નોંધો ઉતારી લીધી અને છાપામાં પ્રગટ કરવા જણાવ્યું. ગોટેન્જનમાં આર્ય વિદ્યાની સંસ્થામાં પહોંચ્યા ત્યારે ધૂપસળીની સુગંધ પસરી રહી હતી. હિંદુ અને બૌદ્ધધર્મના મહાપુરુષોની પ્રતિમાઓ તથા ગીતા અને ઉપનિષદના મંત્રોથી ઓરડો શણગારેલો હતો. હામ્બુર્ગમાં શ્રી રામકૃષ્ણનાં વચનામૃતોનું પ્રસિદ્ધ થયેલું પુસ્તક જોયું. વિવેકાનંદનાં પુસ્તકોના જર્મન અનુવાદો જોયા અને વાલ્મિકીના રામાયણનો જર્મન અનુવાદ પણ જોયો. પ્રો. લુડવીગ આલ્સડોર્ફ સંસ્કૃત ભાષાના અભ્યાસી છે. અને જૈન સાહિત્યના નિષ્ણાત બન્યા છે. એમણે ઘણી ચર્ચાઓ કરી.

ત્યાંથી વિયેના. પછી પોલેન્ડ. અહીં એક વિદ્યાર્થીએ બંગાળના કવિ વિદ્યાપતિનાં ગીતો ઉપર અભ્યાસ કરી ડૉક્ટરેટ મેળવી છે. અહીં એક વાંડા દિનોસ્કા નામની બાઈ જે અદ્યારમાં ઉમાદેવી તરીકે રહી હતી તેણે કરેલા ઘણા અનુવાદો જોયા. આ પુસ્તકોનો ખાનગી રીતે સારો પ્રચાર થયો છે. ચૅકોસ્લોવાકિયામાં



સામ્યવાદ ને વેદાંતની ગંભીર ચર્ચા થઈ. માત્ર સ્વપ્ન-દર્શન પછી શ્રી રામકૃષ્ણનું તૈલચિત્ર દોરનાર શ્રી ફ્રેન્ક દ્રોરાકનાં બહેનની મુલાકાત લીધી. પ્રાહામાં વ્યાખ્યાનોને અંતે પ્રશ્નાવલિ ચાલી એમાં લોકોએ શ્રી રામકૃષ્ણનો એમને કાજે શો સંદેશો છે એ પૂછ્યું. અને સમાજની ભૌતિક પ્રગતિ સાથે આંતરિક વિશુદ્ધિ અને આધ્યાત્મિક શક્તિ જોઈએ તે સમજાવ્યું. જગતની સહુ પ્રજાઓ માટે શ્રી રામકૃષ્ણનો સંદેશ એક જ છે એમ જણાવી, હિંસા, ઝનૂન અને ઘર્ષણો દૂર કરવા આગ્રહ કર્યો. નિરાંતનો સમય કેવી રીતે વ્યતીત થાય છે એના ઉપર પ્રજાની સંસ્કૃતિનો આધાર રહે છે.

સ્વીત્ઝરલેંડ પહોંચ્યા ત્યારે જૂન માસની ૨૪મી થઈ હતી. ડૉ. મોરિસ મર્હોટ કહે કે રોમાં રોલાંએ લખેલું શ્રી રામકૃષ્ણનું જીવન એમણે રશિયન ભાષામાં ઉતાર્યું છે, શું એ રશિયામાં પ્રસિદ્ધ કરવાની રજા મળી શકશે? ઝુરિચમાં ગૌરી અને શારદા નામની બે બ્રહ્મચારિણીઓ સ્વાગત કરવા આવી હતી, પારીસ પાસે ગ્રેટ્ઝના આશ્રમની ફ્રેન્ચ સન્નારીઓ ત્યાંથી મોટરમાં નીકળી હતી. જર્મનીની ફ્રોલિન ક્રિસ્ટા મળી, એ શ્રી રામકૃષ્ણની ભક્ત છે. ત્યાંની યોગ સ્કૂલના ડિરેક્ટર શ્રી સેલ્વારાજન યેસુદિમાં મળ્યા. એ બુડાપેસ્ટમાં હતા ત્યારની વીતકકથાઓ કહી અને યોગમાં લોકોને કેવો રસ પડે છે તે પણ જણાવ્યું. એમણે શ્રી રામકૃષ્ણ–વિવેકાનંદના સાહિત્યનો સારો અભ્યાસ કર્યો છે, હઠયોગ જાણે છે. યોગથી શારીરિક સુધારણા કરવાની પદ્ધતિ સમજાવતાં એ સાથે સાથે આંતરિક વિશુદ્ધિ ઉપર ખાસ ભાર મૂકે છે. જીનીવામાં નિત્યબોધાનંદ અને શ્રીમતી જેક્વીલીન બાઉમાન મળ્યાં. અને એના પતિ ડૉ. બાઉમાન ગ્રેટ્ઝના આશ્રમના સંપર્કમાં છે, અને જીનીવામાં ત્રણ વર્ષ પહેલાં નિત્યબોધાનંદ આવ્યા ત્યારથી એમના સહાયક છે. અહીં બુદ્ધના શાશ્વત સંદેશ ઉપર વ્યાખ્યાન થયું.

ત્યાંથી સ્પેન પહોંચ્યા. અહીં પણ શ્રી રામકૃષ્ણના પ્રશંસકો ને ભક્તોને મળ્યા, સભાઓ થઈ. ત્યાંથી ફ્રાન્સ. અહીંની એક સભામાં ઈશ્વરને માતૃરૂપે સમજવાની વાત કરી અને શ્રી રામકૃષ્ણને ઘણું પ્રિય એ 'મા આછે આર આમિ આછિ'વાળું ગીત ગાયું. ૭૦ મિનિટની સભા પછી કલાક તો ચર્ચા ચાલે. પારીસ થઈ ને પાછા લંડન ગયા. ત્યાંના આશ્રમ-મંદિર માટે એક અંગ્રેજે ૨૪૦૦૦ પાઉન્ડ આપ્યા હતા, અને બીજા ૪૫૦૦૦ પાઉન્ડ ઉમેર્યા, પણ નામ જાહેર કરવાની ના પાડી! આશ્રમની શિષ્યાઓ સભા આગળ શ્રી રામકૃષ્ણ–વિવેકાનંદનું સાહિત્ય વેચવાનું કામ કરતી હતી. લંડનમાં આશ્રમ છે, એટલે લોકોમાં આ કાર્ય વિષે સારો સદ્ભાવ થયો છે.

૧લી ઑગસ્ટે મોસ્કો. ટોલ્સ્ટૉયે શ્રી રામકૃષ્ણ-વિવેકાનંદમાં ઘણો રસ દાખવેલો, અને ગાંધીજીનો દક્ષિણ આફ્રિકાની સરકાર સાથેનો પત્રવહેવાર વાંચેલો. મદ્રાસના 'બ્રહ્મવાદિન' માસિક દ્વારા પ્રગટ થયેલ શ્રી રામકૃષ્ણ પરમહંસના વચનામૃતોના પુસ્તકમાં ટોલ્સ્ટૉયના મંત્રીની નોંધ છે કે આ પુસ્તકમાં ટોલ્સ્ટૉયે પેન્સીલથી નોંધો કરી છે ને ૧૯૧૦માં વંચાયું હશે. એમના પુસ્તકાલયમાં હિંદી તત્ત્વજ્ઞાનનાં ઘણાં પુસ્તકો છે. ઉપનિષદ, રામાયણ અને બુદ્ધની જીવનકથાથી તેઓ પ્રભાવિત થયા હતા. સમકાલીન એવા વિવેકાનંદનાં લખાણો ખૂબ ધ્યાનથી વાંચતા. ૧૯૦૮ની જુલાઈની ૪ થીએ નોંધ છે કે 'સ્વામીજીનું આત્મા અને પરમાત્મા ઉપરનું અદ્ભુત પુસ્તક વાંચ્યું; રાજયોગ પણ વાંચેલું. આનું ભાષાંતર કરવું જોઈએ, જાતે જ કરીશ એમ ઇચ્છા છે.' એમણે અભેદાનંદનું 'ધ વે ટુ બ્લેસેડનેસ' રશિયનમાં ઉતાર્યું હતું. હિન્દ અને રશિયા વચ્ચે ટૉલ્સ્ટૉય એ મોટી કડી છે. સ્વામીજીનાં આઠ ગ્રંથો રશિયનમાં ઉતારવા યત્ન થઈ રહ્યો છે, પહેલાં ભાષાંતરો થયેલાં પણ હવે એ અપ્રાપ્ય છે. લેનિનગ્રાડની વિદ્યાપીઠમાં ત્રીસ રશિયન વિદ્યાર્થીઓ સંસ્કૃત શીખી રહ્યા છે. પ્રો. કલ્યાણોફ મહાભારત

શશિકાન્ત ચીમનલાલ જરદોસ

# કવિ 'મજરૂહ' સુલતાનપુરી

ઉર્દૂ સાહિત્ય કેના જે ખુમારીભર્યા સાહિત્યકારોથી વિખ્યાત છે, જોશીલું છે, પ્રવાહી છે તેમાં કવિ 'મજરૂહ'નો પણ ફાળો છે. ઉર્દૂ સાહિત્યના અભ્યાસુ લેખક કવિનો અને તેમનાં સર્જનનો અહીં ઊર્મિનાં વાચકો માટે પરિચય આપ્યો છે...

'મજરૂહ' નો અર્થ છે ઘાયલ.

મજરૂહે ગઝલના માધ્યમને ઊંડા અભ્યાસ અને તત્ત્વગ્રાહી નિષ્ઠાથી અપનાવ્યું. શાયરીના સ્થૂલ અંશો દૂર કરી. તેણે તેને જીવંત અને લોકપ્રિય બનાવી.

શાસ્ત્રકથન અનુસાર સજ્જનની સંગત, અલ્પ સમયની પણ, શ્રેયસ્કર હોય છે. સ્વર્ગસ્થ 'જિગર' મુરાદાબાદી સાથેના પંદર વરસના સહવાસથી અને તેમના સતત માર્ગદર્શનથી મજરૂહના કાવ્યસર્જનને મોટો લાભ થયો.

સુંદર યોગાનુયોગ માની શકાય, કે, ક્યાં મજરૂહનો એક પોલિસ કોન્સ્ટેબલને ત્યાં જન્મ, ક્યાં સનદી હકીમની ધંધાદારી તબીબી તાલીમ, ક્યાં જિગર મુરાદાબાદી સાથેનો તેમનો સાહિત્યસંપર્ક, ક્યાં રંગરાગની ફિલ્મી મેનકાસૃષ્ટિ, અને ક્યાં ઉચ્ચ સ્તરની ઉર્દૂ શાયરી !

ક્યાં આજમગઢ, યૂ. પી., નું પરોઢ—ક્યાં મુંબઈની સાંજ ! આ બધા પ્રસંગોની ક્રમબદ્ધ પરંપરા પોતે જ કોઈ ચલચિત્રના કથાનક જેવી સુરમ્ય લાગે છે !

એમ તો ન કહી શકાય કે ફિલ્મી જગતમાં આવવાથી મજરૂહને પ્રતિષ્ઠા મળી. મજરૂહની પ્રતિષ્ઠા તે પહેલાં મેળવાઈ ચૂકી હતી.

સાહિર લુધ્યાનવી, શકીલ બદાયૂની, કૈફી આઝમી, કતીલ શિફાઈ, શૈલેન્દ્ર વગેરેના આગમનથી ફિલ્મી જગતમાં એક નવી જ ચેતનાનો સંચાર થયો.

અનેક પ્રલોભનો અને ભયસ્થાનો હોવા છતાં મજરૂહે ફિલ્મી દુનિયાને વર્જ્ય ગણી નહીં—પરંતુ સાથે સાથે પોતાની સાહિત્યસાધનાને અન્યાય થવા દીધો નહીં.

આ વસ્તુ ખાસ અભિનંદનીય છે

મજરૂહને ગઝલના માધ્યમ પ્રત્યે પૂર્ણ શ્રદ્ધા છે પરંતુ અંધ શ્રદ્ધા નથી. ગઝલની ક્ષતિઓ અને દૂષણોથી મજરૂહ અજાણ નથી.

---

રશિયનમાં લખી રહ્યા છે, આદિ પર્વ (૩૦૦૦ નકલ) અને સભા પર્વ છપાય છે. વન પર્વ એમના વિદ્યાર્થીઓ લખે છે ને વિરાટ પર્વ પોતે. ગીતાનાં ભાષાંતરો વધારે થયાં છે. બીજાં પુસ્તકો પણ પ્રસિદ્ધ થયાં છે. નળાખ્યાન, સાવિત્રીનું આખ્યાન, તુલસીદાસનું રામાયણ વગેરે કામ થયું છે. કઠોપનિષદ્ શરૂ કરવા એમને સૂચના કરીને એ કામ હવે ચાલુ થશે. ટોલ્સટૉયના નિત્યમનનના પુસ્તકમાં શ્રી રામકૃષ્ણનાં વચનોનો સમાવેશ થયો છે.

*

૮-૮-૬૧. રાતે ૧૦ વાગે મોસ્કોની વિદાય. સવારે ૨-૩૦ વાગે તાશકંદ. પછી હિમાલય ઉપર ફૂટતું સવાર, ને સવારે ૭ વાગ્યે પાછા દિલ્હી. આમ ચાર માસની યુરપયાત્રા થઈ, યુરપે ભારતના વિદ્વાન સંન્યાસનાં દર્શન કર્યાં. એમાંથી એક એવી વાત પ્રકાશમાં આવી કે ભારતીય વિચાર પરંપરા ઝીલવા યુરપનો બુદ્ધિશાળી વર્ગ તૈયાર છે, અહીંનાં તત્ત્વજ્ઞાન વિષે એમને માન છે, એની જરૂર જણાય છે. જે કોઈ અહીંથી ત્યાં જઈ સમજાવે તેનું સન્માન કરવા રાજી છે. એમને આશ્રમો ખોલવા છે. વર્ગો ચલાવવા છે, ધ્યાન ધરવું છે, ચિંતન કરવું છે.

ભારતના યુવાનો આવું કામ ઉપાડી શકશે ? આ સવાલ આખું જગત આ દેશને પૂછી રહ્યો છે. જ્ઞાન અને ભક્તિનો પ્રકાશ લઈ, બ્રહ્મચારી બની, જગત ભરમાં ઘૂમવા કોણ તૈયાર છે ? ક્ષેત્ર તૈયાર છે ને સમય રાહ જોઈ રહ્યો છે.

★



ગઝલની સંકુચિતતા, કૃત્રિમતા અને આજના ભૌતિક યુગમાં તેની કંઈક અપ્રાસંગિકતા વગેરે દોષો મજરૂહને ખટકે છે.

મજરૂહ માને છે કે આ દોષોનું નિવારણ કરવું એ જ હાલ તો ગઝલની રચનાત્મક સેવા છે એમ કહી શકાય. —નહીં કે ગઝલની અપ્રસ્તુત પ્રશંસા કર્યા કરવી અથવા બીજા હાથ પર તેનાથી પૂર્વગ્રહ રાખી તેની અવગણના કરવી.

ગઝલમાં વાસ્તવવાદ લાવવાનું તથા ગઝલની સીમા વિસ્તૃત કરવાનું આજે અનિવાર્ય છે. સમાજના ઉચ્ચ સ્તરમાં આજે શાયરીના નામથી કંઈક સકારણ ઘૃણા છે.

સસ્તો પ્યાર, સૌન્દર્યના નામથી અંગોપાંગનું અતિરેક-યુક્તાહીન કોટિનું વર્ણન, માયાવી અટપટી પ્રેમસૃષ્ટિ, નિસાસા, રુદન, કલ્પાંત ભારોભાર અતિશયોક્તિ અને બૌદ્ધિક વિલાસને લોકો ગઝલ માની બેઠા છે!

ગુલાબની પાંદડીથીયે નાજુક હોઠ, પાતળી થતાં થતાં છેક અદ્રશ્ય જેવી બની ગયેલી કમર, ગોરા મુખડા પર કાળા નાગ જેવી અલકલટ, હૃદયના સો ટુકડા, કલ્પિત પ્રિયતમાના કલ્પિત જુલમો—આ બધાનું હવે કોણ પ્રશંસક છે?

વિરહ મિલનનાં રોદણાં રડનાર કવિઓને મરણ પામ્યે એક યુગ વીતી ગયો છે!! અને તેમની પાછળ રડનાર કોઈ નથી.

આગલા જમાનાના કવિઓને ખોટું ન લાગે તે જ કારણસર ગઝલને હજી અવાસ્તવિક જ રહેવા દેવી છે?—અને એમ અવાસ્તવિક રહેવા દેવાનું શક્ય છે ખરું?

'મારું ચાલે તો ગઝલને તેના નકશીકામવાળા દીવાનખાના અને રાજભવનમાંથી, કાશ્મીરના નિશાત અને શાલીમારમાંથી, લખનૌના કેસરબાગ અથવા કોઈ કાલ્પનિક ઈન્દ્રપુરીના રંગમહેલમાંથી કાઢીને, કોઈ મિલ અથવા ફેક્ટરીના અથવા સ્ટેશનના દરવાજા પર શહેરના રાજમાર્ગ પર અથવા ગામડાંની ગલીકુંચીઓમાં તીર્થસ્થાનોમાં અને મેળાઓમાં જઈને મૂકી દઉં!'

અને વાસ્તવમાં મજરૂહે તેમ કર્યું પણ ખરું!

તેથી મજરૂહની કવિતાનો નાયક કોઈ ગયો ગુજર્યો શાહજાદો નથી પરંતુ એક મજૂર અથવા કિસાન છે. પોતાની પ્રિયતમાને શણગારવા માટે મજૂર મશીન પર રંગીન મલમલ વણતો જાય છે અને ગીત ગણગણે છે:

'મનચલે બુનેંગે અબ રંગોબૂકે પૈરાહન
અબ સંવર કે નિકલેગા હુસ્ન કારખાને સે'

તે જ પ્રમાણે કિસાન પણ પોતાના ગૌરવથી અજાણ નથી. હીરા અને મોતી કરતાં પણ કીમતી ઘઉં ચોખા જેવા ખજાનાને તે માટીમાંથી બહાર કાઢે છે—ભરલખ ભરપૂર પાક ઊતર્યાથી આનંદમાં ઉત્સવ મનાવે છે નાચે છે ગાય છે:

'અહલે દિલ ઉગાએંગે ખાક સે મહો અંજુમ
અબ ગુહર સુબક હોગા જલકે એક દાનેસે'

હવે ધરતી નાચશે, આકાશ નાચશે, પર્વતોની વચમાંની ઊંડી ખીણ પાણીની માફક, સંગીતના પ્રવાહથી, ઊભરાઈ જશે.

'અબ ઝમીન ગાએગી હલ કે સાઝ પર નગ્મે
વાદીઓમેં નાચેંગે હર તરફ તરાને સે'

જીવનમાં વિષાદ છે, તેથી મજરૂહની કવિતામાં પણ વિષાદ છે. પણ સાથે સાથે પ્રયત્નશીલતા અને ભદ્રભાવના પણ છે. જીવનને આદર્શની કસોટી પર કસીને મજરૂહ માનવજાતિની કલ્યાણકારી ભાવના વ્યક્ત કરે છે.

વાસ્તવવાદી હોવા છતાં તેમની કવિતાનો ગુરુમંત્ર પ્રેમ છે. જીવનની કળા—મજરૂહના કાવ્યનો મુખ્ય વિષય છે.

જીવનના કુરુક્ષેત્રમાં મજરૂહના પગ ડગમગતા નથી. જીવનમાં માત્ર વિલાસ અને રંગરેલી શક્ય નથી. જીવનમાં ડગલે અને પગલે સંઘર્ષ છે.

પરિણામે મનુષ્યજીવન કદી પણ સહેલું નથી—સુખમય નથી.

મુસીબતોનું આવવું અને ચાલ્યા જવું એ શ્વાસોચ્છ્વાસ જેટલું જ નૈસર્ગિક છે.





'એકસ કી તબાહી કે સામાન હજારોં હૈં'
દીપક તો અકેલા હૈ તૂફાન હજારોં હૈં.'
ઝંઝાવાતોમાં પણ સ્વસ્થ રહીને માથા પર વાંકી ટોપી મૂકી ખુમારી અને બેપરવાઈથી હસવું, નિર્ભયપણે પોતાનું કર્તવ્ય અદા કરવું એ વીર ધીર મનુષ્યનું લક્ષણ છે !

'સર પર હવાયે ઝુલ્મ ચલે સૌ જતન કે સાથ
અપની કુલાહ કજ હૈ ઉસી બાંકપન કે સાથ'

ગઝલમાં મજરૂહ, માત્ર જીવનના એક અધૂરા અંશની નહીં પણ સમગ્ર જીવનદર્શનની શક્યતા જોઈ રહ્યા છે. જીવન માત્ર પ્રેમ અને સૌન્દર્ય પૂરતું બંધિયાર નથી. કવિના શબ્દોમાં,

'ઝિન્દગી સિર્ફ મુહબ્બત નહીં કુછ ઔર ભી હૈ.'

ગીત અને નઝમની માફક ગઝલને પણ મજરૂહે સામાજિક સંઘર્ષ વ્યક્ત કરવાનું શક્તિશાળી માધ્યમ બનાવી દીધી—એક નવો જ ચીલો એમણે પાડ્યો.

મજરૂહને પ્રયોગાત્મકતા ગમે છે—પરંતુ ગૂઢતા અથવા અસ્પષ્ટતા નહીં.

સરળ સાહજિક સ્વાભાવિક ભાષાનો તેમનો આગ્રહ છે.

સુંદર માર્મિક રીતે તેઓ કહે છે—જાણે તેમને કોઈ જાતનો પ્રયાસ ન કરવો પડતો હોય !

હૃદયના ઉદ્ગાર જ જાણે કવિતા બની સીધા ઊતરી આવતા હોય.

મજરૂહે જીવનયાત્રામાં પોતાના અંતઃકરણને માર્ગદર્શક બનાવ્યું કોઈને પોતાના માર્ગદર્શક બનાવ્યા નથી, અને પોતે પણ કોઈના માર્ગદર્શક બન્યા નથી. છતાં લોકો એમની પાછળ પાછળ ચાલવા લાગ્યા અને જાણે એક મોટો સંઘ બની ગયો !

'મૈં અકેલા હી ચલા થા જાનિબે મંઝિલ મગર
લોગ સાથ આતે ગયે ઔર કારવાં બનતા ગયા'

મજરૂહે માર્ગદર્શકોને ભૂલા પાડી નાખ્યા !

'તુઝે ન માને કોઈ તુઝકો ઇસસે ક્યા મજરૂહ ?
ચલ અપની રાહ ભટકને દે નુકતાચીનોંકો'

જીવનનો અને કળાનો સુંદર સમન્વય તેમની કવિતામાં છે. શબ્દોની છટા અને અલંકારોના ઠાઠને બદલે તેમનો આગ્રહ ભાવનાઓની સંપૂર્ણતા અને ભાષાની પ્રભાવપૂર્ણતા તરફ વિશેષ છે.

તેથી તેમનાં કાવ્યોમાં સરળતા સ્વાભાવિકતા, હૃદયગ્રાહિતા અને મીઠું દર્દ છે.

મજરૂહ પ્રકૃતિએ વિદ્રોહી છે. તેઓ ગરીબાઈના દુશ્મન અને મૂડીવાદી શોષણના કટ્ટર શત્રુ છે.

દુકાળ ભૂખમરો બેકારી મોંઘવારી અસહાયતા વગેરે બરછટ વિષયોને તેમણે પૂરી આસાનીથી અપનાવ્યા છે—એટલું જ નહીં પણ કવિત્વપૂર્ણ બનાવી દીધા છે.

પોતાના કાવ્યસર્જન માટે વિષયની પસંદગીમાં મજરૂહ કદી પણ સ્થાયી–અસ્થાયીની દ્વિધામાં પડ્યા નથી.

પૂરા વ્યક્તિત્વ અને બૌદ્ધિક ચેતનાથી તેમણે જે કોઈ સાહજિક ઉપલબ્ધ વિષય પર સર્જન કર્યું તે સામયિક હોવા છતાં, ક્ષણિક આવેશમાં નહીં પણ પૂરી આત્મનિષ્ઠાથી કરવાને લીધે, સ્થાયી મહત્વનું બની ગયું.

'દરહમેં મજરૂહ કોઈ જાવેદાં મઝમૂં કહાં ?
મૈં જિસે છૂતા ગયા વો જાવેદાં બનતા ગયા'

જે સાહિત્યમાં યુગના આત્માની ઝલક હોય તે સ્થાયી છે.

'નયા હૈ જાવેદાં મજરૂહ જિસમેં રહે સાઅત હો
કહા કિસને મેરા નગ્મા ઝમાને કે ચલન તક હૈ'

જ્યાં સુધી હૃદય આર્દ્ર નહીં હોય—કવિતા શક્ય નથી. શાયરીનો ઉદ્ભવ, પ્રેમના ઉદ્ભવની માફક, અંતરમાંથી થાય છે; પતંગિયું માત્ર મીણબત્તીની જ્યોતિનું ઓશિયાળું નથી ! મીણબત્તી ન પણ હોતે તો પણ પોતાના હૃદયની આગથી જ પતંગિયું બળી મરતે એ નિશંક છે.

'જલન હૈ દિલકી, નહીં ઔર આગ દીવાને
ચિરાગ હો કિ ન હો જલ બુઝેંગે પરવાને'

મજરૂહનાં કાવ્યોમાં વિષયોની વિવિધતા છે, વર્તમાન જીવનનું દર્શન ચિંતન છે—કંઈક આધ્યાત્મિક ઝલક પણ છે. તેમને નિસર્ગમાં પણ પોતાનું જ પ્રતિબિંબ દેખાય છે.

'નઝઝારા હાયે દહર બહુત ખૂબ હૈં લેકિન
અપના લહૂ ભી સુરખીએ શામો સહર મેં હૈ'

જગતમાં સૌંદર્ય કદી ઉપેક્ષિત રહી શકયું નથી. પ્રેમ

એ. રોલ્કસોવ

# પૃથ્વી ધરીની આસપાસ કેમ ફરે છે?

ભૂગોળમાં ભણીએ છીએ એટલે વધુ જાણવાની પરવા કર્યા વિના માની લઈએ છીએ કે પૃથ્વી ધરીની આસપાસ ફરે છે. આ લેખમાં એ વિશે વિગત પ્રચુરતા સાંપડે છે...

દિવસ પછી રાતે આવે છે—અને એ શા માટે બને છે તેની બધાને ખબર છે. પૃથ્વીને તેની રોજિંદી ગતિ છે—અથવા તેની ધરી આસપાસ ફરે છે.

પરંતુ પૃથ્વી આમ શા માટે ફરે છે તે બધા કહી શકતા નથી. આ બાબતમાં ખૂદ વૈજ્ઞાનિકોમાં પણ મતભેદ છે—જો કે એમાં કંઈ નવું નથી. પૃથ્વીના પરિભ્રમણના આ રહસ્યને આખી ગ્રહમાળાની ઉત્પત્તિ સાથે સીધો સંબંધ છે. આ અંગે પણ આપણે કેવળ અનુમાનો જ બાંધવાં પડે છે.

સૌથી પહેલાં સૂર્યની આસપાસ અને સૂર્યની ગ્રહમાળા-થીયે દૂર, વાયુ અને ધૂળનાં વાદળો છવાએલાં હતાં, ક્રમશઃ વાદળમાંથી નાના કણો બંધાવા લાગ્યાં અને પછીથી તે વધુ મોટા બનતા ગયા—અને એકબીજાને આકર્ષવા લાગ્યા. અને આખરે તેમને હાલનું, ગ્રહોનું સ્વરૂપ સાંપડયું—આ બધી ક્રિયા ગુરુત્વાકર્ષણના નિયમ હેઠળ થઈ.

આ એક અનુમાન છે. આ અનુમાનમાં જે ખૂટતી કડીઓ હતી તે તાજેતરમાં વૈજ્ઞાનિકોએ પૂરી છે.

આવી એક કડી છે—ગ્રહો સૂર્યની આસપાસ અને પોતાની ધરીની આસપાસ શા માટે ફરે છે અને એક જ દિશામાં શા માટે ફરે છે? આ પ્રશ્નના પૂર્વાર્ધનો જવાબ સહેલો છે. પ્રકૃતિનો એવો નિયમ છે કે કોઈપણ ગતિ, અલગ રહીને ઉદ્‌ભવ પામી શકે નહીં. જુદા જુદા પદાર્થો વચ્ચે તેની પુનર્વહેંચણી થઈ શકે. બીજા શબ્દોમાં કહીએ તો, જે કણોના ગ્રહો બન્યા તેમણે તેમની ભ્રમણગતિ સૂર્ય પાસેથી મેળવી અને સૂર્ય તો ગેસનાં વાદળો ઘટ્ટ થયા એ પહેલાં ફરતો હતો. ગેસનાં વાદળો તો ગુરુત્વાકર્ષણનાં નિયમ અનુસાર વર્ત્યા હતાં.

ગ્રહો સૂર્યની આસપાસ શા માટે ફરે છે તે તો જાણે સમજ્યા—પરંતુ ગ્રહો તેની ધરી પર શા માટે ફરે છે? આ સવાલનો અત્યાર સુધી જે જવાબ આપવામાં આવતો હતો તે ઘણો ટૂંકો અને ગળે ઊતરે એવો નહોતો. પરિભ્રમણગતિ અને ધરીની ગતિ એમ બંને ગતિઓ એક જ પદાર્થનાં બે જુદાં અંગો છે, જે સૂર્યમાળાની ગતિનો કુલ સરવાળો છે. ગ્રહોની ધરીની ગતિએ ગૅસનાં વાદળોના મૂળ પરિભ્રમણમાંથી 'છૂટી' થઈ ગયેલી ગતિ છે.

આ ઘટનાનું મુખ્ય ગુરુત્વાકર્ષણનું દ્વિમુખી સ્વરૂપ છે. એ ગતિને કણમય અને વિદ્યુતચુંબકીય મોજાંઓનાં એમ બે ગુણ છે.

ધરીની ગતિના મૂળમાં ગુરુત્વાકર્ષણની કેવી ભૂમિકા છે તેને સ્કલોવસ્કી આ રીતે સમજાવે છે.

સૌથી પ્રથમ ગૅસનાં વાદળોના કણો, મધ્યમ અને ભારે મૂળદ્રવ્યોના અણુઓનાં જે વિદ્યુદણુ જેવી રીતે લંબ-ગોળાકાર ફરે છે તેમ અહીં પણ લંબગોળાકાર ફરવા લાગ્યા. એવી જ રીતે, અણુમાં જેમ કણો બધી

---

હમેશાં સૌંદર્યને શોધી જ કાઢે છે.

સંસારના આરંભથી આજ સુધી એ શોધનો અંત નથી, પ્રેમ સૌંદર્ય યૌવનની એક અનોખી સનાતન સૃષ્ટિ છે.

'ઇધર તુમ હસીં હો ઇધર દિલે જવાં હૈ
યે રંગીન રાતોંકી એક દાસ્તાં હૈ'

સૌંદર્ય અને પ્રેમ ગઝલના મુખ્ય વિષય છે. જ્યાં સુધી તે વિષયોનું આકર્ષણ છે—ગઝલનું પણ આકર્ષણ છે.

તેથી જ આજના કર્કશ, ઉદ્વેગી, 'બેકલ કલયુગ'માં ગઝલતત્ત્વનું મહાત્મ્ય ઓછું થયું નથી—ઓછું થશે પણ નહીં.







દિશામાં ફરે છે તેમ ફરવા લાગ્યાં—પરંતુ જ્યાં મોટા પદાર્થોને લાગેવળગે છે ત્યાં આ સામ્ય પૂરું થાય છે. જ્યારે મોલેક્યુલ—પરમાણુ માંહેના ઘટક અણુના વિદ્યુદણુ પોતાની કક્ષા બદલતા નથી. પરંતુ પછીથી જેના ગ્રહ બનનાર હતો એવા આ કણોએ તેની દિશા બદલી અથવા બીજી રીતે કહીએ તો તેમનું પરિભ્રમણ વધુ ગોળાકાર થયું. અને ગુરુત્વાકર્ષણને કારણે તેની સમતુલા જળવાઈ રહી. સમતુલા જાળવી રાખવાની આ પ્રક્રિયાને કારણે ગ્રહો બનનારા કણોની ગતિની શક્તિ અને પરિભ્રમણના વેગ, બંને પર અસર થઈ. આમ, તેમની ધરીની આસપાસ ગ્રહોના પરિભ્રમણનું વિતરણ બે અંગો દ્વારા નિયત થયું હતું. (૧) ગતિની સરાસરીની શક્તિ અને (૨) પરિભ્રમણનો સરાસરી વેગ. સાર્વત્રિક ગુરુત્વાકર્ષણના નિયમ કરતાં આ તદ્દન નવો જ સિદ્ધાંત છે જે સિદ્ધાંત અનુસાર, ગ્રહના પરિભ્રમણની ત્રિજ્યા, ગતિની શક્તિ વડે અને તેના પોતાના વજનના ઘટક અનુસાર નક્કી થાય છે. આ બે કારણોને લીધે, સૂર્યની આસપાસની ભ્રમણ-કક્ષાની ત્રિજ્યા નક્કી થઈ ગઈ. કણોની શક્તિ અને તેના પરિભ્રમણના વેગની સરાસરી, જુદી જુદી થવાથી આ બંને વચ્ચેનું અંતર એકસરખું ન રહ્યું.

હવે નવા બનેલા ગ્રહોની તમે જાતે જ કલ્પના કરો. તે ગુરુત્વાકર્ષણના દબાણથી ઘટ્ટ બનેલ હોવાને કારણે તે સૂર્યની આસપાસની તેમની દિશા બદલે છે. આમાંના કેટલાક સૂર્ય તરફ ફરે છે અને કેટલાક સૂર્યથી દૂર જતા હોય તેમ ફરે છે. પરંતુ એમના ફરવાનું પ્રમાણ તેના સરાસરી બળ જેટલું જ છે. એકવાર આ ગ્રહોએ તેનું 'નિયોજિત' સ્થાન લઈ લીધું પછી તે દરેક ગ્રહ તેની ધરીની આસપાસ ફરવા લાગે છે; અને પછી એવી ગતિ પ્રાપ્ત કરે છે જે સતત જળવાઈ રહે છે. પૃથ્વીના દાખલામાં તે સમય ચોવીસ કલાકનો છે.

આમ શા માટે? તો તેનું કારણ એ છે કે તે ગ્રહમાં ગુરુત્વાકર્ષણ દ્વારા આવેલી શક્તિ ચોક્કસ અંતર સુધી, સૂર્યના ખેંચાણ દ્વારા પૂર્ણપણે સમતોલ કરી શકાતી નથી. બીજી રીતે કહીએ તો, તે ગ્રહની તમામ શક્તિ, સૂર્યની આસપાસ પરિભ્રમણ કરવામાં જ ખર્ચાઈ જતી નથી, એટલે બાકી જે શક્તિ બચે છે તે કંઈ અલોપ ન થઈ જાય. પ્રકૃતિના નિયમો તેની વિરુદ્ધ છે. એટલે તે શક્તિનો વિનિયોગ થાય છે અને આ શેષ રહેલી શક્તિ ગ્રહને તેની ધરાની આસપાસ ફેરવે છે.

આને લીધે, દરેક ગ્રહને તેની રોજંદી અથવા ધરીની ગતિ સાંપડે છે. અને એને કારણે જ ગ્રહો સૂર્યની આસપાસ ફરતા, ફરતા, તેની ધરી પર એક જ દિશામાં ફરે છે.

તો પછી બીજો સવાલ એ ઊભો થાય છે કે દરેક ગ્રહની ધરીના ખુણાઓ જુદા જુદા શા માટે છે? આગળ ધરેલા સિદ્ધાંતમાં આ એક બીજી ખૂટતી કડી પૂરવાની રહે છે. તમામ ગ્રહો માટે શક્તિની સમતુલા એકસરખી હોવી જોઈએ કારણ કે તે એક દિશામાં અને એક જ વિસ્તારમાં ભ્રમણ કરે છે અને સૂર્યની આસપાસના તેના પરિભ્રમણ પ્રદેશમાં તેની ધરી બરોબર કાટખૂણે રહેવી જોઈએ એમ પહેલી નજરે લાગે છે. પરંતુ વાસ્તવમાં આ ખરું નથી. હા, હર્ષલની ધરી, તેની ભ્રમણકક્ષાની વિસ્તારરેખા સાથે છે. આમાં કંઈ આંતર્વિરોધ છે ખરો?

ના, એવું કંઈ જ નથી. મુદ્દો એ છે કે ગ્રહોએ, તેઓ પૂર્ણપણે ઘટ્ટ થઈ ગયા તે પહેલાં જ તેમના 'સ્થાન' લઈ લીધા હતા. આ પ્રક્રિયા દરમ્યાન, જુદી જુદી ગુરુત્વાકર્ષણ શક્તિ સાથે ગ્રહોના જુદા જુદા ભાગો એકબીજાની અથડામણમાં આવ્યા અને પરિણામે તેમની ભ્રમણકક્ષાની વિસ્તારરેખા સાથે તેમના ગ્રહમાન ધરીનો ખૂણો બદલાઈ ગયો.

આ બધી વાતનો સાર એટલો જ છે કે ગુરુત્વાકર્ષણ અંગેનો આ નવો સિદ્ધાંત, પૃથ્વી અને બીજા ગ્રહો, તેમની ધરીઓની આસપાસ શા માટે ફરે છે તેના વિષે અગાઉ હતો એના કરતાં વધુ સ્પષ્ટ ખ્યાલ પૂરો પાડે છે.





ઉનાળો અને લગ્નગાળો, શાળા-કૉલેજોની લાંબી રજાઓ અને પ્રવાસ-પર્યટણો, તેમ જ ગરમીથી ત્રાસીને પહાડી ઉપર ઠંડક મેળવવા જનારા ખમતીધરો—આ બધો ધસારો રેલગાડીઓ ઉપર જોઈને જાણે ત્રાસી જવાય છે. અને છતાં આ ભીડમાં વધારો કરવાનું કોઈ જાણે રોકી જ શકતું નથી.

શાળા-મહાશાળામાં ભણતાં વિદ્યાર્થીઓને રજાઓ પડે ત્યારે—એ રજાઓનો લાભ લઈને અનેક કુટુંબો બહારગામ, સગાવહાલાંને ત્યાં લગ્નપ્રસંગોમાં કે છેવટ હવા ખાવાના સ્થળે કે પ્રવાસે જાય છે. આવાં કુટુંબોમાં સ્ત્રીઓ અને બાળકોની તો જે કફોડી સ્થિતિ થાય છે એ દીઠી ન જાય એવી અવર્ણનીય હોય છે.

પ્રવાસનાં આપણાં સાધનોમાં મુખ્ય છે રેલગાડી. હવે દરેક રાજ્યે બસ-વ્યવહાર પણ ખૂણે ખૂણે વિસ્તારી મૂકયો છે. એટલે બસમાં મુસાફરી કરનાર પણ મોટો વર્ગ છે જ. વધુ ખમતીધર હોય તે પોતાની મોટરમાં જઈ શકે એવા દરેક સ્થળે સુંદર રસ્તા પણ બની ગયા છે. અને એથીય વધુ ખર્ચ કરી શકનાર માટે વિમાનવ્યહાર પણ સુગમ છે.

પણ આ બધું એકી સાથે જ્યારે લોકમાનસનો ધસારો અનુભવે છે ત્યારે જાણે સાવ વામણું લાગે છે. વધારાની આખી ને આખી રેલગાડીનેય કશી કારી નથી ફાવતી કે ખાસ બસ પણ પહોંચી નથી શકતી.

લગ્ન એ જીવનનો મહત્ત્વનો પ્રસંગ હોય—પણ એ પરણનાર માટે હોય એ કરતાં દૂર દૂરથી હેરાનગતિ ભોગવીને જનાર માટે તો વધુ મહત્ત્વનો બની બેસે છે. આપણી લગ્નસંસ્થા સુંદર એવું સ્થાન ધરાવે છે એટલે એને તોડી વછોડી નાખવાની આમાં વાત નથી. પણ એ સંસ્થાને જાણે આપણે સાચા અર્થમાં ભૂલી જઈએ છીએ. ખોટી ભીડ અને ખોટી હેરાનગતિ આપણે અનુભવવા માટે જાણે કમર કસીએ છીએ. ભારત-ભરમાં ગરમીના એક સરખા ધસારાને, વધુ ગરમ બનાવવા આપણે જાણે ધાડ પાડીએ છીએ.

નાની અને થોડી પણ સાચી સમજણથી આપણી વેડફાતી આ માનવશક્તિનો સંચય કરવામાં આવે તો ?

## ધુમ્રપાનની વિશિષ્ટતા !

રાજ્ય હસ્તકના બસ-વ્યવહારમાં કે સુધરાઈ હસ્તકના બસ-વ્યવહારમાં ધુમ્રપાન નહિ કરવાનાં બસની અંદર જ પાટિયાં લગાડેલ હોય છે. પણ એ લખાણોનો અમલ ઉતારુઓ કે એનો અમલ થાય છે કે નહિ તે જોનાર બસ-સંચાલક ભાગ્યે જ કરે છે.

એસ. ટી.ની બસમાં અમદાવાદ આવતાં આ તરફ ધ્યાન વધુ ખેંચાયું. ભર ઉનાળામાં બપોરે દોઢ વાગ્યે આવતી બસ ઊપડી. અમદાવાદની સુધરાઈની બસમાં તો ધુમ્રપાન કરનારને ચડતાં જ કંડક્ટર રોકે છે. જ્યારે આ બસમાં તો બસ ઊપડવાની શરૂઆત થઈ ને એક સાથે પાંચ છ ઉતારૂઓએ ગરમીમાં ગુંગળામણ કરે એવા ધુમાડાના ગોટેગોટા ફેલાવવા શરૂ કર્યા. બધા ઉતારૂઓને વંચાય એ રીતે સામે જે નિયમો લખેલા હતા તેમાં સૌથી પહેલો નિયમ અને જલદી આંખે ચડે એટલે બધા નિયમો કરતાં ત્રણ-ગણા મોટા અક્ષરે ધુમ્રપાન નહિ કરવાનું લખેલું હતું. કંડક્ટરને બોલાવીને આ નિયમની આવી રીતે અવહેલના કેમ થાય છે એ પૂછ્યું ત્યારે દરોગાની જેમ ત્રાડી ઊઠ્યો : 'બીડી કોણ પીવે છે ?' અને એ ઘડીએ તો બીડી-સીગરેટ-ચુંગી બહાર ફેંકાયાં. પણ પાએક કલાકમાં કંડક્ટર પાછળ એની જગ્યાએ ગયો કે તરત એ જ પુનરાવર્તન ! બીડી-સીગરેટ પીનારને વીનવી જોયા કે તમે પીતી વખતે બીજાનો વિચાર કરો, આપણા વાહનવ્યવહારને સરળ બનાવતી રાજ્યની આ બસના નિયમો જુઓ. પણ માને કોણ ?

છેવટે કંડક્ટરને ફરી બોલાવીને વધુ સમજાવવું પડ્યું. આ નિયમો પળાય છે કે કેમ તે જોવાની કંડક્ટરનીય ફરજ છે. પ્રજા એમાં સાથ આપે. નિયમોમાં તો લખેલું હોય છે કે બેઠકની રેકઝીનની ગાદીને નુકસાન કરનારને પોલિસને હવાલે કરવામાં આવશે. પણ લહેરથી બેઠક ઉપર જ પગ મૂકીને, બેઠક ઉપર બેઠેલાં ઉતારુના શરીરને સ્પર્શે એ રીતે પગ મૂકીને મુસાફરી કરતા ઉતારુઓય નાગરિતા જાણે ભૂલી જાય છે.

રેલગાડીઓમાંય આવું જ ચાલે છે. એમાંય દરેક ડબામાં લખેલું હોય છે કે તમારા પડોશી ઉતારુ વાંધો લે તો ધુમ્રપાન ન કરવું. ધુમ્રપાન કરનાર કરતાં એના પડોશીઓને એનો વધારે ત્રાસ થતો હોય તેથી.

ધુમ્રપાનનો આપણને વિદેશમાંથી મળેલો વારસો છે. પણ વિદેશમાં તો બાજુમાં બેઠેલ વ્યક્તિ ધુમ્રપાન કરતાં પહેલાં રજા માગે છે. સહેજ પણ અણગમો બતાવીએ કે સીધી સીગરેટ ખિસ્સામાં જ પાછી જાય ! આવી કોઈ શિષ્ટતા તો આપણે બતાવવાની બાજુ પર રહી, પણ કોઈ ધુમાડાનો ત્રાસ સહન ન કરી શકે તો ય એનો વિચાર ન કરે એ તે કઈ જાતની આ ધુમ્રપાનના યુગની વિશિષ્ટતા ?

## આત્મવંચનાની ઓથે

કીર્તિ મને રોજ કહેતી કે મારે પરણવું

નથી. હું તેનો આ નિર્ણય સફળતાથી પાર ઊતરે એમ ઇચ્છતી. અને કીર્તિ આમ લગ્નના બંધનમાં બંધાયા વિના ઘણું કામ કરી શકશે એવુંય મને લાગતું.

ધીમે ધીમે મારે ને કીર્તિને મળવાનું ખૂબ ઓછું થઈ ગયું. કીર્તિ બહારગામ ગઈ. પણ જ્યારે મળે ત્યારે એના પ્રવૃત્તિમય જીવનથી મને વાકેફ રાખતી.

અચાનક એક દિવસ એક બહેન આવ્યાં. કીર્તિ જે ગામમાં રહેતી હતી ત્યાંથી એ આવતાં હતાં. મને જાણ કરવા પાછળ એમનો કોઈ હેતુ હોય એવું મને ન લાગ્યું. પણ મને જે વાતો એમની પાસેથી સાંભળવા મળી એથી તો હું ડઘાઈ જ ગઈ.

કીર્તિ એ ગામમાં શિક્ષિકા તરીકે ગઈ હતી. નોકરી સાથે સાથે એ અભ્યાસ પણ કરતી હતી. પોતે કમાતી હતી. કુટુંબમાં કોઈ હતું નહિ એટલે એનો પૈસો એ જ વાપરે-તેવું હતું. છતાં તેની પાછળ પૈસા ખરચતા એક પછી એક પુરુષ-ચહેરા એ ગામમાં જોવા મળતા એટલે ગામમાં એક જાતનું કુતૂહલ વધ્યું. અને તેમાંય લગ્નને બંધનરૂપ માનીને પરણવામાંથી મુક્તિ મેળવતી એ વ્યક્તિ હતી એટલે ખાસ વિશેષ.

આવી આત્મવંચનાથી પીડાતી વ્યક્તિ—સ્ત્રી હોય કે પુરુષ—લગ્નથી કેમ દૂર ભાગે છે એ પણ એક પ્રશ્ન છે. આપણા સમાજની આ પણ એક એવી બદી છે કે એનો જલદી નીવેડો નહિ લાવીએ તો આપણે વધુ ને વધુ સામાજિક પતન તરફ ઘસડાતાં જઈશું.

## વેચાણની વસ્તુ !

કમુ નાની હતી ત્યારથી તેનું સગપણ જ્ઞાતિના જ કરસનભાઈના એકના એક દીકરા સાથે કર્યું હતું. તે સમયે કમુ તો માંડ સાતેક વર્ષની હશે. કમુને વળી ભણવાનું કેવું? છતાં ગામડાની નિશાળમાં બે ત્રણ ચોપડી તે ભણી. કમુનો ભાવિ પતિ ચમન ભણવામાં હોશિયાર તો નહિ પણ એસ. એસ. સી. સુધી પહોંચેલો ખરો.

કમુના માતા પિતાની આર્થિક સ્થિતિ બહુ સારી ન કહેવાય. માંડ માંડ રોટલા ભેગાં થતાં. બીજા કોઈની પાસે હાથ પસારવા જવું નહોતું પડતું. હવે તો કમુ પંદરેક વર્ષની થઈ અને એના લગ્નની તૈયારી કરવાની હતી. જ્ઞાતિરિવાજ મુજબ કન્યાપક્ષને પૈઠણ સારી એવી મળતી હતી. લગ્ન પહેલાં ચમન સાથે વાત થઈ. પરિસ્થિતિ વિચારીને તેણે કહ્યું કે પલ્લું, કપડાં વગેરે બધું હું કરીશ અને તમારે લગ્નનો ખર્ચ થાય તે પણ હું આપીશ, પછી તમારે વધારે શું જોઈએ?

કમુના પિતા મંજૂર ન થયા. તેમને તો રોકડ નાણું જોઈતું હતું. અને તે આપવા ચમનની કોઈ તૈયારી નહોતી. ચમનના પિતાને ગુજરી ગયાને પણ દોઢેક વર્ષ થયેલ. ચમન એકલો જ હતો. આજુબાજુ કુટુંબમાં પણ બીજું કોઈ નહોતું. પણ તેની મક્કમતાને કારણે એકનો બે ન થયો. કન્યા જશે તો બીજી મળશે અને નહિ મળે તો થઈ પડશે

પણ ખોટી પૈઠણ નથી જ આપવી. સામી પાર્ટીની આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ કરીને લગ્નનો ખર્ચ આપવામાં પોતાની ફરજ સમજતો હતો.

કસુના પિતાની દાઢમાં જોઈએ તેટલી રોકડ આપે એવો મૂરતિયો હતો. એટલે જ ચમનને સગપણ તોડવાની બીક બતાવતા હતા. અને ચમને ચોખ્ખા શબ્દોમાં કહ્યું કે 'સગપણ તોડીને બીજે કરવું હોય તો ખુશીથી કરો, મને તેમાં વાંધો નથી.' જ્ઞાતિના માણસોએ વચ્ચે પડીને સમાધાનનો પ્રયત્ન કર્યો પણ વ્યર્થ.

પંચાવન વર્ષનો, છ બાળકોનો પિતા વિધુર થયો હતો અને તે માગે તેટલી રકમ આપીને પંદર વર્ષની કસુને પરણવા તૈયાર હતો. બાપને છોકરીની જિંદગી હોડમાં મૂકીને પૈસા મળતા હતા. સ્વાર્થ પૈસાનો હતો. અને તાબડતોબ કસુનું જૂનું સગપણ તોડી નાખ્યું. અઠવાડિયા પછી રૂપિયા ચાર હજાર લઈને કસુને ઘરડા વર સાથે પરણાવી. ક્યાં કુમળી વયની કસુ અને ક્યાં વૃદ્ધાવસ્થાને આરે પહોંચેલો એનો પતિ....! સુધરેલો જમાનો વરતાઈ રહ્યો છે એમ કહીએ છીએ ત્યારે પણ આવાં કજોડાં જોઈએ તેટલાં દેખાય છે. શું થશે આપણી ભાવિ પ્રજાનું....! દીકરીની આટલી બધી સસ્તી કિંમત ક્યાં સુધી ....! બાપ પોતાની પૂરું કરવાની અશક્તિને કારણે દીકરીને ભોગ બનાવતો ક્યારે અટકશે !

## વહુની મિલ્કત ઉપર...

સરકારી ખાતામાં નોકરી કરનારને એક જ જગ્યાએ સ્થાયી થવાતું નથી. જ્યારે હુકમ છૂટે ત્યારે બદલીમાં પહોંચી જવું પડે છે. સમજુના પતિ ચીમનભાઈને પણ એવી રીતે બદલીમાં મહેસાણા જવું પડ્યું. પતિ–પત્ની બન્ને ખુબ ખુશ થયાં. પરંતુ ઘરનાં વડીલો નારાજ થયાં. તેમણે દીકરાને દૂર મોકલવો નહોતો અને પોતાના કહ્યામાં રાખવો હતો. વહુને રંજાડવી હતી.

કોણ જાણે પણ ચીમનનાં લગ્ન થયાં ત્યારથી જ સમજુ સાથેનું આડવેર હોય તેમ રોજ કંકાસ, સાસુનાં મહેણાં ટોણાં વગેરે ચાલ્યા કરતું. સમજુ બાપને ઘેરથી પણ ઠીક ઠીક મિલકત લાવી હતી. છતાં હજુ વધારે મેળવવાને તેમની ઇચ્છા હતી. એમની જ્ઞાતિમાં નાતમેળે છૂટું કરાવી શકાતું હતું અને તુરત બીજી કન્યા મળી પણ રહેતી. એટલે મૂળ તો તેમને ચીમનને ફરી વાર પરણાવવો હતો. ચીમને ચોખ્ખી ના પાડી. છતાં એને પણ ખૂબ રંજાડવા માંડયાં. ચીમને કહ્યું કે 'એકવાર તમે જ મને પરણાવ્યો છે. હું કન્યા શોધવા નહોતો ગયો. હોંશે હોંશે તમે લગ્ન કરાવ્યાં અને હવે કોઈ જ કારણ વગર ફરી પરણાવવાની વાતો શા માટે કરો છો ? મારે ફરી પરણવું નથી.

આ કંકાસ ચાલતો હતો ત્યાં ચીમનની બદલી થઈ. સમજુને લઈને જવાની પહેલાં તો ના પાડી. પણ તેમનું કંઈ ચાલ્યું નહિ. આઠ

દસ મહિના તો પસાર થઈ ગયા. ચીમન તેના પિતાને ઘેર જાય અગર તેના પિતા આવે ત્યારે ફરી કંકાસ થતો અને આમ ચાલ્યા કરતું.

સમજુને બે બાળકો હતાં અને ત્રીજાની તૈયારી હતી. એક દિવસ અચાનક ચીમન બહારગામ કામે જવાનું કહીને ઘરમાંથી નીકળી ગયો. આપેલ મુદત પ્રમાણે ઘેર ન આવ્યો એટલે સમજુને ચિંતા થવા માંડી. તેણે તેની પેટી વગેરે ફંફોળી તો અંદરથી એક પત્ર નીકળ્યો. તેના પિતા ઉપર લખેલ હતો. તેમની વર્તણુકથી અને ફરી લગ્ન કરવા તૈયાર નહોતો તેથી રોજના કંકાસને કારણે પોતે ઘર છોડી જઈ રહ્યો છે. કોઈ ચિંતા કરશો નહિ.

સમજુ તો ડઘાઈ જ ગઈ. બે દિવસ પહેલાં જ તે પિતાને ઘેરથી આવ્યો હતો. એને થયું કે કંઈક પરાણે હા પડાવવા પ્રયત્ન કર્યો જ હોવો જોઈએ, છતાં પણ મરદ થઈને ના-હિંમત બની બૈરી છોકરાંને રખડતાં મૂકી ચીમન નાસી ગયો તેનું સમજુને ખૂબ દુઃખ થયું. તેના પિતાને, સસરાને વગેરેને ખબર આપી. થોડો સમય એ જ ઘરમાં રહી સસરાને જરાપણ દુઃખ થયું ન હોય તેમ ઘર ફંફોળી તેમને લેવાની વસ્તુઓ લઈને ચાલ્યા ગયા. પેલો પત્ર તો સમજુએ આપ્યો જ નહિ. દીકરો તો ગયો. હવે વહુને તો બે શબ્દો કહેવાનાં પણ ક્યાં રહ્યાં! તેમ પોતાની સાથે લઈ જવા પણ તૈયાર ન થયા.

કુટુંબના ત્રાસથી કંટાળી વહુ આપઘાત કરે એવું તો બનતું આવ્યું છે, પરંતુ આ તો દીકરો જ નામર્દ થઈને ઘર છોડી ગયો.

આજે સમજુ ત્રણ બાળકો સાથે બાપને ઘેર રહે છે અને તેનાથી બનતો પ્રયત્ન કરી કામ શીખે છે, પણ દિલ તો તેનું ચીમનમાં છે. નાલાયક સસરાના સ્વાર્થને કારણે પોતાની જિંદગી બરબાદ થઈ ગઈ તે જ અફસોસ તેને રહેંસી રહ્યો છે.

આવા નિરાશાભર્યા વાતાવરણ વચ્ચે પણ સમજુ એક એવી શક્તિ મેળવવા પ્રયત્ન કરે છે કે એક નારી આજે અબળા અને અનાથ મટીને પોતાનું વ્યક્તિત્વ ખીલવી શકે છે એ સમાજ જોઈ શકે.

☆







# ગ્રામ્યજીવન અને ગ્રામ્યસમાજની વાર્તાઓનો નવો સચિત્ર સંગ્રહ

## નવો અવતાર




લેખક :
**શ્રી પીતાંબર પટેલ**
મૂલ્ય ન. પૈ. —/૭૫
[પોસ્ટેજ ન. પૈ.—/૨૦]

આપણું ગ્રામ્યજીવન આબેહૂબ વાર્તા–નવલકથાઓમાં ગૂંથી લેતા જાણીતા લેખકની 'વીર પસલી' નામની ગ્રામ્યસમાજની વાર્તાઓની ચોપડીને ગયે વરસે મધ્યસ્થ સરકારે ઈનામપાત્ર ગણી હતી. એવી જ લોકભોગ્ય સચિત્ર વાર્તાઓનો આ નાનકડો સંગ્રહ છે. ઓછું ભણેલાં અને તાજાં જ વિદ્યાર્થીઓ તેમ જ પ્રૌઢો માટે. આ વાર્તાઓ પ્રેરક અને બોધક નીવડે તેવી સુંદર શૈલીમાં લખાયેલી છે. ગ્રામ્યજીવનનાં ઊંડા અભ્યાસી અને પરોક્ષ અનુભવી એવા આ સજાગ લેખકની કલમે લખાયેલી આ નવા સચિત્ર સંગ્રહની વાર્તાઓ એટલે જ સર્વપ્રિય થઈ શકે તેવી છે.

દરેક ઘર, પુસ્તકાલય અને જાહેર સંસ્થામાં વસાવવા જેવું આ સુંદર પુસ્તક મેળવવા માટે રૂબરૂ મળો અથવા જણાવો :—

**ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિમિટેડ** ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ **અમદાવાદ,**

ચિત્રકાર : શ્રી કનુ દેસાઈ



તોફાન સાથે અમને મુહબ્બત
ને શાંતિનો છે તમને ધખારો !
કેવી અજબ છે બન્નેની હાલત;
કાંઠા અમારા, દરિયો તમારો !

•

મરીશું તો અમે ખુદ મોત માટે જાન થૈ જાશું,
રહીશું બાગમાં તો આગનો સામાન થૈ જાશું;
ઉછાળા મારીને અમને ન પાછા વાળ ઓ સાગર!
કિનારો આવશે તો ખુદ અમે તોફાન થૈ જાશું

[ શેખાદમ આબુવાલાકૃત 'અજંપો' માંથી ]

અંક ૪ : જુલાઈ '૬૨
સળંગ અંક ૩૮૮
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૩
'નવરચના' : વર્ષ ૨૭
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂ ચ ના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

**' ઊર્મિ–નવરચના '**

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.



## શ્રદ્ધા અને વિશ્વાસપાત્ર માનવી

ઝંઝાવાત સામે અડીખમ ઊભા રહેવાનું જેમ ગજું હોવું જોઈએ, તાકાત હોવી જોઈએ તેમ એનો સામનો કરવાનો, ઝંઝાવાત સામે સંરક્ષણ મેળવવાનો પણ સાચો ખ્યાલ હોવો જોઈએ. માણસને આ બધું કુદરતે આપ્યું છે, એટલે જ માણસ કુદરતની સામે થઈ શકવા આજે સમર્થ છે.

કુદરતની સામે થનાર માણસ માટે સારું ભવિષ્ય ન ગણાય એમ આપણે માનીએ, ઠોકી ઠોકીને સમજાવીએ તો ય આ વિજ્ઞાનના જમાનાનો માનવી છે— વિજ્ઞાન કુદરતને અનુકૂળ થવામાં જાણે માનતું જ નથી.



આજના યુગના માનવી પાસેથી એટલે જ કુદરતની તરફેણની અપેક્ષા રાખી શકાય તેમ નથી. કુદરતનું ધાર્યું થશે એમ માનીને બેસી રહેનાર માનવી હજાર વરસ પહેલાં કદાચ હશે, આજનો અને આજથી હજાર વર્ષ પછીનો માનવી પ્રગતિશીલ હશે. કુદરતને તાબે થતો તો એ બંધ થઈ ગયો હશે. ધાર્યું કરી શકતો હશે—અને ધાર્યું કરી શકવાની બક્ષિસ તો માનવીએ શરૂઆતથી જ મેળવી છે એટલે આપણે એમાં એને બદનામ પણ શી રીતે કરીએ ?

માનવી જેમ દેવમાંથી બન્યો છે તેમ રાક્ષસમાંથી પણ માનવી જ બનેલ છે. દૈવી અને રાક્ષસી ઉભયનું સંયોજન એટલે માનવી. એ માનવીને દેવ મટી જતાં આવડે છે તેમ રાક્ષસ મટી જતાંય આવડે જ. માનવીમાં શ્રદ્ધા અને વિશ્વાસ હોય ત્યાં જ સાચી માનવતા સાંપડે.




# વરચના

• તંત્રી •
વલાલ મો. દવે

• સંપાદક •
જયન્ત પરમાર




પ્રો૦ ગોવિંદભાઈ પટેલ

## મને ગોકુળમાં બોલાવો

મને ગોકુળમાં બોલાવો,
ગોકુળ વિણ આ સ્થાન બીજાં શેં જીરવશે આ લ્હાવો ?
મને ગોકુળમાં બોલાવો.
ઝરમર ઝરમર વાદળ વરસે,
ઝરમર ઝરમર હૈડું,
ટપક ટપક ટપકે એ જલ કે
મોહનનું મરકલડું ?
જલ અડતાં તન અહીં લુછાશે, ચહું હું દીર્ઘ ભિંજાવો.
મને ગોકુળમાં બોલાવો.
વૃંદામાં વનદેવી ઢળતી,
વનદેવીમાં શોભા,
શોભામાં સુન્દરવર રાજે
કરી થનક થૈ થૈ થા;
કુંજગલીનાં કામણ વિણ શેં તાલ પૂરે ઉરભાવો ?
મને ગોકુળમાં બોલાવો.
કલ કલ કલ કલ ઝરણાં વે'તાં
અબોલડા શાં લસતાં,
વે'તાં તોયે વેણુબોલ શાં
અંતરમાં એ વસતાં,
રોકણહાર નહીં ત્યાં શેં હું ખમું અભંગ ભરાવો ?
મને ગોકુળમાં બોલાવો.



પ્રો૦ હસિત બૂચ

## તમેય

બપોર આખી સળગ્યાં;
અને પરોઢે કોકિલટહુકે મલક્યાં !
ધરા-ગમન હે,
તમેય લાગો નવાં જ હમણાં પરણ્યાં !
( મંગલાષ્ટકનાં ખપનાં ! )



પ્રો. 'મધુરમ્'

## ધખધખતી ધરતી

આ ધખધખતી ધરતી
કંચનવરણી કાયા એની રંકમુખે થરથરતી.
ભઠ્ઠીમાં જયમ ચણા ભૂંજાયે
સઘળી વસતી તરસી
વન ઉપવનમાં ક્રોધ ફૂંકાયે
દીન બની ધરતી.
જાણે કોઈ સતી નારી હો તપમાં કૃશ થઈ ફરતી.
આ ધખધખતી ધરતી.

દીન હીન ધરતી ન સજાવે
આભૂષણ રસકસ ભરતી
સપનાંની વણઝાર ન આવે
મ્લાન જગનની ધરતી
જાણે કો શોષિત પીડિતની કાયા સૂકી સરતી
આ ધખધખતી ધરતી.

ભાવિ મધુર જીવનની નાવે
હૈયું તરસ્યું થાયે
શુષ્ક ધરા એથી શરમાયે
સંકુચિત થઈ જાયે
જાણે ચિંતા અગ્નિમાં કો માનવકાયા મરતી
આ ધખધખતી ધરતી.

સુષમા ધરતી ક્યાંય વિલાયે
પતિમિલનની તરસી
મેઘરાજની છડી સુણાયે
થનગન નર્તન કરતી.
જાણે અમૃત આઝાદીથી જનમન ચેતન ભરતી
આ ધખધખતી ધરતી.







'સુધાંશુ'

## ફૂલવેલને

ફૂલવેલ ! અડયો જો પાલવ,
કરુણાની અરુણા ઢાલવ,
પગથાર પાંગરે,
મારાં ફૂલનું ફુલ્લન—
રસના રાગ ભરે !

સંસારમાં ઠેબાઠેસ નડે
ચત્તા કોઈ ઉંધમુંધ પડે,
એમાં કોઈ બેઠા કરે,
મારાં ફૂલનું ફુલ્લન—
રસના રાગ ભરે !

પાલવ જો પંકમાં ઢળે
કોઈ દિન કાંટચ શું લડે,
કદી મુજ શું ભળે,
મારાં ફૂલનું ફુલ્લન—
રસના રાગ ભરે !

ચેતનાનો એક જ ધબકાર
કાયા મેલે પ્રાણ પારંપાર
મૃત મળે અમરે,
મારાં ફૂલનું ફુલ્લન—
રસના રાગ ભરે !

★

'સરો'

## ગુરુનો પ્રેમ નિરાલો

ગુરુનો પ્રેમ નિરાલો રે
હો બંદવા,
ગુરુનો પ્રેમ નિરાલો રે હો જી.

કડવાં ઓસડિયાં મા પીવરાવે,
પીતાં રડે બાળ કાલો રે હો જી,
એવાં ઓસડનેય મીઠાં મનાવવા.
ગુરુનો ગુપત પિયાલો રે હો બંદવા,
ગુરુનો પ્રેમ નિરાલો રે હો જી.

અંગ દુઃખે તો એને સગડીએ શેકવા
ગોટા વાળીને હાથ ઝાલો રે હો જી,
ધૂણી ધખાવી ગરવો ગુરુજી શેકી દે,
ગોટાનો ગોટો વાળે વ્હાલો રે હો બંદવા,
ગુરુનો પ્રેમ નિરાલો રે હો જી.

જણવાની વેદનાને જણનારી જાણે,
એના તનમાં ભોંકે કોઈ ભાલો રે હો જી;
પંડ પ્રગટે ત્યારે પાવક પ્રજળે,
એ ઝીલે બાવોજી રખવાળો રે હો બંદવા,
ગુરુનો પ્રેમ નિરાલો રે હો જી.

આંખડી સામે કોઈ પાળે સંસારિયા,
કાચો એ સાવ પ્રેમ પાજો રે હો જી;
જન્મારા વીતતાંય પાળે સરોદને
એ ગુરુજી કેવો મમતાવાળો રે હો બંદવા,
ગુરુનો પ્રેમ નિરાલો રે હો જી.

★

'મિત્રા'

## સાથી ?

ચક્ર એક ગતિમાન પર ફરતા હતા આપણે,
ચક્ર તૂટી ગયું ! ઘણા દૂર ફેંકાયા સખે !
દિશા એકમાં હું ને વિરુદ્ધમાં તું હતો.
પછડાયા, બેભાન બની ગયા, ને તું ગયો
પરવા કર્યા વિના કે થયું હશે શું
મુજ સાથીનું જેણે ચક્ર તે સમતોલ રાખ્યું હતું.

★



'રાજહંસ'

# સમયનાં શોર-તોર

## શાંતિ સૈનિકોની નિર્માલ્ય વાણી

રાજેન્દ્રપ્રસાદે વિમાનમાં દિલ્હી આવી અણુબોંબની નિંદા કરી, તેમાં જયપ્રકાશ ને રાજાજી મળ્યા. વિનોબાએ સંદેશો મોકલી ચલાવી લીધું. અને પછી સાતસો વિજ્ઞાનનિષ્ણાતોએ અમેરિકાના પ્રમુખને વિનંતિ કરી કે અવકાશમાં અણુધડાકા થશે તો જોખમ ઘણું છે. કોઈકે રાષ્ટ્રસંઘને અણુબોંબવાળાઓથી અસ્પૃશ્ય રાખવા કહ્યું. ને કોઈકે જણાવ્યું કે ભારતની સરકારે નિઃશસ્ત્રીકરણ કરવું જોઈએ।

દુનિયામાં આવા પુણ્યપ્રકોપ થયા કરે છે પણ એની વિસાત નહિ જેવી છે. મોટી સત્તાઓ એથી ગભરાતી નથી કે સંશોધનકાર્ય અટકાવી દેતી નથી. દુશ્મનને રોકવાની શક્તિ જ્યાંથી મળે ત્યાંથી પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ સહુ કોઈ કરે છે. જે એમ નથી કરી શકતા તે જ બીજાને ઉપદેશ આપવા બહાર આવે છે પણ વાણીનું શસ્ત્ર ફાવે તેટલું વીંઝાય, એ લાગણીવેડામાં ખપે છે.

આ દેશની પીઠમાં પાકિસ્તાનનું શલ્ય ભોંકેલું છે, એમાં ચીનના નહોર ચામડી ખોતરવા લાગ્યા છે. વડા પ્રધાનને અણસાર આવે છે કે ચીનનું દીમાગ હવે સમાધાનવૃત્તિ ઉપર આવી રહ્યું છે, શાથી તે એ એકલા જ જાણે. પાકિસ્તાન હુમલાની હિંમત કરે કે ના કરે, એણે ભારત સાથે દુશ્મનાવટમાં વધારો કર્યો છે એ–ચાર છમકલાં કરીને, પણ એ ઘણું નુકશાન કરી શકે એમ છે. એવે વખતે ભારતનું લશ્કરી દળ વિખેરવા માંડવાનું જે સૈનિકો કહી રહ્યા છે એમને આપણે મૌનમાં રહેલી શક્તિની યાદ આપવી જોઈએ.

અણુબોંબ સામેનો પ્રચાર મૌખિક રીતે જ કરી શકનારાઓને આપણે મૌખિક વિદાય આપીએ તે જ ઠીક છે. બોંબના સ્વામીઓ ઉપદેશની ભાષા સમજતા નથી. દાખવેલા ભયથી એ અજાણ પણ નથી. તેમ શાંતિ-સૈનિકોની નિર્માલ્યતાથી પણ એ પૂરેપૂરા પરિચિત છે.

## પ્રલયનાં પૂર મારે પી જવાં રહ્યાં

અણુબોંબ કે એથી વધારે વિનાશક શસ્ત્રો શાથી બનતાં રહે છે?

કારણ વિના કાર્ય નીપજતું નથી. શસ્ત્રો અને યુદ્ધોની પાછળ અમુક કારણો કે હેતુઓ રહ્યા હોય છે. એ કારણો કે હેતુઓ ક્ષુદ્ર છે, ભૂલભરેલા છે, પાપી છે એમ કહ્યાથી ચાલતું નથી. નિંદા સહેલી છે અને ઘણીવાર અણસમજભરેલી હોય છે. યુદ્ધોની તૈયારીઓમાં માણસે કેવોક વિકાસ કર્યો છે, વિચારોમાં કેવાંક પરિવર્તન લાવી મૂકયાં છે, કેવાંક સંશોધનો સંભવિત બન્યાં છે એના દ્રષ્ટઃદિત અભ્યાસ થવા હજુ બાકી છે.

હવે જે યુદ્ધ થશે તે પ્રલયંકારી થશે એમ આપણે સાંભળીએ છીએ. કેમ જાણે ભૂતકાળમાં પ્રલય થયા જ નહિ હોય ને! એક નહિ, અનેક પ્રલયો થયા હશે એમ માનવાને કારણ છે. જ્યારે કશું જ ના બચે, અન્નનો એકાદ કણ માત્ર રહી જાય ને એમાંથી ફરી ચક્ર શરૂ થાય એવી કથાઓ પુરાણોમાં આપી છે. વિસર્જન ને એમાંથી સર્જન, એવું તો પ્રકૃતિમાં ઘણીવાર જણાય છે. જે ક્રમ છે એમાં કુરબાની અનિવાર્ય છે એવું પણ આપણે માનીએ છીએ. એ પછીયે પ્રલયના આવા હૈયાવિલાપ શા! જગતમાં રાજસત્તાનો પાયો અસત્ ઉપર મંડાયેલો છે. લોકશાહી કે સામ્યવાદ એ રાજ્ય ઇમારતનાં સંસ્કરણો છે. પણ પાયો જ

બદલવાનો કાળ પાકયો હશે તો એકાદ પ્રલયની જરૂર પડવાની; બીજી કોઈ વ્યવસ્થાથી થાબડ થીબડ થઈ શકે પણ કાયાપલટ નહિ બને.

માનવીની માનસિક સ્વતંત્રતા ઉપર પ્રહારો થતા રહ્યા છે અને તોયે એની ક્ષિતિજો ખૂલતી રહી છે. મનના વિકાસ આડે જે પ્રતિબંધોનું નિર્માણ કમને પણ કરવું પડે છે એનાથી કડાકા બોલી જશે ને આપણે જાણીશું કે પ્રલય આવી પહોંચ્યો. આખરે ભૌતિક સિદ્ધિઓને મૂલવવાની કોઈ સીમા આવવી જોઈએ. અને આપણી સૃષ્ટિની મર્યાદાઓનો અંત પણ આવવો જોઈએ. યુદ્ધ, પ્રચંડ ને પ્રલયકારી યુદ્ધ એવું કામ કરી આપશે તો શી નવાઈ!

જે નવી વિરાટ શક્તિઓ જાગી છે તેના આપણે સમકાલીન છીએ એનું ગૌરવ કેમ ના લઈએ!

### કોણ કોનો ન્યાય કરે

આફ્રિકાના અલ્જીયર્સ પ્રદેશમાં વિચિત્ર ઘટનાઓ બની રહી છે. ફ્રાંસ દેશની ત્યાં હકૂમત ચાલે છે, એનું લશ્કર ત્યાં રાખેલું છે. પણ વતનની સરકારનો હુકમ સુધારીને એ લશ્કરના સેનાપતિઓ યુધ્ધે ચઢ્યા છે. એમાંના કેટલાક પકડાયા છે, એમના ઉપર લશ્કરી અદાલતમાં કામ ચાલ્યાં છે, મોતની કે જનમટીપની સજાઓ થઈ છે. અને એ બધું રાષ્ટ્રીય અસ્મિતાની ખાતર થયું છે.

ફ્રેંચ લોકોએ લશ્કરી બળ વડે ઘણા મુલકો કબજે કર્યા. પછી ત્યાં વસ્યા પણ ખરા. હવે એ સ્થળો પાછાં સોંપવાનો સમય આવ્યો. ત્યારે રાષ્ટ્રનું સ્વમાન ઘવાયું. વસવાટ કરી રહેલા ફ્રેંચ લોકો તો યુધ્ધે ચઢે, પણ લશ્કરનો ભાગ એમાં જોડાય ત્યારે એ સામાન્ય પરિસ્થિતિ ના ગણાય. ગઈકાલ સુધી લશ્કરના જે માનીતા હતા, દેશપ્રેમી હતા, જોખમો ખેડનારા હતા એમને પકડી લેવાથી કેમ ગુનેગાર ઠરાવી દેવાય! અગર એમનું બળ વધારે હોત, ટકી રહ્યા હોત તો? જીતી ગયા હોત તો?

એ જ ફ્રેંચ દેશ ઉપર જર્મન લશ્કરો ફરી વળ્યાં ત્યારે અમુક સેનાપતિઓએ સમજુતી કરી લીધી હતી. એમના વતનને વધારે ખરાબીમાંથી ઉગારવાનો એ જ માર્ગ દેખાયો. યુદ્ધ પૂરું થયું એ પછી એમના ઉપર દેશની સરકારે તહોમતો મૂકયાં, બદનામી કરી. જેના હાથમાં સત્તા તે ન્યાય કરે!

ન્યાય સત્તાના જોરે થતા રહે છે. એમાં નીતિનું રક્ષણ કે સિદ્ધાંત તો સાધારણ સંજોગોમાં જળવાય. જ્યારે કપરી પરિસ્થિતિ ઊભી થાય ત્યારે ન્યાય તોળવો અશકય બની જાય છે. પછી તો સત્તા જ જે નિર્ણય કરે તે ચાલે. કેટલીયવાર નીતિ આમ બળને કે વિજયને અનુસરનારી હોય છે.

ફ્રાંસ દેશને તો સાપે છછુંદર ગળ્યા જેવું થયું છે; પ્રદેશ પચાવી શકાતો નથી તેમ છોડી દેવાય એમ પણ નથી. હજારો દેશવાસીઓનો પથારો ત્યાં પડયો છે. અને સુમેળથી સાથે રહી શકાય એવું પણ નથી એટલે તાપણું સળગતું રહ્યું છે ત્યાં કોણ કોનો ન્યાય કરે?

### કાં કે લોખંડની કડી?

મોરારજીએ ભયનો ઘંટ વગાડયો છે કે પરદેશથી મળતી નાણાંની સહાયમાં કાપકુપ થશે તો યોજનાઓનું કામ ઢીલમાં પડશે. એમને કોણ કહે કે જેટલી સહાય વધારે મળશે એટલી ઢીલ પણ વધારે થવાની છે. એ જ ઈતિહાસ છે. હુંડિયામણની અછતનું સંકટ નવું નથી, અણધાર્યું તો નથી જ. એ પરિસ્થિતિ આવવાની જ હતી એ સહુ જાણે છે.

એ ઘંટ અવારનવાર એટલા માટે વગાડવામાં આવે છે કે એથી નવા કરવેરા નાખી શકાય. અને વધુ સત્તા મેળવી લેવાય. આ દેશમાં આર્થિક સંકટની હવા હજી વરતાતી નથી. કોન્ગ્રેસના જલસા એવા જ ચાલે છે, હિલસ્ટેશનો ઉપર એવી જ કોન્ફરન્સો ભરાય છે, પરદેશના પ્રવાસોમાં એવી જ ભીડ રહે છે, ધનિકોનાં 'ઈલેકટ્રીક વેડીંગ રિસેપ્શનો' ભભકથી ઝીંકાય છે, દરેક પ્રવાસી પરદેશથી પાછા ફરતાં માત્ર શોખની જ ચીજો ખરીદી લાવી શકે છે—ત્યારે આર્થિક સંકટનો ભયઘંટ ગમે તેવા જોરથી વાગે પણ દેશમાં શેનો



સંભળાય !

ત્યારે આ ઘંટ પરદેશોની સરકારો માટે વગાડવામાં આવે છે એમ આપણે હવે માનવું જોઈએ. સામ્યવાદના ઘાટ ઉપર ભારતની હોડી ચાલી જશે—એવી ધમકીનું બળ પેલો ઘંટ જાહેર કરે છે. એમ કરીને પૂર્વ પશ્ચિમના બંને વાયરાઓ આપણા શઢમાં ભરી લેવા છે, બંને પાસેથી લાગ મળ્યો છે તેમ દપટાવવું છે.

આ ખેલ હજુ થોડાં વર્ષ ચાલે તેમ છે, કૉન્ગ્રેસને ચલાવવો હોય એમ જણાય છે. ત્યાં સુધીમાં દેશને માથે રજ ને એનાં વ્યાજનાં ઝાડ ઊગી ગયાં હશે. પછી એ બળતું ઘર બીજા કોઈ પક્ષને કે લશ્કરને કૃષ્ણાર્પણ કરવા નીકળશે.

ખરું છે કે પરદેશનાં કરજ બધાંને માગ્યે મળતાં નથી. મિસરને એનો અનુભવ છે. પણ મળે તેટલું ઉડાવી દેવાથી ભારતની રસોઈ રંધાતી નથી. ઉત્પાદનક્ષેત્રે આપણે તદ્દન શિથિલ છીએ, એમાં અપરાધ કરનારાઓને ઓળખી શકતા પણ નથી, અને નેહરુના કહ્યે એવા ધતીંગમાસ્તરોને સન્માન પણ ઝીંકતા રહીએ છીએ ને !

હુંડિયામણની અછત એ કૉન્ગ્રેસે દેશને કાંડે પહેરાવેલી લોઢાની કડી છે.

### નિકાસ પહેલાં ઉત્પાદન જોઈએ

કોઈ પણ ભોગે વધારે નિકાસ કરવાની સરકારે ઝૂંબેશ શરૂ કરી છે. નિકાસવેપાર વધે તે માટે સગવડો આપવાનું, 'વાણિજ્ય નિપુણ' ના ખિતાબથી સન્માન કરવાનું ને દેશવાસીઓને તંગીઓ નભાવી લેવાનું પણ કહ્યું છે.

આ દેશનો કાચો માલ અંગ્રેજો ઘસડી જાય છે એમ કહી આપણે ધ્રુજારા કરેલા તે હવે ઘણાને યાદ નથી પણ આજે પંદર વર્ષની આઝાદી પછી ૪૦ કરોડનું રૂ અહીં લાવવું પડે છે ! એ દેશ શું નિકાસ કરી શકવાનો હતો ? ક્યારે કરવાનો હતો ?

આપણાં કારખાનાંઓએ તકનો લાભ લઈ ચીજવસ્તુઓ મોંઘી બનાવી દીધી છે. દેશવાસીઓ તો ના છૂટકે ખરીદશે પણ એ ચીજો પરદેશમાં ક્યાંથી ખપશે ? અહીં ખાંડ વધારે બને છે. સારી પણ બને છે છતાં પરદેશમાં મોંઘી પડે છે. માલનું ઉત્પાદન વધે તેની સાથે એનો ઉત્પાદન ખરચ પણ વધતો જ રહે તો એ માલ ખપાવતાં મુશ્કેલી રહેવાની.

આપણાં જાહેર ક્ષેત્રવાળાં જંગી કારખાનાંઓનું ઉત્પાદન ક્યારે ધન કમાવી આપશે એની તપાસ વધારે ચોકસાઈથી થવી જોઈએ. હમણાં તો કરજ કરી કરીને, બગાડ વેઠીને, ઢીલ વેઠીને એ ચલાવવાં પડે છે. પણ એમાંથી ક્યારે લાભ મળશે તે કોઈ ખાતરીથી કહી શકતું નથી. ક્યારે દેશની તંગીઓ ટાળી શકાશે ને ક્યારે પરદેશી બજારોમાં સારી હરીફાઈથી માલ મોકલી શકાશે ? એનો જવાબ સરકાર એકલી જ આપી શકે એમ છે. અને આપણે જવાબ નહિ, બાંહેધરી પણ માગવી જોઈએ.

નિકાસ વધારો એ નવા જમાનાનું છેલ્લું સૂત્ર છે. આપણે તો શું પરંતુ કોઈ પણ એ વિના જીવી શકવાનો નથી. કેમકે બધા જ નવા દેશો ઉત્પાદન તરફ વળ્યા છે ને એ કાજે યંત્રોની મનમાની સહાય મેળવી છે. એ યંત્રો બાબરાભૂત જેવાં છે, એમને ક્યારેય બંધ રાખી શકાય નહિ. મશીન બંધ તો નસીબ બંધ. ને મશીન ચાલે—ઉત્પાદન વધે તો એનો નિકાલ ક્યાં કરવો ?

નિકાસ વધારવી હોય તો પહેલાં ઉત્પાદન વધારવું જોઈએ. પણ એ ક્ષેત્રમાં આપણે શિથિલ છીએ. ને જે કાંઈ બની શકે છે એ એવું મોઘું પડે છે કે એની ખપત થતી નથી.

### ભાઈકાકા પાસે ગુજરાતની અપેક્ષા

હવે પછી જે ચૂંટણીઓ થશે ત્યારે ગુજરાતના મુખ્ય પ્રધાન ભાઈલાલભાઈ પટેલ હશે એમ ઠરાવવા મુંબાઈમાં એક સમેલન મળ્યું. કેટલીકવાર મિત્રોથી બચીને ચાલવાની જરૂર પડે છે એમ ભાઈકાકાને હવે સમજાયું હશે. જેવું ચૂંટણીઓમાં ચવાય છે તેવું આડે દહાડે





થઈ શકતું નથી, શોભતું નથી.

દુઃખની વાત છે કે ભાઈલાલ પટેલની બાહોશીને આઝાદી પછી સામા વહેણે ટકરાવું પડે છે. ગુજરાતમાં સમર્થ પુરુષો કેટલા ? ને તેમાંય સરદાર, જે માણસોનું મૂલ્ય બરોબર આંકવા માટે જાણીતા હતા, તેમની ખાતરીના ઠરેલા માણસને ગુજરાત પડતા મૂકે કે સામા પક્ષે ધકેલે એ કરુણતા છે. એમની અવગણના કરીને ગુજરાતની કોન્ગ્રેસે આખા પ્રદેશની કુસેવા કરી છે.

નર્મદા વેલી ઓથોરીટી એક મોટી ને મહત્ત્વની યોજના છે. એનું કામ ભાઈલાલ પટેલને સોંપાવું જોઈએ. એમની દ્વારા ઓછા ખરચે પૂરઝડપે અને બધી વિગતે પાકું કામ કરાવી ગુજરાતીઓએ દેશની સમક્ષ એક ઉત્તમ દાખલો બેસાડવો જોઇએ કે જાહેર ક્ષેત્રમાં પણ આવી કુશળતા લાવી શકાય એમ છે. પણ કોન્ગ્રેસના નાના કાર્યકરોની ખોટી આળપંપાળમાં ગુજરાતના ખમીરને ખીલવવાની સારી તક મળતી નથી.

ગુજરાતની નહેરો ઉપર કેન્દ્રનો કાબુ ખરો. પણ કેન્દ્ર ગુજરાતની સારી વહેવારુ ને લાભની વાત ના કેમ માને ? એટલે કેન્દ્રનો દોષ નહિ કાઢી શકાય. ભાઈકાકાને મુખ્ય પ્રધાન થવાની મહેચ્છા હોય ને એ પોતે જ બીજાં કામથી અળગા રહેવા ઇચ્છતા હોય તો પણ એમને સમજાવી લેવા જોઈએ. ગુજરાતની સેવા કરતાં ભાઈકાકા કદી પાછા નહિ પડે એવો સહુને વિશ્વાસ છે. હજુ તક છે. ગુજરાતની બધી નહેરોનાં કામનું સંચાલન આ અનુભવી ને ગુજરાતપ્રેમી સરદાર-શિષ્યને વિના વિલંબે સોંપાવું જોઈએ. એકલાં ધર્પણો વધારવામાં શોભા કે સાર કશું નથી, સરદાર હયાત હોત તો શું કરત ?

### તામીલ શિક્ષણની ઊલટી ગંગા

ઉત્તર પ્રદેશમાં દક્ષિણ દેશની ભાષાઓ શીખવા પ્રબંધ કરવામાં આવનાર છે. આ પગલાંને આવકાર પણ મળ્યો છે. કેમ જાણે એથી રાષ્ટ્રીય એકતા સાધવામાં મદદ મળશે !

આપણે રાષ્ટ્રભાષાના પ્રશ્નની ચર્ચા કરી રહ્યા છીએ પણ એમાં પ્રગતિ જણાતી નથી. હિંદી એક જ રાષ્ટ્રભાષા રહે કે અંગ્રેજી પણ સમાંતરે ચાલુ રહે એ ગંભીર રીતે વિચારવા જેવું છે. કઈ રીતે ઉત્તર દક્ષિણમાં એકતા જળવાય એ સવાલ જેમ મહત્ત્વનો છે તેમ આપણો કારોબાર કઈ રીતે વ્યવસ્થિત રહે એ પણ સાવધાનીપૂર્વક જોવું જોઈએ. જે સ્થિતિ પ્રવર્તે છે તેને કાયદાની અણીથી ધક્કો દેવાની જરૂર નથી.

એવી રીતે દક્ષિણની ભાષાઓનું ઉત્તરમાં માન વધારવાથી કોઈને લાભ થવાનો નથી. એ ભાષાઓનો મહિમા પ્રાદેશિક છે, એને રાષ્ટ્રીય બનાવવા જતાં ગૂંચવાડો થવાનો. આસામમાં મરાઠી ભાષા શીખવવી કે ગુજરાતમાં પંજાબીનું શિક્ષણ આપવું એની પાછળ રાષ્ટ્રીય એકતાનો હેતુ લાવી ના શકાય.

સારો ને વ્યવહારુ માર્ગ એ છે કે જે ભાઈઓ ઉત્તરમાંથી દક્ષિણમાં વસ્યા હોય તેમને તે પ્રદેશની ભાષાઓ શીખવામાં સરળતા મળે એવો પ્રબંધ થવો જોઈએ. એમ દક્ષિણવાસીઓને માટે જ ઉત્તરમાં હિંદીના જુદા વર્ગો હોવા જોઈએ. સામાન્ય વર્ગમાં માધ્યમની મુશ્કેલી રહે છે.

આપણે વિશેષ પ્રયત્ન કરવાનો હોય તો રાષ્ટ્રભાષાના પ્રચાર માટે થવો જોઈએ, પ્રદેશની ભાષાઓનું હિત પ્રદેશનાં રાજ્યો ભલે સાંભળી લે. દરેક પ્રદેશની ભાષા અને સંસ્કૃતિ એ એનું આગવું ધન છે, સમૃદ્ધ કરી શકે છે. રાષ્ટ્રીય પ્રયાસ તો રાષ્ટ્રીય બાબતો માટે જ હોઈ શકે. ના, તામીલ શીખવાથી રાષ્ટ્રીય એકતા દૃઢ થવાની નથી, કેક ઘસાવાની છે.

### સાહસની યાત્રા એ જ એની સિદ્ધિ

સિદ્ધિ જ્યારે હાથવેંતમાં હોય ને એ જ ટાણે નસીબ હાથતાળી દઈ સરકી જાય ત્યારે કોઈને શું કહેવું ! હિમાલય ઉપર ગયેલી હિંદી ટુકડીઓમાંથી એવરેસ્ટની ટુકડી ઉપર ઘણા જણનું ધ્યાન ખેંચાયું હતું. તૈયારીઓ પણ ઘણી સરસ હતી. અનુભવ પણ



મેળવ્યો હતો. છતાં એ ટુકડીના ભાગ્યમાં સિદ્ધિ ના આવી. કહે છે કે છેલ્લી મજલ વખતે કુદરત સાનુકૂળ હતી. ચોમેરનાં શિખરો દેખાતાં હતાં. તિબેટનો પ્રદેશ પણ જોઈ શકાતો હતો. ત્યાં અચાનક પવન ફૂંકાયો ને હિમવર્ષાનું તોફાન શરૂ થયું. એ પછી બીજી તક મળી જ નહિ. શિખર માત્ર છસો ફૂટ દૂર રહી ગયું. સાવ નજદીક અને છતાં અત્યંત દૂર.

આ ભવ્ય સાહસકથાનો છેલ્લો ભાગ જાણે એ પવનમાં ચીરાઈ પીંખાઈ અલોપ થઈ ગયો છે. ભારતીય નવજુવાનોએ ઉત્તમ ખમીર બતાવ્યું. અઠ્ઠાવીસ હજાર ફૂટથીયે ઊંચે ત્રણ રાત્રીઓ પસાર કરી એમણે વિક્રમ સ્થાપ્યો. એ સાહસની વિગતો આપણા યુવાનોને પ્રેરે એવી છે. આવાં સાહસોની પરંપરાઓ ચાલતી રહો.

પુણ્ય યાત્રાનું છે; છેલ્લું દર્શન તો નિમિત્ત જેવું, શિષ્ટાચાર જેવું છે. યાત્રા દરમ્યાન જે માનસ ઘડાતું રહે છે એ જ મોટી સિદ્ધિ છે. સાહસમાં પણ એવું છે. કટોકટીના પ્રસંગો આવે, એ આવે ત્યારે ધીરજ રહે. યોગ્ય નિર્ણયો લેવાય, અનુભવનો સંચય થતો રહે એ જ ખરી પ્રાપ્તિ છે. જે સાહસ બીજા સાહસ માટે ઘણાને પ્રેરી શકે તેને નિષ્ફળ ના ગણી શકાય.

આખા દેશના માનસ ઉપર છાઈ રહેલી હિમાલયની ધવલ ભવ્યતાનું વારંવાર દર્શન ઠેરઠેરથી કરવા આ દેશના યુવાનો શક્તિશાળી બનો.

*

## ફકીર છતાં અમીર શ્રી શયદા

પચાસ જેટલાં વાર્તા–નવલકથા–નાટકનાં પુસ્તકોના કર્તા હોવા છતાં ગુજરાતની કવિતાપ્રેમી જનતાના ગઝલસમ્રાટ તરીકે જાણીતા શ્રી 'શયદા'નું આ ૩૦મી મેના રોજ થયેલું અવસાન એક મોટી ખોટ પાડનાર નીવડયું છે.

ધોલેરાના એક ગરીબ ખોજા ખેડૂતને ત્યાં ૭૧ વર્ષ પહેલાં જન્મેલા શ્રી શયદાનું સાચું નામ હરજી લવજી દામાણી. ચાર ચોપડી સુધીનો અભ્યાસ. મુંબઈમાં ફેરી કરીને ચોપડીઓ વેચવાનો ધંધો એ તેમની કારકિર્દીની શરૂઆત. તેમાંથી એ લખતા થયા અને ૧૯૧૨માં 'મુંબઈ સમાચાર'માં એમની પહેલી કવિતા છપાઈ ત્યારે એના લખનાર તરીકે લાંબું લાંબું નામ આ રીતે છપાયેલું : હરજી લવજી દામાણી માસ્તર ધોલેરાવાળા.

ચાર દાયકાનું તેમનું સર્જન જનતાની જંગમ વિદ્યાપીઠમાંથી પ્રેરાયેલું નીવડયું છે. નવલકથાઓ, નાટકો, વાર્તાઓ અને ગઝલ–કાવ્યોનો તેમનો વિશાળ ફાલ મળીને લગભગ પચાસ જેટલાં પ્રગટ થયેલાં પુસ્તકો છે. હજુ અપ્રગટ પણ ઘણું પડ્યું હશે. મુશાયરાઓમાં 'શયદા સાહેબ'ના લાડીલા નામથી તે માન પામતા. અને એ મુશાયરાની જમાવટ પણ ઓર હોય જ. મુશાયરાઓનું સફળ સંચાલન એ તેમને મળેલી આગવી બક્ષિસ હતી.

જિંદગીની છેલ્લી ઘડી સુધી ગઝલને વળગી રહેનાર આ પ્રકૃતિથી અમીર પણ રહેણી કરણીમાં ફકીર એવા ગઝલસમ્રાટ ગયા માર્ચમાં આકાશવાણી યોજિત મુશાયરામાં ભાગ લેવા હૉસ્પિટલના બિછાનામાંથી પણ ગયેલા અને ગાયેલું:

> મેં ગઝલ મરતાં સુધી મૂકી નથી,
> જ્હાય તેવા હાલ શયદા થઈ ગયા !

અને જાણે આગમના એંધાણ પારખી ચૂકયા હોય તેમ આ જિંદગીનો આ છેલ્લો જ મુશાયરો છે એમ તે શાયરનું દર્દીલું દિલ ગાઈ ચૂકયું:

> તૈયાર મૃત્યુ ત્યાં છે કરવાને કામ પૂરું,
> લ્યો મિત્રો આજ સૌથી શયદાની અલ્વિદા છે !

ગુજરાતી ગઝલ જીવશે ત્યાં સુધી શયદાનું નામ જીવશે એ તેમને અંજલિ આપતી વખતે કહેવું એ તેમનું કે ગુજરાતી ગઝલનું બહુમાન જ ગણાશે.

★

ધૂમકેતુ

# પ્રેરક પ્રસંગો

જીવનમાંથી જડેલા એવા કેટલાય પ્રેરક અને જીવનનું ઘડતર કરે તેવા પ્રસંગો સાંપડે છે જે આપણને અને આપણા જીવનને હરેક રીતે ઉપયોગી નીવડે. આવા પ્રસંગોનું વાચન પણ એવું જ ઉપયોગી નીવડે. અહીં રજૂ થતા પ્રસંગો એટલા જ મહત્ત્વવાળા છે જે સર્વોપયોગી લેખાશે...

અમુ નીજોની માહિતી આપનારાઓને ઇનામો આપવાની જાહેરાત થઈ છે. યોજના તો ઘણી સારી છે. પણ પ્રજામાં એવી વાત માટે કેટલી જાગૃતિ જોઈએ, કેવા સંસ્કાર પડેલા હોવા જોઈએ, કેવી શક્તિ હોવી જોઈએ, એની એક વાત વાંચવામાં આવી ગઈ હતી. એનો સારભાગ સમજવા માટે આપ્યો છે—એવું સમજવાની શક્તિ જરૂરી છે. પ્રજામાં એ હોય એ વાત મહત્ત્વની છે.

વાત એવી બની કે એક માણસ બેઠો બેઠો બાયબલ વાંચે.

વાંચતા વાંચતા એમાં એમ આવ્યું કે ત્રિપોલીનો પ્રદેશ એ યુરોપ ખંડનો ધાન્ય-ભંડાર હતો.

હવે ત્રિપોલી આવ્યું આફ્રિકાના ઉત્તર કિનારા ઉપર, યુરોપના સામે. પણ ત્યાં તો અત્યારે રેતીના ઢગલા પડ્યા છે. ત્યાં અનાજ પાકતું હોય એ શી રીતે બને? એ યુરોપનો ધાન્ય-ભંડાર એવો નપ ણિયો પ્રદેશ ક્યાંથી થાય?

એટલે કાં તો આ વાક્ય ખોટું હોય. કાં વાત, એ જમાનામાં બીજી રીતે હોય.

બીજી રીતે વાત હોય તો ત્રિપોલી રસાળ પ્રદેશ હોવો જોઈએ. ત્યાં વનસ્પતિ હોય. એણે એ વિષે વધારે સંશોધન આદર્યું તો એને ઇતિહાસમાંથી એક વધુ કડી મળી આવી.

જૂના વખતમાં જ્યારે રોમ અને કાર્થેજ વચ્ચે ભયંકર લડાઈ ચાલેલી, (ઈ. પૂ. ૨૪૭) ત્યારે રોમના સરદારે હાન્નિબાલની સામે કાર્થેજમાં હાથીઓનું સૈન્ય ઉતારેલું. કાર્થેજ એટલે ત્રિપોલી પ્રદેશ જ ગણાય. હાન્નિબાલ એનો સરદાર હતો. હવે હાથીઓનું સૈન્ય ત્યાં ઊતર્યું હોય તો, કે એ લડાઈમાં ખપમાં આવ્યું હોય, તો ત્યાં જંગલ હોવું જ જોઈએ.

એ જંગલ નાશ પામ્યું હોય કે ધરતીના પેટાળમાં ગમે તે કારણે જઈ પડ્યું હોય તો ત્યાં કોલસાની ખાણોનો સંભવ.

એણે તો આ વાતનો તાગ લેવાનો નિશ્ચય કર્યો.

એ મળ્યો ભુસ્તરશાસ્ત્રીને. એને, આ બધી દંતકથાઓ જેવી વાતો કહી. એ ઉપરથી ભુસ્તરશાસ્ત્રીએ તપાસ માંડી. બીજાઓની મદદ લીધી. છેવટે એમની શોધમાં એ વાત નક્કી થઈ કે ત્યાં જંગલ હોવું જ જોઈએ.

હવે જંગલ હોય તો પાણીની વિપુલતા હોય. એટલે આજે જ્યાં સહરાનું ભયંકર રણ છે ત્યાં કોઈ વખત મહાન સરોવર હોય.

એમણે તો બીજા નિષ્ણાતોની મદદ લીધી. રણમાં રખડ્યા. ત્યાં તપાસ કરી. છેવટે એમણે નિશ્ચયપૂર્વક વાત પ્રગટ કરી કે સહરાના રણની નીચે

મીઠા પાણીનો મહાન સમુદ્ર છે. એ પાણી જો ઉપર લાવી શકાય તો આફ્રિકા ખંડની ભૂગોળ જ ફરી જાય, આટલું સહરાનું રણ મોટું જબરજસ્ત મીઠા પાણીનું સરોવર થઈ જાય. ત્યાં તો બંદરો વસે, નૌકાઓ ચાલે. આફ્રિકાનું રણ સમૃદ્ધ પ્રદેશ થઈ જાય.

એ વાત ફ્રેંચ સરકાર પાસે પછી મુકાઈ. ગંભીરતાથી એનો તરત વિચાર થયો. વિજ્ઞાનીઓએ નિયમસર તપાસ માંડી.

આજે ત્યાં ધોમ તપની રેતમાં વિજ્ઞાનીઓ પ્રયોગો કરી રહ્યા છે.

મીઠું પાણી ઉપર શી રીતે લાવવું એની તપાસ ચાલે છે. એમને ખાત્રી છે કે એક દિવસ આ પ્રદેશ મહાન જલસાગર બની જશે. સહરાનું ભાવિ ફરી જશે.

ધગશપૂર્વક પ્રયત્ન કરનારાઓ નાનામાં નાની દંતકથાઓની મુફલીસ વાતોમાંથી પણ સત્ય શોધી કાઢે છે.

આ બધી વાતો માટે પ્રજાની પોતાની પણ તૈયારી હોવી જોઈએ.

*

એક જગ્યાએ વાંચવામાં આવ્યું કે મહમદ ગઝનીએ સોમનાથ ઉપર સવારી કરી ત્યારે એનો વિચાર સોમનાથમાં રહી જવાનો હતો. એનું કારણ એમ હતું કે સોમનાથ પાસે સોનાની ખાણો હોવાની વાત ચાલતી હતી.

આ દંતકથા જેવી ઇતિહાસની વાતને સોમનાથમાં ૩૦૦ મણ સોનાની સાંકળ હતી—તે વાત ટેકો પૂરાવે છે.

જૂનાગઢમાં આવેલી એક નાનકડી નદીનું નામ સોનરેખ છે.

દ્વારિકાંને સોનાની દ્વારિકાં કહેતા એ દંતકથા પણ લક્ષમાં લેવા જેવી છે.

આ બધી સાંકળોને સાંકળીને થોડીક પ્રાથમિક તૈયારી કરીને આ વાતનો તાગ લેવાનો પ્રયત્ન થાય તો કરવા જેવી વાત છે.

પોરબંદર પાસે જાંબુવંતીની ગુફા ગણાતી બરડાની પાસેની ગુફામાં જે રેતી છે તેમાં સોનેરી ચમક દેખાય છે.

આ કેવળ દંતકથાઓ છે. સત્ય તો એમાંથી શોધી કાઢવાનું રહે. એને માટે પ્રયત્ન કરવો ઘટે.

*

૧૮૫૭ના બળવામાં ઘણું કરીને પંચમહાલ તરફ એક બ્રિટિશ જુવાન ઓફિસર હતો.

એ બળવાની આગ આંહીં બધે ફેલાઈ ન જાય માટે તે સતત જાગૃત રહેતો.

એની આ કામગીરીની કદર કરવા માટે ત્યાંના લશ્કરી અમલદારે એના નામની એક ઊચી પોસ્ટ માટે ભલામણ કરી મોકલી.

પરંતુ એમાં એક ઊંચી કક્ષાના અમલદારને અન્યાય થયો હતો.

સમય ઘણો નાજુક હતો. અને એ અમલદારને આવે વખતે અન્યાય થાય તો એની ઘણી વિપરિત અસર થાય. વળી પોતાની કામગીરીની કદર કરવા માટે બીજાને અન્યાય થાય એ વાત પણ બરાબર ન હતી. હવે એના નામની ભલામણ થઈ હતી એટલે એની બઢતી થઈને





તો આવી. ને એ સમાચાર સાહેબે પોતે જ એને કહ્યા. પણ આ જુવાનને એ ગમ્યું નહિ. એણે ઊંચી જગ્યા ઉપર જવા માટે નાખુશી બતાવી.

કારણ પૂછવામાં આવ્યું ત્યારે તેણે નમ્ર અવાજે કહ્યું: 'સાહેબ! બીજા માણસનો એ માટે વધારે અધિકાર છે. હું એને અન્યાય કરીને આગળ જવા માગતો નથી. વળી અત્યારે એક પણ લશ્કરી અમલદારને નાખુશ થવાનું કારણ આપવું એ નર્યો દેશદ્રોહ પણ છે. માટે એ પોસ્ટ ઉપર જેનો અધિકાર છે તેની જ નિમણુંક થવી જોઈએ. હું હજી રાહ જોઈ શકું છું. હું સૈનિક છું.'

ઘણું કરીને આ સૈનિક બીજો કોઈ નહિ, પ્રખ્યાત સર માલ્કમ હતો.

આ વાત આપણા પ્રાંત પ્રાંતના રોષથી સામસામી ચાલબાજી ગોઠવનારાંઓએ વિચારવા જેવી છે. આવી ચાલબાજીથી બીજા પ્રાંતને નુકસાન થાય કે નહિ તે વાત જુદી છે. પણ ભારત-વર્ષનું તો નિકંદન નીકળી જાય. હજી પણ પ્રાંતદ્વેષ ડામે તો સારું.

*

વિદ્યાની મહત્તા એટલે શું એ સમજાવનારો એક પ્રસંગ છે.

આ પ્રસંગ બનેલો છે. આંહી નામ નથી આપ્યાં.

સૌરાષ્ટ્રમાં જ્યારે રાજવી-ઓની બોલબાલા હતી ત્યારે સૌરાષ્ટ્રના એક રાજવીના પાટનગરમાં એક ગવૈયો આવ્યો.

એનો કંઠ એનો જ હતો. જ્યારે એ ગાવા બેસે ત્યારે હવા ફરી જાય. એ ફરતો ફરતો આંહી આવી ચડ્યો હતો. પણ એની કીર્તિ તો ક્યારની આંહી પહોંચી ગઈ હતી.

એટલે સૌરાષ્ટ્રના આ રાજ-વીએ એને પોતાને ત્યાં ગાવા માટે બોલાવવાની પોતાના દીવાનને વાત કરી.

દીવાનસાહેબને લાગ્યું કે આ તો ગવૈયો છે. જ્યાં પૈસા મળે ત્યાં જાય ગાવા. એટલે એણે પોતે ત્યાં ન જતાં, પોતાના એક સેક્રેટરીને મોકલ્યો. સેક્રેટરીને મન એની કાંઈ કિંમત ન હતી. એણે તો માનેલું કે ગવૈયો બે હાથ જોડીને કહેશે કે આ તો તમે મારા ઉપર ઘણો મોટો ઉપકાર કરો છો.

એણે જઈને ગવૈયાને વાત કરી. જે દિવસ નામદાર રાજવી ઠરાવે તે દિવસે આવવાની એણે વાત મૂકી. ગવૈયાએ અત્યંત ટૂંકો જવાબ આપ્યો: 'ભાઈ! તમે જે તુમારો કાઢતા હો તે કાઢ્યા કરો. બાકી આ તમારું કામ નથી!'

'પણ તો વાત વેડફાઈ જશે. આ તો રાજા-વાજાં ને વાંદરાં. આજ મન થઈ જાય ને કાલે કાંઈ ન હોય!'

ગવૈયાએ કહ્યું: 'કાંઈ વાંધો નહિ, 'તેરે માંગણ બહોત હે, તો મેરે બહોત ઘરાક!'

સેક્રેટરીસાહેબને તો પોતાનું કામ અસફળ જાય તે નામોશી જેવું લાગતું હતું. એટલે એમણે વાત ફેરવી ફેરવીને બીજી રીતે મૂકી. પણ ગવૈયો તો એકનો બે થયો નહિ. એટલે એણે જઈને દીવાન-સાહેબને વાત કરી. અને



ટીકા કરી કે 'માણસ મૂરખ લાગે છે.'

દીવાને કહ્યું: 'મને પણ એમ જ લાગે છે. પણ આપણે તો મૂરખને ડાહ્યા બનાવવાની જડીબુટ્ટી પાસે રાખીએ છીએ એટલે વાંધો નથી. માણસ ભલે ને ગમે તેવો મૂરખ હોય—પૈસા દેખે એટલે ડાહ્યો ડાહ્યો!'

પૈસાની જ દુનિયામાં ગળાડૂબ રહેનારા દીવાનને લાગ્યું કે માણસ જરાક વાયલ હશે તો એને ગમે તેમ પૈસાથી મનાવી લેવાશે. એ પોતે ગવૈયા પાસે ગયા. પણ ગવૈયાએ તો એમને પણ ના સુણાવી દીધી. 'હું ક્યાંય ગાવા જતો નથી. સાંભળવું હોય તે મારે ત્યાં આવે!'

દીવાનસાહેબે ઘણી ઘણી રીતે એને મનાવ્યો, પણ ગવૈયો એકનો બે થયો નહિ.

દીવાનને લાગ્યું કે માણસ હઠીલો છે ને મૂરખ છે.

એણે જઈને નામદાર રાજવીને વાત કરી. રાજવીએ કહ્યું, 'કાંઈ નહિ, ન આવે તો. એ પૈસા ખોશે!'

હવે આ બાજુ ગવૈયો પણ માથાનો ફરેલ હતો.

એણે નિશ્ચય કર્યો કે જો મારી વિદ્યાથી હું આ ગર્વિષ્ઠમાં ગર્વિષ્ઠ માણસને મારે ત્યાં દોડાવું નહિ, તો મેં વિદ્યાની ઉપાસના કરી ન કરી.

એટલે એણે તો એક રાત્રે એવા સુંદર ભાવવાહી કંઠે રાજવીના મહેલ નજીક ગાવાનું શરૂ કર્યું કે ઘડીભર તો સારી સૃષ્ટિ જાણે એને સાંભળવા થંભી ગઈ હોય તેવું વાતાવરણ સરજાઈ ગયું.

એ વખતે પેલા રાજવી પણ રહી શક્યા નહિ.

એ પોતાના મહેલમાંથી ચોરપગલે આ ગવૈયાની ઝૂંપડી સુધી ગુપચૂપ પહોંચી ગયા ને ઝૂંપડીની બહાર છાનામાના ઊભા રહીને એને સાંભળવા લાગ્યા. ગવૈયાને એ વાતની સનસા મળી ગઈ. એ તો ગાતો હતો તેમજ ગાતો રહ્યો. પણ પોતાની વિદ્યાની આ મહત્તા સ્થાપીને બીજે દિવસે જ ગવૈયો રવાના થઈ ગયો. અને એને ખાસ બોલાવવા માટે ગયેલી નામદાર રાજવીની ઘોડાગાડી એને લીધા વિના જ પાછી ફરી.

*

બે પ્રસંગો મને સાંભરે છે. એક જ દિવસે બનેલા એટલે એ ઘણી અસર કરી ગયા છે. મેં વર્ષો પહેલાં મુંબાઈમાંથી એક બૂકસેલરની દુકાનમાંથી એક ચોપડી લીધેલી. એમાં એ કંપનીની છાપ હતી. ચોપડી લીધી ત્યારે તો ઉત્સાહમાં—વાંચવા માટે જ લીધેલી. પણ બન્યું એવું કે એ ચોપડી કોણ જાણે કેમ તદ્દન વિસરાઈ જ ગઈ. ને વાંચ્યા વિના જ કોરીધાક પડી રહી.

એ વાતને ઠીક ઠીક સમય થઈ ગયો. દસ બાર વર્ષનો ગાળો નીકળી ગયો. એક દિવસ ચાનક ચડી ને ખાંખાંખોળાં કરતાં એ પુસ્તક હાથ ચડ્યું. વાંચવા લીધું. વાંચી નાખવાનો નિશ્ચય કર્યો. પણ જોયું તો વચ્ચે એક ફર્મો જ મળે નહિ! ભૂલમાં એ ફર્મો રહી ગયો હોવો જોઈએ.

ચોપડી ખરીદ્યાં ઠીક સમય થયો હતો. છતાં બૂકસેલરની છાપ હતી. ને બૂકસેલર કંપની અંગ્રેજી હતી. એટલે મન થયું કે કાગળ તો લખીએ. જોઈએ આ વિદેશી





દ૦ બા૦ કાલેલકર

# સદાચારનું ફળ

સામાન્ય પટાવાળાથી માંડીને મોટા અમલદાર સુધી જે લાંચરુશ્વતની બદી પેઠી છે એને નિવારવા કોઈ કાયદાય ખપમાં નથી આવતા. એ વિષે સ્પષ્ટ વિચારસરણી રજૂ કરતો કાકાસાહેબનો આ લેખ 'મંગલ પ્રભાત'માંથી અનુવાદ કરીને અહીં મૂક્યો છે...

દેશમાં ઔદ્યોગિક પ્રગતિ સારી રીતે થઈ રહી છે એમાં કોઈ જાતની શંકા નથી. અંગ્રેજ અમલમાં જે પ્રગતિ રુંધાઈ રહી હતી તે આજે જોરશોરથી થવા લાગી છે. વિજ્ઞાન અને યંત્રનો મોટા પ્રમાણમાં ઉપયોગ થઈ રહ્યો છે. દેશમાં શાન્તિ અને સુરક્ષા હોઈને પરદેશથી મિલ્કત પણ આ દેશમાં આવવા લાગી છે, અને કારખાનાંઓ વગેરે ચલાવનાર કાબેલ માણસોની પણ પરદેશમાંથી મદદ મળતી રહી છે. વિદ્યા અને કુશળતા મેળવવામાં આપણા દેશની પ્રજા ક્યારેય કમજોર નથી નીવડી. અંગ્રેજ અમલ દરમિયાન યંત્રોનો બધો સામાન પરદેશથી આવતો અને દેશની મિલ્કતનું શોષણ થતું. હવે આપણે મોટા ભાગની ચીજો માટે સ્વાવલંબી, સ્વાયત્ત અને સંપૂર્ણ બન્યા છીએ. આપણો યંત્રોદ્યોગી માલ હવે પરદેશમાં પણ જવા લાગ્યો છે.

આ બધું તો ઠીક છે. પણ ચોમેરથી ફરિયાદ થાય છે કે લોકોનું ચારિત્ર્ય ઢીલું થવા લાગ્યું છે. ઉપરથી માંડીને નીચે સુધી ફરિયાદ સંભળાય છે કે જે ધગશથી કામ થવું જોઈએ તેવું નથી થતું. ખેડૂત ખેતીનું કામ પહેલા કરતાં ઓછું કરે છે. કારખાનાંઓ અને નાના ઉદ્યોગોમાં મજૂરોની મજૂરી વધી રહે છે. પણ કામનું ધોરણ ઘટી રહ્યું છે. 'જે કામ કરીશ તે સારું જ કરીશ, કોઈ મારા પર દેખરેખ રાખે કે ન રાખે તો પણ સચ્ચાઈથી કામ કરીશ. મારી મહેનત અને મારું કૌશલ્ય મારી આબરૂનો સવાલ છે. એમાં જો હું મનચોરી કરીશ, કામચોરી કરીશ તો મારે નરકમાં જવું પડશે. માલિક જોવે કે ન જોવે, બધું જોનારો તો એક જ છે.'—આવી ધર્મબુદ્ધિ,

કેવો જવાબ આપે છે!

કાગળ લખ્યો. તમારે ત્યાંથી ખરીદી છે. વર્ષો થયાં છે. પણ તદ્દન નવી નકોર છે. વાંચ્યા વિના જ રહી ગઈ હતી એટલે. જો બદલાવી આપો તો મોકલું.

જવાબ મળ્યો: 'મોકલો. અમે બીજી પ્રત મોકલીશું!' એ જવાબ ખીસામાં પડ્યો હતો. સાંજે જરા મોડેથી અમદાવાદી બજારમાં એક ચીજ ખરીદી માટે ગયો. રાતનો સમય હતો. ને ધ્યાન ન રહ્યું કે કોણ જાણે કેમ પણ એક ચીજ ખરીદી. ને ઘેર આવ્યો.

બીજે જ દિવસે જોયું કે ચીજ તો થોડી ખામીને લીધે તદ્દન નકામી પડે તેમ છે. દુકાનદાર બદલાવી દેશે એ વિશ્વાસે એને ત્યાં ગયો. જઈને વાત કરી. રાત્રે લઈ ગયો એટલે ધ્યાન નથી રહ્યું, બદલાવી આપો તો જ કામની થાય તેમ છે.

દુકાનદારે જવાબ વાળ્યો: 'અમારે ત્યાં એક વખત લીધેલો માલ પાછો લેવાતો નથી!'

જવાબ પણ ઉદ્ધતાઈથી જ આપ્યો હતો. જાણે કોઈ મોટો સિદ્ધાંત ગોખતા હોય તેમ.

કહ્યું: 'રાત્રિ હતી. ધ્યાન ન રહ્યું!'

જવાબ મળ્યો: 'આપણને ભગવાને આંખો તો જોવા માટે આપી છે!'

આ ફિલસૂફી પછી પેલા ખિસ્સામાં પડેલા કાગળ સાથે ઘર તરફ પ્રયાણ કર્યું.



કર્તવ્યનિષ્ઠા અને ઇમાનદારી હવે ઓછી દેખાય છે. આવી ફરિયાદ ચોમેરથી સંભળાય છે. અને સજ્જનો કહેતા લાગ્યા છે કે આપણાં કારખાનાંઓ વધ્યાં, મિલકત વધી, પણ માણસની દાનત બગડી તેથી આપણે શું મેળવ્યું ? દાનતની પાછળ પાછળ પ્રગતિ પણ જવાની છે જ. દેશનું આવું દેવાળું નીકળે એ શી રીતે સહન થઈ શકે ?

લાંચરુશ્વત વધી રહી છે. પક્ષપાત વધી રહ્યો છે. દુરાચાર વધી રહ્યો છે. એનો ઇલાજ શોધવો જ જોઈએ. આજે તો લોકો કહે છે—કડક કાયદા કરો. ગુનેગારોને સખત સજા કરો. છાપાંઓથી જનતાને જાગૃત કરવી એ જ એક ઇલાજ છે. પણ અનુભવથી કહી શકાય કે જો માણસનું ચારિત્ર્ય જ ઢીલું થઈ ગયું તો સજા અને કાયદા શું કરે ? લાંચ રુશ્વત પકડવાને માટે એક નવો ધારો ઘડાયો. એ ધારામાં જ લાંચરુશ્વત ઘૂસી ગઈ ! મીઠું જ અલૂણુ થઈ ગયું ! એનો ઉપાય શો ? કાયદા જેટલા વધે છે, કડક થાય છે, એટલું જ લાંચરુશ્વતનું ક્ષેત્ર પણ વધે છે. ઇંગ્લંડના એક જૂના પ્રધાન કહેતા : Every man has its price. કોઈ પણ માણસને ખરીદવો અઘરો નથી—કોઈને ઓછું આપવું પડે છે, કોઈને વધારે. કોઈ સીધી રીતે લે છે, કોઈ છૂપી રીતે. અને આજે તો લાંચ લેવાની એક નવી જ રીત વપરાવા લાગી છે. કોઈને આપણે સીધેસીધી લાંચ ન આપીએ પણ એના પક્ષમાં ફાળાને નામે પૈસા આપીએ તો કામ થઈ જાય છે.

આ બધું ટાળવા માટેના કેટલાક ઉપાયો છે. આપણા મધ્યયુગના રાજાઓ છૂપા વેષે જાતે પોતાની રાજધાનીમાં ફરતા રહેતા અને અન્યાય, અત્યાચાર, લાંચરુશ્વત, અને પક્ષપાત પકડી પાડતા હતા અને પોતાના રાજ્યવહીવટકર્તાઓ અંગેની પ્રજાની શું ફરિયાદ છે તે પણ સમજી લેતા. નાના નાના રાજાઓનાં નાનાં નાનાં રાજ્યોમાં આ બધું બરોબર હતું. મધ્યયુગની લોકકથાઓમાં વિક્રમ રાજાની બોલબાલા છે.

પણ છેવટનો ઉપાય તો ગીતા–ચીંધ્યો આ છે :

સામાજિક નેતા, રાજપુરુષ, મંત્રી, સચિવ વગેરે મોટા માણસો જે માર્ગે જાય છે એ જ માર્ગનું અનુકરણ સામાન્ય માણસો પણ કરે છે. ( ગાંધીજીએ આ શ્લોકનો સાર અંગ્રેજીમાં એક જ વાક્યમાં આપેલો— The masses follow the classes ).

જેમનું ચારિત્ર્ય ઊંચું છે, લોકોત્તર છે, જેને માટે જનતાના મનમાં ખૂબ આદર છે, એવા લોકો જો નિવૃત્ત બનીને સમાજથી જુદા રહે તો એમના ચારિત્ર્યની પૂરેપૂરી અસર ન થાય. પણ જે લોકો ચારિત્ર્યથી પોતાની મહત્તા જાળવીને સમાજસેવાનું કામ કરે છે, લોકોનાં સુખદુઃખ સાથે એકરૂપ બને છે, સમાજને અને વ્યક્તિને કામ વખતે સાચી સલાહ આપે છે, અન્યાય અને અત્યાચારનો આશરો લીધા વિના પ્રમાદી માણસો તરફ સહાનુભૂતિ દાખવે છે એવા લોકોની અસર, પહેલાં આજુબાજુની વ્યક્તિઓ ઉપર અને ધીમે ધીમે આખા સમાજ પર પણ પડ્યા વિના રહેતી નથી.

ગાંધીજી જ્યારે દક્ષિણ આફ્રિકાથી સ્વદેશસેવા માટે ભારતમાં આવ્યા ત્યારે દેશની હાલત ખૂબ જ વણસેલી હતી. ગાંધીજીએ કાયદાઓ ઘડવાનો પ્રયત્ન ન કર્યો કે સમાજની નિંદા ન કરી. પોતાના જીવન દ્વારા એક મહાન આદર્શ રજૂ કર્યો. એથી મોટો આદર્શ જીવી બતાવ્યો. જે લોકો એમની તરફ આકર્ષાયા તેમની સામે પણ એ જ આદર્શ રાખ્યો અને પળાવ્યો. આમ કરતાં કરતાં દેશનું વાતાવરણ સુધરી ગયું. જે લોકો ઊંચો આદર્શ પાળી ન શક્યા તેઓ સાર્વજનિક જીવનથી હટી ગયા અથવા તેમણે પોતાની કક્ષા જાણી લીધી.

આ જ અનુભવસિદ્ધ સાચો રસ્તો છે. જો કોઈના મનમાં આજની નીચલી કક્ષાએ પહોંચેલી હાલતનો અસંતોષ છે, વેદના છે તો ખુદ પોતાની જાતથી અને આસપાસના વાતાવરણથી શરૂઆત કરે. ઇમાનદારી અને ચારિત્ર્યતેજ જ્યાં દેખાય તેની કદર કરે, તેને પ્રોત્સાહન આપે અને વિશ્વાસ રાખે કે સદાચારનું ફળ તરત અને અનેકગણું મળે છે. धर्मस्य त्वरिता गतिः।







જિતુભાઈ પ્ર૦ મહેતા

# બાબુ અને ગનુ

બે જિગરી દોસ્તોની અનોખી દાસ્તાન રજૂ કરતી આપણા જાણીતા શબ્દ-શિલ્પીની આ એવી જ અનોખી વાર્તા છે. મૈત્રી કેટલી નિસ્વાર્થી હોય છે તે આવા સામાન્ય માણસો પણ સમજતા હોય છે ત્યારે જ આ અનોખી દાસ્તાન અનોખી રહી શકે ને?...

કવિઓએ ચંદ્ર અને ચકોરીના સાથ પર રૂપેરી શબ્દો પાથર્યા છે. બુલબુલના ગળામાં શાયરોએ ગુલાબનો રાતો ઘાવ ગોઠવી દીધો છે. પતંગિયાંને અડકના પહેલાં ગીત રચનારે જ્યોતની સોનેરી વાટને વહાલી કરી છે. નર અને નારીની પ્રીત પર કવિઓ પાવા વગાડતાં ધરાયા જ નથી.

પણ બાબુ અને ગનુની દોસ્તી પર હેતનાં વાક્યો ઊતર્યાં નથી. બાબુ અને ગનુ કોઈ રીતે સમાજના ઊજળા તારકો નથી. બાબુ અને ગનુ વચ્ચે દોલતની કોઈ વાડ નથી. તેમના દીદારમાં કોઈ ખાસ તેજ નથી. તેમના પોશાક પર થીગડાંનેય ચમકવાની તક મળી છે. તેમના પગ તળે ચંપલ આવી જાય છે પણ ક્યારેક એ પગરખાંય એમનો કદમસાથ છોડે છે.

તેમને છોડનારાં ઘણાં છે. આનંદની ઊર્મિ તેમની પાસે રહેતાં કસટાય છે. અફસોસ પણ તેમની આગળ વધુ ટકતો નથી. ક્યારેક નશો તેમને થોડું રમાડી ચાલ્યો જાય છે. વિદાયના આવા ઓળા હેઠળ એક જ હકીકત તેમની સાથે સતત રહી છે. બાબુ ને ગનુની દોસ્તી. બાબુના દિલમાં કોઈ કાંટો ભાગે, ગનુને દેખતાં-વેંત બાબુની એ વેદના ચાલી જાય. ગનુનું લમણું તીખું થાય, બાબુને જોતાંવેંત એ આગ ઊડી જાય.

ચણા કે સીંગની 'ઉજાણી' પણ બાબુ કે ગનુ એકલા ઉડાડે નહિ. કોઈ ટોળી પર હાથ નાખવો હોય તો, બન્ને સાથે જ આ માવજત પાર પાડે.

'બાબુ, આજ તારો જન્મદિવસ છે, યાદ છે?' ગનુએ બાબુની પીઠ પર ધબ્બો મારી કહ્યું.

આ સમાચારથી બાબુ હેબતાઈ ગયો. એકવાર ગનુને એણે એના જન્મનો દિવસ કહેલો. સાલ પણ આપેલી ...ને માળા ગનુએ એની મનમાં નોંધ કરી લીધી?

બાબુએ નિસાસો નાખ્યો: 'મારે, જન્મદિવસ? એલા એમાં સંભારવા જેવું શું છે?'

ગનુએ ઉમંગ છાંટ્યો: 'કેમ, આપણે સાથે આવી લહેર કરીએ, શું એ ઓછી નથી?'

બાબુ અને ગનુની લહેર એટલે છૂટક કામ, બેકારી, ફરી જાત જાતની કામગીરી, ફરી રોટીની ફિકર... ફરી રઝળપાટ.

ગનુએ ખુશાલીનો નકશો દોર્યો: 'આજ તો ખુશાલીમાં દરિયાની પાળે બેસીએ. નાસ્તો કરીએ. એલા, સામે મોટી ઇમારતો છે, એમાં નજરને રહેવા મોકલીએ દોસ્ત! એવડા મોટા મકાનમાં એ બધાં શું કરતાં હશે? થાકી જતાં હશે?'

બાબુ હસ્યો: 'થાકે શીદ ને? પંખા ફરતા હોય, રેડિયો વાગતો હોય, અડાળીઓ આવતી જતી હોય, અગરબત્તી જલતી હોય...ને રૂપાળી સ્ત્રી મીઠું મીઠું હસતી હોય...કંટાળો શેં આવે?'

ગનુથી રહેવાયું નહિ: 'બાબુ સાવ સાચું બોલજે. તારા કાળજામાં કોઈ સ્ત્રી ઘા નથી કરતી?'

બાબુ મૂંગો થઈ ગયો. ગનુને પસ્તાવો થયો. આવા રૂડા દિવસે આ વાત એણે શીદ કરી?

'બાબુ, મોં ધોઈ નાખ. નળનું ટાઢું પાણી તારી સુસ્તી કાઢી નાખશે...ને પછી...'

ગનુએ રેશમી રૂમાલ ગજવામાંથી બહાર આણ્યો. વર્ષગાંઠની ગનુ તરફથી બાબુને ભેટ. 'બાબુ આ રૂમાલથી મોઢું લૂછજે. એમાં ભભક ભેળવી છે. દોસ્ત! રેશમી રૂમાલ વગર આજે હું તને રહેવા દઉં ખરો?'

બંને ભેટ્યા. બાબુ ઉમંગમાં આવી ગયો. અને એણે નળ પર જઈને પાણીની છાલક એની આંખોમાં એટલા જોરથી ફટકારી કે, આંખો લાલચૂમ થઈ ગઈ.



કર્તવ્યનિષ્ઠા અને ઇમાનદારી હવે ઓછી દેખાય છે. આવી ફરિયાદ ચોમેરથી સંભળાય છે. અને સજ્જનો કહેવા લાગ્યા છે કે આપણાં કારખાનાંઓ વધ્યાં, મિલ્કત વધી, પણ માણસની દાનત બગડી તેથી આપણે શું મેળવ્યું ? દાનતની પાછળ પાછળ પ્રગતિ પણ જવાની છે જ. દેશનું આવું દેવાળું નીકળે એ શી રીતે સહન થઈ શકે ?

લાંચરુશ્વત વધી રહી છે. પક્ષપાત વધી રહ્યો છે. દુરાચાર વધી રહ્યો છે. એનો ઇલાજ શોધવો જ જોઈએ. આજે તો લોકો કહે છે—કડક કાયદા કરો. ગુનેગારોને સખત સજા કરો. છાપાંઓથી જનતાને જાગૃત કરવી એ જ એક ઇલાજ છે. પણ અનુભવથી કહી શકાય કે જો માણસનું ચારિત્ર્ય જ ઢીલું થઈ ગયું તો સજા અને કાયદા શું કરે ? લાંચ રુશ્વત પકડવાને માટે એક નવો ધારો ઘડાયો. એ ધારામાં જ લાંચરુશ્વત ઘૂસી ગઈ ! મીઠું જ અલૂણું થઈ ગયું ! એનો ઉપાય શો ? કાયદા જેટલા વધે છે, કડક થાય છે, એટલું જ લાંચરુશ્વતનું ક્ષેત્ર પણ વધે છે. ઇંગ્લંડના એક જૂના પ્રધાન કહેતા : Every man has its price. કોઈ પણ માણસને ખરીદવો અઘરો નથી—કોઈને ઓછું આપવું પડે છે, કોઈને વધારે. કોઈ સીધી રીતે લે છે, કોઈ છૂપી રીતે. અને આજે તો લાંચ લેવાની એક નવી જ રીત વપરાવા લાગી છે. કોઈને આપણે સીધેસીધી લાંચ ન આપીએ પણ એના પક્ષમાં ફાળાને નામે પૈસા આપીએ તો કામ થઈ જાય છે.

આ બધું ટાળવા માટેના કેટલાક ઉપાયો છે. આપણા મધ્યયુગના રાજાઓ છૂપા વેષે જાતે પોતાની રાજધાનીમાં ફરતા રહેતા અને અન્યાય, અત્યાચાર, લાંચરુશ્વત, અને પક્ષપાત પકડી પાડતા હતા અને પોતાના રાજ્યવહીવટકર્તાઓ અંગેની પ્રજાની શું ફરિયાદ છે તે પણ સમજી લેતા. નાના નાના રાજાઓનાં નાનાં નાનાં રાજ્યોમાં આ બધું બરોબર હતું. મધ્યયુગની લોકકથાઓમાં વિક્રમ રાજાની બોલબાલા છે.

પણ છેવટનો ઉપાય તો ગીતા–ચીંધ્યો આ છે : સામાજિક નેતા, રાજપુરુષ, મંત્રી, સચિવ વગેરે મોટા માણસો જે માર્ગે જાય છે એ જ માર્ગનું અનુકરણ સામાન્ય માણસો પણ કરે છે. (ગાંધીજીએ આ શ્લોકનો સાર અંગ્રેજીમાં એક જ વાકયમાં આપેલો— The masses follow the classes).

જેમનું ચરિત્ર ઊંચું છે, લોકોત્તર છે, જેને માટે જનતાના મનમાં ખૂબ આદર છે, એવા લોકો જો નિવૃત્ત બનીને સમાજથી જુદા રહે તો એમના ચારિત્ર્યની પૂરેપૂરી અસર ન થાય. પણ જે લોકો ચારિત્ર્યથી પોતાની મહત્તા જાળવીને સમાજસેવાનું કામ કરે છે, લોકોનાં સુખદુઃખ સાથે એકરૂપ બને છે, સમાજને અને વ્યક્તિને કામ વખતે સાચી સલાહ આપે છે, અન્યાય અને અત્યાચારનો આશરો લીધા વિના પ્રમાદી માણસો તરફ સહાનુભૂતિ દાખવે છે એવા લોકોની અસર, પહેલા આજુબાજુની વ્યક્તિઓ ઉપર અને ધીમે ધીમે આખા સમાજ પર પણ પડ્યા વિના રહેતી નથી.

ગાંધીજી જ્યારે દક્ષિણ આફ્રિકાથી સ્વદેશસેવા માટે ભારતમાં આવ્યા ત્યારે દેશની હાલત ખૂબ જ વણસેલી હતી. ગાંધીજીએ કાયદાઓ ઘડવાનો પ્રયત્ન ન કર્યો કે સમાજની નિંદા ન કરી. પોતાના જીવન દ્વારા એક મહાન આદર્શ રજૂ કર્યો. એથી મોટો આદર્શ જીવી બતાવ્યો. જે લોકો એમની તરફ આકર્ષાયા તેમની સામે પણ એ જ આદર્શ રાખ્યો અને પળાવ્યો. આમ કરતાં કરતાં દેશનું વાતાવરણ સુધરી ગયું. જે લોકો ઊંચો આદર્શ પાળી ન શક્યા તેઓ સાર્વજનિક જીવનથી હટી ગયા અથવા તેમણે પોતાની કક્ષા જાણી લીધી.

આ જ અનુભવસિદ્ધ સાચો રસ્તો છે. જે કોઈના મનમાં આજની નીચલી કક્ષાએ પહોંચેલી હાલતનો અસંતોષ છે, વેદના છે તે ખુદ પોતાની જાતથી અને આસપાસના વાતાવરણથી શરૂઆત કરે. ઇમાનદારી અને ચારિત્ર્યતેજ જ્યાં દેખાય તેની કદર કરે, તેને પ્રોત્સાહન આપે અને વિશ્વાસ રાખે કે સદાચારનું ફળ તરત અને અનેકગણું મળે છે. धर्मस्य त्वरिता गतिः ।





જિતુભાઈ પ્ર૦ મહેતા

# બાબુ અને ગનુ

બે જિગરી દોસ્તોની અનોખી દાસ્તાન રજૂ કરતી આપણા જાણીતા શબ્દ-શિલ્પીની આ એવી જ અનોખી વાર્તા છે. મૈત્રી કેટલી નિસ્વાર્થી હોય છે તે આવા સામાન્ય માણસો પણ સમજતા હોય છે ત્યારે જ આ અનોખી દોસ્તીન અનોખી રહી શકે ને?...

કવિઓએ ચંદ્ર અને ચકોરીના સાથ પર રૂપેરી શબ્દો પાથર્યા છે. બુલબુલના ગળામાં શાયરોએ ગુલાબનો રાતો ઘાવ ગોઠવી દીધો છે. પતંગિયાંને અડકના પહેલાં ગીત રચનારે જ્યોતની સોનેરી વાટને વહાલી કરી છે. નર અને નારીની પ્રીત પર કવિઓ પાવા વગાડતાં ધરાયા જ નથી.

પણ બાબુ અને ગનુની દોસ્તી પર હેતનાં વાક્યો ઊતર્યાં નથી. બાબુ અને ગનુ કોઈ રીતે સમાજના ઊજળા તારકો નથી. બાબુ અને ગનુ વચ્ચે દોલતની કોઈ વાડ નથી. તેમના દીદારમાં કોઈ ખાસ તેજ નથી. તેમના પોશાક પર થીગડાંનેય ચમકવાની તક મળી છે. તેમના પગ તળે ચંપલ આવી જાય છે પણ ક્યારેક એ પગરખાંય એમનો કદમસાથ છોડે છે.

તેમને છોડનારાં ઘણાં છે. આનંદની ઊર્મિ તેમની પાસે રહેતાં કસટાય છે. અફસોસ પણ તેમની આગળ વધુ ટકતો નથી. ક્યારેક નશો તેમને થોડું રમાડી ચાલ્યો જાય છે. વિદાયના આવા ઓળા હેઠળ એક જ હકીકત તેમની સાથે સતત રહી છે. બાબુ ને ગનુની દોસ્તી. બાબુના દિલમાં કોઈ કાંટો ભાગે, ગનુને દેખતાં-વેંત બાબુની એ વેદના ચાલી જાય. ગનુનું લમણું તીખું થાય, બાબુને જોતાંવેંત એ આગ ઊડી જાય.

ચણા કે સીંગની 'ઉજાણી' પણ બાબુ કે ગનુ એકલા ઉડાડે નહિ. કોઈ ટોળી પર હાથ નાખવો હોય તો, બન્ને સાથે જ આ માવજત પાર પાડે.

'બાબુ, આજ તારો જન્મદિવસ છે, યાદ છે?' ગનુએ બાબુની પીઠ પર ધબ્બો મારી કહ્યું.

આ સમાચારથી બાબુ હેબતાઈ ગયો. એકવાર ગનુને એણે એના જન્મનો દિવસ કહેલો. સાલ પણ આપેલી ...ને માળા ગનુએ એની મનમાં નોંધ કરી લીધી?

બાબુએ નિસાસો નાખ્યો: 'મારે, જન્મદિવસ? એલા એમાં સંભારવા જેવું શું છે?'

ગનુએ ઉમંગ છાંટ્યો: 'કેમ, આપણે સાથે આવી લહેર કરીએ, શું એ ઓછી નથી?'

બાબુ અને ગનુની લહેર એટલે છુટક કામ, બેકારી, ફરી જાત જાતની કામગીરી, ફરી રોટીની ફિકર... ફરી રઝળપાટ.

ગનુએ ખુશાલીનો નકશો દોર્યો: 'આજ તો ખુશાલીમાં દરિયાની પાળે બેસીએ. નાસ્તો કરીએ. એલા, સામે મોટી ઇમારતો છે, એમાં નજરને રહેવા મોકલીએ દોસ્ત! એવડા મોટા મકાનમાં એ બધાં શું કરતાં હશે? થાકી જતાં હશે?'

બાબુ હસ્યો: 'થાકે શીદ ને? પંખા ફરતા હોય, રેડિયો વાગતો હોય, અડાળીઓ આવતી જતી હોય, અગરબત્તી જલતી હોય...ને રૂપાળી સ્ત્રી મીઠું મીઠું હસતી હોય...કંટાળો શેં આવે?'

ગનુથી રહેવાયું નહિ: 'બાબુ સાવ સાચું બોલજે. તારા કાળજામાં કોઈ સ્ત્રી ઘા નથી કરતી?'

બાબુ મૂંગો થઈ ગયો. ગનુને પસ્તાવો થયો. આવા રૂડા દિવસે આ વાત એણે શીદ કરી?

'બાબુ, મોં ધોઈ નાખ. નળનું ટાઢું પાણી તારી સુસ્તી કાઢી નાખશે...ને પછી...'

ગનુએ રેશમી રૂમાલ ગજવામાંથી બહાર આણ્યો. વર્ષગાંઠની ગનુ તરફથી બાબુને ભેટ. 'બાબુ આ રૂમાલથી મોઢું લૂછજે. એમાં ભભક ભેળવી છે. દોસ્ત! રેશમી રૂમાલ વગર આજે હું તને રહેવા દઉં ખરો?'

બંને ભેટયા. બાબુ ઉમંગમાં આવી ગયો. અને એણે નળ પર જઈને પાણીની છાલક એની આંખોમાં એટલા જોરથી ફટકારી કે, આંખો લાલચૂમ થઈ ગઈ.



ધરતી પર બાબુનો 'અવતાર' થયો હતો એ દિવસને તેઓ વરસો પછી ઊજવી રહ્યા. બાબુએ હસીને જણાવ્યું : 'ગનુ, તારી દોસ્તી ન હોત તો હું...'

બાબુ લગભગ રોઈ પડચો. ગનુએ સંભળાવી દીધું : 'તું ભારે-પોચો...લાગણીને કાબૂમાં રાખીએ, દોસ્ત! બોલ્યા મોટા માણસો વાતવાતમાં રુવે, વાતવાતમાં હસે...આપણને એ પાલવે નહિ...બાબુ, તું ન હોત તો...'

ને ગનુ પીગળી ગયો. એના રુંધાયેલા ગળામાંથી વધુ શબ્દો બહાર નીકળ્યા નહિ. થોડી ક્ષણો બંને મૂગા રહ્યા.

જીવનનો આવો એક દિવસ ઊજવવા દોસ્તો દરિયાની પાળ પર બેઠા. પાણી ઊછળતાં હતાં. ઊછળતાં પાણીને પાળની જરૂર હતી. ઊછળી ઊછળીને પાળ સાથે એ ભટકાતાં હતાં.

આ દોસ્તો આગળથી એક આખી વણઝાર પસાર થતી હતી. નાળિયેરવાળો વારે વારે પૂછતો હતો. 'નાળિર પાણી? છ આના એકના.'

ચણા જોરગરમવાળો પણ નરમ પગે ચાલી એની ભાષા છાંટતો હતો. કુલફીવાળો લહેકાથી એની કુલફીને જાહેર કરતો હતો.

ગનુએ નાભિમાંથી નિસાસો હાલવ્યો : 'દોસ્ત, ઘણા વખતથી કુલફી ખાધી નથી. ગજવું નરમ છે નહિતર આજે આ દિવસ પર કુલફી ચડાવત...'

બાબુએ એના ગજવાનું છેલ્લું પરચુરણ બહાર કાઢ્યું: 'બોલને શું નથી? એમ કાંઈ હું ખાલી નથી, હોં...' બાબુના વિવેકને ગનુએ રોકચો નહિ. બન્ને કુલફી ઉડાવી રહ્યા. એ જ વખતે એક નાની છોકરી ઊભી રહી. કરગરતા અવાજે એ છોકરીએ પૈસાની માગણી કરી. બાબુએ એની અડધી કુલફી છોકરીને આપી : 'ગનુ, આજે આવું કાં'ક કરવું ઘટે.' ગનુએ સમજાવ્યું : 'તારે ઉદાર થાવું હોય તો થા. આપણાં ઉદરમાં તો આખેઆખી કુલફી પહોંચવાની...ભારે ટાઢક કરે છે, આ ટાઢું દૂધ છાતીમાં ભારે શેરડો પાડે છે!'

અને એક સ્ત્રી એમની નજર આગળથી જ ચાલી. એની ચાલ પર આ દોસ્તોની નજર ઢળી પડી. ગનુથી રહેવાયું નહિ : 'જાણે ગઝલ ચાલતી લાગે છે...'

બાબુએ સુધારો કર્યો : 'નહિ, દોસ્ત! ઠુમરીનું આ ચલન છે.'

સ્ત્રી વિહોણી બન્નેની જિંદગાની રણનેય ભોંઠું પાડે તેવી હતી.

ગનુની નજર બોલી : 'મેં પાની જોઈ પણ મોં પર મારી આંખ ગઈ નહિ...' ને બાબુ હસી પડચો : 'તું તો લખમણનો જ અવતાર. સીતાની પાની જ લખમણ ઓળખતા.'

ગનુએ એનું જ્ઞાન ઢોળ્યું : 'ને તું રામનો અવતાર ...તેં તારી આંખની આગમાં આ સ્ત્રીને સ્નાન કરાવ્યું...'

રાત ઊતરી પડી. બાબુ ને ગનુ પાળ પર બેસી રહ્યા. બાબુએ લહેકો કરીને અવાજ કર્યો :

'આપણને વારસામાં આ પાળ તો મળી...ગનુ આ જિંદગાની આમ કયાં લગી લાંબી થવાની?'

તેમની બાજુમાં એક જોડું બેઠું. પહેલાં તો એમની વાતો પાતળા અવાજમાં ગોઠવાઈ, પણ પછી અવાજ જલદ થવા માંડચો. રેશમી કુરતામાં સજ્જ થયેલા યુવાને કહી દીધું : 'મારી જિંદગી વચ્ચે તારે દખલ દેવી નહિ.'

અને એ યુવતી બોલી : 'પણ તમારા આ ભવાડા બીજાઓની જીભે ચડયા છે. મને જ હવે પાડોશીઓ પૂછે છે...શું તમને તમારો સંસાર ખૂંચે છે? મારી સામું ન જુઓ...પણ તમારો દીકરો નાનો છે એનો ખ્યાલ કરો...શું તમારે એને ઘરમાં બેસાડવી છે? સાચું કહી દ્યો. હૃદયની ચોરી મને નથી ગમતી.'

પતિ–પત્ની વચ્ચે ઉગ્ર ભાષા આવી. ને ત્યાં એક ત્રીજી વ્યક્તિ ઝબકી. એક યુવતી એમાં ઉમેરાણી. એ નારીઓની વચ્ચે જીભાજોડી થઈ.

'આજે તું ટપકી પડી. પણ મેં તો એને કેટલા

વેઠ્યા છે એની તને શું ખબર ?'
નવી આવનારીના પેટનું પાણીય હલ્યું નહિ. એણે એનો પ્રેમ જાહેર કર્યો. પુરુષે એ સામે એક શબ્દ ઉચ્ચાર્યો નહિ એટલું જ નહિ પણ યુવાને એ જાહેરાત પર મોરલી જેવી ભાષા ઉતારી. ધાંધલ થઈ. કોઈએ દરિયામાં પડતું મેલવાની ધમકી આપી.
બાબુ અને ગનુનો પાળ પરનો પાડોશ, આ ઘુંધવાએલાં હૈયાં શું સાવ ભૂલી જ ગયાં ?
ગનુએ ટહુકો કર્યો : 'આ જો ! સંસારનું સુખ... આપણે સારા...એકલા એકલા પાળ હારે ભટકાઈએ, આકાશ સામે આંખ ભટકાવીએ, સૂકી ધરતી પર આળોટીએ...'
બન્ને આ વિખવાદ જીરવી શક્યા નહિ. બાબુએ ઊભા થઈને કહ્યું: 'એલા, હાલ. અહીં નથી બેસવું. આપણી રાત બગાડે છે. આ બધાં.'
ત્રણે જણાએ બાબુનો અણગમો સાંભળ્યો. યુવાન છંછેડાયો. એને એની મર્દાનગી બતાવવાની તક મળી. યુવાને બાબુને પડકાર્યો: 'એય, આ પાળ તારા બાપની નથી.'
ગનુ શાંતિથી બોલ્યો : 'અમારા બાપની થતી નથી પણ તમારી માતાનીય આ પાળ નથી.'
યુવાને બાંય ચડાવી : 'ગુંડાથી ડરી જાઉં એવો નથી. જબાન સંભાળ.' બાબુથી રહેવાયું નહિ. 'જબાન ? તમે સંભાળો. ઘરનો કજીયો આ પાળ પર ઠાલવતાં લાજ નથી આવતી ? બાયડીને રોવડાવતાં શરમ નથી આવતી ? સહુની દેખતાં બાયડીનો લગનમાં હાથ ઝાલ્યો તે આવા ચાળા કરવા ?'
યુવાન ગનુ પર ધસી આવ્યો. બાબુએ એને ધક્કો માર્યો. યુવાન ઊથલી પડ્યો. યુવાને રાડ નાખી : 'પોલીસ...પોલીસ...'
ને આસપાસના માણસો એકઠા થયા. બાબુ અને ગનુને તેઓએ ઘેરી લીધા...બોલાચાલી થઈ. બાબુ અને ગનુ દલીલ કરતા રહ્યા ત્યાં પોલીસનો માણસ આવ્યો. એણે સીસોટી બજાવી. પોલીસના વધુ માણસો આવ્યા.
ઊજળાં ટોળાંએ યુવાનનો પક્ષ લીધો. ગનુનો મિજાજ ગયો. એણે એક ગૃહસ્થને ધરી દીધી...વધુ ધાંધલ થઈ. બાબુ અને ગનુ ઉપર કાયદાનો અમલ તોળાયો. તેમના કાંડા પર કાયદાનું ધાતુ લાગી ગયું. બન્નેને દોરી જવામાં આવ્યા. બાબુ ને ગનુ પકડાયા પછી એમના પર ગાળોની ઝડીઓ વરસી. જેઓ દૂર ઊભા હતા, તેઓ હવે પાસે આવ્યા, 'સાલા, મવાલીઓ...'
પોલીસની સાથે ચાલતાં ચાલતાં બાબુએ ગનુને જણાવ્યું. 'જનમદિવસે જ, કાંડાને પોંચીની ભેટ મળી.'
ગનુએ આસ્તેથી કહ્યું : 'ભલે ! બે ચાર દિવસ બેસી આવશું.'
પાળ પર ત્રણ હૃદયોએ જે તોફાન કર્યું, એની જાણ કોને થાય ? પણ યુવાનની પત્નીથી રહેવાયું નહીં. 'નાહક તમે એમને પકડાવ્યા. તમને કોઈ ગાળ દીધી એણે ? ઘરનો કંકાસ બહાર લાવીએ...ને આપણે બહાર આવીને બીજાઓને કંકાસમાં ખેંચીએ...?'
પત્ની આવું બોલી અને બીજી યુવતીએ ફૂલ પાથર્યાં : 'તમારામાં જ આ હિંમત છે, હોં ! આજના જુવાનો બાયલા નથી એ તમે બતાવી આપ્યું.'
બાબુ અને ગનુની દોસ્તી બંધનમાંય ઊછળી. ગનુનો રેશમી રૂમાલ બાબુના હૈયા પર રહ્યો.
ને એના પર થોડા દિવસો ઊગ્યા ને આથમ્યા.

*

મહિનાઓ પછી ગનુએ બાબુને નોતરું આપ્યું. 'તારો દોસ્ત કેવો ચિતારો છે. એ જોવું હોય તો હાલ મારી હારે.'
બાબુ મલક્યો : 'આવું છું. પણ તું આજે મોં બરાબર ધોઈ લે...તને યાદ નહિ હોય પણ આજ તારો જન્મદિવસ છે...'
આ સમાચારથી ગનુ ઝબકી ગયો : 'એલા તને ભારે યાદ રહ્યું ? એકવાર તને કહેલું...બરાબર ટાંચણ રાખ્યું...' બાબુએ એના ગજવામાંથી એક શીશી કાઢી : 'તારા

માથાના બાલ માટે આ તેલ લાવ્યો છું...એની સુગંધ ? હાય હાય ! આખો બાગ કેદ થયો છે...ને જો ને ! આ તેલનો રંગ...પીળો ચંપો ઝાંખો લાગે...'

ગનુની આંખમાં ઝળહળીઆં બાઝયાં : 'પીળો ચંપો તારી દોસ્તી આગળ ઝાંખો...ને આ સુગંધ પણ પાતળી...'

મોં ધોયા પછી ગનુએ કેશમાં સુગંધી તેલ ભેળવ્યું : 'તુંય લગાડ...'

બાબુની આંખને ગનુની કલા પર પડવાની તક મળે એટલે ગનુ બાબુને દૂર લઈ ગયો.

એક શેરીમાં બન્ને પેઠા. ને શેરીની અંદરના એક ખૂણાના મકાન પરની ભીંત પર બાબુએ ચીતરકામ દીઠું. ગનુએ પોરસ કર્યો : 'આ તારા દોસ્તની કલા...'

ગનુએ ભીંત પર જાતજાતનાં ચિત્રો દોર્યાં હતાં. કોલસામાં આટલી તાકાત હશે એનો બાબુને ખ્યાલ જ નહોતો. 'એલા કોલસા તો બળે ને ચૂલા પર ભાત ચડાવે...પણ એની આ ખુબી આજે જોઈ.'

ગનુએ ભીંત પર એક ચિત્ર દોર્યું હતું, એમાં એક માતા એના બાળકને દૂધ પીવડાવતી હતી. બાળક માતાના પાલવમાં ઢંકાયું હતું પણ એના નાનકડા પગ પાલવની બહાર દેખાતા હતા.

ગનુએ એક ચિત્ર બાબુને બતાવી હસી દીધું. બાબુની જીભ બહાર આવી : 'એલા ભીંત પર મનેય બેસાડયો ?' ગનુએ બાબુને સરસ ચીતર્યો હતો. નીચે ગનુએ લખ્યું હતું : 'મારો એકનો એક દોસ્ત.'

અને ભીંતના આઘેરા ખૂણામાં ગનુએ કોઈ એક સ્ત્રીને આંકી હતી. બાબુએ પૂછ્યું 'આ કોણ ?'

ગનુ શરમાયો : 'બાબુ, પછી કહીશ.'

આટલા જ ઈશારાથી બાબુના પેટમાં ફાળ પડી.

ભીંતની કલાનું રૂપ જોઈને બંને મિત્રો શેરીની બહાર નીકળ્યા, બાબુએ પૂછ્યું : 'કયાં જશું હવે ?'

ગનુને એ જ સવાલ ડોલતો હતો : 'કયાં જવું ?'

ગનુએ બીતાં બીતાં શબ્દો વેર્યા : 'વાંધો ન હોય તો લખમીને ઘેર જઈએ.'

લખમીનું ઘર...! એક પુલની ઓથમાં બે પતરાં નાખીને આ 'ઘર' ઊભું કરવામાં આવ્યું હતું.

બાબુના મનમાં વિચિત્ર વિચારનો સાપ લેટયો. બંને લખમીને ઘેર મોડા મોડા પણ પહોંચ્યા.

પણ લખમી ઘરમાં નહોતી. ગનુએ પાડોશની ડોશીને પૂછ્યું: 'લખમી કયાં ગઈ છે ?'

ડોશીએ નફરત આગળ કરીને જવાબ દીધો : 'ભાઈ, લખમી બહાર જાય છે. કયાં જાય છે એ કહીને નથી જતી.'

ગનુના મન પર ઉચાટ ફર્યો : 'બાબુ વાટ જોઈએ...લે, બેસ.'

પછી ગનુની જીભ પરથી લખમીના વખાણ ઝરતાં જ રહ્યાં.

'બાબુ, ભીંત પર મેં એને ચીતરી પણ એમાં કાંઈ જીવ છે ? એને ચીતરવા માટે તો કોઈ સરસ કારીગર જુવે...એની કાળી આંખો ? મધરાત જાણે આપણી સામું જોતી હોય એવી...ને માળીનું ગળું છે કાંઈ ? મધનો કટકો...'

બાબુને એ મધ મીઠું લાગ્યું નહિ...ગનુ હવે એની પાસેથી ખસી જવાનો...વરસોની દોસ્તીને એક ઓરત ખેંચી જવાની.

બંનેને વધુ વાર બેઠેલા જોઈને ડોશીએ એની જીભ છાંટી : 'લખમી કાલે સવારે આવશે તો ય શું એની વાટ જોવાના કે ?'

ગનુએ કહી દીધું : 'હા, વાટ જોવાના.'

તે વખતે બાબુ કાંઈ બોલ્યો નહીં પણ થોડા સમય પછી બાબુએ એનું મન ઠાલવ્યું : 'ગનુ, તું બેસ. હું જાઉં.'

ગનુથી અલગ પડવાનો આ અનુભવ નવો હતો.

'કેમ, કાંઈ અહીં શૂળ વાગે છે ?'

'ગનુ, લખમીને તું ઓળખે...મારે શીદ ને હેરાન થવું ?'

'બાબુ, હું હેરાન થાઉં તો તારેય થવાનું !'





'ગનુ, આ વાત જુદી છે. આમાં હું તારી હારે ન હોઉં એ ઠીક છે.'

'બાણુ, આવું બોલતાં તને શરમ નથી આવતી?'

'ગનુ, આમ વાટ જોતાં તને લાજ નથી આવતી?'

'બાણુ, તારી જબાન સંભાળ.'

'ગનુ, તું તારી જીભ રોકી રાખ.'

લખમીની ગેરહાજરીએ વરસોની ગુલાબની વાડીમાં કાંટા વેર્યાં. પાડોશની ડોશીએ આ આગ વધુ સંકોરી. ગનુ અને બાણુના અવાજો ઊછળી પડયા. ઘાંટા સુધી વાત આવી.

'એલા બાણુડા...'

'એલા ગન્યા...'

ગુસ્સાના અંગારમાં બંને પુરાયા. પછી તો ગાળોની મેલી જીભ ઊડી વરસોની દોસ્તી પર ડાઘા પડયા.

'બાણુએ ગનુને ભેટ આપેલી સુગંધી તેલની બાટલી ગનુના ગજવાની બહાર આવી ને જમીન પર એ બાટલી ફસડાઈ પડી. એમાંથી સુવાસ વછૂટી. પાડોશની ડોશીએ દોડીને એ સુગંધી તેલ હાથમાં લીધું, માથામાં નાખ્યું.

બાણુએ રેશમી રૂમાલ—ગનુની ભેટને—ફાડી નાખ્યો. એટલામાં લખમી આવી. એની પાછળ બીજા મવાલીઓ આવ્યા.

લખમીએ ગનુને બતાવી કહ્યું: 'આ માણસ એ... મને હેરાન કરે છે...'

લખમીનાં આ આંગળીચિંધામણોથી બાણુ અને ગનુ સ્તબ્ધ થઈ ગયા. અને મારામારીની વીજળી ચમકી. શબ્દો સર્યા નહિ. દલીલ બહાર આવી નહિ. ધીંગાણું જ ફાટી નીકળ્યું...લોહી ઊછળ્યું...

અને પોલીસ આવી. લખમી, ડોશી ને બીજા પાડોશીઓએ બાણુ ને ગનુને વરવા શબ્દોમાં રજૂ કર્યા. ઓલ્યા મવાલીઓ સરકી ગયા.

બાણુ ને ગનુમાંથી બચાવ કરવાની શક્તિ હણાઈ ગઈ. પોલીસના માણસોએ બાણુ ને ગનુને ઓળખી કાઢ્યાં:

'મવાલીઓ! વારે વારે ટંટાફિસાદ કરો છો? વારે વારે ગુનાઓ કરો છો?...આ વખતે તમને બરાબર હવા ખવડાવવી પડશે...'

કાયદાની ધાતુવાળી એ પોંચી બન્ને જણ.નાં કાંડામાં આવી ગઈ.

બાણુના જન્મદિવસની રાતે ને ગનુના જન્મદિવસની સાંજે...બંનેને આ ભેટ સાંપડી.

બાણુ અને ગનુનાં મન શાંત થયાં. ગનુએ લખમાંને બૂરા રંગોમાં જોઈ...ખુટલ લખમીને કાનોકાન સાંભળી. એક સ્ત્રીની ગેરહાજરીએ વરસોની દોસ્તી પર કેવી કરવત ફેરવી એનું ભાન મિત્રોને થયું.

બાણુ બોલ્યો: 'મને માફ કરજે.'

ગનુ બોલ્યો: 'માફી મારે માગવાની છે...બાણુ ઠીક જ થયું...આપણી દોસ્તી પરનું વાદળ આઘું થઈ ગયું...હવે હું આડબીડ જાઉં જ શેનો? બાણુ, તારી દોસ્તી એ જ મારી જિંદગીનો સિતારો...જિંદગીની મારી રાતનું એ જ ચાંદરડું...'

'ગનુ, તું જ મારો ભેરુ... તું જ મારો વિસામો.'

પોલીસનો માણસ કડકયો: 'બેટાઓ, તમે તો ગુનેગાર છો કે મોટા પંડિતો? વિસામો હવે કરવો પડશે જેલમાં...પથરા પાછળ.'

બાણુએ હસીને જાહેર કર્યું: 'જેલની ભીંત જીવતી થશે, પોલીસભાઈ! ગનુ આબાદ ચિતારો છે.'

ગનુનું હૈયું હોઠ પર આવ્યું: 'બાણુ, યાદ છે, તારી વર્ષગાંઠની રાતે આપણે કુલફી માણી હતી...'

'હા ગનુ! ને ઓલ્યાં પંખીડાંઓની વઢવાડ તે રાતે સાંભળી હતી...બરાબર સાંભરે છે...ને આજે? એ જ પોંચી, એ જ પોલીસ ને એ જ અંધારી કોટડી. આપણાં નસીબ પણ ભારે ઊજળાં હો...માના પેટમાં અંધારું વેઠ્યું પણ એ અંધારામાં માનું હીર ઉજાસ આપતું. પણ માએ જન્મ દઈ ને આ ધરતી પર નાખ્યા. ને એ જન્મદિવસે જ આપણે અંધારી કોટડીમાં પુરાઈએ છીએ. કયાં માડીનું પેટ ને કયાં પોલીસની આ કોટડી?'

ગનુએ બાણુ સાથે હાથ મેળવ્યો, 'હું ને તું સાથે જ...ન કોઈ લખમી, ન કોઈ ભાઈ કે ન કોઈ બે'ન ...કોઈ નહિ...બાણુ ને ગનુ જ...બે જ...'





ઈશ્વર પેટલીકર

# લગ્ન માટે સંસ્થાનો આશ્રય

ભણેલાં ગણેલાં પણ લગ્ન કરવાની ઉતાવળમાં અથવા તો વડીલોથી છાનાં લગ્નો કરવામાં કેવા ફસાય છે તેની આ લેખમાં સુંદર છણાવટ થઈ છે જે અનેકને માર્ગદર્શક બને...

[ મારા લગ્ન વખતે તમને મળવા આવેલાં પણ તમે નહોતા એટલે કોર્ટનો આશરો લીધો ને તે માટે આણંદ કોર્ટની સામે જ વકીલોની ઓફિસ છે, તેમાંથી એક વકીલને પનારે પડ્યા. તેમને મન તો શિકાર હાથમાં આવ્યો એટલે ૩૦૦ રૂપિયા માગ્યા. હું તો હેબતાઈ ગયો પણ હા–ના કરતા ૧૫૦થી નીચે ન ઊતરે. ૩ રૂપિયાવાળો જે કાગળ હતો તે પર અમારી સહીઓ થઈ. આણંદનાં જ બે બનાવટી વાલીઓ ઊભા કર્યા. એ વકીલ પણ મેજીસ્ટ્રેટ પાસે ધ્રૂજતો હતો અને અમે માન્યું કે લગ્ન થઈ ગયાં. તે પછી તો પાછા આર્ય સમાજમાં આવીને વિધિની રીતે થયાં. ત્યાંયે ૭૫ આપેલા.
લગ્ન કઈ રીતે, કેમ, કયા પ્રકારે થઈ શકે, મહિનાની નોટિસ આપ્યા સિવાય તાત્કાલિક જ કરવાં હોય તો શું કરવું પડે, કોર્ટની વિધિ કેવી હોય છે—એટલે કે સિવિલ મેરેજ અને સ્પેશિયલ મેરેજ એક્ટ વિશેની સંપૂર્ણ વિગતો સાથે તમે લખો તો સારું. કાયદો ક્યાં ક્યાં મદદ કરે, ખર્ચ શો આવે—એવું કાંઈક ન લખાય? આર્યસમાજ વિધિ પ્રમાણે લગ્ન કરનાર પાસે પણ ૭૫ જેટલા રૂપિયા વધારે નથી લાગતા? ]

આ ભાઈ આણંદ લગ્ન કરીને ગયા તે દિવસે ત્યાંથી એમણે સ્નેહી–મિત્રોને આશીર્વાદ વાંચ્છતી કંકોત્રીઓ પોસ્ટ કરી હતી. એ વાંચીને મને આશ્ચર્ય થયું હતું. આણંદમાં આવીને એ લગ્ન કરી ગયા અને મને ખબર ન પડી! એમણે આગળથી લખ્યું ન હતું. આવ્યા અને મારી તપાસ કરી ત્યારે હું તે દિવસે અમદાવાદ ગયો હતો. તે પછી જે બન્યું તે એમણે ફરી રૂબરૂ મળવાનું બન્યું ત્યારે પણ કહ્યું ન હતું. એમણે પોતાની કથની લખી મોકલી છે જે ઉપર ટૂંકાવીને મૂકી છે. સાચે જ લગ્ન અંગે આપણા ગ્રેજ્યુએટ યુવાનો પણ ખાસ જ્ઞાન ધરાવતા નથી. એમનો પત્ર મને મળ્યા પહેલાં સિવિલ મેરેજ અંગેનો લેખ વાચકોને ઉપયોગી થશે માની આપવાનો નિર્ણય કર્યો હતો. પરંતુ જે સિવિલ મેરેજથી નહિ પણ હિંદુ મેરેજથી આ ભાઈએ લખ્યું છે તેમ લગ્ન કરવા માગે છે તો શું કરવું જોઈએ. તે જણાવવા આ ભાઈએ લખ્યું છે.

હિંદુ વિધિ આપણા કોઈના માટે અજાણી નથી. દર વર્ષે ઘરઆંગણે સેંકડો લગ્નો સમાજમાં થાય છે અને તેમાં આપણે હાજરી પણ આપીએ છીએ. એ લગ્નોમાં રૂઢિની રીતે લગ્ન પહેલાં મંડપમુહૂર્ત, ગણેશપૂજન વગેરે જુદી જુદી વિધિઓ જુદા જુદા સમાજમાં થાય છે. હિંદુ લગ્નની કાયદેસરતા માટે આવી કોઈ રૂઢિની આવશ્યકતા નથી. એ માટે ફક્ત લગ્નવિધિ એક જ કાર્યક્રમ જરૂરી છે. પુરોહિત લગ્નવિધિ કરાવે એટલે હિંદુલગ્ન કાયદેસર બને છે.

પરંતુ આ ભાઈ કન્યાને ઘેર પરણવા ન જતાં એ રહેતા હતા ત્યાંથી ખાસ્સા દોઢસો માઈલ આણંદ પરણવા કેમ આવ્યા હતા! એમનું લગ્ન આંતર–જ્ઞાતીય હતું અને કન્યાનાં માબાપ જ્ઞાતિપ્રથા પ્રમાણે વિરોધ કરશે અને તે ન કરે તો પણ એ લગ્ન જાહેર થાય તો એમના નાતીલાં–સગાં માબાપ ઉપર દબાણ લાવી એ લગ્ન બંધ રખાવવા પ્રયત્ન કરે તે બીક એમાં સમાયેલી હતી. કંઈ ન થવાનું હોય તો પણ ચેતતા નર સદા સુખી, તે ન્યાયે લગ્ન થઈ ગયા પછી સૌને ખબર પડે તે હિતાવહ હતું તેમ માનેલું અને માબાપથી છાનું આવું લગ્ન કરવું હોય ત્યારે સૌ પ્રથમ આર્યસમાજ સંસ્થા તરફ લોકોની નજર જાય છે. આની પાછળ ઈતિહાસ છે. જૂના હિંદુ લગ્નના કાયદામાં અને તે પછીના કાયદામાં સુધારા

થતા રહ્યા છે. જૂના હિંદુ કાયદામાં વ્યક્તિ એની જ્ઞાતિમાં જ પરણી શકે. જ્ઞાતિ બહાર પરણે તો એ હિંદુ કાયદા પ્રમાણે કાયદેસર ગણાતું ન હતું. પરંતુ એ સમયમાં આર્યસમાજે એક નવો લગ્નનો કાયદો કરાવ્યો હતો. આર્યસમાજ જ્ઞાતિપ્રથામાં માનતો નથી એટલે જે આર્યસમાજી હોય તે જ્ઞાતિના બાધ વિના લગ્ન કરી શકે છે તેવી છૂટ હતી. તેથી એ જમાનામાં જે કોઈ આંતરજ્ઞાતીય લગ્ન કરવા માગતું હોય તેને કાં તો આર્યસમાજમાં જઈ આર્યન લગ્નકાયદા પ્રમાણે લગ્ન કરવું પડે, કાં તો સિવિલ મૅરેજ પ્રમાણે કોર્ટમાં જઈને નોંધાવવું પડે. પરંતુ માબાપથી છાનુંમાનું પરણી જવું હોય અને પરણ્યા પહેલાં માબાપ ન જાણે તેવી ચૂપકીદી રાખવી હોય ત્યારે સિવિલ મૅરેજનું લગ્ન કામમાં આવતું ન હતું. તે વખતે લગ્ન પહેલાં પંદર દિવસ સુધી લગ્નની જાહેરાત જિલ્લા રજીસ્ટ્રારની કચેરીમાં મૂકવામાં આવતી હતી એટલે એ છાનું રહી શકે નહિ. આજે એ મુદત વધારીને એક મહિનો કરવામાં આવી છે.

આજે હિંદુ લગ્ન–કાયદામાં સુધારો થઈ ગયેલો છે. અને આંતરજ્ઞાતીય લગ્ન હિંદુ કાયદા પ્રમાણે એટલું જ કાયદેસર ગણાય છે જેટલું જ્ઞાતિનું લગ્ન હોય. આથી હવે માબાપથી છાનું કે આંતરજ્ઞાતીય લગ્ન કરવું હોય તો આર્યસમાજ કે કોઈ બીજી સંસ્થાનો આશરો લીધા વિના પણ લગ્ન થઈ શકે છે. જે ભાઈએ પત્ર લખ્યો છે, તે આણંદ સુધી દોડી ન આવ્યા હોત અને તેમને ઘેર કે તેમના કોઈ મિત્રને ઘેર પાંચ સ્નેહીઓની હાજરીમાં લગ્નવિધિ કરી હોત તો એમનું લગ્ન આણંદ જઈને તીર્થે મુંડાયા પછી જે થયું, તેટલું જ એ પણ કાયદેસર ગણાત. કોઈ વખત લગ્ન થયા અંગે વિવાદ ઊભો થાય ત્યારે સંસ્થામાં લગ્ન કર્યું હોય તો એનો પુરાવો પાકો ગણાય તે ગણતરી આમાં રાખવામાં આવે છે. સંસ્થાઓ લગ્ન કરી આપ્યા અંગેનો દાખલો પણ આપતી હોય છે. જ્યારે હિંદુ ઘરઆંગણાની વિધિમાં આવો વિવાદ ઊભો થાય ત્યારે લગ્નમાં જે હાજર હોય તેમની સાક્ષી નિર્ણાયક બને છે. કોઈ કોઈ કિસ્સામાં એવું પણ બનેલું કોર્ટના દાવામાં જોવા મળે છે કે લગ્ન થયા અંગે અને ન થયા અંગે સામસામા સાક્ષીઓ મળી આવે છે અને કોર્ટનો નિર્ણય કરવો મુશ્કેલ થઈ પડે છે. આવા કિસ્સાઓ અપવાદરૂપ જ ગણાય.

પરંતુ છેલ્લાં થોડાં વર્ષથી મુંબઈ રાજ્યમાં અને હવે ગુજરાત રાજ્યમાં નોંધણીનો કાયદો અમલમાં આવ્યો છે. સિવિલ મૅરેજની નોંધણી અને આ નોંધણી સાવ જુદી છે. આ નોંધણી હાલ તો તાલુકાનાં સ્થળો અને મ્યુનિસિપાલિટીવાળાં શહેરોને લાગુ પાડેલી છે. ગામડાંમાં થતાં લગ્નોને લાગુ નથી. આ નોંધણી પાછળનો હેતુ લગ્ન થયું છે તે અંગેનો દાખલો સત્તાવાર મળી રહે છે. લગ્ન નોંધાવનાર જો તેની નકલ મેળવવા ઇચ્છે છે, તો તેની ફી ભરવાથી એક નકલ તેને આપવામાં આવે છે. દરેક તાલુકામાં સબરજીસ્ટ્રાર હોય છે. તે દરેક મિલકતની નોંધણીનું કામ કરે છે. તે ઑફિસે નક્કી થયેલું ફૉર્મ લાવવાનું હોય છે જે મફત મળે છે. લગ્ન થઈ ગયા પછી એક મહિનાની અંદર આ ફૉર્મ ભરી તે નોંધાવવાનું હોય છે. એક રૂપિયો તેની ફી હોય છે. એ નોંધાયાનો દાખલો રાખવો હોય તો એટલી જ ફી વધારે ભરવાની હોય છે એટલે તે દાખલો આપે છે. આ ફૉર્મ લગ્ન પછી તરત ભરી દેવું સગવડભર્યું હોય છે. તેમાં લગ્ન કરનાર અને કરાવનારની સહીઓ કરવાની હોય છે. લગ્ન વખતે સૌ હાજર હોય છે એટલે તે સહીઓ લેવી વધુ અનુકૂળ છે. આ ફૉર્મ સબરજીસ્ટ્રારની ઑફિસમાં જઈને એમની રૂબરૂ ભરવાનું હોતું નથી. ઘરેથી સહીઓ કરીને વિગતો ભરીને જવાનું હોય છે. ફક્ત પરણનાર બંનેમાંથી એકે રૂબરૂ હાજર થઈને તે નોંધાવવાનું હોય છે અને લગ્ન પછી મહિનાની અંદર તે નોંધાવા જઈ શકે છે. તે વખતે નોંધાવા આવનાર પોતે જાતે છે કે નહિ, તેની ઓળખાણ આપવાનું જરૂરી રહેતું હશે તેમ માનું છું. અને આવાં ઓળ-

ખાણે માટે કોર્ટ કચેરીઓ આગળ બેઠેલા કાળસિયાઓ પૈસા પડાવતા હોય છે.

આ ભાઈએ આ પ્રમાણે એમને પોતાના ઘેર, એમના મિત્રને ઘેર, જો ગોર–પુરોહિતને બોલાવી હિંદુ વિધિ પ્રમાણે લગ્ન કર્યું હોત અને ઉપર પ્રમાણે સબ રજીસ્ટ્રારની ઓફિસમાં નોંધાવ્યું હોત તો ૧૦થી ૧૫ રૂપિયાના ખર્ચમાં બધું પતી જાત અને આણંદ સુધી દોડાદોડ કરવાની કડાકૂટમાંથી બચી જાત.

ઉપર લગ્ન નોંધાવવાના ફોર્મનો જે મેં ઉલ્લેખ કર્યો છે, તેમાં બન્ને પક્ષના વાલીઓનાં નામ શિરનામા વગેરેનો ઉલ્લેખ છે. આવું એક લગ્ન મેં આણંદ આર્ય સમાજમાં કરાવ્યું ત્યારે એ ફોર્મ ભરતી વખતે વાલીનું નામ લખવાનો સવાલ આવ્યો. આર્ય સમાજમાં ચાલુ લગ્ન થતાં હોય છે. એટલે એ ફોર્મ ત્યાં ઓફિસે ભરવામાં આવે છે. વ્યવસ્થાપકે મને કહ્યું કે વાલીનું નામ લખવું પડશે તે સિવાય નોંધાશે નહિ. ગમે તેવું નામ લખો. તમારું લખો.

મેં કહ્યું કે, પુખ્ત ઉંમરનાં યુવક–યુવતી પરણે ત્યારે વાલી હોવા અનિવાર્ય નથી. જે બંને યુવક–યુવતી પરણવા આવ્યાં હતાં, તેનાં, કન્યાનાં માબાપને તો એ લગ્નની જાણ સુદ્ધાં ન હતી. યુવકનાં માબાપ જાણતાં હતાં પણ તે આવ્યાં ન હતાં. આ સંજોગોમાં બંનેના વાલી હાજર ન હતાં. માબાપ જ વાલીમાં ગણાય તેવું નથી. વાલી તરીકે ગમે તે મુરબ્બી હોય તેમનું નામ લખી શકાય. પરંતુ મારું માનવું હતું કે પુખ્ત ઉંમરનાં યુવક–યુવતીને વાલીની હાજરી વિના પરણવાનો હક છે. એ પ્રસંગે વાલી હાજર હોવા અનિવાર્ય નથી. અને જો હાજર ન હોય તો બીજાં વાલી ઊભાં કરી તેમનું નામ લખવું જરૂરી ન હોવું જોઈએ. આ ફોર્મ તો હિંદુ વિધિ પ્રમાણે પરણતાં વરકન્યાની નોંધણીનું હતું તેમાં હિંદુ કાયદા પ્રમાણે ૧૫ વર્ષ પૂરાં કરેલી સગીર ગણાતી કન્યા પરણી શકતી હોય છે. એવી સગીર કન્યા હોય ત્યારે એવા લગ્નમાં એના વાલીની સંમતિ જરૂરી હોય છે. તે માટે ફોર્મમાં વાલીનો ઉલ્લેખ હોય તે જરૂરી છે. પરંતુ પુખ્ત ઉંમરનાં યુવક–યુવતી પરણ્યાં હોય અને તેનાં વાલી હાજર ન હોય તો ફોર્મમાં એ વિગત ભર્યા વિના ખાલી રાખીને ફોર્મની નોંધણી કરાવી શકાય છે. અને તેમાં બાધ આવતો નથી. જે લગ્નનો ઉપર મેં ઉલ્લેખ કર્યો છે તેમાં એ પ્રમાણે વાલીનો ઉલ્લેખ કર્યા વિના મેં હાજર રહીને સબરજીસ્ટ્રારની કચેરીમાં એ લગ્ન નોંધાવ્યું છે અને તેનો દાખલો પણ લીધેલો છે.

આ ભાઈએ એમના પત્રમાં એફીડેવીટ વખતે બનાવટી વાલીઓ ઊભા કર્યાનો ઉલ્લેખ કર્યો છે, તે કાયદામાં જરૂરી નથી. પરંતુ પૈસા પડાવનારાઓ પોતે કેવું મોટું કામ કરી રહ્યા છે તેનો દેખાવ કરવા આવું કરતા હોય છે. વળી આ એફીડેવીટ બીજા પ્રકારની છે. આ એફીડેવીટ લગ્ન પહેલાં કરવામાં આવી છે. અને તેમાં એવું લખવાનું હોય છે કે અમે ફલાણા ફલાણા પરસ્પરની સંમતિથી અને રાજીખુશીથી પરણવા માગીએ છીએ અને અમે પુખ્ત ઉંમરનાં છીએ અને કુંવારાં (વિધુર–વિધવા–છૂટાછેડા લીધેલા) છીએ અને પરણવા કાયદેસર હકદાર છીએ.

જ્યારે કોઈ સંસ્થામાં અજાણ્યાં યુવક–યુવતી પરણવા જાય છે ત્યારે આવી સંસ્થાઓ આ જાતની એફીડેવીટ માગે છે એ કારણે કે, એવાં અજાણ્યાં યુવક–યુવતીમાંથી કોઈ પરણેલું હોય અને તે છુપાવીને પરણતું હોય તો સંસ્થાની એમાં જવાબદારી રહેતી નથી. આમેય સંસ્થા પોતાનું છાપેલું ફોર્મ રાખતી હોય છે તે ભરાવે છે અને તેમાં આ બધી વિગત હોય છે. અને તે છુપાવીને કોઈ ખોટી વિગત આપીને લગ્નવિધિ કરાવે તો એથી સંસ્થા ગુનેગાર બનતી નથી. એવું લગ્ન ફોક ઠરે છે. પરંતુ એવા સંજોગોમાં દાવો થાય તો સંસ્થાએ લગ્ન કરાવ્યા અંગે સાક્ષીમાં જવું પડે છે. જાગૃત સંસ્થા માટે ચોકસાઈ રાખવી અનિવાર્ય ગણાય એ ગણતરીએ આવી એફીડેવીટ અજાણ્યાઓ પાસે માગવામાં આવે છે. એવી એફીડેવીટ જો સંસ્થામાં ઓળખાણ આપવામાં આવે તો જરૂરી રહેતી નથી. આ ભાઈ આણંદ જે દિવસે લગ્ન

કરવા આવ્યા તે દિવસે હું હાજર હોત તો એમને એફીડેવીટ કરાવવી ન પડત. મારી જે.ળખાણથી સંસ્થાએ એમનું લગ્ન કરાવ્યું હોત. છતાં કોઈની ઓળખાણ ન હોય ત્યારે આવી એફીડેવીટ જરૂરી હોય તો પણ મેં ઉપર લખ્યું તેવું ટૂંકું લખાણ એમાં જાતે લખીને કોર્ટ સમક્ષ મૂકી શકાય છે.

આવો શિકાર એ ભાઈ કેમ બન્યા તેનું પણ કારણ છે. આવી એફીડેવીટ પોતે જે સ્થળ ઉપર રહેતા હોય તે તાલુકાની કચેરીમાં કરાવીને આવે તો ત્યાં એમને કોઈ ઓળખીતા હોય તો કામ સફળ બને. આણંદમાં આવીને એમણે એફીડેવીટ કરાવી એટલે આણંદ તાલુકામાં બંનેમાંથી કોઈ એક રહેતું હોય તેમ લખવું પડે. તે દિવસે જ આણંદ આવેલાં બંને ત્યાં રહેતાં હોય તેમ એફીડેવીટ લખનારે લખ્યું હશે. આમ અજાણી જગ્યાએ, છાનાં છાનાં લગ્ન કરવાની ઉતાવળમાં હોય તેવાં પાત્રો લાગમાં આવ્યાં છે તેમ જોતાં એફીડેવીટના રૂ. ૩૦૦ની રકમ માગે અને ૧૫૦માં સોદો પતે તોય દોઢ રૂપિયાના કામમાં દોઢસો મળે તેવો ધંધો શો ખોટો હતો ! ગ્રેજ્યુએટ યુવક પણ જો લાચાર બનતો હોય તો બીજાઓની શી સ્થિતિ થતી હશે ? આ જ કાર્યમાં એકલું શું કરવા, એને જ્યારે જ્યારે અજાણી ભૂમિમાં પગ મૂકવો પડતો હશે ત્યારે ટાંપીને બેઠેલાઓ આ જ રીતે ધૂતતા હશે ને ? પરંતુ જ્યાં સુધી આપણો સમાજ જાગૃત ન થાય ત્યાં સુધી એનો ઉપાય શો ? બાકી ઉપર કહ્યું છે તેમ આજના કાયદા પ્રમાણે આંતરજ્ઞાતીય લગ્ન માટે કે માબાપથી છાનાં લગ્ન માટે પણ પુખ્ત ઉંમરનાં યુવક-યુવતી કોઈ સંસ્થામાં ગયા વિના ઘરખાનગી હિંદુ વિધિથી લગ્ન કરીને તાલુકાની સબરજીસ્ટ્રારની કચેરીમાં નોંધાવી શકે છે કેવળ વિધિ પેટે પુરોહિતને ૧૦-૧૫ રૂપિયા આપવા પડે તે જ ખર્ચ છે. સંસ્થામાં જવું હોય તો કઈ સંસ્થાઓ સુધારાની દૃષ્ટિએ લગ્ન કરાવી સહાયભૂત થાય છે તે જાણવું જોઈએ. અમદાવાદમાં સંસાર સુધારા સમાજના આશ્રયે શ્રી. ગટુભાઈ ધ્રુ આવાં લગ્ન કરાવી આપે છે.

આ પત્રલેખકે આણંદ આર્ય સમાજમાં લગ્ન કર્યું હતું અને તેમની પાસેથી રૂ. ૭૫ લીધા હતા. જે એમને વધારે લાગ્યા છે અને તે વાજબી ગણાય કે કેમ તેમ સવાલ પૂછ્યો છે. આણંદ આર્ય સમાજ કમ્પાઉન્ડમાં જ હું સોળ વર્ષ રહ્યો છું અને તેના વહીવટમાં પણ અમુક વર્ષ મેં ગાળેલાં છે એટલે આ પત્રલેખકની માફક બીજાઓના મનમાં પણ ગેરસમજ હોય તો તે દૂર કરવાની મારી ફરજ સમજું છું.

આણંદ આર્ય સમાજમાં અગાઉ જે લગ્નો થતાં હતાં, અને છેલ્લાં પાંચ-સાત વર્ષથી થાય છે તેમાં મોટો તફાવત છે. અગાઉ, ઉપર લખ્યું છે તેમ આંતરજ્ઞાતીય લગ્નો કે માબાપથી છૂપાં કરવાનાં હોય તેવાં લગ્નો મુખ્યત્વે થતાં હતાં અને તે વખતે રૂ. ૧૧ ની દક્ષિણા એ લગ્ન માટે લેવામાં આવતી હતી. પરંતુ છેલ્લાં પાંચ સાત વર્ષથી આર્ય સમાજના સ્થળનો ઉપયોગ લગ્નની વાડી તરીકે, થાય છે. ઘરઆંગણે લગ્ન કરવામાં જે ધમાલ પહોંચે છે તેમાંથી ઉગરી જવા અમુક માબાપો ત્યાં લગ્ન કરવા બહારગામથી આવે છે. આર્યસમાજ લગ્નવિધિ કરી આપે છે, તેમ એ સાદાં લગ્ન હોતાં નથી પણ બંને પક્ષોના ઠીક ઠીક માણસો હોય છે તેને ઉતારો પણ આપવાનો હોય છે. જમણવાર લગ્નપક્ષો ગોઠવી લેતા હોય છે પણ સ્થળનો ઉપયોગ એ માટે પણ કરતા હોય છે. અહીં થતાં લગ્નોમાં જાતિના રીતરિવાજો પ્રમાણે લેવડદેવડ થતી હોય છે. ફક્ત એક જ વેળામાં લગ્ન પતી જતું હોઈ કન્યાપક્ષ ઘરે એ બધી ધમાલ કરવી પડે તેમાંથી ઉગરી જાય છે. આમ અહીં થતાં લગ્નોને જોઈએ તો આવનાર આર્ય સમાજનો લગ્ન-વાડી તરીકે ઉપયોગ કરતાં હોય છે. બીજી વાડીઓમાં વિધિ કરાવવાની વ્યવસ્થા લગ્નપક્ષને ગોઠવવાની હોય છે. ત્યારે અહીં તે આર્ય સમાજની અગાઉથી ગોઠવેલી ચાલી આવે છે તેનો પણ લાભ મળે છે. આથી આ લગ્નવિધિ અને સંસ્થાનો વાડી તરીકે કરેલા ઉપયોગ પેટે રૂ.

**નાનુભાઈ દવે**

# યજ્ઞનારાયણ

નરમાંથી નારાયણ બની શકે એ આપણી ભારતીય સંસ્કૃતિની ફિલસૂફી કહે છે. દરિદ્રને પણ નારાયણ બનાવી શકાય એ ગાંધીજીએ શીખવ્યું. પણ યજ્ઞનારાયણ હોઈ શકે એ તો આપણી સંસ્કૃતિના આગમમાંથી આપણે શીખતા આવ્યા છીએ. યજ્ઞની ભાવનાને સાચા અર્થમાં વિચારી શકીએ એવો સમૃદ્ધ આ લેખ છે....

હમણાં ઘણા યજ્ઞો થયા. ગુજરાતમાં ગામેગામ યજ્ઞ કરવાનો કોઈએ સંદેશો પહોંચાડ્યો નહોતો. દેશભરમાં આવા યજ્ઞો કરવાનો કોઈને આદેશ મળ્યો નહોતો. છતાં યજ્ઞો થયા એટલું જ નહિ, પણ ધામધૂમથી થયા. એ યજ્ઞોનું ખરચ ઉઠાવી લેવા લોકોએ ઉત્સાહ બતાવ્યો. એમાં ભાગ લેવાનો પોતાનો ધર્મ માન્યો. એકલા શ્રીમંતોના આધારે આ યજ્ઞો થયા નથી, ગરીબ વર્ગે એમાં ઊલટ બતાવી છે ને બંને વર્ગની સાંકળ જેવો મધ્યમ વર્ગ ના હોત તો યજ્ઞ આટલી પ્રતિષ્ઠા ન પામત.

લેખકોએ ટીકાઓ કરી છે. એમણે એવો મત આપ્યો છે કે યજ્ઞની પાછળ તો અંધશ્રદ્ધા રહેલી છે. એમને કોણ સમજાવે કે શ્રદ્ધા બુદ્ધિથી પર છે, બુદ્ધિની આંખ વડે જે નથી પારખી શકાતું કે નથી મેળવી શકાતું ત્યાં શ્રદ્ધાની મદદ લેવાય છે. ધર્મ જેટલો જ્ઞાન વડે ઓળખાયો છે તે કરતાં શ્રદ્ધાથી વધુ અનુભવાયો છે.

યજ્ઞમાં લોકોની શ્રદ્ધા શાથી રહી છે એ સમજવાનો યત્ન થયો હોત તો જુદી વાત. એને બદલે એની નિંદા કરવામાં જાણે કોઈ પરાક્રમ કરવાનું હોય એમ લેખકો મેદાનમાં ઊતરી પડ્યા, ને દેશના વિશાળ સમુદાયની ભાવનાને હસી કાઢી.

કબૂલ કરી લઈએ કે યજ્ઞમાં ઘણું ઘી હોમાઈ ગયું, નાણાં વપરાઈ ગયાં. એ સિવાય બીજું નુકશાન થયાની ફરિયાદ થઈ નથી. ઘીના દુર્વ્યયની ટીકા ટકે એવી નથી. દિવાળીના તેલના દીવા, હોળીનાં લાકડાં, ગણપતિની મૂર્તિઓ, જન્મોત્સવના અન્નકૂટ, છવ્વીસમી જાન્યુઆરીની રોશની, લગ્નનાં જમણ, ઉત્તરાખંડની યાત્રાઓ—એવું ચાલ્યા જ કરવાનું. માણસ ઉત્પન્ન કરે છે, તેમ વાપરે પણ ખરો. સર્વત્ર કસીને ઉપયોગ ખાતર જ વ્યય કરી શકાતો નથી. જે વ્યય થાય છે તેની પાછળ કોઈ ભાવના રહી હોય તો તેની કદર કરવી પડે છે.

---

૭૫ની રકમ લેવામાં આવે છે, એમાંથી નક્કી કરેલી રકમ ૫ કે ૭ પુરોહિતને મળે છે અને બાકીની સંસ્થામાં જમા થાય છે. સંસ્થાએ એવી રકમ મળતાં અત્યાર સુધી પ્રાપ્ત થયેલી રકમથી મોટી કિંમતનું નવું મકાન સંસ્થામાં લગ્નની સગવડ તરીકે બાંધ્યું છે. અને તે પેટે સંસ્થાને હજુ દેવું બાકી છે તેમ માનું છું. આમ સંસ્થાએ આવાં લગ્નોમાંથી જે રકમ પ્રાપ્ત કરી છે તેમાં દાનની બહારથી રકમ લાવીને લગ્નની વ્યવસ્થામાં વધારો કરી પ્રજાને એ રકમ વધારીને પાછી આપી છે તેમ કહી શકાય. આ રીતે લગ્ન પ્રસંગે લેવાતી રૂ. ૭૫ની આ રકમ મોટી નથી.

પરંતુ આ પત્ર–લેખકે સાદાઈથી અને જમણવાર કર્યા વગર ત્યાં લગ્ન કર્યું હતું, તે સંજોગોમાં એમને ત્યાં લઈ જનાર હિતેચ્છુએ સંસ્થાને ઓછી રકમ લેવા કહ્યું હોત તો રૂ. ૧૧માં એ પતી ગયું હોત. છતાં આવા લગ્ન વખતે વ્યવસ્થાપકે પણ સામેથી પૂછપરછ કરીને સ્થિતિ જાણી લેવા પ્રયત્ન કરવો જોઈએ. મંત્રી પ્રમુખ વગેરે હોદ્દેદારો કાયમ ત્યાં હાજર ન હોય તે સંજોગોમાં આર્યસમાજની કારોબારી જો કાયમનો એક ઠરાવ કરે કે જે કોઈ સાદાઈથી અને જમણવાર વગર લગ્ન કરવા આવશે તેમની પાસે રૂ. ૧૧ની દક્ષિણા લેવામાં આવશે, તો વ્યવસ્થાપકનું કામ સરળ થઈ જશે. અને આવા અજાણ્યા માણસોને તીર્થે મૂંડાયાનું દુઃખ નહિ રહે અને સંસ્થા ગેરસમજમાંથી બચી જશે.





માણસની ભાવનાઓ ઊગે છે એટલી ટકતી નથી. ને વિચારોના અંકુર તો અસંખ્ય ફૂટે છે પણ એ બધાની ભાવના નીપજતી નથી. ભાવનાને ચલણી બનાવવા ઠેરઠેર પ્રયત્ન થાય છે. પણ એમાં કોણ કેવી રીતે સફળ નીવડયા એનો વિચાર કરવા જેવો છે. ફ્રાન્સની ક્રાંતિ થઈ અને સ્વતંત્રતાની ભાવના પ્રગટી, માનીએ તો યજ્ઞ થયો ને ફળ મળ્યું. આ ભાવના દેશેદેશ ફેલાઈ. કૈંક શહીદોની આહુતિઓ અપાઈ, તે પછી બંધનો તૂટયાં ને સ્વાતંત્ર્યની દેવી રીઝી. બીજો યજ્ઞ રશિયાએ કર્યો ને ગરીબોના હિતની ભાવના પ્રગટ થઈ. ગાંધીજીએ પણ આ ભાવના ઝીલી ને દરિદ્રનારાયણ કહીને લોકો તરફ જોયું. એ ભાવના ઝડપભેર વિશ્વમાં ફેલાઈ. ગરીબોનું ગૌરવ થયું, એમના અધિકાર મનાયા. ત્રીજો યજ્ઞ ગાંધીજીએ કર્યો તે રેંટીઆનો હતો. એમાં ઉત્પાદક શ્રમની ભાવના રહી હતી.

આધુનિક જમાનાના આ ત્રણ યજ્ઞો ધર્મથી રંગાયેલા નથી. એમાંથી પ્રગટ થયેલી ભાવના ઈશ્વર પ્રીત્યર્થની નહિ પણ વ્યક્તિ કે સમાજની વ્યવસ્થા માટે છે. એ ભાવનાઓમાં રાજકારણ ભળ્યું, અર્થતંત્ર ભળ્યું. યંત્રબળ ઉમેરાયું, પ્રચાર ચાલ્યા; એ ભાવનાઓને શસ્ત્ર તરીકે ઉપયોગ કરવાનું સૂઝ્યું; તાત્કાલિક લાભની સિદ્ધિઓ માટે વપરાશ થયો; ને એ ભાવનાઓનું બળ ઓસર્યું.

જયારે ભાવનાનું બળ ઓસરે છે ત્યારે એને ટકાવી રાખવા ધમપછાડા ચાલે છે. જીતી જવા માટે ઝૂઝવું ગમે છે. સ્વતંત્ર થનારી પ્રજાઓએ ઘણીવાર અણઘટતા ઉપાયો યોજ્યા, ધિક્કાર વધાર્યાં, પોતાના દેશબાંધવોનો દ્રોહ કરવાનું કબૂલ્યું. ગરીબીની ભાવનાએ સ્વાભાવિક અસમાનતાઓ અસ્વીકારી. એમણે યંત્ર અને શસ્ત્ર એમ બે વસ્તુઓ ઉપર કાબૂ જમાવી દીધો ને સ્વતંત્રતાને ભંડારી. રેંટીઆના ઉત્પાદક શ્રમ પાછળ ખર્ચાળ તંત્રનું જાળું બાઝી ગયું ને કાંતણયજ્ઞ એ દેવ વગરની શોભાની ક્રિયા થઈ રહી. યજ્ઞ ખરા ને ભાવના પણ ખરી. પણ ઉચ્ચ હેતુઓ કરતા તાત્કાલિક હિત વધારે આગળ લાવી મૂક્યાં. એટલે બીજું શું સંભવે !

ભણેલો વર્ગ યજ્ઞના ભડકામાં માનતો નથી એ વાત પણ આપણે ભૂલી ના શકીએ. પરંતુ એ શેમાં માને છે એ જ સમજાતું નથી. ન માનવું એ સહેલ છે. એમાં કોઈ બંધન નથી. પણ બંધન વિના સંસ્કાર આવતા નથી, ભાવનાઓ રહેતી નથી. માણસ ઓળખાય છે એની લાગણીઓ વડે. એ લાગણી જેમ વધારે વ્યાપક તેમ એનું મૂલ્ય વધારે. એ લાગણી જેમ વધારે તીવ્ર તેમ એની અસર ઊંડી. એ લાગણીઓ પોતાના હિતની હોય, સ્વાર્થની હોય તો જ કાળ એમને માર્ગ દે, ને નહિ તો ભૂંસી નાખે. કાળ મૂલ્ય પારખે છે, હેતુઓને ઓળખે છે; ત્યાં લાગવગ ચાલતી નથી. ને પરમાર્થની લાગણી એટલે પારકાના હિતની–એ સંકુચિત અર્થ હવે છોડીએ; જેમાં પરમ અર્થ રહેલો છે તે પરમાર્થ.

પશુપંખીમાં જીવ છે, પણ એમને ભાવના જેવું થોડુંક જ છે. પોતાનાં બાળકોની સંભાળ લેવી એ માતૃભાવના એમણે દાખવી છે, અને પ્રજનન માટે માળો બાંધવો એવી શ્રમભાવના પણ રાખી છે. બાકી તો જીવનની રક્ષા કરવી ને વિસ્તાર કરવો એ પ્રાકૃત લક્ષણો છે, ભાવના નથી. પાળેલાં પશુઓએ મનુષ્યના સહવાસ ને કેળવણીથી વફાદારીની ભાવના બતાવી છે ને ટેક કુરબાની સુધી વધારી પણ છે એનો યશ એ પ્રાણીઓને મળે એટલો એ ગુણો ખીલવનાર એના માલિકને પણ મળે.

માણસે ઘણા ગુણ ખીલવ્યા છે. એની અસર ચોમેર પડે છે. એનાથી વાતાવરણ રંગાય છે. માણસ ભૂલ કરી શકે છે, ઝાડ કે પશુપંખીને એવી સ્વેચ્છા નથી. માણસ શુભ પણ કરી શકે છે : ભલું ને બૂરું બંને કરવાની એની તાકાત છે એવી બક્ષિસ લઈ ને એ જન્મ્યો છે. એ બક્ષિસ વડે એ પોતાના વાણી તેમજ વર્તન રાખી શકે એટલું જ નહિ, પણ એના વિચાર પણ ગોઠવી શકે, સદ્‌વિચારના પાયા ઉપર એ વાણી

કે વર્તનની સુંદર રચના કરી શકે ને એ રચના વડે પેલા પાયા મજબૂત પણ રાખી શકે. પ્રગટ ભાવના ને પ્રગટ કર્મ વચ્ચે અદ્‌ભુત મેળ રહેલો છે. મનની સ્ફુરણા મૂર્ત કરે તે માનવ. એમાં મથામણ પણ ખરા, ને સાહસ પણ ખરું; પુરુષાર્થ પણ ખરો ને પ્રારબ્ધ પણ ખરું. ભાવના એકલીમાં માનવતા નથી, પણ ભાવનાને વિશુદ્ધ કરતા રહી એને દઢતાથી અનુસરવામાં માણસાઈ રહી છે.

ઈશ્વરે આપણને મન આપી ઘણું આપ્યું છે. અંતરમાં એ પોતે જ આવી વસ્યા છે. રોજે રોજની એની ટકોર ચાલુ હોય છે. જેને એ અવાજ સંભળાય છે, જે એ અવાજનો આદર કરે છે, જે એ અવાજને અનુસરે છે તેમાંથી બળ આવે છે. આ બળ શરીરનું કે શસ્ત્રનું નથી, ધન કે સત્તાનું પણ નથી, એ બળ રૂપનું કે કૌશલ્યનું પણ નથી. એ અલૌકિક બળ છે. સહુ એની સામે ઝંખવાય છે, નમે છે. કંઈક એનાથી પ્રભાવિત થાય છે ને પ્રેરાય છે. એ બળ સિદ્ધિ કે સફળતા લાવનારું છે.

અંતરના બળ વડે, વિશુદ્ધ ભાવના વડે આપણે જે ધારીએ તે મેળવી શકીએ યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિઃ। માણસે ઊડવાના મનોરથ કર્યા ને એ ઊડ્યો. સમુદ્રના તળિયે વિહરવાની ઇચ્છા કરી ને ત્યાં પહોંચ્યો, ચંદ્રલોકમાં પહોંચી જવાનો. એણે પોતાનું જેવું ઘડતર કરવા ધાર્યું હોય એવું એ કરી શકે, ઈશ્વરનો અંશ એનામાં છે.

ત્યારે માણસે કેવી ભાવનાઓ કરી? એણે માગ્યું કે ઋતુઓ મધુર બનો, વાયુ અનુકૂળ વહો, નદીઓનાં વહેણ મીઠાં રહો, સમુદ્રનાં જળ માઝામાં રહો! વળી એણે માગ્યું કે અમે સંપીને રહીએ, સાથે જમીએ ને સાથે ફરીએ, અમારામાં વિખવાદ ના હો. અમારા સર્વેનું કલ્યાણ થાવ. જેમ અમારું કલ્યાણ થાય એમ પશુપંખીનું પણ કલ્યાણ થાવ, વનસ્પતિનું પણ થાવ, જડ ને ચેતન એ સર્વ સાથે અમારો સુમેળ રહો. આવી ભાવનાઓની વિદ્યા આપનાર ગુરુઓ વિષે એમણે શિખવેલી વિદ્યાઓ વિષે એ વિદ્યાઓ પોતાને મળતી રહે તેથી ગોબ્રાહ્મણનું શુભ વંછ્યું—જેથી શરીર અને મન બંનેની રક્ષા થતી રહે. એમ એમણે ઇચ્છા કરી કે અંધકારમાંથી તેજમાં જવું, અસત્ય છોડી સત્ય તરફ જવું, ને એ સત્ય ઢાંકી દેતાં પાત્ર સુવર્ણનાં હોય તો પણ ખસેડી નાખવાં; પ્રેય છોડીને શ્રેય તરફ જવું. ઇન્દ્રિયોના હુકમમાં રહેવાને બદલે એમના ઉપર લગામ નાખી અંતરના દેવતાને સારથિ બનાવવો, કેમકે ખરો ગુરુ એ જ છે, આદર કરવા જેવો એ જ છે, ને આદેશ માનવા જેવો પણ એનો જ છે. એનું કાર્ય કરવા જીવન જીવી જવું, ને એની પ્રતિષ્ઠા માટે મરી જવું. એનું કાર્ય લોક સમસ્તમાં ફેલાવવા જેવું છે, લોકસંગ્રહ એ જ કાર્ય છે, એ માટે ઈશ્વરના નિમિત્ત થઈને રહેવું. આવી ભાવનાઓ દેશેદેશ ઊગી, ફેલાઈ ને ટકી. એમાં ઉમેરો થયો પણ ઘસાઈ નહિ.

માણસ તર્ક કરી શકે છે, શંકા ઉઠાવી શકે છે. અગર આ ભાવનાઓ યુગોથી આપણી વચ્ચે આવી વસી છે તો એ ઊગતી કેમ નથી. કેમ હજુ આત્માનું પ્રભુત્વ સ્થપાયું નથી? કેમ આટલા વિખવાદ ચાલે છે? કેમ હજુ ઇન્દ્રિયોનું જોર વધારે છે? કેમ પ્રકૃતિના નિયમોને વશ રહેતાં આપણે અચકાઈએ છીએ? આવી ઘણી શંકાઓ ઊઠે છે, ભમાવે છે, દ્વિધામાં નાખે છે. માણસ વારંવાર પૂછે છે કે જે કલ્યાણકારી છે તેની દુર્ગતિ નથી થતી એ શું સત્ય છે? કૌભાંડ કરનારા અનેક સરળતા મેળવે એ શું હકીકત નથી? ઈશ્વરી ન્યાયમાં ક્યાં સુધી વિશ્વાસ રાખવો?

આવો ગભરાટ છે. માણસ વારંવાર શોધે છે, પામે છે, ને પાછો ઠગે પણ છે. સૃષ્ટિના ઇતિહાસમાં પૃથ્વી બાળક જેવી ગણાય, તેમ પૃથ્વી પર મનુષ્યનું જીવન હજુ બાલ્યાવસ્થામાં ગણાય. ખેતી શીખ્યાંને હજુ એને દશ હજાર વર્ષ થયાં. એ પહેલાં તો ભજે એ ભક્ષ્યથી ગુજારો કરતો. ને પુરાણી આદતો મુશ્કેલીથી છૂટે છે, ઘણો કાળ વીતે છે. આ વિશ્વની રચના જ

એવી જણાય છે કે માણસ ધારે તે કરી શકે પણ નિયંત્રણ કરનાર શક્તિ ધારે તેની અવગણના કોઈ ના કરી શકે. સર્વોપરી તો એ જ છે ને એની યોજના પણ કેવી છે? જે પ્રકાશ એક યુગમાં ફેલાયો તે વિલીન થાય, ને બીજા યુગમાં નવાં રૂપ ધારણ કરી ફરી દેખાય. આ પરંપરા ચાલી આવી છે; એનો અંત જ નથી. એના ધ્યેયની ક્ષિતિજો વિશાળ બનાવી શકશે ખરો, પણ એનો વિરામ તો છે જ નહિ. એના પુરુષાર્થ અવિરત રહેવા જોઈશે. असक्तः सततं कार्यं कर्म समाचर।

સતત પ્રયત્ન કરનારને જેમ ભાવના જોઈએ એમ કોઈ વિધિ પણ જોઈએ. આવા વિધિના સુકાન વિના એની ભાવનાનું જહાજ તરતું ના રહે, દિશા માંડી ના શકે. વિધિ શા છે? એ વિધાનોમાં રહેલા સત્યને વહેતા રાખવાના માર્ગ છે, આપણી ભાવનાઓ જાગૃત રાખવાની વ્યવસ્થા છે. આ દેશમા સાંસ્કારિક એકતા રાખનાર આ વિધિઓ છે. છેક ઉત્તરમાં હિમમૂર્તિ અમરનાથથી તે દક્ષિણમાં હિંદી મહાસાગરમાં પાય ધોતી કન્યાકુમારી સુધી આ વિધિઓ એકરૂપે પ્રસરેલા છે. એમણે આપણી ભાવનાઓ કહો કે આપણું તત્ત્વજ્ઞાન કહો બધે અખંડ ને વહેતું રાખ્યું છે.

આ વિધિઓનાં શાસ્ત્રો (text books) રચાયાં, એના આદેશો ઉલ્લંઘન ના કરી શકાય એવા પવિત્ર મનાયા, એના પુરોહિતો અવધ્ય ગણાયા, ને એના સમારંભો રાજા કે રંક માટે સમાન ગણાયા. આ સમારંભોના ઉત્સવો થયા—એમ કે માણસોને આનંદ કરવો હોય તો ઈશ્વરસાક્ષીએ કરે. સુંદર વસ્ત્રો, આભૂષણો, મંડપો, હાથી ને ઘોડા, સંગીત ને નૃત્ય, ચિત્ર ને શિલ્પ એ બધું ત્યાં ઠલવાયું. જે સુંદરનું નિર્માણ કર્યું તે સત્યની સાથે લાવી મૂક્યું ને બંનેના સુભગ સમાગમે શિવની વાંછના કરી.

આપણા વિધિઓમાં અગ્નિનો મહિમા વધારે છે. અગ્નિનાં ઘણાં સ્વરૂપો છે. જઠરમાં રહેલો અગ્નિ અન્નને પચાવી લોહી બનાવી આપે, ને ભઠ્ઠીમાં રહેલો અગ્નિ લોઢું છૂટું પાડી, ઓગાળી, એનું પોલાદ બનાવી આપે. પૃથ્વીમાં રહેલો અગ્નિ વનસ્પતિ ઉગાડે ને સાગરમાં રહેલો અગ્નિ ઋતુઓનું નિયમન કરે. કાષ્ઠમાં રહેલો અગ્નિ દેખાતો નથી, વાણીમાં રહેલો વરતાતો નથી, ને અણુમાં રહેલો છતાં પ્રલયંકર હોય છે. સૂર્યની ગરમી વડે આપણું જીવન નભે છે, ને એના અગ્નિમાંથી જેના ઉપર આપણે જન્મીએ છીએ તે પૃથ્વીનું નિર્માણ થયું છે. જન્મ, વિકાસને હલનચલન; ભાવના, વાણી ને કર્મ; જડ ને ચેતન; એ સર્વમાં રહેલી વિરાટ શક્તિના પ્રતીક તરીકે આપણે અગ્નિની સ્થાપના કરી. જ્યારે એથી વધારે અર્થગંભીર પ્રતીક જડશે ત્યારે વળી એનો વિચાર કરીશું. ત્યાં સુધી જે મળ્યું છે ને હજારો વર્ષ માન્ય રહ્યું છે એને કેમ ફગાવી દેવું! પરમ તત્ત્વનું સરળ ને સુલભ પ્રતીક તે અગ્નિ.

આ અગ્નિની પ્રતિષ્ઠા કરવી રહી, ઉપાસના કરવી રહી. એ માટે પ્રસંગો યોજ્યા. યજ્ઞવેદીનું નિર્માણ કર્યું, પુરોહિત કોણ થઈ શકે એનો વિચાર કર્યો, સમિધ કોણ લાવે ને કેવાં જોઈએ એ નક્કી કર્યું. અગ્નિમાંયે ભાવના ઉમેરીને વિવિધ કાર્ય માટે જુદા જુદા અગ્નિ સ્થાપ્યા. એની ઉપાસના માટે શ્લોકો રચ્યા, ક્રમ નક્કી કર્યો ને એમ એક પરંપરા ચાલુ કરી.

મંદિરમાં જઈ માણસ જ્યાં નમે છે ત્યાં હોય છે તો ચિત્ર, શિવલિંગ કે શાલીગ્રામ મૂર્તિ, ગોખ, જંત્ર, કે પુણ્ય અવશેષ, પણ એમાં માણસ મન પરોવે છે, મનને ઉચ્ચ માર્ગે વાળે છે. તમામ ક્ષુદ્રતા વિસારે છે, ને હૃદયમાં અખંડ પ્રગટ થનાર પરમતત્ત્વમાં લીન થવા મથે છે. મનુષ્ય માત્રનું એ આશ્રયસ્થાન, નરનું એ અયન તે નારાયણ. એ નારાયણને પેલા યજ્ઞમાંયે નિહાળે ને યજ્ઞને નારાયણ રૂપે જુએ.

ગુજરાતમાં આવા યજ્ઞનારાયણનો એક અગ્નિહોત્રી છે. ઓગણત્રીસ વર્ષથી નિશદિનની એની અખંડ ઉપાસના છે. સવાર સાંજ એ પંચાગ્નિની ધૂણી સંકોરે છે, આહુતિ અર્પે છે, આરતી ઉતારે છે. એના દેહનું

પોષણ કરતું અન્ન એ અગ્નિના તણખા વડે રંધાય છે, ને એનો દેહ પડશે ત્યારે એ જ અગ્નિ તણખા-માંથી જ્વાળા ભભૂકશે. એમના પંચાગ્નિમાં મુખ્ય છે ગાર્હપત્યનો અગ્નિ, એથી પતિપત્ની બંને આ ઉપાસનામાં પ્રવૃત્ત રહે છે, બેમાંથી એક તો અવશ્ય હોય જ. ને એ જોડું અખંડ રહે ત્યાં સુધીની જ આ ઉપાસના, વિધુર કે વિધવાને આ અગ્નિની પૂજાનો અધિકાર પણ નથી.

એમને ગુરુની આજ્ઞા મળી ત્યારે એ ગૃહસ્થાશ્રમી હતા, પરિવાર હતો, વ્યવસાયી હતા. એમની કારકિર્દીમાં સફળતા આવી હતી, ને એથી વધારે આવી રહેલી દેખાતી હતી. એવે વખતે ગુરુનું વચન નીકળ્યું. સફળતા તો ગણિકાને દ્વારે પણ જશે. એની પાછળ ક્યાં સુધી રહેવું છે? પછી એમણે યજ્ઞનારાયણની ઉપાસના કરવાની કહી, એની મુશ્કેલીઓનું વર્ણન કર્યું ને છેવટે દૃઢતા મળે એવાં આશીર્વચન કહ્યાં. 'જબ ચિડિયન ખેત ચુગત ડારી' પછી તો પસ્તાવો જ રહે. એવું ના થાય એટલે ભરયૌવનમાં ઉત્તર ગુજરાતના જંગલ વચ્ચે જઈ આ પુરુષ આજીવન અગ્નિહોત્રી બન્યા. એમણે આર્યોની સનાતન પરંપરાની જ્યોત પ્રગટાવી ને યજ્ઞમાં નારાયણની સ્થાપના કરી વંદના કરી. ક્યારેક અણધાર્યાં કષ્ટ આવ્યાં, મોંઘવારી પણ આવી. પણ શ્રદ્ધા ના ડગી તે ના જ ડગી. એમ એકવાર શરૂ કરેલું સ્વાહા હજુ ચાલ્યા કરે છે!

એ મંત્રોચ્ચાર કરે છે, સમિધ મૂકે છે, ઘૃત હોમે છે, ને પ્રત્યેક ક્રિયામાં અગ્નિના પ્રતીક દ્વારા નારાયણ-તત્ત્વની ઉપાસના કરે છે. એ મંગલ ભાવના કરે છે કે સમસ્ત વિશ્વનું કલ્યાણ થાવ, શાંતિ પ્રસરો, માનવીની યાત્રા ઊર્ધ્વગામી બનો, ઈશ્વરની કૃપા વરસો. આ ભાવનાને, આ ઉપાસનાને, આ વર્ષોની અખંડ લગનીને આપણે શું કહીશું! રામના નામમાં સામર્થ્ય ક્યાંથી આવ્યું? કરોડો માણસોએ શુદ્ધ હૃદયે એ નામનું રટણ કર્યું ને એમાંથી શબ્દ પોતે શક્તિ બન્યો. તીર્થ એમ પવિત્ર બન્યાં, નદીઓ એમ પાવન-કારી થઈ, હિમાલય એમ ઉદ્ધારક બન્યો, ગૌ અને બ્રાહ્મણ એમ પૂજ્ય બન્યાં. અરે અશ્વત્થ પણ એમ પુજાયો ત્યારે શું આટ આટલાં વર્ષો સુધી લાગલગાટ વેદપાઠ કરનાર આ અગ્નિહોત્રીની ઉપાસનાનું અમૃત પી પીને એમના અગ્નિ શું કાષ્ઠ, ઉષ્ણતા ને ભસ્મ જ રહ્યાં હશે! ના, ત્યાં પેલું પરમ નારાયણ તત્ત્વ આવીને વિરાજ્યું હશે. એમની શ્રદ્ધા કેમ નિષ્ફળ જાય? श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः।

ત્યાં વૈભવ નથી, જ્ઞાન છે પણ એનો આડંબર નથી કે અતિરેક પણ નથી; ત્યાં આશ્રમ છે પણ ગૃહસ્થનો, સંન્યાસની વૃત્તિ છે પણ એનો આગ્રહ કે વેશ નથી, ક્યાંય ઉગ્રતા નથી. જે છલકે છે તે તો શ્રદ્ધાનું પાત્ર. પેલા પંચાગ્નિને ઉપાસના પછી ભારી દેવામાં આવે છે ત્યારે પણ એમાંથી એક ધુમ્રશિખા આકાશ તરફ ગતિ કરતી રહે છે. એ ગતિ તે પ્રગતિ એ જ એમની શ્રદ્ધા છે. જ્યાં જંગલ હતું ત્યાં હવે વસની વધી છે, યજ્ઞશાળા આગળથી સડક જાય છે, કપડવંજથી મોડાસાને રસ્તે ડેમઈ ગામમાં જઈ આ જમાનામાં વીરલ એવા યજ્ઞનારાયણના અખંડ ઉપાસક શ્રી ચુનીલાલ અગ્નિહોત્રીનાં દર્શન, કરનાર કરી શકે છે.

માણસ શું કરે? એને સંઘ ઉપાસના કરવાની ઇચ્છા હોય, મંગળ ભાવના વડે એને વાતાવરણને રસવું હોય, તો એ શું કરે? શું એ ભાષણો કરે? વિદ્વાનોને બોલાવી પ્રવચનો સાંભળે? જે કરશે તેનો વિધિ થવાનો છે, જે એક સ્થળે થયું તે બીજે સ્થળે થશે. ત્યારે જેમાં એકવિધતા હોય એવું જ કેમ કાયમ ના કરવું? એમાં ચોક્કસ ક્રમ તો ખરો. આ સાહિત્ય માત્ર કંઠસ્થ નથી, ગ્રંથસ્થ પણ છે એના અર્થ કરી શકાય છે, વ્યવહારમાં ઉતારી શકાય પણ છે. અનેક એકનિષ્ઠ માણસોએ એની પરંપરા જાળવી છે. કરોડો લોકોએ એમાં શ્રદ્ધા મૂકી છે. પછીયે શું એની અવગણના કરવી!

ચાલો, આપણે આવા સમૂહયજ્ઞના સમારંભમાં જઈ ચડીએ. કોણ આવે છે અહીં? ધનની લાલસાવાળા

ધનિકો, પુત્રની ઇચ્છાવાળી સ્ત્રીઓ, ધંધાની સફળતા માગતા પુરુષો, રમતે ચઢેલાં બાળકો, પાંચ પૈસાની કામનાવાળા બ્રાહ્મણો, એક ટંકના ભોજનની આશાવાળા સાધુબાવાઓ, ને લોકશ્રદ્ધાનો લાભ ઉઠાવી જનાર પુરોહિતો : શું એની ઘૃણા કરવી છે ? તો પછી કોર્ટ ને કચેરીઓ આગળ, સચિવાલય આગળ, મીલોના દરવાજા આગળ, કેમ ઘૃણા કરતા નથી ! ના એવાં બીજાં સ્થળો હોય તો પણ અહીં ઘૃણા કરવાની નથી. અહીં જે લોકવિચાર ચાલે છે તેમાં અજ્ઞાન હશે, પણ બુરાઈ નથી. સનાતન ભાવનાની પરંપરા જાળવવાનો આ પણ પ્રયત્ન છે. કોઈ કહેશે કે આ વસ્તુ નથી, માત્ર એનો પડછાયો છે. એમને કેમ સમજાવીએ કે આ માર્ગ હતો, હવે કેડી બની ગઈ છે. પણ હજીયે એની વાટે જઈ શકાય એવું છે. અગર એટલી કેડી પણ બંધ કરી દેવી હોય તો બતાવો માર્ગ ક્યાં છે ? ક્યાં છે ઇસુ ખ્રિસ્તનો માર્ગ ને ક્યાં છે બુદ્ધનો માર્ગ—એમણે શરૂ કરેલા માર્ગ ક્યાં રહ્યા છે ? ગાંધીજીના રેંટીઆનો માર્ગ ક્યાં રહ્યો છે ? સહુ માર્ગો એના પથપરિચાયક મુજબના રહેવાના. દોષ અગર જોવો છે તો આપણી અપૂર્ણતાનો જોઈએ. માર્ગનો દોષ નથી. રામે એમના બાણ વડે રક્ષેલા યજ્ઞનો દોષ નથી. અસુરો જેની જ્વાળાથી ગુંગળાયેલા એ યજ્ઞનો દોષ નથી. આજે પણ એ સંસ્કારનું બીજ વાવે છે, અનેક તપસ્વીઓની યાદ તાજી કરે છે. સાંભળો, યજ્ઞના પ્રકાર બદલાઈ ગયા. દ્રવ્યયજ્ઞને બદલે કર્મયજ્ઞ આવ્યા. યજ્ઞના ફળ રૂપે રાજાઓ અમોઘ શસ્ત્ર માગતા કે વીર પુત્રની ઈચ્છા કરતા એ હવે નથી, એ ગયાનો શોક પણ કોઈ કરતું નથી. પણ આહુતિ વડે ભાવનાની વિશુદ્ધિ કરવી એ શું કર્મ નથી શું ? જેમને એની પ્રેરણા મળી છે તે યુગપુરુષો થયા છે.

૧૮૮૬ની સાલ હતી. અંતપુરના એક બિસ્માર મકાનના ઝાંખરાવાળા ચોગાનમાં થોડા યુવકોએ લાકડાં સળગાવી ધૂણી ધખાવી હતી. સાંજ પડી ગઈ હતી ને રાત ઊતરતી હતી. ઉપર વિશાળ આકાશના મંડપમાં તારાઓ સુશોભનો રચતા હતા. ને સર્વત્ર શાંતિ છવાઈ હતી. આ યુવકો ત્યાં ધ્યાનમાં બેઠા હતા. એ પછી એમાંના એક જણે ઈસુ ખ્રિસ્તની વાત કહી, સહુએ જાતે ખ્રિસ્ત બનવાનું છે એમ પણ કહ્યું. સ્વાર્પણ, બલિદાન, ધ્યેયનિષ્ઠા, પરમશ્રદ્ધા—જીવન એમ નારાયણ તત્ત્વથી ઉભરાતું હતું. ધૂણીમાંથી એકાએક જ્વાળા નીકળતી ને ચોમેર બેઠેલા આ જુવાનોનાં મુખ ચમકી ઊઠતાં. લાકડામાંથી કદીક તડતડ અવાજ થતો ત્યારે અંતરમાં ઊંડા ઊતરી ગયેલા એ સહુ પાછા સામા ઊભેલા કર્તવ્યની જ્વાળાઓ નીરખી રહેતા ત્યાં એમણે સંન્યાસની પ્રતિજ્ઞા લીધી. સાક્ષી સહુ એકમેકના હતા, અગ્નિ હતો, ને ઈશ્વર હતા. સહુએ જીવનની સર્વ વાસનાઓ એ અગ્નિમાં હોમી દીધી. ત્યારે ઘર ને બાર છોડ્યાં, છોડ્યાં સગાંસ્નેહી, સંસાર છોડ્યા, જ્ઞાનની તલપ છોડી, મુક્તિની ઝંખના કરી, ઈશ્વરના સાક્ષાત્કારની એટલે કે ઈશ્વરરૂપ થવાની પ્રતિજ્ઞા લીધી. એ હતા વિવેકાનંદ ને એમના સાથીઓ. એ સાંજ હતી ૨૪ ડિસેમ્બરની, ઇસુ ખ્રિસ્તના જન્મદિનની ને એ અગ્નિ હતો આર્યોના પુરાતન સંકલ્પબળનો. એની ભસ્મ હતી વેદાંતે શોધેલા સંસ્કૃતિના સીમાડા જેવા વૈરાગ્યની.

આ દેશનો સાધુ ફરે છે. જ્યાં મુકામ કરે છે ત્યાં ધૂણી ચેતાવે છે. અગ્નિ વડે એનો દેહ રક્ષાય છે ને આત્મા જાગૃત રહે છે. એક નાદ ગુંજી રહે છે એના રોમ રોમમાં—અહાલેક ! જે અલક્ષ્ય છે તેને લક્ષ્યમાં ઉતારે છે. દિવસ પછી રાત ને રાત પછી દિવસ એમ વહ્યાં જાય છે, સાધના ચાલતી રહે છે, ઉપાસના થયા કરે છે. પેલો ધૂંધવાતો અગ્નિ હજી હોલવાયો નથી, ઈશ્વરની કૃપાથી હોલવાશે પણ નહિ. વનવગડાને ગામ સીમાડે એની ધ્રુમસેર ઊંચે ચઢતી રહે છે, હા હજીયે ધૂણીનો અગ્નિ ધખે છે.

'મહાનલ, એક જ દે ચીનગારી !' જે શક્તિ જડ ચેતનમાં સર્વત્ર વ્યાપી રહેલી છે. તે જ મહાનલ, તે જ



ચંદ્રકાન્ત બક્ષી

# ડાઘ

માણસની સભાનતા તેને કેવી ભયંકર રીતે કોરી ખાય છે તે તો સર્વેના અનુભવની વાત છે. માણસનો એ અનુભવ ક્યારેક જ છતો થાય છે. પણ આવા માણસનું મન તેને એવી હેરાનપરેશાન પરિસ્થિતિમાં મૂકી દે છે કે એ પરિસ્થિતિ, એ સંજોગો માણસના હાથમાં નથી રહેતા તેની આ વાર્તા છે...

નવો અરીસો ફીટ કરીને મિસ્ત્રીઓ ચાલ્યા ગયા પછી એણે દરવાજો બંધ કર્યો અને કમરાના એકાંતમાં, બત્તી જલાવીને જોયું, જોયા કર્યું. આયનાની સાઈઝ મોટી હતી અને જરાક દૂર ઊભા રહીને જોવાથી આખું શરીર જોઈ શકાતું હતું. બેલ્જિયન કાચને લીધે ચહેરો સ્પષ્ટ અને સુરેખ દેખાતો હતો. હિંદુસ્તાની કાચમાં નાનો–મોટો, પાણીના મોજાંઓમાંથી દેખાય એમ ચઢ–ઊતરવાળો, કોઈ કોઈ વાર વિકૃત લાગ્યા કરતો. કાચ બરાબર ન ઘસાવાને કારણે નાની મોટી વિકૃતિઓ પેદા થતી. એટલા માટે જ આ વખતે એ બેલ્જિયન કાચ લાવ્યો હતો. જરા મોંઘો તો હતો જ અને સુજાતાએ બહુ પૈસા ન ખર્ચી નાખવા વિષે પણ કહ્યું હતું પણ સુજાતા દેશમાં હોય ત્યાં સુધી આ કામ કરી લેવા જેવું હતું. પણ સુજાતાના આવવાનો તાર પણ આવી ગયો હતો. એણે થોડી જલ્દબાજી કરી. આયનો આવી ગયા પછી, દિવાલમાં ફીટ થઈ ગયા પછી એનાં ચાર કાણાંઓમાંથી ચાર સ્ટેઈનલેસના સ્ક્રૂ–કેપ લાગી ગયા પછી હવે એ કોઈ ભૂંસી ન શકાય એવી હકીકત જેવો લાગ્યા કરતો હતો. એને સુજાતાની સૂચનાની ઉપરવટ જઈને આ બધું કરવા માટે છૂપો રોમાંચક આનંદ પણ થયો; આયનામાં બત્તીના પ્રકાશની નીચે પોતાનો ચહેરો અને પ્રતિકૃતિ રોજ કરતાં વધારે સારાં પણ લાગ્યાં. આયનાની સાથે પ્યાર થતો હોય એવું લાગ્યું.

આયનો ઘણી ખુશામત કરી શકતો હતો. એને ખુશામત શબ્દ ન ગમ્યો પણ એની જગ્યાએ બીજું કંઈ યાદ ન આવ્યું. આયનાએ ખુશામત ચાલુ રાખી. ચહેરો સરસ લાગતો હતો, વાળ પ્રકાશમાં ચમકતા હતા, આંખ, કાન, નાક બધું ચહેરામાં બરાબર ફીટ કરીને ગોઠવ્યું હોય એમ લાગતું હતું. મોટા હોઠ, બેઠેલા ગાલ, થોડા વધી ગયેલા વાળ બધા પર ખૂબ-

---

યજ્ઞનારાયણ, તે જ ધૂણીનો અગ્નિ. છેલ્લે છેલ્લે એનો સંગાથ કરી આપણે વિનવ્યું છે : अग्ने नय सुपथा राये अस्मान्।

નવા જમાનામાં યજ્ઞને લોકસંગ્રહની પ્રવૃત્તિમાં પલટાવવાનો પ્રયત્ન થયો છે. यज्ञः कर्म समुद्भवः। કર્મમાંથી યજ્ઞ ઉદ્ભવે. એ કર્મ લોકકલ્યાણનું કલ્યાણ કરવાની ધગશ રાખી ઘણા નીકળી પડે છે પણ એ નથી સમજતા કે એમની પ્રવૃત્તિ લોકહિતની ભલે મનાય, એમાં ઘમંડ, આડંબર, વેપાર, પ્રમાદ, સમજફેર, અહિત વગેરેનો સંભવ રહે જ છે. કર્તૃત્વમાં પોતાને સ્થાપી દેવાની વૃત્તિ ઊગે છે. ફળની આકાંક્ષામાં સાધનોની અશુદ્ધિ પેસે છે. યજ્ઞ એથી કૈંક ઊંચો છે. એમાં કર્તાનું પદ ઈશ્વર કને જ રહે છે, ફળનો અધિકાર પણ એનો જ મનાયો છે. આર્ય અગ્નિહોત્રીઓ આજીવન ભેખધારીઓ છે, ને એમની ભાવનાઓ સૂક્ષ્મ ગતિએ કઈ રીતે ક્યાં ને ક્યારે ઊગે એનો નિર્ણય એ જ કરી શકે છે. અધિકાર વિનાની ચેષ્ટાઓ એ કરતા નથી, પછી એને વટાવી ખાવાનું તો સૂઝે જ ક્યાંથી! જીવનને મહાધ્યેયના અગ્નિથી એવું ભરી દે છે. એનો તાપ એવો સતત રહે છે કે એમની અને સિદ્ધિ વચ્ચેનું અંતર એમના અંતરની ગુહામાં ઓગળી જાય છે. ને એનો એક જ સાક્ષી છે એમણે પ્રજ્વાળેલો અગ્નિ, આર્યાવર્તમાં ઠેરઠેર સ્થાપેલો પંચપાત્રમાં પુજાયેલો, વૈશ્વદેવ કહી સ્તવાયલો બ્રહ્માંડની વેદીમાંથી બ્રહ્મની જેમ પ્રગટેલો, ને સચરાચરમાં વ્યાપી રહેલો અગ્નિ ओम् नमो अग्नये।







સુરતીનો એક હાથ ફરી ગયો હોય એવું લાગ્યું. એ હોશમાં આવ્યો. આવી સામાન્ય વસ્તુ વિષે આટલા વિચારો. જરા શરમ આવી, જરા હસવું અને પછી ફરીથી આયનાની લપસણી ખુશામતમાં ડૂબી જવાયું. થોડી હિમ્મત કરીને પણ કામ મજાનું કરી નાખ્યું હતું. સુજાતા આવશે અને જોશે એટલે ચમકશે. આ શું?...'આ શું?' અવાજ સ્વરૂપે, ગળામાંથી ઘૂંટાયલું, થડકારમાં લપેટાયલું એના ખુદના ગળામાંથી નીકળ્યું અને આયનાની સપાટી પર અથડાઈને પાછું ફર્યું. એણે પોતે પોતાના ગાલ પર એક ધોળો ડાઘ જોયો અને એનાથી અનાયાસે પ્રશ્ન નીકળી ગયો. એણે ગાલ ઘસ્યો, કોઈ જોતું ન હતું એટલે ખમીસનો છેડો મોઢામાં ભિંજાવીને ભીના છેડાથી ગાલ સાફ કરી જોયો. ધોળો ડાઘ ઘસવા છતાં પણ ખસતો ન હતો. પહેલાં તો આવો ડાઘ જોયો ન હતો, એણે વિચાર્યું. જ્યાં ડાઘ દેખાતો હતો ત્યાં આયનાની સપાટી ઘસી જોઈ. મોઢું પાસે લાવીને ધ્યાનથી જોયું. કંઈ સફેદ દેખાઈ રહ્યું હતું. સાવ સામાન્ય. બળ્યા પછી ચામડી પર લીસી સફેદી રહી જાય એવું કંઈક કોઢ જેવું. કોઢ શબ્દથી એ ધ્રુજી ઊઠ્યો. એક નાનો વિચાર નીચેથી ઉપર આવ્યો હોય એમ જરાક લહેરાયો. સીફીલીસ, સીફીલીસ. ના, સીફીલીસ નહીં, આ કાંક કોઢ જેવું હતું. કોઢ ન હોય, ન હોઈ શકે—આ આયનો આવ્યા પછી જ આ ડાઘ દેખાયો. રક્તપિત્તનો ડાઘ પણ હોઈ શકે. એમાં તો અંગો ખરવા માંડે, ભીનાશ–ચીકાશ ઝર્યા કરે, ચીંથરાં બાંધી રાખવાં પડે. અને પાગલપણું. એણે જોરથી ગાલ ઘસ્યો, ડાઘ ખસ્યો નહીં, આયનામાં બહુ સફાઈથી દેખાઈ રહ્યો હતો. છેવટે ઘસતાં ઘસતાં ચામડી ઉઝરડાવા માંડી એટલે એ અટક્યો. ડાઘ ખસતો ન હતો.

એ આયના પાસેથી ખસી ગયો. શરીર છે. આખા શરીર પર જાતજાતના નાના મોટા, નવા જૂના ડાઘાઓ થયા કરે છે—સુજાતા આવીને ચમકશે અને પૂછશે, આ શું? એ કહેશે આનું નામ આયનો. એનું નામ ...અરે, એનું કામ દરેક વસ્તુને વધુ સરસ, સુંદર બનાવીને બતાવવાનું છે. એનામાં પ્રમાણિકતા પણ છે અને ખુશામત પણ છે. એની સપાટીમાં આકારો અને ઊંડાણો જીવે છે. એ એક જ ભાષામાં બોલે છે અને એની નગ્નતા બધાને ગમે છે:..એ આવું આવું કહેતો હશે ત્યાં સુજાતા કહેશે, જો હું આયનાનાં વખાણ તારી પાસે સાંભળવા માગતી નથી. હું તો પૂછું છું આ શું છે? એની નજર એના નખ પરના સફેદ ડાઘ પર ગઈ અને એને એના ચહેરા પરનો, આયનાએ બતાવેલો પેલો ડાઘ યાદ આવ્યો. સુજાતા કહેશે તારા ચહેરા પર આવો ડાઘ ક્યારથી થઈ ગયો? એ નખના ડાઘ પર અંગૂઠો ઘસતો ઘસતો વિચારતો હતો ત્યાં જ ઇચ્છા ન હોવા છતાં જવાબ આવી ગયો, નવો આયનો આવ્યા પછી. એ સુજાતાના પ્રશ્નોના જવાબો મનમાં આપી રહ્યો હતો. અંગૂઠાથી નખનો ડાઘ ઘસાયો નહીં એટલે એણે ઘસવું છોડી દીધું. સવાલ જવાબ અટક્યા, સુજાતાના ચહેરા વિનાની પારદર્શક હવા એને ફરી દેખાઈ. એ આયનાની સામે ગયા વિના સ્વસ્થ થયો.

*

ઓફિસમાં કોઈએ એનો ડાઘ જોયો નહીં. છેવટે એનાથી ન રહેવાયું એટલે એ પાણી પીવા ઊઠ્યો. પટાવાળો ટેબલ પર પાણી આપી જાત, પણ એ ખુદ જઈને પાણી પીવા માંડ્યો. ત્યાં કોઈ હતું નહીં એટલે એણે પટાવાળાને પૂછ્યું, 'મારા ચહેરા પર અહીં, તને કંઈ ડાઘ જેવું દેખાય છે?' પટાવાળાએ સુસ્તી ઉડાડવા ઝીણી આંખો મોટી કરી અને પછી આંખોને જાગતી દેખાડવા માટે ઝીણી કરીને ધ્યાનથી જોયું. એને લાગ્યું કે એક ડાઘ જોવા માટે આંખોની આ કસરત કરવાની જરૂર ન હતી. પણ પટાવાળાએ લીધેલી છૂટનો એણે ખ્યાલ ન કર્યો. પટાવાળો સમજ્યો નહીં, એણે ગોળ ગોળ કહ્યું, 'કાંક મામુલી છે. એમાં શું?' એને પટાવાળા સાથે વધુ વાત કરવી ઠીક ન લાગી. પટાવાળાએ સવાલો પૂછી પૂછીને વાત

ગુંચવવા માંડી, પણ એ તરત છટક્યો.

એણે બીજા કોઈને પૂછવું માંડી વાળ્યું. પૂછવાનો અર્થ ન હતો. ઓફિસથી પાછા ફરતાં ટ્રેનમાં કોઈ કોઈ માણસોએ કૌતુકથી, જાણે એના ભયનો તાગ પામવા માટે જ જોઈ રહ્યા હોય એમ, એની સામે જોયું, અને જોયા કર્યું. એણે મોઢું ફેરવી લીધું પછી માણસોના ચહેરાઓ પરથી નજર ફેરવી, એમના ચહેરાઓ પરનું કૌતુક લૂછી લેતો હોય એમ એને બહાર જોયું. લોકોના પગ, બૂટ–ચપ્પલો, ગાડીઓનાં ટાયરો, સાંજે ગરમી છોડતો દિવસભર તપેલો રસ્તો. અને આ બધા પર એની નજર ફર્યા કરવા છતાં એને એવું લાગ્યા કરતું હતું કેટલાક માણસો એની સામે જ તાક્યા કરે છે. લોકો તાક્યા કરતા હોય અને ડાઘ ફેલાઈને મોટો થઈ રહ્યો હોય એવું એને મનમાં લાગ્યું પણ એણે મન બીજી વાતોમાં પરોવવા કોશિશ કરી. પછી સ્ટેશન આવ્યું, એ ઊતરી ગયો, ઘેર પહોંચ્યો, કાલે સુજાતા સવારની ટ્રેનમાં આવવાની હતી એ વિચાર કરતાં કરતાં ખુશ થયો.

આયનામાં જોઈને વાળ ઓળ્યા. આયનો સારો આવી ગયો હતો—હવે લાઈફટાઈમની ખટપટ નહીં. ખુશ થયો હોય ત્યારે અંગ્રેજીમાં બોલાઈ જાય એ જાતની વૃત્તિ એણે કેળવી હતી. આયનો ઘરના આત્મીય જેવો હોય છે. દિવસમાં એક વાર તો ઓછામાં ઓછું મળવું પડે જ. આપણે એને કંઈ કહેવાનું નહીં, એ જ આપણને કહ્યા કરે. દરેકને એ બરાબર ઓળખે. દિવાલમાં ફીટ થઈ ગયો છે એટલે હવે વર્ષો સુધી સલામત રહેશે. ફક્ત વરસાદના દિવસોમાં દિવાલોમાંથી ભેજ ટપકશે અને પાછળની સપાટીનો રંગ ઉખડવા માંડશે ત્યારે થોડી તકલીફ થશે. ફરી રંગ કરાવવો પડશે. ખોલવો પડશે. તૂટી પણ જઈ શકે. કાચ તૂટે એટલે શુકન. ખરું—કાલે સુજાતા આવવાની છે. અને આવશે એટલે જરૂર પૂછશે, આયના વિષે. પછી પૂછશે આ ડાઘ ક્યાંથી? શી ખબર? દવા લગાવતો નથી? ના, રે. પત્નીની હાજરીમાં કંઈક પણ બીમારી કે અસ્વસ્થતાની વાત આવતાં જ બહાદુરી સ્ફૂરશે. એણે વાળ ઓળવા બંધ કર્યા. આયના પાસેથી ખસી ગયો, પણ બધા વિચારો ડાઘ પાસે આવીને ચોંટી ગયા. વિચારો પણ જક્કી હતા.

રાત પડી અને પત્ની વિનાની પથારીમાં એ સૂતો. સફેદ ચાદર પર પગ ધરયા પછી આંખનાં પોપચાં વજનદાર થયાં, આખા શરીરનાં છિદ્રોમાંથી દિવસભરની થકાવટ આસ્તે આસ્તે ઝરી રહી હોય એવું લાગ્યું. બસ, હવે સૂઈ જવું છે એવો વિચાર કરીને એણે પડખું બદલ્યું અને ઊંઘ આવી ગઈ. ઊંઘમાં વિચારો આવ્યા, ડાઘ દેખાયો. ડાઘ સીફીલીસનો હતો. વી. ડી....ક્યારેક વાંચ્યું હતું કે સીફીલીસના ડાઘ પહેલા મોઢા પર દેખાય છે. શરીર વક્ર થઈ ગયું હતું. એક વાર એને એનો દોસ્ત એક 'પબ્લિક પ્લેસ' માં લઈ ગયો હતો. બાર છોકરીઓ બેઠી હતી, ચહેરા રંગીને, શરીરો સજાવટથી ગોઠવીને. છોકરીઓ કોઈક મદ્રાસી ભાષામાં કલબલ કરતી હતી. એક છોકરી એને હાથ પકડીને એક નાના રૂમમાં ખેંચી ગઈ. રૂમ બંધિયાર હતો અને દર અડધા કલાકે બદલાતા ઘરાકોની હવા હજી એમાં ઝૂલી રહી હતી. 'મજા' કરીને એ બહાર નીકળ્યો, બહુ મજા ન આવી. પછી થોડો ફફડાટ થયો. એને લાગ્યું એનું શરીર વાંકુચુકું થઈ ગયું હતું. સીફીલીસ બહુ જલદી ફેલાશે. એક વારમાં...અરે, પાસે બેસીને વાતો કરવામાં પણ થઈ શકે. આ પબ્લિક પ્લેસમાં સંભવ વધારે. હાથપગ વાંકા થઈ રહ્યા હતા. એ પબ્લિક પ્લેસમાંથી બહાર આવ્યો, સીડી ઊતરવા લાગ્યો, એક પગથિયું ચૂક્યો, આખું શરીર કંપી ઊઠ્યું—આંખો ખૂલી ગઈ. સ્વપ્ન હતું...ઠીક થયું. સ્વપ્ન હતું. પણ ફોરસરોડવાળી બાર છોકરીઓ ખસતી ન હતી.

*

સેન્ટ્રલ પર પહોંચીને એણે ચા પીધી, એક માસિક પત્રિકા ખરીદી. એને હાથમાં કાગળ કે માસિક પકડી રાખવાનું લગભગ વ્યસન હતું, ખાસ કરીને જ્યારે કંઈ જ કામ ન કરવાનું હોય ત્યારે. મુડ સારો હતો.

નાની વાતમાં રાત બગાડી. આ વહેમ—નકામી વસ્તુ છે. મન મજબૂત જોઈએ. એક વારમાં કંઈ થાય નહીં. સીફીલીસ થવો એટલો સહેલો નથી. સુજાતા ઘણા વખતે મળશે. ગઈ હતી એવી જ હશે. દેશનું પાણી જોઈએ, શું અસર કરી શકે છે. જો કે મુંબઈની ખોલી કરતાં કંઈક ફરક પડે ખરો. ખોલી ક્યાં છે? સરસ મજાનો ફ્લૅટ છે પણ ખોલી કહેવામાં જરા મજા આવે છે. 'ચીપ.' 'ચીપ' માં થોડી મજા તો આવે છે...મદ્રાસણો. ફોરસરોડ 'ચીપ' છે એટલે વધારે આકર્ષક લાગે છે. સુજાતાએ તબિયત જમાવી હોય તો સારું. ચિંતા બહુ કરે છે દુનિયાભરની એટલે શરીર વળતું નથી. બાકી—પણ મારીય ચિંતા કરે છે. ચિંતા શું, ખ્યાલ રાખે છે. સુજાતાને બધું બરાબર યાદ હશે, એકે એક વસ્તુ પૂછી નાખશે. આ શું અને તે શું? હા ડાઘ જોશે ખરી. પૂછશે. શું ખબર શેનો ડાઘ. એમ નહીં, આ નવો આયનો આવ્યો ને, એટલે! લે, આયનો આવે એટલે ચહેરા પર ડાઘ પડી જાય! કેવી ગાંડા જેવી વાત કરે છે. હા...હા...

ટ્રેન માટે પોર્ટરો ઊભા થઈ ગયા અને ટ્રેન ધીરે ધીરે આવીને ઊભી રહી ગઈ. ચહલ પહલમાંથી એ સુજાતાને શોધતો આગળ નીકળ્યો. ફર્સ્ટ ક્લાસના ડબ્બા પાસે પહોંચ્યો ત્યારે એક વિદેશી યુગલ એક નાની ખુરશી પાસે ઊભું હતું. અને એમનો સામાન ઊતરતો હતો. ખુરશીમાં એક મોટી ઉંમરનો પણ તદ્દન નાના કદનો વળેલા હાથપગવાળો પાગલ માણસ બેઠો હતો. પાગલ માણસે એની સામે જોયું; જડબું હલાવીને, પીળા દાંત બતાવીને હસ્યો અને ઝૂકીને તૂટેલા વળી ગયેલા હાથથી સલામ ભરી. એ પાગલ માણસને મૂકીને જોરથી આગળ દોડ્યો. આંખો આગળથી સ્વપ્નની એક ઝલક પસાર થઈ રહી હતી. પાછળથી એને સુજાતાનો અવાજ સંભળાયો, 'એ...ક્યાં દોડે છે?'

એ અટક્યો, પાસે આવ્યો, સ્વસ્થતાથી 'ઓ હો!' કર્યું, હસ્યો. સુજાતા હસી, 'તારી તબિયત તો સુકાઈ ગઈ છે!' 'હા,' એણે કહ્યું, 'જરાક.' પછી એણે હસવાનું બંધ કર્યું.

અરસપરસ થોડી વાતો થઈ, વિયોગ પછી મળતાં પતિપત્ની જેવી. ટેક્ષીમાં ઘરના કિનારા સુધી આવ્યાં. એ દરવાજો ખોલીને સુજાતાને અંદર લાવ્યો. સુજાતાનું ઘર હતું પણ એને યજમાન જેવી લાગણી થઈ. ઘર—નવો કાચ બતાવવાની વૃત્તિ રોકી. 'વાહ રે, ઘણું આડુંઅવળું કરી નાખ્યું છે ને!'

એને હસવાનું મન થયું.

બેડરૂમમાં સુજાતા નવા આયનાને જોઈ રહી. 'આ શું? ક્યારે વસાવ્યો?'

'તારા આવવાના પહેલાં જ.'

સુજાતાએ આયનાને હાથ અડાડીને જોયો. કિનારીઓ, સપાટીઓ, સ્ટેઇનલેસના સ્ક્રુકૅપ પર આંગળીઓ ફેરવી. એને કંઈક વિચિત્ર ગભરાટ થવા માંડ્યો, સુજાતાની આંગળીઓ નીચે આયનો કોઈ વાજિંત્રની જેમ બોલવા માંડી જશે. બહુ ધીરેથી બધું કહી દેશે. એક ડાઘ છે. ચહેરા પર. સીફીલીસનો. એકવાર પબ્લિક પ્લેસમાં ગયેલો...

'સુજાતા,' એણે કહ્યું, 'મને અહીં ગાલ પર એક ડાઘ દેખાય છે?'

સુજાતાએ એનું મોઢું હાથમાં પકડીને જોવા માંડ્યું. એણે આંખો બંધ કરી.

'ના રે, કંઈ નથી.' સુજાતાએ આંગળીથી ગાલ ઘસતાં કહ્યું. 'તું પણ ખરો વહેમી છે. ન હોય એય તને દેખાય છે. નવો આયનો લીધો છે ને!...હા...હા...'

એણે થોડીવાર વિચાર કર્યો. પછી હસ્યો, 'હા...હા...હા...'

સુજાતા આયનામાં એને હસતો જોઈ રહી.



મધુરેન્દ્ર કંચનરાય દેસાઈ

# આપણાં રંગદાર પંખીઓ

આપણાં રંગદાર પંખીઓમી ગણ અંકથી શરૂ થયેલી લેખમાળાનો આ બીજો હપ્તો પણ આપણને એવાં પંખીઓનો પરિચય કરાવે છે કે જે દરેકનો વાંચનરસ પૂરતા પ્રમાણમાં સંતોષે અને માહિતી તો પૂરેપૂરી જ આપે...

## વિલાયતી પત્રિંગો

બુલબુલ જેવડા કદનો વિલાયતી પત્રિંગો કપાળે ધોળો અને આંખ ઉપર લીલી ભૂરી લીટી હોય છે. તાલકું, ઓડથી ઉપલી પીઠ અને ગરદનની બાજુમાં ચેસ્ટનટ રંગ આવે છે. પીઠ પીળાશ પડતી. જે પ્રકાશમાં સોનેરી જણાય છે. પૂંછડીનો રંગ લીલાશ પડતો ભૂરો તેમાં રહેતાં વચ્ચેનાં પીંછાં લગભગ એક ઇંચ લાંબા અને છેડા કાળા રંગના હોય છે. ચાંચનો રંગ કાળો તથા આંખો રાતા રંગની અને આંખના ખૂણે કાળી લીટી આવે છે. દાઢી અને ગળે ચમકતો પીળો રંગ રહે છે. અને એક કાળો લટો ગળાની પડખે રહે છે. પેટાળનો રંગ ચળકતો ભૂરાશ પડતો લીલો કે ગળીના રંગનો ભૂરો રહે છે. પાંખો ભૂરાશ પડતી લીલી અને કથ્થાઈ; છેડા કાળા રંગના રહે છે. પગનો રંગ કથ્થાઈ રાખોડી રહે છે.

સ્વભાવે આ વિલાયતી પત્રિંગો પાણીની પાસે વસવાની ખાસીયતવાળો છે કે જ્યાં તે પોતાને ઊડતી જીવાતનો ચારો કરતાં જોવામાં આવે છે. તેની સોનેરી પીઠ ઉપરથી તે બીજા તેનાં સગામાંથી તરત વરતાઈ આવે છે. ના૦ ધર્મકુમારસિંહજીસાહેબે માત્ર એક જ વખત આ પત્રિંગાને સૌરાષ્ટ્રમાં જોયો છે. મેં તો કોઈ વખત જોયો નથી.

દક્ષિણ યુરોપથી કાશ્મીર સુધી અને મુંબઈ સુધી દક્ષિણમાં તે જોવામાં આવે છે. મેં આ પત્રિંગાને કાશ્મીરના શંકરાચાર્યના ડુંગર ઉપર ચઢતાં જોયા હતા. કે જ્યાં તેઓ બચ્ચાં ઉછેરતા જોવામાં આવ્યા હતા અને યુરોપમાં પણ બચ્ચાં ઉછેરે છે. શિયાળામાં પ્રવાસે નીકળી પડે છે. અને સૌરાષ્ટ્રમાં તેની ગણતરી રખડુ પંખી તરીકે કહેવાય.

વિલાયતી પત્રિંગાને અંગ્રેજીમાં The European Bee-eater કહેવામાં આવે છે. અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Merops apiaster (Linn) એમ કહેવું જોઈએ.

## નાનો પત્રિંગો

ચકલી જેવડા કદનો નાનો પત્રિંગો રંગે ચળકતો લીલો અને તેમાં રતાશ પડતા કથ્થાઈ રંગ જે માથા અને ગળા ઉપર આવે છે. આ પાતળી શરેડીનું પંખી તેની પૂંછડીમાં આવતા બે ખૂબ લાંબા સળી જેવાં પીંછાંથી તરત જ ઓળખાઈ આવે છે. તેની ચાંચ લાંબી અને સહેજ વળેલી રહે છે. તેના ગળા ઉપર કાળી કંઠી બહુ સાફ જણાય છે. આગલા અને આ પત્રિંગામાં નરમાદામાં તફાવત આવતો નથી. આંખો રાતા રંગની, ચાંચ કાળા રંગની અને પગો રતાશ પડતા અથવા તો રાખોડી જણાય છે. પત્રિંગા સમૂહચારી છે એટલે તે જ્યાં બેઠા હોય ત્યાં અમુક સંખ્યામાં જોવામાં આવે છે. તેની બેઠક તારનાં દોરડાં અને સુકાઈ ગયેલી વૃક્ષની ડાળ ઉપર છે કે જ્યાંથી તે પોતાનો ઊડતી જીવાતનો આહાર જોતા રહે છે. અને દેખાય એટલે તેની પાછળ પડીને પકડી પાછા આવી ખાઈ જાય છે. અને વારે વારે 'ટીટ્ ટીટ્' અથવા 'ટ્રીન્ ટ્રીન્ ટીન્' જેવો અવાજ કર્યો કરે છે.

નાના પત્રિંગાને ખુલ્લો પ્રદેશ વધારે ગમે છે. અને વાડી બગીચા આસપાસ તો તે અવશ્ય જોવામાં આવે છે. ગીચ ઝાડીમાં પણ જ્યાં ખુલ્લી જગ્યા હોય ત્યાં તે ઊડતા દેખાય છે. વળી ગામડા શહેર અને હરીયાળીમાં તો તે હોય જ. રેતાળ દરિયાકાંઠો અને તેની ઉપરની ભોંય તેની ખાસ પસંદ જગ્યા છે. જ્યારે તે પોતાના શિકાર પાછળ પડીને તેને હાથ કર્યા પછી પાછા ફરતાં તે હવામાં તરતો આવી પાછો બેસી ત્યાં પોતાના શિકારને પછાડીને ગળી જાય છે. રાતના





બશીરા વખતે તેની મોટી સંખ્યા એક પાંદડાવાળા લીમડા કે એવા વૃક્ષ ઉપર ભેગી જાય છે. પોતાની રાતની બેઠક લીધા પહેલાં ત્યાં તેનો અવાજ ખાસ ધ્યાન ખેંચે એવો હોય છે. કારણ કે વારે વારે બેઠક લીધા પછી તેઓ પોતાના નશીરાના વૃક્ષ આસપાસ ઊડી આવી પાછા બેસે છે અને રાત પડવા સાથે જગ્યા લઈ લે છે. ઊડવામાં પત્રિંગા સૂર્યવંશી જણાય છે. એટલે પ્રકાશ થઈ ગયા પછી પણ પોતાની પાંખમાં માથુ નાખી બેઠેલા જોવામાં આવે છે. આહારમાં તેઓ વાણીઆ ( ડ્રેગન ફ્લાઈ ) મધમાખી અને એવી ઊડતી જીવાત ખાઈને પેટ ભરે છે. ભારતમાં તમામ જગ્યાએ વસતાં જોવામાં આવે છે.

માર્ચથી જુલાઈ સુધીમાં તે પ્રજનન કરે છે. અને તેઓ પોતાની વસાહત કરી માળાંનાં આડાં કાણાં પાડે છે જેનો વ્યાસ દોઢ ઇન્ચ અને ઊંડાઈ પાંચ છ ફીટ હોય છે. જગ્યા તો નાળાં, રસ્તાનાં કટીંગ અને ખાળીઆની ભીતો પસંદ કરે છે. ક્યારે તદ્દન સપાટ ભોંય ઉપર પણ તેના માળાનું કાણું જોવામાં આવે છે. બુગદાને છેડે ઇંડાં મૂકવાનો ખાડો બનાવે છે જેમાં ચારથી છ સફેદ લંબગોળ ઇંડાં મૂકે છે. નર માદા માળાના બોગદા બનાવવા માટે સરખે હિસ્સે ફરજ બજાવે છે એ જ પ્રમાણે બચ્ચાંના ઉછેરમાં પણ નર પાછી પાની કરતો નથી. નરમાદા બન્ને ઊડતી જીવાત પકડતાં હોય ત્યારે જોવાની ખૂબ મજા આવે છે. આ પંખી સાંજના ધૂળીસ્નાન કરતા કેડા કે કાચા રસ્તા ઉપર જોવામાં આવે છે.

નાના પત્રિંગાને અંગ્રેજીમાં The common અથવા Green bee-eater કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Merops Orientalis Orientalis (Linn) એમ કહેવું જોઈએ.

### મોટો પત્રિંગો

લગભગ બુલબુલના કદનો આ મોટો પત્રિંગો રંગે ઘણી રીતે નાના પત્રિંગને મળતો આવે છે. માત્ર કદમાં તે મોટો રહે છે. આમ તો તેનો રંગ લીલો છે પણ તેના ગાલ અને કડ ઉપર ભૂરો રંગ દેખાય છે. વળી આંખ આગળથી એક કાળો લીટો પણ આવે છે. અને મૂછનો ધોળો લીટો પણ મોજૂદ હોય છે. પ્રજનન કાળ દરમિયાન તેના કપાળે ચાક જેવો ધોળો થાય છે. ઉપલી છાતી ઉપર નાની ચેસ્ટનટ પટ્ટી આવે છે પણ દાઢી તો ચળકતી પીળા રંગની છે. પૂંછડીમાં બે સળી પીંછાં હોય છે. અને વાંકી ઠીક લાંબી કાળી ચાંચ અને રાતી આંખો હોય છે. પણ દૂરથી જોતાં તો તે કાળા રંગની જણાય છે પણ બચ્ચાંનાં તે કાળી જ હોય છે. બચ્ચાંનો સામાન્ય રંગ ઝાંખો લીલો પીળો હોય પણ શિયાળા દરમિયાન કડ અને પૂંછડી ઉપર ભૂરો રંગ ધારણ કરી લે છે. ઓગસ્ટથી ઓક્ટોબર માસમાં આ મોટો પત્રિંગો સારી સંખ્યામાં દેખાય છે. તેની ઊડાન ઘણી આકર્ષક જણાય છે અને પ્રમાણમાં ઉતાવળી ગણાય એવી છે. સામાન્ય રીતે આ પંખી પાણીકાંઠે અને વનમાં વધુ જોવા મળે છે. અને દરીઆકાંઠે તો તે પોતાનાં બચ્ચાં ઉછેરતાં જોવામાં આવ્યા છે. નર માદા તો પત્રિંગામાં સરખા રંગના જ આવે છે.

સામાન્ય રીતે મોટો પત્રિંગો દરીઆકાંઠે એપ્રિલ મેમાં આવી જાય છે અને જૂન જુલાઈમાં તો પોતાનું કુટુંબ ઉછેરવા માટે રેતીના ઢગલા અને ટેકરામાં માળા માટે કાણાં કરવાની તજવીજ કરતા હોય છે. આ પંખી સમૂહમાં માળા બનાવે છે. અને દર સાલ એ જ જગ્યાએ માળા બાંધી કુટુંબઉછેર કરે છે. ના૦ ધર્મકુમારસિંહજીસાહેબના નિરીક્ષણ પ્રમાણે તેઓ પૂર્વથી પશ્ચિમ તરફ સ્થળાન્તર કરે છે અને પછી ઉત્તર દક્ષિણમાં જાય છે. જો કે તેઓ સાહેબ કહે છે કે આ બાબતની ચોકસાઈ કરવી બાકી છે. આ પંખી ભૂતલનું છે નહીં એટલે પોતાનો જીવાત અને કુદાંનો આહાર ઊડતાં જ પકડીને પેટ ભરે છે. અને પકડતાં નિષ્ફળ જાય તો ચાંચનો 'ચટ્' અવાજ આવે છે. પ્રજનન સમયે તે દરીઆકાંઠા ઉપર પડેલાં જાળાં પથરા અને ભરતી ન હોય ત્યારે પાણી બહાર આવતા પથરા ઉપર આહાર માટે બેસતાં જોવામાં આવે છે



પણ જ્યારે અંદર દેખાય છે ત્યારે તો વૃક્ષની ઉપર બેસતાં જોવામાં આવે છે. સપ્ટેમ્બર અને ડિસેમ્બર માસમાં આ પંખીઓ સમૂહમાં ભેળાં થાય છે. તેનો અવાજ 'ક્રીટ્ર ક્રીટ્ર ક્રીટ્ર' જેવો હોય છે. ઊડતાં જીવડાં અને જીવાત પકડતાં તે ઊડે છે ત્યારે ઘણો આકર્ષક લાગે છે તેમાં તે ક્યારેક સરે પણ છે. પાંખો સ્થિર રાખી ફરે પણ છે અને તેમાં પોતાનો શિકાર જોઈ જતાં ઊંધે માથે તેના ઉપર ત્રાટકે પણ છે.

ઈ. સ. ૧૯૪૫ના ઑગસ્ટ માસની ચોથી તારીખે મારે હાથબ જવાનું થયેલું. દરિયાની સટ ઉપર સવારના દશ અગીઆર વાગ્યા વચ્ચે હું ફરતો હતો. ફરતાં ફરતાં મારી નજર આ મોટા નીલકંઠ અથવા મોટા પત્રિંગા ઉપર પડી. મેં એપ્રિલ માસમાં આ મોટા પત્રિંગાની બાર પંદરની ટુકડીને રેતીની ટસીઓમાં દરિયાકાંઠે ચોંટતાં જોયેલી. અને જગ્યા પસંદ કરવા જુદે જુદે ઠેકાણે ફરતી હતી પણ મને ખાત્રી ન હતી કે તેઓ ત્યાં માળો બનાવી ઈંડાં મૂકી બચ્ચાંનો ઉછેર ત્યાં જ કરતા હશે. આ મોટા પત્રિંગા પોતાની ચાંચમાં દરિયાકાંઠાનું એક કુદું પકડી તમ્મરના સુકાઈ ગયેલા જાળા ઉપર બેઠેલો જોયો.

તેનો માળો અને બચ્ચાં જોવાની તક સાંપડી જવાથી હું તો પૂતળા માફક ઊભો જ રહી ગયો; કે બસ જરૂર આ પત્રિંગાનાં બચ્ચાં છે. મારી જિજ્ઞાસાએ વેગ પકડ્યો પણ તે કાંઈ એવો ભોળો ન હતો કે મને એમ સહેલાઈથી પોતાની મોંઘી વસ્તુ બતાવી આપે. એ વિચારની સાથે મેં ત્યાંથી ખસી મારગ લીધો. ત્યાં તો બીજા વધારે પત્રિંગા મારા રસ્તામાં જ જોવામાં આવ્યા. અને બધા પોતાનાં બચ્ચાંને જલદી મોટાં કરવા માટે ઝપાટાબંધ ખોરાક શોધી તેમને ખવડાવવાની ઉતાવળમાં, મને જોઈ ને તદ્દન જુદી જ દિશામાં ઊડી જવા લાગ્યા. અને મને તેઓના માળાની ખબર ન પાડવી.

જ્યારે આ મોટા પત્રિંગા આવું કરવા લાગ્યા ત્યારે મારે તો દૂર ગયે જ છૂટકો હતો. લગભગ સો દોઢસો વાર દૂર જઈ હું બેસી ગયો. તડકાને આંખથી બચાવી, મેં મારું ધ્યાન એક પક્ષી ઉપર કેન્દ્રિત કર્યું. મને જ્યારે આટલામાં હરતો ફરતો ન જોયો એટલે તરત જ તે ઊડીને એક ભેખમાં આવેલા ધાંત ઉપર ચોંટયો, અને આંખના પલકારામાં ઊડી ગયો. ત્યાં તો મા-બાપમાંનું એક પંખી ત્યાં ગયું અને ઝડપથી પાછું ઊડી ગયું. મને વિચાર આવ્યો કે આટલી ઝડપથી તેઓ બચ્ચાંને ચણ ખવડાવી દેતાં હશે? હું તરત જ તે ધાંત આગળ પહોંચ્યો. ધાંતનું અવલોકન કર્યું. તો તે દોઢ બે ઈંચના વ્યાસનું હતું. અને તે મોટા પત્રિંગાએ પોતે જ ખોદીને તૈયાર કરેલું લાગ્યું. અંદર નજર નાખતાં સૂકી રેતીમાં લીંટા પડેલા જોવામાં આવ્યા. સહેજે વિચાર આવ્યો કે આ લીટા કેવી રીતે પડતા હશે? પણ તે ધાંતમાંથી બચ્ચાં બહાર કાઢયાં ત્યારે તે બચ્ચાંઓએ જ તેનો ઉકેલ પોતાના પગની નળીઓ ઉપર પાછળ ચાલી અથવા દોડીને કરી આપ્યો.

બચ્ચાં જોવા નીચા વળી અંદર નજર નાખી પણ બે ફૂટથી વધુ અંદર દેખાય શેનું? મારી પાસેની સોટી તેની ઊંડાઈ માપી જોવા અંદર નાખી. અને જોયું કે સામે કાંઈ અથડાય છે કે નહીં. અને હાથને પણ જવા દીધો પણ તેનો તાગ આવ્યો નહીં. અચંબા સાથે તે બચ્ચાંને કાઢીને પાળી જોવા દિલ થઈ આવ્યું.

પાસેની વાડીએ જઈ કોદાળી અને પાવડો લઈ આવી ખોદવાનું શરૂ કર્યું. શરૂઆતમાં સોટી જ્યાં સુધી ગઈ હતી એટલું તો ખોદી નાખ્યું. તે આશરે પાંચ ફૂટ હતું. ખોદતાં ખોદતાં રેતી ભીની આવવા લાગી. પાછી સોટી ધાંતમાં બને ત્યાં સુધી ઊંડી નાખી. ફરી ખોદકામ શરૂ કર્યું. ખોદવાનું કામ જો કે જરા પણ તકલીફ વગરનું હતું પણ તડકો બરાબર તપ્યો હતો. એટલે રેતી દૂર ફેંકવામાં પણ સારી મહેનત પડતી હતી. ધાંત તો પાછું પાંચ ફૂટ ખોદાઈ ગયું. તપાસ કરતાં જણાયું કે હજુ પણ



વધારે ખોદવું પડશે. સોટી આ વખતે સામે અથડાઈ એટલે જાણ્યું કે છેડો આવ્યો એટલે ખોદવાની ઝડપ વધારી દોઢ બે ફૂટ ખોદી નાખ્યું ત્યાં તો ખબર પડી કે તે ધાંત આઠ નવ ઇંચ ડાબી બાજુ ગયેલું લાગ્યું. નીચા વળી તેમાં નજર નાખી તો ત્રણ બચ્ચાં શીવાઈને બેઠેલાં જોયાં. બચ્ચાં બહાર કાઢયાં અને જોયું તો તે બોગદું બાર પંદર ફૂટ લાંબું અને જમીનની સપાટીથી ત્રણ સાડા ત્રણ ફૂટ ઊંડું હતું. ખાસ જાણવા જેવું તો એ હતું કે બચ્ચાં જ્યાં બેઠાં હતાં તે રેતી બિલકુલ કોરી હતી. મને લાગ્યું કે તેઓની ગરમીથી તેમ થયું હશે. માળામાં કાથો, મૂળીઆં કે, પીંછાં કાંઈ હતું નહીં.

આ બોગદું જમીનની સપાટીથી બરાબર ઓળીબે બનાવેલું હતું. એટલે બીજાં જનાવરોથી તેની અંદરનાં બચ્ચાં સહીસલામત રહી શકતાં હતાં. જ્યારે ઉપલી સપાટીથી તે ત્રણ સાડા ત્રણ ફૂટ ઊંડું હતું.

આટલી મહેનત પછી બચ્ચાં હાથ કર્યાં. તેઓનું નિરીક્ષણ કરતાં લાગ્યું કે બીજાં પંખીનાં બચ્ચાં આટલી ઉમ્મરનાં હોય તો તેનાં માબાપ સાથે ચારો મેળવવા ઊડતાં ફરતાં હોય છે. જ્યારે આ બચ્ચાંને તો પીંછાં પૂરાં આવી ગયાં હતાં પણ હજુ બુરી નામનો પદાર્થ બચ્ચાં રોગની કરી ઉડાડી દે છે તે એમનો એમ તેની ઉપર જ ચોંટયો હતો. એટલે બચ્ચાંના શરીર ઉપર પૂંછડીમાં જાણે સળીઓ ખોસી હોય એવું લાગતું હતું.

આ ત્રણે બચ્ચાં એક કલાકની મહેનત પછી હાથ કરી સાંજે હું આવ્યો. તેને તેનો જંગલી ચારો આપી મોટાં કરવા માંડ્યાં. થોડા વખતમાં સારી રીતે હળી ગયાં. ફક્ત સ્વભાવમાં એટલો ફેર કે બીજી જાતનાં પંખીનાં બચ્ચાં પોતાની ચાંચ ઉઘાડી ચારો માગે છે. જ્યારે આ બચ્ચાંને ચાંચ ઉઘાડી તેમાં ખોરાક હડસેલવો પડતો હતો. એટલી વાત તેમાં ખાસ હતી. આ પ્રમાણે પરાણે ચારો ખવડાવવામાં આવતો હતો પણ કોઈ વખત તેઓ તે ચારો પાછો ફેંકી દેતાં ન હતાં. એટલું જ નહીં પણ આનાકાની વગર ગળે ઉતારી દેતાં હતાં. તેમાં એક બચ્ચું ઘરે આવ્યા પહેલાં જ મરી ગયું. બીજાં બે બચ્ચાં પોતાની મેળે ખાવાનું શીખ્યા વગર ત્રણ માસ જીવ્યાં હતાં. નવાઈની વાત તો એટલી જ કે આટલાં મોટાં થવા છતાં તેઓ પોતાની મેળે કાંઈ ચીજ ખાવાની ઈચ્છા બતાવતાં ન હતાં. એટલું જ નહીં પણ પાણી પીવાની ઈચ્છા બતાવી હોય એવું પણ જોવામાં ન હતું.

એક બચ્ચાને મંકોડે માર્યું અને એક બચ્ચું ઊડી ગયું પણ થોડા વખતમાં પાછું આવ્યું.

મોટા પત્રિંગા ઈરાનથી માંડી પશ્ચિમ ભારતમાં પ્રજનન કરે છે અને જતાં આવતાં પ્રવાસી પંખી છે. પણ તે બીજા ભાગોમાં સૌરાષ્ટ્રમાં તો અમુક ચોક્કસ જગ્યામાં બચ્ચાં ઉછેરે છે. પણ આખા ભારતમાં તે જોવામાં આવે છે.

મોટા પત્રિંગાને અંગ્રેજીમાં The Blue-Cheeked bee-eater કહેવાય છે અને વિજ્ઞાનિક નામ છે Merops superciliosus persicus (Pallas)

### હુદહુદ

હુદહુદ અથવા ઘંટી ટાંકણો કદમાં કાબરને મળતો આવે છે. પીળાશપડતા ગુલાબી અથવા ગુલાબી રંગનું આ પંખી પીઠ ઉપર કાળી અને ધોળી પટ્ટીઓવાળું છે. તેને માથે પાતળી ચોટી હોય પણ એ ચોટીનો આકાર પંખા જેવો રહે છે. તેના છેડા કાળા રંગના હોય છે. તેની લાંબી વળેલી ચાંચ કાળા રંગની રહે છે, અને નાની આંખો પણ એ જ રંગની હોય છે. પગ સાવ ટૂંકા રહે છે પણ ચાલવા માટે હોય એવા છે. તેની પૂંછડી બહુ લાંબી હોતી નથી અને રંગે કાળી રહે છે પણ વચ્ચે આડો ધોળો લીટો અથવા પટ્ટો આવે છે. તેની ઉડાન ધીરી અને ઊંચા નીચી થતી રહે છે. જ્યારે ચાલતું હોય અથવા વૃક્ષ ઉપર બેઠું હોય ત્યારે પોતાનું માથું ઊંચું રાખે છે અને છાતી બરાબર બતાવે છે. તેના પગ હોલાને મળતા આવે છે. આ હુદહુદ ઓગસ્ટ માસથી માર્ચ

રૉબર્ટ પેઅરી

# ધરતીના માથે

બરફ ઉપરનું આરોહણ આજે આગળ વધેલા વિજ્ઞાનના જમાનામાં ઘણું જ સુતરું થઈ ગયું છે. પણ પંચાવન વર્ષ પહેલાં ઉત્તરધ્રુવની સફરે જનાર એક સાહસિકની આ રુાહસગાથા દિલ ધ્રુજાવી દે તેવી ખતરનાક છે. શ્રી બળવંત નાયક અને શ્રી ભાનુશંકર એ. વ્યાસે આ કથાને અંગ્રેજીમાંથી ગુજરાતીમાં ઉતારી છે...

દિવસ પર દિવસ પસાર થવા લાગ્યા અને તેની સાથે મારી ટુકડીના એસ્કિમો પણ થાકના માર્યા વધુ ને વધુ ઇંતેજાર બનવા લાગ્યા. છાવણી નાખી પડાવ નાખતા કે આ એસ્કિમો સીધા જ બરફના ટેકરા ચઢી જતા અને ઉત્તર તરફ નજર પહોંચે ત્યાં સુધી અમારી મંજિલનાં દર્શન કરવા નજર દોડાવતા. આ વખતે તો અમે જરૂર એ મંજિલે પહોંચવાના જ એવો દૃઢ આત્મવિશ્વાસ એમના મોં પર દેખાતો હતો ત્રીજી અને ચોથી એપ્રિલની મધ્ય રાત્રિની વચ્ચે કેટલાક કલાક પ્રવાસ કરી બીજી રાતે અમે થોડાક જ કલાક ઊંઘ્યા. હવામાન ખુશનુમા હતું. બરફ પણ કઠણ હતો એટલે આગળ વધવામાં કશી મુશ્કેલી નડી નહિ અને હવામાન જો સાનુકૂળ રહે તો છઠ્ઠી એપ્રિલના બપોર પહેલાં તો પાંચેક 'કૂચ' કરવા શક્તિમાન બનીશું એવો કોઈ અદૃશ્ય આનંદ મેં અનુભવ્યો.

અમે ફરીથી અમારી 'કૂચ' આરંભી અને આ વખતે એકીસાથે દશ કલાકનો પ્રવાસ ખેડ્યો અમારી 'સ્લેજ' ગાડીના કૂતરા ક્યારેક કૂદકા મારતા આગળ વધતા હતા તો ક્યારેક સીધી દોટ મૂકતા હતા. આ પ્રવાસ દરમિયાન મને એક નાનકડો અકસ્માત નડ્યો. સ્લેજ ગાડીનું પૈડું મારા પગ પરથી પસાર થઈ ગયું હતું એટલે ટુકડી સાથે હું લંગડાતો લંગડાતો આગળ વધતો હતો પણ આ અકસ્માતથી અમારા પ્રવાસમાં કશી ઢીલ પડી નહિ.

દિવસને અંતે ૧૦૦ વાર સુધી તાજા જ બરફની આછી સપાટી પરથી અમારે આગળ વધવું જ પડ્યું. અમારી ટુકડીને અને કૂતરાને માર્ગદર્શન આપવા આગળ વધ્યો ત્યારે એ બરફ પરથી હું સીધેસીધો ચાલી શક્યો નહિ એટલે મારા શરીરનું સમતોલપણું

---

માસ સુધી સામાન્ય રીતે જોવામાં આવે છે. તેઓ આપણા ફળીઆમાં રસ્તામાં અને ખુલ્લી જગ્યામાં જોવામાં આવે છે. આપણા મકાનની ભીંત પાસે અને ભીનાશવાળી જગ્યામાં તેને પોતાની ચાંચ ખોસતાં જોવામાં આવે છે. આમાંથી તેઓ ગધેડાં નામની જીવાત શોધી ખાય છે. તેની ચાલ સામાન્ય રીતે ઉતાવળી જોવામાં આવે છે અને ચાલતાં ચાલતાં માથું આજુબાજુ અને ઊંચાનીચે ફેરવ્યા કરે છે. સ્વભાવે બીકણ અને લગભગ મૂગું છે. નર માદાના રંગમાં જરાય તફાવત આવતો નથી.

સાંજને સમયે રસ્તાની ઝીણી ધૂળમાં તેઓ ધૂલીસ્નાન કરતાં જોવામાં આવે છે. એ સમયે ભડકીને દૂર અથવા વૃક્ષ ઉપર બેસે ત્યારે ચોટી ઊભી કરે છે. પાંખો પ્રમાણમાં ટૂંકી હોય છે છતાં રક્ષણ માટે ઊડવામાં બહુ સરસ કામ આપે છે. તેઓ કોઈ વખત 'હુદહુદ' એવો અવાજ કરે છે.

યુરોપમાં અને રશિયામાં ઘણા ભાગોમાં આ પંખી વસે છે. યુરોપીયન હુદહુદ કાશ્મીરમાં બચ્ચાં આપે છે. દિલ્હીમાં પણ તેનાં બચ્ચાં થતાં મારા જોવામાં આવ્યાં છે.

ભીનાશવાળી જગ્યામાંથી જીવાત શોધીને ખાય છે. અને ચણતાં હોય ત્યારે બહુ ત્વરીત ગતિએ પોતાનું માથું હલાવીને જાણે રમકડું હોય એવી રીતે ભાસે છે.

હુદહુદને અંગ્રેજીમાં The Hoopoe કહેવાય છે અને Upupa Epops (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.







જાળવવા માટે પહોળા પહોળા પગે ચાલવું પડયું. ટુકડીના માણસોએ તો સ્લેજ ગાડી અને કૂતરાને એમની રીતે જ ગબડવા દીધાં. એ ચારેય સાથી પણ એકબીજાના સહારાથી આગળ વધવા લાગ્યા.

આગળ ઊભો ઊભો હું એમને આગળ વધતા જોઈ રહ્યો હતો પણ એ સમગ્ર સમય દરમિયાન મારો જીવ તો જાણે તાળવે ચોંટયો હતો. એક પ્રસંગે તો બરફની સપાટી એકદમ ઊંચીનીચી થતી દેખાઈ અને તેની જ સાથે મને થયું કે ટુકડીના માણસો સ્લેજ ગાડી અને કૂતરા બધા તળિયે દટાઈ જવાનાં, પણ એવી સ્થિતિમાં પણ તેઓ આગળ વધતાં રહ્યાં અને કશું અજુગતું બન્યું નહિ.

એમનું આ સાહસ મને ત્રણ વરસ પર આવી જ રીતે અમે બરફ પરથી પાછા આગળ વધી રહ્યા હતા તે દિવસનું સ્મરણ તાજું કરાવી ગયું. આવી રીતે બરફની સપાટી ત્યારે પણ એકદમ વાંકી વળી ગઈ હતી અને અમે જાણે બરફમાંથી નીકળવા તનતોડ પ્રયાસ કરી રહ્યા હતા. હું મારા બૂટ ઉપર ચઢાવવા પ્રયત્ન કરતો હતો ત્યાં તો બરફથી મારા પગ કપાતા હતા અને ભારે વેદનાથી હું પીડાતો હતો. અને છતાં ઘડીનો પણ આરામ કર્યા વિના અમે કૂચ ચાલુ જ રાખી હતી. બરફના માર્ગ પરથી આગળ વધતાં જે કોઈ 'આરામ કરવા ગયો તે કાયમને માટે જ આરામ કરતો હોય છે' વળી ધ્રુવ પ્રદેશના બરફ પરથી પસાર થવું એટલે પ્રવાસીઓએ અનેક પ્રકારનાં સાહસ ખેડવાં રહ્યાં. અહીં પ્રવાસી માટે બે જ માર્ગ ખુલ્લા હોય છે. બરફમાં ડૂબી જઈ ચિરસમાધિ લેવી અગર તો આરામ કરવા ઊભા રહી ભૂખે મરવું. પણ જેણે પડકારનો સામનો કરવા હિંમત દર્શાવી છે તેણે બહુ ઓછું સહન કરવું પડયું છે.

તે રાતે અમે બધા થાકીને લોથપોથ બની ગયા હતા. પણ અમે જે મજલ કાપી હતી તેનાથી અમને ભારોભાર સંતોષ હતો. રાતે મેં મારી 'દિનકી' (ડાયરી)-માં લખ્યું : 'આવા સરસ હવામાનવાળા બીજા વધુ ત્રણ દિવસ મને મળો...! અમે હવે ૮૯મી સમાંતર લાઈનની લગભગ અંદર આવી પહોંચ્યા હતા. પ્રવાસે નીકળ્યા હતા ત્યારે ઉષ્ણુતામાન ૪૦° નીચે હતું.

અમે ત્યાં બહુ થોડો વખત આરામ કરવા રોકાયા અને તે જ દિવસની નમતી સંધ્યાટાણે (એપ્રિલ ૪) અમે પાછા આગળ વધ્યા. ઉષ્ણુતામાન ૩૫° ડીગ્રી નીચે હતું. આગળ વધવાનો માર્ગ અગાઉના જેવો જ હતો. પણ આવા ઉષ્ણુતામાનમાં સ્લેજ ગાડીઓ બહુ સહેલાઈથી અટકી જતી હતી એટલે જરા વધુ જોર કરવું પડતું હતું. દિવસના અંતે અમે ફરી પાછા અગાઉના જેવા તાજા અને પાછા બરફની સપાટી પર આવી લાગ્યા. પણ આ બરફ સહેજ કઠણ હતો એટલે કૂતરાને મઝા પડી અને ઝડપથી કૂદકા મારી દોડવા લાગ્યા. આ રીતે બે કલાકના પ્રવાસ બાદ શરૂઆતમાં દક્ષિણ તરફ ઊડેલ ખુશનુમા પવન, અમો જેમ જેમ આગળ વધ્યા તેમ તેમ વધુ ને વધુ ઠંડો બનવા લાગ્યો.

આગળ વધવામાં અમે જે પ્રગતિ સાધી રહ્યા હતા તેથી મને ખૂબ જ અચંબો થઈ રહ્યો હતો. ઠંડો કાતીલ પવન હજુ ખૂબ ખૂબ ફૂંકાઈ રહ્યો હતો અને એને લીધે અમારા મોં પરની ચામડી પર તરાડ પડી ગઈ હતી. જ્યારે જ્યારે અમે છાવણીમાં આરામ લેતા ત્યારે ઊંઘી શકતા ન હતા,'' કારણ કે પેલી ચામડીમાં પડેલી તરાડ અમને ખૂબ હેરાન–પરેશાન કરતી હતી. એસ્કિમો તો ખૂબ બૂમાબૂમ પાડતા હતા અને હાથે, પગે, કાને અને નાકે એમનાં પેલાં જાડાં વસ્ત્ર બાંધી દેતા. અગાઉ એમણે કદી પણ નાક ગળવાની ફરિયાદ કરી ન હતી તે હવે પહેલી જ વાર સાંભળવામાં આવી. ઠીંગરું થઈ જવાય એવી કડકડતી ઠંડી પડતી હતી.

બીજી જગ્યાએ અમે છાવણી નાખી ત્યારે અમારી પાસેના કૂતરામાંનો બીજો માર્યો ગયો. આજે હવે ૭ સપ્તાહ પૂરાં થતાં હતાં એટલે બીજે દિવસે હવામાન જો સાનુકૂળ હોય તો એપ્રિલની ત્રીજીએ અમે

જે પાંચ માઈલ ગુમાવ્યા હતા તે એક સામટી મજલ કાપી પૂરા કરી દેવા હતા.

મારા મનમાં દરરોજ એક જ વિચાર પ્રાધાન્ય ભોગવતો હતો. દિવસ દરમિયાન વધુમાં વધુ માઈલ કાપવા અને દિવસને અંતે આરામ કરતી વખતે કુદરતના આ અભિનવ પ્રદેશનું સૌંદર્ય ધરાઈ ધરાઈ પીવું. પણ જ્યારે આરામ કરવાનો વખત આવતો ત્યારે બહુ ઓછો સમય મળતો હતો અને તરત જ ફરી પાછા આગળ વધવાની પેલી તીવ્ર ઈચ્છા જાગૃત થઈ આવતી. અને એ નિર્જન પ્રદેશમાંથી અમારી 'વણઝાર' પાછી આગળ વધતી. અમારી આસપાસ બરફ, બરફ અને બરફ સિવાય કશું દેખાતું ન હતું. વળી એ પ્રદેશ સાથે આત્મીયતા કેળવી શકાય એવું હતું જ નહિ, કારણ કે ક્યારે બરફની સપાટી પરથી લપસી પડાય અને ક્યારે ઊંડી 'ખીણમાં' સરકી જવાય તે કહેવાતું ન હતું.

મૃત્યુ અમને ગમે ત્યારે ભરખી જાય એવી તમામ શક્યતા હતી અને અમે જે 'દુનિયા' છોડીને આવ્યા હતા તે 'દુનિયા' અમારે વિષે કંઈ પણ જાણે તે પહેલાં તો અમે ક્યાંક 'અદૃશ્ય' થઈ ગયા હોઈશું એવું લાગતું હતું અને છતાં આશાનું અમર ઝરણું તો મને પાન કરાવી જ રહ્યું હતું. અંતરનો કોઈ અવાજ જાણે મને જણાવી રહ્યો હતો કે મારા આ સાહસમાં હું જરૂર સફળ થવાનો છું અને હું જે માર્ગે આગળ વધી રહ્યો છું તે જ માર્ગે હું પાછો ફરવા નિર્માયો છું.

અને એ આત્મવિશ્વાસ જ મને કેટલીયે વાર અમારી છાવણીની પાસે આવેલ બરફના ડુંગરા તરફ ખેંચી જતો અને ઉત્તર દિશા તરફ હું મીટ માંડી જોઈ રહેતો. અત્યાર સુધીના પ્રવાસમાં ક્રૂર લેખાતા હિમાચ્છાદિત આ પ્રદેશે અમારી કોઈ કપરી કસોટી લીધી ન હતી એટલે હવે પેલાં સ્વપ્નની જગ્યાએ હું વાસ્તવિકતાનો અનુભવ કરી રહ્યો હતો અને ઉત્તર ધ્રુવનો પ્રદેશ જાણે મારા પગ નીચે આવી લાગ્યો એવો અનુભવ કરતો હતો.

અત્યારસુધી અમે જે માર્ગે આગળ વધતા હતા તે માર્ગે કશો અંતરાય નડ્યો ન હતો પણ કદાચ અમે અમારી મંજિલની નજીક પહોંચીએ ત્યારે કોઈ અંતરાય નડ્યો તો ! એવો ભય હંમેશ મને સતાવી રહ્યો હતો. અને એટલે જ અમે ઉતાવળા ઉતાવળા આગળ વધતા હતા અને જ્યારે છાવણી નાખતા ત્યારે એક પ્રકારનો સંતોષ અનુભવતા હતા.

પાંચમી એપ્રિલે અમે છાવણી નાખી ત્યારે ટુકડીના માણસોને જરા વધુ સમય આરામ લેવા મેં ભલામણ કરી. છાવણી બહાર જઈ મેં આમતેમ નજર દોડાવી અને યંત્રની મદદથી ઉત્તર તરફ જોયું તો માલૂમ પડ્યું કે અમે ઉત્તર ધ્રુવથી આશરે ૩૫ માઈલ દૂર હોઈશું. પણ આ 'દર્શન'થી સંતોષ ન થતાં સમયસર આગળ વધી બીજી જગ્યાએ છાવણી નાખી બપોરના સમયે નિરીક્ષણ કરવાનો નિર્ધાર કર્યો.

અને પાંચમી એપ્રિલની મધરાત હજી વીતી ન હતી અને અમે ફરીથી 'કૂચ' આરંભી દીધી હતી. નિરભ્ર આકાશ તદ્દન સ્વચ્છ હતું પણ ક્ષિતિજને આરે જરા આછા ઘેરા રંગ ધારણ કરતું હતું. અમારી સામે પથરાયેલ બરફ એકદમ સફેદ હતો અને એનું ભૂતાળવું સ્વરૂપ એની ભયંકરતાનો અમને ખ્યાલ આપી જતું હતું. સૂર્યના કિરણમાં ચમકી રહેલ બરફ જેટલો ચેતનવંતો લાગે છે. તેટલો જ રાતના સમયે એ અચેતન લાગે છે અને એટલે જ કોઈ નિર્જીવ પદાર્થ પરથી પસાર થતા હોઈએ એવો અનુભવ અમે કરવા લાગ્યા અને અમારું ચેતન પણ ઓસરી જતું લાગ્યું.

આસપાસનું વાતાવરણ ગમગીન હતું અને ટુકડીના માણસો છેલ્લા પાંચ દિવસના લગભગ સતત પ્રવાસથી થાકીને લોથપોથ થઈ ગયા હતા; પણ મારું મન કોઈ અદ્ભુત રોમાંચ અનુભવી રહ્યું હતું. કોઈ અદૃશ્ય આનંદ મારા રોમરોમમાં ફરી વળ્યો હતો અને નિરાશાની પેલી ઘેરી લાગણીને હડસેલી કાઢવામાં આવી હતી. વિજય નિશ્ચિત છે અને





ડરવાનું કોઈ કારણ નથી એવો અંતરનો કોઈ અવાજ મને પ્રેરણા આપવા લાગ્યો. અને ટુકડીના માણસો જરૂર થાકી ગયા હતા છતાં હું એમની સાથે આગળ ને આગળ વધ્યો. એસ્કિમો ભોમિયા પણ યંત્રની જેમ મારી સાથે આગળ વધ્યા.

અંદાજ પ્રમાણે પંદર માઈલના આ એકધારા પ્રવાસ બાદ અમે આરામ માટે થોડો સમય થોભ્યા. આ બનાવી અને કૂતરાને થોડો આરામ આપ્યો. તરત જ અમે ફરીથી મજલ આરંભી અને બીજા પંદર માઈલ કાપ્યા. આ રીતે બાર માઈલના પ્રવાસમાં અમે ત્રીસ માઈલ જેટલું અંતર કાપ્યું. આટલી ઝડપે અમે શા માટે આગળ વધ્યા હતા તેનો સામાન્ય માણસને ખ્યાલ ન જ આવી શકે; પણ જેણે આવી નાનકડી ટુકડીની સરદારી કરી હોય એવા સાહસવીરને એનો જરૂર ખ્યાલ આવી જશે. ટુકડી જેટલી નાની અને સ્લેજ ગાડીની સંખ્યા જેટલી ઓછી તેટલી પ્રવાસની સુગમતા વધુ. ટુકડી મોટી અને ગાડીની સંખ્યા વધુ તેમ ગાડી ભાંગવાના બનાવો વધુ બનવાના અને ઢીલ થવાની જ. મોટી ટુકડી નાની ટુકડીની ગતિએ આગળ વધી શકતી નથી.

લશ્કરની એક મોટી ટુકડી કરતાં નાની નાની ટુકડી સારી રીતે કૂચ કરી શકે છે અને એના કરતાં પણ ચુનંદા પાંચ જ સૈનિકો વધુ સારી પ્રગતિ સાધી શકે છે. એટલે મેં મારી મોટી ટુકડીમાંથી થોડાક માણસો અને થોડાક કૂતરાની એક ચુનંદી ટુકડી જ તૈયાર કરી હતી. વળી અમે કોઈ મહાન કામગીરી માટે આગળ વધી રહ્યા છીએ એવું દરેકને ભાન હોઈ દરેક પોતાની રીતે તનતોડ પ્રયત્ન કરી આગળ વધી શક્યા હતા.

માર્ટલેટ અમારાથી છૂટા પડ્યા બાદ છઠ્ઠી એપ્રિલે સવારે દશેક વાગે અમારી આખરી મજલ પૂરી થઈ અને છાવણી માટેની હંમેશની તૈયારી બાદ ધ્રુવના વિસ્તારમાં મેં પહેલી વાર નિરીક્ષણ કર્યું. અમે ૮૯° ૫૭' પર હતા એવો નિર્દેશ મળ્યો.

હવે આખરી મજલ કાપવાની હતી અને ચઢાણ ઉપર ને ઉપર ચઢવાનું હતું. ઉત્તર ધ્રુવ પર અમે પહોંચી ગયા હતા એ નિશ્ચિત હતું; પરંતુ દિવસોનો પેલો થાક જાણે છેક અણીની પળે એનું વિકૃત સ્વરૂપ બતાવતો હતો. થોડીક જ મજલ કાપવાની હતી પણ પગ જાણે બેશરમી બની ઈન્કાર ફરમાવી રહ્યા હતા. શરીર સુદ્ધાં ઘસડાવા તૈયાર નહોતું. ઊંઘવાનો પ્રયત્ન કર્યો પણ પેલી ચિંતા ઊંઘની વેરણ બની હતી અને થોડાક કલાકની ઊંઘ બાદ હું જાગી ગયો હતો. મારી મંજિલ આગળ હું આવી પહોંચ્યો હતો અને જીવનભરનું પેલું મારું સ્વપ્ન સાર્થક બન્યું હતું, છતાં હું એટલો બધો થાકી ગયો હતો કે એનો આનંદ મેળવી શક્યો નહિ. મેં જ્યારે ઊંઘવાનો પ્રયત્ન કર્યો હતો ત્યારે હેન્સન અને એસ્કિમોએ સ્લેજ ગાડી પરથી સામાન ઉતારી જરૂરી રીપેરકામ પતાવ્યું.

જાગીને સૌ પ્રથમ મેં હાથમાં કલમ લીધી અને મારી 'દૈનિકી'માં લખ્યું: "આખરે ઉત્તર ધ્રુવ પર આવી પહોંચ્યો ખરો. ત્રણ ત્રણ સદીનું ફળ. વીસ વરસનું મારું સ્વપ્ન અને ધ્યેય. આખરે એ ફળીભૂત થયાં અને ઉત્તર ધ્રુવ પર હું આવી પહોંચ્યો. હું આ સાદી, સરળ વાત માની શકતો નથી.

સાંજે ૭ વાગ્યે (કોલમ્બિયા સમય) નિરીક્ષણ માટે તમામ સામગ્રી તૈયાર રાખવામાં આવી હતી. આકાશ હજી સ્વચ્છ લાગતું ન હતું પણ થોડા જ સમયમાં તે સ્વચ્છ બની જશે એવા તમામ નિર્દેશ થતા હતા એટલે એસ્કિમોની મદદથી મેં સ્લેજ ગાડી તૈયાર કરી અને ઉપર જરૂરી યંત્ર ગોઠવી દીધાં. અમે આગળ વધવા લાગ્યા ત્યારે આકાશ સ્વચ્છ થતું લાગ્યું અને મધરાતના સમયે હું સ્પષ્ટપણે નિરીક્ષણ કરી શક્યો. એમ જણાયું કે ઉત્તર ધ્રુવથી અમે બહુ દૂર નથી. આ વખતે અમારી આસપાસ જે વાતાવરણ હતું તે તદ્દન અપરિચિત લાગ્યું. મને કશું સમજાયું

નહિ. પણ એક હકીકત મને સ્પષ્ટપણે સમજાઈ. થોડાક કલાકમાં જ અમે પશ્ચિમ ગોળાર્ધમાંથી પૂર્વ ગોળાર્ધમાં પસાર થઈ ગયા હતા. અને મને તરત જ ભાન થયું કે ખરે જ હું ધરતીના માથે બિરાજમાન હતો. આ ટૂંકા પ્રવાસ દરમિયાન અમે એક જ દિશામાં આગળ વધ્યા હતા છતાં પહેલા કેટલાક માઈલ અમે ઉત્તર તરફ ગયા હતા અને ત્યારબાદ અમે દક્ષિણ તરફ ગયા હતા એ વાત મારા માન્યામાં આવી શકી નહિ. પાછા વળતી વખતે અમારે હવે ઉત્તર તરફ થોડાક માઈલ જઈ ત્યાંથી સીધા દક્ષિણમાં જઈ સીધે સીધા એ દિશામાં જ જવાનું હતું.

જે માર્ગે અગાઉ કોઈ ગયું ન હતું અને ભાગ્યે જ કોઈ જે માર્ગ જોવાનું હતું, તે માર્ગે અમે આગળ ને આગળ વધવા લાગ્યા ત્યારે કેટલાંક અદ્ભુત પ્રતિબિંબો દેખાવા લાગ્યાં. પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર દિશા હવે અમારા માટે અદૃશ્ય થઈ ગઈ હતી અને અમારે માટે એક જ દક્ષિણ દિશા રહી હતી. હવે જે પવન અમારા તરફ ફૂંકાવાનો હતો તે દક્ષિણાયન જ હતો. અમે જે જગ્યાએ હતા ત્યાં એક દિવસ અને એક રાત એટલે એક વરસ અને આવા સો દિવસ અને રાત બની એક સદી થતી હતી. આર્કટિકના શિયાળાની ઋતુના છ માસ અમે જો એ જગ્યા પર ઊભા હોત તો ઉત્તર ધ્રુવના તારાને મધ્યબિંદુમાં રાખી આકાશની પ્રદક્ષિણા કરતા ઉત્તર ધ્રુવના તમામ તારા જોઈ શક્યા હોત.

શારીરિક કે માનસિક થાક વિના ૯૦° ઉત્તર રેખાંશ પર આવવાનું કોઈ પણ માનવી માટે જો શક્ય બને તો એ જરૂર અનોખી લાગણી અનુભવી શકે. પણ એવું શક્ય જ નથી; કારણ કે અહીં પહોંચતા પહેલાં માનવીએ કપરી કસોટીમાંથી પસાર થવું પડે છે. દિવસોના દિવસો સુધી પૂરતા ખોરાક અને આરામ વિના એણે આગળ વધવાનું હોય છે. વળી વિજયી માનવી લાગણીના અતિરેકનો ભોગ ન બની જાય તે માટે કુદરતી રીતે કરવામાં આવેલી જોગવાઈ પણ આશીર્વાદરૂપ બને છે. કુદરતની કસોટીમાંથી પાર ઊતરેલ માનવીને જ કુદરત સાંખી લે છે.

મેં જ્યારે ઉત્તર ધ્રુવ પર પગ મૂક્યા ત્યારે સૌ પ્રથમ ઊંઘથી મારું મન ઘેરાઈ ગયું. પણ થોડા સમય બાદ પ્રબળ લાગણીનો વિજય થયો અને વધુ આરામ લેવાનું મારે માટે અશક્ય બન્યું. છેલ્લાં વીસ વરસથી આ સ્થળ મારું લક્ષ્ય સ્થાન બન્યું હતું અને એના પર વિજય પ્રાપ્ત કરવા મેં મારી શારીરિક, માનસિક અને નૈતિક તમામ શક્તિ સમર્પણ કરી દીધી હતી. ઘણી વખત મારી તેમ જ મારા સાથીની જિંદગી ભયમાં મુકાઈ ગઈ હતી. પણ મારી તેમ જ મારા સાથીની તમામ સાધનસામગ્રી સાથે અમે એ ધ્યેય સિદ્ધ કરવા અમારી જાતને અર્પણ કરી દીધી હતી. આર્કટિકના નિર્જન પ્રદેશમાં આ મારો આઠમો પ્રવાસ હતો. મારા ૩૦ અને ૫૩મા વરસની વચ્ચેનાં ૨૩ વરસમાંથી ૧૨ વરસ તો મેં આ નિર્જન, ભયાનક પ્રદેશમાં જ ગાળ્યાં હતાં. બાકીનાં વરસ હું સભ્ય લેખાતા સમાજમાં રહ્યો હતો પણ એ સમય પણ આ ભયાનક પ્રદેશમાં પાછા આવવાની તૈયારીમાં જ ગાળ્યો હતો. આ ધ્યેય પ્રાપ્ત કરવા ગાંડપણ કહી શકાય એટલી હદે હું ગયો હતો અને મેં પાકો નિર્ધાર કર્યો હતો— જાણે એ સાધ્ય માટે હું સાધન જ બન્યો હતો. સામાન્ય માણસ મારી આ વાત ન સમજી શકે એ સ્વાભાવિક છે. એને માટે તો સાધકનો આત્મા જોઈએ. કોઈ કલાકાર, કોઈ સાહસવીર જેણે પોતાના સ્વપ્નને મૂર્ત કરવા વરસોની સાધના અને તપશ્ચર્યા કર્યાં હોય તે જ આ વાત સમજી શકશે.

ધરતીના માથે પગ મૂકવાનું અભિમાન તો નહિ પણ અનેક નિષ્ફળતા અને અનેક યાતના વેઠ્યા બાદ જીવનનું ધ્યેય પ્રાપ્ત કરવાનું ગૌરવ તો જરૂર લઈ રહ્યો હતો. પણ ત્રીસ કલાકના એ ટૂંકા વસવાટ દરમિયાન મન જેમ અનોખું ગૌરવ અનુભવી રહ્યું હતું તેમ જૂનાં સ્મરણો પણ તાજાં કરી રહ્યું હતું. એમાંથી એક સ્મરણ જાગી ઊઠ્યું અને ૧૯૦૬ના મારા પ્રવાસ તરફ મને ખેંચી ગયું. એપ્રિલની ૨૧મીનો





દિવસ હતો. અમારી ટુકડી પાસે ખોરાક ખૂટી ગયો. આગળ વધવાની કોઈ શક્યતા ન હતી એટલે નિરાશ થઈને પણ અમારે ૮૭° પરથી પાછા ફરવું પડ્યું હતું. તે દિવસે તો હેનરી હડસન, અબ્રુઝીના ડ્યુક, કાને, મેલવાલે જેવા અનેક સાહસવીરોના માર્ગે આગળ વધનાર એક સાહસિકને પણ નિષ્ફળતા મળી છે એવું આશ્વાસન લીધું હતું.

પણ આજે મારી છાવણીમાં ઊભો ઊભો એ હિમાચ્છાદિત પ્રદેશ તરફ ઝીણી નજર કરી કોઈ વિજયી યોદ્ધાની અદાએ હું જોઈ રહ્યો ત્યારે મારી નજર સમક્ષથી નિરાશા અને નિષ્ફળતાનાં પેલાં ૨૩ વરસ પડદા પરથી પસાર થતાં ચલચિત્રોની જેમ પસાર થવા લાગ્યાં અને વિજયનું ગૌરવ હું અનુભવવા લાગ્યો. ૨૩ વરસની નિષ્ફળતા બાદ આજે આ સાહસમાં હું સફળ થયો હતો. અને મારા દેશનો ધ્વજ ફરકાવવા હું શક્તિમાન બન્યો હતો.

આ લાગણીને અક્ષરદેહ આપવાનું કામ મુશ્કેલ હતું; પણ ૪૦૦ વરસથી દુનિયા જે સાહસકથા સાંભળવા અધીરી હતી તે મારે કહેવાની હતી એટલે મારા દેશના (અમેરિકાના) એક પોસ્ટ કાર્ડ પર મેં અક્ષર પાડ્યા......અને પાછળથી સીડની ખાતે એ એને મળ્યો હતો.

ઉત્તર ધ્રુવ ૭ એપ્રિલ, ૧૯૦૯

પ્રિય ફ્રો, આખરે હું વિજયનો અધિકારી બન્યો છું. અહીં એક દિવસ રોકાયો છું, હવે કલાકેકની અંદર જ ઘર તરફ નીકળું છું. નાનાં ભૂલકાંને પ્યાર.

તારો જ રોબર્ટ.

એપ્રિલની ૭મીએ અમારો ધ્વજ અમે ફરકાવ્યો. ફોટા ખેંચ્યા અને બરફ ખોદી બનાવેલ ઘરમાં સૂવા માટે ઊપડ્યા. પણ ઝાઝો વખત ઊંઘી શક્યા નહિ.

એ સ્થળ તરફ છેલ્લી નજર નાખી અમે દક્ષિણ તરફ—જે માર્ગ કાપવાનું એટલું જ કપરું હતું—અમે આગળ વધ્યા.



ઈ. સ પૂર્વે ચોથા સૈકામાં મૌર્ય સમ્રાટ ચંદ્રગુપ્તના દરબારમાં એલચી તરીકે રહેલા મેગેસ્થનીસ પોતાના પુસ્તક 'ઇન્ડિકા'માં લખે છે કે ભારતમાંના હાથી લિબીઆના હાથી કરતાં પણ વધુ મજબૂત અને બળવાન હતા. હાથીનો યુદ્ધમાં ઉપયોગ થતો. હાથીની બન્ને બાજુથી બે અને પાછળથી એક એમ ત્રણ તીરંદાજો તીરોનો મારો ચલાવતા. હાથીનો મહાવત હાથીને અંકુશમાં રાખતો. યુદ્ધ પ્રસંગે હાથીઓને ચોખાનો દારૂ પાવામાં આવતો જેથી તેઓ યુદ્ધના ધમસાણમાં બરાબર ટકી રહી શકે. આખા દેશમાં હાથી અને ઘોડાઓની માલિકી રાજાની રહેતી. કોઈપણ ખાનગી વ્યક્તિ પાસે હાથી અગર તો ઘોડો રાખવા દેવામાં આવતો નહિ. હાથીઓ પર દેખરેખ રાખવા માટે રાજ્ય તરફથી ખાસ અધિકારીઓની નીમણૂંક થતી.

*

સામાન્ય રીતે આપણી કાચની કલ્પના સાથે એના બરડપણાનો ગુણ પણ સંકળાયેલો હોય છે. પરંતુ કાચના આવા અંતર્ગત ગુણો પણ વિજ્ઞાનની મદદથી બદલી શકાય છે અને છતાં એ કાચ જ રહે છે. સોવિયેત સંઘના ગ્લાસ રિસર્ચ ઇન્સ્ટીટ્યુટની સારાતોવ શાખાએ કાચની તાકાત વધારવાની એક ખૂબ અસરકારક રીત શોધી કાઢી છે. આ કાચ પર એક કિલોગ્રામ જેટલું ધાતુનું વજન ફેંકતાં પણ એ તૂટ્યો નહોતો. સંસ્થાના એક સંશોધક એ. શાબાનોવે આ કાચમાં એક ખીલો ઠોકયો ત્યારે ખીલો અંદર ઊતરી ગયો છતાં એની આજુબાજુ તિરાડ પડી નહોતી.

આ નવી જાતના કાચનો ઉપયોગ નદી અને સમુદ્રનાં જહાજો બાંધવામાં તથા મોટર, વૈજ્ઞાનિક સાધનો અને બીજા ઉદ્યોગોમાં કરી શકાશે.



સેવકરામ'

# ગામડાંની સામાજિક અવદશા

સામાજિક કુરુઢિઓ અને સામાજિક દૂષણોથી ગામડાંઓ આજે પણ વંચિત નથી એ આ લેખના ત્રણ પ્રસંગોમાં સચોટ રીતે રજૂ થયેલું આપણને મળે છે જે દરેક ગ્રામ્ય અને શહેરી જનને વિમાસણમાં મૂકી દેશે...

ગામડાના લોકો ભલાભોળા છે એ ખ્યાલનું નિરસન તો ગામડામાં સીધા સંપર્કમાં આવનારને ક્યારનુંયે થઈ જાય છે. લોકો ભલાભોળા તો ઠીક પણ મને તો સ્વાર્થી અને ખંધા લાગે છે. સ્વાર્થ સધાતો હોય તો આ લોકો ખોટું બોલશે, ખુશામત કરશે, બે ચાર ધક્કા ખાશે, ન હોય એવી વાત ઊભી કરશે. જો કામ ન થાય તો એ લોક જ બૂમો પાડશે. ગમેતેવા આક્ષેપો કરશે અને જૂઠ્ઠાણાં શરૂ કરશે.

સાચી વાત છે...પાતાળકૂવાનુંયે તળિયું મળે પણ ગામડાના લોકોના મનનું તળિયું મળવું દોહ્યલું છે. આ લોકને 'સેવકરામ'માંયે રસ નથી. સેવકરામ તેમના માટે ધક્કા ખાય કે તેમનું કંઈ કામ કરી છૂટે એમાં રસ છે. એટલે તો સામાજિક સુધારા બાબતમાં વગાડી વગાડીને આ લોકોને કહ્યા કરું છું પણ અરણ્યરુદન જેવો મારો અવાજ કારગત નીવડતો નથી. લોકો લગ્ન પ્રસંગે આંધળું ખર્ચ કરે છે. એ જોઈ મને આંખે અંધારાં આવે છે.

મને બરાબર ખ્યાલ છે કે સહકારી મંડળી જમીન સામે પૈસા ધીરે છે. બેંક જેટલી શાખ મંજૂર કરે એ પ્રમાણે જ ધીરધાર કરી શકે. એ ભાઈ એક ઓછા પૈસા મળ્યા એમાં તકરાર કરેલી. કારણ કે તેમને હજારની જરૂર હતી. અને બેંકે સાતસો મંજૂર કર્યા હતા. તેમને પૈસાની ખેંચ પડતી હતી. ખર્ચને પહોંચી વળાતું નથી એવી બૂમો પાડતા હતા. એમનો દીકરો આ વૈશાખમાં પરણ્યો. વેવાઈનું ગામ ત્રણ ગાઉ જેટલે દૂર હશે. છતાં તેમણે એસ. ટી. ની બસ સ્પેશીઅલ બોલાવી. બસ તેના મથકેથી ગામમાં આવે તેમાં આઠ માઈલ થતા હતા. વેવાઈના ગામ જવામાં ચાર સાડા-ચાર માઈલ થતા હતા, છતાં તેમણે નવ માઈલના ફેરા માટે સોળ માઈલનું વધારાનું ભાડું ખર્ચ્યું.

અરે ખૂબી તો જુઓ...વચ્ચે નદી આવતી હતી. આમે આ નદીમાં ચોમાસા સિવાય પાણી દેખાતું નથી. ઉનાળામાં તો એકલી રેતી ઊડતી હોય છે. આ નદીના ભાઠામાં બસ અટકી, ઘણોય પ્રયત્ન કર્યો પણ બસ સરકે નહિ.

ઉતારુ ઊતરી ગયાં. બધાં બસને ધક્કો મારવા લાગ્યાં. પણ સહેજ આગળ જઈ પાછી ઊભી રહે. આ રેતાળ રસ્તો કાપવો કઈ રીતે? સૌને એમ કે હમણાં ચાલશે. હમણાં જ ડ્રાયવર બસ નદી બહાર કાઢી દેશે. પણ ફૂ...ફૂ...કરતી બસ ઘણુંયે જોર કરે પણ બાબરા ભૂતે જાણે બસની ચોટી પકડી હોય તેમ ચસકે જ નહિ.

સૂર્ય આથમી ગયો. માત્ર બે માઈલ પહોંચવાનું હતું. પણ કોઈ ચાલી નાખવાનું વિચારતા નહોતા. બસ કરી તો શાના ખસીએ....એમ મનને મનાવી વરના સાગરીતો પાસેથી તાજછાપ માગી લિજ્જતથી પીતા જાનૈયા તડાકા મારતા બેસી રહ્યા. આખરે બસવાળાએ કહ્યું કે મશીન ખૂબ જામી ગયું છે અને પેટ્રોલ પકડતું નથી એટલે થોડી વાર લાગશે. ત્યારે કેટલાક સળવળ્યા. વરના કાકા આગળ થયા એટલે થોડાક જણ તેમની પાછળ ચાલ્યા. પણ જુવાનિયા તો વરરાજા પાસે જ બેસી રહ્યા. બૈરાં તો ખસે જ શાનાં. ડ્રાયવરે ખૂબ પ્રયત્ન કર્યો ત્યારે અડધાપોણા કલાક પછી બસ વળી નદીમાંથી બહાર નીકળી અને વેવાઈના ગામમાં પહોંચી ત્યારે તો અંધારું થઈ ગયું હતું. જાનનું સામૈયું કરવાવાળાંનોયે વિલંબના કારણે ઉત્સાહ ઓસરી ગયો હતો અને વર જોવા આવનાર છોકરીઓ પણ અધીરાઈથી થાકી ગઈ હતી.

ત્યારે વેવાઈના ગામના ઘણા લોકો કહેતા હતા :

'આના કરતાં તો નદીથી ચાલી નાખ્યું હોત તો વેળા-

સર આવી જાત. નદીથી ગામ છે કેટલું દૂર ! થોડેક દૂર આવો ત્યાં તો અમારી 'સીમ શરૂ થાય છે.'

એસ. ટી. બસના મોહમાં જાનનું સામૈયું બરાબર ન થઈ શક્યું. જમવાનું પણ મોડું થયું. અને લગ્નનું મુહૂર્ત સાચવવામાં દોડધામ થઈ પણ એની કોઈને પડી નહોતી. વરના બાપને તો મોટર દોડાવીને વાહ વાહ કહેવડાવવી હતી. મોટાઈના મોહમાં ખેંચાઈ આ લોકો આવું આંધળું ખર્ચ કરે છે. અને એ લોકો જ તેમના દીકરાઓના ભણતર માટે મદદ માગવામાં કશો જ સંકોચ અનુભવતા નથી.

ગામના સરપંચ મને મળવા આવ્યા. કચવાતા મને તેમણે કહ્યું :

'સેવકરામ, આ તો હદ થાય છે. આના કરતાં તો રાજીનામું આપી દઉં એમ થાય છે.'

'કેમ, શું મુશ્કેલી આવી છે ?'

'જે આવે છે તે કહે છે કે દાખલો કાઢી આપો કે મારે બારસોથી ઓછી આવક છે. હું જોઉં છું કે એ લોકો એકલા જીરા વરીઆળીમાં, કપાસ અને એરંડીમાં જ એથી ત્રણ હજારની કમાણી કરે છે. તેમને બારસોથી ઓછી આવક છે એમ કેમ કહેવાય ? જો દાખલો નથી આપતો, તો મનદુઃખ થાય છે. બબડાટ કરે છે કે 'સરકાર મદદ આપે છે ..ત્યાં તમારા ઘરમાંથી કાઢીને આપવા છે. દાખલો આપવામાં તમારા બાપનું શું જાય છે.' આમ બધા જ દાખલો માગવા આવે છે.

લગ્ન પાછળ, મરણ પાછળ,......... પાછળ અને અવસરે એવું જ આંધળું ખર્ચ કરનારને ત્યારે પૈસા મળે છે. દેવું કરીનેયે ખર્ચ કરે છે. તેમને પૈસા મળતા નથી દીકરાને ભણાવવામાં, ગામના વિકાસના કાર્યના ફંડફાળામાં; બચત યોજનામાં પૈસોયે મળતો નથી. એ બધાને શું કહેવું !

સરપંચ કહી રહ્યા હતા :

'સેવકરામ ! આના કરતાં તો રાજીનામું આપી દઉં એમ થાય છે. આપણા હાથે ખરાબ ખોટું કામ કરાવે છે. જાણે તેમણે મત આપ્યો એટલે મેં તેમને ત્યાં ગુલામીખત લખાવી આપ્યું હોય એમ હુંકારિયાં કરે છે. હું તો સરપંચ થયો છું તે ગામનું કામ કરવા કે આવા ખોટા દાખલા કાઢવા ?'

આ ભાવનાશાળી સરપંચની વાત સાચી છે. તેમને ગામના વિકાસમાં, ગામની ઉન્નતિમાં રસ છે. એ માટે તો ખડે પગે કામ કરે છે. પણ લોકોને તો તેમના સ્વાર્થની પડી છે. ગામના વિકાસનીયે પડી નથી. એટલે તો સીમેન્ટની પરમીટ માટે ભલામણ લેવા આવે છે. પતરાં માટે ચિઠ્ઠી લખાવી જાય છે. કેટલાક તો ખોટી રીતે તગાવી કે સબસીડી માગી જાય છે. આવા લોકો સાથે પ્રમાણિક, ભાવનાશાળી અને નિષ્ઠાવાળો સરપંચ કઈ રીતે કામ કરી શકે !

તો કેટલીક જગ્યાએ સરપંચો જ એવા ખંધા અને ખટપટી હોય છે કે પોતાનું જ ઘર ભરે છે. એ સપારશી લાભ જ ઉઠાવે છે. આવા સરપંચો સામે લોકો ફરીઆદ કરે છે અને આ સરપંચ લોકો સામે ફરીઆદ કરે છે. આ વિષચક્ર ક્યારે ભેદાશે ? ગામલોકો પંચાયત અને સરપંચ સાથે મળી ગામના હિતમાં કામ કરતા થશે અને અંગત સ્વાર્થને દૂર કરી લોકકલ્યાણમાં રસ લેશે ત્યારે જ ગામડામાં સાચા અર્થમાં પંચાયતી રાજ આવશે.

'આ તે માણસો ભર્યા છે કે ઢોર ? આમાં પ્રવેશ કેમ કરવો ?' ગાડીની ગીરદી જોઈ મારા મનમાંથી સહસા ઉદ્‌ગાર નીકળી ગયો.

મારે કામ પ્રસંગે અમદાવાદ જવાનું હતું. પણ ગાડીમાં બેસવું કઈ રીતે ? લોકો બારીએ બારીએ મધપૂડાની પેઠે લટકતા આવતા હતા. કેટલાક તો ઉપર, ડબ્બાના છાપરા પર બેઠા હતા, તો કેટલાક વળી જીવતરને સસ્તું બનાવી, બે ડબ્બાની વચ્ચે ઊભા હતા, લોકો લટકીને મુસાફરી કરતા હતા. જે ડબ્બા સામે જોઉં ત્યાં માણસોની દિવાલ રચાયેલી દેખાય. અંદર પ્રવેશ કરવો જ કેમ ! સીસોટીયે વાગી. હવે કરવું શું ?



જ્યાં હાથ મૂકવા જાઉં ત્યાં બૂમો પાડે :
'અહીં જગ્યા નથી આગળ જાઓ...'

પણ ક્યાં આગળ જાઉં ! ગાડીની બીજી વારનીયે સીસોટી થઈ, ગાર્ડની સીસોટી વાગી તેણે લીલી ઝંડી દેખાડી. પણ મારા જેવાં મુસાફરો રઘવાયાં થઈ દોડાદોડ કરતાં હતાં. મારે માટે બીજો કોઈ ઉપાય નહોતો એટલે બહેનોનો ડબ્બો હાથમાં આવ્યો તો તે પકડી લીધો.

'અરે આ તો બૈરાંનો ડબ્બો છે..' અંદર બેઠેલી સ્ત્રીઓ કાબરોની પેઠે ચીચીઆરી પાડી ઊઠી. પણ હું શું કહું ?

'હા - હા બૈરાંનો ડબ્બો છે. આવતા સ્ટેશને બદલી લઈશ.' ને એક બાજુ, બારણા પાસે જ ઊભો રહ્યો. ડબ્બામાં કલબલાટ થઈ રહ્યો હતો. નાનાં બાળકો રડતાં હતાં. અડધી જેટલી સ્ત્રીઓ તો ઊભી હતી. તેમાં વળી પંખો ચાલતો નહોતો. ઊભા રહેવાનીયે જગ્યા નહોતી તો બેસાય તો ક્યાંથી !

આ સ્થિતિ રોજની થઈ છે. ઉનાળાના દિવસોમાં મુસાફરી કરવી એ ત્રાસદાયક બની ગયું છે. ગીરદીના કારણે લોકો રખડી જાય છે. એક બે જણ ચડી જાય અને બીજા બેત્રણ રહી જાય અને ગાડી ઊપડે એવું બને છે. ક્યારેક જાન આવતી હોય ત્યારે વર કે વહુ રહી જાય છે.

મેં જોયું તો આ ગાડીમાં છૈયાં છોકરાંવાળી સ્ત્રીઓ રહી જતી હતી. ક્યાંક સ્ત્રી ચડી ગઈ હોય તો તેનો પતિ એકલા બાળક સાથે રહી જતો હતો. કેટલાક વળી સાંકળ ખેંચી ગાડી ઊભી રાખતા હતા. સૌને જવું હતું. ગાડી ઊભરાતી હતી. અંદર પ્રવેશ કરવાની જગ્યા નહોતી. કરવું શું ?

રેલ્વેનું તંત્ર આ સ્થિતિથી પૂરું વાકેફ છે. પ્રત્યેક ઉનાળામાં આવી ગીરદી થાય છે. રજાઓમાં લોકોની હેરફેર વધે છે. આ જ અરસામાં લગનગાળો આવે છે. એટલે વળી ગીરદીનો તો પાર રહેતો નથી. ત્રીજું, ખેડૂતોને ખાસ કામ હોતું નથી. તેમને બેઠાબેઠ હોય છે. એથી પણ તેમની હેરફેર વધે છે. તેમ અગાઉ કરતાં આજે લોકોની હેરફેર વધી છે. વાત વાતમાં લોકો ગાડી પકડે છે. આ બધાં કારણે ગીરદી વધતી જ જાય છે. ને પ્રમાણમાં ગાડીઓ વધી નથી. એટલે વધુ નહિ તો એપ્રિલની પંદરથી જૂનની પંદર સુધી બે માસ સુધી વધારાની ગાડી દોડાવવામાં આવે તો લોકોને ખૂબ રાહત રહે. જો તંત્ર મન પર લે તો આવો તો પ્રબંધ જરૂર કરી શકે.

નહિ તો લોકોને આ ગરમીના દિવસોમાં જીવતે જીવ દોજખનો અનુભવ કરવા વખત આવશે. જેમનો અવાજ સરકાર સુધી પહોંચી શકે છે તેવા લોકસભાના સભ્યો વાસ્તવિકતાનું બયાન ત્યાં રજૂ કરશે એવી આશા રાખીએ.

*

એક સામાજિક કાર્યકર બહેન મળવા આવ્યાં. તેમણે હૈયાવરાળ કાઢી :

'સેવકરામ ! તમારા જેવા આ બાજુ બેઠા હોય અને છઠ્ઠેચોક બાળલગ્નો થાય તે સારું કહેવાય ?'

'સારું ન જ કહેવાય.' મેં શાંતિથી સસ્મિત જવાબ આપ્યો.

'આ હસી નાખવા જેવી વાત નથી. આવતી પેઢીને સ્પર્શતી આ વાત છે. આમાંથી નવા નવા પ્રશ્નો ઊભા થાય છે. છોકરાઓ ભણે છે. છોકરીઓને કોઈ ભણાવતું નથી. મોટપણે માનસિક કજોડાં થાય છે. એમાંથી લગ્નજીવન કથળે છે. છૂટાછેડાના પ્રશ્નો ઊભા થાય છે. બાળલગ્ન એ જેમ શરીરસ્વાસ્થ્યની દૃષ્ટિએ સારું નથી તેમ સામાજિક તંદુરસ્તીની દૃષ્ટિએ પણ સારું નથી. આ પ્રદેશમાં આટલાં બધાં બાળલગ્નો થયાં છે અને તમે તેના મૂક સાક્ષી બની રહો છો ?'

એ કાર્યકર બહેન પુણ્યપ્રકોપ ઠાલવી રહ્યાં હતાં. મેં કહ્યું :

'તમારી વાત સાચી છે. આ બાજુ ઊઘાડા છોગે બાળલગ્નો થાય છે. પણ તેને કેવી રીતે અટકાવવાં ? આજના જમાનાની મર્યાદા તો તમે જાણતા જ હશો.





તમારે જઈને મેજિસ્ટ્રેટ પાસેથી વારંટ કઢાવવું પડે. વારંટ બને ત્યાં સુધીમાં તો વરકન્યા પરણી જાય કે લોકો વિખરાઈ જાય. લગ્નનું સ્થળ બતાવે એક અને લગ્ન કરે બીજે. કેવી રીતે લગ્નો બંધ કરાવવાં ? '

એ બહેનને આવો જ અનુભવ થયો હતો. એ ઘણાં જ ઉત્સાહી અને નિડર કાર્યકર હતાં. બીક કે ભયની એ પરવા કર્યા વગર રબારી જેવા લાકડીનો જ વ્યવહાર કરનાર કોમનાયે બાળલગ્નો અટકાવવાના પ્રયત્નો કરેલા. પણ આજના કાયદાની શિથિલતા તેમના કાર્યની આડે આવતી હતી. તે કેટલાં વૉરંટ કઢાવે ! એક વાર તો બાળલગ્ન અટકાવવાનું વારંટ લઈ આવ્યાં. લોકોએ કહ્યું કે અમે બાળલગ્ન કરતાં જ નથી ને બનાવટી મોટી વયનાં વરકન્યા દેખાડ્યાં, એ ભાંજગડમાં તો પેલું અટકાવા ધારેલું લગ્ન થઈ ગયું.

આજે તો વરકન્યાની ઉંમરની સાબિતી કરવાની જવાબદારી પણ કાર્યકરના શીરે છે. એવી સાબિતીઓ કાર્યકર કેટલી એકઠી કરી શકે ? એટલે તો મેં હસતાં હસતાં એ બહેનને કહ્યું :

' તમે ઉશ્કેરાઓ કે અકળાઓ, પણ કાયદો તો ઠંડો હિમ જેવો છે. આજે અમદાવાદ જેવામાં, ગુજરાતની રાજધાનીમાંયે પોલીસ ચોકી આગળ બાળલગ્નનો વરઘોડો નીકળે છે છતાં કોઈનાયે પેટમાં પાણી હાલતું નથી. પછી કાર્યકર કેટલો કામિયાબ થઈ શકે ? '

' ખરી વાત છે. એક બે કેસમાં તો વૉરંટ બજાવનાર પોલીસોએ જ પૈસા ખાઈને કેસ કઢાવી નાખેલો. આ બાબતમાં પંત પ્રધાનનું લક્ષ ખેંચ્યું છે પણ કંઈ વળ્યું નથી. સભાઓ કરી લોકમતનો પડઘો પાડ્યો છે છતાં સરકારે કાયદો અસરકારક બનાવવા કંઈ પ્રયત્ન કર્યો હોય એમ લાગતું નથી. '

' આનો અર્થ એવો પણ નથી કે આપણે હાથ જોડીને બેસી રહેવું ? હું આ લોકોને સમજાવું છું. તેમને બધું કહ્યું છે. પણ એમના મનમાં આ જડ એવી બેસી ગઈ છે કે ચીલો છોડી શકતા નથી. '

' હું તો માનું છું કે બાળલગ્નનો કાયદો વહેલામાં વહેલી તકે કૉગ્નીઝેબલ ઑફેન્સ બને એવો અસરકારક બનાવવો જોઈએ. પોલીસગુનો બને એવો કાયદો હોય તો જ બાળલગ્નો થતાં હોય ત્યાં પોલીસ પહોંચી જાય. કેસ કરે, વરકન્યનાં વાલીઓને કોર્ટમાં ઘસડે... આવા પાંચ છ કેસ થાય, આકરી સજા થાય તો બીજાં તો ધાકથી જ અટકી જાય. '

' છેવટે રબારી કોમમાં જે સમૂહમાં બાળલગ્નો થાય છે એ તો અટકી જ જાય. '

' એ ઉપરાંત કાયદામાં એવી પણ જોગવાઈ હોવી જોઈએ કે બાળલગ્ન લગ્ન જ ન કહેવાય, એ આપોઆપ ફોક ગણાય અગર તો બાળલગ્ન કરનારને એ મુદ્દા પર છૂટાછેડા મળી શકે. '

એ બહેનનું આ સૂચન કેટલાકને ઉગ્ર પણ લાગે. પણ કાયદાનો અમલ અસરકારક કરવો હોય તો તેનાં ભયસ્થાનો પણ સ્પષ્ટ કરવાં જોઈએ. કારણ કે બાળલગ્નના વાલીઓને થોડીક દંડની સજા થાય તો પણ આખી જિંદગીભર વરકન્યાને સજા ભોગવવી પડે છે એનું શું ? જેમનું કશું જ કર્તૃત્વ નથી એ નિર્દોષ બાળકોને શા માટે પસંદગીનાં લગ્ન કરવાની તકમાંથી વંચિત રાખવાં જોઈએ !

બાળલગ્નો ગામડાંમાં તો ઉઘાડે છોગે થાય છે. મારા જેવો અટકાવવા ધારે તો તે અટકાવી શકે તે સ્થિતિમાં નથી એટલે સામાજિક ક્રાંતિની દૃષ્ટિએ પણ સરકારે બાળલગ્નનો શિથિલ કાયદો અસરકારક બનાવવો જોઈએ.



ડૉ૦ નરસિંહ મૂ૦ શાહ

# યુકેલિપ્ટસ તેલ

યુકેલિપ્ટસ તેલનું નામ હવે આપણને એટલું બધું જાણીતું છે કે એ વિષે જાણવાની સહેજે જિજ્ઞાસા થાય. અહીં એનો તલસ્પર્શી પરિચય આપણા જાણીતા વિજ્ઞાનવિદે આપેલ છે જે દરેકને માટે એક સરખો ઉપયોગી અને માહિતીભરપૂર પુરવાર થશે....

વનસ્પતિમાંથી મળતાં તેલોના બે મુખ્ય વિભાગ કરી શકાય: (૧) સ્થાયી તેલો અને (૨) ઊડણ તેલો. પ્રથમ વિભાગનાં તેલોનું રાસાયણિક બંધારણ લગભગ સરખું છે. એ બધાં ચરબી એસિડોનું ગ્લીસરીન સાથે સંયોજન થવાથી બનતાં ગ્લીસરાઈડોનાં મિશ્રણ છે. ગ્લીસરાઈડોને આલ્કલી સાથે ગરમ કરતાં તેઓનું વિઘટન થઈ ચરબી એસિડોમાં સોડિયમ ક્ષાર (સામાન્ય ભાષામાં સાબુ) અને ગ્લીસરીન છૂટા પાડે છે. તલનું તેલ, કોપરાનું તેલ, મગફળીનું તેલ ઈત્યાદિ તેલીબીયાંને પીસી કાઢવામાં આવતાં તેલો આ પ્રકારનાં છે. એટલે તેઓનો ઉપયોગ સાબુની બનાવટમાં તેમજ ખાવામાં ઉપયોગી તેલો તરીકે થાય છે.

એથી ઊલટું, બીજા વિભાગનાં તેલોનું રાસાયણિક બંધારણ એક સરખું હોતું નથી. આ તેલો જલદીથી બાષ્પ થઈને ઊડી જાય છે. આ પ્રકારનાં તેલોમાં યુકેલિપ્ટસ, ટરપેન્ટાઈન અને બીજા સુગંધી પદાર્થોની બનાવટમાં વપરાતાં તેલોનો સમાવેશ થાય છે. આ તેલોને ગંધ હોય છે. દવા–ઔષધોની બનાવટમાં પણ તેઓનો ઉપયોગ થાય છે. આ લેખમાં યુકેલિપ્ટસ તેલ અંગે વિવરણ કર્યું છે. યુકેલિપ્ટસ તેલ નીલગિરિનું તેલ પણ કહેવાય છે. દક્ષિણ ભારતમાં નીલગિરિ, અન્ન મલાઈ અને પાલનીની ટેકરીઓ, તેમજ ઉત્તરમાં સિમલાની ટેકરીઓમાં તેમજ આસામમાં શિલોન્ગ આસપાસ ઊગતાં યુકેલિપ્ટસ ગ્લોબ્યુલસ (બ્લ્યુ ગમ યુકેલિપ્ટસ ઝાડ) જાતનાં વૃક્ષોનાં પાંદડાં અને ડાળીઓનું વરાળ-નિસ્યંદન કરવાથી યુકેલિપ્ટસ તેલ મળે છે. આ વૃક્ષ દક્ષિણ ભારતમાં ૧૮૪૩માં દાખલ કરવામાં આવ્યું હતું. યુકેલિપ્ટસની લગભગ ૫૦૦ ઉપરાંત જાતો થાય છે. એ બધાંનો ઉપયોગ તેનાં પાંદડાંમાંથી સુગંધી તેલો કાઢવા માટે કરવામાં આવે છે, ઓસ્ટ્રેલિયા યુકેલિપ્ટસ તેલ સૌથી વધારે પેદા કરે છે.

૧૯૪૬માં નીલગિરિમાં ૨૫૫૦ એકરમાં યુકેલિપ્ટસનાં ઝાડોનું વાવેતર હતું. છેલ્લાં દશ વર્ષમાં આ વિસ્તાર ઘણો ઓછો થઈ ગયો છે: લાકડાં અને બળતણ માટે એ ઝાડો કાપી નાખવામાં આવ્યાં છે. આ ખોટ પૂરી કરવા, તાજેતરમાં મદ્રાસ રાજ્યે દર વર્ષે ૫૦૦ એકરમાં યુકેલિપ્ટસનું વાવેતર ચાલુ કરાવ્યું છે. અત્યાર સુધીમાં ૧૫૦૦ એકરમાં વાવેતર થઈ ચૂક્યું છે, આ વિસ્તાર ૭૦૦૦–૮૦૦૦ એકર સુધી વધારવાનો મદ્રાસ સરકાર ઈરાદો રાખે છે.

વાવેતર પછી યુકેલિપ્ટસના છોડમાંથી વૃક્ષ થતાં લગભગ આઠ વર્ષ લાગે છે. આ સ્થિતિએ પહોંચતાં તેનાં પાંદડાં સોરી લેવામાં આવે છે અને તેમાંથી તેલનું નિસ્યંદન કરવામાં આવે છે, કોઈવાર વૃક્ષને કાપી પણ નાખવામાં આવે છે અને તેના ઠુંઠામાંથી નવી ડાળીઓ ફૂટે છે. છ–આઠ મહિના પછી આ ડાળીઓને કાપી નાખવામાં આવે છે: પણ એક મજબૂત સારી રીતે ઊગેલી ડાળ રહેવા દઈ તેને વધવા દેવામાં આવે છે એમાંથી ફરી યુકેલિપ્ટસનું વૃક્ષ જામે છે. બે–એક વર્ષ પછી એ જામેલી ડાળના ઉપલા ભાગમાં આશરે છ ફૂટ સુધી પાંદડાં રહેવા દઈ બાકીના ભાગમાંથી પાંદડાં છ છ માસના અંતરે સોરી લેવામાં આવે છે અને તેનો ઉપયોગ તેલ કાઢવા માટે થાય છે.

કાપી નાખેલ વૃક્ષના ઠુંઠામાંથી જે ડાળીઓ ફૂટે છે તેનાં પાંદડાં તેલ કાઢવા માટે સર્વોત્તમ ગણાય છે. નીલગિરિના યુકેલિપ્ટસના ઝાડનાં પાંદડાં અને ઉપલી ડાળીઓ ૦.૯ થી ૧.૨ ટકા જેટલું તેલ આપે છે.





તેલ કાઢવાનો ઉદ્યોગ એ પ્રદેશમાં ગૃહઉદ્યોગ તરીકે ચાલે છે. નીલગિરિ પ્રાંતના જુદા જુદા ભાગોમાં આશરે સો જેટલી નિસ્યંદન ભઠ્ઠીઓ તેલ કાઢવાનું કામ કરે છે, જે રીતે તેલ કાઢવાનું કામ ચાલે છે તે સાવ પ્રાથમિક રીતે થાય છે. પાંદડાંના વજનના ½ જેટલા પાણી સાથે તેને ભેળવી, તેમાં થોડો કોસ્ટિક સોડા નાખી કાચા તેલને "રેક્ટીફાઈ" કરવામાં આવે છે. આ રેક્ટીફાઈડ તેલને બ્લોટિંગ પેપરવડે બે ત્રણ વાર ગાળી લેવામાં આવે અને પછી તેને શીશીઓમાં ભરવામાં આવે છે. જૂન–સપ્ટેમ્બરના ગાળામાં કાઢેલાં પાંદડાંમાંથી કાઢેલ તેલનો ઉતાર બીજા મહિનાઓના ગાળા દરમિયાન કાઢેલ તેલ કરતાં ઓછો આવે છે.

હવે મદ્રાસ રાજ્યના સરકારી સિન્કોના ખાતાએ આ તેલ ઉત્પાદનનું કામ હાથ ધર્યું છે. ખાતાની દેખરેખ નીચે તેલ કાઢનારાઓ પાસેથી તેલ ભેગું કરવામાં આવે છે, અને તેને વૈજ્ઞાનિક રીતે નડુવટ્ટમમાં રેક્ટીફાઈ કરવામાં આવે છે. તાંબાના નિસ્યંદન વાસણ(Still)માં તેનું ફરી નિસ્યંદન કરવામાં આવે છે. ૩૦૦ રતલ તેલને એક ગેલન પાણી સાથે ભેળવી તેનું નિસ્યંદન કરવામાં આવે છે. નિસ્યંદિત થતું તેલ ઉષ્ણતામાનના ક્રમ પ્રમાણે જુદા જુદા ૧૦ ભાગમાં લેવામાં આવે છે. પ્રથમ ભાગમાં પાણી, ઓછા ઉષ્ણતામાને ઉકળતા પદાર્થો અને તેલમાં આવેલા આલ્ડીહાઈડ નામના પદાર્થો આવે છે. બીજાથી સાતમા ભાગમાં આઈ. પી. ક્વોલીટીનું સરસ સુગંધવાળું યુકેલિપ્ટસ તેલ મળે છે. આઠમા અને નવમા ભાગમાં ૭૦ ટકા સિનિયોલવાળું તેલ મળે છે અને બી. પી. તેલ તરીકે પેક કરવામાં આવે છે. યુકેલિપ્ટસ તેલ સારું યા નરસું છે એની કસોટી તેમાં આવેલા સિનિયોલ નામના પદાર્થના પ્રમાણ ઉપર આધારિત છે. સામાન્ય યુકેલિપ્ટસ તેલમાં ૬૦–૬૩ ટકા સિનિયોલનું પ્રમાણ હોય છે. દશમા ભાગમાં 'રંગીન પદાર્થો' રહે છે: આ ભાગ ખાસ ઉપયોગી નથી.

બજારમાં યુકેલિપ્ટસ તેલ બે પ્રકારનું મળે છે: (૧) ડબલ ડિસ્ટીલ્ડ: આછા પીળા રંગવાળું અને (૨) ડબલ ડિસ્ટીલ્ડ અને એક્સ્ટ્રા રિફાઈન્ડ: રંગવિહીન. બી. પી. ક્વોલીટીનું તેલ બજારમાં મૂકવામાં આવ્યું નથી. ઉત્પાદન લગભગ પાંચ હજાર પૌંડ અંદાજવામાં આવ્યું છે. તેમાં સિનિયોલનું પ્રમાણ ૬૪ ટકા હોય છે. બી. પી. ક્વોલીટીનું તેલ બનાવવા માટે હૈદ્રાબાદની રિજીયોનલ રિસર્ચ લેબોરેટરીમાં એક રીત યોજવામાં આવી છે.

યુકેલિપ્ટસ તેલ મચ્છર અને જીવજંતુઓને દૂર રાખવા મોટે ભાગે વપરાય છે. જંતુવિનાશક અને ચેપરોધક દવા–ઔષધિઓની બનાવટમાં પણ તેનો ઉપયોગ થાય છે. સામાન્ય શરદીમાં દવા તરીકે તેને રૂમાલમાં નાખી સૂંઘવામાં આવે છે. થિયેટરોમાં દુર્ગંધ અને ચેપરોધક પદાર્થોની બનાવટોમાં પણ તેનો ઉપયોગ થાય છે. ગળામાં થતી શરદી અને ગળું બેસી જવું એ માટે મળતી ગોળીઓમાં આ તેલ હોય છે. ઉદ્યોગમાં ખનિજોના શુદ્ધિકરણમાં તેનો ઉપયોગ થાય છે.

યુકેલિપ્ટસ ઝાડનાં 'ફૂલોમાંથી' કાઢવામાં આવતું તેલ પાંદડાંના તેલ જેવું હોય છે પણ તેના પ્રત્યે હજી સુધી ખાસ ધ્યાન આપવામાં આવ્યું નથી.

નિસ્યંદન કર્યા પછી પાસણમાં જે ડામર જેવો કચરો રહે છે તેને "યુકલિપ્ટસ" કહેવાય છે. તેનો ઉપયોગ બોઈલર સ્કેઈલ કાઢવા માટે થવા લાગ્યો છે. (બોઈલર સ્કેઈલ એટલે કઠણ પાણી વાપરીને બોઈલરમાં જામતો સફેદ પદાર્થ.) ૧૯૫૯માં યુકેલિપ્ટસ તેલના નિસ્યંદકોએ નીલગિરિ યુકેલિપ્ટસ ઑઈલ મરચન્ટ્સ એસોસિયેશન સ્થાપ્યું, જેનો હેતુ બધી શક્ય રીતે આ તેલ ઉદ્યોગની ખિલવણી કરવાનો છે.

કોડાઈકેનાલ અને બીજાં સ્થળોએ યુકેલિપ્ટસનું તેલ કાઢવાનો ખાસ પ્રયત્ન થયો નથી.

યુકેલિપ્ટસના વર્ગનાં ઝાડોની બીજી જાતોમાં યુકેલિપ્ટસ સીટ્રીઓડોરા, યુકેલિપ્ટસ મકુલતા સીટ્રીઓડોરા એટલી (લીંબુ જેવી ગંધવાળી યુકેલિપ્ટસની જાત)નું મલબાર, નીલગિરિ અને કુર્ગમાં વાવેતર સફળતાપૂર્વક કરવામાં

આવ્યું છે. ઉત્તર હિંદના સપાટ પ્રદેશોમાં પણ તેને દાખલ કરવામાં આવ્યું છે. સીટ્રીઓડોરાનું વાવેતર લખનૌમાં પણ નાના પ્રમાણમાં થયું છે.

સીટ્રીઓડોરા યુકેલિપ્ટસનાં પાંદડાંમાંથી ૦.૫–૨.૦ ટકા જેટલું તેલ મળે છે. આ તેલમાં ૬૫–૮૦ ટકા સીટ્રોનેલાલ, ૧૫–૨૦ ટકા સીટ્રોનેલોલ અને બીજા સુગંધિત પદાર્થો હોય છે. આ તેલનો ઉપયોગ સાબુમાં સુગંધી પદાર્થ તરીકે થાય છે. તેમાંથી મેન્થોલ અને બીજા પદાર્થો બનાવવામાં આવે છે. આ તેલની સુગંધ આહ્લાદક લાગે છે. બજારુ સીટ્રોનેલા તેલને બદલે આ તેલ સીટ્રોનેલાલ બનાવવા માટે વાપરી શકાય.

યુકેલિપ્ટસ સીટ્રીઓડોરાના ૩–૫ વર્ષના વાવેતરવાળાં હજાર જેટલાં વૃક્ષો નીલગિરિ જિલ્લામાં છે એવો અડસટો છે: કેરાલામાં વાયનાડ નજીક એગ્રીકલચરલ રિસર્ચ સ્ટેશનની સરહદ પર ૬–૭ વર્ષના જૂના ૪૦–૫૦ ફૂટ ઊંચાં ૭૦ વૃક્ષો આવેલાં છે. આ વૃક્ષોનાં પાંદડાં વર્ષમાં બે વાર સોરી શકાય છે. સૂકાં પાંદડાંમાંથી વરાળ નિસ્યંદન વડે ૧.૩ ટકા તેલ મળે છે. બ્રુકબોન્ડ કંપનીની માલિકીની સીઝુકુન્દ્રા જાગીર (અન્નમલાઈ ટેકરીઓ નજીક)માં પાંચ એકરના વિસ્તારમાં આ જાતના યુકેલિપ્ટસનું વાવેતર છે. તેનાં સૂકાં પાંદડાંમાંથી ૨.૦૫ ટકા જેટલું તેલ મળે છે.

['ભિષગ્ ભારતી'માંથી સાભાર]



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**તપસ્વિની ૧–૨** : કનૈયાલાલ મુનશી. પાનાં ૧૦૩૧. રૂ. ૧૬/—. **પિતૃહૃદય** : નરેશચંદ્ર સેનગુપ્ત. અનુ. રણમલાલ સોની. પાનાં ૨૦૪. રૂ. ૩/—. **ચંદ્રગુપ્ત મૌર્ય** : ધૂમકેતુ. પાનાં ૩૧૧. રૂ. ૫/—. **અનામિકા** : ધૂમકેતુ. પાનાં ૧૯૧. રૂ. ૩/—. **ધન્ય ધરણી ગુજરાત** : ગુણવંતરાય આચાર્ય. પાનાં ૧૨૫. રૂ. ૨/—. **પુરાતન જ્યોત** : ઝવેરચંદ મેઘાણી. પાનાં ૧૯૮. રૂ. ૩/—. **માઈનો લાલ** : જયભિખ્ખુ. પાનાં ૨૦૨ રૂ. ૨/૭૫. **રસિકવલ્લભ : એક અધ્યયન** : કે. કા. શાસ્ત્રી. પાનાં ૧૦૦. રૂ. ૨/૫૦. **માણ્ મોતી** : જયભિખ્ખુ પાનાં. ૧૦૧. રૂ. ૧/૫૦. **પ્રસંગકથાઓ ૧–૨** : ધૂમકેતુ. પાનાં. ૮૦+૮૦. રૂ. ૨/૫૦. **બાવલાનાં પરાક્રમો** : હંસા મહેતા. પાનાં ૧૨૮. રૂ. ૧/૫૦.—અગિયારેયના પ્રકા. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **આવતી કાલની ગ્રામ સંસ્કૃતિ** : ઝવેરભાઈ પટેલ. અનુ. સરલાબહેન શાહ. પાનાં ૧૪૪. રૂ. ૧/૫૦. **સંક્ષિપ્ત આત્મકથા રાજેન્દ્રપ્રસાદ** : સંક્ષેપકાર : વનમાળા દેસાઈ. પાનાં ૧૮૦ રૂ. ૧/૫૦. **ત્યાગનો સંદેશ** : ગાંધીજી. પાનાં ૩૧. ન. પૈ. –/૩૦. **બાપુના પત્રો—શ્રી છગનલાલ જોશીને** : પાનાં ૪૦૨. રૂ. ૪/—. **બિંદુમાં સિંધુ** : મુકુલભાઈ કલાર્થી. પાનાં ૪૮. ન. પૈ. —/૪૫. **બાપુના આશ્રમમાં** : હરિભાઉ ઉપાધ્યાય. પાનાં ૧૫૮. રૂ. ૨/—. —છયેના પ્રકા. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **૧૯૬૧ના નવા આવકવેરાની સાદી સમજ** : બાબુભાઈ મોદી. પાના ૨૬૩. રૂ. ૪/૫૦. ચંદ્રકાન્ત ચીમનલાલ વોરા, ગાંધીરોડ, અમદાવાદ. **સદાચાર** : સો. જી. વાલેસ. પાનાં ૧૧૮. રૂ. ૧/૨૫. **સત્તાવનનો સાથી** : રમેશ જોશી. પાનાં ૪૭૭. રૂ. ૫/—. **રામાયણ નવનીત** : કૃષ્ણશંકર શાસ્ત્રી. પાનાં ૧૬૮. રૂ. ૨/—. —ત્રણેયના પ્રકા. ગુજરાત પુસ્તકાલય સ. સ. મંડળ, વડોદરા. **અંગ્રેજી સાહિત્યમાં શું વાંચવા જેવું છે ?** રિટફન હુ–જોન્સ. પાનાં ૩૨. ન. પૈ. —/૪૦. **સાજા રહેવાના સાદા નિયમો** : ડૉ. કીર્તિલાલ ભણસાલી. પાનાં ૩૨. ન. પૈ. —/૪૦ —બન્નેના પ્રકા. પરિચય ટ્રસ્ટ, મુંબઈ. **મ્હારાં સોનેટ** : બલવંતરાય ક. ઠાકોર. સંપા. ઉમાશંકર જોશી. પાનાં ૨૧૯. રૂ. ૩/—. **ગુજરાતની જમીનો અને તેનું સંરક્ષણ** : કાન્તિલાલ સી. પટવા. પાનાં ૧૭૩. રૂ. ૨/૩૦. —બન્નેના પ્રકા. મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા.








બાળકો પ્રત્યે પ્રેમ, વહાલ, મમતા હોવી જ જોઈએ એમ ભલે આપણે ઠોકી ઠોકીને કહીએ. એ કુદરતી વાત્સલ્યને કોઈ રોકી નથી શકતું એમ પણ ભલે આપણે માનીએ. પણ આજે કેટલાંય માબાપો આ ફરજ બજાવી નથી શકતાં. એમાં તેમનું શરીર ઘસાય છે, તેમનું મન મુક્ત નથી રહી શકતું, તેમના મોજશોખને ધક્કો પહોંચે છે, તે સમાજમાં મોભાભર્યું સ્થાન ટકાવી નથી શકતાં—આવી આવી દલીલો જ્યારે સંભળાય છે ત્યારે પ્રશ્ન થાય છે કે તો પછી આવાં માબાપ બનવાને લાયક ન હોય તેવાંને ઘેર બાળકો શા માટે હોવાં જોઈએ ?

લગ્ન વખતે વર–કન્યાની કસોટીઓ અનેક રીતે થાય છે. એ કસોટીમાં એક આ પણ કલમ ઉમેરવી રહી કે પરણવા માગતો છોકરો કે છોકરી બાપ કે મા બનવા માટે કેટલી લાયકાત ધરાવે છે, એ વિષે કેટલું જ્ઞાન મેળવ્યું છે ?

આપણે દલીલ કરીએ છીએ કે બાળઉછેર કે બાળકોના વિકાસને રૂંધતી આજની આર્થિક પરિસ્થિતિ સાચી જવાબદાર છે. પણ આર્થિક રીતે સુખી ગણાતાં કુટુંબોનાં બાળકો પણ આજે તો માતૃપ્રેમ અને પિતૃપ્રેમથી વંચિત રહે છે તેનું શું ? આયાઓ, નોકરો, શોફરો, અંગત મદદનીશો અને એવાં તો કેટલાંય બાળકોને પ્રેમ–વહાલને બદલે નફરત અને તિરસ્કાર દાખવનાર તત્ત્વો પૂરાં પાડે છે કે બાળક પ્રત્યેની સાચી જવાબદારી, સાચી ફરજ માબાપ સમજી જ શકતાં નથી એમ આપણે કહી શકીએ. બાળકનું કુમળું માનસ હુંફ ઇચ્છે છે, વહાલની તેને સૌથી વિશેષ જરૂર હોય છે, પ્રેમ પામવા માટે એ ઝંખે છે. અને સૌથી વિશેષ હુંફ વહાલ અને પ્રેમ માબાપ સિવાય બીજું કોણ આપી શકે ?

કુદરતમાં દરેક જીવમાં આપણે વાત્સલ્ય જોઈ શકીએ છીએ ત્યારે વિચારક માનવીમાંથી એ વાત્સલ્ય આમ વિલાવા લાગ્યું છે એ વાત જાણે ગળે જ ઊતરતી નથી. એટલે જ પેઢીગત સંસ્કાર અને વારસાની ભવ્યતા ધનથી નહિ પણ બાળકોમાં આ વાત્સલ્યભાવ રેડવામાં ગણાવી શરૂ થવી જોઈએ. ધનિક કે નિર્ધન સૌ કોઈ આ ભવ્યતાને પોષી શકે.



## પ્રેમભૂખ્યાં બાળકો

ટીનુ અને મીનુ બન્ને ભાઈબંધો એવા હળી ગયેલા કે એક વિના બીજો ન રહી શકે ને બીજા વિના એક ન રહી શકે. તેમાંય તે તે બન્ને ભણવા જવા લાગ્યા ત્યારથી તો તેમના વાદે માઝા મૂકી. ટીનુએ સફેદ ચડ્ડી પહેરી હોય તો મીનુને રંગીન ચડ્ડી ચાલે જ નહિ. તેમાંય એકવાર તો આ વાદ એવો વધી ગયો કે બન્ને હોંશે હોંશે નિશાળે તો ગયા. પણ નિશાળે જઈને તરત રમતાં રમતાં વરસાદથી ભરાયેલ ખાબોચિયા પાસેથી પસાર થતી એક મોટરે બન્નેનાં કપડાં બગાડ્યાં. ટીનુએ રંગીન કપડાં પહેરેલાં એટલે પાણીનાં છાંટા બહુ ન દેખાયા. પણ મીનુએ સફેદ કપડાં પહેરેલાં એટલે એણે તો પોતાનાં ખરડાયેલાં કપડાં જોઈને રડારોળ કરી મૂકી. તે એટલે સુધી કે ઘેર આવીને તેને ટીનુનાં જેવાં જો રંગીન કપડાં પહેરાવ્યાં ત્યારે એ જરા શાંત થયો.

ટીનુ અને મીનુનાં માબાપને મળવાનું મારે અવારનવાર થતું. હું જ્યારે જ્યારે તેમના ઘેર જાઉં ત્યારે આ બન્ને છોકરાઓના વર્તન જોઈ રહેતી. બન્ને છોકરાં કેવા સરસ કેવા એકમેક સાથે હળી ગયેલા હતા! પણ તેમની જીદ તેમનો વાદ જ્યારે માઝા મૂકતો ત્યારે તેમના ઉછેર તરફ સેવાતી બેદરકારી સહેજે ખૂંચતી.

ટીનુ અને મીનુની માતા વચ્ચે પણ સારાં એવા સહીપણાં હતાં. અને એ બન્ને મારી પણ સહિયરો હતી. કેટલીય વાર બન્ને મારી પાસે આ બન્ને છોકરાઓ માટે ફરિયાદ પણ કરતી. એમાંથી એક છોકરી હોત તો તો તેમનાં લગ્નનુંય ગોઠવી દેવા આ બન્ને માતા તૈયાર હતી. પણ બન્ને છોકરા હતા. તેનું દુઃખ કહો કે ફરિયાદ, મારે ઘણીવાર સાંભળવાં પડતાં...........

હું એકવાર બાગમાં ટહેલતી હતી. મેં ટીનુ અને મીનુને બાગમાં રમતા જોયા! તેમની નજર મારી સામે નહોતી એટલે લૉનમાં એ બન્ને રમતા હતા ત્યાં બાજુમાં જ બાંકડા ઉપર હું બેઠી. બન્ને બાળકોની વાતો સાંભળીને કંઈક તાગ મેળવવા પ્રયત્ન કર્યો. અને મને તાગ મળી પણ ગયો.

ટીનુ એની માતા વિષે મીનુને ફરિયાદ કરતો હતો. મીનુ પોતાની માતા વિષે ટીનુને ફરિયાદ કરતો હતો. એ બન્ને ફરિયાદનો મૂળ વિષય હતો બન્નેની માતાઓ આ બન્ને વહાલભૂખ્યા—પ્રેમભૂખ્યા બાળકો તરફ ક્યારેય પ્રેમ નહોતી બતાવતી એ. એટલે જ એ પ્રેમ–ભૂખ્યા બાળકો એકમેક સાથે આટલી નિકટતા કેળવીને ભાઈબંધ બની ગયા હતા. અને એકમેકનો વાદ કરવામાં પણ એક્કા બની ગયા હતા. એ વાદ કોઈવાર જીદનું સ્વરૂપ પણ પકડતો.

મેં બીજે જ દિવસે મારી એ બન્ને બહેનપણીઓને બોલાવીને શાંતિથી વાત કરી. બાળકો તરફ માબાપનાં વહાલ, મમતા, પ્રેમ અખૂટ રહેવાં જોઈએ. બાળકોને એ ન મળે એટલે કેટલીકવાર એવા ખરાબ રસ્તે ચડી જતાં પણ આપણે બાળકો જોઈએ છીએ.

## શક્તિનું સાચું વહેણ

હેમા પરણીને સાસરે ગઈ પછી છ સાત મહિને મને મળી ત્યારે પહેલી નજરે તો તે ઓળખી જ ન શકાઈ. પરણ્યા પહેલાંની રુષ્ટપુષ્ટ હેમા જાણે આજે સાવ કંતાઇ ગયેલી જણાઈ. મેં એને પૂછ્યું ત્યારે સમજાયું કે એ સગર્ભા હતી અને તબિયત બરોબર નહોતી રહેતી તેથી શરીર ઊતરી ગયું છે. તેનું કારણ તો તે બોલવા લાગી ત્યારે સમજાયું.

હેમા બોલકી હતી. પણ અત્યારે મને મળી ત્યારે સાવ શાંત થઈ ગયેલી ઘડીભર મેં અનુભવી. થોડીવાર પછી એને લાગ્યું કે હું એ જ એનો વિસામો છું ત્યારે એનું દિલ ખૂલી ગયું. અને તે પણ મેં એની નાની બહેનના ખબર પૂછ્યાં ત્યારે એ જુસ્સામાં બોલવા લાગી:

'બહેન, મેં તો પ્રભાને કહી દીધું છે કે તું તો પરણતી જ નહિ.'

'પ્રભા ઉપર તારો એવો તે શો હક તે તેને લગ્ન માટેય તું ના કહી શકે?' મેં દલીલ કરી.

'હું પરણીને ખૂબ પસ્તાઈ છું.'

'કાંઈ કારણ?'

'કારણ શું વળી? આપણે જાણે કોઇ છીએ જ નહિ એમ તે રહેવાતું હશે! આપણું કોઈ ગણકારે નહિ કે આપણને કોઈ માને નહિ. આપણું કાંઈ ચાલે નહિ કે આપણું ધાર્યું કાંઈ આપણે કરી શકીએ નહિ.'

'સાસરામાં તને બહુ દુઃખ છે, હેમા?'

'દુઃખ તો નહિ. પણ આ બધો અસંતોષ એ કાંઈ ઓછું દુઃખ કહેવાય?'

'તો પછી પ્રભાને પરણવાની ના પાડનાર તું કોણ? પ્રભા ઉંમરલાયક થઇ છે. એને પરણવું હોય છતાં તારાં દુઃખ એની પાસે ગાઈને એને હતાશ શા માટે કરે છે? તું એમ કેમ માને છે કે એ તારી જેમ રહેં-સાયા જ કરશે. તું શારીરિક રીતે મજબૂત હતી તો પ્રભા માનસિક રીતે મજબૂત નહિ થઈ શકે? તું પ્રભાને વારંવાર આમ તોડી પાડીને હતાશ બનાવી દે છે.'

'ના બહેન, એવું નથી. ગમે તેવી મજબૂત મનવાળી પણ પરણ્યા પછી રાંક જેવી બની જાય છે એ હું આ છ મહિનામાં જોઈ ચૂકી છું.'

હેમાને ઢીલી થઈ ગયેલી મારાથી ન અનુભવાઈ એટલે મેં વાત બદલી. એને નાસ્તો આપ્યો. અને પછી એ ગઈ ત્યારે હું વિચારે ચડી ગઈ: માણસમાં કુદરતે થોડે વત્તે અંશે શક્તિ રોપી છે. એ શક્તિ સ્ત્રી અને પુરુષમાં એક સરખી નહિ તોય વત્તે ઓછે અંશે ખીલે છે. એને આમ રૂંધી દેવાથી શું વળવાનું હતું? શક્તિને ખીલવા, શક્તિને વહેવા સાચો રાહ ચીંધવાનું પુણ્ય મેળવવાનું આપણે ક્યારે વિચારીશું?

## સન્માર્ગે વળતી પતિતા

રેલગાડીમાં ભાતભાતનાં લોકો મળે છે તેમ એક દિવસ મને એક બહેન મળી. જુવાનીમાં પ્રવેશી ચૂકેલી એ બહેનનું નામ હતું કૃષ્ણમ્મા. આંધ્ર પ્રદેશની એ ચબરાક યુવતી દેખીતી જ વધુપડતી વ્યવહારુ લાગી. તેની



અસ્ખલિત અંગ્રેજી ભાષામાં સંસ્કારિતાની છાપ પહેલી નજરે જણાઈ આવતી. અને છતાં એની કથનીએ મને ચોંકાવી મૂકી.

કૃષ્ણમ્માને એક નાનો ભાઈ અને માતા હતાં. આ ત્રણ જણાનું પૂરું કરવા માટે કૃષ્ણમ્માને જ કમાવું પડતું. પણ કારકૂનની નોકરી તૂટી ગયા પછી એ ધન કમાવા માટે જે રસ્તે વળી હતી તે ખરેખર આંચકો આપે તેવો હતો. ભણીગણીને સંસ્કાર પામેલી આ યુવતી શરીર વેચતાં, શરીર સોંપીને પૈસા કમાતાં અચકાતી નથી એ વાત જ મારે ગળે ન ઊતરી. વાતમાં ને વાતમાં મને ખબર પડી કે એને આ રસ્તે લઈ જનાર એ જે ઑફિસમાં કામ કરતી હતી તે જ ઑફિસનો વડો કારકૂન હતો. કેટલીય મહેરબાની દાખવીને તેને આ નોકરી અપાવી હતી પણ પોતાનું ધાર્યું ઘણા સમય સુધી ન થયું એટલે ખટપટ કરીને કૃષ્ણમ્માને નોકરીમાંથી કઢાવી ત્યારે જ રહ્યો. નાના ભાઈનું ભણતર અને માતાને પોષવાની જવાબદારીએ કૃષ્ણમ્માએ નોકરી છૂટી તે જ દિવસે પેલા કારકૂન પાસે કાકલૂદીઓ કરી, ફરી નોકરી અપાવવા અનેક વિનવણીઓ કરી. પણ પેલો સ્ત્રીઓનાં શરીરો પૂરાં પાડવાની દલાલીનો પેટાધંધો કરીને ધૂમ કમાણી કરતો ખાઈ બદેલો ખુરાંટ કારકૂન ન માન્યો તે ન જ માન્યો. અને પોતાના આ કમાણીના ધંધામાં પડવા ફરી એક વાર કૃષ્ણમ્માને લલચાવવાની કોશિષ કરી જોઈ.

કૃષ્ણમ્માને પૈસાની જરૂર હતી. બીજી કોઈ ઓળખાણે ઑફિસમાં તે જઈ શકે તેવી આવડતવાળી નહોતી. એટલે રોજના એક બે કલાકમાં જ દસ, પંદર, વીસ રૂપિયા મેળવવાની લાલચની મોહજાળમાં એ ફસાઈ અને ત્યારથી પેલા કારકૂન–દલાલની એના પર મોટી મહેરબાની રહેવા લાગી. આટલું ધન મળવા લાગ્યું એટલે સામાન્ય કારકૂની નોકરી તેને કરવી ન ગમે એ દેખીતું છે. અને ત્યારથી કૃષ્ણમ્મા ઠાઠમાઠથી રહેવા લાગી, હૈદ્રાબાદ જેવા મોટા શહેરમાં સુંદર મજાનો બંગલો રહેવા માટે રાખ્યો. દરેક પ્રકારના મોજ શોખમાં એ ચકચૂર રહેવા લાગી.

કૃષ્ણમ્માની આ બધી વાતો સાંભળ્યા પછી એ છેલ્લે અંતરની વ્યથા ઠાલવવા લાગી ત્યારે મને એક પ્રકારની શાંતિ લાગી. એના લોહીમાં આવું જીવન જીવવાનું હતું જ નહિ. અને એની અસર એના અંતરમનને કોરી રહી હતી. કામ કરવું હોય તો તેને લાયક કામ મેળવી આપવા મેં પૂછ્યું ત્યારે તરત તૈયાર થઈ ગઈ. પણ એથીય વધુ તૈયારી તો એણે જે બતાવી એ મને ખૂબ ગમતી વાત લાગી. પોતાનું કહેવાય એવું આ દુનિયામાં કોઈ નથી. એનો ભાઈ એકાદ વરસમાં ભણીગણીને તૈયાર થઇ જશે. મા પણ અવસ્થાને આરે આવી ઊભી છે. પછી એનું કોણ?—એ વિચારે એ પોતે પોતાના બાળકની માતા થવા માટે લગ્ન કરવા ઇચ્છે છે, પણ એની સાથે લગ્ન કરે કોણ?

મેં તેને શાંત્વન આપ્યું. તેનું નામ–ઠામ લઈને અમે તો ગાડીમાંથી છૂટાં પડયાં. પણ

કૃષ્ણમ્મા મારા મનમાં એવી તો જડાઈ ગઈ હતી કે ઘેર આવીને એના માટે બધું કરી છૂટવા મેં કમ્મર કસી.

અને મને મારી મહેનતમાં કામિયાબી મળી. કૃષ્ણમ્માની વિગત જાણ્યા પછી પણ એની સાથે લગ્ન કરવા તૈયાર થનાર ભાઈને માટે મને માન ઊપજ્યું. મારા મનમાં તો આજેય ડર છે જ કે એ ભાઈ ક્યારેક કૃષ્ણમ્માનું પતિત જીવન યાદ કરીને કૃષ્ણમ્માને હેરાન કરશે તો ? પણ એમના લગ્નને બે વરસ થઈ ગયાં. છે. બે માસનું બાળક રમાડવા કૃષ્ણમ્માએ મને તેના ઘેર બોલાવી ત્યારે એનું સુખી જીવન જોઈને હું ખુશ થઈ. એ પતિપત્ની બન્ને કેવાં મોકળાશથી રહે છે ! એ જોઈને તો મને કોઈ પ્રેમલગ્નનાં પ્રેમીઓ પણ એની પાસે ઝાંખા પડે તેવાં લાગ્યાં.

પતિતામાંથી પોતાને ઉગારનાર તરીકે મને ગણતી કૃષ્ણમ્મા મારા માટે આજે પણ અડધી અડધી થઈ જાય છે ત્યારે મારાથી એ સહન નથી થતું. હું માત્ર નિમિત્ત બની છું. કુદરતે જ એને સન્માર્ગ ચીંધ્યો એમ હું માનું છું.

## સ્વમાની સન્નારી

'પાંચ છોકરાંની મા છે અને અત્યારે પતિને છોડીને એકલી રહેવા આવી છે. કોણ જાણે શુંયે હશે....!'

પોળમાં નવું કોઈ રહેવા આવે એટલે કોણ છે, કેવાં છે એમ તપાસ ચાલુ થઈ જાય પણ આ તો છતે પતિએ એકલી રહેવા આવી હતી એટલે પછી જિજ્ઞાસાનો તો પાર જ ન રહેને ! 'પતિથી જુદું રહેવાય જ કેમ ? બાઈ ખૂબ જબરી લાગે છે. કંઈક કર્યું હશે, નહિ તો એમ એકદમ શીદને જુદું પડાય !' એક ગ્રુપમાં આમ ચર્ચા ચાલતી હતી જ્યારે બીજા ગ્રુપમાં જુદું જ બોલાતું હતું :

'આટલાં બધાં છોકરાંનું બિચારી એકલી કેવી રીતે પૂરું કરશે ? પોતે છે હિંમતવાળી, મહેનતુ, ઘડી પણ નવરી બેસતી નથી પણ આ જમાનામાં કેટલો ત્રાસ ! ન છૂટકે બિચારીને ઘર છોડવું પડયું હશે. દુઃખના ડુંગરા પડચા છે ડુંગરા.'

જસુબહેન પતિના ત્રાસથી કંટાળીને ન છૂટકે જુદાં રહેવા તૈયાર થયાં હતાં. તેમાં અચાનક એક ઓરડી મળી ગઈ. તે ખાસ ભણેલાં પણ નહોતાં. પણ પ્રૌઢ શિક્ષણના કામમાં મદદરૂપ થયાં હતાં અને એ એમની મુખ્ય કમાણી હતી. એ જાણતાં હતાં કે આટલી કમાણી ઉપર ઘર નભવાનું નથી. ધીમે ધીમે આજુબાજુનાં પડોશીનું ઘરકામ, દવાખાનું એમ કરી કરીને પણ ટેકો થાય તેમ આખો દિવસ મહેનત કરતાં. જસુબહેન ખૂબ મહેનતુ હતાં. પણ બાળકો ઉપર એમની પકડ નહોતી એટલે ખૂબ મુંઝાતાં. પતિને કમાવું નહોતું. પત્ની ઉપર આળ મૂકવાં હતાં અને પત્નીની કમાણી પર જીવવું હતું. જસુબહેન જ્યારે ભેગાં રહેતાં ત્યારે કમાતાં તો ખરાં જ પણ રોજ ને રોજ ચાલતી પતિની જોરજુલમીથી અને નવી નવી ટેવોથી ત્રાસી ગયાં હતાં. બાળકો પણ હવે મોટાં થયાં હતાં. અને તેમના ઉપર પણ તેની અસર થતી હતી. ખાવા-



# કેળવણીના રાહે

## મેકોલે કે ગાંધીજી? :

[ લે. મગનભાઈ પ્રભુભાઈ દેસાઈ, પ્ર. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. રૂ. ૧/૫૦ ]

અંગ્રેજી માધ્યમ તરીકે ચાલુ રાખવું કે નહીં એ સમસ્યા આજે ચગડોળે ચડી છે. વાદવિવાદે ખૂબ જક્કી સ્વરૂપ પકડ્યું છે ને જ્ઞાનવિકાસના ધ્યેયને બાજુ ઉપર હડસેલી મૂકી માતૃભાષાઝનૂનીઓ શિક્ષણમાં પરિવર્તન આણવા મથી રહ્યા છે.

મેકોલેનું ધ્યેય હિંદના દેશી લોકોમાં અંગ્રેજી માટે અને તેમાં પડેલી વિદ્યાઓ માટે માન પ્રેરવાનું હતું કે 'જેથી તેઓ અંગ્રેજો માટે અદબ રાખે.' આ ધ્યેય અમુક સમય સુધી બર આવ્યું ખરું, પરંતુ એ ભાષાની કેળવણી અંગ્રેજો માટે અદબ જન્માવવામાં સફળ નીવડી ખરી? ગુલામી ભણતર અને ભાષા ભણનાર વર્ગમાંથી જ રાષ્ટ્રના સપૂતો પાકયા ને? ભાષા એ તો માત્ર સાધન છે, સાધ્ય નથી. અંગ્રેજી ભાષા સમૃદ્ધ હોય અને દેશને સૈકાથી કોઠે ચડી ગઈ હોય તો એને એક રાતમાં દૂર કરવાથી સમસ્યા ઉકલશે ખરી?

ગાંધીજીએ માતૃભાષાને માધ્યમ તરીકે અપનાવી જે પ્રયોગ કર્યો એ માત્ર લલિતકળા અને સમાજ વિજ્ઞાન પૂરતો મર્યાદિત હતો અને એ પ્રયોગમાં પણ અધ્યાપકોને અંગ્રેજી કે હિંદીમાં વ્યાખ્યાનો આપવાની છૂટ હતી. એ બંને ભાષાઓ બરાબર સમજવા જેટલી શક્તિ પણ એમના વિદ્યાર્થીઓમાં હતી. આજે માતૃભાષાનો મહિમા ગાવાની ધૂનમાં આપણે અંગ્રેજીનું શિક્ષણ કથળવા દીધું છે. પરિણામે વિદ્યાર્થી એ ભાષામાં લખાયેલાં પોતાના વિષયને લગતાં પુસ્તકો પણ વાંચી સમજી શકતો નથી.

મેકોલેએ જે નુકશાન આપણી કેળવણીને પહોંચાડ્યું એ થોડુંક કલ્પિત છે; પરંતુ ભાષાની દેશભક્તિના નામે ને ગાંધીજીને ઢાલ તરીકે ધરીને જે કેળવણીકારો અંગ્રેજીને ધક્કો મારી રહ્યા છે એ રાષ્ટ્રને કમનસીબ માર્ગે દોરી રહ્યા છે.

આ પુસ્તકના લેખક કેળવણીની સમસ્યાઓનું સર્વ-

---

પીવાથી માંડીને કશામાં શક્કરવાર વળે નહિ અને ઉપરથી દમદાટી ભીડ્યા કરે.

આમ કેટલાય સમયથી સહન કર્યા કરતાં એક દિવસ પતિનું 'જતી રહે' કહેવું અને જસુબહેનનું નીકળવું. પણ લોકોને મોઢે કંઈ ઓછાં તાળાં દેવાય છે! બે હાથ વગર તાળી પડતી નથી પણ તો ય મુખ્ય કારણ વધુ જવાબદાર ગણાય છે. દુઃખ જેને વેઠવું પડે તેને જ ખ્યાલ આવે બાકી બીજાન તો બોલવાનું જ હોય છે. અનુભવ વગર તો માત્ર જીભને જ વાળવાની ને?

જસુબહેનની હિંમતને ધન્યવાદ છે. આજે એક વર્ષ થયું તેમને જુદાં રહ્યાંને. નોકરી કરે છે, સીવવાનું અને બીજું નાનું મોટું કામ કરીને ઘર ચલાવે છે. આજે વર્ષ પછી પોળના રહેવાસીઓ તેમની હિંમતની કદર કરે છે અને મદદરૂપ થવા પ્રયત્ન કરે છે.





ગ્રાહી અવલોકન કરતા નથી, એમની દલીલોમાં ઝનૂન છે, એમના વિચારોમાં વૈજ્ઞાનિક દૃષ્ટિનો અભાવ છે ને છતાં 'ગાંધીવાદી' હોવાનો ભ્રમ ઉત્પન્ન કરનારા છે. ઉચ્ચ કેળવણીના માધ્યમ અંગે મધ્યસ્થ સરકારની સ્પષ્ટ નીતિ હજુ ઘડાવાની બાકી છે, પ્રાદેશિક ભાષાને માધ્યમ બનાવીને આપણે રાષ્ટ્રીય એકીકરણની ભાવનાને કાંઈક ધોખો પહોંચાડ્યો છે. આ પરિસ્થિતિમાં અંગ્રેજીના માધ્યમના પુરસ્કર્તાઓને મેકોલેના ઉપાસકો કહીને ભાંડવા એ સહેલું છે, પરંતુ એથી પ્રશ્ન હલ થતો નથી, આવું મથાળું પસંદ કરવામાં સમસ્યાને વધુ પડતો રંગીન ચીતરવાનો લેખકનો આશય સ્પષ્ટ થાય છે. બાકી માધ્યમનો પ્રશ્ન એ માત્ર મેકોલે કે ગાંધીજી વચ્ચેની પસંદગીનો પ્રશ્ન નથી. જ્ઞાનની ઉચ્ચ પરંપરા જાળવવાનો અને રાષ્ટ્રની એકતાને છિન્નભિન્ન થતી અટકાવવાનો પ્રશ્ન છે.

અંગ્રેજી વિરોધીઓની દલીલો સમજવા માટે આ પુસ્તક જરૂર ઉપયોગી છે અને એટલે અંશે કેળવણી વિષયક સાહિત્યમાં નોંધપાત્ર ઉમેરો કરે છે.

**ઉછીનો વર અને બીજાં નાટકો :**

[ લેખક : ભાઈલાલ પ્ર. કોઠારી, પ્ર૦ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. રૂ. ૨/— ]

તખ્તા પર અનેકવાર ભજવાઈ ગયેલાં—સફળતાથી ભજવાઈ ગયેલાં ત્રણ એકાંકીઓનો આ સંગ્રહમાં સમાવેશ થાય છે. શ્રી. ધીરુભાઈ ઠાકરે આમુખમાં જણાવ્યું છે તેમ શ્રી. ભાઈલાલ કોઠારી સાહિત્યક્ષેત્રે 'જૂના જોગી' છે. અંગ્રેજી સાહિત્યનું તેમનું વાચન બહોળું છે. આથી ગુજરાતીમાં રૂપાંતર થયેલાં અનેક નાટકો ગુજરાતી સામયિકોમાં અવારનવાર પ્રગટ થયેલાં છે. તેમાંનાં ત્રણ આ સંગ્રહમાં છે.

પ્રથમ નાટક 'ઉછીનો વર' મૂળ એલ. ઈ. જોહ્નસનના 'Her step Husband' ઉપરથી ઉતારવામાં આવ્યું છે. વસ્તુ વિદેશી હોવા છતાં રૂપાંતર સફળતાપૂર્વક કરવામાં આવ્યું હોવાથી વસ્તુ વિદેશી હોવાનો ખ્યાલ નથી આવતો. પિતાજીની ઇચ્છા વિરુદ્ધ લગ્ન કર્યાં હોવાથી ને એમની ખફામરજીનો ભોગ બનેલ શોભનાને જ્યારે એના પિતાના આવવાના સમાચાર સાંપડે છે ત્યારે એણે એની બહેનપણી કલ્પના માર્ગદર્શન આપે છે. અને એમાંથી જ અનેક ગોટાળા ઉત્પન્ન થાય છે. પિતાજીને આવી કંઈક ગંધ આવી જાય છે અને સમજી જાય છે કે શોભનાની સ્થિતિ સારી નથી પણ એણે એની સખીને લખેલ ખોટી આડંબરી વાતોને સાચી ઠરાવવાનો આ પ્રયત્ન છે. શોભનાની બહેનપણી કલ્પનાની સલાહ મુજબ શોભનાના પતિ ઉમેશને મહારાજ બનવું પડે છે અને ડૉ. રંગીલ ભાડુતી પતિ બને છે. જો કે અંતે તો ડૉ. રંગીલ સાથે વિવાહ કરવા તૈયાર થયેલી રાગિણી ડૉ. રંગીલને ઓળખે છે ને બધી વાતનો ઘટસ્ફોટ થાય છે. પિતાજીની મિલ્કત શોભનાને મળે છે અને એકાંકી સુખદ અંતમાં પરિણમે છે.

બીજું એકાંકી 'હાશ ભગવાન નિરાંત થઈ!' જર્મન લેખક રોડરિક બેનેડિક્સના 'Eigen sihu'ના અંગ્રેજી અનુવાદ પરથી વેશાંતર પામ્યું છે. એ એક હળવું પ્રહસન છે અને પતિપત્ની વચ્ચે કાંઈ જ કારણ ન હોય છતાં નાનીશી વાતમાંથી રજનું ગજ કેવી રીતે થઈ શકે એ હકીકત રજૂ કરે છે.

ત્રીજું એકાંકી જે. બી. પ્રીસ્ટલીની પ્રસિદ્ધ રચના Inspector Callsનું રૂપાંતર છે. એનું નામકરણ 'શ્રીમંતાઈના ભીતરમાં' ખૂબ અનુરૂપ છે અને શ્રીમંતાઈની ઓથે પૈસાદાર કુટુંબોમાં ચાલતાં અનેક કાળાં ધોળાં કેવી આબાદ રીતે સંતાઈ રહે છે તે દર્શાવી જાય છે. લેખકની કલમ સિદ્ધહસ્ત છે. આથી ત્રણેય કૃતિઓનું ગુજરાતીકરણ સફળતાપૂર્વક થયું છે અને ભજવવાની દૃષ્ટિએ જ લખાયેલાં હોવાથી સંવાદોની સચોટતા ને ટૂંકાપણું ધ્યાન ખેંચે તેવાં છે. શાળા કૉલેજોના વિદ્યાર્થીઓને આ પુસ્તક ખૂબ ઉપયોગી નીવડશે.

## ગાંધીજીના જીવન પ્રસંગો [૧ થી ૪]:

[ સંપા૦ છોટાલાલ માનસિંગ કામદાર. પ્રકા૦ હરિહર પુસ્તકાલય, સૂરત. મૂલ્ય રૂ. ૨/— ]

મહાત્મા ગાંધીના જીવનના એટલા બધા પ્રસંગો છે કે તેમાંથી વીણવા કે ટાળવા બેસીએ તો પાર ન આવે. છતાં એ વિભૂતિના જીવનમાંથી બાળકો અને નવશિક્ષિતોને સમજવા અને વાંચવા અઘરા ન પડે તેવા પ્રસંગો વીણીને ચાર નાની પુસ્તિકા રૂપે ચાર ભાગમાં મોટાં બીબાંમાં આ પુસ્તિકાઓમાં સંપાદકે આપ્યા છે. શ્રી છોટાલાલ માનસિંગ કામદાર ખૂબ જ ચોકસાઈ અને ચીવટવાળા હોઈને આ પ્રસંગોમાં જે કડીબદ્ધતા સાચવી શકયા છે એ ખરેખર ધન્યવાદ માગી લે તેવી છે.

બત્રીસ–બત્રીસ પાનાંની આ ચારેય પુસ્તિકાને સચિત્ર બનાવવાના લોભે એકનાં એક ચિત્રો મોટે ભાગે ચારેય ભાગોમાં પુનરાવર્તન પામ્યાં છે. કેટલાંક ચિત્રો તો ગાંધીજીને અન્યાય થાય તેવાં પણ છે એ આ પુસ્તિકાઓને જેબ આપે તેવું ન ગણાય. ગાંધીસાહિત્યના ખૂબ વિશાળ પ્રદેશમાં ઉમેરણ કરે તેવી આ ચાર પુસ્તિકાનો સંપૂટ બીજી રીતે આવકાર્ય છે.

★

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ



દીધાથી કોઇ દી ના ઘટે,
—ઓ સંતો વહાલાં,
દીધાથી કોઇ દી ના ઘટે!

આપો આપો એમ વધે,
—ઓ સંતો વહાલાં,
દીધાથી કોઈ દી ના ઘટે!
દુનિયા પાણી પી જાય છે કેટલાં,
એનો કરો રે સરવાળો;
મેઘલો ગણી ગણી માંડે વરસવા તો
એનો અંજામ શું વિચારો?
—ઓ સંતો વહાલાં.
દેજો દેજો રે એમ ઊછળી ઊછળીને કહેતો
દેખોને ઓલ્યો સાગરરાણો;
આજ છે ભરતી કાલે આવશે ઓટ પછી
મોકો વહી જાશે દેવાનો!
—ઓ સંતો વહાલાં.

[શ્રી સોમાભાઈ ભાવસાર કૃત 'વંદના'માંથી]

# ડિક્ષનરી-પેન-સૌરભ ડાયરી-નેહરુ-ગાંધીજીની ૯૫ તસવીરો મફત

(એકી સાથે ત્રણથી વધુ લવાજમો સીધાં ભરનારને સંસ્થા તરફથી ઉપરની કોઈપણ એક ભેટ મફત અપાશે.)

શાળાઓ-સંસ્થાઓને ખાસ કમિશન અને અનન્ય લાભ. મેગેઝીનોનું વિસ્તૃત લિસ્ટ મફત મંગાવો.

**ખાસ નોંધ:** પરદેશના ગ્રાહકોએ છાપેલા લવાજમ કરતાં રૂપિયાની કિંમતમાં દોઢું લવાજમ મોકલવું. વધઘટ મજરે અપાશે.

| | |
|---|---|
| ઊર્મિ-નવરચના | ૭.૫૦ |
| નવચેતન | ૭.૫૦ |
| સારસ્વત | ૪.૦૦ |
| શિક્ષણભારતી | ૬.૫૦ |
| રમકડું | ૯.૦૦ |
| રસરંજન | ૧૦.૦૦ |
| બાલસંદેશ | ૮.૫૦ |
| બાલમિત્ર | ૫.૦૦ |
| સ્ત્રીજીવન | ૭.૦૦ |
| સંસ્કારલક્ષ્મી | ૯.૦૦ |
| ચાંદની | ૬.૦૦ |
| મિલાપ | ૧૦.૦૦ |
| ક્ષિતિજ | ૧૦.૦૦ |
| આરામ | ૬.૦૦ |
| શ્રીરંગ | ૮.૦૦ |
| અંજલિ | ૬.૦૦ |
| વર્ષા | ૫.૦૦ |
| ચાંદામામા | ૬.૦૦ |
| આરસી | ૯.૦૦ |
| ગાંડીવ | ૭.૨૫ |
| ચિત્રલેખા | ૧૫.૦૦ |
| જી | ૮.૦૦ |
| બીજ | ૬.૦૦ |
| તંદુરસ્તી | ૫.૫૦ |
| વૈષ્ણવજન | ૬.૦૦ |
| મહેંદી | ૬.૦૦ |
| વિશ્વમાનવ | ૯.૦૦ |
| ગુ. સમાચાર | ૩૬.૦૦ |
| જનસત્તા | ૩૬.૦૦ |
| સંદેશ | ૩૬.૦૦ |
| મુંબઈ સમાચાર | ૫૦.૦૦ |
| જન્મભૂમિ | ૪૮.૦૦ |
| અદ્ભુત | ૫.૦૦ |
| સોવિયેત દેશ | ૫.૦૦ |

| | |
|---|---|
| કુમાર | ૧૦.૦૦ |
| નવનીત | ૧૦.૦૦ |
| સુકાની (અઠ.) | ૧૨.૦૦ |
| ફૂલછાબ | ૩૬.૦૦ |
| સંદેશ-પ્રજાબંધુ | ૧૦.૦૦ |
| નૂતન ગુજરાત | ૧૦.૦૦ |
| જન્મ.-પ્રવાસી | ૧૦.૦૦ |
| મું.સમાચાર(અઠ) | ૧૦.૦૦ |
| વ્યાપાર | ૨૦.૦૦ |
| પરિચયપુસ્તિકા પ્ર. | ૮.૦૦ |
| નૂતન શિક્ષણ | ૫.૦૦ |
| જીવનમાધુરી | ૭.૫૦ |
| વ્યાયામ | ૩.૫૦ |
| મેટ્રિક મેગેઝીન | ૧૮.૦૦ |
| S. S. C. મેગે. | ૧૮.૦૦ |
| F. y. A. મેગે. | ૧૮.૦૦ |
| Inter A. મેગે. | ૨૦.૦૦ |
| F. Y. Sc. મેગે. | ૨૫.૦૦ |
| F. y. Com. | ૨૫.૦૦ |
| Inter Com. | ૨૫.૦૦ |

## — હિંદી —

| | |
|---|---|
| નવનીત | ૧૦.૦૦ |
| ધર્મયુગ | ૨૮.૦૦ |
| જ્ઞાનોદય | ૧૦.૦૦ |
| આરોગ્ય | ૫.૦૦ |
| હિન્દી શિક્ષક | ૫.૦૦ |
| મહિલા પ્રગતિ | ૩.૦૦ |
| યુવક કોંગ્રેસ | ૩.૦૦ |
| ગાંધીમાર્ગ | ૩.૦૦ |
| સોવિયત નારી | ૪.૨૫ |
| ઉદ્યમ | ૭.૦૦ |
| ત્રિપથગા | ૭.૦૦ |
| સરિતા | ૧૦.૦૦ |
| સારિકા | ૭.૫૦ |
| વિજ્ઞાન લોક | ૯.૦૦ |
| વિજ્ઞાન પ્રગતિ | ૫.૦૦ |

| | |
|---|---|
| આજકલ | ૭.૦૦ |
| યોજના | ૫.૦૦ |
| બાલભારતી | ૪.૦૦ |
| વિશાલ ભારત | ૧૦.૦૦ |
| ભારતીય સમાચાર | ૯.૦૦ |
| જીવન સાહિત્ય | ૪.૦૦ |
| સરસ્વતી | ૭.૫૦ |
| સોવિયેત ભૂમિ | ૫.૦૦ |
| સોવિયેત સંઘ | ૬.૭૫ |
| વાસંતી | ૧૦.૦૦ |
| કાદંબિની | ૧૨.૦૦ |
| નિહારિકા | ૭.૦૦ |
| નવભારત ટાઈમ્સ | ૪૪.૮૫ |
| સ્વાસ્થ્યઔરજીવન | ૬.૦૦ |

## — અંગ્રેજી —

| | |
|---|---|
| ઇલસ્ટ્રેટેડ વીકલી | ૧૪.૦૦ |
| કરન્ટ સાયન્સ | ૧૨.૦૦ |
| સાયન્સ એન્ડ કલ્ચર | ૧૨.૦૦ |
| જર્નલ ઓફ સાયન્ટિફીક એન્ડ ઇન્ડસ્ટ્રીયલ રિસર્ચ | ૩૦.૦૦ |
| રિસર્ચ એન્ડ ઇન્ડસ્ટ્રી | ૮.૦૦ |
| માર્ચ ઓફ ઇન્ડિયા | ૧૦.૦૦ |
| ઇન્ડિયન ઇન્ફર્મેશન | ૧૦.૦૦ |
| ટ્રાવેલર ઇન ઇન્ડિયા | ૧૦.૦૦ |
| ઇસ્ટર્ન ઇકોનોમિસ્ટ | ૬૫.૦૦ |
| ઇન્ડિયન ફાઇનાન્સ | ૪૮.૦૦ |
| ઇકોનોમિક વીકલી | ૨૪.૦૦ |

| | |
|---|---|
| રીડર્સ ડાયજેસ્ટ | ૧૮.૦૦ |
| બોમ્બે માર્કેટ | ૪૨.૦૦ |
| બીઝનેસ ડાયજેસ્ટ | ૨૪.૦૦ |
| ઇકોનોમિક ટાઇમ્સ | ૮૦.૫૦ |
| ઇકોનોમિક રિવ્યૂ | ૮.૦૦ |
| કેપિટલ | ૬૪.૦૦ |
| કોમર્સ | ૬૫.૦૦ |
| લીન્ક | ૨૫.૦૦ |
| શંકર્સ વીકલી | ૨૫.૦૦ |
| સ્પાન | ૪.૦૦ |
| સ્પોર્ટ્સ-પાસ્ટાઇમ | ૧૯.૭૬ |
| લાઇફ (૩૯ અંક) | ૨૪.૫૦ |
| સનશાઈન | ૫.૦૦ |
| કેરિયર્સ એન્ડ કોર્સિસ | ૯.૦૦ |
| બ્લીટ્સ | ૧૪.૫૦ |
| ઇમ્પ્રીન્ટ | ૧૫.૦૦ |
| કરન્ટ | ૧૨.૦૦ |
| કેરેવાન | ૧૦.૦૦ |
| ફીલ્મફેર | ૨૦.૩૦ |
| ફેમિના | ૧૪.૫૦ |
| મોડર્ન રિવ્યૂ | ૧૫.૦૦ |
| ટાઇમ્સ ઓફ ઇન્ડિયા | ૬૫.૭૦ |
| ટ્રેઝર ચેસ્ટ | ૨.૫૦ |
| ડિઝાઈન | ૮.૦૦ |
| સોવિયેત લેન્ડ | ૬.૦૦ |
| જનરલ નોલેજ | ૧૨.૦૦ |
| સેમિનાર | ૧૦.૦૦ |
| ફ્રી પ્રેસ જર્નલ | ૩૬.૦૦ |
| કરન્ટ ઇવેન્ટસ | ૧૨.૦૦ |
| ટીચીંગ | ૪.૫૦ |
| ઇન્ડિયન આર્કિટેક્ટ | ૨૦.૦૦ |
| ઇન્ડિયન બીલ્ડર | ૨૦.૦૦ |
| એજ્યુકેશનલ ઇન્ડિયા | ૫.૫૦ |
| એજ્યુકેશનલ રિવ્યૂ | ૫.૦૦ |
| પ્રોગ્રેસ ઓફ એજ્યુ. | ૬.૬૦ |
| સોવિયેત ફિલ્મ | ૬.૭૫ |
| કલ્ચર એન્ડ લાઇફ | ૬.૦૦ |
| જી. ડી. આર રિવ્યૂ | ૫.૦૦ |

**દેશ-વિદેશનાં મેગેઝીનોના લવાજમ પ્રકાશકોના દરે જ ભરવા અમારી વિનમ્ર અને ઝડપી સેવા મેળવો.**

**સૌરભ પુસ્તક ભંડાર**

પાદશાહની પોળ સામે, મેડા ઉપર,
૬૬૫, રિલીફ રોડ, અમદાવાદ

# રામતીર્થ બ્રાહ્મી તેલ સ્પેશ્યલ નં. ૧
(રજીસ્ટર્ડ)

આયુર્વેદિક દવા



**રામતીર્થ બ્રાહ્મી તેલ** સ્પેશ્યલ નં. ૧ કિંમતી અનેક વનસ્પતિઓમાંથી તેમજ શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરવામાં આવે છે. **રામતીર્થ બ્રાહ્મી તેલના** નિયમિત ઉપયોગથી મગજના જ્ઞાનતંતુ તથા શરીરના ક્રિયાતંતુ બળવાન બનાવવામાં, માથાનો દુઃખાવો મટાડવામાં, આંખોની ગરમી ઓછી કરવામાં તેમજ દૃષ્ટિ અને યાદશક્તિ વધારવામાં, ગાઢ નિદ્રા લાવવામાં, ખરતા વાળ અટકાવવામાં, વાળ લાંબા કાળા અને તેજસ્વી બનાવવામાં, શરીર પર માલીસ કરવાથી ચામડીને તાઝગી આપવામાં તથા શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવામાં દરેક રીતે અનુકૂળ છે. દરેક માસમાં દરેકને અનુકૂળ છે.

**મોટી બાટલી રૂ. ૪-૫૦ * નાની બાટલી રૂ. ૨-૨૫.** બધે મળે છે.
ટપાલથી મંગાવનાર માટે દેશ-પરદેશનું પોસ્ટેજ તેમજ પેકીંગ ચાર્જ અલગ છે.

# ઉમેશ યોગદર્શન પ્રથમ ખંડ



**લેખક :- શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી**

આ ગ્રંથમાં રોગી તથા નીરોગી સ્ત્રી-પુરુષોની તંદુરસ્તી સારી રાખવા માટે છ પ્રકારનાં મલ-શોધન કર્મ, આસનો, માનસિક ઈલાજ, જલોપચાર, સૂર્યકિરણ ચિકિત્સા, આહાર ચિકિત્સા વગેરે અનેક શક્તિવર્ધક તથા રોગનિવારક, ઘરમાં થઈ શકે તેવાં સુલભ સાધ્ય ઈલાજો બતાવેલ છે. આ ગ્રંથમાં ૧૦૮ થી વધુ ગ્લેઝ આર્ટ પેપર ઉપર આકર્ષક અને અત્યંત ઉપયોગી મલશોધન કર્મ તથા આસનોના ફોટાઓ છે. યોગવિદ્યાનો અદ્વિતીય ગ્રંથ છે દરેક ઘરમાં, વાચનાલયમાં, સ્કૂલ, કોલેજો અને ઇસ્પિતાલમાં રાખવા યોગ્ય છે. ફોટાઓ જોતાં તથા લેખો વાંચતાં સુખ અને શાંતિનો અનુભવ થતો જશે. **ગુજરાતી-હિન્દી-મરાઠી-અંગ્રેજી ભાષામાં મળશે. પ્રત્યેક નકલની કિંમત રૂ. ૧૫-૦૦. પોસ્ટેજ ખર્ચ રૂ. ૨-૦૦.** મનીઑર્ડરથી મોકલશો. વી. પી. પી. કરતા નથી.

# રામતીર્થ
(હિન્દી માસિક)

**સંપાદક : શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી**

**શ્રી રામતીર્થ યોગાશ્રમ મુંબઈ-૧૪** તરફથી **"રામતીર્થ"** (માસિક હિન્દી ભાષામાં દર મહિનાના પહેલા અઠવાડિયામાં પ્રગટ થાય છે.

આ માસિકમાં તન, મન, આત્મવિકાસ, યોગ, વેદાંત, ભક્તિ, ગીતા, કુદરતી ઈલાજો, યોગચિકિત્સા, માનસિક ચિકિત્સા, સારા થયેલા દરદીઓના અનુભવો, બહેનોના જીવનને ખાસ ઉપયુક્ત અને અનુકૂળ થાય તેવા વિષયો રહે છે. પાનાંની સંખ્યા ૧૬૦ થી વધુ હોય છે. **વાર્ષિક લવાજમ રૂ. : ૫-૦૦ * છૂટક નકલ : ૬૫ નયા પૈસા.** વાર્ષિક ગ્રાહક કોઈપણ માસથી બની શકો છો.

**"રામતીર્થ"** હિન્દી માસિકમાં વ્યાપારી જાહેરાતો સ્વીકારવામાં આવે છે. જાહેરાતના ભાવો અને જરૂરી વિગતો માટે નીચેને સીરનામે મળો યા લખો :

**શ્રી રામતીર્થ યોગાશ્રમ** દાદર (સેન્ટ્રલ રેલ્વે) મુંબઈ-૧૪ (ભારત)

ટેલીફોન : ૬૨૮૯૯ ☆ ટેલીગ્રામ : 'PRANAYAM'—BOMBAY-14. Coly RMY

# અમારાં અભિનવ પ્રકાશનો

## નવલકથાઓ

**આંખ અને અંજન** ૩-૨૫
શ્રી રમણલાલ વ. દેસાઈ

**ગ્રામલક્ષ્મી (સંક્ષિપ્ત)** ૫-૭૫
શ્રી ર. વ. દેસાઈ (સંક્ષેપકાર શ્રી અનંતરાય રાવળ)

**યુગનાં એંધાણ** ભા. ૧-૨ ૧૧-૦૦
શ્રી ઈશ્વર પેટલીકર

**નવાં નિશાન** ભા. ૧-૨ ૧૩-૦૦
શ્રી સારંગ બારોટ

વાઘેલા યુગ ગ્રંથાવલિનાં ત્રણ પુસ્તકો

**સર્વેશ્વર** ૫-૦૦

**વિશળદેવ** ('સર્વેશ્વર'નું અનુસંધાન) ૫-૦૦

**અર્જુનદેવ** ૫-૦૦

**સારંગદેવ** ભા. ૧-૨. ૧૦-૦૦
શ્રી ગુણવંતરાય આચાર્ય

**દિવ્યા** ૫-૫૦
શ્રી યશપાલ

## નવલકથાઓ

**રાજહંસ** ભા. ૧-૨ ૧૦-૦૦

**સૂરસમાધિ** ભા. ૧-૨ ૧૦-૦૦
('રાજહંસ'નું અનુસંધાન) શ્રી 'શયદા'

**અન્નપૂર્ણા** ૫-૦૦
શ્રી 'દોલક'

## નવલિકા-સંગ્રહો

**પારિજાતક** ૪-૭૫
શ્રી વિ. સ. ખાંડેકર

**સીનપિયાસી** ૪-૦૦
શ્રી ઈશ્વર પેટલીકર

**તન્વી શ્યામા** ૪-૨૫

## સાહસ કથાઓ

**પાતાળનગરી** શ્રી ગિરીશ ગણાત્રા ૩-૦૦

**હીરા મોતીનો ટાપુ** ૧-૭૫
શ્રી શ્રીકાન્ત ત્રિવેદી

**મૂનફ્લીટ** ૨-૦૦
અનુ. શ્રી શંકર શાહ શ્રી ઈન્દુબેન શાહ

## વિશિષ્ટ પ્રકાશનો

માનવ સૌરભ શ્રી ર. વ. દેસાઈ ૫-૨૫
ગોમતી ઘાટ શ્રી ઈશ્વર પેટલીકર ૫-૦૦
જીવન માંગલ્ય શ્રી લાભુબેન મહેતા ૫-૦૦
સંસાર માધુરી શ્રી લાભુબેન મહેતા ૫-૦૦

સો રૂપિયાનાં પુસ્તકો લેનારને પચાસ રૂપિયાનાં પુસ્તકો ભેટ
આપતી અમારી અભૂતપૂર્વ યોજનાની વિગતવાર માહિતી માટે
: આજે જ સંપર્ક સાધો :

# આર. આર. શેઠની કંપની : મુંબઈ-૨

પ્રિન્સેસ સ્ટ્રીટ : કેશવ બાગ : પો. બો. નં. ૨૫૧૭
Grams : LITERATURE, Bombay-2 ] [ Phone : 3..

અંક ૫ : ઑગસ્ટ'૬૨
સળંગ અંક ૩૮૯
સમાજમાં સંસ્કાર અને



'ઊર્મિ' : વર્ષ ૩૩
'નવરચના' : વર્ષ ૨૭
સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ



☆

## સૂચના


* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવા જરૂરી છે. એ સિવાયના અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :–

'ઊર્મિ–નવરચના'
ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ
અમદાવાદ, ૧


પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક 'કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.
તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

## સંસ્કારના સીંચનારાં

આગાઉના વખતમાં રાજા–મહારાજા સમ્રાટ–બાદશાહ પોતાની કીર્તિ ચોમેર પ્રસરાવવા, પોતાનાં ગુણગાન દેશ વિદેશ ફેલાવવા માટે ભાટ–ચારણો પોષતા. એ વખતે આ કવિઓનું મોંઘેરું સ્થાન હતું. દરેક ઠેકાણે તેમને માનપાન આપવામાં આવતાં. ધીમે ધીમે આ કવિત લલકારનાર કવિઓમાંથી ખુશામતખોરો બનવા લાગ્યા. અને આજે એ જ રીતે રાજાઓ ભલે ન રહ્યા હોય—પણ શાસનકર્તા વર્ગની આસપાસ, તેમને ખુશ રાખતા આવા ખુશામતખોરોનું એવું મોટું વર્તુલ હોય છે કે એ ભેદીને શાસકોને કાને કે આંખે કોઈ કશું સંભળાવી-બતાવી શકતું નથી. પ્રજા જાણે આજે પાંગળી બની છે.

આમ રૈયતની પંગુતા જાણે રૈયતે જ વહોરી લીધી છે. લાંચ–રુશ્વત અને ખુશામતપ્રિય માનસ આજે દરેક નિર્વીર્ય પ્રજાજનનું જાણે લક્ષણ થઈ પડ્યું છે. ખુમારી, માનમરતબો જાળવવાની અદબ અને આત્મશ્રદ્ધાનો જાણે અંત આવી ગયો છે. અને ત્યારે સાચા અને સારા દેખાતા પ્રજાજનો પણ આવી ખુશામતના ગુલામ થઈ બેઠા છે જે કોઈ પ્રજાને ન શોભે.

કોઈપણ સ્વમાનપ્રિય દેશની સ્વમાનપ્રિય કે સ્વાતંત્ર્યની ખુમારીવાળી પ્રજાને આ ન શોભે એ દેખીતું છે છતાં આપણે પ્રજાજનો અને આપણો શાસકવર્ગ ખુશામત ઇચ્છે છે, ગોલાપું ઇચ્છે છે, સ્વત્વ ગુમાવી દે તેવું વ્યક્તિત્વ જાણ્યે અજાણ્યે પોપે છે. પ્રજાને ખુમારીના પાઠ પઢાવનાર શિક્ષક લ્યો કે પ્રજામાં સંસ્કારસીંચન કરનાર સાહિત્યકાર લ્યો—નાની સરખી વાતમાં પણ એ વર્ગ આજે પગચંપી કરવા લાગ્યો છે, ખુશામત કરવા લાગ્યો છે, લાંચરુશ્વતપ્રિય બની બેઠો છે. કોઈ પણ પ્રજાનો શિક્ષક અને સાહિત્યકાર આવી નાની સરખી કિંમતમાં ખરીદાઈ જાય; ભરબજારે આમ સસ્તામાં અને સહેલાઈથી વેચાઈ જાય ત્યારે પ્રજાનું તો દેવાળું જ નીકળી જાય ને?



પારાશર્ય

## લો ફૂલ

ના. આવવું નથી.
ઊંબરે ચડવું નથી.
લો ફૂલ. લઈ લો ફૂલ !

લો, માણજો.
ના. આવવું નથી.
આ ગામમાં તમ સરિખડાં છે કેટલાંયે ઘર.
ઘરઘર વિષે માનવ વસે અંતર મધુર સુંદર.
એ સર્વને
આ આપવાં છે ફૂલ.

તમે એવાં.
તમે વર્ષાવશો ફૂલ પર લળી નિજ નેહની વર્ષા.
લઈ એ અંતરે શ્રદ્ધા,
વળ્યો છું દ્વારમાં તવ આપવા આ ફૂલના ગજરા
લો ફૂલ !

આભ.ર.
છે ઇતબાર : તમારો પ્રેમ છે.
આવું, મને આનંદ છે. પણ
એથી અધિક આ ફૂલ ઘરઘર સોંપવાનું મન છે.
લો ફૂલ !

ટૂંકો દિવસ !
ને હું મુસાફર !
લ્હાવ છે.
લો ફૂલ ! આ આનંદ છે !
લો ફૂલ !

★

પ્રબોધ

## વર્ષાનાં વનફૂલોને

ના જાણું નામ તારું, નહિ તવ રચના કે ગુણોને પિછાનું,
તોયે આ ચિત્ત સારું તુજ પર બનતું છેક સંમુગ્ધ મારું,
જેવા ખુલ્લાવકાશે અગણિત ચમકે તેજના પુંજ તારા.
તેવા સ્નાતા વનશ્રી–શિર પર ફરકે ગુચ્છના ગુચ્છ તારા.

જેવું સત્કર્મ કેરું વિમલ વિલસતું શુદ્ધ શાન્ત સ્વરૂપ.
તેવી સૌંદર્ય નીચે અનુપમ પ્રતિભા ગૂઢ આનંદ રૂપ.
થાતો આત્મા ઉદાસી વિવિધરસભર્યો ગુંજતો ગીત પ્યારાં.
ઝાંખી થાતાં થતામાં નયન બની ગયાં દર્શને મુગ્ધ તારાં.

ભીતી હૈયે હતી કે રવિ–કર–શરનો ઉગ્ર સંતાપ–માર,
દેશે બાળી અશેષે અવનિદલ મહીં સંઘરેલો વિકાસ.
કિન્તુ જ્યારે સૂરીલું ગગનબીન થકી ઊતર્યું મેઘગીત,
ડાળે ને દૂર ઢાળે પ્રતિદિશ વગડે ઊઘડી પુષ્પ–પ્રીત.

કાં મારી આત્મ–ભોમાં કદી નહિ ઊઘડ્યાં આટલાં રમ્ય પુષ્પો !
કાં મારા અંતરિક્ષે કદી વિલસ્યાં આટલાં ભવ્ય રૂપો !
મારી અતૃપ્ત વાંચ્છા અવિરત વરસી બૂઝવે કાં ન વૃષ્ટિ !
કાં મારી નિરતરંગી ગમગીન ન મટી છેક આ શુષ્ક સૃષ્ટિ !

તેથી આજે અચિંત્યું સહજ મળી જતાં ઈષ્ટ સાનિધ્ય તારું,
સ્હેજે ત્યાગી શકું ના; હૃદય ઊતરતું ગૂઢ સંવેદનામા;
લાધી જાણે સમાધિ : તવ રૂપ–ગુણનો આટલો તો પ્રભાવ.
કે જાણે જિંદગીનો સુખદ બની જતો શેષ નિઃશંક કાળ.

★

ગની દહીંવાલા

## કિનારાનું ગજું જોઈ

હૃદય માટે મને સાગરની ઉપમા માન્ય છે કિન્તુ,
ઉછાળો ઊર્મિઓને ઝીલનારાનું ગજું જોઈ.
નથી દરિયાદિલીનો અર્થ પાણી ફેરવી દેવું,
ઊડે છે સાગરે ભરતી કિનારાનું ગજું જોઈ.

★





'શીર્નપચાસી'

## પુત્રી વર્ષાને

તે દી અહીં આવી હતી તું બે'ન
'જમાડવા છે તમને જરૂર'
એવું જ તેં લીધું હતુંય વેન.
હું ચોડવું તો વણતી કદી તું,
તું ચોડવે તો વણતો વળી હું,
ક્યાશ એમાં કશી ના રહી'તી,
જમ્યો ન'તો જીવનમાં હું મારા,
મીઠાશ એવી મહીં તેં ભરી'તી.
હજીય રાંધું તવ હું સ્મરૂં છું.
સુખેદુખે પેટ હજી ભરૂં છું
પરંતુ તારા કુમળા સ્વભાવે
'મારા પિતા' એમ મધુર ભાવે
મીઠાશ જે ભોજનમાં તું લાવે,
તે તો હવે આજ કઠોર હાથે,
કહે કેમ આવે
મને ગમે એમ બધું કર્યું તેં
તને ન આનંદ કશો કરાવ્યો,
તને રમાડી નહિ મેં જરાય,
મને જમાડી નહિ માત્ર કિન્તુ,
બધું ગમાડી ગઈ તું અહીંથી
ને આજ હું એ સઘળું સ્મરીને,
આ એકલો જો હસતો રહું છું.
ને હું જ મારા મનને કહેતો,
કે તું હજી બાર જ વર્ષની છે,
ને તોય તે આ અડતાલીશેયે,
છું બાપ તારો પણ તે છતાંયે
તું જેટલોયે નથી કેમ વેતો ?

હું એકલો આ વરસાદ માણું
એલી સમો જે વરસી રહ્યો તે,
સંભાર તો 'તું અહીં હોત તો તો
કેવી મજા આવત ! બે'ન ! કે' તો ?'
કિન્તુ અહીં હું, તહીં તુંય માણે
આ મેઘના ઘર્ષણનાં અમીને
તેમાં મળે આજ મીઠાશ જે આ,
સંભારવાની, નવ તે મળે હો,
જો હોત સાથે, ખરું ને ? કહેતો !

☆

દેવજી રા૦ મોઢા

## કોયલ જગાડે

સ્વજનોથી દૂર દૂર પારકા શહેરમાં
હું સૂતો અજાણી સરાઈ:
એક બાજુ રેણુ રહી ગળતી, ને બીજી મેર
નેણુ મહીં નીંદર ભરાઈ !
શીળી વાયરાની લહેર તહીં વાઈ–
મને કોયલ જગાડે ગીત ગાઈ !

કોયલનો સૂર પડ્યો શ્રવણે ને હૈયામાં
શેરડો સિંચાયો મીઠાશનો !
અંતર નિરાશ, એમાં થિયો સંચાર જાણે
આવતી વેળાની નવી આશનો !
ચેતનની પ્યાલીઓ ! કોઈ રહ્યું પાઈ–
મને કોયલ જગાડે ગીત ગાઈ !

ઘરમાંયે નિત મીઠી કોયલ જગાડે મને
ટહુકાની રેલીને હેલી !
ઘરને બનાવે બીજું નંદન, આનંદને
એના આણુ આણુમાંડી ફેલી !
મહેકી રહે મારી જીવન–અમરાઈ !
મને કોયલ જગાડે ગીત ગાઈ !

✶



—'રાજહંસ'—

# સમયનાં આર-પાર

### સંરક્ષણનું સાધન જડશે?

અણુશસ્ત્રોના ઘણા પ્રયોગો થયા. પૃથ્વીના પેટાળમાં થયા, જમીન ઉપર થયા, હવામાંથી થયા અને ઉપર અવકાશમાંયે થયા એમાં ઉત્તરોત્તર પ્રચંડતા વધતી ગઈ. જે રશિયાએ કર્યું તેવું અમેરિકાએ કરી બતાવ્યું અથવા કરી દેખાડવા આતુર બન્યું. અત્યારે તો બંને વચ્ચે જે હરીફાઈ ચાલી રહી છે તે એકબીજાને મહાત કરવાની છે. એકની પાસે બીજાને ડારે એવું શસ્ત્ર આવી પહોંચે છે તેની સરસાઈ છે. એ તો એની ખુલ્લી બાજુ સહુને દેખાય એવી છે.

એની બીજી બાજુનો પણ વિચાર થયો છે. એ શસ્ત્રો ઉપર ક્યારેક કોઈએ અંધિકાર ગુમાવી દીધો તો આ જગતના ભુક્કા ઊડી જાય. એ મહાભય સામે જગતના શાંતિવાદીઓએ પ્રલાપ ને વિલાપ કર્યા છે. એમને એટલું સમજાયું કે ભય દેખીને જે કોઈ મેદાને પડશે તે ભય વધારશે, બળ નહિ વધારી શકે. જેમની પાસે મનનું કે તનનું બળ નથી, દૈવી કે આસુરી સંપત્તિની છત નથી એ માત્ર ભયનું જ આંદોલન ફેલાવી શકે. ને એ કોઈને ખપ લાગે એવું નથી.

બંને શક્તિશાળીઓ મોટા સંઘર્ષમાં આવ્યા છે. અહોનિશ એક સાધના માંડીને બેઠા છે. દિવ્ય ને અમોઘ શસ્ત્ર એમને મેળવવા છે. જે અર્જુને કર્યું તે રાવણે પણ કર્યું. રાજપુતો સિવાય સહુ ક્ષત્રિયોએ એ કામ કર્યું છે. નવાં ને સરળ શસ્ત્રોની ખોજ ક્યારેય પૂરી થઈ નથી ને થવાની નથી. પણ હમણાં જે મથામણ ચાલી રહી છે તે મહાશસ્ત્રોના પ્રતિકાર શોધવાની છે. શસ્ત્રનો મુખ્ય હેતુ આક્રમણ છે, રક્ષણ ગૌણ છે. છત આક્રમકની રહી છે. પછી એવું આક્રમણ પહેલું હોય કે છેલ્લું હોય, ગમે તે સંજોગોમાં રક્ષણ જ કરી શકે એવું શસ્ત્ર શોધાયું નથી. પણ હવે એ શોધાવા માંડયું છે. નવાં મહાશસ્ત્રોની સહાયે રહેનાર છે વિદ્યુત ને ઈથર, એનાં મોજાંઓને છિન્નભિન્ન કરી નાખી આક્રમણને નિષ્ફળ કરવાનો પ્રયોગ થઈ રહ્યો છે. મોટા કિલ્લા, એની આસપાસની ખાઈઓ, ઢાલ, ભોંયરાં, બખ્તર, ટ્રેંચ, ટેન્ક વગેરે સંરક્ષણના પ્રકારો ખોળ્યા પછી માણસ હવે શી રીતે પોતાનું રક્ષણ કરશે એ જાણવા જેવું છે. સંરક્ષણનું સાધન શોધનારને નહિ જ મળે એમ તો નહિ કહી શકાય.

### મહાઘર્ષણોથી ન । વિચારની વિશુદ્ધિ

સત્તાની સમતુલા કેમ જાળવવી એ યુરપ–અમેરિકાનો રાજકીય ઈતિહાસ છે. કોઈ એક દેશ સર્વોપરી થઈ શક્યો નથી, થવા જાય તો સામી ટક્કર લેવી પડે છે. બ્રિટનનું સામ્રાજ્ય ઘણું મહાન થયું ત્યારે એને પણ મહાવિગ્રહો આવી મળ્યા. છેલ્લા બન્ને વિશ્વ વિગ્રહો હકીકતમાં એની જ વધી ગયેલી સત્તાના પરિણામરૂપે હતા. એવું હવે અમેરિકાનું થયું છે. જેમ એની સત્તા વધી તેમ એનો મુકાબલો પણ વધ્યો.

એ મુકાબલો ઘણી ઝડપથી વધ્યો, દુનિયા આખી ચકિત થઈ ગઈ. એણે અમેરિકાની પ્રતિષ્ઠામાં ઘણી જગ્યાએ ગાબડાં પાડયાં. એણે ઘણા ફૂંફાડા માર્યા. હુંકાર કર્યા, છેડછાડ કરી, જાસા દીધા. અને હવે એમાં ઓસાર પણ બેઠો છે.

ઈરાક–સીરિયા–ઇઝરાઈલમાં રશિયા લશ્કરી દળો ઉતારવા તત્પર હતું, પણ એનો મુકાબલો થયો. ક્યુબામાં



હવાઈ હુમલા થયા પણ સામેથી પડકાર થયો. ચીનના સમુદ્રમાં લશ્કરી સંઘર્ષ થવાની અણી ઉપર હતો, તોયે ગર્જીને કાફલા ફેરવ્યા પણ વિગ્રહ થતો રહી ગયો. બર્લિનની દિવાલ બાંધી તો એમાં સુરંગો ચંપાઈ ને ભોંયરાં ખોદાયાં. ક્યાં સુધી આમ ચાલશે એ કોઈ કહી શકે એમ નથી. બંને વિશ્વ-સત્તાઓને મક્કમ મુકાબલાની ખાતરી થઈ ચૂકી છે. જગતમાં એક જ સત્તાનું જોર ચાલવાનું નથી, કેમકે એનાથીયે વધે એવું જોર વિચારનું છે, ને વિચારો તો ભિન્ન રહેવાના, ભિન્ન રીતે ઓળખાવાના, વિવિધ ઘર્ષણો દ્વારા એમાં રહેલી અશુદ્ધિઓ ઓગળવાની, વિવિધ તાપણીઓમાં તપીને એ વિચારો વિશુદ્ધ થવાના, ઘણા પ્રયોગે એ અમલી બનવાના: ને ત્યાં તો એમનો વિલીનકાળ પણ પાકી જવાનો. કેમકે માનવીની જેમ એના વિચાર સ્વરૂપને પણ આગવી આવરદા હોય છે. આવે છે ત્યારે સ્વપ્ન થઈ ને, એમની બાલ્યાવસ્થા કાવ્ય જેવી જુવાનીમાં એ તોફાન મચવે છે. પ્રૌઢ બને ત્યારે એ સ્થિર જણાય છે. પણ ત્યારે તો બીજો વિચાર ઊગી રહ્યો હોય છે.

નવા મહાવિચારની વિશુદ્ધિ કાજે મહાસત્તાઓનાં નિર્માણ કે ઘર્ષણ ચાલે તેથી અકળાઈ ઊઠવાની જરૂર નથી.

### મોંઘવારી ભથ્થાંથી વધુ મોંઘવારી

ધાર્યું જ હતું તે મુજબ દેશમાં હડતાળોની આગ ફેલાતી જાય છે. જાણે એની જ રાહ જોતું હોય એમ કોન્ગ્રેસનું તંત્ર સમાધાન કરવા દોડાદોડ કરી મૂકે છે. હડતાળની નોટિસ અપાય કે ના અપાય પણ એના ભણકારા વાગે ત્યારથી જ લોકોની ખાતરી હોય છે કે હડતાળની બધી માગણીઓ કોન્ગ્રેસ મંજૂર કરવાની છે પણ નામ સમાધાનનું હોવું જોઈએ એટલે જુજ ફેરફાર કરવા ઊહાપોહ દેખાડશે. જાહેર ક્ષેત્રમાં હડ-તાળ પડે એની જાણે રાહ જોવાય છે. ખાનગી ક્ષેત્રમાં હડતાળનું દર્શન થાય તો એમાં પોતાની લાગવગ વાપરી સમાધાનો કરાવી આપવા કોન્ગ્રેસ ઉત્સુક રહે છે. એક એવી લોકમાન્યતા જોર પકડતી જાય છે કે કોન્ગ્રેસ આડકતરી રીતે હડતાળોને આવકારે ને ઉશ્કેરે છે.

આ હડતાળો હમણાં મોંઘવારી ભથ્થાંની છે. ને મોંઘ-વારીની સામા આવવાનો જ નથી એટલે હડતાળો ચાલુ રહેવાની છે. જેનું સંગઠન હોય તે ખાટી જવાના છે. એ નવી નાતોવાળા છે. મોટા ઘરના છે. એમની આગળ જનતાનો હિસાબ નથી. એક વિશાળ સમૂહ નાના સંગઠિત સમૂહ આગળ લાચાર બની રહે છે. આજની દુનિયાની એક કરુણ પરંપરા આ છે.

મોંઘવારીનું ભથ્થું એ મોંઘવારીને પહોંચી વળવાનો ઉપાય છે એમ શાથી મનાયું હશે? એથી જો બોજો વધે છે તેથી મોંઘવારી પણ વધે જ છે. હમણાં એકલી મોંઘવારી ભથ્થામાં સંડોવાયલી રકમનો અંદાજ કાઢીએ તો ભલભલાની આંખો ફાટી જાય. છેલ્લાં દશ વર્ષમાં આ દેશે અબજો રૂપીઆ મોંઘવારીના નિવા-રણમાં વાપર્યાં છે ને એને જ પુષ્ટ કરી આપી છે.

મોંઘવારીથી જનતાના કોઈ ને કોઈ વર્ગને લાભ મળે છે એ પણ હકીકત છે. સહુની સંકડામણની પાછળ અમુક વર્ગનું હિત રહેલું હોય છે ને સરકારને પણ એ ફાવતી વાત છે. લાભ ખાટી જનાર વર્ગની પાસેથી એ વધારે કર વસૂલ કરી શકે છે એટલું જ નહિ પણ આ દેશનું જીવન-ધોરણ ઊંચે આણી શકાયું એમ માની પોતાનો બોજો વધારી મૂકે છે.

### કરવેરા પાછળ હેતુઓ આવે

ગુજરાતે નવા કરવેરા નાખ્યા છે. નાખે એની નવાઈ રહી નથી ને ના નાખવા એવી હિંમત થઈ શકે એમ રહ્યું નથી. રાજતંત્રનું માળખું જ એવું ગોઠવાયું છે કે કરવેરાનો વધારો અનિવાર્ય થઈ પડ્યો છે. પહેલાં કેટલો ખરચ કરવો તેનો અંદાજ કાઢવામાં આવે તેની આવક ક્યારેય પૂરતી થાય નહિ.

સટ્ટાની આવક વિષે એમ કહેવાય છે કે એ ટકે નહિ, તેનું કારણ એ સહેલાઈથી મળે તે છે. આવે ત્યારે



વાપરવાના રસ્તા અનેક જડે પણ ખોટ પૂરી કરવાના રસ્તા એટલા પહોળા હોતા નથી. ખોટ વળગી પડે છે ને આવક સરી જાય છે. આવક વધતી જાય ત્યારે ખરચ એથી વધારે ઝડપે વધે છે, એવી આર્થિક ક્ષેત્રે શોધ થઈ છે.

રાજ્યને ખરચ ઘટાડવા જેવી વૃત્તિ થાય એમ હવે કોઈ માનતું નથી. કરકસર શબ્દ જ અળખામણો ને અજુગતો થઈ પડ્યો છે. કેટલાંય ખાતાંએ અગર વિવિધ ખાતાંમાં ઠાંસીને ભરેલા પગારદારોથી તંત્રનો વિસ્તાર થયો છે ને પકડ ધરી છે. અમુક ખાતાં સમેટી લેવાં જણાય તો પણ ના એની તપાસ કરાવી શકાય, કાઢી નાખવાનું ના ઠરાવી શકાય કે ના સમેટી શકાય. એક વાર શરૂ કર્યું તે નભાવ્યે જ છૂટકો.

લોક કલ્યાણનું ધ્યેય ઉમદા છે, પણ એને આધારે ઉડાઉપણું પેસી જાય તો ધ્યેયને ઊંચે મૂકવું રહ્યું. લોક કલ્યાણની જવાબદારી બળી જવાથી સરકારી તંત્રને બધી જાહેર પ્રવૃત્તિઓમાં દખલ દેવાનું કે પોતાનો આધાર સ્વીકારવાનું ફાવી ગયું છે. લોકોને હિસ્સે જાણે કોઈ જવાબદારી રહી નથી. સિવાય કે કરનો ભાર ઉઠાવવો.

પછાત સ્થિતિમાંથી વિકાસ સધવાનું કોને ના ગમે! પણ જ્યાં હજારોની સંખ્યા પહેલાં ગણાતી ત્યાં હવે લાખોની થઈ છે. બેચાર લાખની સહકારી હિસાબમાં ગણતરી રહી નથી. નરીમાને હાર્વેના કેસમાં બેકબે રેકલેમેશન વખતે જે ઉડાઉગીરી થઈ તે પ્રકાશમાં આણી હતી ત્યારે ખળભળાટ મચ્યો હતો. આજે એવી ઉડાઉગીરીની વિસાત જ રહી નથી, નરીમાન જેવા માણસો રહ્યા નથી. માત્ર નવા નવા કરનું ભારણ જ રહ્યું છે. અને હવે નવા કરવેરા પાછળ હમણાં ખર્ચને પહોંચી વળવાનો હેતુ છે, એમાં સાંસ્કારિક ઘડતરનો હેતુ ઉમેરવો જોઈએ.

### નવા કરવેરાનાં ક્ષેત્રો

કરવેરા સામાન્ય રીતે પ્રજાના સુખી ભાગ ઉપર પડે, સહેલાઈથી વસૂલ થઈ શકે, છટકબારીઓ ના હોય, ભારણ વધારે પડતું ના બને એ રીતે નંખાય છે. મોજશોખ ને વ્યસનો ઉપર એનો ભાર મુકાય છે. એવે વખતે આપણે તપાસ કરવી જોઈએ કે મોંઘવારી છતાં લોકો ધનિકોની નકલ શેમાં કરે છે. ધંધાદારી જરૂરત ના હોય તોયે કઈ ચીજો વસાવે છે. અને એવી ચીજોની જો આયાતબંધી હોય તો એના સંગ્રહ કે વપરાશ ઉપર કર કેમ ના નાખી શકાય!

ટ્રાન્સીસ્ટર રેડિયો, કેમેરા, ઘડિયાળો, વગેરે ચીજોનું લાયસન્સ રાખવામાં આવે તેમ સિગરેટ પીનારે પણ લાયસન્સ લઈને ફરવું પડે તો એમાં ખોટું શું? આ રીતે વરઘોડા, રોશની, રિસેપ્શન ને જમણવાર ઉપર પણ લાયસન્સ ફી લઈ શકાય. જેના વગર લોક ચલાવી શકે એટલું જ નહિ, કરવેરામાં જવી જોઈએ, સોનાના કે હીરામોતીના દાગીના રાખવાનું તથા આર્થિક સંપત્તિનું પ્રદર્શન કરવું હોય તો તે બતાવવાની ફી એમણે ભરવી જોઈએ.

કરવેરાને લીધે પ્રજામાં સારી ટેવો ઓળખાય તો કેવું સારું. બીડીનું લાયસન્સ કઢાવવું પડે તો તેની શરમ વધે, ભણતા વિદ્યાર્થીઓ અને રસ્તા ઉપર ટહેલતા યુવકો ઉપર અંકુશ રહે. સ્વચ્છંદી જીવન ઉપર મા-બાપના અંકુશ ઘટી ગયા છે એવે વખતે સરકારે એની જવાબદારી પણ લેવી રહી, અને તન મનને નીરોગી રાખતાં જે જે આડે આવે એને દંડવું જોઈએ.

### નાતની સેવા અને મર્યાદા

મહિસુરની વિદ્યાપીઠે જાહેર કર્યું કે એને સોંપાયેલી શિષ્યવૃત્તિઓ ઉપર નાતનાં બંધન હશે તે હવે રદ ગણાશે. આ નીતિ બધે જ અપનાવી લેવા જેવી છે. એની સામે કોઈનો વિરોધ આવવાનો નથી. તેમ દાનની શરતોનો એથી ભંગ થાય છે એમ પણ કહી શકાય એવું નથી. સંજોગો ઘણા બદલાઈ ગયા છે.

જે નાતોને નાતના ધોરણે શિષ્યવૃત્તિઓ આપવી હોય તે પોતે એવી વ્યવસ્થા કરી શકે, નાતનાં છાત્રાલયો





બાંધી શકે. પણ એમના માટેય સારો રિસ્તો એ છે કે અમુક પ્રમાણમાં નાતની પ્રવૃત્તિઓને સાર્વજનિક સ્વરૂપ આપતા રહેવું. એથી નાતોમાં સંકુચિતપણું ટકી રહેતું હોય તો ઘટે અને છતાં નાતો તરફથી સારી પ્રવૃત્તિઓ ચાલુ રહેવાની શક્યતા પણ જળવાય. નાતોની કામગીરી હવે જાહેર સંસ્થાઓ નહિ સ્વીકારે ને નાતોની પ્રતિષ્ઠા નહિ વધારે એ વાત હવે સ્પષ્ટ થાય છે તેમ નાતોની લોકહિત અનુકૂળ પ્રવૃત્તિઓનો અનાદર પણ નહિ કરે એવી બાંહેધરી સરકારે આપવી જોઈએ. નાતોમાં નવી હવા ફેલાવવાની બારીઓ ખુલ્લી રહે એ જરૂરી છે, સામાજિક સુધારણાનું ઘણું કામ નાતો દ્વારા હજુ ઉકલી શકે એમ છે. એ માટે નાતોની આગેવાની કે પ્રવૃત્તિની કદર થવી જોઈએ.

### 'કુમાર' અભિનંદન સમિતિ રચાય

ગુજરાતનું શ્રેષ્ઠ ગણી શકાય એવું 'કુમાર' માસિક એનાં ચાળીશ વર્ષ પૂરાં કરવાની સાવ નજદીક છે. એણે ગુજરાતના ઘડતરમાં યશસ્વી ફાળો આપ્યો છે. એની કદર કરવા ૫૦મું વર્ષ કે ૫૦૦ અંક સુધી રાહ ના જોતાં એકતાળીશમા વર્ષનો પ્રવેશ નવી રીતે ઉજવવો જોઈએ.

'કુમાર'ની સંસ્થા કાં તો પોતાની મૂડી વધારવાની જાહેરાત કરે, કાં તો એનાં સાધનસામગ્રી માટે ગુજરાત રાજ્ય જોગવાઈ કરે, કાં તો પાંચ પચીશ ધનપતિઓ એ ભાર ઉપાડી લે. પણ 'કુમાર'ને નાણાંના સંકોચે અમુક પ્રવૃત્તિઓ હજુ પણ મર્યાદિત રાખવી પડે તો તે ગુજરાતની શરમ ગણાવી જોઈએ.

ઉત્તમ છપાઈ, શ્રેષ્ઠ સુશોભન, અને સાહિત્યનાં વિવિધ પાસાંઓવાળી શ્રેષ્ઠ કૃતિઓ પ્રજા આગળ નિયમિતપણે 'કુમાર' રજૂ કરતું રહ્યું છે. હવે એની ભીડ ભાંગવી જોઈએ. અને જે જે વિકાસ કરવાના મનોરથ કે શક્તિ હોય તેને પૂરેપૂરી તક આપવી જોઈએ.

'કુમાર' ગુજરાતમાં તો આગળ રહ્યું છે ને દેશમાં પણ એની કોટિનાં માસિકો જુજ હશે. આપણે પીઠબળ આપીએ તો જગતભરનાં શ્રેષ્ઠ માસિકોમાં એ જાણીતું કરી શકાય. ને એ ગૌરવ ગુજરાતનું થાય.

જો થઈ શકે તો, પણ પહેલી તકે 'કુમાર' અભિનંદન સમિતિની રચના થવી જોઈએ. ગુજરાતની બહાર વસેલા ગુજરાતીઓ આવી તક જરૂર વધાવી લેશે.

### સમૂહોની ગુણપરખ

કચ્છના હિંમતસિંહે જાહેર કર્યું કે કોન્ગ્રેસી સરકારથી પ્રજા જેટલી સુખી કે સંતોષી છે તેના કરતાં રાવરાજાના અમલમાં વધારે સુખી ને સંતોષી હતી. એ અમલની સરખામણી ક્યારે અને કેમ કરવી જોઈએ એ ક્યારેય નક્કી ના થઈ શકે, મતભેદ રહેવાનો. પણ દેશી રાજ્યો સડેલાં હતાં કે દેશી રાજાઓ અત્યાચારી ને લંપટ હતા એમ નહિ કહી શકાય. એમાંથી લોકપ્રેમને વાજબી રીતે પાત્ર ઠરેલા હોય એવા કિસ્સા ત્યારે પણ મળી શકત અને હજુ પણ જડે છે.

કોલ્હાપુરની 'ગાદી' માટે હમણાં મોટું આંદોલન થયું. રાજગાદી એ હવે તો ખાનગી પ્રશ્ન બન્યો છે. કારણ કે 'રાજા' પાસે રૈયત રહી નથી, માત્ર મહેલ ને બાંધી આપેલાં સાલિયાણાં રહ્યાં છે. પરન્તુ, રૈયતે પક્ષ લીધો. સત્યાગ્રહના દિવસો યાદ કરાવે એવું આંદોલન થયું, રાજકુટુંબ સાથેના જૂના સંબંધો વિના આવું ના બની શકે. નવા વારસ જોડે પેલી પરંપરા ચાલુ રહે એમ પ્રજાની ઈચ્છા જાહેર પણ થઈ છે.

આમ ઈન્દોરની ગાદી માટે બન્યું. સંભવ છે કે જેનું હિત ઘસાતું હોય તે ધાંધલ મચાવે પણ ખરા. ક્યારે લોકોનું પીઠબળ છે, ક્યારે માત્ર પ્રચાર છે, ક્યારે વાજબી હક ગુંગળાવી દેવામાં આવ્યો છે ને ક્યારે 'જી હજુર' કરનારાને મહેરબાનીથી આગળ જવા દેવામાં આવે છે—એ નક્કી થઈ શકે એમ નથી. બસ્તરના ભંજદેવની મિલ્કત તથા સાલિયાણા વિષે વિધાનસભામાં પ્રશ્નો પુછાયા ત્યારે જે જવાબ

દેવાયા તેને ઉડાઉ કે પૂર્વગ્રહથી દોરવાયેલા ગણવા જોઈએ. ગઈ કાલના રાજવીઓ પ્રજાને મન પાંજરે પુરાયેલા સિંહો જેવા બની રહે તે પહેલાં ફરીથી વિચારવું જોઈશે. નહિ તો સંભવ છે કે રાજાઓને પણ શહીદની પદવી વિના સમારંભે મળી જશે.

લોકોની રાજભક્તિને સમાજવાદ ભલે તરછોડે, પણ એ વ્યક્તિઓની પૂજા કરતાંયે રાજા વર્ગમાંથી જેણે ગુણનો સંગ્રહ કરી બતાવ્યો તેની પૂજા છે. અને સમૂહો ગુણપારખુ હોય તે કોને ના ગમે ! બાકી નવા જમાનામાં તો સમૂહોની સામાન્ય વર્તણુક કેવી કઢંગી હોય છે એ શોધવા જવું પડે એમ નથી.

### સાબાશ, ચાર્લી ચેપ્લીનને

ચાર્લી ચેપ્લીનને ઓક્સફર્ડની યુનિવર્સિટિએ ડોકટરેટની પદવી આપી અને સન્માન કર્યું. અભિનયની કળામાં ચેપ્લીન અમર બન્યો છે. કથા અને સંવાદ એણે જાતે લખ્યા, ગીતો અને સંગીત જાતે રચ્યું. દિગ્દર્શન જાતે કર્યું, સંકલન કર્યું, પાઠ કર્યો, નિર્માતા બન્યો ને વિતરણ કર્યું. એ બધામાં એણે સફળતા મેળવી. છતાં એની વિસાત નથી. ચેપ્લીનની મહત્તા તો જુદી જ છે. સંસારમાં રહેલી ઘેરી કરુણતાનું સંવેદન સહુ લોકોમાં એણે ફેલાવ્યું ત્યારે એમાં કટાક્ષની ધાર એવી મૂકી કે ક્યારે હસવું ને ક્યારે રડવું તે કોયડો થઈ પડ્યો, બંને ભાવ એક બીજાના સહારે ઉમદા બન્યા. નાનાં પાત્રોમાં જીવ રેડી એણે સજીવન કર્યાં, એમની નિઃસહાયતાને બળવતી બનાવી, સમૂહને પ્રેરે એવી કરી આપી. હાસ્ય, કટાક્ષ ને કરુણાના તાણાવાણા વડે એણે જે કલાકૃતિઓ રચી તેની દેશે દેશે કદર થઈ, એણે યંત્રના સામર્થ્ય ઉપર ચિત્રાત્મક ભાષ્ય કર્યું ને સરમુખત્યારોના માનસ ઉપરથી પડદો ચીરી નાખી સામે લોકવાણીનો પડકાર ફેંક્યો. ઓછામાં ઓછા શબ્દો વડે, ઘણીયે વાર મૌન વડે જ. એણે વિવિધ સત્યોને પ્રગટ થવામાં સહાય કરી. ચેપ્લીને કળામાં પોતાની પ્રણાલિકા સ્થાપી ને એનું સન્માન કરી ઓક્સફર્ડે પણ સ્થાપી.

### જય ગુર્જરી !

ગુજરાતની ચાર યુવતીઓએ હિમાલયના એક શિખર ઉપર આરોહણ કર્યું એ વાતનો દરેક ગુજરાતીએ ગર્વ લેવો જોઈએ. આમ તો બદરી-કેદારની યાત્રાએ અનેક યાત્રાળુઓ જાય છે, એમાં વૃદ્ધો પણ હોય છે. એ યાત્રાળુઓએ પર્વતારોહણનો જુસ્સો પ્રજામાં કાયમ રાખી ઘણો ઉપકાર કર્યો છે. એ આરોહણ પડી ચૂકેલી વાટ પરનું છે, સમૂહના ટેકાનું છે, જ્યારે આ યુવતીઓનું તો સાહસ ગણાય. એમના માર્ગમાં ચટ્ટીઓ ના હોય ને ધર્મશાળા ના હોય, સાધુસંગ ના હોય ને દર્શનની પરિતૃપ્તિ ના હોય. એ યુવતીઓના પાર્શ્વભૂમિકામાં પતિદેવની એંઠી થાળીમાં વાસી ખાવાનું, છોકરાં જણવાનાં ને વૈધવ્ય વેઠી લેવાનું હોય છે એ ના ભુલાય એવી હકીકત છે. એ સંજોગોમાં એમનું સાહસ છે એથી વધારે ચઢિયાતું બને છે. ગુજરાતની દરેક શાળામાં એ સાહસની ચિત્રાત્મક કથા જરૂર રજૂ થવી જોઈએ.

ને હિમાલયનાં શિખરો પર ગુજરાતણોની રસતાળીઓ ગાજવી જોઈએ.

☆

જર્મનીની એક પેઢીએ એક નવીન માઈક્રોફોન બનાવ્યું છે. 'બેબીસીટર' માઈક્રોફોન' એટલે કે બાલસંરક્ષક ધ્વનિવર્ધક યંત્ર નામનું આ યંત્ર બાળકના પલંગ કે તેને રમવા માટેના સુરક્ષિત પાંજરામાં ગોઠવી દેવામાં આવે છે. મા-બાપ પડખેના ઓરડામાં બેઠાં હોય ત્યારે તેઓ એક ચાંપ દબાવીને તરત જાણી શકે કે તેમનું લાડકવાયું બાળક ઊંઘી ગયું છે કે હજી કંઈક રમતરોળાં કરી રહ્યું છે. માતા જરાયે ફીકર કર્યા વિના ઘરનું કામકાજ સંભાળી શકે કારણ કે પેલું યંત્ર આયાની જેમ બાળકની પથારી પાસે ચોકી કરતું હોય છે. એમાં હેરવી ફેરવી શકાય તેવો ધ્વનિવર્ધક ટ્રેન્ઝિસ્ટર જોડેલો હોય છે. ત્રણ વોલ્ટ શક્તિની બેટરી વડે આ યંત્ર ચાલી શકે છે.





ધૂમકેતુ

# ત્રણ પૂતળી : રાજા માંધાતા

અહીં રજૂ થતી બંન્ને છે તો બોધકથાઓ. પહેલી છે ઇતિહાસ-કથા બીજી છે પુરાણકથા. પણ બન્નેના બોધ માણસને સચોટ અસર કરે તેવા વેધક છે. એટલે જ વાચકોને આ બન્ને કથાઓ રસપ્રદ બનશે...

એક વખત ઉજ્જૈન નગરીમાં એક કારીગર આવ્યો. એ પોતાની સાથે ત્રણ પૂતળીઓ બનાવીને લાવ્યો હતો. આ ત્રણે પૂતળી એણે ભરબજારમાં વેચવા માટે મૂકી. પૂતળીઓ એવી તો સુંદર કે જે જુએ તે બે ઘડી ત્યાં ઊભો જ રહી જાય. દેખાવે, રૂપે, રંગે, ચહેરે મોરે, આકારમાં, માપસાં બધી રીતે ત્રણ પૂતળીઓ એક સરખી લાગે. એક રૂંવાડાનો ફેર ન મળે. ભલે જોનારો જોયા કરે.

એક પૂતળીથી બીજી પૂતળી કોઈ રીતે જુદી પડે જ નહિ. જરા પણ ફેર ક્યાંય દેખાય નહિ. માણસ ગમે તેમ જુએ ને ગમે ત્યાંથી જુએ. ત્રણે સરખી જ લાગે!

પણ તે છતાં નવી નવાઈની વાત આ હતી કે કોઈ આવીને કારીગરને, પૂતળીની કિંમત પૂછે તો કારીગર એની દરેકની જુદી જુદી કિંમત બતાવે.

એકના એક હજાર બતાવે. બીજીના બે હજાર બતાવે. તો ત્રીજીના ત્રણ હજાર કહે.

માણસો તો આ સાંભળીને નવાઈ પામી જાય. બધી રીતે ત્રણે પૂતળીઓ એક સરખી છે અને છતાં કિંમતમાં આમ ફેર કેમ! અને તે પણ આટલો બધો! આનું કારણ શું?

કોઈ કારીગરને પૂછે તો કારીગર એક જ જવાબ આપે : 'ત્રણે પૂતળીઓ એક જ કારીગરે બનાવી છે. એક જ જાતનો માલ એમાં વાપર્યો છે. એક જ જાતની કલા-કુશળતા એ દેખાડે છે. ત્રણે પૂતળી એક વાતમાં માત્ર જુદી પડે છે. અને એ જુદાઈ ને લીધે જ ત્રણેની કિંમતમાં ફેર છે!'

'પણ કઈ વાતમાં જુદી પડે છે? દેખાવમાં તો ક્યાંય એક રૂંવાડાનો પણ ફેર નથી!'

કારીગર જવાબ આપે : 'તમને ફેર ન લાગતો હોય તો તમને ગમે તે પસંદ કરી લ્યો! બાકી કિમ્મત ત્રણેની જુદી જુદી છે. એ દરેક પૂતળી માણસને એક એક જુદો સંદેશો આપે છે. કિંમત એ સંદેશાની છે. કિંમત એ સત્યની છે!'

'શું સંદેશો આપે છે દરેક?' પૂછનારને પણ કારીગર જવાબ આપતો : 'એ મારે કહેવાનું ન હોય. એ તો તમારે શોધી લેવાનું છે. હું તો તમે કહો તે પૂતળી તમને આપું. એની જે કિંમત થાય તે તમારે આપવાની!'

ઉજ્જૈન જેવી નગરીમાં, ભર બજારે આ ત્રણે પૂતળીઓ વેચાય છે ને એ ત્રણેની વાત ચર્ચાય છે. પણ કોઈ કલા-કારીગરીવાળો નગરીમાં આવે—ને એની કદર થયા વિના એ નગરીમાંથી જો ચાલ્યો જાય—તો તો પછી એ નગરીમાં રહ્યું શું? નગરીમાં કેવળ જાડા જાડા રૂના ધોકડા જેવા શ્રીમંતો ફરતા હોય ને મોટા ઘોઘરા સાદે એક બીજાની સાથે વેપલાની વાતો કૂટતા હોય. એમાં કાંઈ



નગરીની આબરૂ કહેવાય ? નગરીની આબરૂ તો રહી છે, એની કલા–કારીગરીમાં, એના વિદ્વાનોમાં, એના ચતુર વિવેકી નાગરિકોમાં. એના સાધુ–સંત ભજનિકોમાં, એના દીર્ઘ-દૃષ્ટિવાળા રાજપુરુષોમાં, નગરીની માન મુકાવે એવી સુંદરીઓમાં. નગરીની આબરૂ તો એમાં રહી છે.

એટલે આ ત્રણે પૂતળીઓની વાત નગરીમાં ચર્ચાવા માંડી. અને ઠેકાણે ઠેકાણેથી માણસો આવી નવાઈના કારીગરને અને એની કારી-ગરીને જોવા માટે આવવા મંડયા.

પણ કોઈ આ ત્રણે પૂતળીનો ભેદ કહી શકતો નથી. કે ભેદ ક્યાં છે એ કળી શકતો નથી. એ વખતે ઉજ્જેન નગરીમાં રાજા વીર વિક્રમ રાજ કરે. વાત ચાલતી ચાલતી રાજા વીર વિક્રમને કાને આવી. રાજા વીર વિક્રમને થયું કે આ તો કારીગરે આવીને નગરીમાં કેવીક કારીગરી છે એનું માપ કાઢવાનો નુસ્ખો ગોઠવ્યો લાગે છે. એનો ભેદ ન કળી શકાય તો તો નગરીમાં પાણા ઘડવાવાળા પાર વિનાના છે, બાકી કોઈ કલા–કારીગરીનો જાણકાર નથી. આ તો નગરીની આબરૂ જાય.

એટલે રાજા વીર વિક્રમ પોતે આ પૂતળી-ઓનો ભેદ જોવા માટે બજારમાં આવ્યા. આવીને ત્યાં ઊભા ને જોયું તો વાત સાચી હતી. ત્રણે પૂતળી એક સરખી લાગે છે. એક રૂંવાડાનો ફેર ક્યાંય દેખાતો નથી. ને કારીગર ત્રણેની કિંમત જુદી જુદી બતાવે છે. રાજા વીર વિક્રમ ત્યાં આવ્યા છે એટલે માણસો તો ક્યાંય માતાં નથી. પણ એમાંથી કોઈ કારીગરીનો ભેદ બતાવી શકતો નથી.

એવામાં એક કારીગર ત્યાં આવી ચડ્યો. એ સાચે સાચો કલા–કારીગરીનો જાણકાર હતો. બધાની સાથે એ પણ આવીને પૂતળીઓને જોઈ રહ્યો. એ જમાનો તો એવો કે નગરીની આબરૂને દરેક માણસ પોતાની આબરૂ માને. એટલે આ કારીગર ઝીણી દૃષ્ટિથી ત્રણે પૂતળી જોવા માંડ્યો.

જોતાં જોતાં એને લાગ્યું કે પૂતળીઓ એક સરખી છે. પણ એના દરેકના કાનમાં જરાક તફાવત છે અને એમાં જ આ પૂતળીઓની કિંમતના ફેરનો ભેદ રહ્યો છે.

પણ એક વિદેશનો કારીગર આવે, ને નગ-રીમાંથી એની કારીગરીનો જાણકાર માંડ માંડ કોક નીકળે—એવી વાત ચર્ચાય એ પણ ઠીક નહિ. એટલે રાજા વીર વિક્રમે બધા સાંભળે તેમ મોટેથી જાહેર કર્યું: 'આ પૂતળીઓનો જે કોઈ ભેદ બતાવે તેને આ સોનાનો હાર ભેટ મળશે. જે કોઈ જાણતા હોય તે આગળ આવે !'

એ વાત સાંભળતાં તરત જ પેલો કારીગર આગળ આવ્યો. તેણે સૌ સાંભળે તેમ મોટેથી કહ્યું: 'આ પૂતળીનો ભેદ તો કાંઈ નથી, આનાથી પણ વધારે ભેદ-રહસ્ય બનાવનારી પૂતળીઓ કરનારા આ નગરીમાં પડ્યા છે !'

પણ પેલો કારીગર, જે પૂતળીઓ લાવ્યો હતો, તે આ સાંભળીને જરાક લેવાઈ ગયો. એને થયું કે કોઈ સાચો કલા–કારીગરીનો જાણકાર આવ્યો લાગે છે.

અને એટલામાં તો લોક–ટોળામાંથી ઉજ્જેનનો





કારીગર પૂતળીઓની વધુ નજીક આવ્યો. અને વધારે બારિકીથી એમને જોવા લાગ્યો. પછી એ મોટેથી બોલ્યો : 'આ પૂતળીઓના કારીગરને ધન્યવાદ છે. એણે આ પૂતળીઓમાં માણસના જીવનની ત્રણ વાત મૂકી છે. કઈ કઈ ત્રણ વાત મૂકી છે એ હવે હું બતાવું છું!' એટલું બોલીને એણે એક જણને પાણી લાવવાનું કહ્યું.

જેવું પાણી આવ્યું કે તેણે તરત એક પૂતળીની પાસે જઈ ને એના કાનમાં પાણી રેડ્યું. પાણી રેડતાંની સાથે જ પૂતળીના બીજા કાનમાંથી એ પાણી નીકળી ગયું. લોક બધા આશ્ચર્યચકિત થઈ ને જોઈ જ રહ્યા. પછી એ બીજી પૂતળી પાસે ગયો. તેના કાનમાં પાણી રેડ્યું. એ પાણી તરત પૂતળીના મોંમાંથી બહાર નીકળી ગયું.

પૂતળી–પૂતળીના આ ભેદને બધા નવાઈ પામીને જોઈ રહ્યા.

ઉજ્જૈનનો કારીગર તો ત્રીજી પૂતળી પાસે ગયો અને મોટેથી બોલ્યો : 'જુઓ ભાઈ઼ઓ! આ સૌથી વધુ કિંમતની પૂતળી છે. કારણ કે જીવનમાં ખરી સમજવા જેવી વાત એ કહી જાય છે.'

એમ કહીને એણે ત્રીજી પૂતળીના કાનમાં પણ પાણી રેડ્યું પણ એ પાણી ક્યાં ગયું, પેટમાં જ સમાઈ ગયું કે શું થયું તેનો કાંઈ પત્તો કોઈને લાગ્યો નહિ.

ઉજ્જૈનના કારીગરે આ ત્રણે પૂતળીઓના ત્રણ ભેદ બતાવ્યા અને લોકો ખરેખર નવાઈ પામી ગયા.

કારીગરને સોનાનો હાર આપવા માટે રાજા વિક્રમ પોતે આગળ આવતા હતા, ત્યાં જ એ કારીગરે કહ્યું : 'પણ મહારાજ! આ પૂતળીઓ મારફત જીવનનો જે સંદેશો આ આ કારીગરે મૂક્યો છે એ સંદેશો જેવો તેવો મૂલ્યવાન નથી. આ પૂતળીઓને જુદી જુદી લઈ જનારો કાંઈ જ મેળવતો નથી. એની ખરી કિંમત એ ત્રણે પૂતળીઓને એક સાથે રાખવામાં રહી છે. પહેલી પૂતળી કહે છે કે જીવનમાં કડવી વાત કહેનારા મળે, અન્યાય આપનારા પણ મળે તો આ કાને સાંભળવું. ને આ કાને કાઢી નાખવું! જીવન તો જીરવાશે!

'બીજી પૂતળી કહે છે, ના એમ જીવન નહિ જીરવાય. આ કાને સાંભળો ને આ કાને કાઢી નાખો તો પણ. એનો થોડો ઘણો રંજ મનમાં તો રહી જ જશે. ને કોઈક વખત મનમાં બેસી ગયેલો એ ડાઘ તમે ન સમજો તેમ તમને નીચે ગબડાવી દેશે. એ વખતે જીવનમાં કાચા ઠમરા લાગતા તમે ન કરવાનું કરી બેસશો. કારણ કે અન્યાય આ કાને સાંભળ્યો ને આ કાને કાઢી નાખ્યો. પણ એની દેખાય નહિ તેવી અસર તો તમારામાં રહી ગઈ. માટે, કોઈનાં કડવાં વેણ સાંભળો, ને અન્યાય થયો છે એવું લાગે ત્યારે તમે પણ તમારી વાત બોલો. એટલે મનમાં છાનો ડાઘ ન રહે કે કોઈના તરફ મનમાં છાનું વેર ન રહે. જીવન તો જીરવાશે.

'પણ ત્રીજી પૂતળી કહે છે, ના, તમારી બંનેની વાત સાચા જીવન માટે ઉપયોગી



નથી. દુનિયામાં ભાત ભાતના લોક છે. તમને કડવું કહેનારા મળશે, તમને અન્યાય આપનારા મળશે. તમારી વાતની મશ્કરી કરનારા પણ નીવડશે. તમને લાગશે કે તમે લોક માટે આટલું કરી રહ્યા છો, છતાં કોઈ કદર કરનારા નથી. પણ જો જીવન સાચી રીતે જીવવું હોય, સુંદર રીતે જીવવું હોય, તો મારી વાત કાને ધરો, આ બધું જ પેટમાં ઉતારી જાઓ. જાણે એમાંનું કાંઈ છે જ નહિ. ને તમે તમારું કામ કર્યા કરો. જીવન તો જીરવાશે. જીવન, સાચું જીવન, તો જીવાશે.

'આ ત્રીજી પૂતળીની વાત સૌથી વધારે કિંમતી છે. ને એટલા માટે એની સૌથી વધારે કિંમત છે.'

કારીગરે આ ત્રણે પૂતળીઓની ભેદ-વાત પૂરી કરી ન કરી ત્યાં તો, એક શ્રીમંત લોક-ટોળામાંથી બહાર આવ્યો અને એણે એ ત્રણે પૂતળીઓની કિંમત ચૂકવી દીધી ને પોતે પૂતળીઓ વેચાતી લઈ લીધી.

અને એ દરેકની નીચે એણે લખાવ્યું:

કડવું સાંભળો તો બીજે કાને કાઢી નાખો એ વાત સારી છે.

કડવું સાંભળો ને તમારી વાત નમ્રતાથી રજૂ કરો, એ વાત વધારે સારી છે.

પણ કડવું સાંભળો—એને પેટમાં શમાવી દો–એ વાત સૌથી વધારે સારી છે, સાચી છે.

*

એક પ્રાચીન પુરાણકથામાં 'સુખ ક્યાં છે?' એ વાતનું એક સુંદર ઉદાહરણ આપેલું છે, એનું વાચન આજ પણ માણસને વિચાર કરતાં શીખવે તેવું છે.

રાજા માન્ધાતાને ત્યાં અપાર સમૃદ્ધિ હતી. એટલી બધી કે એને પોતાને પણ એ સમૃદ્ધિનો કંટાળો છૂટતો હતો. એટલે એને થયું કે આટલી સમૃદ્ધિ છતાં મને મનમાં શાંતિ નથી. માટે જ્યાં શાંતિ હોય ત્યાં મારે જવું. અને આ સમૃદ્ધિ ભલે સમૃદ્ધિને ઠેકાણે પડી.

એટલે રાજા માન્ધાતા દેવોના સ્વામીને મળવા ગયા. દેવોના સ્વામીનું નામ દિવૌકસ દેવો સુખી છે એમ રાજા માન્ધાતાની માન્યતા. એટલે એ એને સુખનો રસ્તો બતાવશે એમ માનીને રાજા માન્ધાતા દેવોના સ્વામી દિવૌકસ પાસે ગયો.

પણ રાજા માન્ધાતાના મનમાં ઊંડે ઊંડે તો એક વાત ઘર કરી રહી હતી. એમને કાંઈ એવી કોઈ જ્ઞાનવાત મળી ન હતી કે સુખ અને શાંતિ એ મનમાં રહે છે. એટલે એ તો એમ માનતા હતા કે પોતાની સમૃદ્ધિ છે, એના કરતાં વધારે સમૃદ્ધિ ક્યાંય જડી જાય તો એમના મનમાં શાંતિ થઈ જાય!

આમ માનીને એ દિવૌકસ પાસે ગયા, કોઈ વધારે સમૃદ્ધિવાળો દેશ એમની જાણમાં હોય તો એ વાત જાણવા.

દિવૌકસ સમજી ગયા. આની પાસે જ્ઞાનની વાત કરવી હમણાં નકામી છે. પહેલવહેલાં આને સમૃદ્ધિની પાછળ ઠીક દોટ મૂકી લેવા દો!

એટલે દિવૌકસે કહ્યું કે આંહીથી ચારસો કોશ દૂર એક દેશ છે. એની સમૃદ્ધિ એટલી બધી





છે કે તમારું મન ધરાઈ જશે. તમને શાંતિ થઈ જશે.

એ દેશની એક બીજી વાત પણ તમને શાંતિ–સુખ આપશે. ત્યાં એક જ ઋતુ છે. વસંત ઋતુ. જ્યારે જુઓ ત્યારે ત્યાં ફૂલોના ઢગલે ઢગલા દેખાય. નહિ ત્યાં ઠંડી, નહિ ગરમી. કેવળ વસંત ઋતુ એકલી ત્યાં રાજ કરે. ત્યાં તમને શાંતિ મળશે !

રાજા માન્ધાતા તો એ દેશમાં ગયો. સોનેરી રથમાં બેઠો. સાથે સૈન્ય લીધું. પોતે ઘણો બળવાન, દેશ એણે તો જીતી લીધો. પોતે ત્યાં રાજા થઈ ગયો.

થોડાં વર્ષો તો રાજા માન્ધાતાને આ નવા દેશમાં બહુ જ મજા પડી. ધરતીમાં બારે માસ ત્યાં વસંત ઋતુ જોવા મળે. હવામાં ચોવીસે ઘડી સુગંધ વહેતી હોય, રાત્રે પણ અંધારાનું નામ નિશાન નહિ. રાત્રે જ્યારે જુઓ ત્યારે ચાંદની ખીલી જ હોય !

પણ....પણ....આ તો હંમેશની વાત થઈ પડી, એટલે રાજાને આ વસંત ઋતુ, આ નિત્યની ચાંદની, હંમેશ વહેતી સુગંધી હવા—એનો પણ કંટાળો છૂટચો ! કાંઈ વિવિધતા જ મળે નહિ.

એટલે રાજા તો ફરીને દિવૌકસને મળવા ગયો. એને કહ્યું : 'તમે જે દેશ બતાવ્યો એ છે તો બહુ સરસ. પણ હંમેશનું હંમેશ એનું એ ! ચાંદનીનોય હવે તો કંટાળો આવે છે !'

દિવૌકસ મનમાં હસ્યો, પણ એ સમજી ગયો. રાજા હજી સમજ્યો નથી. કંટાળો, મનમાંથી આવે છે. વસ્તુમાંથી નહિ. એ વાત એને દિલમાં ઊગી નથી. અને એ એને કહેવી એનો કાંઈ અર્થ નથી. જ્ઞાનવાત મનમાંથી ઊગવી જોઈએ ! એટલે દિવૌકસે કહ્યું : 'એક બીજી ધરતી, આંહીથી બસો કોશ દૂર છે. ત્યાં તમારું મન શાંતિ પામશે. ત્યાં તમારું મન, તમે કહો છો તેમ ધરાઈ જશે.'

રાજાને તો પોતાના સૈન્યબળમાં શ્રદ્ધા હતી. પોતાનામાં શ્રદ્ધા હતી. પોતાના વિજયમાં શ્રદ્ધા હતી. એ તો વળી જે ઊપડ્યો તે બસો કોશ દૂરના પ્રદેશમાં પહોંચ્યો. એ પ્રદેશને પણ વશ કરતાં એને વાર લાગી નહિ. રાજાને આ પ્રદેશની મોહિની લાગી. આંહી તો એક દિવસમાં ત્રણે ત્રણ ઋતુઓ જોવા મળે. એટલે કોઈ એક ઋતુનો કંટાળો જ ન આવે. ચાંદની પણ બારે માસ રહે અને ચાંદની ખીલે તેમ તેમ સુગંધની માત્રા પણ વધતી જાય !

ધરતીમાંથી બારે મહિના ધાર્યાં ફળફળાદિ મળે. એક ઋતુનાં ફળ બીજી ઋતુમાં ન મળે એવી વાત જ આંહી નહિ !

આ ધરતીએ તો રાજાને મોહિની લગાડી. એને પણ થયું કે આંહી એનું દિલ શાંતિ અનુભવી રહ્યું છે અને આંહી આનંદ જણાય છે. પણ માણસનું મન કોને કહે ? છેવટે રાજાને આંહી પણ પાછો કંટાળો આવવા લાગ્યો !

એટલે વળી એ તો દિવૌકસ પાસે ગયો. જઈને એને કહ્યું કોઈ એવી ભૂમિ નથી ?—જ્યાં મન બસ ધરાઈ જ જાય. કાંઈ ઇચ્છે જ



નહિ. અશાંતિ આવે નહિ.

દિવૌકસે કહ્યું : 'આ વખતે તમને એવી ભૂમિ બતાવું. એ ભૂમિનું નામ છે કલ્પભૂમિ. ત્યાં તો તમે જે ઇચ્છો તે તરત મળે. તમારે માત્ર ઇચ્છા જ કરવાની! ત્યાં તમને મજા પડશે. આંહીથી સીધા પૂર્વ દિશામાં માત્ર પચાસ કોશ દૂર જ એવી ભૂમિ છે!'

રાજાને મનમાં થયું કે આવી ભૂમિ હોય તો તો એનો બેડો પાર. એ બેઠો બેઠો પોતાને જે ઇચ્છા થાશે તે માગશે. અને માગતાં જ વસ્તુ હાજર! પછી એ ભૂમિમાંથી બીજે જાય—એ તો મૂરખ હોય!

રાજાને આ કલ્પભૂમિની વાત મનમાં ગમી ગઈ. એ તો ત્યાં ગયો. અને ત્યાં તો એને એવો આનંદ લાગવા મંડયો કે ન પૂછો વાત. દિવસમાં સો વખત સો નવી ચીજો માગે—સોયે નવી ચીજો તરત હાજર થઈ જાય! રાજા તો ખુશ ખુશ થઈ ગયો.

એને ત્યાં તો જાણે ઇચ્છેલી વસ્તુઓનો વરસાદ વરસવા માંડયો!

પણ માણસનું મન! મન કેવું ચંચળ છે? થોડાંક વર્ષો વીત્યાં ત્યાં માન્ધાતા રાજાના મનમાં કોણ જાણે કયાંથી આ બધી ચીજો મેળવવા છતાં એક પ્રકારની જીવન પ્રત્યેની નફરત આવી ગઈ! વળી એને કંટાળો લાગવા મંડયો! એને થયું આ તે કેવું, નહિ કોઈ લફરું, નહિ મહેનત કરવી, નહિ કાંઈ કોઈ વાતમાં રસ લેવો, નહિ કાંઈ જાણવું—બસ ઇચ્છવું, અને ઇચ્છા સાથે જ વસ્તુ મળે. આ તો થાક લાગે તેવું!

આપણને આપણી ઇચ્છાનો જ કંટાળો આવે! એટલે વળી એ તો દિવૌકસ પાસે ગયો.

દિવૌકસે પૂછયું : 'કેમ મહારાજ! હવે વળી શું છે?'

માન્ધાતા રાજાએ જવાબ વાળ્યો : 'આ તો ભારે કંટાળાભરેલું જીવન. ઇચ્છો તે મળે, ઇચ્છા કરો તે આવે. એમાંથી તો હવે મને, મારી ઇચ્છાઓનો જ થાક ચડયો છે!'

'ઇચ્છાઓનો થાક ચડયો છે મહારાજ? ખરેખર? તો તો મારે જે તમને કહેવું હતું તે તમે તમારી મેળે જ પકડી લીધું. મારે પણ મહારાજ! તમને એ જ કહેવું હતું, કે જ્યાં સુધી તમે ઇચ્છા કરશો ત્યાં સુધી તમને નહિ શાંતિ મળે, નહિ સુખ દેખાય. એ ઇચ્છા ઘટતી જાય—ત્યારે તમને અનુભવ થશે કે ઇચ્છાઓ ઘટે છે, તેમ સુખ વધે છે. સુખ–શાંતિ રહે છે ત્યાં, જ્યાં નવી નવી ઇચ્છાઓ જન્મતી નથી!

'જ્યારે તમને મનમાં થશે કે મળે તો ય વાહ વાહ! અને ન મળે તોય વાહ વાહ! ત્યારે તમને લાગશે કે આવું મન હોવું એનું નામ જ સુખ છે. સુખ એ કોઈ જુદો પદાર્થ નથી!'

રાજા માન્ધાતા હવે દિવૌકસની વાતને સમજી શકયો. એ સમજયો કે ઇચ્છાઓ તો અનંત છે. એની પાછળ દોડનારો પોતે જ છેવટે થાકી જાય છે!

એ ઇચ્છાઓને એક પછી એક છોડી દેનારો જ સુખનો અનુભવ મેળવે છે. સુખ એ અનુભવવાની વસ્તુ છે, મેળવવાની નહિ.





કૃષ્ણ કૃપલાણી

# પ્રજ્ઞાપુરુષ ડૉ. રાધાકૃષ્ણન્

ભારતના નવા રાષ્ટ્રપતિ તરીકે એક ફિલસૂફ-વિદ્વાન આવ્યા છે એ ભારતનું સુભાગ્ય કહેવાય. તેમના નિકટના સમાગમમાં આવેલા લેખકે લખેલા આ અંગ્રેજી લેખનો ગુજરાતીમાં **શ્રી પરમાનંદ કાપડિયાએ** અનુવાદ કરેલ છે...

જ્યાં સુધી ઋષિજન (ફિલસૂફ) રાજ્યકર્તા બનશે નહિ ત્યાં સુધી, પ્લેટો આજથી બે હજાર વર્ષ પહેલાં ભાખી ગયો છે તે મુજબ, શહેરો અથવા રાષ્ટ્રો આન્તર્ગત અનિષ્ટોથી મુક્ત બની શકશે નહિ. સાધારણ રીતે જોવામાં આવે છે તે મુજબ, પ્લેટોનું આ વિધાન જરૂર અત્યુક્તિપૂર્વકનું છે, પણ આ પ્રજ્ઞાસંપન્ન અને પ્રશાન્તવદન દ્રષ્ટાની અતિશયોક્તિમાં સત્યનું હાર્દ છુપાયેલું છે.

જે રાજ્યમાં રાજકીય સત્તા અને તાત્વિક જીવનદૃષ્ટિ વચ્ચે સંઘર્ષ ચાલતો હોય તે રાજ્યમાં શાંતિ લાંબો વખત ટકી ન શકે—શાંતિમાં વૃદ્ધિ થવાની તો આશા જ કેમ રખાય ? આ વિચાર સામે કોણ વાંધો ઉઠાવી શકે તેમ છે ? રાજકારણી સત્તા અને તાત્વિક જીવનદૃષ્ટિ બન્ને વચ્ચે કેમ સંવાદ ઊભો થાય, બન્ને એકમેકને કેવી રીતે બળવત્તર બનાવે અને બન્ને વચ્ચે કેમ અથડામણ થવા ન પામે—આ આજની એક મોટી સમસ્યા છે. અલબત્ત, પ્લેટો તો આ બન્ને બાબતો એક જ વ્યક્તિમાં સંમિલિત હોય એવી આશા સેવતો હતો.

પણ માનવી જીવનને હેતુયુક્ત અને અર્થસભર બનાવે એવાં અન્તિમ મૂલ્યો વિશે શાન્તિથી, સમભાવથી વિચાર કરવાની—તે ઉપર પોતાનું ધ્યાન એકાગ્ર કરવાની— આજના ધમધમાટ ભરેલા, સતત અસ્વસ્થ બનાવતા રાજકારણમાં દટાયલા કયા રાજકીય પુરુષને અવકાશ છે ?

આજની અપૂર્ણ દુનિયામાં આપણે વધારેમાં વધારે એટલી જ આશા રાખી શકીએ કે ભલે આ બે તત્વો એક જ વ્યક્તિમાં સંમીલિત ન હોય, પણ જો રાજકીય સત્તા ધારણ કરતી અને પ્રજ્ઞાના ઉત્કર્ષ વડે શોભતી એવી ભિન્ન ભિન્ન વ્યક્તિઓનો સહયોગ થાય, અને બન્ને સાથે મળીને પ્રજાજીવનનું ઘડતર કરે તો રાષ્ટ્રની શાંતિ અને શ્રેય જરૂર સુરક્ષિત બને.

પ્રાચીન ભારત ઉપર સત્તારૂઢ રાજાઓ ઋષિમુનિની કે સુદૂરદર્શી પુરોહિતની અવારનવાર સલાહ લેતા અને એ રીતે એ રાજા ઉપર ઋષિમુનિનું કે વિદ્વાન પુરોહિતનું એક પ્રકારનું નિયંત્રણ રહેતું. આજના નવા અને લોકશાસિત ભારતે ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણનના વ્યક્તિત્વમાં મૂર્તિમન્ત થઈ રહેલા સર્વોત્કૃષ્ટ ઋષિજનનો રાષ્ટ્રપતિપદાર્પણપૂર્વક આદર કરીને ઉપર જણાવેલી પરંપરાને નવું જીવન આપ્યું છે. ભારતના ભાગ્યવિધાતાના સ્થાને ઊભેલા નેહરુ અને રાધાકૃષ્ણનના સહયોગમાં પ્લેટોની પરિભાષા મુજબ રાજકારણની મહત્તા અને તત્ત્વલક્ષી પ્રજ્ઞાના સહયોગનું આપણને દર્શન થાય છે.

આજના રાષ્ટ્રવિધાતા નેહરુમાં તાત્વિક દર્શન પ્રત્યે આદર દાખવવા જેટલી સમજણ છે; તત્ત્વજ્ઞ રાધાકૃષ્ણનમાં પોતાના જ્ઞાન અને સમજણને દેશના ચરણે ધરવા જેટલી વ્યવહારદક્ષતા છે. તેમના વ્યક્તિગત અધિકારભેદ મુજબ તેમની વ્યક્તિગત સિદ્ધિ એકમેકની પૂરક છે.

ભારતના ભૂતકાળના અમૂલ્ય વારસાની રાધાકૃષ્ણન્ રક્ષા કરે છે. નેહરુ ભારતના ભાવી ઉત્કર્ષનું સુચારુ નિર્માણ કરે છે. રાષ્ટ્રની સીમા વટાવીને દુનિયાના છેડા સુધી જે વિસ્તરી રહેલ છે તેવી વ્યાપક સહાનુભૂતિની સંવેદના બન્નેના દિલમાં એકસરખી ધબકી રહી છે. તેમના ચિત્તમાં માનવતાને પ્રથમ સ્થાન છે, અંગત માન્યતાઓ ગૌણ સ્થાને છે. ભારતનો સમાજવાદ પાશ્ચાત્ય સમાજવાદમાં રહેલી કટુતાને ઋજુ બનાવે છે. ભારત માટે એક જ માર્ગ છે. નથી અમેરિકન માર્ગ નથી રશિયન માર્ગ, પણ માત્ર



માનવતાલક્ષી એવો એક જ સત્ત્વગુણપ્રધાન ભારતીય માર્ગ છે.

રાધાકૃષ્ણન્ કેવળ વેદાન્તી તત્ત્વચિંતક નથી. તે કરતાં તેઓ અતિ વિશેષ છે. દક્ષિણ ભારતની કોઈ એક કૉલેજના કલાસ-રૂમમાં એક લેક્ચરર—વ્યાખ્યાતા—તરીકે તેમણે જીવનની શરૂઆત કરેલી. સમયના વહેણ સાથે તેઓ મહત્તા અને પ્રતિષ્ઠાના એ શિખરે પહોંચી શક્યા જાણે કે આખી દુનિયા તેમના માટે એક કલાસરૂમ જેવી બની ગઈ છે, તેમના મોઢામાંથી નીકળતા વાણીપ્રવાહને આખી દુનિયા આદરપૂર્વક—ભાવપૂર્વક ઝીલી રહી છે. તેમના ભારતીય સમકાલીનો ગાંધી, ટાગોર, અરવિંદ ઘોષ અને નેહરુ શરૂઆતના શિક્ષણ માટે પરદેશ ગયા હતા તેમ રાધાકૃષ્ણન્ નાની ઉમ્મરે પરદેશ ગયા નહોતા. અને જ્યારે તેઓ પરદેશ ગયા ત્યારે તેમને સાંભળવા જ પડે એવી આંતરરાષ્ટ્રીય પ્રતિભા તેઓ પ્રાપ્ત કરી ચૂક્યા હતા. દુનિયા તેમને સમજી શકે, ઝીલી શકે એવી તેમની વાણી છે; કારણ કે પૂર્વ અને પશ્ચિમની વિચારસરણીમાં જે કાંઈ ઉત્કૃષ્ટ છે, ગ્રહણ કરવા યોગ્ય છે, તેને તેમણે પચાવી લીધું છે. ડાંગરમાંથી કે ફુંડામાંથી અનાજને જુદું પાડવાની ગૂઢ તત્ત્વવિદ્યામાં સાચી સમજણ તારવવાની તેમનામાં વિશ્લેષણાત્મક બક્ષિસ છે અને તેથી તેમની વૈચારિક પ્રક્રિયા શાબ્દિક તર્કવાદના ગૂંચળામાં કદી પણ ગૂંચવાઈ જતી નથી. તેઓ ઊંડી સમજણની વાતો લોકોને સુગમ બને એ રીતે સાવ સાદા આકારમાં રજૂ કરે છે. તેઓ એક જ સત્યને દરેક ધર્મમાંથી તારવે છે, લોકોની સામે ધરે છે; 'વિશેષ'ના ગૂંચવાડામાં ગુમ થયેલા એવા 'સમાન્ય' તરફ તેઓ સચોટપણે અંગુલિનિર્દેશ કરે છે. તેઓ એવા કોઈ તત્ત્વવિવેચક નથી કે જેમના વિષે વૉલ્ટરે લખ્યું છે કે, 'જ્યારે જેને ઉદ્દેશીને તમે કંઈ કહી રહ્યા હો તે માણસ તે સમજી શકતો ન હોય અને તમે જે બોલી રહ્યા હો તે તમે પોતે જ સમજતા ન હો—આવી જે વાણી તેનું નામ metaphysics છે, તત્ત્વવિદ્યા છે.'

પૌર્વાત્ય કે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનું તેમનું અધ્યયન પાયાનાં એ મૂલ્યોના સંશોધનને અનુલક્ષીને હોય છે કે જે માણસના આત્માને પોષણ આપે છે અને સમૃદ્ધ બનાવે છે. તેમણે આ મૂલ્યો બધા ધર્મોમાંથી તારવીને દેખાડ્યા છે, જો કે આ મૂલ્યોની વેશભૂષા ધર્મે ધર્મે ભિન્ન પ્રકારની હોય છે અને તેની સાથે અગમનિગમની કેટલીક વિચિત્ર ગૂઢ વાતો પણ સંકળાયલી હોય છે. તેમના માટે 'ધર્મ કોઈ માન્યતાનો કે નક્કી કરેલા નીતિધોરણનો વિષય નથી, પણ વસ્તુતત્ત્વના દર્શનનો—ઊંડી સૂઝનો—વિષય છે,' અને જે સર્વધર્મના મહાન પયગમ્બરો અને રહસ્યવાદીઓ જાણતા તેમ જ જણાવતા આવ્યા છે.

ધર્મોના તુલનાત્મક અભ્યાસમાં આજે જે વિકાસ સધાયો છે તે વિકાસ રાધાકૃષ્ણને એ ક્ષેત્રમાં કરેલા કાર્યને ઘણા મોટા ભાગે આભારી છે. તેમના સાઠમા જન્મદિને અનેક દેશોના કેટલાયે આગેવાન તત્ત્વવેત્તાઓએ 'Comparative Studies in Philosophy' 'તત્ત્વજ્ઞાનના ક્ષેત્રમાં તુલનાત્મક અધ્યયનો'—એ વિષય ઉપર એક ગ્રન્થ તૈયાર કરીને તેમને ભેટ આપ્યો હતો, જેમાં યુગના 'Master-Mind'—'અગ્રગમ બુદ્ધિશાળી માનવી' એ વિશેષણથી તેમને નવાજવામાં આવ્યા હતા.

ધર્મના ક્ષેત્ર માફક રાજકારણના ક્ષેત્રમાં પણ તેઓ જાતજાતના સંઘર્ષો અને વાદવિવાદની ગૂંચવણથી હમેશાં પર—ઉપર—રહ્યા છે. આધુનિક યુગના તેઓ એક મહાન સમન્વયવિધાતા છે. પુદ્ગળ અને જીવ વચ્ચેનો પરંપરાગત વિરોધ અવાસ્તવિક છે એમ તેઓ સમજાવે છે. વૈજ્ઞાનિક દૃષ્ટિને તેઓ આવકારે છે અને વૈજ્ઞાનિક સંશોધન અને આધ્યાત્મિક દર્શન વચ્ચે, બુદ્ધિની એકધારી તર્કપરંપરા અને ગૂઢલક્ષી સાક્ષાત્કારની રોમાંચક નિશ્ચિતતા વચ્ચે તેમને કોઈ અથડામણ કે વિરોધ દેખાતો નથી.

હિન્દુધર્મનું તેમનું નિરૂપણ માનવજાતની આકાંક્ષાઓને પોતામાં સમાવિષ્ટ કરે છે. ગાંધી અને ટાગોર માફક તેમની રાષ્ટ્રનિષ્ઠા કોઈ ભૌગોલિક મર્યાદાઓને

સ્વીકરતી નથી, તે વડે મર્યાદિત બનતી નથી. તેમનો માનવતાવાદ બધા વાદોને પડકારરૂપ છે.

આ બધું તેઓ સરળપણે અને બીજાને પ્રતીત થાય તે રીતે કરી શકે છે, કારણ કે મહત્ત્વની બાબતોને પકડી પાડવાની તેમનામાં અસાધારણ બક્ષિસ છે, અને પોતાના વિચારોને વિશદ આકારમાં રજૂ કરવાની તેમનામાં અપૂર્વ કુશળતા છે.

ઉપનિષદ ઉપર કે લાઓત્સે ઉપર, બુદ્ધ કે ઈશુ ખ્રિસ્ત ઉપર, સોક્રેટીસ કે ગાંધી ઉપર તેઓ બોલતા હોય, ત્યારે તે મહાપુરુષોના ઉપદેશોમાં રહેલા સર્વસ્પર્શી અને અવિનાશી સત્યોને, જરા પણ ક્ષતિ ન પહોંચે તેવી ચોક્કસાઈથી તેઓ આગળ ધરે છે અને માનવજાતના સર્વસાધારણ વારસા રૂપ તે સત્યોને સમન્વયપૂર્વક સુગ્રથિત કરે છે.

રવીન્દ્રનાથ ટાગોરે તેમની ઊંડી સૂઝના, અને તેમની પ્રસાદપૂર્ણ નિરૂપણશૈલીના વખાણ કર્યા હતા અને 'તમારી આશ્ચર્યજનક વક્તૃત્વશક્તિ અને વિચારોની મૌલિકતા' માટે તેમને ધન્યવાદ આપ્યા હતા. જ્યારે 'ગૌતમ બુદ્ધ' ઉપર તેમણે બ્રિટિશ એકેડેમી—આયોજિત ભાષણ આપ્યું હતું ત્યારે એ સભાના પ્રમુખે 'By a master mind on a master mind' —'એક લોકોત્તર પુરુષ ઉપર અન્ય લોકોત્તર પુરુષ'થી અપાયલા ભાષણ તરીકે તે ભાષણને વધાવ્યું હતું.

૧૯૬૧ના નવેમ્બર માસમાં ટાગોરની જન્મશતાબ્દિ ઊજવવા માટે દિલ્હી ખાતે ભરાયેલી આંતરરાષ્ટ્રીય સાહિત્યિક પરિષદમાં તેઓ પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. તેમાં ઘણા નામી લેખકોએ વ્યાખ્યાનો આપ્યાં હતાં અને આ વ્યાખ્યાતાઓમાં આલ્ડુઅસ હક્સલી, સર ઈસૈયાહ બર્લિન અને અમેરિકન કવિ લુઈ અન્ટર મેયરનો સમાવેશ થતો હતો. રાધાકૃષ્ણન્ છેવટે કશી પણ પૂર્વ તૈયારી સિવાય બોલ્યા હતા અને આગળનાં વક્તાઓની તેમણે ભારે સચોટ અને સુવિશદ આલોચના કરી હતી.

બીજે દિવસે સવારે, રાધાકૃષ્ણનના સરળ વિચારપ્રવાહ અને અંગ્રેજી ભાષા ઉપરના વિસ્મયજનક પ્રભુત્વ વડે પોતે કેટલા પ્રભાવિત બન્યા હતા તેનો આલ્ડુઅસ હક્સલીએ આ લેખકને ખ્યાલ આપ્યો હતો. પછી આગળ ઉપર તેમણે લખ્યું હતું કે, 'હું ઈચ્છું છું કે રાધાકૃષ્ણન્ માફક એક પછી એક સરતા જતા પૂર્ણ વાક્યો દ્વારા મારા વિચારો હું રજૂ કરી શકું. તેમની આ શક્તિને ઈશ્વરદત્ત બક્ષિસ તરીકે જ વર્ણવી શકાય.'

તેમના આવેગબંધ વહેતા વાક્પ્રવાહને લીધે તેમ જ વિશદતાપૂર્ણ અને પ્રસાદમય શાબ્દિક અભિવ્યક્તિના કારણે તેમનામાં વિચારોનું ઊંડાણ નથી એવો તેમના વિષે આ દેશમાં કમનસીબે કેટલાક ટીકાકારો તરફથી એક અત્યંત ખોટો ભ્રમ ઊભો કરવામાં આવ્યો છે. કારણ કે આપણે ત્યાં ઘણી વાર વાણીની અગમ્યતાને વિચારોના ઊંડાણ સાથે જોડવામાં આવે છે. પણ આવો ભ્રમ સેવનારા ભૂલી જાય છે કે, દુનિયાના ઉત્કૃષ્ટ કોટિના તત્ત્વવેત્તાઓનું—પ્લેટો, શંકર, હ્યુમ, બ્રેડલી, બર્ગસનનું—વિચારનિરૂપણ જેટલું વિશદ છે તેટલું જ તેમના ચિંતનમાં ઊંડાણ રહેલું છે.

કેટલાએક ટીકાકારોએ તેમનામાં મૌલિકતાનો અભાવ હોવાનો આક્ષેપ કર્યો છે, કારણ કે, તેઓ કોઈ intellectual antics નો—અન્યને ચકિત કરે એવી બૌદ્ધિક યુક્તિ-પ્રયુક્તિઓનો કદી ઉપયોગ કરતા નથી, અને જૂના ક્લાસિકલ—ચિન્તનગંભીર—વિચારકો માફક પોતાના વિચારો દર્શાવવા માટે પોતાને મળેલા સાંસ્કૃતિક તાત્ત્વિક વારસાનો તેઓ ચાલુ ઉપયોગ કરે છે, તે દ્વારા પોતાના વિચારો રજૂ કરે છે. ગાંધીજીએ અનેક વાર કહ્યું છે તે મુજબ સત્ય હિમાલય જેટલું પુરાણું છે. વ્હાઈટહેડે કહ્યું છે કે, 'પશ્ચિમનું આખું તાત્ત્વિક સાહિત્ય પ્લેટોના તત્ત્વચિંતન ઉપર ફૂટનોટ —પાદટીપ—જેવું છે.' એક જ સત્યને દરેક યુગમાં થતા નવીન અનુભવોની પરિભાષામાં નવી રીતે નિરૂપિત કરવાનું રહે છે. કોઈ પેટન્ટ ઔષધ કે નવી શોધાયેલી વૈજ્ઞાનિક સગવડ માફક સત્ય કોઈ તદ્દન નવી

શોધની વસ્તુ છે જ નહિ. 'An Idealist View of Life' એ નામે પ્રસિદ્ધ થયેલા ૧૯૩૨માં રાધાકૃષ્ણને આપેલા હિબર્ટ લેકચર્સનું—હિબર્ટ વ્યાખ્યાનોનું—અવલોકન કરતાં અંગ્રેજ વિચારક અધ્યાપક જે. એચ. મુરહેડે લખ્યું છે કે :—

'જે વિચારસરણી આ પુસ્તકમાં રજૂ કરવામાં આવી છે તેમાં કશો મૌલિકતા નથી એમ તેઓ નમ્ર ભાવે જણાવે છે. પણ કાવ્યની માફક ફિલોસોફીમાં પણ કથાની નવીનતામાં નહિ, તેમ જ તેને રજૂ કરવામાં અમુક બાબતને ઉઠાવ આપી બહાર લાવવી અને અમુક બાબતને ગૌણ બનાવી પાછળ ધકેલવી આ પ્રકારની પદ્ધતિમાં નહિ, પણ જે ઊંડાણથી તેના હાર્દને પકડવામાં આવ્યું હોય અને વિગતો ઉપર તેનું વર્ચસ્ સ્થાપવામાં આવ્યું હોય તે ઊંડાણમાં જો મૌલિકતા રહેલી હોય તો તેમના આ પુસ્તકમાં એ મૌલિકતાની લેશ માત્ર ઉણપ નથી.'

રાધાકૃષ્ણન્ એક છે, અનન્ય છે—આ હકીકતથી વધારે બળવાન બીજો શું પુરાવો રાધાકૃષ્ણનની મૌલિકતા વિષે આપવાની જરૂર છે?

જ્યારે તેમને ભારતના એલચી તરીકે મોસ્કો મોકલવામાં આવ્યા હતા ત્યારે અનેક રાજકારણી પુરુષો માથું ખંજવાળતા હતા અને નેહરુની આ પસંદગી ડહાપણભરી છે કે કેમ એ વિષે શંકા વ્યક્ત કરતા હતા. એક આદર્શવાદી તત્ત્વદર્શનના નિરૂપકને કેવળ ભૌતિકવાદને વરેલા દેશમાં શી રીતે ફાવવાનું હતું? સ્ટેલીન જેવા કઠણ કાઠાના પુરુષ ઉપર કેવળ એક ફિલસૂફ જેવો આદમી શું અસર પાડી શકવાનો હતો? આમ તેઓ વિચારતા હતા.

પણ એ કઠોર દિલનો ડિકટેટર—સરમુખત્યાર—આ પ્રેમાળ તત્ત્વચિંતક ઉપર મુગ્ધ બન્યો હતો અને રાધાકૃષ્ણને મોસ્કો છોડયું તે પહેલાં તેમણે બે દેશો વચ્ચે મૈત્રીભરી સમજુતીનો પાયો નાખ્યો હતો. રશિયાના લોકો આ મિત્રભાવપ્રેરિત ઋષિજનને હજુ પણ સદ્ભાવપૂર્વક યાદ કરે છે, એ ઋષિજન કે જેણે ક્રેમલિનની કઠોર દિવાલોની છાયા નીચે રહીને ઉપનિષદ ઉપર આલોચના લખી હતી.

જ્યારે ભારતના પ્રથમ ઉપ-રાષ્ટ્રપતિ તરીકે નીમાઈને તેઓ ભારત ખાતે પાછા ફર્યા ત્યારે નેહરુના પક્ષના ઘણા લોકોને આશ્ચર્ય થયેલું કે, આ માન માટે કોઈ વયોવૃદ્ધ કોંગ્રેસીની શા માટે પસંદગી કરવામાં આવી નહિ હોય! પણ પરિણામોએ નેહરુની દીર્ઘ દૃષ્ટિને અનેક રીતે સાર્થક પૂરવાર કરી છે. ઉપરાષ્ટ્રપતિના પદથી રાધાકૃષ્ણનની પ્રતિષ્ઠામાં વધારો થયો છે તે કરતાં ઉપરાષ્ટ્રપતિના પદને રાધાકૃષ્ણને વધારે પ્રતિષ્ઠા આપી છે એમ કહેવું વધારે ઉચિત છે.

રાષ્ટ્રના નવા બંધારણ નીચે આ પદાધિકારનું પહેલી જ વાર નિર્માણ કરવામાં આવ્યું હતું અને ઘણા જુનવાણી રાજનીતિજ્ઞો આ પદાધિકારને બિનજરૂરી, બહુ બહુ તો કોઈ અસંતુષ્ટ વયોવૃદ્ધ રાજપુરુષને બોલતો બબડતો બંધ કરવાની એક ગોઠવણ સમાન લેખતા હતા. પણ રાધાકૃષ્ણને એ પદને એવી સમર્થ રીતે શોભાવ્યું છે કે ઉપ-રાષ્ટ્રપતિ સિવાયના દિલ્હીની કલ્પના કરવી હવે મુશ્કેલ છે.

રાજ્યસભાના પ્રમુખ તરીકે ભારતની પાર્લામેન્ટના ઉપલા ધારાસભાગૃહમાં ચાલેલી અનેક ગરમાગરમ ચર્ચાઓ દરમિયાન તેમણે ધારાસભાનું સંચાલન કર્યું છે. તેમના ન્યાયયુક્તપણાએ અને મક્કમતાએ, તેમની ધીરજે, દક્ષતાએ અને વિનોદશીલ વૃત્તિએ તેમને રાજ્યસભાના બધા પક્ષોની ચાહના અને આદરના પાત્ર બનાવ્યા છે. તેઓ કોઈ પણ રાજકીય પક્ષ સાથે જોડાયેલા નથી અને તેથી બધા પક્ષો પોતાના હક્કોના રક્ષક તરીકે તેમને માન આપે છે.

પાર્લામેન્ટમાં કે જાહેર વ્યાસપીઠ ઉપર, તેઓ કોઈ પણ પક્ષ કે કાર્યક્રમના કદી પણ પુરસ્કર્તા બન્યા નથી. પણ જેના પાયા ઉપર સર્વ સુરાજ્યો અને શુભ જીવનવ્યવહાર આધારિત હોવા ઘટે છે તે સમ્યક્ વર્તનના મૌલિક સિદ્ધાંતોના તેઓ સદા સમર્થક રહ્યા છે.

તેઓ ભારતીય પ્રજાના પ્રજ્ઞાપુરુષ છે. તેમની પ્રજ્ઞા અને વ્યાખ્યાનપટુતાએ પરદેશમાં ભારતની પ્રતિષ્ઠાને વધારી છે અને જ્યાં જ્યાં તેમણે પ્રવાસ કર્યો છે ત્યાં ત્યાં તેમણે પોતાના દેશ માટે ઊંડા સદ્‌ભાવની કમાણી કરી છે. તેમના અંગત જીવનમાં તેઓ સાદા, સરળ, નિખાલસ અને વિનમ્ર છે. તેઓ પોતાના અધિકારના બોજાનું પોતાના જ્ઞાનના બોજ માફક હળવા દિલે અને મનોહર રીતે વહન કરે છે. તેમને પ્રત્યક્ષ મળવા માટે એક ખંડમાંથી બીજા ખંડમાં અને તેમાંથી ત્રીજા ખંડમાં એમ એક પછી એક ખંડો ઓળંગવા પડતા નથી. કોઈ અનેક ખાનાવાળું ભભકાબંધ વિશાળ ટેબલ અને એ ઉપર ગોઠવાયેલી 'top secret' 'અતિ ખાનગી' ફાઈલોનો ઢગલો મુલાકાત લેવા આવનારને ગભરાવી મૂકતાં નથી. તેઓ મોટા ભાગે બિછાનામાં પડ્યા પડ્યા કામ કરે છે. અને આ બિછાના ઉપર ચોપડીઓ અને લખાણો અને થોડી ફાઈલો ખેરવિખેર જ્યાં ત્યાં પડેલી હોય છે.

એક અનૌપચારિક મુલાકાતી તરીકે તેમને આ રીતે મળવું એ જીવનનો એક લહાવો છે. તેઓ પગ લાંબા કરીને પૂરી મોકળાશથી બિછાનામાં પડેલા અથવા બેઠેલા હોય છે અને એક સાદું ધોતિયું અને ખમીસથી તેમનું શરીર ઢંકાયેલું હોય છે. તેમનું ભવ્ય વિશાળ કપાળ આવનારનું એકાએક ધ્યાન ખેંચે છે, જાણે કે તેમનો સઘળો સમય તમારા હવાલે હોય એવા મુક્ત મને તેઓ તમને મળે છે અને તમારી સમકક્ષાના હોય એવી સરળતાથી તમારી સાથે તેઓ વાતો કરે છે. તમને કોઈ મુશ્કેલી હોય તો તેઓ તમને શાંતિથી સાંભળે છે અને તટસ્થભાવે તમને સાચી અને જરૂરી સલાહ આપે છે. તેઓ ખાસ કરીને કારણ સિવાય કોઈ ગંભીર વાતો કરતા નથી કે મુલાકાતી ઉપર જરૂર વિનાનો ઉપદેશ લાદતા નથી. ઊંચા આદર્શો ધરાવવા છતાં તેઓ કદી સચ્ચાઈની શેખી કરતા નથી કે પોતાની માન્યતાઓ વિષે કદી વધારેપડતો આગ્રહ દાખવતા નથી. તેમનું ચોતરફ બહુમાન થવા છતાં દેખાવ કરવાની કોઈ વૃત્તિ તેમનામાં દેખાતી નથી. તેઓ ગંભીર તત્ત્વજ્ઞાની છે, મહાન પંડિત છે અને કુશળ રાજપુરુષ છે, પણ એ બધાંની પાછળ એક અત્યંત મધુર, સ્નેહાર્દ્ર, પ્રશમ-રસનિમગ્ન માનવીનું આપણને દર્શન થાય છે. મધુર માનવતા એ જ રાધાકૃષ્ણનનું સાચું સ્વરૂપ છે.

['પ્રબુદ્ધ જીવન'ના સૌજન્યથી]



હજરત મહમદ સાહેબ પાસે એક દિવસ એક ગરીબ માણસે આવીને મદદની માગણી કરી. થોડીવાર ચૂપ રહીને વિચાર કરીને હજરતે કહ્યું: 'તારી પાસે કંઈ કંઈ ચીજો છે?'

'મારી પાસે એક કોથળો છે જેનો અડધો ભાગ હું ઓઢું છું અને એક પ્યાલો છે જેનાથી હું પાણી પીઉં છું.' ગરીબે કહ્યું. હજરત સાહેબ બોલ્યા: 'જા એ પ્યાલો અને કોથળો લઈ આવ.'

એ ગરીબ પ્યાલો અને કોથળો લઈ આવ્યો એટલે હજરત સાહેબે બે દિરહમમાં એનું લીલામ કર્યું અને એ દિરહમ એને આપતાં કહ્યું: 'એક દિરહમનું અનાજ લઈને ઘરમાં મૂકજે અને બીજાની કુહાડી ખરીદીને મારી પાસે લાવજે.'

એ ગરીબ જ્યારે કુહાડી ખરીદી લાવ્યો ત્યારે હજરતસાહેબે કહ્યું 'જા, લાકડાં કાપી કાપીને વેચ અને પંદર દિવસ સુધી મારી પાસે ન આવતો.'

પંદર દિવસ પછી એ ગરીબ આવ્યો ત્યારે તેની કમાણીના દસ દિરહમ હજરત સાહેબનાં ચરણોમાં ધરીને એક બાજુ ઊભો થઈ રહ્યો. હજરત સાહેબ મલક્યા રહ્યા અને આમ ને આમ પુરુષાર્થવાળું જીવન વીતાવવાનું પ્રોત્સાહન તેને આપ્યું.



ડૉ. જયંતી ઠાકોર

# દાંતની સંભાળ

આપણા શરીરમાં મહત્ત્વના ગણાતા દાંત વિષે આપણને કશી જ ખબર નથી હોતી તે આ મહત્ત્વનો લેખ વાંચતાં સમજાય છે દાંતના દાક્તર તરીકેનો બહોળો અનુભવ, જર્મની જઈ ને એ અનુભવને વધુ વિસ્તૃત બનાવનાર જાણીતા દાક્તર અહીં દાંતની સંભાળ વિષે ઉપયોગી માહિતી આપે છે.

આજ સુધીમાં દાંતની સંભાળ વિષે ઘણું ઘણું કહેવાયું હશે અને લખાયું પણ હશે. દરેકે પોતાની દૃષ્ટિ અને અનુભવ મુજબ જરૂરી સૂચનો કર્યા હશે. આવાં સૂચનો અમૂલ્ય હોવા છતાં સામાન્ય માણસો સુધી તે પહોંચી શકતાં નથી. કારણ કે, હિંદની મોટા ભાગની વસ્તી તો અભણ છે. સાવ નિરક્ષર છે, અને અજ્ઞાનતાના કૂપમાં એટલી ડૂબેલી છે કે એમને આ બધી બાબતોમાં જરાયે રસ નથી. એ સાથે સાથે એ પણ હકીકત છે કે આજે હિંદની મોટા ભાગની વસ્તી એટલી બધી ગરીબ છે કે એમને જીવનનિર્વાહ મેળવવા માટે અર્ધ ગુલામ જેવી સ્થિતિમાં રહેવું પડે છે. પૂરતા પોષણના અભાવે તેમજ તેમનાં ટૂંકાં સાધનોમાં પોષક તત્ત્વો કેવી રીતે મેળવી શકાય તે જ્ઞાનના અભાવના કારણે, આજે સામાન્ય હિંદીઓની તંદુરસ્તી સાવ નંખાઈ ગઈ છે. છેલ્લાં ૨૦-૨૫ વર્ષમા દાંત કઢાવનારની સંખ્યા પહેલા કદાપિ ન હતી તેટલી વધી ગઈ છે.

દાંતને અંગે આજથી ૨૦ વર્ષ પહેલાં આજે જે રીતે ચર્ચા થાય છે કે રસ લેવાય છે તે રાતે કોઈ ખાસ રસ લેતું ન હતું. ને જો કોઈ વાત કરતું તો તેમને હસી કાઢવામાં આવતા. આજે તો હવે દરેક ઘરમાં આ વાત ચર્ચાય છે, ને દાંત બગડે નહીં તે બાબતમાં કંઈક ચોક્કસ માર્ગદર્શન મેળવવાનો યત્ન થઈ રહ્યો છે. દરેક પોતાના અનુભવના આધારે માર્ગદર્શન આપવાનો યત્ન કરે છે. આ પણ એક તેવો પ્રયત્ન છે, અને એ પ્રયત્ન એટલા માટે કરવામાં આવ્યો છે કે જ્યાં જ્યાં તે પહોંચી શકે ત્યાં ત્યાં જનતાને થોડો ઘણો પણ લાભ થાય.

દાંતને જો સૌથી પહેલાં કોઈ સાથે સબંધ હોય તો તે વ્યક્તિના મુખના દેખાવ સાથે છે. આપણે ૨।।-૩ વર્ષના બાળકનું મુખ જોઈએ ને સહજ રીતે તે આપણને ગમી જાય છે, કારણ કે કુદરતે એના મોંમાં ૨૦ દાંત સરસ રીતે ગોઠવી આપ્યા છે. આ દાંત એક સરખા અને સુંદર વર્તુલમાં ગોઠવાયેલા હોય છે ને તે ઉપરાંત એ મોતીના દાણા જેવા ચળકતા હોય છે. બાળક ૭ વર્ષ પૂરાં કરે છે ને સ્થાયી દાંત આવવા માંડે છે. આ વખતે દૂધિયા દાંત બાળકને ખબર ન પડે એ રીતે સ્થાયી દાંતને જગ્યા કરી આપે છે. કેટલીકવાર ચાવતાં ચાવતાં, કેટલીકવાર બોલતાં બોલતાં દાંત બાળકના મોંમાં કે હાથમાં આવી પડે છે. આ રીતે જેમના દૂધિયા દાંત ચાલ્યા જાય છે ને સ્થાયી આવે છે તેવા કિશોરોનું મુખ પણ આપણને જોવું ગમે છે, ને એના તરફ સ્વાભાવિક આકર્ષણ પણ થાય છે. કિશોર યુવાન બને તે પહેલાં જો બાકીના સ્થાયી દાંત સ્વાભાવિક રીતે આવી જાય તો આવા યુવાનનો ચહેરો સુડોળ, સપ્રમાણ ને સુંદર બને છે. આવો યુવાન બધાનું મન હરી લે છે ને સ્વાભાવિક રીતે એના તરફ બધાને એક પ્રકારનો ભાવ જન્મે છે.

ઉપર એક ચિત્ર આપણે જોયું. હવે બીજું જોઈ લઈએ. કુદરતે તો બાળકને ઉપર મુજબ ૨૦ દાંત એકસરખા સુંદર વર્તુલમાં આપ્યા. પણ આ દાંત સાચવી ન શકાય. દાંતમાં સડાની શરૂઆત થઈ. ને આ માટે જરૂરી સંભાળ ને સારવાર ન લેવાઈ એટલે સડો વધવા માંડ્યો. પરિણામે દાંત સડેલાં રહેશે. દાંત સડીને પડી જશે. ને દૂધિયા દાંત ન રહેવાથી સ્થાયી દાંત વાંકાચૂંકા આવશે, હડપચી સાંકડી થઈ જશે. આથી મુખ સપ્રમાણ, સુડોળ ને આકર્ષક બનતું નથી ને આપણને જે સહજ આકર્ષણ થવું જોઈએ તે થતું નથી. આ સ્થિતિમાં આપણે ઘણીવાર મુકાયા હોઈશું. પણ આવું શાથી બને છે તેની આપણને





માહિતી ન હોવાને લીધે સમજાતું નથી.

દાંતના બંધારણનો મુખ્ય આધાર વિટામિન્સ સી. ડી. (ચૂનો ને ફોસ્ફરસ) પર છે. બાળક દુનિયા જુએ તે પહેલાં ૧૧૨ દિવસથી દાંતના બંધારણનું કાર્ય શરૂ થાય છે. આ બંધારણમાં જરૂરી પદાર્થો પૂરા પાડવાનું કાર્ય પ્રત્યેક બાળકની માતા કરે છે. ને જો ગર્ભાવસ્થામાં માતાની તંદુરસ્તી સાચવવામાં ન આવે. માતાને સારો ખોરાક આપવામાં ન આવે, તો બાળકને સદા માટે હાનિ થાય છે. આ હાનિને પાછળથી કદાપિ પહોંચી વળાતું નથી. જન્મ બાદ પણ ૮થી ૧૦ માસ સુધી બાળકને પોતાની માના દૂધ ઉપર આધાર રાખવો પડે છે, ને ત્યારબાદ બહારથી આપવામાં આવતા ખોરાક ઉપર. આ વખતે જો એને સપ્રમાણ ખોરાક મળે તો જ તેના દાંતનું બંધારણ સારું થઈ શકે. બાળક જન્મે તે ૨૧ વર્ષની ઉંમર થાય ત્યાં સુધી તેના બંધારણનું કાર્ય ચાલે છે. જો બંધારણના કાર્ય વખતે સારા ને સપ્રમાણ પદાર્થો મળ્યા હોય તો દાંત ખૂબ સખત અને ચળકાટવાળા બને છે. આમ આખી દંતાવલીની રચના બરાબર થઈ હોય તો તે યુવાનને તેના શરીર ને મનના ઘડતરમાં ખૂબ ઉપયોગી થઈ પડે છે. સારી દંતાવલીને આધારે જ એ ખોરાકનું પાચન સારી રીતે કરી શકે છે, ને પરિણામે માનસિક ને શારીરિક આરોગ્ય પ્રાપ્ત કરે છે.

દાંત ઉપર નીચે એમ બે જડબામાં બેસાડેલા છે. એ પ્રમાણે બેસાડેલો દરેક દાંત બે ભાગમાં વહેંચાઈ જાય છે. સામાન્ય રીતે આપણે જે ભાગ મોંમાં જોઈએ છીએ એને ક્રાઉન કહે છે. મૂળને આપણે જોઈ શકતા નથી. તે જડબાબાં ગોઠવાયેલો બીજો ભાગ છે. દાંત જુદી જુદી પેશીઓનો બનેલો છે. ઈનેમલ, સિમેન્ટમ, ડેન્ટીન અને પલ્પ.

ઈનેમલ ખૂબ સખત ચળકતા પદાર્થનો બનેલો છે, જે દાંતના ક્રાઉનનું રક્ષણ કરે છે. આ ઈનેમલને એસિડ તરત જ નુકશાન પહોંચાડે છે. સિમેન્ટમ શરીરના બીજા હાડકા જેટલી જ મજબૂતી ધરાવે છે. ને તે મૂળનું રક્ષણ કરે છે. ડેન્ટીન દાંતને ઘાટ આપે છે ને તે હાથીદાંતને મળતો રંગ ધરાવે છે. પલ્પ દાંતના રોજબરોજના ઘસારાને પહોંચી વળવામાં મદદરૂપ થાય છે ને તે રક્તવાહિની, શિરા, જ્ઞાનતંતુ ને (લીમ્ફેટિકસનો) બનેલો છે.

દરેક વ્યક્તિને બે પ્રકારના દાંત આવે છે. પહેલા ૨૦ દાંતને આપણે દૂધિયા દાંત તરીકે ઓળખીએ છીએ અને બીજા ૩૨ દાંતને આપણે સ્થાયી દાંત કહીએ છીએ. દરેક દાંતને જુદી જુદી ફરજો બજાવવાની હોય છે. આથી તેમના આકાર પણ જુદા જુદા છે. મોંમાં આગળના ઉપર નીચેના ચાર ચાર દાંત ચપટા, પાવડા જેવા હોય છે. આવા ચપટા દાંત આપણે ખાસ કરીને ઘોડા, ગાય, ભેંસ વગેરેમાં જોઈએ છીએ. આ ચપટા દાંતને અડીને જે દાંત છે તેને 'રાક્ષસી' કહેવામાં આવે છે. ઉપર નીચે મળીને ચાર 'રાક્ષસી' છે. વાઘ, બિલાડી વગેરે જેઓ માંસભક્ષી છે તેમના મોંમાં રાક્ષસી દાંત ખૂબ અણીદાર હોય છે. પ્રાણીઓને ચીરવાના ઉપયોગમાં તેઓ વાપરે છે. આપણે પણ આ પ્રકારના કાર્યમાં આ 'રાક્ષસી' નો ઉપયોગ કરીએ છીએ.

રાક્ષસીની સાથે નાની બે દાઢો ગોઠવાયેલી છે. આ દાઢો દળવાના તેમજ ફાડવાના એમ બે ઉપયોગમાં આવે છે. છેલ્લે ૩ દાઢો છે. વનસ્પતિનો આહાર કરનારા તમામ પ્રાણીઓને ખોરાકના પાચનમાં આ દાઢો ખૂબ અગત્યનો ફાળો આપે છે. આપણે એનાથી દળવાનું કાર્ય કરીએ છીએ.

બાળકમાં ૧૦ ઉપરના જડબામાં ને ૧૦ નીચેના જડબામાં એમ ૨૦ દૂધિયા દાંત હોય છે. આગળ જણાવ્યા પ્રમાણે બાળક જન્મે તે પહેલાં ૧૧૨ દિવસથી આ દાંત બંધાવા માંડે છે ને બાળક જન્મે તે પહેલાં તો દાંતના ક્રાઉન બંધાઈ ગયા હોય છે. આ દાંત બાળકને ચાવવામાં, બોલવામાં તથા જુદા જુદા અવાજો કાઢવામાં ઉપયોગમાં આવે છે, આ દાંત 'સ્થાયી' દાંતના માર્ગદર્શક છે. આ દાંત બાળકના

ચહેરાને સુડોળ, સુંદર અને આકર્ષક બનાવે છે. **આ દાંતને સાચવવા જોઈએ. પડી જવાના છે એમ માની લઈને તેના તરફ બેધ્યાન ન થવું જોઈએ.**

બાળકના જન્મની સાથે સાથે આ દાંત બંધાવા શરૂ થાય છે, તે ૧૮થી ૨૧ વર્ષની ઉંમર સુધી ચાલે છે. સ્થાયી દાંત તૈયાર થઈ જાય એટલે દૂધિયા આપોઆપ ખરી જાય છે. આમ ૨૦ સ્થાયી દાંત દૂધિયા દાંતની જગા લઈ લે છે. સંખ્યાબંધ દાખલા એવા મળશે કે જેમને દૂધિયા દાંત ક્યારે પડી ગયા તેનું સ્મરણ પણ ન હોય. આ સ્થાયી દાંતોમાં જે દાઢો ૭ વર્ષની ઉંમરે દરેક વ્યક્તિને આવે છે તેનું મહત્ત્વ ઘણું છે. આ દાઢ દરેક વ્યક્તિના સુડોળ ચહેરા માટે ગુરુચાવી સમાન છે. આ દાઢથી ઉપર નીચેના જડબા સરખા અંતરે રહે છે. બંને જડબાનો આકાર સુંદર બને છે. આ દાઢોના આધારે જ બીજા દાંતો સારા વર્તુલમાં આવે છે. **આ દાઢોમાં સડો ન થાય તેની ખાસ કાળજી લેવાવી જોઈએ. ઘણીવાર આ દાઢને દુધિયા દાંત સાથે ગણી લઈને તે પડી જવાની છે એમ માનીને તે ઉપર પૂરતું ધ્યાન આપવામાં આવતું નથી ને તેમાં સડો શરૂ થાય** છે. આને પરિણામે કિશોર કે યુવાનનું મુખ સુંદર, સુડોળ ને સપ્રમાણ નહિ થાય. ખરાબ મુખવાળા કિશોર કે યુવાન ઘણીવાર શરમાળ, ચીઢિયા ને અતડા બની જાય છે ને તેમના મન ઉપર પણ આથી ખરાબ અસર થાય છે જેનાં માઠાં પરિણામો તેમને આખા જીવન દરમિયાન ભોગવવાં પડે છે.

અભ્યાસથી એ નક્કી થયું છે કે દાંતનો સડો એના મૂળમાંથી કદાપિ શરૂ થતો નથી. એ હમેશાં ક્રાઉનથી જ શરૂ થાય છે. આ સડો પેદા કરવામાં મુખ્ય ભાગ સ્ટાર્ચ ભજવે છે. જે ખોરાક આજે આપણે લઈએ છીએ તેમાં સ્ટાર્ચનું પ્રમાણ વધુ હોય છે. આ સ્ટાર્ચ દાંતો વચ્ચે ભરાઈ રહે છે, દાંતોની આજુબાજુ વળગી રહે છે. મોંમાં રહેલા જંતુઓ 'બેક્ટેરિયા' આ સ્ટાર્ચને એસીડમાં ફેરવી નાખે છે. આ એસીડ દાંત ઉપરના સફેદ, સખત ચળકતા પદાર્થને ઓગાળી નાખે છે. ને પરિણામે દાંતમાં સડાની શરૂઆત થાય છે. દાંતોમાં સડો વ્યક્તિને ગમે તે ઉંમરે શરૂ થાય છે, પણ ખાસ કરીને પથી ૮ વર્ષમાં કે જ્યારે બાળકના જડબાનો વિકાસ થઈ રહ્યો હોય છે, ને જેથી દૂધિયા દાંતો વચ્ચે જગ્યા થવા માંડે છે ત્યારે, અને ૧૨થી ૧૮ વર્ષના ગાળામાં એ વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. આ સડાની બાબતમાં જો બેદરકાર રહેવામાં આવે તો વ્યક્તિને પારાવાર નુકશાન થાય છે. કુદરત હમેશાં સડો ન થાય તે માટે યત્નો કરતી હોય છે. એકવાર સડો થયો ને જો દરકાર લેવામાં આવે તો સડાને આગળ વધતો કુદરત અટકાવે છે.

પાયોરિયા વિષે જનતા હજુ સાવ અંધારામાં છે. શિક્ષિત કે અભણ તમામ આ રોગના સ્વરૂપને જ જ્યાં બરાબર સમજી શકતાં નથી ત્યાં યોગ્ય કાળજી તો ક્યાંથી જ લેવાય? પરિણામે સોએ નેવુ જેટલા માણસો આ રોગના ભોગ બને છે. જ્યારે કોઈ દરદીને એમ કહેવામાં આવે છે કે એને પાયોરિયા છે ત્યારે તેને નવાઈ લાગે છે. એ દરદી કહેશે કે 'હું દાંત તો રોજ સાફ કરું છું. મને કોઈ જાતનું વ્યસન નથી, તો પછી પાયોરિયા થયો કેવી રીતે?' પહેલાં કેમ બધાને એ નહોતો થતો? અને હમણાં હમણાં આટલો બધો વધી ગયો શાથી? આ રોગ થવાનાં મૂળ કારણો કયાં છે? અને એનું સાચું નિદાન શું?

આ અને આવા અનેક પ્રકારના સવાલો રોજ સાંભળવા મળે છે. એ બધા લક્ષમાં રાખીને આ લખાય છે. પાયોરિયા એ કાંઈ નવો રોગ નથી. ભારત, ઈજીપ્ત, એથેન્સ, રોમ વગેરે સ્થળેથી મળી આવેલી જૂની ખોપરીઓનું જ્યારે જ્યારે બારીક નિરીક્ષણ કરવામાં આવ્યું છે ત્યારે ત્યારે મહદ અંશે આ રોગનાં ચિહ્નો નજરે પડ્યાં છે. આમ એક રોગ તરીકે એ અતિ પ્રાચીન કાળથી ચાલ્યો આવે છે અને કદાચ જીવીશું ત્યાં સુધી એ આપણો કેડો નહિ મૂકે.





આ રોગની જો ટૂંકી વ્યાખ્યા જ આપવી હોય તો એમ કહી શકાય કે જે જડબાના ગોખલામાં દાંત **બેસાડવામાં આવ્યા છે તે ગોખલા ને અવાળા વચ્ચેથી રસી અગર પરુ નીકળવું તે.** ઉપર નીચેનાં જડબાંના ગોખલાઓની આ રોગમય સ્થિતિ છે એમ માનવું જોઈએ. ગોખલાનું હાડકું ધીરે ધીરે ખરાબ થાય છે, તે ચૂનાનાં તત્ત્વો ગુમાવે છે. દાંત ઉપર છારી બાઝે છે ને ક્રમશઃ દાંત હાલવા માંડે છે. ઉપરની સ્થિતિ એક જ દાંતની અગર એકી સાથે વધુ દાંતની પણ સંભવી શકે. આ રોગમય સ્થિતિમાં ઘણીવાર દરદ કે અવાળાંનો સોજો હોતો નથી. **વળી આ રોગ જ્યાં સુધી દાંત હોય છે ત્યાં સુધી જ રહે છે. દાંત નીકળી ગયા પછી તે આપોઆપ શમી જાય છે.**

પાયોરિયાના મુખ્યત્વે બે પ્રકાર ગણાવી શકાય. પહેલા પ્રકારને આપણે સાદો–માર્જીનલ–હોરિઝેન્ટલ અગર છારીના ઢેરનો રોગ કહી શકીએ.

બીજો પ્રકાર વધુ ગંભીર છે. તેને સાચો વિસ્તૃત વેરાએલો–વર્ટિકલ–ને દાંતની આજુબાજુનો રોગ કહી શકીએ.

સમજ અને સગવડ પૂરતું આપણે તેને હોરિઝેન્ટલ અને વર્ટિકલ પાયોરિયા કહીશું તો ચાલશે. પહેલાં પ્રકારમાં હમેશાં પેઢાની થેલીઓ ઉપરછલ્લી જણાય છે અને દાંત ખાસ હાલતા પણ નથી. જ્યારે બીજા પ્રકારમાં પેઢાંની થેલીઓ વધુ ઊંડી પરુવાળી હોય છે ને દાંત હાલતા હોય છે. આ ઉપરાંત આ બંને પ્રકાર એકી વખતે સંયુક્ત રીતે પણ હોઈ શકે.

માત્ર એકાદ કારણને લઈ ને જ રોગ નથી થતા. બાહ્ય તેમજ આંતરિક અનેક કારણોનાં સંયુક્ત બળોને લઈ ને જ રોગ ઉદ્‌ભવે છે. કોઈ પણ રોગની પૂર્વ-ભૂમિકા રૂપે બે વસ્તુઓ કામ કરે છે: જમીન અને બી. આ બંને વસ્તુ દરેક વખત બધે સરખી હોતી નથી. બીમાં પણ તફાવત હોય ને જમીનમાં પણ તફાવત હોય. આથી એક જ રોગનું સ્વરૂપ દરેક દરદીએ જુદું હોય છે. આ ઉપરાંત એક જ રોગના સ્વરૂપભેદનાં કારણોમાં ઉંમર, જાતિ, પોષણ, આબોહવા, શારીરિક બંધારણ, વારસો, વ્યક્તિગત દાંતનું બંધારણ, આદતો અને એવાં બીજાં અણશોધાયેલાં અનેક કારણો મૂકી શકાય.

આ ઉપરથી આપણે સહેજે સમજી શકીશું કે પાયોરિયા જેવો રોગ ખાસ કોઈ એકાદ કારણથી ઉદ્‌ભવી શકે નહિ. આ રોગ અંગે લખાયેલા સાહિત્યની તારવણી કરતાં આપણે એમ કહી શકીએ કે તે નીચેનાં કારણોને લઈને જ તે મૂળ નાખે છે અને બીજાં કેટલાંક કારણો તેના પૂરક અગર મદદકર્તા છે.

**પાયોરિયા એ માત્ર દાંતનો જ રોગ છે એમ આપણે સ્વીકારીએ છીએ, કારણ કે દાંત કઢાવ્યા પછી આ રોગ રહેતો નથી એ અનુભવસિદ્ધ છે.**

[ વધુ આવતે અંકે ]



બ્રિટનની ટ્રાયસ્ક એન્જિનીઅરિંગ કું. લિ. એ 'ટાઈના' નામના સંપૂર્ણ સ્વયંસંચાલિત સ્કુટરના જથ્થાબંધ ઉત્પાદનની જાહેરાત કરી છે.

'ટાઈના'ને શકય તેટલું સલામત બનાવવામાં આવ્યું છે. સહુથી મહત્ત્વની બાબત તો એ છે કે એકવાર સ્કુટર ચાલુ કર્યા પછી તે ગતિનિયમન આપોઆપ સંભાળી લે છે. રસ્તો સાફ હોય તો પાણીપંથી તાજણ કે માણકી ઘોડીની જેમ વાજેવાજ જાય છે અને ગીર્દી હોય તો ખુબ ધીમેથી પણ ચાલે છે. પરિણામે સ્કુટરસ્વાર કલચ તથા ગીઅરની માથાકુટથી તદ્દન મુક્ત રહે છે અને તે બ્રેક તથા થ્રોટલ પર પૂરતું લક્ષ આપી શકે છે.

પુખ્ત વયનાં બે પ્રવાસીઓને લઇ ને 'ટાઈના' વધારેમાં વધારે ૪૦ માઈલની ગતિથી દોડવા ઉપરાંત ગેલનમાં ૧૦૦ માઈલ આપે છે.

'સિદ્ધાર્થ'

# દ્વા સુપર્ણા સયુજા....

ગુજરાતી યુવતીઓ—તેમાંય શ્રીમંત ગુજરાતી યુવતીઓ એટલે સાવ ડરપોક એવી છાપ બધાના ઉપર છે જ. પણ પણ પર્વતારોહણ અને અન્ય સાહસોમાં આજે એ જ ગુજરાતણ આગળ વધી છે. આ વાર્તા એવી જ એક યુવતીની સાહસિકતાને નવાજે છે...

જિગરને હચમચાવી નાખે તેવું ભયાનક વાતાવરણ જ્યારે તેણે વર્ણવ્યું ત્યારે બધાં સ્તબ્ધ થઈ ગયાં. અને તેમાંય એ વાતની સાથે થોડા વખત પહેલાં જરાય નિસ્બત નહોતી તેવી લોપાએ જે ધ્યાનથી અને જે સ્વસ્થતાથી એ વાતો સાંભળી ત્યારે લોપાની ડરપોક વૃત્તિ જાણે એકાએક અદૃશ્ય થઈ ગયેલી લાગી.

બધાં મિત્રોને લોપા વિષે ખૂબ માન હતું. પણ એ ડરપોક હતી એવી છાપ કોઈ ભૂંસી શકે તેમ નહોતું. પણ આજે આવી રૂંવાડાં ખડાં કરી દે તેવી વાત આટલા રસથી સાંભળી લેનાર લોપા વિષે બધાંને અભિપ્રાય ફેરવવા જેટલું મન થયું. અને એનો પડઘો પાડતો હોય તેમ તેનો ભાઈ જગતાપ તો બોલી પણ ઊઠ્યો: 'લોપા, તને આ બધું સાંભળીને ડર નથી લાગતો ?'

'બહાદુરીની વાતોથી ડર લાગતો હશે?' લોપાએ સામો પ્રશ્ન કર્યો.

'ડર ન જ લાગવો જોઈએ, પણ તું તો કોઈ વાર લડાઈના દૃશ્યવાળું અંગ્રેજી ચિત્ર જોતી હોય છે ત્યારેય આંખો બંધ કરીને બેસી જાય છે! ત્યારે આ તો દિલ ધ્રૂજાવી દે તેવી સાહસકથાનેય ભૂલાવી દે તેવી વાતો.'

'જગપાત, આપણે ત્યાં ફરી એકવાર આવવાનું આ પ્રવાસીને આમંત્રણ આપ ને?' કહેતી લોપા એ સાહસવીરની સામે ખૂબ જ ભાવુકતાથી તાકી રહી.

એ પ્રવાસી કયા દેશનો, કયા પ્રદેશનો, કઈ જાતનો હતો તે કોઈને ખબર નહોતી. નાનું એવું મિત્રવર્તુળ હતું. જગતાપ સાહસોનો શોખીન હતો. તેને ખબર પડે કે શહેરમાં કોઈક સાહસખેડુ આવેલ છે કે તરત એ તેનો સંપર્ક સાધે. બને તો તેના મિત્રવર્તુળને ભેગું કરીને સાહસની વાતો સાંભળે. કોઈ એના આમંત્રણને સ્વીકારી શકે તેમ ન હોય કે ઓછા સમય માટે ત્યાં રોકાવાનું હોય ત્યારે જગતાપ બેચેન બની જતો. તેની સાહસિક વૃત્તિ વણસંતોષાયેલી રહી જતી. એટલે જ આજે જ શહેરમાં આવી પહોંચેલ આ વિચિત્ર વેશધારી સાહસવીરને એ બોલાવી લાવ્યો હતો.

ભાંગીતૂટી હિંદી ભાષા બોલી શકનાર એ સાહસવીરનું નામ તો જલદી કોઈને મોંએ ચડે એવું સહેલું નહોતું. નિવાનાવારકચાવા જેવું વિચિત્ર નામ હતું. કોકેસસની પર્વતમાળા એનું વતન હતું. પર્વતોનો એ વાસી હતો એટલે પર્વતારોહણ એ જ જાણે એના જીવનનું એક માત્ર ધ્યેય હોય તેમ જિંદગી પર્વતોમાં જ વિતાવતો હતો.

ભારતમાં આવવાની ઘણાય સમયથી એની ઇચ્છા હતી પણ તેમાં એ કામિયાબ નહોતો થતો. ઘેર એને બીજું કોઈ બંધન નહોતું. પણ એનાં માબાપનો એ એકનો એક પુત્ર હતો. ઘણુંય સમજાવવા છતાં તેની એ રખડુ વૃત્તિને માબાપે ન પોષી ત્યારે એક વાર એમના દૂરના જંગલની સંભાળ લેવા જાય છે એમ કહીને એ ચાલતો ચાલતો જ ભારતમાં આવી પહોંચ્યો હતો.

જગતાપે એના લાંબા નામને ટૂંકાવીને નિવાનાવારકચાવા-માંથી નિવાન કરી નાખ્યું. વાર્તાલાપ શરૂ કરતાં પહેલાં જગતાપે એનો પરિચય આપ્યો ત્યારે આ પ્રવાસી પોતે પણ 'નિવાન' નામ સાંભળીને હસી પડ્યો અને જાણે એ નામ એને ખૂબ ગમી ગયું હોય તેમ તેના વાર્તાલાપની શરૂઆતમાં જ નિવાનાવારકચાવા બોલેલો કે 'મારું કોઈને જલદી મોંએ ન ચડે એવું લાંબું નામ હું ઇચ્છા છતાં ટૂંકાવી નહોતો શક્યો. જગતાપે ટૂંકાવી દીધું એ મને ખૂબ ગમ્યું. હવે હું બધાંને મારું નિવાન નામ જ જાહેર કરતો રહીશ. મને જ એ નામ એટલું બધું ગમી ગયું છે કે નિવાનાવારકચાવા





એ નામ હું પણ ભૂલી જ જઈશ.'

અને પછી એક પછી એક દિલ ધ્રુજાવી દે તેવી તેની યાત્રાનું વર્ણન સાંભળી બધાં મિત્રોમાં કરતાં લોપા વધુ લીન બની ગઈ.

લોપાની ઇચ્છા જ્યારે નિવાને જાણી ત્યારે નિવાન ખુશ થઈ ગયો. અને તેમાંય જગતાપે પોતાને ત્યાં ઊતરવા માટે જ્યારે ભાવભર્યું આમંત્રણ આપ્યું ત્યારે તો નિવાન ખુશખુશાલ થઈ ગયો. ભારતીય કુટુંબોનો તેને જરાય ખ્યાલ નહોતો. તેની પાસે મોટી મૂડી નહોતી છતાં એ જ્યાં જ્યાં જતો ત્યાં હોટેલમાં ઊતરવાનું રાખતો. તેમ અહીં આવીનેય એ સીધો હોટેલમાં જ ઊતરેલો. આમ અચાનક એની ઇચ્છા સંતોષાશે, કુટુંબમાં રહેવાની પ્રબળ ઇચ્છા સંતોષાશે એનો તો તેને ખ્યાલ જ ક્યાંથી હોય? અને તેમાંય જગતાપ જેવા એક સાલસ યુવાનની મહેમાનગતિ પામવાનું તો એને કલ્પ્યું પણ ક્યાંથી હોય?

જગતાપ શ્રીમંતનો નબીરો હતો પણ એની શ્રીમંતાઈ એલફેલ ખરચામાંથી ઊગરી ગઈ હતી. લોપામાં પણ એટલે જ સાચી સાલસતા વસી હતી. નિવાને હા પાડી એટલે લોપા જ એને લઈને સીધી હોટેલ ઉપર ગઈ. એનો સામાન લેવડાવીને હોટેલનું બિલ ચૂકવી બન્ને ઘેર આવતાં હતાં ત્યારે લોપા પહેલી જ વાર નિવાન સાથે સીધેસીધી વાત કરવા તત્પર થઈ. નિવાન હિંદી ભાંગ્યૂતૂટ્યું બોલી શકતો હતો એ વાત સાચી, પણ ભારતની સરહદમાં પ્રવેશ્યો ત્યારથી હિંદી સમજી શકે એવો પાવરધો તો થઈ ચૂક્યો હતો. એટલે લોપા અંગ્રેજીમાં વાત કરવાનું વિચારતી હતી એને વાળીને નિવાને જ કહ્યું કે અંગ્રેજી કરતાં હિંદી પોતે વધુ સમજે છે. લોપાને તો એમ કે પરદેશીઓ અંગ્રેજી સારું જાણતા હોય છે. પણ નિવાનાવાસ્કયાવા એવા પ્રદેશમાંથી આવતો હતો કે ત્યાં અંગ્રેજી, ફ્રેન્ચ, લેટિન, ગ્રીક કે જર્મન જેવી પશ્ચિમી સમૃદ્ધ ગણાતી ભાષાઓ પહોંચી જ શકે તેમ નહોતું.

લોપાએ તેને આવડતું હતું તેવું હિંદીમાં જ પૂછ્યું : 'તમને જિંદગીના ભોગે આવાં જોખમો ખેડવાનું કેમ ગમે છે?'

'આમાં જોખમ છે જ ક્યાં? હું તો જીવું જ છું એ રીતે મારી જીવવાની રીત જ આ છે.'

'તમને તમારાં માતાપિતા ક્યારેય યાદ ન આવે?'

'એ કોને ન યાદ આવે?'

'તેમને છોડીને તમે આમ જિંદગીને હોડમાં મૂકવા કેમ નીકળી પડ્યા?'

'પહેલાં જ કહ્યું ને કે જિંદગીને હોડમાં મૂકતો જ નથી. મારું જીવન જ એ છે પછી એને હોડમાં મૂકવાની વાત ક્યાં રહી!'

મોટરને સજ્જડ બ્રેક લાગી એટલે નિવાને વાતને અટકાવીને સામે નજર દોડાવી. એને એમ કે કંઈક અકસ્માત થતો બચ્યો. પણ મોટર ઊભી રાખવાનું બીજું કોઈ કારણ ન દેખાયું એટલે નિવાને સહેજે પૂછી લીધું : 'આપણે અહીં ઊતરવાનું છે?'

'ના, ભૂલથી હું આ રસ્તે આવી ચડી. આ રસ્તેથી હું મોટર ચલાવી શકતી નથી. બહુ ટ્રાફિકવાળો રસ્તો છે. ગાડીને પાછી લેવી પડશે.' કહેતી લોપા પાછળ જોઈને ગાડી રીવર્સમાં લેવા જતી હતી ત્યાં નિવાન બોલી ઊઠ્યો : 'આપને હરકત ન હોય તો મને ગાડી ચલાવવા દો.'

'તમને એવી તકલીફ ન અપાય, થોડાં મોડાં પહોંચીશું એટલું જ ને?'

'તકલીફ નહિ, મારી ફરજ છે.' કહેતાં નિવાન બારણું ખોલીને ચાલતી ગાડીએ ઊતરી પડ્યો અને પળવારમાં જ સ્ટીઅરીંગવાળા દરવાજા પાસે આવી પહોંચ્યો. લોપાને સ્ટીઅરીંગ ઉપરથી ખસવું જ પડ્યું. નિવાન દરવાજો ખોલીને અંદર આવ્યો અને ગાડીને ભરચક્ક ટ્રાફિકવાળા રસ્તામાં દાખલ કરી દીધી.

લોપા તો નિવાનની કુશળતા જોઈ જ રહી. જગતાપ જેવા બાહોશ અને કુશળ ડ્રાયવીંગ જાણનારને કે

પોતાના જૂના પુરાણા ડ્રાયવરને પણ જે રસ્તે જતાં સાંતપાંચ થઈ જાય છે તે ગજબના ટ્રાફિકવાળા રસ્તા પરથી સરસરાટ મોટર ચલાવતા નિવાનને લોપા જોઈ જ રહી. ન એ કશું બોલી શકી કે ન જરાય હલી શકી. એ તો થીજી જ ગઈ. નિવાન ચપળતાથી ભરચક્ક ટ્રાફિક વચ્ચેથી મોટરનો માર્ગ કરતો કરતો રસ્તાની બહાર નીકળી ગયો ત્યારે જ લોપાના દેહમાં જાણે જીવ આવ્યો. ગાડી કઈ બાજુ લેવાની છે એવું નિવાને પૂછ્યું ત્યારે જ એને ખબર પડી કે નિવાન આ શહેરનો અજાણ છે. તરત સ્ટીઅરીંગ પોતાના હાથમાં લેવા લોપા તૈયાર થઈ. નિવાન ઊતરીને બીજે દરવાજેથી પાછો એની મૂળ જગ્યાએ બેઠો.

કમ્પાઉન્ડમાં ગાડી દાખલ થઈ કે તરત જ જગતાપ બંગલાનાં પગથિયાં ઊતરતો દેખાયો. ગાડી પોર્ચમાં આવીને ઊભી રહી ત્યારે જગતાપે મહેમાનનું સ્વાગત કરતો હોય તેમ બારણું ખોલ્યું અને તેની જ સાથે તેની પાછળ દોડતી આવેલી તેની પુત્રી જેનીએ આવીને નિવાનને હાર પહેરાવ્યો. જેનીને નિવાને ઊંચકી લીધી અને વહાલથી દાબી દીધી. ગાલ ઉપર આછી ચૂમી કરતાંની સાથે જ ચબરાક જેની બોલી ઊઠી : 'તમારા આ વાળ કરડે છે !'
નિવાનને પોતાની દાઢી–મૂછના વાળનો ખ્યાલ આવી ગયો એટલે જેનીનો અણગમો સમજી ગયો. તરત જેનીને નીચે મૂકી. પણ એ જ દાઢી–મૂછના વાળથી ભરાવદાર લાગતો ચહેરો લોપા એટલો ધારી ધારીને જોઈ રહી હતી કે જગતાપે અંદર આવવા માટે આપેલું આમંત્રણ એ સમજી ન શકી. નિવાન જેનીની આંગળી પકડીને જગતાપની સાથે પગથિયાં ચડવા લાગ્યો ત્યારે જ લોપા તેની ભાવસમાધિમાંથી જાણે જાગી. નોકર પાસે સામાન અંદર લેવડાવ્યો અને નિવાનને માટે નક્કી કરેલ ઓરડામાં મૂકાવ્યો.

લોપા ગયે વરસે અભ્યાસ પૂરો કરીને હમણાં જ એક માસની પર્વતારોહણની તાલીમ લઈ આવેલી. ત્યારથી એનામાં પર્વતખેડુઓ માટેની માનવૃત્તિ પેદા થયેલી. અને શ્રીમંતાઈમાં ઉછરેલી છતાં એવી આકરી કસોટીએ પોતાની જાતને ચડાવવા મનસૂબાઓ ઘડવા લાગી. જગતાપ તેને દરેક રીતે પ્રોત્સાહન આપતો. તેમાંય જાગૃતિ જેવી તેને મળેલી ભાભીએ તેનામાં હિંમત, ખેલદિલી, ઉત્સાહ રેડવામાં મોટો ભાગ ભજવ્યો. પણ લોપાની પહેલેથી ડરપોક તરીકેની પડી ગયેલી છાપ કોઈ ભૂંસી ન શક્યું.
નિવાનાવારકચાવા વધારે રોકાય તેમ હતું નહિ. રખડુ એનો સ્વભાવ હતો, સાહસ એનું જીવન હતું. ઘરમાં બંધાઈ રહેવાનું એ શીખ્યો જ નહોતો. એટલે તો કોકેસસની પર્વતમાળનું બાપીકું ઘર પણ એને સાંકડું લાગ્યું. તો પછી જગતાપનો શહેરી જીવનની આરસી સમો આ બંગલો તો એને ગમે જ શાનો ?
બે દિવસ રહીને ત્રીજે દિવસે તો નિવાને જવાની તૈયારી બનાવી. લોપા અને જગતાપ, જાગૃતિ અને જેની—કોઈનો આગ્રહ હવે કામ આવે તેમ નહોતું. જેનીએ તો નક્કી પણ કરી લીધું કે નિવાનકાકા પાસે જ પોતે રહેશે, તેમની જ સાથે તે જશે. નિવાને એક બે વાર જેનીને ચીડવવા એની દાઢી અને મૂછના વાળ ઉપર હાથ ફેરવ્યો એટલે જેની વધુ નજીક જઈને નિવાનના એ બરછટ વાળવાળા મોં પાસે પોતાનું મોં લઈ જઈને નિવાન પાસે પરાણે ચૂમી ભરાવતી. જાણે આવા મોટા ઘરમાં જેની એ એક જ નિવાનનું આકર્ષણ ન હોય !
બધાંના આશ્ચર્ય વચ્ચે નિવાનના સામાન સાથે લોપાનો સામાન પણ ગાડીમાં મુકાયો ત્યારે જ બધાંએ માન્યું કે લોપાને હવે જ સાચેસાચી સાહસની લગની લાગી છે. જગતાપે એનામાં જાગેલી સાહસિકતાને રોકવા નહિ પણ ઉત્તેજવા હંમેશની જેમ પ્રેરણા આપી. જેની પણ આ બન્ને સાથે જવા તૈયાર થઈ ગઈ પણ એને રોકવી પડી.

લોપાને ગયાને મહિનો થઈ ગયો પણ તેના તરફથી કશા જ સમાચાર ન આવ્યા. બીજાં બધાં ચિંતાતુર બની ગયાં. જગતાપને બીજી કોઈ ચિંતા નહોતી. પણ



એને એમ તો હતું જ કે લોપા તેના સમાચાર નિયમિત આપશે. પર્વતારોહણની તાલીમશાળામાં એ ગયેલી ત્યારે એકાંતરે ને ત્રીજે દિવસે લોપાના પત્રો અચૂક આવતા. દરેક પત્રમાં એટલી બધી વિગતો સાથેનું વર્ણન આવતું કે લોપા ઘેર નથી એવું કોઈને લાગતું જ નહિ. પણ આ વખતની વાત જુદી હતી.

જુદી હતી દુનિયા માટે. દુનિયા વાતો કરવામાં પાછું વાળીને જોતી જ નહોતી. એક પરદેશી અજાણ્યા યુવાન સાથે આવી સરસ સારા ઘરની યુવતી એકલી જાય એ દુનિયાને મોટી અજાયબી લાગતી હતી. કોઈ જાતની ઓળખાણ-પિછાન નહિ, સંસ્કાર કે સમાજની પણ કોઈને ખબર નહિ, ન્યાત-જાતને બહુ ન ગણકારીએ તો ય લોકો બોલવા બેસે ત્યારે એ વિષે પણ બોલી દેતા જરાય અચકાય નહિ. ધર્મની સાથે જરાય નિસ્બત ન ધરાવતું જગતાપનું કુટુંબ હતું તો ય ધર્મની પણ મોટી મોટી વાતો કરીને લોપાને કરાય તેટલી ખરાબ કરવામાં—વગોવવામાં બાકી ન મૂકી. અને તે એટલે સુધી કે નિવાનાવારકચાવા જેવા એક નિખાલસ અને નિર્દોષ યુવકને છોકરીઓ પૂરી પાડનાર ટોળીનો કોઈ માણસ કે લોહીનો વેપાર કરતી ટુકડીનો માણસ કહીને પણ છાપાઓના તંત્રી પર આવેલાં ચર્ચાપત્રો તંત્રીએ જગતાપને વંચાવ્યાં ત્યારે તો લોકોની હલકી મનોવૃત્તિ પર જગતાપ છેડાઈ જ પડ્યો. જગતાપનું સમાજમાં જે ઉચ્ચ સ્થાન હતું એ સ્થાનને કોઈ ચલિત કરી શકે તેમ નહોતું એટલે જ એના કે એની બહેન વિષેનાં ચર્ચાપત્રો કોઈ છાપાંમાં ન આવ્યાં.

આમ બીજો એક વધુ મહિનો પસાર થઈ ગયો. લોપાના કોઈ ખબર હજુ પણ નહોતા આવ્યા. જગતાપને હતું કે નિવાનાવારકચાવા તો જરૂર તેને પત્ર લખશે જ. પણ એય સાવ ચૂપ હતો. જગતાપ હેરાન થતો હતો. અને એ જ દિવસે જાગૃતિ એક મોટું ટપાલમાં આવેલું બંડલ લઈ આવી. બંડલ ઉપર નામ જેનીનું હતું અને મોકલનાર તરીકેનું નામ નિવાનનું હતું.

જગતાપે જેનીને બોલાવી અને ખુશ થતી જેનીએ એ પેકેટ ખોલી નાખ્યું. અંદરથી સુંદર મઝાની બોકસમાંથી એક ફિલ્મનું આખું રીલ નીકળ્યું. સાથે સરસ રીતે પારદર્શક પ્લાસ્ટિકની નાની ડબીમાં ગોઠવાયેલું હિમપ્રદેશનું તાજું ફૂલ હતું. એ ડબી ઉપર હથિયારથી કોતરીને જેનીનું નામ લખાયું હતું.

જગતાપે તરત ડાર્કરૂમમાં જઈને પ્રોજેક્ટર ઉપર ફિલ્મનું રીલ ચડાવ્યું. જાગૃતિ અને જેનીને બોલાવીને ફિલ્મ શરૂ કરી. ત્રણેય જણે લોપા અને નિવાનના પર્વતારોહણનાં સાહસોવાળું એ આખું રીલ નિરાંતે પૂરેપૂરું જોયું. અને સાંજની ટપાલમાં નિવાન અને લોપાના વિગત-પ્રચૂર જુદાં જુદાં પરબીડિયાં મળ્યાં ત્યારે તો જગતાપે પોતાની બહેન વિષે સેવેલાં સ્વપ્નો સાચાં પડવાનો સંતોષ મેળવ્યો.

લોપા સાહ્યબીમાં ઊછરીને પણ સાહસિક બની શકી છે. બધાંએ એને ડરપોક કહીને ચીડવી છે કે એને ડરપોક માની લીધી છે એ ભૂલ હતી એમ એનો પત્ર અને ફિલ્મ કહેતાં હતાં. નિવાને લોપાનાં સાહસોનું વર્ણન એના પત્રમાં કર્યું હતું, લોપાએ નિવાનના સાહસોનું, એની પોતાના માટેની અપાર કાળજીનું, પોતાને દરેક રીતે મદદરૂપ થવાનું વગેરે વર્ણન એટલું સાલસતાથી, સાહજીકતાથી કરેલું કે એમાં નિવાન વિષે લોકોએ કરેલી એકેય ગંદી વાતની ગંધ સુદ્ધાં ન આવે. હિમશિખરો એક પછી એક સર કર્યે જવાની તેની ધગશે જ લોપામાં જે શક્તિ અને પ્રેરણા પૂર્યાં એ અમાપ હતાં.

આ સહસોની છબીઓ સાથેની લેખમાળા છાપાંમાં શરૂ થઈ ત્યારે લોકો પણ મોંમાં આંગળાં કરડતાં રહી ગયાં. પણ એમને તો એ વાતનો જ ડર હતો કે લોપા એ પરદેશીના પ્રેમમાં પડી છે એટલે એના વખાણ કરતાં થાકતી નથી !

નિવાન તો મસ્ત માણસ હતો. પ્રેમ કરવાની કે પ્રેમમાં પડવાની સુદ્ધાં જે માણસમાં ક્યારેય કલ્પના નહોતી જાગી એ સ્ત્રીના પ્રેમથી આમ સહજતાથી આકર્ષાય ?

કોઈ પણ યુવક-યુવતી એકાદ કલાક માટે પણ એકાંતમાં રહે એ વિષે આપણી માન્યતા કેવી વિચિત્ર સ્વરૂપે બંધાઈ ગઈ હોય છે ! જ્યારે આ તો બન્ને એકલાં કેટલાય દિવસોથી આમ ભટકયા કરે છે પછી એમને વિષે કોણ સારો અભિપ્રાય રાખે ? જેમ નિવાન પ્રેમ—નારીના પ્રેમ પાછળ લટ્ટુ થાય તેવો નહોતો તેમ લોપા પણ પુરુષનો પ્રેમ મેળવવા કે પુરુષને પુરુષ તરીકે પોતાનો કરવા નિવાન સાથે નહોતી ગઈ. પોતાની ઇચ્છા, વૃત્તિ અને સાહસને પોષે તેવો પુરુષ તેને મળ્યો એટલે તેની સાથે જવા તે ઊપડી, તે તૈયાર થઈ. તેના ભાઈએ તેમાં તેને સાથ આપ્યો. અને જિંદગીમાં ક્યારેય ન મેળવી શકાત એવી અણમોલ તક મેળવવા માટે તે ભાગ્યશાળી બની.

હિમાચ્છાદિત પર્વતોનાં શિખરે શિખરે ઘૂમતાં ઘૂમતાં એ બન્ને સાહસિકો વધુ ને વધુ નજીક આવતાં ગયાં. અને જીગરજાન મિત્રો જેવાં પણ બની ગયાં. સાથે સાહસો ખેડતાં ખેડતાં, કુદરતને ખોળે રમતાં રમતાં આ સમવયસ્ક મિત્રોનું જીવન જ જાણે સાહસો સાથે સંલગ્ન બની ગયું.

ત્રણેક મહિના પછી બન્ને પાછાં ફર્યાં. નિવાનને પણ તેનાં માતપિતા સાંભર્યાં એટલે ઘેર જવા તૈયાર થયો. એકાદ અઠવાડિયું જગતાપનો મહેમાન બનીને એ વિમાનમાર્ગે જ પાછો જવા તૈયાર થયો.

નિવાનાવાસક્યાવા વતનમાં પહોંચ્યો ને પહેલી જ ટપાલમાં જે પત્ર આવ્યો તેમાં તેણે જગતાપ પાસે મૈત્રીદાવે એક માગણી કરી હતી, પણ એમાં એ વિષે કશો ઉલ્લેખ નહોતો કર્યો. ફક્ત જગતાપ પાસે ભારતીય ઢબે વરદાન માગ્યું હતું. એ વરદાન જગતાપ આપે પછી એની માગણી તે કરે. જગતાપના જીવનમાં તો નિવાનનું એટલું મહત્ત્વનું સ્થાન હતું કે જગતાપ એની કોઈ પણ માગણીની અવહેલના કરી શકે તેમ નહોતો. એટલે તેણે તો ઘરમાં કોઈને વાત પણ કર્યા વિના નિવાનને લખી નાખ્યું કે મારી પાસે માગે એ જ મને બેહુદું લાગે. તારે તો જે જોઈએ તે લઈ લેવું જોઈએ. નિવાન એના વતન તરફ ગયો ત્યારે જગતાપે આપેલી કશીય ભેટ લીધા વિના જ ગયો હતો એટલે જગતાપની ફરજ અદા થઈ નહોતી એમ તેને લાગતું હતું. અને આટલી ઝડપથી એ ફરજ અદા કરી શકશે એવી પ્રતીતિ થતાં જ એ નિવાન ઉપર ફિદા થઈ ગયો.

અઠવાડિયા પછી આવેલા પત્રમાં નિવાને માગેલું વરદાન હતું. અને તે પણ પોતાને ખાતર નહિ પણ પોતાના બૂઢાં મા-બાપને ખાતર—લોપા જેવી પુત્રવધૂ હોય તો તેનાં માબાપને શાંતિ થાય એવું લખેલું હતું. લોપા તો આ વાત જાણીને ખુશખુશાલ થઈ ગઈ. ભાભીની ગોદમાં લપાઈને એનો હર્ષ ઠાલવવા લાગી: 'ભાભી, એવો તો આ પરદેશી ઠગારો હતો કે મને કોઈવાર સ્પર્શમાંય એવી ગંધ ન આવવા દીધી.'

'એટલે જ ઠગારાને દિલ વેચી દીધું ને ?' ભાભીએ ટકોર કરી.

જગતાપે બહેનની ઇચ્છા જાણી અને બન્ને પહેલા જ વિમાનમાં નિવાનના વતન ભણી જવા વિદાય થયાં. જેનીએ નિવાનકાકાને ઘેર જવા ખૂબ આગ્રહ રાખ્યો પણ એને સમજાવીને રોકી અને લોપા અને જગતાપ સારું કામ પતાવવા ઊપડયાં.

ભાષા અને વાતાવરણથી સાવ અજાણ એવા એ પ્રદેશમાં જ્યારે લોપા અને જગતાપ આવી પહોંચ્યાં ત્યારે નિવાને તેમને સાચવવા આકાશપાતાળ એક કર્યાં. નિવાનનાં ઘરડાં મા-બાપ તો આ બન્ને ભાઈબહેન માટે મરી પડવા લાગ્યાં. નિવાનનાં એ સુખી મા-બાપને અને એથીય વધુ સુખી એ પ્રદેશને જોઈને જેટલી લોપા ખુશ થઈ એથીય વધુ જગતાપ ખુશ થયો. લોપાની સાહસીક વૃત્તિને આમ પોષવાની મળશે એ જાણી જગતાપ ખુશ થયો. અને લોપા-નિવાનના લગ્નનો કન્યાપક્ષે એ એક જ સાક્ષી હોવાની ઓછપ અનુભવે નહિ એ માટે નિવાને કરેલી ગોઠવણ મુજબ ત્રીજે જ દિવસે વિમાનમાં જાગૃતિ, જેની અને જગતાપનું આખું મિત્રમંડળ આવી પહોંચ્યું ત્યારે તો જગતાપ રાજીના રેડ થઈ ગયો.

ઇશ્વર પેટલીકર

# સજાગપણાની મીઠાશ

આત્મવિશ્વાસ આપણે આજે ગુમાવી બેઠા છીએ જેથી આપણી પ્રગતિને મોટી પછડાટ પડી છે. આપસૂઝથી પ્રાપ્ત થયેલી ચોજની મીઠાશ ઓર હોય છે એ તો દરેકના અનુભવની વાત છે. આત્મવિશ્વાસ અને આપસૂઝની સાચી દૃષ્ટિ આ લેખ આપે છે...

[ મારા માતાપિતાનું હું એકનું એક સંતાન છું. મારી ઉંમર ૨૧ વર્ષની છે. અત્યારે એમ. કોમ. અને એલએલ. બી. બંનેના બીજા વર્ષમાં અભ્યાસ કરું છું. ઘરની આર્થિક અને સામાજિક પરિસ્થિતિ મધ્યમ કહી શકાય તેવી. ઘરમાં એકલો, કોઈ વાત કરનાર ન મળે. પિતાશ્રી ધંધાર્થી રહ્યા. બા સાથે વાત કરું પણ કેટલી અને કયાં સુધી કરું ? એક યા બીજા માનસિક કારણને લીધે મારી જીભ બોલતાં અચકાય છે. અમુક શબ્દોની શરૂઆત જ નથી થતી અને છેવટે મૂંઝાઈને અને ગૂંગળાઈને બોલી શકાય છે. હું માનું છું કે ઘરમાં બીજાં ભાઈ બહેન હોત તો એમની સાથે સરખાપણાથી વાતો–ગમ્મત–ટોળ કરવાની સારી એવી તક મળી હોત અને આ જીભ ઠીક ઠીક છૂટી થઈ હોત.

પરંતુ અત્યારે હું જોઉં છું કે મારી આ ખામી મારી પ્રગતિ અટકાવે છે. મારાથી કોઈ સાથે છૂટથી વાત ન થાય. પરિણામે એને લીધે હું જિંદગીમાં આગળ વધી શકીશ નહિ. એ વાત હંમેશ માટે મને નાસીપાસ કરી મૂકે છે. ડૉક્ટરોના અભિપ્રાય મુજબ એનો કોઈ ઉપાય નથી. સિવાય કે જીભને કેળવવી, મેં ખૂબ કોશિશ કરી પરંતુ સફળતા મળતી નથી. મારા માટે આ પ્રશ્ન, મૂંઝવણ ખૂબ જ અગત્યનાં છે. ઘણી વાત કહેવી હોય છતાં પ્રયત્ન કર્યાં છતાં બોલાતું જ નથી. મને કંઈક માનસિક દૃષ્ટિએ માર્ગદર્શન આપશો.]

આવો યુવક જેમ આ કારણે જિંદગીમાં આગળ વધી શકે નહિ તેમ મૂંઝાય, તેમ બીજી પણ એને મૂંઝવણ હોય કે, આ ખોડને લીધે હું મનપસંદ કન્યા પ્રાપ્ત કરી શકીશ નહિ. પરંતુ એ મૂંઝવણ યુવકની નથી તેમ એણે એ પત્રમાં મને લખી જણાવ્યું છે. એનું વેવિશાળ ધનવાન કુટુંબમાં થયેલું છે અને આવતા ઉનાળામાં લગ્ન પણ થવાનું છે. લગ્ન માટે આ જમાનામાં મારી ઉંમર હજુ નાની ગણાય. એમ એ યુવક સમજે છે, પણ ઘરમાં એની ઉંમરનું વાત કરનાર સાથી નહિ હોવાથી એ ખોટ પૂરી પડશે તેવી એની ગણતરી છે. એકનો એક પુત્ર હોવાથી માબાપની પણ લગ્ન પતાવી દેવાની તમન્ના છે. યુવક તેજસ્વી છે. એટલે ધનવાન ઘરનાં માબાપ પણ એને દીકરી આપવામાં અયોગ્ય માનતાં નથી. કન્યા પણ એની ખોડ જાણે છે અને લગ્નમાં એની સંમતિ છે. આથી યુવકને જે મૂંઝવણ છે તે કેવળ જિંદગીમાં સફળતા નહિ મળે તે પૂરતી જ.

૨૧મા વર્ષમાં એ જે અભ્યાસ કરે છે, તે જોતાં એ ઉંમરે એની માફક ઘણા થોડા યુવકો માર્ગ કાપી શકે છે. વળી એસ. એસ. સી. સુધી એ પહેલા વર્ગમાં પાસ થતો હતો અને કૉલેજમાં બી. કોમ. અને એલએલ. બી. માં બીજા વર્ગમાં પાસ થયેલો છે. એ જ પ્રમાણે બીજા વર્ગમાં હવે પછી પણ પાસ થવાની આશા રાખે છે. આ હકીકત બતાવી આપે છે કે જેમાં વાણીથી વ્યવહાર થતો નથી, તે આજની યુનિ.ની પરીક્ષાઓમાં એની ખોડ પ્રગતિમાં આડે આવી નથી. પરંતુ પરીક્ષાઓમાં જ મૂગામૂગા જેમ લખાણથી કામ લેવાનું હોય છે, તેમ જીવનવ્યવહા-

---

ધર્મ, જ્ઞાતિ, દેશ, વેશ બધું ભૂલીને એ સાચાં સમાન સાહસિકો લગ્નથી જોડાતાં હતાં એ ભવ્ય પ્રસંગથી કોકેસસની પર્વતમાળ જાણે વાજતે ગાજતે ઉજવણીના પડઘા પાડી રહી :

द्वा सुपर्णा सयुजा सखाया ।
समानं वृक्षं परिषस्वजाते ॥





રમાં હોતું નથી અને તે વખતે પોતે પાછો પડશે તે ચિંતા યુવકને સતાવતી રહી છે.

આપણે પ્રજા તરીકે પરદેશી અમલ નીચે ગુલામ રહેવાથી મોટે ભાગે આત્મવિશ્વાસ ગુમાવેલ છે અને તેથી બીજી પ્રજાઓમાં જે વિશ્વાસ પોતાને માટે હોય છે તે આપણામાં નવો સીંચવાની જરૂર છે. એ મુખ્ય કામ મહાત્માજીએ સત્યાગ્રહના યુદ્ધ દ્વારા આપણામાં પ્રેર્યું છે. પરંતુ એને આપણો એક સંસ્કાર બનતા સમય લાગશે. આજે પણ એ જૂના અવિશ્વાસના સંસ્કારને લીધે આઝાદ પ્રજા તરીકે આપણે મક્કમ વિશ્વાસપૂર્વક જે ડગ ભરવાં જોઈએ તે ઓછાં ભરીએ છીએ. પણ જ્યારે એવો આત્મવિશ્વાસ કેળવાય છે ત્યારે એમાંથી જુદો જ રણકો નીકળે છે.

*

નડિયાદના અને મોમ્બાસા (પૂર્વ આફ્રિકા) રહેતા મારા મુરબ્બી સ્નેહી-મિત્ર શ્રી રણછોડભાઈ દેસાઈના વીસેક વર્ષના સૌથી નાના દીકરા મહેન્દ્રને '૫૯ ના જાનેવારીની શરૂઆતમાં ઈલેકટ્રિકના કરન્ટનો અકસ્માત નડ્યો. તેથી જમણા હાથને કોણીથી નીચેના ભાગ સુધી કાપી નાખવો પડ્યો. ડાબે હાથે પણ સખત ગંભીર ઈજા થઈ હતી. તે હાથને રુઝ લાવવા બંને સાથળોએથી ચામડી ઉતારીને ચોંટાડવામાં આવી હતી. આ જીવલેણ અકસ્માત હતો, પરંતુ તાત્કાલિક ઈલેકટ્રિક સ્વીચ બીજાએ બંધ કરી દીધી તેથી એ મોતમાંથી ઉગરી ગયો, પણ જીવનમાં સાવ અપંગ થઈ બેસે તેમ જમણો હાથ ગુમાવી બેઠો.

મહેન્દ્ર ત્રણેય દીકરામાં નાનો એટલે હુલામણા નાનપણના નામે જ—બાબલાભાઈથી જ બાપુજી એને બોલાવે. મોટો દીકરો ગ્રેજ્યુએટ થયેલો, બીજો મેડિકલ કૉલેજમાં ભણે, જે અત્યારે ડૉકટર તરીકે પ્રેકટીસ કરે છે. તે સંજોગોમાં ત્રીજો-નાનો પુત્ર મેટ્રિક સુધી પણ ન ભણી શકે તે માબાપને કેટલું દુઃખદ થઈ પડે? પરિણામે, એને નાની ઉમ્મરે નોકરીએ વળગાડી દેવો પડ્યો હતો અને ત્યાં ઈલેકટ્રિકનું કામ કરતાં એને આ અકસ્માત નડ્યો હતો. એ સંજોગોમાં સૌને એમ જ થાય કે માબાપ ઉપર અને દીકરા ઉપર આભ તૂટી પડ્યું—ઈશ્વર રૂઠ્યો છે. આવી માન્યતા જેમને હોય તે બીજું સારું આશ્વાસન પણ શું આપી શકે? પ્રભુ જે કરે તે વેઠવું રહ્યું અને તેને માથે ચડાવવું રહ્યું તેમ દયા ખાતા હોય તેવું એ આશ્વાસન બની જાય.

એ સંજોગોમાં મહેન્દ્રથી ત્રણચાર વર્ષે મોટી અને એની જ ઉંમરે, ૨૦મે વર્ષે એકાદ વર્ષના લગ્ન પછી વિધવા બની હોય તેવી બહેન શું આશ્વાસન આપી શકે? એ બહેનનું દેશમાં ૧૯મે વર્ષે લગ્ન થયું હતું અને પરણ્યા પછી એ પાછી મોમ્બાસા ગઈ હતી. અને તેનો પતિ ત્યાં જાય તે પહેલાં એણે કૌટુંબિક સ્થિતિથી કંટાળી આપઘાત કર્યો હતો. અને વગર વાંક ગુને કોડભરી નવયુવતીનું લગ્નજીવન ઓલવાઈ ગયુ હતું. આ બહેન બહુ બહુ તો ઘરનો ખૂણો છોડી એની સેવા ચાકરી કરવા લાગી જાય અને ભાઈના દુઃખમાં આંસુ સારી હૈયું હળવું કરે પરંતુ એ બહેન વિધવા થતાં જીવન હારી ગઈ છે તેમ પિતાજીએ માન્યું ન હતું. એને નર્સનો કોર્સ કરવા માટે માબાપે વિલાયત મોકલી હતી. અને આ આપત્તિ આવતાં તેણે એ અભ્યાસમાં જે તેજ બતાવવા માંડ્યું હતું તેવી શક્તિ એનામાં છે કે કેમ તે ખુદ એને ખબર નહોતી કે નહોતો તેનામાં આત્મવિશ્વાસ પ્રગટ્યો હતો. વળી આત્મવિશ્વાસવાળી જગતની મહાન પ્રજા વચ્ચે એ વસતી હતી. એથી દૂર રહ્યાં રહ્યાં પણ પત્ર દ્વારા એક બહેનીએ ભાઈને જે આશ્વાસન આપ્યું હતું તેવું વિશ્વાસક આશ્વાસન પિતા થઈને પોતે પણ નહોતું આપી શક્યા તેમ રણછોડભાઈને લાગ્યું હતું. અને તેનો ઉલ્લેખ એમણે પત્રમાં અમને—એમનાં દીકરી-જમાઈ અને મને—કર્યો હતો તે નીચે પ્રમાણે છે :—

'આમાં દુઃખને સમયે દિલાસો અને આશ્વાસન આપ-



વાની ઘણી નિરાળી રીતો હોય છે. આપ્તજનો, સાચા દિલની લાગણી વહેવડાવે, સ્નેહી, સંબંધીઓ અને બીજાં વહેવારિયાં પણ દિલાસા આપે. અંશતઃ લાગણી બધામાં સાચી, પણ કોઈક તો એમાં સક્રિય લાગણી બતાવે ત્યારે કંઈ જુદી દિશા સૂઝે છે. બેબલી(વિધવા થયેલી દીકરી)ના વખતે એનો પરચો મળેલો. ડૉ. શેઠે ક્રિયાશીલ–સક્રિય કામ વિચાર્યું. જેને લઈને આજે બેબલીના ભવિષ્ય માટે નિશ્ચિંત છીએ. બાબલાભાઈનાં બધાં ભાઈ–બહેનો સાચા દિલથી ભવિષ્યમાં એને સહાયભૂત થવાની લાગણીઓ વ્યક્ત કરે છે. અને દુઃખે દુઃખી થાય છે. અને આ એક આપણી સાંસ્કારિક લાગણી છે.

'પરંતુ બેબલીની રીત જુદી તરી આવે છે. પાશ્ચાત્ય સંસ્કૃતિને રંગે રંગાએલું એક નર્સ તરીકેનું એનું માનસ જુદી ભાત પાડતું આશ્વાસન આપે છે. દુઃખ એને પણ અવશ્ય થાય છે. પણ રડીને અને રડાવીને આશ્વાસન આપવાની આપણી રીતને બદલે એ તો બાબલાને હસાવે છે, હિંમત આપે છે અને આનંદિત રાખવા પ્રયત્ન કરે છે. અમને લખે છે—બાબાની જરાયે ચિંતા ન કરશો. હાથ ગુમાવ્યો છે એથી શું? અત્યારે આધુનિક વૈજ્ઞાનિક સિદ્ધિઓ વિકસી છે કે કુદરતી અવયવો જેવું જ કામ આપે એવાં વૈજ્ઞાનિક સાધનો—અવયવો મળે છે. સમય જતાં બાબલાનો વિકાસ જોતાં તમને આશ્ચર્ય થશે. એને આનંદમાં રાખજો.

'એનો અંગ્રેજીમાં લખેલો પત્ર શબ્દશઃ ટાંકવા મારી પાસે નથી. બાબાને જુદા પત્રમાં ૧૫ ફોટાઓ મોકલ્યા છે. તેને લખે છે: થવાનું હતું તે થયું તેનો અફસોસ ના કરીશ. ઈશ્વર દયાળુ છે. તને જલ્દી સાજો કરશે. હાથ કાપ્યો એટલે હવે દુઃખાવો પણ ઓછો થશે. દુનિયામાં દરેકને કંઈ ને કંઈ દુઃખ હોય છે. કોઈ તેને મોટું રૂપ આપી વધારે દુઃખી થાય છે, તો કોઈ હસતે મુખે ઈશ્વરની મરજી સમજી તેનો ઉપાય શોધે છે. અને તેમાંથી જ્ઞાન મેળવે છે. ભાઈ, તને કાંઈ મોટી સજા નથી થઈ, ફક્ત એક જ હાથ ખોટો થશે. માટે તું ઈશ્વર પર શ્રદ્ધા રાખી જે થાય તે હસતે મોંએ જોયા કર. અત્યારે તું હૉસ્પિટલમાં છે. નર્સો તારી આસપાસ રહેતી હશે. સારવાર કરતી હશે. તેઓને તું મારા જેવી બહેન માની લેજે. બાબા, આ પત્ર તને મળશે ત્યારે તો તું અર્ધો સાજો થઈ ગયો હોઈશ, તું બાપુજીને કહીને તારા સમાચાર મને આપતો રહેજે. અને સાથે એક મુક્ત હાસ્ય પણ મોકલજે. જો કે હું તો દૂર છું એટલે તારું હાસ્ય નહિ જોઈ શકું, પણ બાપુજી એનું વર્ણન કરશે એટલે તે અનુભવી શકીશ તો જરૂર.—આમ બાબલાભાઈને હસાવીને એ દુઃખ ભુલાવવા પ્રયત્ન કરે છે. ત્યારે પણ એના લાગણીવશ મનમાં કેટલું બધું દુઃખ થતું હશે? બેબલીનો આ પત્ર આવ્યા પછી જ મને પણ ભાન થયું કે બાબલાની સારવારમાં મારે પણ દુઃખ ઢાંકીને હસતે મોંએ એને હસાવવો જોઈએ એ જ સાચી રીત છે.'

આ અકસ્માતને આજ તો ત્રણ વર્ષ પૂરાં થઈ ચોથું વર્ષ બેઠું છે અને બેબલી–બહેન–ચંદ્રબાળાએ એ પત્રમાં જે શુભેચ્છા વ્યક્ત કરી હતી તેવો આશ્ચર્યકારક વિકાસ મહેન્દ્રનો સધાયો છે. એક હાથ હોવા છતાં એ મોટર હાંકી શકે છે. બીજું કામકાજ કરે છે અને એવા અપંગો માટે વિલાયતમાં–પશ્ચિમમાં જે તક–સગવડો છે તેનો લાભ લેવા એ આ વર્ષની શરૂઆતમાં ઇંગ્લેન્ડ ઊપડી પણ ગયો છે. તેના જતા પહેલાં વિલાયતમાં પાંચેક વર્ષ રહી, નર્સનો કોર્સ પૂરો કરી ચંદ્રબાળા મોમ્બાસા પાછી આવી ગઈ છે. એનો વિકાસ જ આશ્ચર્યકારક છે એટલે એ પોતે જ મહેન્દ્રને વિશ્વાસ પ્રેરી શકે તે સ્વાભાવિક છે. ગયા વર્ષની અધવચ પછી એ વિલાયતથી પાછી આવી અને તેનાથી મોટી બહેન—એના પતિ આફ્રિકાથી નોકરી ધંધા તરીકે સ્થાયી વસવા લંડન ગયા એટલે તે બહેન સુમતિ ત્યાં ગઈ છે. આમ ત્યાં પોતાનું ઘર તથા મહેન્દ્રને જવું સગવડભર્યું થઈ પડ્યું અને બહેન–બનેવીએ પણ એને આગ્રહ કરીને બોલાવી લીધો છે.

વિદ્યાર્થી તરીકે તેજસ્વી નહિ, મેટ્રિક સુધીનો અભ્યાસ નહિ, જમણો હાથ કપાઈ ગયો, છતાં આત્મવિશ્વાસનું વાતાવરણ મળતાં મહેન્દ્રના વધુ ને વધુ વિકાસનાં દ્વાર ઊઘડતાં રહ્યાં છે. તો અહીં જે પત્રદ્વારા યુવકે જીભની તોતડાવાની ખામીની મૂઝવણ રજૂ કરી છે, તે એની સફળતામાં શી રીતે વિઘ્નરૂપ બની શકે? મહેન્દ્રની માફક એને પણ જો માબાપ તરફથી કે બીજાં આપ્તજનો તરફથી આત્મવિશ્વાસની હૂંફ મળી હોત તો એનું તોતડાપણું ઓછું થઈ શક્યું હોત અને ન થયું હોત તો પણ સફળતા અંગેનો વસવસો એને રહ્યો ન હોત.

યુવકે લખ્યું છે કે એણે તે માટે પ્રયત્ન કર્યો છે. ખૂબ કોશિષ કર્યાનું જણાવે છે. પરંતુ કેવી જાતની કોશિષ કરી તે લખ્યું નથી. જાહેર જીવનમાં પડેલા આગેવાનોએ વ્યાખ્યાન કરવાની શક્તિ પ્રાપ્ત કરવા એકાંતમાં, નદીકાંઠે, દરિયાકાંઠે કે અરણ્યમાં જઈ, સંકોચમાંથી બચી એકલા એકલા શરૂઆતમાં ભાષણો કરેલાં તેવા ઉલ્લેખો જોવા મળે છે. જે શરૂઆતમાં સભા સમક્ષ બોલવા ઊભા થાય તો ધ્રૂજવા માંડતા, તે મહાવરો થતાં એવો કાબૂ ધરાવતા થઈ ગયા હતા કે એમની છટા અને રજૂઆતથી એ પ્રજાના આગેવાન થઈ પડ્યા હતા. આ યુવકે પણ એકાંતમાં એ રીતે બોલવા મહાવરો પાડવા પ્રયત્ન કરવો જોઈએ.

એક ભાઈ મનોરંજનનો કાર્યક્રમ આપે છે. તેમને એમાં ઠીક ઠીક સફળતા મળી છે. એ કાર્યક્રમ આપતો હોય છે ત્યારે એમની જીભ ચોંટે છે તેમ અજાણ્યાને અણસાર પણ આવતી નથી. પરંતુ એ જ ભાઈને જ્યારે તે સિવાય બીજી સામાન્ય વાતચીત કરતા જોવા મળે છે ત્યારે એ તોતડાટ થતો દેખાઈ આવે છે. વ્યક્તિ એક જ છે, પરંતુ ચાલુ વ્યવહારમાંથી એ ખોડ નાબૂદ નથી થઈ અને ખાસ કાર્યક્રમમાં તે નાબૂદ થયેલી છે. આનું શું કારણ હશે? ધંધે એ કારકુન છે એટલે પોતે સામાન્ય માણસ છે તેવી લઘુગ્રંથિ રહી હશે અને રંજન કાર્યક્રમ વખતે એમની ખાસ કદર થાય છે અને રોજના વ્યવહારમાં જે પોતાના ઉપરી હોય છે તે પણ સામે એમને સાંભળવા બેઠા હોય છે અને પોતે એમનાથી આમાં અધિક છે તેમ માન મળે છે. અસામાન્યપણાને લીધે એ વખતે પેલી લઘુગ્રંથિ ચાલી જતી હશે.

આ તો મારું અપમાન છે. એ અંગે તો એ ભાઈના નિકટના પરિચયમાં હોય તે માનસશાસ્ત્રીની દૃષ્ટિએ બધું સારું નિદાન કરી શકે. પરંતુ એક જ ભાઈમાં તોતડાપણાની ખામી એક વખતે જોવા મળે છે અને બીજા વખતે નથી મળતી તે હકીકત છે. એનો ચોખ્ખો અર્થ એટલો જ કે એને શારીરિક ખોડ માનીએ તો પણ એને માનસિક ગ્રંથિ સાથે સંબંધ છે. અને છૂટે તો એ ખોડ પણ સુધરે.

વળી આ ખોડ ન સુધરે તો પણ એથી જીવનની સફળતા ન સધાય તેમ નથી. સામાન્ય રીતે જીવનની સફળતાનો અર્થ ધંધાકીય સફળતા ગણાતી હોય છે. અને જે ધંધામાં ફાવ્યો હોય છે તેને સમાજ ફાવ્યો—સફળ થયો તેમ માનતો હોય છે. આ યુવક બી. કોમ. અને એલ. એલ. બી. થઈ એ ક્ષેત્રે વધુ અભ્યાસ કરે છે. એ જોતાં એ જો અમુક ક્ષેત્ર સ્વીકારે તો એમાં સફળતાને આંચ ન આવે અને એથી જુદામાં પડે તો એ ખોડ આડે આવે. વકીલ થવા માટે કેસ રજૂ કરવાની ઢબ જરૂરી ગણાય છે. એ માટે વકતૃત્વ સારું જોઈએ. અને તેમાં જીભ ચોંટતી હોય તો કોર્ટમાં ક્ષોભ પણ થાય. જો કે એમાં સફળતા મળ્યા પછી એ ક્ષોભ રહેતો નથી. પરંતુ વકીલાતની બીજી શાખા સોલીસીટરના કામકાજમાં જીભની ખામી ખાસ આડી આવી ન શકે. એ જ પ્રમાણે વેપારી શાખામાં જવું હોય તો બેંક કે એવી પેઢી મેનેજર તરીકે પસંદગી કરતા એ ખોડને લક્ષમાં લે, પરંતુ બીજી જગાઓ માટે તેનો વાંધો ન આવે. ઓડિટર તરીકે ધંધો કરવો હોય તો એ ક્ષેત્રે એવું છે કે એને જાહેર સાથે કામ લેવાનું હોતું નથી. વેપારી પેઢીઓ સાથે ઓફિસમાં કામ લેવાતું હોય છે અને એ અંગેનું મોટા ભાગનું તપાસણનું કામ તો કારકુનો—નવા બી. કોમ. થયેલા





પ્રફુલ ત્રિપાઠી

# ફોફાંની સીઝન આવી !

જાણીતા નિબંધિકાકાર અહીં એક સચોટ છતાં સરસ નિબંધિકા રજૂ કરે છે જે વાચકોને સારો એવો વાચનરસ પૂરો પાડે છે. અને સાથે સાથે હાસ્યની સરવાણીઓ પણ. ઊર્મિનાં વાચકોને આ નિબંધિકા એટલે જ અનેક રસ પૂરા પાડશે...

'એય! ફોફાંની સીઝન આવી!'

અમે માણેકચોકમાંથી જતા હતા ત્યાં મારી સાથેના મિત્રે એકદમ ખૂબ ઉત્સાહમાં આવી જઈને કહ્યું.

'ફોફાં? કોણ ફોફાં?' મેં જરા મુંઝાઈને કહ્યું.

'ફોફાં! ખબર નથી? ફોફાં! ખાવાનાં આવે છે ને?'

'ફોલ્યા વિનાની શેકેલી શીંગ! એમ કહે ને! હા, શું છે એનું?' મેં પૂછ્યું.

'સીઝન આવી એની!' મારા મિત્રે ઉત્સાહપૂર્ણ અવાજે કહ્યું.

મેં જોયું તો પાસે જ ફોફાંની રેંકડી ઊભી હતી. મેં મારા મિત્ર સામે જોયું, એ આતૂર આંખે એ રેંકડીને નીરખી રહ્યા હતા.

'ફોફાં!' એમના હૃદયમાંથી ઉદ્‌ગાર ઉછળ્યો. 'લઈશું બે આનાનાં?' એમણે પૂછ્યું.

'જરૂર' મેં કહ્યું. અમે ફોફાં લેવા ઊભા. વધુ પડતી શેકાયેલી અને તદ્દન કાચી રહી ગયેલી એ બે ખાસ પ્રકારની શીંગો વધારે પ્રમાણમાં આપવાના પરોપકારી પ્રયત્નો ફોફાંવાળાએ શરૂ કર્યાં અને એવી શીંગો વીણી વીણીને કાઢી નાખવાના સામા પ્રયત્નો મારા મિત્રે શરૂ કર્યાં. પણ રેંકડીવાળાની ઝડપ આગળ મારા મિત્રનું ચાલ્યું નહીં. બે આનાનાં ફોફાંમાં ચાર નયા પૈસા જેટલાં બળેલાં, ચાર નયા પૈસા જેટલાં કાચાં, અને પાંચ નયા પૈસા જેટલાં બરાબર શેકાયેલાં એવાં ફોફાં છેવટે રેંકડીવાળાએ અમને વળગાડ્યાં. એક સારી અને એક ઘસાયેલી એવી બે આનીઓ પેલા મિત્રે રેંકડીવાળાને વળગાડી અને છેવટે શીંગ રૂમાલમાં લેતાં બે ચાર શીંગો નીચે વેરાઈ ગયેલી એના બદલામાં બીજી પાંચ સાત શીંગો લઈને મિત્રે સોદો પૂરો કર્યો!

'ફોફાં! આ સીઝનમાં ફોફાં ખાવાની કમાલ મસ્તી

---

યુવાનોને કરવાનું હોય છે, તેમાંથી આગળ વધી જનાર ઓડિટર ફર્મના માલિકને તો સુપરવિઝન કરી ચોકસાઈ રાખવાની હોય છે. એ ક્ષેત્રે આગળ વધવામાં એ ખોડને લીધે વાંધો ન આવે.

બાકી ધંધા વિનાની જીવનની સફળતાઓ, સ્નેહીજનોની ચાહના, મિત્રોનો પ્રેમ-વિશ્વાસ અને હુંફ મેળવવા માટે તો વ્યક્તિને અંગત સદ્‌ગુણો જોઈએ છે. એ જો એનામાં હોય તો એમાં એને સફળતા–સુખ–મળવાનાં છે. એ ન હોય તો કેવળ વાચાળતા હોય તેથી એવો સ્નેહ પ્રાપ્ત થતો નથી. આથી યુવકે પ્રથમ તો આત્મવિશ્વાસથી પોતાની જાતને જોતાં શીખવું જોઈએ. મનુષ્યોને સફળતા મળતી હોય છે તે માટે અનેક નાનામોટાં કારણો હોય છે. અને તેનું મહત્ત્વ વધતું ઓછું જરૂર છે, પરંતુ એ સૌના પાયામાં પડેલી વસ્તુ છે આત્મવિશ્વાસ. આ આત્મવિશ્વાસ આપણી પ્રજાએ મોટે ભાગે ગુમાવેલો છે. મહાત્માજીએ પ્રજામાં એ પ્રગટાવ્યા છતાં આપણા સુધી તેનું અજવાળું ન આવ્યું હોય તો સભાનપણે તે માટે પ્રયત્ન કરવો જોઈએ. મહેન્દ્રભાઈ જેવાઓને એમનાં કુટુંબીજનોની સહાય મળે છે. પરંતુ એવું સદ્‌ભાગ્ય જેમનું ન હોય તેમણે સ્વયં જાગ્રત બની એ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઈએ. શરૂઆતમાં એ કઠણ કામ લાગે છે, પરંતુ અંતે તો સ્વપુરુષાર્થથી–આપ–સૂઝથી પ્રાપ્ત થયેલી ચીજની મીઠાશ ઓર હોય છે અને તે મીઠાશ આ યુવકે જીવનમાં પ્રાપ્ત કરવા સજાગ બનવું જોઈએ.



આવે છે!' પેલા મિત્રે ફેફાં ફેલી એમાંથી શીંગ કાઢી ઉછાળીને મોંમાં મૂકતા કહ્યું.

'કશું પણ ખાવાની મઝા કઈ સીઝનમાં નથી આવતી?' મેં કહ્યું.

'લો લો તમેય લો ને!' એમ કહીને એ મિત્રે ત્રણ ફેફાં હથેલીમાં લઈ મારી સામે ધર્યાં.

'મેં એક બે શીંગો લીધી.'

'આ ફેફાંએ મારા કેટલા પૈસા બચાવ્યા છે?' એમણે વાત આગળ ચલાવતાં પૂછ્યું.

'બચાવ્યા છે કે ખરચાવ્યા છે?'

'બચાવ્યા છે! આઘે જવું હોય તો એમ ને એમ ચાલતાં કંટાળો આવે પણ એક આનાનાં ફેફાં લઈને ખાતાં ખાતાં જતા હોઈએ તો રસ્તો ક્યારે કપાઈ ગયો તે ખબર ન પડે. એક આનો ફેફાંનો ખરચતાં બે આના બચતા કે આઠ આના રીક્ષાના બચે! ચોખ્ખો નફો!' એમણે મને ફેફાંનું અર્થશાસ્ત્ર સમજાવ્યું.

વર્ષોથી ફેફાં અને ફાફડા એ અમદાવાદના રાષ્ટ્રીય ખોરાકનું સ્થાન ભોગવતાં આવ્યાં છે. ઘરમાં ખાવાની વાનગીઓની વાત જુદી છે. ત્યાં ખાખરા અને ખડખડિયાનું રાજ્ય હશે. પણ બજારમાં, જગતના ચોકમાં તો અમદાવાદી ફેફાં ફાફડા અને સાથે ચા એના પર જ જલસા કરતો. બેસીને ખાવા માટે ફાફડા અને ચાલતા ચાલતા ખાવા માટે ફેફાં.

એક જમાનામાં એક આનાના ફાફડા અને એક આનાની ચા કે એક આનાનાં ફેફાં પર અમદાવાદી મુસ્તાક હતો. આજે તો કોલ્ડ–કૉફી, ફ્રુટ જ્યુસ, આઈસ્ક્રીમ અને કોન વગેરેએ પણ અમદાવાદના સહૃદય પર કાબૂ મેળવ્યો છે પણ હજી બે દાયકા પહેલાં જ આવી ચીજો પર ખર્ચ કરવું એને અમદાવાદી 'દેવાળું કાઢવાના ધંધા' તરીકે ગણતો. પણ હવે સમય બદલાઈ ગયો છે. હવે આપણું શહેર ખાતું થઈ ગયું છે છેલ્લાં આઠ–દસ વર્ષમાં જ!

શાથી આ પલટો આવી ગયો તે કોણ જાણે! કોઈ કહે છે પૈસો વધી પડ્યો છે એટલે! કોઈ કહે છે ખાવાની દુકાનો વધી પડી છે એટલે કોઈ કહે છે અમદાવાદી ઉત્ક્રાંતિના એક ઉચ્ચત્તર તબક્કે પહોંચ્યો છે એટલે. એક મિત્ર કહે,

'આનો જશ કોને ઘટે છે ખબર છે?'

'શેનો જશ.'

'અમદાવાદીને હોંશથી ખાતા કરવાનો!'

'કોને?'

'નિર્વાસિત બંધુઓને. એ લોકોએ આવીને ખાવાની એટલી બધી દુકાનો ખોલી નાખી કે અમદાવાદીએ ખાધા વિના છૂટકો જ નહિ.'

મને એક કવિની કવિતા યાદ આવી. એણે પોતાની પ્રિયાને ઉદ્દેશીને લખેલું:

'પ્રિય તેં મને ગાતો કર્યો.
થીજી ગયેલા મુજ હૃદયથી,
ગીત પ્રવાહ વહેતો કર્યો,
પ્રિય તેં મને ગાતો કર્યો.'

મને લાગે છે કે આપણે પણ આ નિર્વાસિત બંધુઓને ઉદ્દેશીને આભારવશ કંઠે કહી શકીએ!—

'બંધુ તેં મને ખાતો કર્યો.'

અને અમદાવાદીનું પાકીટ પણ હળવું કરવું એ સહેલું નહોતું તે છતાંય એ થઈ શક્યું.

'થીજી ગયેલા પાકીટ થકી
ધનપ્રવાહ વહેતો કર્યો,
તેં મને ખાતો કર્યો,
સિંધી બંધુ, તેં મને ખાતો કર્યો.'

કોઈ આવો જશ આપવા કદાચ તૈયાર ન પણ થાય. આવા સામાજિક પરિવર્તનોનું મૂળ શોધવું અઘરું છે. પરિવર્તન થયું છે એ ચોક્કસ પણ ઉનાળાની રાતે અમદાવાદના કેટલાક માર્ગો પરનું દૃશ્ય કેવું આનંદદાયક હોય છે! સ્ટેશનનો વિસ્તાર લો કે, રિલીફરોડ લો, ફુવારાની વાત કરો કે માણેકચોકની. મોઢું પહોળું કરીને પુરી–પકોડી ખાતા અસંખ્ય અમદાવાદીઓને જોઈને કોઈ અમદાવાદી રિપવાન વિંકલ આવે તો એની આંખો તો પહોળી

જ થઈ જાય વર્ષો પહેલાં ખંભાતથી દરિયો અમદાવાદ લાવવાની યોજના ચર્ચાતી હતી. એ યોજના થઈ હોત તો અમદાવાદને દરિયો પવન અને અમદાવાદમાં ચોપાટી પણ સર્જાત. દરિયો ન આવ્યો પણ ચોપાટી લાવતા આપણને કોણ અટકાવી શકે એમ હતું ? અને આજે અમદાવાદમાં ચોપાટી આવી ગઈ છે માણેકચોકમાં. ભલે ત્યાં ચોપાટીનો દરિયો નથી, રેતી નથી, ભીનો પવન નથી, પણ ચોપાટીનું શ્રેષ્ઠ તત્ત્વ તો ત્યાં છે જ. પુરી–પકોડી ! અને ચોપાટીની પુરી–પકોડી હોય તો પછી ચોપાટીના દરિયાની જરૂરેય શી છે ?

કેટલાક લોકો માને છે કે આ ખોટું છે. રસ્તા વચ્ચે ખાવું એ ઠીક નથી.

'આ અમદાવાદીને શોભે નહિ.' એક ભાઈ કહેતા હતા.

'અમદાવાદને બધુંય શોભે !'

'પણ આમ રસ્તા વચ્ચે ખાવાનું ?...ના, ના, એ ઠીક ના કહેવાય !'

'પણ કેમ ના કહેવાય ?' મેં પૂછ્યું, 'પહેલાં રસ્તા વચ્ચે નાતો જમવા બેસતી નહોતી ?'

'હા, પણ એ વાત જુદી હતી.'

'શા માટે જુદી ?'

'હું ચર્ચા નહીં કરું, પણ આ બધું ઠીક ના કહેવાય એ ચોક્કસ.' એમણે કહ્યું.

'તો તો તમેય રાજા ભોજ અને કવિ કાલિદાસના જેવા વિચારના લાગો છો ?'

'ભોજ ને કાલિદાસ ?'

'હાસ્તો, એય તમારી જેમ માનતા હતા કે રસ્તા વચ્ચે ખાવું ના જોઈએ !'

બીજું એમ કે એક દિવસ ભોજ રાજાની રાણી એની સખી જોડે વાતો કરતી હતી ત્યાં ભોજરાજા જઈ ચડ્યા. જઈને વચ્ચે ઊભા રહ્યા. એટલે રાણીએ રાજાને કહ્યું : 'આવો મૂર્ખરાજ.'

ભોજરાજાને થયું કે આણે મને મૂર્ખ કેમ કહ્યો ? કંઈ સૂઝ્યું નહીં એટલે એણે એક યુક્તિ કરી. બીજે દિવસે સવારે સભામાં જેમ જેમ વિદ્વાનો આવતા ગયા તેમ તેમ દરેકને ભોજરાજાએ કહેવા માંડ્યું: 'આવો મૂર્ખરાજ.' દરેક વિદ્વાન નવાઈ પામતો, પણ પછી તો 'હોય' 'રાજા, વાજાં ને વાંદરાં' એમ કહીને મનને મનાવી ચૂપચાપ બેસી જતો. છેવટે કવિ કાલિદાસ આવ્યા, એમને પણ ભોજરાજાએ કહ્યું –'આવો મૂર્ખરાજ.'

પણ કાલિદાસ કંઈ એમ સાંભળી રહે કે ? એણે તો તરત સામો શ્લોક સંભળાવ્યો.

'ખાદન્નગચ્છામિ હસન્ન જલ્પે, ગતં ન શોચામિ, કૃતમ ન મન્યે, દ્વાભ્યાં તૃતિયો ન ભવામિ રાજન, કિમ્ કારણે ભોજ, ભવામિ મૂર્ખ ?'

રે ભોજ રાજા, હું ખાતાં ખાતાં રસ્તે ચાલતો નથી. હસતાં હસતાં બોલતો નથી, ગયેલાંનો શોક કરતો નથી, અને અમુક કામ મેં જ કર્યું એવું અભિમાન કરતો નથી. બે જણ વાત કરતા હોય ત્યાં વચ્ચે જતો નથી. તો પછી હે રાજા હું મૂર્ખ કેવી રીતે કહેવાઉં ?

રાણીએ રાજાને કેમ મૂર્ખ કહેલા તેનું કારણ બીજી પંક્તિ પરથી ભોજ રાજાને સમજાઈ ગયું. અને આપણે જેની વાત કરીએ છીએ તે રસ્તા વચ્ચે ખાવાની ટેવની વિરુદ્ધ કાલિદાસ કવિ હતા એ જગતને પણ સમજાઈ ગયું.

આમ રસ્તા વચ્ચે ખાનારને કવિ કાલિદાસ મૂર્ખ ગણતા હતા. પણ મને એમ નથી લાગતું. મને તો લાગે છે કે રસ્તા વચ્ચે ખાતાં આવડવું એ તો મોટી શક્તિ છે. ફોફાં ફોલતાં જવું, વાતો કરતાં જવું. સામેથી આવતા લોકો સાથે ભટકાતાં બચતાં જવું અને ખરાબ સીંગ ન આવી જાય એવું ધ્યાન રાખતા જવું. સીંગ ઉછાળીને મોંમાં નાખતાં બધી જ સીંગ બરોબર મોંમાં જ પડે એવી કળા કેળવવી, અને ખાલી ખોખાં રસ્તામાં વેરતા જવા એ કંઈ સહેલું કામ તો નથી જ. એક પણ સીંગ બગડ્યા

વિના અને એક પણ માણસ જોડે ભટકાયા વિના માણેકચોકથી ત્રણ દરવાજે ખાતાં ખાતાં જઈ શકનાર માણસને કાલિદાસ ભલે મૂર્ખ ગણે, મને તો એવા માણસની શક્તિ માટે માન જ થાય, અને માણેકચોકમાં ઊભા રહીને પુરી-પકોડી ખાવી, પગ સહેજ આઘા રાખી આગળ વળી, બે આંગળાથી પુરી લેવી અને ડોકું આગળ લાવી મોં વિશાળ કરી, કલામય રીતે પુરી મોંમાં મૂકી દેવી—એવી રીતે કે જેથી કપડાં બગડે નહિ. અને પુરીનો મસાલા રસ ઢોળાય નહિ એ પણ સહેલું કામ નથી એ તો હું અનુભવ પરથી કહી શકું એમ છું.

કાલિદાસે રસ્તા વચ્ચે ખાવાની રીતની ટીકા કરી છે તો ભરતમુનિએ રંગભૂમિ પર ખાવાની મનાઈ કરી છે. એમણે જણાવ્યું છે કે નાટકમાં પાત્રો ખાતાં હોય એવું દશ્ય ન આવવું જોઈએ. સદ્દભાગ્યે આજે રંગભૂમિ પર એ નિયમ પળાતો નથી. ત્રણેક વર્ષ પહેલાં અમદાવાદના ટાઉન હૉલમાં નાટ્ય હૉલમાં નાટ્ય મહોત્સવ થયેલો એમાં આઠમાંથી સાત નાટકમાં સ્ટેજ પર એકાદ બે પાત્ર કંઈક ખાતા પીતા હોય એવું દશ્ય એકાદ વાર તો આવતું જ હતું. એક નાટકમાં એવું દશ્ય નહોતું એ ખરું પણ એનું કારણ હું ધારું છું ત્યાં સુધી એવું હતું કે અમુક પાત્રે ખાવાનું જે દશ્ય હતું તેમાં કોણે ભાગ લેવો ને કોણે નહીં એ માટે અભિનેતાઓમાં તકરાર પડેલી અને એટલે છેવટે દિગ્દર્શકે એ દશ્ય કાઢી નાખેલું.

પણ રંગભૂમિ પર ખાવું નહીં એવો નિયમ ભરત મુનિએ શા માટે કર્યો હશે ? મને લાગે છે કે અભિનેતા ખાતો હોય તે જોઈને પ્રેક્ષકોનેય ખાવાનું મન થઈ જાય, એમને અભિનેતા પ્રત્યે અદેખાઈનો ભાવ ઉત્પન્ન થાય અને એથી નાટકમાં રસભંગ થાય, એ બીકે જ ભરતમુનિએ આવી મનાઈ કરી હશે. અને કવિ કાલિદાસનેય રસ્તા વચ્ચે ચાલતાં ફાફડાં ખાતાં નહીં આવડતું હોય એટલે જ એમણે ચીડમાં એ પ્રવૃત્તિને મૂર્ખાઈના લક્ષણ તરીકે ગણી હશે.

પણ સદ્દભાગ્ય છે અમદાવાદનું અને અમદાવાદના પુરી–પકોડીવાળા, ફ્રુટ–જ્યુસવાળા, ખારેકવાળા, આઈસ્ક્રીમવાળા, કુલ્ફીવાળા, તરબુચવાળા અને સીંગવાળાનું કે અમદાવાદ હવે એમ માનતું નથી. પણ હવે તો ઉનાળો પૂરો થયો અને વરસાદ શરૂ થયો એટલે પુરી–પકોડી અને કુલ્ફી જલસા પૂરા થયા. પણ જગતમાં જલસા કરવા માગનારના જલસા કદી પૂરા થતા જ નથી. હવે શરૂ થશે ફાફડાં, મકાઈ અને ફરાળની ઋતુ. અને એટલે જ ઉલ્લાસપ્રિય અમદાવાદીઓ આનંદી ઠર્યા છે: 'એય, ફાફડાંની સીઝન આવી !'



પહેલા વિશ્વયુદ્ધ દરમિયાન ૧૯૧૧ માં જ્યારે જ્યુટલેન્ડનો ભીષણ નૌકા સંગ્રામ શરૂ થવાની આખરી પળ આવી ત્યારે એડમિરલ જેલિકોએ પોતાના ફ્લેગશિપ 'આયર્ન ડયૂક' પર રિવાજ મુજબ બધા અફસરો અને સૈનિકોને પાનો ચઢાવવા ભેગા કર્યા.

પોતાની બાજુ પર એકાદ બે ડગલાં પાછળ પોતાનો ચિફ લેફ્ટેનન્ટ કમાન્ડર હેલસી ઊભો રહ્યો હતો...એડમિરલ જેલિકો બહુ લંબુ ભાષણ કરવામાં માનતો નહિ. એણે થોડાક સાદા હૃદયસ્પર્શી ઉદ્દગારો ખરા જિગરથી ઉચ્ચાર્યા. બ્રિટિશ નૌકાની ભવ્ય પ્રણાલિકાઓની યાદ આપી અને અંતમાં નેલસને જે કહ્યું હતું એ સ્મરણમાં રાખવાની હાકલ કરી...પણ અહિંયા આ બહાદુર નૌકા–સેનાપતિ બોલતાં ખચકાયો—એણે એક બે વાર જોર જોરથી કહ્યું પણ ખરું કે—'નેલસને કહ્યું છે એ યાદ રાખો...' પણ નેલસને શું કહ્યું હતું એ પોતે ભૂલી ગયેલો...એણે ખચકાઈને પોતાની પાછળ ઊભા રહેલા કમાન્ડર હેલસી તરફ ડોકું વાળીને ધીમેથી પૂછ્યું—'વોટ ડેવિલ ડિડ હિ સે હેલસી ?'





લીદ્દા આઈદારોવા

# બુદ્ધિ : વારસામાંથી કે વાતાવરણમાંથી ?

સંસ્કારસમૃદ્ધિ અને પ્રતિભા વારસાગત કે વાતાવરણમાંથી એ પ્રશ્નને સોવિયેતનાં અગ્રણી માનસશાસ્ત્રીયલેખિકા અહીં છણે છે...

માનવબુદ્ધિ કહો, માનવપ્રતિભા કહો કે એની વ્યક્તિવિશેષ મનોસૃષ્ટિ કહો—જે કહો તે—એ કયાંથી આવે છે એ પુરાણપ્રશ્ન અંગે કેટલાક માનસશાસ્ત્રીઓનું દૃષ્ટિબિંદુ આ પ્રકારનું હોય છે. તેઓ માને છે કે એ પ્રતિભા એને એની આગલી પેઢીઓના વારસામાંથી મળે છે. જેમ માનવીને એના પૂર્વજો પાસેથી અમુક જાતનું શરીર મળે છે, અમુક જાતના વાળ મળે છે, અમુક જાતનો ચામડીનો રંગ મળે છે અને અમુક જાતનો શારીરિક બાંધો મળે છે એ જ રીતે એને એના પૂર્વજો પાસેથી અમુક પ્રકારનું પૂર્વનિર્ણીત અને અવિકારી માનસિક કલેવર પણ મળે છે.

એ લોકો એમ માને છે કે ગર્ભમાં જ્યારે બાળકનું બીજ વિકસે છે ત્યારે એ બીજમાં ભાવિ માનવીના જ્ઞાનતંતુઓની ગૂંથણી અને એના માનસિક કલેવરના અંકુરો પણ નિશ્ચિંતપણે સર્જાઈ જાય છે. એટલે કે ભાવિ બાળકની બૌદ્ધિક તથા માનસિક શક્તિઓ, અશક્તિઓ, વિશિષ્ટતાઓ, એ બધું એના ગર્ભાધાન વખતે જ નક્કી થઈ જાય છે. અલબત્ત, જન્મ પછી બાળક ઉપર પડતી વાતાવરણની અસરનો આ માનસશાસ્ત્રીઓ ઈન્કાર કરતા નથી. પણ એ લોકો એમ દલીલ કરે છે કે ગર્ભાધાન વખતે અમુક શક્તિઓના અંકુર બાળકમાં મૂકવામાં આવ્યા હોય તો જ સાનુકૂળ વાતાવરણની અસર તળે એ અંકુરો પૂર્ણ રીતે વિકસી શકે. અને જો કદાચ વાતાવરણ પ્રતિકૂળ હોય તો એ અંકુરો વિકસ્યા વિના એમ ને એમ કરમાઈ જાય એ શકય છે.

એમનાં મંતવ્યનો સૌથી વધુ અગત્યનો અને ચર્ચાસ્પદ મુદ્દો એ છે કે તેઓ એમ માને છે કે જો બાળકમાં એ અંકુર ન હોય તો એને તમે ગમે તેટલા સારા વાતાવરણમાં મૂકો તો પણ એ બાળકમાં અમુક શક્તિઓ તો કદાપિ નહિ ખીલી શકે.

આ પ્રકારનું દૃષ્ટિબિંદુ તદ્દન નિરાશાવાદી અને પ્રારબ્ધવાદી પ્રકારનું છે. આનો અર્થ એ કે માનવીનું ભાવિ લગભગ એના જન્મ વખતે જ નક્કી થઈ જાય છે અને એના પોતાના પુરુષાર્થને માટે કોઈ આશાવાદી શકયતા રહેતી નથી.

કેટલાંક માનસશાસ્ત્રીઓ આ પ્રશ્નને જુદી રીતે જ જુએ છે. જુદી જુદી વ્યક્તિઓમાં વિવિધ પ્રકારની શક્તિઓ ઓછાવત્તા પ્રમાણમાં હોય છે એનો ઈન્કાર કરતા નથી. પણ સાથોસાથ ભારપૂર્વક કહે છે કે એ વિશિષ્ટતાઓ બધી જન્મ વખતે નક્કી થઈ જતી નથી. તમે પૂછશો કે અમુક માણસોની શ્રવણેન્દ્રિય અત્યંત વિકસેલી હોય છે અને એમનો અવાજ સારો હોય છે, અને તેઓ સંગીત વધુ ઝડપથી શીખી શકે છે એ શક્તિ વંશાનુગત નથી ? અલબત્ત, નહિ. સારા કાન અને સારો કંઠ એ કોઈ વિશિષ્ટ ગુણ નથી પણ વિશિષ્ટ ગુણના વિકાસ માટેની સાનુકૂળ ભૂમિકા છે. સંગીતકારના વિકાસનું મુખ્ય પ્રેરક બળ એની કોઈ શારીરિક વિશિષ્ટતા નથી. મુખ્ય પ્રેરક બળ તો છે કેળવણીની પદ્ધતિ અને બાળકનું વાતાવરણ.

કાર્લ માકર્સે કહ્યું છે કે પ્રાણી જગતની ઉત્ક્રાંતિને અંતે જ્યારે આ ધરતી ઉપર માનવીનો જન્મ થયો ત્યારથી માનવીના જીવવૈજ્ઞાનિક એટલે કે શારીરિક વિકાસનો અંત આવ્યો છે અને એના ઐતિહાસિક–સામાજિક વિકાસની શરૂઆત થાય છે. માકર્સના આ ગહન વિધાનમાંથી માનસશાસ્ત્રીઓએ ખૂબ પ્રેરણા મેળવી છે.

આ દૃષ્ટિબિંદુથી વિચાર કરીએ તો જ માનવી અને પશુ વચ્ચેનો તાત્ત્વિક ભેદ આપણે બરાબર સમજી શકીએ. એક તરફ એક બિલાડીનું બચ્ચું અને બીજી તરફ એક માનવ બાળક એ એનો વિચાર કરો.



બિલાડીનું બચ્ચું એ એક અવિકસિત બિલાડી સમાન જ છે. સમય જતાં એ બચ્ચાનું શરીર મોટું થશે અને એના શારીરિક વિકાસમાં જ એનો બધો વિકાસ સમાઈ જાય છે. પણ માનવ બાળક જ્યારે મોટું થાય છે ત્યારે એ માત્ર શારીરિક રીતે જ મોટું થતું નથી. એનો માનસિક અને બૌદ્ધિક વિકાસ પણ થતો હોય છે. એ વિકાસ એનાં જન્મગત ગુણો ઉપર નહિ પણ એના વાતાવરણ ઉપર નિર્ભર છે. કોઈ તરત જન્મેલા બાળકને માનવ સમાજથી દૂર એકાંતમાં રાખવામાં આવે તો એ કોઈ માનવભાષા શીખવાની એની શક્તિ પણ હણાઈ જશે. કદાચ એને ટટ્ટાર ઊભા રહેતાં પણ ન આવડે એય શકચ છે. આ બધાં વિધાનો તાર્કિક નથી; અનુભવસિદ્ધ છે.

આમ શા માટે બને છે? જો મૂડીવાદી માનસશાસ્ત્રીઓની વાત આપણે માનીએ તો બધા ગુણો જન્મની સાથે જ માનવ વ્યક્તિને મળે છે. તો પછી માનવસમાજના સંપર્કથી કપાઈ ગયેલા બાળકમાં એ ગુણો આપમેળે શા માટે વિકસતા નથી?

આ પ્રશ્નનો સાચો અને એક માત્ર જવાબ એ છે કે જન્મોગત ગુણો, વિશિષ્ટતા, કે શક્તિ જેવી કોઈ વસ્તુ જ નથી. આખાયે પ્રશ્નમાં વાતાવરણનું શું સ્થાન છે એ આપણે બરાબર સમજવું જોઈએ. બાળકમાં અંતર્ગત રીતે રહેલા ગુણોને માત્ર બહાર આણવા એટલું જ વાતાવરણનું કાર્ય નથી. વાતાવરણ તો એ શક્તિ છે કે જે એ ગુણો અને વિશિષ્ટતાઓને ઘડે છે, સર્જે છે. વાતાવરણ માત્ર પોષક બળ નથી, એ સર્જક બળ છે.

વસ્તુસ્થિતિ આ પ્રમાણે છે એનું કારણ એ છે કે હજારો વર્ષથી, બલ્કે લાખો વર્ષથી આપણાં પૂર્વજોએ જે જ્ઞાન તથા કૌશલ્ય મેળવ્યાં છે એ બધાં માનવ-જ્ઞાનતંતુઓમાં ભરીને વંશવારસામાં આપી શકાય તેમ નથી. એટલે એ તો દરેક નવી પેઢીએ જૂની પેઢી પાસેથી શીખવું પડે છે. મા બાળકને ખવડાવે છે, એની સાથે વાતો કરે છે, રમે છે અને હાલરડાં ગાય છે એ બધું નાના બાળકને માટે શિક્ષણની પ્રક્રિયાના પ્રથમ સોપાનરૂપ છે. એ દ્વારા બાળકની શક્તિઓ વિકસે છે અને ખીલે છે. બાળક જ્યારે મોટું થાય છે ત્યારે શાળામાં આ જ પ્રક્રિયા વધુ પદ્ધતિસર અને સભાન રીતે આગળ ચાલે છે.

સંગીત, કળા, રમતગમત કે એવા કોઈ પણ ક્ષેત્રમાં પ્રતિભાશાળી પૂરવાર થયેલા કોઈ પણ માણસના વિકાસના પ્રથમ તબક્કાઓમાં ડોકિયું કરશો તો જણાશે કે એ તબક્કાઓ દરમિયાન કોઈ બીજા માણસે એ પ્રતિભાશાળી વ્યક્તિના જીવન ઉપર ખૂબ ઊંડી અસર પાડી હતી. અને એની પ્રતિભાને સાકાર સ્વરૂપ આપ્યું હતું. અને અમુક વિષય અંગેનો પોતાનો પ્રેમ એ ઊગતી પ્રતિભાને આપ્યો હતો.

વડીલ અને બાળક વચ્ચે જ્યારે આ પ્રક્રિયા ચાલતી હોય છે ત્યારે બાળક અત્યંત સૂક્ષ્મપણે વડીલ પાસેથી કેટલીયે વસ્તુઓ પોતાની વિશિષ્ટ રીતે ગ્રહણ કરતું હોય છે અને આત્મસાત કરતું હોય છે. આ ક્રિયા બાળકના જીવનમાં ઘણો મોટો ભાગ ભજવતી હોય છતાંયે એ પ્રક્રિયાના નિમિત્ત બનનાર વડીલને એનો ખ્યાલ પણ નથી હોતો.

વિશાળ અર્થમાં જેને આપણે શિક્ષણ અથવા બાળકનું ઘડતર કહીએ એ એક અત્યંત અગત્યની પ્રક્રિયા છે. માનસશાસ્ત્રીઓ અને શિક્ષણશાસ્ત્રીઓ આ પ્રક્રિયાનો અત્યંત ઝીણવટથી અભ્યાસ કરી રહ્યા છે અને બાળકોને તથા કિશોરોને જ્ઞાન આપવાની સૌથી વધુ સચોટ પદ્ધતિઓની ખોજ ચલાવી રહ્યા છે. દા. ત. એમ જણાયું છે કે જુદી જુદી વયનાં બાળકો ઉપર એક જ પ્રકારની જ્ઞાન પ્રદાન પદ્ધતિની અસર જુદી જુદી પડતી હોય છે. એટલે શિક્ષણશાસ્ત્રીઓ એ જાણવા મથી રહ્યા છે કે બાળકોને કઈ કઈ ઉંમરે કયા કયા વિષયો કઈ કઈ રીતે શીખવવા જોઈએ કે જેથી બાળકોનો વિકાસ વધુમાં વધુ ઝડપી બને અને અને એમનું વ્યક્તિત્વ સર્વાંગસંપૂર્ણ વિકાસ પામી શકે.

★





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# વધુ રંગદાર પંખીઓ

આપણા રંગદાર પંખીઓનો આ ત્રીજો હપતો પણ એવાં જ સર્વત્ર સાંપડતાં રંગદાર પંખીઓનો તલસ્પર્શી પરિચય આપે છે જે આપણો પક્ષીઓનો અભ્યાસ કરવામાં મદદરૂપ થાય...

## ચિલોત્રો

કાગડાથી મોટા કદનો ચિલોત્રો રંગે રાખોડી અને જાડી લાંબી અને વળાંક લીધેલી ચાંચવાળો છે. તેની ચાંચની ઉપર એક વધારાની ચાંચ જેવો દેખાવ હોય છે જેને અંગ્રેજીમાં 'કાસીક' કહે છે. પૂંછડી લાંબી રહે છે. નરની આંખો રતાશપડતી અને માદાની આંખો કથ્થાઈ રંગની રહે છે. ચાંચનો રંગ કાળો કથ્થાઈ, ઉપલી ચાંચ કાળા રંગની અને તેમાં આછો પીળો રંગ આવે છે. ચિલોત્રાની પાંખો સામાન્ય લાંબી હોય છે. એટલે તે ઊડે છે ત્યારે ઘણી પહોળી થાય છે. આ પંખી તેની લાંબી ગરદનને લીધે સીધું ઊડે છે ત્યારે ભારે વિચિત્ર જોવામાં આવે છે. ઊડાનમાં તે મુલાયમ નથી જણાતું પણ વારે વારે પાંખો ધમી થોડો વખત હવામાં સરતું જાય છે. જ્યારે પાંખો ધમે છે ત્યારે એક પ્રકારનો સુસવાટ કરે છે એથી તેની હાજરીની તરત જ ખબર પડી જાય છે. તેનો સામાન્ય અવાજ ચીલને અથવા સમડીને મળતો આવે છે. અને બેસે છે ત્યારે બરાબર સીધી શેરડીએ બેસે છે. તેને સૂકાં વૃક્ષ પસંદ નથી. એને ઘેઘુર પાંદડાંવાળા વૃક્ષ ગમે છે. જેવાં કે વડલા, પીપળા, જાંબુડા વગેરે. તેનાં પક્વ ફળો તે તેનો આહાર છે અને તે શોધવા ડાળીએ ડાળીએ કૂદતો ફરતો હોય છે. જ્યારે પ્રજનન પૂરું થાય છે ત્યારે તેની કુટુંબી ટોળી શિયાળામાં સાથે જોવામાં આવે છે. એટલું જ નહીં પણ તેમાં બીજા સભ્યો પણ ભળે છે એટલે દશ બારનો સમૂહ ઊડતો ફરતો દેખાય છે. આ પંખીની એક ખાસ વિશિષ્ટતા એ છે કે તેઓ એક સમૂહમાં નથી ઊડતાં પણ એક ઊડીને જાય એટલે તેની પાછળ બીજું, તેની પાછળ ત્રીજું એમ એક પાછળ એક ઊડવાની છે. એ માફક એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર જાય છે.

આપણે ત્યાં સૌરાષ્ટ્રમાં તેનું રહેઠાણ ગીરના વનમાં હતું જ્યાં તેઓ મોટાં વૃક્ષની પોલમાં માળો બાંધી બચ્ચાં ઉછેરતું હતું પણ જ્યારથી લાકડાં કાપવાનો ઈજારો આપવો શરૂ થયો ત્યારથી મોટાં વૃક્ષોનું છેદન થઈ ગયું અને અત્યારે એ સ્થિતિ આવી છે કે ગીરમાં તે રડ્યો ખડ્યો પણ દેખાય છે કે કેમ તે સવાલ છે. લગ્ન પછી અને બચ્ચાં ઉછેરવામાં આ પંખીની ખાસિયત અજોડ જેવી છે. જ્યાં આ પંખી થાય છે ત્યાં તેનો વસવાટ તો વન્યપ્રદેશમાં છે છતાં તેઓ વાડીઓ અને બાગબગીચાની મુલાકાત લેવાનું ચૂકતા નથી. આટલું મોટું પંખી પણ જ્યારે વહેમાઈ જાય છે ત્યારે એવું અચેતન બેસી જાય છે કે તેને ઘાટા પાંદડાંવાળા વૃક્ષમાંથી શોધવું મુશ્કેલ પડી જાય છે. વળી તેની એક ખાસ ખાસિયત તો એ છે કે તે બનતાં સુધી વૃક્ષની સાથે સૌથી ઊંચી ડાળી ઉપર બેસે છે. આ પંખી બાબત ના. ધર્મકુમારસિંહજી-સાહેબે છેલ્લે ગીરમાં કણકી વિભાગમાં ઈ. સ. ૧૯૧૦માં જોવામાં આવ્યાનો દાખલો આપ્યો છે.

પશ્ચિમ ભારતના વન પ્રદેશમાં અને ગુજરાતમાં તેની વસ્તી છે પણ તેને સૂકો પ્રદેશ જેવો કે કચ્છનો પ્રદેશ જરાય પસંદ નથી.

ચિલોત્રાનો માળો મોટા વૃક્ષના પોલારામાં એપ્રિલથી ઓગસ્ટ માસ સુધી જોવામાં આવે છે. જ્યારે માદા બે ત્રણ સફેદ રંગનાં ઈંડાં મૂકી તેની બખોલમાં સેવવા બેસી જાય છે પછી તે પોતાની પીખાલ અને માટીથી તે પોલારાના બાંકાંને ચણી લે છે. માત્ર તેમાં પોતાની ચાંચ બહાર આવી શકે એવી તડ રાખે છે. માદાનું પેટ ભરવાનું નરને શીરે આવે છે અને તે જરા પણ અકળાયા વગર પોતાની ફરજ બજાવે છે. આ પ્રમાણે પુરાયેલી સ્થિતિમાં માદા



ફુરીજ કાઢી પોતાનાં જૂનાં પીંછાં કાઢીને નવાં ઉગાડે છે. જ્યારે ઇંડાં સેવાઈને બચ્ચાં બહાર આવે છે પછી થોડા દિવસે માદા તે ચણતર તોડીને બહાર આવી પછી માદા અને નર બન્ને પંખીઓ પોતાનાં બચ્ચાંનું પાલન પોષણ કરે છે. આ પંખીનો બહુ જૂનો દુશ્મન તો માણસ જ છે કારણ કે તે આ પંખીનાં પીંછાં અને માટી દવાના ઉપયોગમાં લે છે. તેઓ પોતાનાં બચ્ચાંનું પોષણ જંગલી ફળો, જાંબુ વગેરે ઉપર કરે છે છતાં નાના કર્તનશીલ પ્રાણીઓ અને સરીસૃપ વંશનાં પ્રાણીઓ મારીને ખાતાં અચકાતો નથી.

ચિલોત્રાને અંગ્રેજીમાં The Common Grey Horn-Bill કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Tokus Birostris (Scopoli) એમ કહેવું જોઈએ.

### પહાડી અબાબીલ

બુલબુલના કદનો પહાડી અબાબીલ તેની મોટી દેહ-કાઠીથી ઓળખાય છે. ઊડે છે ત્યારે તે તેની પાંખો ધનુષ માફક ખેંચેલી રાખે છે. તેની છાતી ઉપર આવતો ઘેરો કથ્થાઈ પટ્ટો ધોળા પેટાળના ભાગને જુદો કરે છે. એની કડ ઉપર સફેદ ધાબું હોતું નથી. પીઠ માથું અને ઉપલી કડનાં પીંછાંની કોર ધોળી રહે છે. પૂંછડી થોડી ફાટેલી જણાય છે. આ અબાબીલ સમૂહચારી છે. છતાં કોઈક વખત જોડીમાં ઊડતાં દેખાઈ જાય છે. બહુ ત્વરિત ગતિએ ઊડી એકદમ નીચે લટી પાછું અદ્ધર ચડીને નજર બહાર પળવારમાં ચાલ્યું જાય છે.

મેં આ પહાડી અબાબીલને કોઈ વખત જોયું હોય એવું યાદ નથી આવતું છતાં પાલીતાણાના શેત્રુંજા ઉપર અને શેત્રુંજી નદી ઉપર તેઓ દેખાઈ આવે છે. ના૦ જસદણ યુવરાજસાહેબે પોતાના હિંગોળગઢ મહેલ ઉપરથી તેઓને પસાર થતાં જોયાં છે. આ પહાડી અબાબીલને ડુંગરાની ભીતો અને પડખે ભમવાનું ગમે છે.

સૌરાષ્ટ્રમાં તે સામાન્ય પંખી નથી. બાકી તો દક્ષિણ યુરોપથી હિમાલય તથા આખા ભારતમાં તેની વસ્તી છે. તેનો માળો બચ્ચાં હજુ સૌરાષ્ટ્રમાં જોવામાં આવ્યાં નથી.

ઊડતી જીવાતનો ચારો કરે છે. એટલે તેના ઊડવાની રીત બહુ જ આકર્ષક છે.

પહાડી અબાબીલને અંગ્રેજીમાં The Alpine Swift કહેવાય છે અને Apus Melba (Linn) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### અબાબીલ

અબાબીલથી તો કોઈક જ અજાણ્યું હશે. એ પંખી તો સમૂહમાં સાંજ સવાર ગગનમાં 'ચીર્‌ર્‌ર્ ચીર્‌ર્‌ર્' જેવો અવાજ કરતાં ઊડતાં ફરતાં હોય છે. તેનું કદ ચકલીથી નાનું હોય છે. રંગમાં તે કથ્થાઈ કાળું પંખી ટૂંકી પૂંછડી, અને પાતળી લાંબી પાંખો રહે છે. પેટાળ કથ્થાઈ રંગનું અને કડ ઉપર ધોળો ડાઘો બરાબર જોવામાં આવે છે. દાઢી પણ ધોળી રહે છે અને આંખો કાળા રંગની હોય છે. આ પંખીના પગની નળીઓ બહુ ટૂંકી હોવાથી તેમે ખાસ જોઈ શકાતું નથી. માત્ર તેના માળાને ચોંટેલું જોઈ શકાય છે. અબાબીલની ઉડાન બહુ તેજ છે. પોતાનો ઊડતી જીવાતનો ચારો પકડવા માટે તે વિસ્મય થઈ જવાય એટલી ગતિએ ઝપટો કરે છે.

આ અબાબીલ શહેરમાં ગામડામાં અને આખા સમુદ્રકાંઠે જ્યાં ભેખડ અને ચીરાડો હોય ત્યાં દેખાય છે. શહેરમાં તે ડેલામાં, બાલકનીમાં, મંદિરમાં જ્યાં માણસોની હરફર હોય ત્યાં તેની વસાહત જોવામાં આવે છે. સાંજના સમયે જ્યારે આળી પચાસ ઉપરાંત પંખીની ટુકડી ઊડતી હોય અને કોઈ શિકારી પંખી પસાર થતું હોય તો તે ટુકડી તેની પાછળ વળાવવા ઘણે દૂર સુધી નીકળી જાય છે અથવા તો એટલામાં વળાવી પાછી ફરે છે.

આખા ભારતમાં તેની વસાહતો જોવામાં આવે છે. એટલે ગુજરાત રાજ્યમાં તો તે સ્થાયી વસવાટ-વાળાં છે.





તેના માળા સીલીંગ સાથે પીંછાં અને પોતાના મોંમાંથી કાઢેલો ચીકાશવાળો પદાર્થ કાઢી ચોંટાડીને પોચા જેવા બનાવી અંદર બે ધોળા રંગના લંબગોળ ઈંડાં મૂકે છે. કોઈ વખત ઘરમાં આવી ગયું હોય તો અબાબીલને બહાર નીકળતાં ઘણું મુશ્કેલ પડે છે. એ તો અંદર સીલીંગ આગળ આંટા માર્યા કરે છે પણ તેને બારીમાંથી જઈ શકાય એવી ખબર જ પડતી નથી.

અબાબીલને અંગ્રેજીમાં The Indian House Swift કહે છે. અને Apus Affinis (J. E. Gray) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## તાડી અબાબીલ

ચકલી કરતાં કદમાં નાનું પાતળું અને લાંબી પાંખોવાળું તાડી અબાબીલ રંગે ધુમાડીઆ રાખોડી રંગનું અને ખાંચાવાળી પૂંછડી અને 'ટી...ટી...ટી ઈ' જેવો અવાજ તેની પીછાન પાડી દે છે. જ્યાં હવામાન બહુ ઉષ્ણ ન હોય એવા પશ્ચિમ ભારતના ભાગોમાં તે સામાન્ય છે. વળી તેનો વસવાટ તાડના વૃક્ષ સાથે છે એટલે જ્યાં એક કે બે તાડ હોય ત્યાં પણ તેની એક બે જોડી જોવામાં આવે છે. તેને સપાટ પ્રદેશ ઉપર પ્રીતિ છે. તાડનાં પાંદડાંમાં જે ખાંચા આવે છે તે તેને બેસવા અને માળો બાંધવા ઘણા અનુકૂળ પડે છે.

તાડી અબાબીલને બેઠેલું જોઈ શકાતું તો નથી. પણ ઊડતાં અને ઊડતાં ઊડતી જીવાત પકડવા લાંચી લેતાં અને બોલતાં સાંભળવામાં આવે છે. જ્યારે તે લાંચી લે છે ત્યારે પૂંછડીનો ખાંચો ચોખ્ખો જોવામાં આવે છે. એક વખત તેના અવાજની પીછાન પડી જાય તો તેને જોયા વગર કહી શકાય કે તે પંખી તાડી અબાબીલ છે.

મે માસથી સપ્ટેમ્બર માસ તેનો પ્રજનન કાળ છે. તેનો માળો તે તાડનાં પાંદડાંની નીચેની બાજુ પીંછાં, રેસા વગેરેને પોતાની લાળથી ચોંટાડીને બનાવે છે. જેમાં તે બે કે ત્રણ લંબગોળ વધારે લંબાઈ બતાવતાં સફેદ ઈંડાં મૂકે છે. એક તો તાડ ઊંચો અને તેના પાંદડાંમાં ચોંટાડેલો માળો નીચેથી જોતાં ઘણી મુશ્કેલી પડે છે.

તાડી અબાબીલને અંગ્રેજીમાં The Western Palm-swift કહેવાય છે અને Cypsiurus parvus Balasiensis (J. E. Gray) એ એનું વિજ્ઞાનિક નામ છે.

## ચોટીલીઓ અબાબીલ

બુલબુલથી નાના કદનો અને ચકલીથી મોટા કદનો આ ચોટીલી અબાબીલનો રંગ ચાંચની બાજુમાં કથ્થાઈ પણ તેમાં નરને ચોટી અને પીઠ ભૂરાશ પડતી રાખોડી પાંખો ઘેરી કથ્થાઈ પણ તેમાં લીલો ચળકાટ જણાય છે. પેટાળ ઉપર રાખોડી અને નીચે જતાં ધોળો હોય છે. આંખો ઘેરી કથ્થાઈ, ચાંચ કાળા રંગની. માદામાં આ બધા રંગોમાં પીઠ ઉપર વધારે રાખોડી અને પેટાળ ઉપર ઝાંખા રંગે હોય છે. આ પંખી ગીર જેવાં વનમાં જોવામાં આવે છે અને ઊડતાં ઊડતાં પેટની પૂજા ઊડતી જીવાત પકડીને કરતાં રહે છે. અને કોઈ વખત વૃક્ષ ઉપર બેઠેલાં પણ દેખાઈ આવે છે. સામાન્ય રીતે તે તુઈ પોપટને ઉડાનમાં મળતાં આવે છે. પણ વધારે અણીદાર ખાંચાવાળી પૂંછડી જ્યારે તે પહોળી કરે છે ત્યારે દેખાય છે. બહુ ઉતાવળી ગતિએ પાંખો ધમે છે. ઊડતાં હોય ત્યારે તેની ચોટી ચડેલી હોય છે અને 'ચીવૂ ચીવૂ' જેવો અવાજ કરતાં રહે છે.

આ સામાન્ય ઉતાવળી ઉડાનવાળું અબાબીલ આપણે ત્યાં તો ગીરના વનમાં જોવામાં આવે છે પણ ભારતમાં એવાં વનોમાં તે સામાન્ય છે. કચ્છમાં તો ન જ હોય એ સ્વાભાવિક છે.

ચોટીલીઆ આબાબીલનો માળો ભારે નવીન હોય છે તે બહુ જ નાનો. વૃક્ષની છાલ, ઝીણાં પીછાં વગેરેને પોતાની લાળથી ચોંટાડીને આડી પડતી ડાળ સાથે એક ગાંઠ જેવી રકાબી જેવો હોય છે. આથી શોધવો અતિ મુશ્કેલ છે. વળી તે માળો ઘણો ઊંચો બનાવે

છે. પણ તે વૃક્ષમાંથી આ પંખીઓ જતાં આવતાં જણાય તો જ તપાસ કરવાથી શોધી શકાય છે. આવા ભૂરા રંગનાં એક કે બે ઇંડાં મૂકે છે.

ચોટીલીઆ અબાબીલને અંગ્રેજીમાં The Indian crested swift કહેવાય છે અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Hemiprocne longipennis coronatus (Tickell) એમ કહેવું જોઈએ.

**લીલો ટુકટુક**

કાબર કરતા નાનો આ મોટો ટુકટુક રંગે સરખો લીલો પણ માથું અને છાતી કથ્થાઈ જેવાં જણાય છે. અને છાતી ઉપર ધોળી લકીરો આવે છે તેનો અવાજ 'ફૂરરરર–ફૂટુરુ–કુટુરુ' હોવાથી તે અવાજ ઉપરથી તેની હસ્તી માલુમ પડી જાય છે. કારણ લીલાં પાંદડાંમાં તે એટલો બધો એક થઈ જાય છે કે જોવા કરતાં સાંભળવો સહેલો પડે છે. જ્યાં લીલાં પાંદડાંવાળાં મોટાં વૃક્ષો હોય તેવા બગીચા વનરાજી વગેરેમાં તે જોવામાં આવે છે બલ્કે સાંભળવામાં આવે છે. તેની સામાન્ય બેઠક વૃક્ષની મથાળાની ડાળી ઉપર છે. અને અંદર પણ પેસીને બેસે છે. તે પોતાનાં વૃક્ષો ઉપર બીજા ટુકટુકને આવવા દેતો નથી. તેની પાછળ પડી કાઢે છે.

ગુજરાતમાં આબુ ઉપર અને દક્ષિણ ભારતમાં તે જોવા મળે છે. જ્યાં વસે છે ત્યાં કાયમી વસવાટ કરવાવાળા છે.

લીલા ટુકટુક પણ મોટી જાડી ડાળીમાં કાણું પાડીને અંદર બેથી ત્રણ ધોળાં ઈંડાં મૂકે છે. કાણું પાડવામાં નર માદા બન્ને ભાગ લે છે. અને બચ્ચાં ઉછેરવામાં પણ બન્ને સરખી ફરજ બજાવે છે. માર્ચથી જૂન માસમાં તે બચ્ચાં ઉછેરે છે. લીલા ટુકટુકને અંગ્રેજીમાં The Green Barbet કહે છે અને Megalaima Zeylanica (Gmelin) એ એનું વિનાનિક નામ છે.

**ટુકટુક**

ચકલીથી જરા કદમાં મોટો અને બેઠા ઘાટનો ટુકટુક રંગે લીલો છાતી અને કપાળ ઉપર રાતો અને પેટાળ ઉપર પીળાશ પડતા રંગમાં લીલી લીટીઓ દેખાય છે. નર માદામાં ખાસ ફરક આવતો નથી.

ટુકટુક જ્યારે વડલા પીપળા કે પીપર જેવાં વૃક્ષો ઉપર ટેટા, પેપડી કે પેપા પાડ્યા હોય ત્યારે તે ફળો ખાવા માટે એક જ વૃક્ષ ઉપર કાબર, કોયલ, બુલબુલ વગેરે પંખીઓ સાથે સમૂહમાં ભેળા થાય છે તે સિવાય તો તે પોતાના ફરવાના ભાગમાં બીજા ટુકટુકને પેસવા દેતો નથી. પ્રજનન સિવાય તો તે એકાકી જ જોવામાં આવે છે. ટુકટુક ભારતનું બહુ સામાન્ય પંખી છે અને તે પણ નજરે ચડવા કરતાં સાંભળવામાં વધારે આવે છે. ગ્રીષ્મ ઋતુમાં તો તેનો 'ટોન્ક ટોન્ક' અવાજ જે કંસારા એક બે સેકન્ડે ધાતુના ઘડા ઉપર ટોચા પાડવા માટે કરે છે તેવો છે. આ જ કારણને લીધે તેને કંસારાનું નામ આપ્યું છે. જોડીમાં જ્યારે તે બોલતા હોય ત્યારે કર્ણપ્રિય જણાય છે. વળી એકલો બોલતો હોય ત્યારે બોલતાં માથું હલાવ્યા કરે છે એથી તે ક્યાં બોલે છે તે શોધતાં વખત લાગે છે: ટુકટુક વૃક્ષવાસી પંખી છે એટલે તે ભૂતલ ઉપર ક્યારેય ઊતરતાં જોવામાં આવ્યો નથી. સામાન્ય રીતે પાંદડાંની ઘટામાં ઘૂસીને બેસવાનું પસંદ કરે છે પણ ઉપલી ડાળ ઉપર બેઠેલો જોવામાં આવે છે. કોઈ વખત પ્રજનન ઋતુમાં તારના કે વાડના થાંભલા ઉપર પણ બેસતા દેખાય છે. કારણ કે એવે વખતે તે તેનો માળો બનાવવાનું કાણું પાડતો હોય છે. નાની ઉંમરના ટુકટુકને રાતો રંગ હોતો નથી. અને આ પંખીનો સ્વભાવ રાતના કોઈ કાણામાં પેસીને આરામ કરવાનો છે.

પ્રજનન ઋતુનો કાળ જાન્યુઆરીથી જૂન માસ સુધી હોય છે. એ વખતે તેની જોડી જાડી ડાળી અર્ધસડેલી હોય તેની નીચલી બાજુ કાણાં પાડવાનું શરૂ કરે છે. નર માદા બન્ને તે કામમાં ભાગ લે છે અને બચ્ચાંનો ઉછેર પણ મા–બાપ સરખી રીતે કરે છે. તેનું કાણું છથી આઠ ઇંચ ઊંડું હોય છે અને તે

કાણું સવાથી દોઢ ઇંચ ગોળાઈમાં હોય છે. નીચે માદા બરાબર શેવણુ કરી શકે એટલે જરા વધારે પહોળું હોય છે. આવા માળામાં બેથી ચાર ધોળાં ઈંડાં મૂકે છે. આ પંખી સ્વભાવે ફળાહારી છે પણ વર્ષામાં ઊડતી ઉધઈ પકડતાં જોવામાં આવે છે. આમ તો લક્કડખોદ જેવો છે પણ લક્કડખોદ ફ્ળો ખાતો નથી અને ખેડામાં તે સામાન્ય પંખી જેવો છે.

ટુકટુકને અંગ્રેજીમાં The Crimson-breasted Barbet અથવા Coppersmith કહે છે અને Megalaima haemacephala Indica (Latham) એ એનું વિજ્ઞાનિક નામ છે.

**લાજના**

મેનાને લંબી પૂંછડી હોય એવા જણાતા લાજના માથે અને છાતી ઉપર કાગાશ પડતો કથ્થાઈ રંગ ત્યાર પછી તરત જ ધોળી કંઠી આવે છે અને પેટાળ રાતા ગુલાબી રંગનું રહે છે. પીઠનો રંગ પીળાશ પડતો કથ્થાઈ જે કડ ઉપર વધારે ચળકાટ મારતો રહે છે. તેની લાંબી ચોરસ પૂંછડી બાહુ કડક જણાય છે અને રંગે તે ચેસ્ટનટ કથ્થાઈ અને છેડા કાળા હોય છે. છેલ્લાં પીંછાં ધોળાં રહે છે. આંખ ફરતી ચામડી અને ગળા ઉપર આવતી ચામડીનો રંગ ભૂરો રહે છે જ્યારે માદા નારંગી કથ્થાઈ અને માથે તથા છાતીએ રાખોડી રહે છે.

આ સુંદર પંખીનો નર આંખ ઉપર તરત આવે છે. તેનો વસવાટ ગીચ વનમાં નથી. ગુજરાતના ડાંગનાં વનોમાં આ પંખી વસે છે. સામાન્ય રીતે શરમાળ કહી શકાય એવું આ પંખી છે એટલે પાસેથી નિરખવા ન દે પણ દૂર બેઠું હોય તો તેને અવલોકવાની તક આપે છે.

યુગલમાં વસતી આ લાજનાની ખાસ ખાસિયતમાં તો જોવા જતાં તરત જ તેની પીઠ ફેરવી લે છે. એમ તે ક્યાં છે તેની ખબર નથી પડતી. ઊડતી જીવાતનો ચારો કરે છે અને ટેટા જેવાં ફળો પણ ખાય છે. પશ્ચિમ ઘાટથી ત્રાવણકોર સુધી તેની વસવાટની હદ છે. પણ દક્ષિણ ગુજરાતમાં ડાંગમાં તે સામાન્ય પંખી જેવું છે.

ફેબ્રુઆરીથી મે માસ સુધીમાં તે પોતાનાં બચ્ચાં વૃક્ષનાં પોલારામાં ઘાટી ઝાડીમાં બેથી ચાર આછા પીળા ધોળા રંગનાં ઇંડાં મૂકી ઉછેરે છે. નર માદા સેવણમાં સાથ આપે છે.

લાજનાને અંગ્રેજીમાં The Malbar Trogon કહે છે અને Harpactes Fasciatus (Pennent) એ એનું વિજ્ઞાનિક નામ છે.



આર્મિનિયાની રસાયણ સંસ્થાએ તુફા, પુમીસ, ઓબ્સીડિયન અને પર્લ-સ્ટોન જાતના પથ્થર ખનિજમાંથી કૃત્રિમ તંતુઓ બનાવવાની પદ્ધતિ શોધી કાઢી છે. આ સંસ્થાના સંચાલક જણાવે છે કે રાસાયણિક પ્રયોગશાળામાં આવા પથ્થરોમાંથી બનાવેલ તંતુ સારા પ્રમાણમાં લચકીલા અને મજબૂત છે. એમાંથી બનાવેલ કાપડ ઝાંખું પડતું નથી, એને સહેલાઇથી ધોઈ શકાય છે અને ઈસ્ત્રી કરવાની જરૂર પડતી નથી.

આર્મેનિયામાં કૃત્રિમ તંતુઓ પેદા કરવા માટે આવા પથ્થરોનો જથ્થો પુષ્કળ પ્રમાણમાં છે. થોડા વખતમાં આર્મેનિયન પ્રજાસત્તાકનાં કારખાનાં આવું કાપડ બનાવશે.

*

બ્રિટનની એર કુશન ડેવલપમેન્ટ લિ. નામની પેઢીના વ્યવસ્થાપક વડા મિ. કેનેથ ચેએ તૈયાર કરેલી આકૃતિ મુજબ હવાની ગાદી પર ચાલતું એસીડી ૧ નામનું ઊડતું વહાણ બનાવવામાં આવ્યું છે અને તાજેતરમાં લુટન હુ સરોવરની સપાટી પર તેના પ્રયોગો કરી જોવામાં આવ્યા હતા.

૨૫ ફૂટ લાંબું, ૧૫ ફૂટ પહોળું અને ૭ ફૂટ ઊંચું ૪ ટન વજનનું આ ઊડતું વહાણ ૩૬"ના ૪ પંખાઓ વડે ચાલે છે. પંખાઓ ચલાવવા ડી હેવિલેંડનું જિપ્સી ક્વીન રુક્તિયંત્ર ઉપયોગમાં લેવાય છે.

આ ઊડતું વહાણ પ્રવાસીઓ કે માલ લઈને કલાક-૧૫૦-૬ દરીઆઈ માઈલની ગતિથી આગળ વધશે.

ઈશ્વરભાઈ પટેલ

# કળણનો કોયડો

આપણી બુદ્ધિનો વિકાસ થાય તેવી જાસૂસકથાઓ બહુ ઓછી હોય છે. અંગ્રેજી ઉપરથી તૈયાર થયેલી આ ગજબનાક જાસૂસકથા સાહસ સાથે સાથે બુદ્ધિચાતુર્ય પણ ખીલવે છે અને દરેક રીતે નિર્દોષ છે જે ઊર્મિનાં વાચકોને પ્રેરક નીવડશે...

કેનેડાના ઓન્ટેરિયો પરગણાના વાયવ્ય હિસ્સામાં પચાસ માઈલના વિશાળ વિસ્તારમાં એક કળણ વ્યાપેલું છે. આ કળણમાં ઠેર ઠેર નાનામોટા કાદવ-ગર્ત, એને ચારેકોર આવરી લેતાં ઝાડઝાંખરાં અને ઠેકાણે ઠેકાણે ધસમસતાં ને જમીન આખીને ધોઈ નાખતાં, તોફાન-ઝરણાં આવેલાં હોવાથી આખો પ્રદેશ નિર્જન અને ભયગ્રસ્ત છે.

બ્લેનહીમ કળણના નામે નામીચો બનેલો આ વિસ્તાર ઉનાળામાં સેંકડો માઈલના વિસ્તારમાં ચોર, ડાકુ, ખુની અને અસામાજિક તત્ત્વોનું સ્વભાવિક વિરામ-સ્થાન થઈ પડ્યો છે. તેમાંયે રીઢા થયેલા ગુનેગારો અને નાસતા ફરતા આરોપીઓ અને તેમની પત્નીઓ માટે તો આ કળણના ભીતરના ભાગે આવેલો અને 'યમબાકોરા' ને નામે જાણીતો થયેલો એક ઊંડો ગર્ત તો સ્વર્ગસમ આશ્રયધામ હતો. સ્થાનિક દંતકથા તો એવું કહે છે કે જ્યારે જ્યારે કળણ પર તોફાન ફરી વળે છે ત્યારે ત્યારે આ 'યમબાકોરા' માંથી સાક્ષાત્ નરકાગારનો રાજા નિસરી આવે છે.

પરિણામે સાદા સીધા પ્રામાણિક અને ઘરરખ્ખુ આદમીઓ આ કળણમાં ડગ દેતાં કાયમ ડરતા. અરે! શિયાળાની લાંબી રાત્રિઓ દરમિયાન બરફના રણ સમ લાગતા આ કળણની વાત છેડતાંય ગભરાતા. લોકવાયકા એવું કહેતી કે આવી નિર્જન રાત્રિઓએ આ કળણમાં મરાયેલા સૌનાં ભૂત અને પ્રેત આ વિસ્તારમાં વિચરતાં.

બનતુંય એવું કે શિયાળાની કડકડતી ઠંડી સમીપ આવતાં જ ભલભલા ગુનેગારો ભાગી છૂટતા ને હુંફાળાં ઇંટેરી ઘરની શોધમાં લાગી જતા. એમ કરતાં ઘણાં બધાંને તો જેલનો દરવાજો જ સમાવી લેતો. પરિણામે મધશિયાળે આ વેરાનમાં ભાગ્યે જ કોઈ ચકલું ફરકતું.

કડકડતી ઠંડીના આવા એક ફેબ્રુઆરી દિને પ્રિન્સટનના બે કઠિયારા આ કળણની એક કોરે પસાર થતા હતા. થર્મોમિટરનો પારો શૂન્યની નીચે ઘણા અંશ હતો, પરિણામે એમના મુખમાંથી નીકળતો શ્વાસ, દશ્ય એવાં વરાળ-વાદળ, જમાવતો. અચાનક એક જણના મુખ નજદીકનું વરાળ-વાદળ અદસ્ય થયું કારણ કે એ ચાલતો ચાલતો થોભ્યો અને કશુંક આશ્ચર્યકારક નજરે પડતાં એનો શ્વાસ થંભી ગયો. સાથીદારને આંગળી ચીંધતાં એણે જણાવ્યું. 'જુઓ જોઈએ, પેલું માનવ શરીર દેખાય છે ને?'

બન્ને દોડયા ને પેલા દેહને જોઈ વળ્યા તો સ્પષ્ટ થયું કે એ ખૂન હતું. જે જુવાન આ હત્યાનો ભોગ થયો હતો તેની બોચીમાં બે ગોળીઓ લાગેલી હતી અને એનો ચહેરો સાવ અપરિચિત હતો. એમણે ઠરાવ્યું કે એની શોધ પોલીસ પર છોડી દેવી.

બન્ને પાછા શહેર તરફ વળ્યા ને પોતે ભાળ્યું હતું તે પોલીસને ચોપડે નોંધાવી આવ્યા. પોલીસ તુરતાતુરત ઊપડી અને પેલા શબને ઊંચકી લાવી. એની મરણોત્તર તપાસ થઈ તો એટલું જ હાથ લાગ્યું કે મરનાર દૂધમલ જુવાન હતો. એનાં કપડાં ઊંચી જાતનાં ને અંગ્રેજ ઢબનાં હતાં. એના ગજવામાં કોઈ પૈસા કે કાગળો હતા નહીં. એના કોટે સીવેલી દરજીના નામની ટીકડી અને ખમીસ પરનાં ધોબીના માર્કો કાળજીપૂર્વક દૂર કરાયા હતા. એનું ઓળખાણ પડી શકે તેવું કોઈ ચિહ્ન તેના દેહ પર રહેવા દેવાયું નહોતું. મરનારની કશી ઝાંખીય પોલીસને પ્રાપ્ત થઈ નહીં એટલે પંચકયાસ કરી, એ કેસ એક બાજુ અખબારને પાને ચઢયો તો બીજી બાજુ એના રહસ્યોકેલ માટે એ ઓન્ટેરીઓના સી. આઇ. ડી. ના વડા શ્રી જૉન મરેની નોંધપોથીને પાને પહોંચ્યો.

મરે કેનેડાનો સુશ્રેષ્ઠ ડીટેકટીવ હતો. સ્કોન્ટલેન્ડમાં





જન્મેલો આ આદમી શરીરે સુદૃઢ અને હાર્ઈલેન્ડર જેવો છ-ફૂટિયો હતો. અમેરિકન આંતરવિગ્રહમાં એણે નામનાપાત્ર કામગીરી બતાવી હતી. અને આ કેસ એના હાથમાં આવ્યો ત્યારે તો કૅનેડા ને યુ. એસ. એ.નો એ સુવિખ્યાત જાસુસી વડો બની ચૂક્યો હતો.

કેસની આછી રૂપરેખા વાંચતાં જ એના આંતરમને આને એક પડકારરૂપે સ્વીકારી લીધું અને એના હાથમાં કેસ સોંપાયો છે તે જાણતાં એને ઘેરી વળેલા અખબારનવેશોને એણે જણાવ્યું કે 'કોઈ પણ માણસ, ગુના સાથેના પોતાના સંબંધોના અવશેષો રાખ્યા સિવાય ગુનો કરી શકશે જ નહીં. ક્યાંક, કોઈક સમયે કશીક રીતેય ખૂનીનો મરનાર સાથેનો સંબંધ વિદિત હશે જ.'

સને ૧૮૯૦ના ફેબ્રુઆરી માસમાં કરાયેલું મરેનું આ વિધાન આસાનીથી ગળે ઊતરે તેમ નહોતું. ગુનો થયો હતો નવી દુનિયામાં, ગુનાનો ભોગ થનાર દેખીતી રીતે જ જૂની દુનિયાનો નિવાસી હતો.

પણ મરે એક ચાલાક અને કલ્પનાશીલ જાણભેદુ હતો. ક્યાંક કશુંય ચિહ્ન નજરે ન પડતું હોય ત્યારે બનાવની જાહેરાત મદદરૂપ નીવડે છે એવી પાકી અનુભવયુક્ત શ્રદ્ધા ધરાવતા મરેએ એક અખબારી પરિષદ બોલાવી અને સમાચાર ઉત્સુક સૌ સંવાદદાતાઓને જણાવ્યું કે આ કોઈ ભાગેડુ કે લુટારુએ કરેલું ખૂન નથી. આ તો છે પાકી ગણત્રી બાદ હોશિયારીપૂર્વક હાથ ધરાયેલું કાવત્રું.

છાપાવાળાએ વિદાય લીધી એટલે મરેએ પોતાના મદદનીશોની સહાયથી કળણનું નિરીક્ષણ આદર્યું. ગુનાના સ્થાન ને આસપાસનાં અવરજવરનાં ચિહ્ન પરથી એને સાફ સમજાયું કે ખૂનીનાં ડગ પેલા ચમબાકોરા તરફ મંડાયાં. એનો સ્વાભાવિક અર્થ એ થયો કે ગુનેગાર આખા કળણથી સુપરિચિત હતો.

આમ ખ્યાલ કરતો કરતો એ પેલા ગર્તની કેડી પર ટહેલતો હતો ત્યાં એના હાથમાં એક ચાંદીનું સીગારેટ-કેસ આવ્યું. એના પર કોતરેલું નામ હતું: એફ. સી. બી. આટલા પરથી તો એ સ્પષ્ટ નહોતું થતું કે આ કેસ મરનારનું કે મારનારનું? એટલે મરેએ કેવેલેક અને ન્યૂ યૉર્કની બધી સ્ટીમશીપ કંપનીઓને વિનંતી કરી કે આ દેશમાં આવેલા સૌ ઉતારુઓની યાદી જોઈ જઈ આ ટૂંકાક્ષરીવાળા ઉતારુનાં આખાં નામઠામ એને મોકલે.

સાથે સાથે મરનાર આદમીનાં વિગતપૂર્ણ વર્ણનો છાપાંને આપતા રહી, પોતાના રહસ્યમય કોઠાયુદ્ધમાં લોકલાગણી ને સામાન્ય વૃત્તિનો સહકાર સધાતો રહ્યો.

બાતમી માટેના એના આ મોરચાને ત્રીજે દિવસે પ્રિન્સટન શહેરમાં એક અજાણ્યો મુસાફર આવી પહોંચ્યો. એક નાની હોટેલમાં એ ઊતર્યો હતો. પોતાનું નામ જોન આર. બર્ચેલ છે એમ એ અંગ્રેજ જણાવતો હતો. એની સાથે એની અતિ સુંદર પત્ની હતી. ને આખો દિવસ એણે આ ખૂનના અહેવાલોની તલાશ કર્યે રાખી ને આખરે મરે પાસે પહોંચી ગયો.

પોતાનું નિવેદન રજૂ કરતાં એણે જણાવ્યું કે હું તાજેતરમાં જ ઇંગ્લૅંડથી આવ્યો છું પણ આ મરનાર જુવાનની બાબતમાં હું આપને સહાયભૂત થઈ શકીશ. વળી ઉમેરતાં એણે બતાવ્યું કે પોતાની સફરમાં એક જુવાન માણસનો સંસર્ગ એને થયો હતો, જે છાપાંના વર્ણન પરથી તો આ મરનાર જેવો લાગતો હતો.

નિવેદન પૂરું કરતાં એણે ઉમેર્યું કે મારાં પત્ની ને હું યુ. એસ. એ.ના બફેલો શહેર તરફ જવા નીકળ્યાં હતાં ત્યાં આ હકીકતે છાપામાં મારું ધ્યાન દોર્યું એટલે મને થયું કે લાવ ને જોતો જઉં કે આપણો સાથીદાર તો આ કળણમાં ભોગ બન્યો નથી ને!

બર્ચેલનું નિવેદન ચાલતું હતું ત્યાં જ મરેના અનુભવી મને એક અણધાર્યો નિર્ણય કરી લીધો. પોલીસની રજા લઈ એણે પેલા શબની કબર ખોલાવી ને બર્ચેલને ઓળખવિધિ માટે એ લઈ ગયો.

મરેએ પોતે શબ પરનું ઢાંકણ ખસેડી, આ દૃશ્યની



શી અસર આગંતુક પર થાય છે તે જોવા પોતાની નજર બર્ચેલ પર ઠેરવી. અત્યાર સુધી સાવ ક્ષોભહીન લાગતા એ અંગ્રેજના ચહેરા પર ગભરાટનાં ચિહ્ન દૃષ્ટિગોચર થવા લાગ્યાં ને એક તીણી ભયંકર ચીસ નાખી એ પાછો હડી ગયો. તે જ વખતે મરેએ પોતાની આંખ એની આંખમાં પરોવી અને જાણે બે અસિધારો ખખડી હોય તેમ એ બન્ને નજર અથડાઈ અને બર્ચેલની નજર પડી ગઈ. બાજુએ ખસતાં એ બબડ્યો, 'હા, હા, જહાજ પર મને મળેલો તે જ જુવાન આ છે.'

ચાદર પાછી ઢાંકી મરે બર્ચેલ નજદીક આવ્યો ને પૂછવા લાગ્યો, 'એનું નામ, વળી, તમને યાદ આવે છે કે?'

અંગ્રેજ વાગોળવા લાગ્યો. મરે એને ટીકી ટીકીને જોવા લાગ્યો. એના ચહેરા પરનાં ગભરાટનાં ચિહ્ન, સૂર્યપ્રકાશ આવતાં ઝાકળ ઊડી જાય, તેમ અદૃશ્ય થઈ ગયાં...કેટલીય પળ, ધ્યાન કેન્દ્રિત કર્યા પછી, ડોકું ધુણાવતાં ધુણાવતાં ક્ષમાયાચિત સ્વરે એણે કહ્યું, 'માફ કરજો. કંઈ જ યાદ આવતું નથી. પણ હા, એવું આછું સ્મરણ છે કે એના નામનો પહેલો અક્ષર 'બી' હતો.'

'તમારા નામની જેમ. ખરું ને?'

'હા, હા. મારા નામની જેમ. એટલે તો એટલું સ્મરણ મને રહી ગયું લાગે છે.'

'કદાચ,' મરે બબડ્યો ને આભાર માની એણે બર્ચેલને વિદાય દીધી.

આમ છતાં એના મનમાં એક વાત નક્કી થઈ ગઈ કે બર્ચેલને નજર બહાર જવા દેવાય નહીં એટલે વળતી સવારે વિના ખરખબર એ તો એમની હોટેલ પર પહોંચી ગયો અને અચાનક આવવા બદલ ક્ષમાયાચના કરી પૂછવા લાગ્યો, 'અરે, જુઓ ને જરા પેલા ભાઈનું નામ યાદ આવતું હોય તો! નામ નહીં તો પ્રથમાક્ષરોય સ્મૃતિમાં લાવી શકો તો સારું.'

એની આ માગણીથી ક્રુદ્ધ બનેલ બર્ચેલ ઊંચકાયેલ સ્વરે બોલ્યો, 'એના પ્રથમાક્ષરો!' અને પોતાની પત્ની તરફ ફરી પૂછ્યું, 'પ્રિયા, આપણને વળી ફ્રેડના આખા નામની માહિતી છે ખરી?'

એ સ્ત્રીના સુંદર મુખ પર આશ્ચર્યનો એક સ્પષ્ટ ભાવ તરી આવ્યો અને એ બોલી, 'ના, ના, પ્રિય, મને નથી લાગતું કે આપણે એ જાણીએ છીએ.'

પોતાનો ફેરો ઊગ્યો એવા સ્પષ્ટ સંતોષ સહ, વિના ખબર આપવા બદલ વારંવાર માફી યાચતા મરેએ વિદાય લીધી. એના રહસ્યની એક ચોક્કસ કડી એના હાથમાં આવી. આગલે જ દિવસે જે આદમી એમ કહેતો હતો કે એના નામના પ્રથમાક્ષર 'બી'થી વિશેષ કશું એના સ્મરણમાં નથી એ જ આજે એને સુપરિચિત હોય તેવા 'ફ્રેડ' નામથી ઉલ્લેખતો હતો. એટલું જ નહીં પણ માનવભાવને કળવામાં ઉસ્તાદ બનેલા મરેના ધ્યાન બહાર એ વાતેય રહી નહીં કે નામથી અજાણ્યા હોવાની રજૂઆત કર્યા પછી શ્રીમતી બર્ચેલના મુખ પર, જૂઠું બોલ્યા પછી, માનસિક ભારણની જે ભાવરેખાઓ ઊપસે છે, તે સ્પષ્ટ તરવરતી હતી.

ઉપરની મુલાકાતથી એને કયાસ આવી ગયો એટલે મરે વિશે ખૂબ જ સંભાળપૂર્વક એણે તપાસ શરૂ કરી. એ તલાશના પરિણામે એને ખબર પડી કે એ વાત તો કરતો હતો બફેલો જવાની પણ એની અંદરખાનાની ગોઠવણ તો નાયગરા ધોધ ભણી પહોંચવાની હતી.

મરેને આ બધું વિચિત્ર ભાસ્યું. ઉપરાંત એમની દેખીતી હોશિયારીએય એને વિચાર કરતો કરી મૂક્યો. પરિણામે સાવધાનીના પગલા તરીકે એણે હેમિલ્ટનના પોલીસ-સ્ટેશને ખબર આપી દીધી કે બર્ચેલની સર્વ હિલચાલ પર ચાંપતી નજર રાખવી. અને કોઈ હિસાબે એને યુ. એસ. એ. જતાં રોકવો.

આમ ગોઠવણ કરી એ પ્રિન્સ્ટન મને ઇસ્ટવુડમાં



જરા ઊંડાણથી તપાસ કરવા લાગી ગયો. ત્યાંના રહેવાસીઓય પોતાની સ્મૃતિને વાગોળતા હતા ને કેટલાકને લાગતું હતું કે એમણે બર્ચેલને દીઠેલો છે.

મરેએ નાના મોટા સંખ્યાબંધ વેપારીઓને પૂછપરછ કરી તો એમાંથી કેટલાકે જણાવ્યું કે આ જોન બર્ચેલ બે વરસ પહેલાં અહીં આવેલા એક લોર્ડ સમરસેટને બરાબર મળતો આવતો હતો. એ લોર્ડ સમરસેટ વુડસ્ટોક નામના સ્થાને રહેતો હતો અને એ અહીંથી ગયા પછી એની કશી માહિતી કોઈને નહોતી.

આ બિના ઘણી રસપ્રદ હતી પણ એ એના કેસની કડીઓમાં ભાગ્યે જ સહાયરૂપ હતી. કારણ કે એ વિગતોના આંકડા તો ત્રણ હજાર માઈલ દૂર આવેલા ઇંગ્લેન્ડમાં છુપાયેલા પડ્યા હતા.

મરેએ સ્કોટલેન્ડ યાર્ડને બર્ચેલ ને મૃત્યુ પામેલ યુવાન—બન્ને વિશે વિગતે તારથી માહિતી પહોંચતી કરી અને ઉભય કે એક વિશે જે કંઈ વિગતો જડે તે મોકલવા વિનંતી કરી.

સ્કોટલેન્ડ યાર્ડે અતિત્વરાથી માહિતીપૂર્ણ તાર લંબાણથી મોકલ્યો. સૌથી પહેલી વાત તો એ નક્કી થઈ કે એક શ્રી અને શ્રીમતી બર્ચેલ કેનેડા ને યુ. એસ. એ.માં મુસાફરી કરતાં હતાં. આ બર્ચેલ ઑક્સફર્ડનો ગ્રેજ્યુએટ હતો. સાધનવાળો હતો અને ઉચ્ચ કુટુંબનો નબીરો હતો.

અહેવાલ એમ પણ ઉમેરાતો હતો કે બર્ચેલ મુસાફરી સાથો સાથ ધંધો પણ કરતો હતો. ઇંગ્લેન્ડથી નીકળતાં અગાઉ, એથી ત્રણ સાધનવાળા યુવાનોને, ગૃહસ્થ ખેડૂતો બનવા સાથમાં જોડાવા નીચે મુજબ જાહેરખબર આવી હતી:—

'ખેતર ધરાવતા એક સ્નાતકને, ધંધો શીખી ભાગીદારીમાં જોડાવા ઇચ્છતા યુવાનોની જરૂર છે. શરૂઆતમાં પાંચસો પાઉન્ડ રોકવા પડશે. ભાગીદારી નક્કી થાય ત્યાંસુધી ખાવાપીવાનું કે મૂડી પર પાંચ ટકા વ્યાજ પડશે. ઇચ્છા ધરાવતા સંપર્ક સાધે : શ્રી. જે. આર. બર્ચેલ, પ્રિમયરોઝ ક્લબ, ૪, પાર્ક પ્લેસ, સેંટ જેન્સ, લંડન.'

યાર્ડે વધુમાં એમ ઉમેર્યું કે બર્ચેલ અહીંથી ઊપડ્યો ત્યારે એની સાથે બે યુવાનો હતા. દરેકે પાંચસો પાઉન્ડ આપ્યા હતા ને એમનાં નામ હતાં : શ્રી પેસી અને શ્રી. એફ. સી. બેનવેલ.

તારની છેલ્લી લીટી વાંચી ત્યારે મરેને થયું કે હવે નોંધપાત્ર પ્રગતિ થઈ છે. પેલા કળણમાં ભોગ બની ચૂકેલ યુવાનનું એ જ નામ; જે બર્ચેલ કહેતો હતો કે એને યાદ આવતું નહોતું.

કેનેડામાં આ 'ચોકડી' ક્યારે પેઠી ને ક્યાં ગઈ એ શોધવા મરે ઝટ લાગી ગયો પણ એને કશુંય હાથ લાગ્યું નહીં એટલે એણે ન્યૂ યૉર્ક તરફ નજર દોડાવી અને એને તાત્કાલિક માહિતી પ્રાપ્ત થઈ. પોતાનો પીછો કોઈ પકડી શકે નહીં તે હેતુસર એમણે યુ. એસ. એ.ની સ્ટીમરમાં બુકીંગ કરાવ્યું હતું!

પોતાને જરૂરી અગત્યની માહિતી મેળવવા એણે ફ્રેડના પિતાને તાર કર્યો તો જવાબ મળ્યો કે પાંચસો પાઉન્ડ દઈ, ઑન્ટારિયોમાં જમીન ધરાવતા એક શ્રી. બર્ચેલ સાથે એ ધંધો શીખવા ગયો છે.

મરેના મનમાં હવે પાકી ખાત્રી થઈ ગઈ કે બર્ચેલ એક પાકો પથ્થરહૃદયી ખૂની હતો. એણે જ એ ગોળી દઈ બેનવેલને પૂરો કર્યો હતો, ને પાંચસો પાઉન્ડ પચાવી પાડ્યા હતા.

પણ એણે જ એના મનમાં નવો સવાલ પેદા કર્યો : પેલા બીજા ભાઈનું થયું શું ?

એણે એક પ્રશ્નાવલિ તૈયાર કરી ને જુદાં જુદાં પોલીસ-સ્ટેશનોએ એ મોકલી આપી. દરમિયાન એ પાછો જૂના બનાવને સ્થળે પહોંચ્યો, હજુય એના મનમાં વિશ્વાસ હતો કે મરનાર ને મારનારના સંબંધની કોઈક ખૂટતી કડીઓ ત્યાંથી પ્રાપ્ત થવી જ જોઈએ. કોઈકે તો એમને સાથે જોયા જ હશે ને કોઈકને તો એ યાદ આવશે જ.

પણ એ માહિતીકડી પ્રાપ્ત થાય ત્યાં સુધી એણે

એક નકારાત્મક સાબિતી પ્રાપ્ત કરી લીધી. તે એ હતી કે બર્ચેલની કોઈ જમીન કે કાર્ય ઓન્ટેરિયામાં નહોતાં. એની આ તપાસમાં વળી એક નવાઈની વાત એ હાથ લાગી કે ફેબ્રુઆરીની ૧૬મી તારીખે શ્રી અને શ્રીમતીએ બફેલો શહેરની હોટેલમાં પોતાનો કમરો નોંધાવી રાખ્યો હતો !

આવી છૂટક છૂટક માહિતી આવવા છતાં પૂરતી વિગત કડી મરેના હાથમાં આવતી નહોતી છતાં એક કસાયેલ જાસુસ તરીકે એ સમજતો હતો કે ધીરજ એ જ એનો સાચો ઉપાય હતો ને કદીક તો જરૂરી માહિતી સાંપડશે જ.

અને એની ધારણા ફળી. એ કળણની બાજુએથી દોડતી એક રેલ્વે લાઈન પરના ગામમાં રહેતી એક છોકરીએ ફેબ્રુઆરીની ૧૯મી તારીખે સવારે પેલા નામીચા કળણમાં બે અજાણ્યા મુસાફરોને ઘૂમતા જોયા હતા.

મરે તરત દોડી ગયો ને પંદર વરસની એ છોકરીની એણે મુલાકાત લીધી. કળાથી એણે એની પાસેથી માહિતી એકત્ર કરી ને આખરે એના મનમાં એ દીવા જેવી ચોખ્ખી થઈ ગઈ કે તે સવારે કળણમાં જનાર બે જણ બીજા કોઈ નહીં પણ બર્ચેલ ને બેનવેલ.

એ છોકરીએ એને એ પણ જણાવ્યું કે એમાંનો જુવાન એટલે બેનવેલ ખૂબ ખુશમિજાજમાં હતો. એ હસતો હતો ને મશ્કરી કરતો હતો પણ પેલો ઉંમરે પહોંચેલો માત્ર મરકાટ જ કરતો હતો. એણે કહ્યું કે બન્ને સુંદર પોશાકમાં સજ્જ થયેલા હતા ને ઉભય અપરિચિત હતા. કલાકેક પછી એણે બેમાંથી એકને જ પાછો ફરતો જોયો હતો.

'એનો સાથીદાર નહોતો ?' મરેએ પૂછ્યું.

'ના.'

'અને એ એ જ આદમી હતો !'

'હા, હા એ જ; મેં એનાં કપડાં ઓળખ્યાં ને !'

આમ એક વાત નિશ્ચિત થઈ છતાંય એના મનની મૂંઝવણ એ રહી કે બર્ચેલ આ કળણથી આટલો બધો વાકેફ ક્યાંથી ?

એના મનની એય ગાંઠ ઉકલી. એણે અનુમાન કર્યું કે બે વરસ પહેલાંનો લૉર્ડ સમરસેટ અને હાલનો બર્ચેલ એક જ વ્યક્તિ હોય તો એ કોયડોય ઉકલી જાય. એની આ ગડભાંજમાં સહાયભૂત થયો એક આદમી. ઈસ્ટવૂડ નજદીક રહેતા એ ભાઈએ એને જણાવ્યું કે ૧૯મીએ સવારે એણે બે બાર સાંભળ્યા હતા. એનો સમય મેળવતાં એને ખાત્રી થઈ કે એ પેલી છોકરી બનાવતી હતી તે જ હતો.

આ વાતને સમર્થન મળ્યું સ્ટેશનમાસ્તરની કથની-માંથી. એણે જણાવ્યું કે એ ગોઝારી ૧૯મીની સવારે બે જણ સ્ટેશને ઊતર્યા હતા. તેમાંનો એક સાવ જુવાન હતો.

'આમ તો મને ખાસ ખબર ન પડત,' સ્ટેશન-માસ્તરે ઉમેર્યું, 'પણ પેલી સીગારેટ–કેસને લીધે મને ખબર પડી.'

'કયા ?'

'એ જુવાન પાસે એક સીગારેટ–કેસ હતું. તે એનાથી પડી ગયું ને ગબડતું ગબડતું મારા પગ આગળ જ આવ્યું એટલે મેં એ એને આપ્યું.'

સીગારેટ–કેસ પરના અક્ષર તો એણે વાંચ્યા નહોતા પણ એને જોતાં જ એણે એને ઓળખી બતાવ્યું.

સ્ટેશન–માસ્તરની વિદાય લેતા પહેલાં મરેએ એક નવીન તુક્કો લડાવ્યો જે એને કાફી ઉપકારક નીવડયો. વાતવાતમાં એણે સ્ટેશન–માસ્તરને પૂછ્યું : 'અરે, બેએક વરસ પહેલાં વુડસ્ટોક નજીક એક લૉર્ડ સમર-સેટ રહેતા હતા તેમને તમે ઓળખો કે ?'

સ્ટેશન–માસ્તરના ચહેરા પર આનંદની એક ઝલક ઊઠી અને એ બોલ્યો, 'હા, હા, શ્રી મરે, હું એમનેય ઓળખું છું. અને લેડી સમરસેટનેય ભૂલ્યો નથી. અતિ સુંદર સ્ત્રી. બન્ને જુગલ જોડી આ કળણમાં પર્યટનાર્થે પહોંચી જતાં. હું મારાં પત્નીને કહેતો કે આ લોકો આવી કેવી જગા પર્યટન માટે પસંદ કરતાં હશે. ત્યારે મારાં પત્ની હસીને બચાવ કરતાં, 'અંગ્રેજ

અમીર ઉમરાવ લોક કંઈ મારા તમારા જેવા હતા! લોકવાયકાને ગણે એવા એ સામાન્ય આદમી નહીં !'

મરેના હાથમાં સઘળી બનાવકડીઓ અને જરૂરી માહિતી મળી ગઈ હતી, હવે ધરપકડ કરે તો ચાલે તેમ હતું એટલે એણે હેમિલ્ટન પોલીસને તાર કરી પકડવાની સૂચના આપી ને થોડા કલાકમાં જ ધૂંધવાતો વિરોધ વ્યક્ત કરતો બર્ચેલ અને તેની પત્ની પોલીસના હાથમાં પહોંચી ગયાં.

મરે હેમિલ્ટન પહોંચવાની તૈયારીમાં લાગ્યો હતો ત્યાં એક અણધાર્યો મુલાકાતી આવી ચડ્યો, જેણે આખા પ્રસંગની અધૂરી વિગતો પૂરી પાડી. એ હતો કમનસીબ પેસી. બેનવેલની જેમ એય બર્ચેલની લાલચનો ભોગ થયેલો હતો.

એના પિતાનો સખત વિરોધ હોવા છતાં એણે કેનેડામાં ખેડૂત થવાની વાત કદી છોડી જ નહીં અને બર્ચેલની જાહેરાતે એને વેગ આપ્યો. બર્ચેલને ત્યાં એ પહોંચ્યો ત્યારે એ પતિપત્નીએ એના પર પોતાની ભૂરકી નાખી દીધી અને પાંચસો પાઉન્ડ આપી એ ન્યૂ યોર્ક ભણી વિદાય થયો. અમેરિકાને કિનારે એ ઊતર્યો ત્યારે જ એને ખબર પડી કે ટોળીમાં એક ચોથો સાથીદારેય છે.

બન્નેનો પરિચયવિધિ કરાવતાં બર્ચેલે જણાવ્યું, 'હું આશા રાખું છું કે તમે એક બીજા સાથે હળીમળી જશો.' પણ પેલાને બેનવેલ જોડે ગોઠ્યું જ નહીં. બેનવેલ ભારે બોલકણો હોવા ઉપરાંત જરા અટક્યાળોય હતો અને બર્ચેલ આ બધું ચલાવી લેતો હતો તે જોઈ એને જરા નવાઈ લાગતી હતી.

બફેલો પહોંચ્યા પછી બર્ચેલે જણાવ્યું કે એ બેનવેલને લઈ એક કામ પતાવી આવશે ને ત્યાં સુધી પેસીએ શ્રીમતી બર્ચેલની સંભાળ રાખવી.

વીસમી તારીખે બર્ચેલ પાછો ફર્યો ત્યારે એ એકલો હતો એટલે પેસીએ આશ્ચર્ય વ્યક્ત કર્યું. પણ બર્ચેલે આડાંઅવળાં બહાનાં બતાવ્યાં જે એને ગળે તો ઊતર્યાં નહીં પણ, એટલામાં બર્ચેલે જાહેર કર્યું કે ફાર્મ પર પહોંચતા અગાઉ પોતે એક ઘણા વખતની મનોકામના પૂરી કરવા ધારે છે ને તે છે નાયગરા ધોધને ચાંદનીમાં નીરખવાની. શ્રીમતી બર્ચેલે જણાવ્યું કે પોતાને એમાં રસ નથી એટલે પેસી ને બર્ચેલ નાયગરા ભણી ઊપડ્યાં.

નાયગરા પહોંચતાં જ બર્ચેલ જોખમી પર્વતકરાડો અને સીધાં ખડકચઢાણોની ધાર પર પહોંચવા લાગ્યો. બિચારો પેસી તો ધ્રૂજવા લાગ્યો. કાતીલ જોરદાર પવન અને ભયંકર ખીણ! એમાં ગબડેલો કદી બચે નહીં ને એનું શું થયું તે કોઈને જણાય નહીં! પેસીને મહેણાં મારી બર્ચેલે એક કરાડધાર પર લીધો, અને લાગ જોઈ એની નજદીક એ આવી રહ્યો હતો ત્યાં સામી ધારે એક અજાણ્યો આદમી આવ્યો અને બર્ચેલ ખસી ગયો. પણ પાછા ખસતાં જે ખસિયાણાપણું ને અજાણ્યાના આગમન પ્રત્યે નાખુશીના ભાવ દેખાયા તે પેસી જોઈ ગયો. તરત જ બર્ચેલ સ્વસ્થ થઈ હસવા લાગ્યો. ને બોલ્યો, 'ચાલો, હવે બસ થયું. પાછા જઈએ.' પેસીને મન બસ જ થયેલું હતું!

પાછા ફરતાં એમનો રસ્તો એક સાંકડાં પુલ પર થઈ પસાર થતો હતો. નીચે ધૂંધવતાં ઉછાળનાં પાણી વહેતાં હતાં ને ઉપર પવનની ભયંકર ઝાપોટો. બન્ને જણ પુલ ઓળંગી રહેવા આવ્યા હતા ત્યાં બર્ચેલ અચાનક લપસી પડ્યો ને પેસી સાથે અથડાયો.

પેસી ડોલી ઊઠ્યો પણ દૈવયોગે પડતો બચી ગયો. એનો એ અનુભવ કેટલો હશે તેની કલ્પના એ વાતથી આવશે કે આ વાત કહેતાં કહેતાંય બિચારો પેસી ધ્રૂજી ઊઠ્યો. બનાવની વિગત પૂરી કરતાં એણે ઉમેર્યું કે 'મને સમજ પડી ગઈ કે બર્ચેલે મને પૂરો કરવા એ પ્રયત્ન કર્યો છે એટલે મારે જીવ વહાલો કરી, પાંચસો પાઉન્ડ જતા કરી, ભાગી જવું.' એટલે વળતી સવારે બર્ચેલ હોટેલ બહાર ગયો કે તરત જ પેસી છાનોમાનો પોતાનો સામાન લઈ ભાગી ગયો અને મોન્ટ્રીઅલની ગાડી પકડી ત્યાં પહોંચી ગયો.



ફણગનો ફોયરો :

મેન્ટ્રીઅલમાં છાપાને પાને એણે કળણના ખૂનની વાત વાંચી અને અહીં દોડી આવ્યો. એણે જણાવ્યું કે પોતે આ બધી બિના બર્ચેલને મોઢામોઢ કહેવા તૈયાર છે.

છતાં મરે સમજતો હતો કે ગમે તેટલા આરોપો કે આરોપનામાં ઘડીશું તોયે બર્ચેલ માને તેવો નથી.

બર્ચેલ પાસે પહોંચી એણે આખું નિવેદન વાંચી સંભળાવ્યું ત્યારે આ બનેલ ઠનેલ ઉમરાવે એ બધું સ્વસ્થ ભાવે હસી કાઢ્યું ને જરા તુચ્છકારનો ભાવ પ્રદર્શિત કર્યો.

એ માનત તો નહીં પણ મરેય પહોંચેલી માયા હતો એટલે એણે અતિકડક ભાવ ધારણ કરી જણાવ્યું કે વાત એટલેથી પતતી નથી, એની પત્નીય આ કાવત્રાની સાથી ને ભાગીદાર છે ત્યારે એ કેળવાયેલ અંગ્રેજનો બાહ્ય સંયમભાવ અદૃશ્ય થયો ને એ બબડી ઊઠ્યો, 'મારી પત્ની આમાં કદી ભાગીદાર નથી બની. જાણતીય નથી કે મેં પૈસા લીધા છે. એ તો બિચારી કાયમ એના જ વ્યવસાયમાં રોકાયેલી રહી છે ને વિના પુરાવા એને પકડવી તે દુઃસાહસયુક્ત છે.'

અનુભવસભર મરે વાતનો તાગ પામી ગયો ને એણે શ્રીમતી બર્ચેલને છોડી મૂકી. પણ એ બિચારી તો સાવ ભાંગી ગઈ.

પ્રારંભિક સુનાવણી પછી એનો કેસ વુડસ્ટોકમાં ચલાવાયો ને મરેએ પૂરવાર કરી બતાવ્યું કે આજનો શ્રી બર્ચેલ એ બીજો કોઈ નહીં પણ બે વરસ પહેલાંનો લોર્ડ સમરસેટ હતો.

કેસ છ દિવસ ચાલ્યો. એ સારાયે સમય દરમિયાન કોર્ટ આખીમાં કોઈ સ્વસ્થ દેખાતો આદમી હોય તો તે બર્ચેલ હતો. એની સામે ભારે જહેમતપૂર્વક મરેએ જે પુરાવા ને સાબિતી રજૂ કર્યાં હતાં તે એનાથી નકારી શકાય તેમ નહોતા.

નવેમ્બરની ચૌદમી તારીખે એને ફાંસી આપવાનો ચુકાદો જજે આપ્યો ત્યારે એની આંખના ખૂણા જરા ભીના થયા, બાકી એના દેહની ને અન્ય સ્વસ્થતા એવી જ ટકી રહી.

એનો કસોટીકાળ આવ્યો એના મૃત્યુદિને. ફાંસીના માંચડા ભણી ડગ માંડી રહેલા બર્ચેલને રસ્તામાં એની પત્ની મળી. ભગ્ન હૃદયવાળી ને આંસુથી ઊભરાતી આંખોવાળી એ બાઈએ પોતાના હાથ એના તરફ આજીજીપૂર્વક લંબાવ્યા. બન્નેની દૃષ્ટિ મળી અને ઉભય એકબીજાની બાથમાં સમાઈ ગયાં.

એ ક્ષણે સૌને લાગ્યું કે આ બાઈએ જો એના હૃદયની કાળાશ પરખી હોત તો એ એકલી એને આ પાપપંથેથી વાળી શકી હોત! પતિની બાથમાંથી લથડતા ડગે એ બહેનની ઓથમાં સમાઈ ગઈ. મૃત્યુકૂચ આરંભાઈ. બે જણ મૃત્યુમંચ પર ચડ્યા ને એક જ પાછો ઊતર્યો! સંવાદદાતાઓ એને ઘેરી વળ્યા ત્યારે એણે ઉત્તર વાળ્યો, 'સદ્‌ગૃહસ્થની અદાથી એણે જીવનનાવ સંકેલી.'



મોસ્કો યુનિવર્સીટીના જીવપદાર્થ વૈજ્ઞાનિકોએ તોફાનની ૧૫ કલાક વહેલી આગાહી આપતું એક યાંત્રિક સાધન બનાવ્યું છે.

હા, હવામાનશાસ્ત્રીઓએ નહિ પણ જીવપદાર્થવૈજ્ઞાનિકોએ આ સાધન બનાવ્યું છે અને તેનું કારણ એ છે કે આ સાધન જેલીફીશ નામની માછલીની શ્રવણેંદ્રિય પરથી બનાવવામાં આવ્યું છે. નિષ્ણાતો ક્યારનાયે જાણે છે કે જેલીફીશ તોફાનની આગાહી ઘણા વખત પહેલાં કરી શકે છે. આ શક્તિ એની શ્રવણેંદ્રિયમાં છે. અને આ સાધન એ જેલીફીશની શ્રવણેંદ્રિયનો વીજાણુ નમૂનો છે.

આ સાધન માત્ર તોફાનની આગાહી કરતું નથી પરંતુ તે કઈ તરફથી આવશે અને કેટલું જોરદાર હશે તે પણ બતાવે છે.








સાહેબને ચૂંટણીરાયનાં પ રાક્રમોમાં પડેલો રસ એટલો વધી ગયો હતો કે,

પ્રિતમને જેમ પ્રિયા ગણી, જયમ તસ્કરને રાત;
છાંપાંને જયમ ચૂંટણી મોસમ, ત્યમ સાહેબને વાત.

છાપાંવાળા ચૂંટણી મોસમની ખૂબ આતુરતાથી રાહ જુએ એમ સાહેબ પણ સવારની રાહ જોતા હતા. વાતનો રસ ઘણો વધી ગયો હતો કેમકે એ વાતમાંથી જીવનઘડતરનું ભાથું મળતું હતું. ભાવિ પ્રજાના ઉત્કર્ષ માટે મહાપુરુષો માત્ર ભાષણો કરીને જ અટકતા નથી પણ પોતાના જીવનમાંથી નમૂનેદાર દૃષ્ટાંત પણ પૂરું પાડે છે.

દસમે દિવસે વજ્રભક્ષક નામે દાંતે આ પ્રમાણે વાર્તા શરૂ કરી :—

## [૧૦] ચૂંટણીરાયના સાળાની વાત

ચૂંટણીરાયના નગરમાં એક મહાધૂર્ત રહેતો હતો. આ ધૂર્તે એક વાત નક્કી કરી હતી કે જો વગર મહેનતે ધનવાન થવું હોય તો સીધે સીધા ધૂર્ત બનવું જોઈએ કે નહિ તો રાજનીતિજ્ઞ બનવું જોઈએ.

આમ મહાચતુર ધૂર્તે ચૂંટણીરાયના રાજ્યમાં પોતાની કળા અજમાવવાનું નક્કી કર્યું. ચૂંટણીરાયને સગાં-વહાલાં ઘણાં હતાં અને એમાંથી મોટા ભાગનાં સગાં સરકારી નોકરીમાં સારી જગાઓ ઉપર લાગી ગયાં હતાં. જે સગાં નોકરી નહોતાં કરતાં એ શ્રી ચૂંટણી-રાયની ખાનગી નોકરીમાં હતા અને પાછલે બારણેથી ધનને ઘરમાં ઘસડી લાવવાના કાર્યમાં ચૂંટણીરાયને મદદ કરતાં હતાં. ધૂર્તે આવા 'બ્રોકર સગા' તરીકે ઘૂસી જવાનો વિચાર કર્યો અને નક્કી કર્યું કે ચૂંટ-ણીરાયના સાળા બની જવું, કેમકે ખરી સગાઈ તો સાળાની જ છે.

હોય માસી કે મામા મામી
હોય ફુઆ ફોઈ કાકા કે ભાઈ,
હોય બહેન-બનેવી ભાણા ભાણી
પણ ખરો સગો તો જોરૂ કો ભાઈ !

માણસો બીજાં સગાંઓ ઉપર જેટલો હેતભાવ રાખે છે એના કરતાં સાળા–સાળી ઉપર વિશેષ હેત રાખે છે, કેમકે એ હેતભાવ કંપલસરી હોય છે. ધૂર્ત આમ ચૂંટણીરાયનો સેલ્ફ એપોઈંટેડ સાળો બની ગયો. નાની નાની ભેટ સોગાદ આપવાને બહાને ચૂંટણીરાયના ઘરની વારંવાર મુલાકાતો લેવા લાગ્યો, ચૂંટણીરાયના નોકરો સાથે જીપમાં બેસીને બજારમાં શાકભાજી લેવા માટે જવા લાગ્યો. હવા એવી જમાવી દીધી કે પોતે જાણે ચૂંટણીરાયનો સાત જનમનો સાળો ના હોય !

આમ ધીમે ધીમે ધૂર્ત ચૂંટણીરાયનો સત્તાવાર સાળો છે એવી માન્યતા બહાર ફેલાઈ ગઈ. પછી તો પૂછવું જ શું ? ઘણા ગરજાઉ લોકો પોતાનાં કામ કઢાવવા માટે ધૂર્ત પાસે આવવા લાગ્યા. એ ગઠિયો એમની પાસેથી મોટું કમિશન લેવા લાગ્યો અને ચૂંટણીરાયના હાથ નીચેના અમલદારોને પેટા કમિશન આપીને કામ કઢાવી લેવા લાગ્યો. સારું એવું પેટા કમિશન મળવાથી તેમજ 'ચૂંટણીરાયના સાળાનું કામ છે,

એમ જાણીને અમલદારો પણ એની મારફત આવેલું કામ ઝડપથી પૂરું કરવા લાગ્યા હતા. ધીમે ધીમે ધૂર્તનો પ્રભાવ એવો જામ્યો કે,

**ચૂંટણીરાયના રાજમાં બેનું સાચું રાજ**
**બે વાનાંથી સરતું રહે ખરે લોકનું કાજ**
**એમાં એક છે 'ખાનગીમાં ગાળો'**
**જાહેરમાં છે ચૂંટણીરાયનો સાળો**

ખાનગીમાં રાજતંત્રને પડતી ગાળોનું રાજ છે અને જાહેરમાં ચૂંટણીરાયના સાળાનું રાજ છે.

આમ ધૂર્તે પાકી જમાવટ કરી લીધી એવામાં એક વખત ચૂંટણીરાયના સાચા સાળાને કંઈ કામ આવી પડ્યું, પણ એ કામ કઢાવવા જતાં અમલદારોએ કહ્યું એમ સીધી રીતે તમારું કામ નહિ થાય માટે તમે શ્રી પ્રધાનશ્રીના સાળાની વાયા આવો. કમિશનની કસ્ટમવિધિ પતાવો તો જ કામ થશે.

સાચા સાળાને આ સાંભળી ઘણી નવાઈ લાગી એણે ચૂંટણીરાયને વાત કરી. ચૂંટણીરાયને પણ નવાઈ લાગી. તપાસ કરતાં ધૂર્તની ચાલાકીની ખબર પડી. ચૂંટણીરાયને નવાઈ લાગી.

**એક જોરુ છે ને એક જોરુ કા ભાઈ**
**બીજો સાળો કયાંથી આવ્યો ?**
**શી છે આ નવાઈ ?**

ચૂંટણીરાય વિચાર કરે છે કે મારે એક જ પત્ની છે અને સાળો પણ એક જ છે. એમાં આ બીજો કયાંથી ફૂટી નીકળ્યો ?

ચૂંટણીરાયે ધૂર્તને બોલાવ્યો. એને જોતાં જ પ્રધાનશ્રી સમજી ગયા કે આ તો કોઈ આપણા જેવો જ છે. એને ધમકાવીશું તો આપણી અપ્રસિદ્ધ વાતોની પ્રથમાવૃત્તિ પ્રસિદ્ધ થઈ જશે માટે સમજાવટથી કામ લેવામાં જ સાર છે. આમ વિચારીને ચૂંટણીરાયે કહ્યું ભાઈ:

**કવણ તું છે ને કોણ તુજ તાત ?**
**કહાંથી બનિયો તું મુજ પત્ની-ભ્રાત ?**

ધૂર્ત કહે : મુખ્યાશ્રી, મને જે કંઈ પ્રેરણા મળી છે તે આપને પગલે ચાલવાથી જ મળી છે. હું આપને ત્યાં વારંવાર જતો હતો એથી આપનાં પત્નીએ એકવાર મને કહેલું કે ભાઈ, હવે તમે અહી આવવાનું બંધ કરશો ? આ રીતે હું એમનો ભ્રાતા બન્યો. વળી એકવાર મારાં કાર્યોની આછી ગંધ આવી જતાં આપે એ સંબંધી ટીકા કરેલી કે કોઈ સાળો મારા ખાતામાં ખરો ઘૂસી ગયો છે ! આ રીતે હું આપનો સાળો બન્યો છું !

ચૂંટણીરાય ધૂર્તની વાતથી ખરેખરા ખુશ થયા અને એને પોતાનો મુખ્ય ખાનગી એજંટ તરીકે નીમ્યો.

આમ વાત કરીને વજ્રભક્ષક નામે દસમો દાંત ચોકઠામાંથી ખરી પડ્યો.

પરંતુ તે દિવસે મહિનાનો બીજો શનિવાર હતો તેથી સાહેબ રસભર્યા પિકચરનો બીજો શો જોવા બેસી રહેતા પ્રેક્ષકની જેમ વાત સાંભળવા બેસી રહ્યા પછી અર્ધભંગ નામે આગળના દાંતે આ પ્રમાણે વાત શરૂ કરી:—

## [૧૧] લોકસંપર્કની વાત

એક વખત ચૂંટણીરાય પાસે કંઈ કામ નહિ રહેવાથી એમણે લોકસંપર્ક કરવાનો વિચાર કર્યો. પ્રધાનો માટે લોકસંપર્ક તો એક ટેનિક ગણાય છે.

**દર્દીને જેવી છે રાબ,**
**દારૂડિયાને જયમ શરાબ**
**તરસ્યાને મન જેવું આબ,**
**નેતાને જયમ હારની છાબ**
**વિષ્ણુને જયમ તુળશી અર્ક,**
**ત્યમ પ્રધાનને લોકસંપર્ક**

પ્રધાનો જો લોકસંપર્ક ના કરે તો લોકો પછી બીજા પક્ષનો સંપર્ક કરવા લાગે છે, વળી પ્રધાનોને એમના પક્ષની લોકપ્રિયતાનું માપ પણ લોકસંપર્કમાંથી મળે છે.

તેથી એક દિવસ ચૂંટણીરાય જીપકારમાં લોકસંપર્ક નાકળ્યા. સાથે





સેક્રેટરી વર્ગ, પોલીસઅધિકારીઓ, પ્રધાનપદની અભિલાષાવાળા લોકસેવકો વગેરે હતા. પ્રધાનશ્રી સહુથી પહેલા મજૂર વિસ્તારમાં ગયા. ત્યાં જઈને જુએ છે તો...

નાગાં પૂગાં રખડે બાળ,
સામાસામી દેતાં ગાળ.
ચડ્ડી આગળ ચાલે યુદ્ધ,
વપરાય રાષ્ટ્રભાષા શુદ્ધ.
રસ્તા વચ્ચે વહે ઝરણાં,
કૂતરાં રખડે જાયમ હરણાં.
કાદવ કીચડ પણ છે ખૂબ,
બીડી ધુમાડાના ધૂપ.

આ બધું જોઈને ચૂંટણીરાયને થયું કે અહાહા, અમે સત્તા ઉપર આવ્યા પછી લોકો કેટલા સુધરી ગયા છે. નાનાં બાળકો સાદાઈમાં માનતાં થઈ ગયાં છે અને ગાંધીજી કરતાં પણ આગળ નીકળી ગયાં છે. ગાંધીજી માત્ર શરીરનો ઉપરનો ભાગ જ ખુલ્લો રાખતા હતા પણ આ બાળકો તો એમના કરતાં પણ વધુ સાદાં છે. વળી અહીં નળ ઉપર પણ રાષ્ટ્રભાષા બોલાય છે એ જાણીને પક્ષે રાજી થવા જેવું છે કે રાષ્ટ્રભાષાનો પ્રચાર માત્ર ઘરઘર સુધી જ નહિ પણ નળનળ સુધી પહોંચી ગયો છે. અહીં રસ્તા વચ્ચે જે નાનકડાં ઝરણાં વહે છે તે ઉપરથી લાગે છે કે લોકો નિસર્ગપ્રેમી બનતા જાય છે અને માણસો તથા કૂતરાં સાથે રહે છે તે અમારી સહકારની ઝૂંબેશની સફળતા બતાવે છે.

આ પ્રમાણે મનોમન વિચાર કરતાં મજૂર વિસ્તારનો લોકસંપર્ક પૂરો કરીને શ્રી ચૂંટણીરાય આગળ વધ્યા. રસ્તામાં એક જગાએ જુએ છે એક માણસને પોલીસ-સિપાહીઓએ પકડ્યો છે અને મોટું ટોળું એકઠું થઈ ગયું છે.

ધક્કા મુક્કી ચાલે ઘણી,
જાણે હોય પ્રલયની અણી
ખિસ્સું કપાયાની પડતી બૂમ,
કોઈનું થયું છે પાકિટ ગૂમ!

આવા ટોળાની નજીક જઈને પ્રધાનશ્રીએ જીપ ઊભી રાખી અને પૂછ્યું, 'આ બધી ધમાલ શાની છે?'

કહો સુજને શાની ધમાલ,
શાનો છે આ સઘળો તાલ?

ટોળામાંના એક માણસે કહ્યું, 'અરે સાહેબ, આ તો એક માણસને દારૂ સાથે પોલીસે પકડ્યો છે તે મોટી લાંચ દઈને છટકી જવાની મહેનત કરે છે.'

આ પરથી લોકસંપર્ક કરવા નીકળેલા ચૂંટણીરાયે વિચાર્યું, 'વાહ, આપણા અમલમાં નાનકડી ભઠ્ઠી ચલાવનારાનું પણ જીવનધોરણ એટલું ઊંચું આવી ગયું છે કે એ મોટી રકમ કોઈને બક્ષિસ તરીકે આપી દઈ શકે છે.'

આવી રીતે આનંદ માણીને શ્રી ચૂંટણીરાયે કહ્યું: અરે મિત્રો, આ બે બનાવો પરથી હવે મને ખાતરી થઈ ગઈ છે કે આપણા રાજમાં સાચો સર્વોદય થઈ ગયો છે. અને ભાતૃભાવ, રાષ્ટ્રભાષા પ્રચાર, સર્વોદય, સમાજવાદ વગેરે માટેના ઉચ્ચ આદર્શોને આપણે પહોંચી ગયા છીએ. કાલે જ આ માટેના આંકડા તૈયાર કરો જેથી વિરોધ પક્ષની આંખો ફાટી જાય. પછી ચૂંટણીરાય પાછા ફર્યા.

*

આ પ્રમાણેની લોકસંપર્કની વાત પૂરી કરીને અર્ધભંગ નામે તે દાંત ટપ કરતો ખરી પડ્યો.



'ઊર્મિ-નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.



# ગૃહઆંગણ

કાલની કોને ખબર છે! પુરુષાર્થીના મોંમાંથી આવું વાક્ય નીકળે પણ નહિ. છતાં પણ કુદરતના તાંડવ નૃત્ય સામે કોઈનું પણ કંઈ ચાલતું નથી. રોજબરોજના અકસ્માતો સાંભળી સાંભળીને માનવહૈયાં થીજી જાય છે. આજના વિજ્ઞાનયુગમાં અદ્યતન સાધનો માનવીની રાહત માટે, ત્વરિત કાર્ય માટે વધતાં ગયાં, તેનો ઉપયોગ છૂટથી થવા માંડ્યો. માથે ભમતા કાળને કોઈ રોકી શકતું નથી. તેમ જાણે ઘડી આવી પહોંચી અને વિનાશ નોતરાઈ ગયો. મુસાફરી કરતી બધી જ વ્યક્તિઓનો કાળ એક સાથે પુકારતો હોય ત્યારે ચક્કર ચક્કરમાંથી ક્યાં ક્યાંનાં માનવી ભેગાં થઈ જાય છે!

આમ સુખની પાછળ દુઃખ અને દુઃખની પાછળ સુખ પણ સમાયેલું છે તેવા અનુભવો જોવા મળે છે. અને તો પણ એ કુદરતની સામે ટક્કર ઝીલનાર માનવી જ છે. માનવીની તાકાત, બુદ્ધિ, સહ્યશક્તિ વગેરે બીજા કોનામાં છે! એ વિચારશક્તિના બળથી તો આજે તે સૌથી ઉપર છે.

દરેક માનવીને મૃત્યુ એક વખત તો આવવાનું જ છે, એટલે જ તેના જીવનને ઉજ્જવળ બનાવવા તેની સમક્ષ એક ધ્યેય નક્કી હોવું જોઈએ. શરૂઆતથી તેના પ્રત્યે ધ્યાન રાખવામાં આવશે; તેની વૃત્તિઓને, શોખને તેના મનપસંદ કાર્ય તરફ વાળવામાં આવશે તો તે ભવિષ્યમાં તેના મનગમતા કાર્ય તરફ વધુ રસપૂર્વક આકર્ષાશે અને આગળ વધશે. જીવનના કિંમતી દિવસો વેડફવા માટે નથી તેનો બરાબર ખ્યાલ રાખી તેના ધ્યેય પ્રત્યે આગળ વધશે તો તે ઘણું પામી શકશે અને બીજાને પણ માર્ગદર્શનરૂપ બનશે.

પુરુષાર્થ એ જ જીવન છે. પુરુષાર્થ વગરના જીવનમાં જીવ્યાની મઝા નથી. એક વખત ખાડા ટેકરાવાળા રસ્તા પરથી પસાર થયાં હોઈશું અને પછી સીધા રસ્તા પર આવતાં હાશ અનુભવાય તેમ મુશ્કેલીઓથી નહિ ડરતાં તેનો સામનો કરીને સામે ટક્કર ઝીલવાથી જે જોમ પ્રગટે છે તેની માત્ર નિશાની જ હોય છે. પરંતુ આ બધાં માટે નાનપણથી જ સંસ્કાર રેડાય, શાળા કોલેજમાં કેળવણી સાથે જ જીવનના પાઠ ભણાવાય, કંઈક કેટલુંય પ્રેરક અને પ્રોત્સાહક માર્ગદર્શન મળે તો....!

## પૈસો દુઃખનું મૂળ

'દુનિયા આખીય સ્વાર્થી છે. જમાનો જ એવો છે કે સગા છોકરાનો પણ વિશ્વાસ ન રખાય.'

આજે રત્નાબહેન વધુ ઉશ્કેરાયેલાં લાગતાં હતાં. મેં તરત જ પૂછ્યું: 'પણ છે શું, એકાએક વિશ્વાસ અને અવિશ્વાસના શબ્દો કેમ ઉચ્ચારવા પડ્યા?'

રત્નાબહેન મારાથી ઉંમરે તો ઘણાં મોટાં હતાં પરંતુ અમારો સબંધ કંઈક નિકટનો હતો એટલે અમે બંને એકબીજા સાથે ખૂબ નિખાલસ બની શકતાં. એકબીજા માટે અમને લાગણી હતી તેનું કારણ તો અણીને વખતે મદદરૂપ નીવડી શકતાં હતાં એ પણ એક હતું.

હું અચાનક એમને ત્યાં જઈ ચડી ત્યારે તેમના મોંમાંથી નીકળેલા શબ્દો મારા કાને પડી ગયા. અને તેનો જવાબ મેળવવા જ હું જઈ ચડી હોઉં તેમ મેં હસતાં હસતાં પૂછી નાખ્યું. પણ ઉશ્કેરાટભરેલો એમનો ચહેરો જોઈ વચ્ચે બોલવા માટે મને જરા પસ્તાવો થયો.

એમના પતિએ મને આવકારી કહ્યું 'આવ બહેન, તું ઠીક આજે આવી ગઈ. રત્ના આજે જરાશી વાતમાં ઉશ્કેરાઈ ગઈ છે. મારે જરા બહાર જવું હતું. હવે તું આવી એટલે હું જઈ શકીશ.' અને રત્નાબહેનની રજા લઈ તેઓ બહાર ગયા.

રત્નાબહેન અને હું એકલાં પડયાં. ઘરમાં આજે બીજું કોઈ જ હતું નહિ. તેમનો ઉશ્કેરાટ થોડો શમ્યો, આડીઅવળી બીજી વાતો કરી અને પાછાં મૂળ વાત પર આવ્યાં: 'બહેન, પૈસાનાં સૌ સગાં છે. પાસે કંઈ જ ન હોય તો ઘડપણમાં, હાથપગ ઘસાઈ ગયા હોય ત્યારે જ રખડવાનો વારો આવે. આપણાં છોકરાં એવાં નથી, થશે નહિ એમ ઇચ્છીએ છતાં પણ કાલની કોને ખબર છે? હું તો જીવતા જાગતા દાખલા જોઈ ને જ ઘરાઈ ગઈ છું. અને એમને તો મુશ્કેલી મુશ્કેલી કરીને બધાય પૈસા ધંધામાં ધીરી દેવા છે. દીકરા આપણા છે પણ થોડુંય ન હોય તો કાલની કોને ખબર છે? બધાય ધંધા કંઈ સરખા હોય છે! વધુ લોભ કરવા જતાં, હોય એટલુંય ગુમાવવાનો વારો આવે એના કરતાં નફો થાય તેના ઉપર જ રોકાણ થાય એ શું ખોટું? મારી સલાહ એમને ગળે ન ઊતરી એટલે હું જરા ઉશ્કેરાઈ.'

'રત્નાબહેન, તમારી વાત તો સાચી છે; પણ પોતાના જ ધંધા માટે જોઈતાં નાણાં આપણી પાસે હોય અને બીજા પાસે લેવા જવાનો શો અર્થ? અને બીજું દેખીતી ચડતી હોય ત્યારે તો નાણું બમણું જ થવાનું ને? એ રીતે મને એમની લાગણી વ્યાજબી લાગી છે. પરંતુ તમે અનુભવી વધારે અને સમજુ એટલે વિચારવાનું તો તમારે જ છે.'

'હમેશાં સારી નરસી બંને બાજુ હોય છે. કેટલાય સારા અને સફળ બનાવો નજર સામે છે પરંતુ તેથી વધુ પડતું આશાસ્પદ બનવાનો ફાયદો સરવાળે શૂન્ય થઈ પડે છે. તને ખબર છે? એમના મિત્ર નરેન્દ્રભાઈની

લતાં. પણ કશી સગવડ આપતાં નહિ. છોકરાંઓનું જીવન પણ રખડતું થઈ ગયું. રોજ નવા નવા સિનેમાનાં નામ સાંભળે પણ પૈસા વગર જોવા કેવી રીતે જાય? મોટો છોકરો તો ઉસ્તાદ હતો. તે શરૂઆતમાં મજૂરી કરીને પણ કમાઈ લેતો અને શોખ પૂરા કરતો. પણ છોકરી કમળાનું શું? એના શોખ ઉછળવા લાગ્યા. નવી નવી રીબીનો, બંગડીઓ વગેરે પહેરવાનું મન થતું.

પારૂ રમણને ત્યાં વારંવાર જતી. ત્યાંથી તેને ક્યારેક મદદ મળી રહેતી. કમળા પણ કોઈક કોઈકવાર ત્યાં જતી. રમણના છોકરા સાથે તેને દોસ્તી થઈ. તેઓ સાથે ફરવા લાગ્યાં. એકાદ બે સિનેમા પણ જોયા. અને રમણે બરોબર શિકાર ઓળખી લીધો. એક દિવસ બેસીને કમળાને સમજાવી કે તારે પૈસા જોઈએ છે ને હું કહું તેમ કરીશ એટલે તને પૈસા મળશે. પણ કોઈને વાત કરવાની નહિ.

બીજે દિવસે રમણની વહુએ કમળાને બરોબર પાઠ પઢાવ્યો અને શરૂમાં તો એક બીજા છોકરા સાથે સિનેમા જોવા મોકલી. કમળાને બરોબર પકડમાં લીધા પછી એની ઉપર કમાણી શરૂ કરી. રોજ નવા ઘરાક આવે અને પંદર વર્ષની કુમળી કન્યાનો ઉપયોગ કરી ચાલ્યા જાય. રમણને તો ઘેર બેઠે વગર મહેનતે પૈસા આવવા માંડ્યા. અને કમળાને તેના જીવનના સોદા સાટે મોજશોખ પૂરા પડ્યા.

કમળાએ પારૂને ધીમે ધીમે વાત કરેલી. પૈસાની લાલચે છોકરીની જિંદગી માએ બરબાદ થવા દીધી. ઊલટું એને પ્રોત્સાહન આપી કાકા, મામાને ઘેર ગઈ છે તેમ બતાવવા લાગી.

આવી મા પોતાનામાં તાકાત ન હોય તો શું કામ બાળકને જન્મ આપતી હશે! કુમળી ઉંમરની છોકરીઓની જિંદગી બરબાદ કરવામાં માનું હૃદય સહેજ પણ ઘવાતું નહિ હોય! આ તે મા કે રાક્ષસ?

આજે મોજશોખ વધી રહ્યા છે. અને સિનેમા વગેરે દ્વારા વિકૃત્તિઓ ઉત્પન્ન થતી રહી છે તેના ઉપર કાબૂ નહિ આવે, સરકાર સમજીને કોઈ રસ્તો નહિ કાઢે તો નીતિનું કોઈ ધોરણ નહિ રહે અને આવી નાની ઉંમરની કેટલીયે યુવતીઓની જિંદગી બરબાદ થશે. પ્રજાનો જ વિરોધ સખત હોવો જરૂરી છે.

☆





આફ્રિકામાં વસતા ગુજરાતી લેખકોની વીણેલી વાર્તાઓનો સંગ્રહ

# આફ્રિકાની શ્રેષ્ઠ વાર્તાઓ

સંપાદકો :
શ્રી બળવંત નાયક
શ્રી ટી. પી. સૂચક
શ્રી ભાનુશંકર ઓ. વ્યાસ

મૂલ્ય : રૂ. ૫/—
[ રજિ. પો. રૂ. ૧/— ]

આફ્રિકાની
શ્રેષ્ઠ વાર્તાઓ

પૂર્વ આફ્રિકામાં વસતા ગુજરાતીઓમાં સાહિત્યપ્રેમ અને સર્જનશીલતા પણ પડ્યાં છે તેની પ્રતીતિ કરાવતો ત્યાંના સોળ ગુજરાતી લેખકોની શ્રેષ્ઠ વાર્તાઓનો આ સંગ્રહ છે. આમાંના કેટલાક લેખકો તો ગુજરાતી સાહિત્યમાં ચોક્કસ સ્થાન પણ જમાવી ચૂક્યા છે.

સાહિત્ય તો કોઈ પણ પ્રદેશમાં કે કોઈપણ વિસ્તારમાં એકસરખું જ વિકાસશીલ રહે છે, એટલે વેપાર રોજગાર કે ધંધાર્થે આફ્રિકામાં વસતા આપણા ગુજરાતીઓ સાહિત્યની આરાધના પણ એટલા જ ખંતથી કરે છે. આ સંગ્રહની સોળેય વાર્તાઓ વાંચવાથી એની પ્રતીતિ થાય છે.

રજ બારેટ

ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિમિટેડ ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ અમદાવાદ, ૧

મુદ્રક • દીપક પ્રિન્ટરી • અમદાવાદ

# સૌરભની ૩૩ ભેટમાંથી પસંદગીની ભેટો મફત મેળવો

**વિસ્તૃત માહિતીનું સૂચિપત્ર મંગાવો. સ્કૂલો-સંસ્થાઓને ખાસ કમિશન અને અનન્ય લાભ**

**ખાસ નોંધ :** પરદેશના ગ્રાહકોએ છાપેલા લવાજમ કરતાં રૂપિયાની કિંમતમાં દોઢું લવાજમ મોકલવું. વધઘટ મજરે અપાશે.

| | |
|---|---|
| ઊર્મિ-નવરચના | ૭.૫૦ |
| તંદુરસ્તી | ૫.૫૦ |
| નવચેતન | ૭.૫૦ |
| સબરસ | ૮.૫૦ |
| સ્ત્રી | ૧૦.૦૦ |
| રમકડું | ૯.૦૦ |
| રસરંજન | ૧૦.૦૦ |
| બાલસંદેશ | ૮.૫૦ |
| ચિત્રજ્યોત | ૮.૫૦ |
| સ્ત્રીજીવન | ૭.૦૦ |
| સંસ્કારલક્ષ્મી | ૯.૦૦ |
| ચાંદની | ૬.૦૦ |
| મિલાપ | ૧૦.૦૦ |
| ક્ષિતિજ | ૧૦.૦૦ |
| આરામ | ૬.૦૦ |
| શ્રીરંગ | ૮.૦૦ |
| અંજલિ | ૬.૦૦ |
| વર્ષા | ૫.૦૦ |
| ચિત્રલોક | ૮.૫૦ |
| આરસી | ૯.૦૦ |
| ગાંડીવ | ૭.૨૫ |
| ચિત્રલેખા | ૧૫.૦૦ |
| જી | ૮.૦૦ |
| બીજ | ૬.૦૦ |
| વૈષ્ણવજન | ૬.૦૦ |
| મહેંદી | ૬.૦૦ |
| વિશ્વમાનવ | ૯.૦૦ |
| ગુજ. સમાચાર | ૪૩.૫૦ |
| જનસત્તા | ૩૬.૦૦ |
| સંદેશ | ૩૬.૦૦ |
| મુંબઈ સમાચાર | ૫૦.૦૦ |
| જન્મભૂમિ | ૪૮.૦૦ |
| અદ્ભૂત | ૫.૦૦ |
| સોવિયેત દેશ | ૫.૦૦ |
| કાયદો અને કાનૂન | ૭.૫૦ |
| તુષાર | ૧૦.૦૦ |
| નિહાર | ૩.૦૦ |
| કુમાર | ૧૦.૦૦ |

| | |
|---|---|
| નવનીત | ૧૦.૦૦ |
| સુકાની (અઠ.) | ૧૨.૦૦ |
| સંદેશ-પ્રજાબંધુ | ૧૨.૦૦ |
| નૂતન ગુજરાત | ૧૦.૦૦ |
| જન્મ.-પ્રવાસી | ૧૦.૦૦ |
| મું.સમાચાર(અઠ) | ૧૦.૦૦ |
| વ્યાપાર | ૨૦.૦૦ |
| પરિચયપુસ્તિકા | ૮.૦૦ |
| નૂતન શિક્ષણ | ૫.૦૦ |
| જીવનમાધુરી | ૭.૫૦ |
| વ્યાયામ | ૩.૫૦ |
| મેટ્રિક મેગેઝીન | ૧૮.૦૦ |
| S. S. C. મેગે. | ૧૮.૦૦ |
| F. y. A. મેગે. | ૧૮.૦૦ |
| Inter A.મેગે. | ૨૦.૦૦ |
| F. Y Sc.મેગે. | ૨૫.૦૦ |
| F. y. Com. | ૨૫.૦૦ |
| Inter Com. | ૨૫.૦૦ |

**— હિંદી —**

| | |
|---|---|
| નવનીત | ૧૦.૦૦ |
| ધર્મયુગ | ૨૮.૦૦ |
| જ્ઞાનોદય | ૧૦.૦૦ |
| આરોગ્ય | ૫.૦૦ |
| હિન્દી શિક્ષક | ૫.૦૦ |
| મહિલા પ્રગતિ | ૩.૦૦ |
| યુવક કોંગ્રેસ | ૩.૦૦ |
| ગાંધીમાર્ગ | ૩.૦૦ |
| સોવિયત નારી | ૪.૨૫ |
| ઉદ્યમ | ૭.૦૦ |
| વિજ્ઞાન જગત | ૯.૦૦ |
| સરિતા | ૧૦.૦૦ |
| સારિકા | ૭.૫૦ |
| વિજ્ઞાન લોક | ૯.૦૦ |
| વિજ્ઞાન પ્રગતિ | ૫.૦૦ |
| કહાની | ૬.૦૦ |
| આર્થિક સમીક્ષા | ૭.૦૦ |
| ભારતી | ૫.૦૦ |
| રાજખેટા | ૭.૦૦ |

| | |
|---|---|
| આજકાલ | ૭.૦૦ |
| યોજના | ૫.૦૦ |
| બાલભારતી | ૪.૦૦ |
| વિશાલ ભારત | ૧૦.૦૦ |
| ભારતીય સમાચાર | ૯.૦૦ |
| સરસ્વતી | ૭.૫૦ |
| સોવિયેત ભૂમિ | ૫.૦૦ |
| સોવિયેત સંઘ | ૬.૭૫ |
| વાસંતી | ૧૦.૦૦ |
| કાદંબિની | ૧૨.૦૦ |
| નિહારિકા | ૭.૦૦ |
| નવભારત ટાઈમ્સ | ૫૧.૦૦ |
| સ્વાસ્થ્યઔરજીવન | ૬.૭૫ |

**— અંગ્રેજી —**

| | |
|---|---|
| ઇલસ્ટ્રેટેડ વીકલી | ૪૧.૦૦ |
| કરન્ટ સાયન્સ | ૧૨.૦૦ |
| સાયન્સ એન્ડ કલ્ચર | ૧૨.૦૦ |
| જર્નલ ઓફ સાયન્ટિફીક એન્ડ ઇન્ડસ્ટ્રીયલ રિસર્ચ | ૩૦.૦૦ |
| રિસર્ચ એન્ડ ઇન્ડસ્ટ્રી | ૮.૦૦ |
| માર્ગ ઓફ ઇન્ડિયા | ૧૦.૦૦ |
| ઇન્ડિયન ઇન્ફર્મેશન | ૧૦.૦૦ |
| ટ્રાવેલર ઇન ઇન્ડિયા | ૧૦.૦૦ |
| ઈસ્ટર્ન ઇકોનોમિસ્ટ | ૬૫.૦૦ |
| ઇન્ડિયન ફાઈનાન્સ | ૪૮.૦૦ |
| ઇકોનોમિક વીકલી | ૨૪.૦૦ |
| સ્ક્રીન | ૧૩.૦૦ |
| માર્ગ | ૨૦.૦૦ |
| મધર ઇન્ડિયા | ૩૫.૦૦ |
| ટેક્ષેશન | ૨૪.૦૦ |

| | |
|---|---|
| રીડર્સ ડાયજેસ્ટ | ૧૮.૦૦ |
| બોમ્બે માર્કેટ | ૪૨.૦૦ |
| બીઝનેસ ડાયજેસ્ટ | ૨૪.૦૦ |
| ઇકોનોમિક ટાઈમ્સ | ૮૦.૫૦ |
| ઇકોનોમિક રિવ્યૂ | ૮.૦૦ |
| કેપીટલ | ૬૪.૦૦ |
| કોમર્સ | ૬૫.૦૦ |
| લીન્ક | ૨૫.૦૦ |
| શંકર્સ વીકલી | ૨૫.૦૦ |
| સ્પાન | ૪.૦૦ |
| સ્પોર્ટસ-પાસટાઇમ | ૧૯.૭૬ |
| લાઈફ (૨૬ અંક) | ૨૪.૫૦ |
| સનશાઈન | ૬.૦૦ |
| કેરિયર્સ એન્ડ કોર્સિસ | ૯.૦૦ |
| બ્લીટ્ઝ | ૧૪.૫૦ |
| ઈમ્પ્રીન્ટ | ૧૫.૦૦ |
| કરન્ટ | ૧૨.૦૦ |
| કેરેવાન | ૧૦.૦૦ |
| ફીલ્મફેર | ૨૦.૩૦ |
| ફેમિના | ૧૪.૫૦ |
| મોડર્ન રિવ્યૂ | ૧૫.૦૦ |
| ટાઈમ્સ ઓફ ઇન્ડિયા | ૬૫.૭૦ |
| ટ્રેઝર ચેસ્ટ | ૨.૫૦ |
| ડિઝાઈન | ૮.૦૦ |
| સોવિયેત લેન્ડ | ૬.૦૦ |
| જનરલ નોલેજ | ૧૨.૦૦ |
| સેમિનાર | ૧૦.૦૦ |
| ફ્રી પ્રેસ જર્નલ | ૩૬.૦૦ |
| કરન્ટ ઇવેન્ટસ | ૧૨.૦૦ |
| ટીચીંગ | ૪.૫૦ |
| ઇન્ડિયન આર્કિટેક્ટ | ૨૦.૦૦ |
| ઇન્ડિયન બીલ્ડર | ૨૦.૦૦ |
| એજ્યુકેશનલ ઇન્ડિયા | ૫.૫૦ |
| એજ્યુકેશનલ રિવ્યૂ | ૫.૦૦ |
| પ્રોગ્રેસ ઓફ એજ્યુ. | ૬.૬૦ |
| સોવિયેત ફિલ્મ | ૬.૭૫ |
| કલ્ચર એન્ડ લાઈફ | ૬.૦૦ |
| જી. ટી. આર રિવ્યૂ | ૫.૦૦ |

**દેશ-વિદેશનાં મેગેઝીનોના લવાજમ પ્રકાશકોના દરે જ ભરવા અમારી વિનમ્ર અને ઝડપી સેવા મેળવો**

## સૌરભ પુસ્તક ભંડાર

પાદશાહની પોળ સામે, મેડા ઉપર,
૬૬૫, રિલીફ રોડ, અમદાવાદ

# રામતીર્થ બ્રાહ્મી તેલ સ્પેશ્યલ નં. ૧ (રજીસ્ટર્ડ)

### આયુર્વેદિક દવા



**રામતીર્થ બ્રાહ્મી તેલ** સ્પેશ્યલ નં. ૧ કિંમતી અનેક વનસ્પતિઓમાંથી તેમજ શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરવામાં આવે છે. **રામતીર્થ બ્રાહ્મી તેલ**ના નિયમિત ઉપયોગથી મગજના જ્ઞાનતંતુ તથા શરીરના ક્રિયાતંતુ બળવાન બનાવવામાં, માથાનો દુઃખાવો મટાડવામાં, આંખોની ગરમી ઓછી કરવામાં તેમજ દૃષ્ટિ અને યાદશક્તિ વધારવામાં, ગાઢ નિદ્રા લાવવામાં, ખરતા વાળ અટકાવવામાં, વાળ લાંબા કાળા અને તેજસ્વી બનાવવામાં, શરીર પર માલીસ કરવાથી ચામડીને તાઝગી આપવામાં તથા શરીરને હૃષ્ટપુષ્ટ બનાવવામાં દરેક રીતે અનુકૂળ છે. દરેક માંઋતુ દરેકને અનુકૂળ છે.

**મોટી બાટલી રૂ. ૪–૫૦ * નાની બાટલી રૂ. ૨–૨૫.** બધે મળે છે.
ટપાલથી મંગાવનાર માટે દેશ–પરદેશનું પોસ્ટેજ તેમજ પેકીંગ ચાર્જ અલગ છે.

# ઉમેશ યોગદર્શન પ્રથમ ખંડ



### લેખક :– શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી

આ ગ્રંથમાં રોગી તથા નીરોગી સ્ત્રી–પુરુષોની તંદુરસ્તી સારી રાખવા માટે ૭ પ્રકારનાં મલ–શોધન કર્મ, આસનો, માનસિક ઈલાજ, જલોપચાર, સૂર્યકિરણ ચિકિત્સા, આહાર ચિકિત્સા વગેરે અનેક શક્તિવર્ધક તથા રોગનિવારક, ઘરમાં થઈ શકે તેવાં સુલભ સાધ્ય ઈલાજો બતાવેલ છે. આ ગ્રંથમાં ૧૦૮ થી વધુ ગ્લેઝ આર્ટ પેપર ઉપર આકર્ષક અને અત્યંત ઉપયોગી મલશોધન કર્મ તથા આસનોના ફોટાઓ છે. યોગવિદ્યાનો અદ્વિતીય ગ્રંથ છે. દરેક ઘરમાં, વાચનાલયમાં, સ્કૂલ, કોલેજો અને હસ્પિતાલમાં રાખવા યોગ્ય છે. ફોટાઓ જોતાં તથા લેખો વાંચતાં સુખ અને શાંતિનો અનુભવ થતો જશે. **ગુજરાતી–હિન્દી–મરાઠી–અંગ્રેજી ભાષામાં મળશે. પ્રત્યેક નકલની કિંમત રૂ. ૧૫–૦૦. પોસ્ટેજ ખર્ચ રૂ. ૨–૦૦.** મનીઓર્ડરથી મોકલશો. વી. પી. પી. કરતા નથી.

# રામતીર્થ (હિન્દી માસિક)

**સંપાદક : શ્રી યોગીરાજ ઉમેશચંદ્રજી**

**શ્રી રામતીર્થ યોગાશ્રમ મુંબઈ–૧૪** તરફથી **"રામતીર્થ"** (માસિક હિન્દી ભાષામાં દર મહિનાના પહેલા અઠવાડિયામાં પ્રગટ થાય છે.

આ માસિકમાં તન, મન, આત્મવિકાસ, યોગ, વેદાંત, ભક્તિ, ગીતા, કુદરતી ઈલાજો, યોગચિકિત્સા, માનસિક ચિકિત્સા, સારા થયેલા દરદીઓના અનુભવો, બહેનોના જીવનને ખાસ ઉપયુક્ત અને અનુકૂળ થાય તેવા વિષયો રહે છે. પાનાંની સંખ્યા ૧૬૦ થી વધુ હોય છે. **વાર્ષિક લવાજમ રૂ. : ૫–૦૦ * છૂટક નકલ : ૬૫ નયા પૈસા.** વાર્ષિક ગ્રાહક કોઈપણ માસથી બની શકો છો.

"**રામતીર્થ**" હિન્દી માસિકમાં વ્યાપારી જાહેરાતો સ્વીકારવામાં આવે છે. જાહેરાતના ભાવો અને જરૂરી વિગતો માટે નીચેને સીરનામે મળો યા લખો :

**શ્રી રામતીર્થ યોગાશ્રમ** દાદર (સેન્ટ્રલ રેલ્વે) મુંબઈ–૧૪ (ભારત)

ટેલીફોન : ૬૨૮૯૯ ★ ટેલીગ્રામ : 'PRANAYAM'—**BOMBAY-14.** Coty RMY

## ઘેર બેઠાં ટૂંક મુદતમાં

## હારમોનિયમ વગાડતા શીખવતું

**૧૯૬૨નું નવું જ અપટુડેટ પુસ્તક**

જેમાં તમારી જાણીતી ને માનીતી ફિલ્મો જીસ દેશમે ગંગા બહેતી હૈ, ગંગા જમના, મોગલે આઝમ, નજરાના, ચૌદહવીં-કા-ચાંદ, હમદોનો, ચાર દિવારી, સ્ત્રી, જંગલી, જબ-પ્યાર-કીસી સે હોતા હૈ, વગેરે ૭૧ ચૂંટેલી ફિલ્મોનાં ચૂંટેલા ગાયનો નોટેશન સાથે આપ્યાં છે.

# ઇઝી હારમોનિયમ ટીચર

**અને ટોકીઝ ગાઈડ** મુલ્ય રૂ. ૪ પોસ્ટેજ રૂ. ૧ અલગ

**આજે જ પાંચ રૂપિયાનો મનીઓર્ડર કરો :-**

**શ્રી હરિહર પુસ્તકાલય ટાવર રોડ, સુરત**

# વહેલો તે પહેલો

## ( સુધારેલી નવી આવૃત્તિ )

ઘેર બેઠાં ટૂંક મુદતમાં ફેશનેબલ અપ-ટુ-ડેટ-કપડાં શીવતાં અને વેતરતાં શીખવતું મોડર્ન ફેશનનું નવું સચિત્ર પુસ્તક. ૮૫ કટીંગ ચિત્રો, ૨૫ મશીન ટાંકાના સમજ ચિત્રો, ૭ રંગબેરંગી ચિત્રો.

# મોડર્ન સિસ્ટિમ ઓફ ટેલરીંગ

## આધુનિક શીવણકળાનો ભોમિયો

ભાગ ૧-૨-૩ સાથે કિંમત રૂ. ૬. પોસ્ટેજ રૂ. ૧

પાકું પુઠું પાનાં ૧૮૨

**લેખકો : મીસ શીરીન કલાપેસી : હોમી પટેલ**

આધુનિક ફેશન પ્રમાણે બાબાસૂટ, ચડી, વિવિધ કાપવાળાં ફ્રોક, લેડીઝ માટેના દરેક ફેશનનાં પેટિકોટ, બોડિસ, બ્લાઉઝ, સ્કર્ટ, ગાઉન તથા જેન્ટસ માટેનાં મોડર્ન ફેશનનાં કોટ, પાટલુન, બુશશર્ટ, શેરવાણી, લોંગ કોટ વગેરે કેમ વેતરવાં ને સીવવાં તેની સાદી સરળ ભાષામાં સંપૂર્ણ સમજ.

**શ્રી હરિહર પુસ્તકાલય** ટાવરરોડ, સુરત.

**શ્રી પન્નાલાલ પટેલની** સામાજિક નવલકથાની

ટૂંકા ગાળામાં જ પ્રગટ થયેલી

બીજી આવૃત્તિ

# નવું લોહી




મૂલ્ય :

**રૂ. ૬/૨૫**

[ રજિ. પો. રૂ. ૧-૨૫ ]

આપની નકલ મેળવવાનું મુખ્ય સ્થળ :

## ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિ.

ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ

**અમદાવાદ, ૧.**

## વસાવવા લાયક પુસ્તકો

| | | |
|---|---|---|
| અંતરમાં આગ | ખલિલ જિબ્રાન | ૫-૦૦ |
| વિદ્રોહી આત્મા | ,, ,, | ૪-૫૦ |
| પ્રકૃતિનાં સંતાન | ,, ,, | ૧-૮૫ |
| રખડતા રામ | ,, ,, | ૧-૩૫ |
| અગ્રદૂત | ,, ,, | ૧-૩૫ |
| જિબ્રાનનો નાદ | ,, ,, | ૫-૭૫ |
| અરેબિયન નાઈટ્સ | હિંમતલાલ પટેલ | ૪-૦૦ |
| બત્રીસ પૂતળી | કૃષ્ણપ્રસાદ ભટ્ટ | ૬-૦૦ |
| અદૃશ્ય દાનવ | ,, ,, | ૫-૦૦ |
| સૂડા બહોંતરી | ,, ,, | ૫-૨૫ |
| કપાયેલો હાથ | નવનીત મદ્રાસી | ૧-૩૦ |
| પાતાળ પુરી | ,, ,, | ૧-૦૦ |
| મોતનો શિકાર | ,, ,, | ૧-૬૦ |
| સ્વરભાર | ડૉ. ગોકળભાઈ પટેલ | ૫-૦૦ |

પ્રાપ્તિસ્થાન :

**કમલેશ પુસ્તક ભંડાર**

૨૪૯૮/૧ પ્રેમાભાઇ હોલની સામેની લાઇનમાં

રાંયખડ રોડ, **અમદાવાદ-૧.**

અંક ૬ : સપ્ટે૦ '૬૨

સળંગ અંક ૩૯૮

'ઊર્મિ' : વર્ષ ૩૩

'નવરચના' : વર્ષ ૨૭



સમાજમાં સંસ્કાર અને સાહિત્ય પ્રેરતું સામયિક

## ક્રમ





## સૂચના

* લવાજમ વરસનું : સાડાસાત રૂપિયા. વિદેશમાં દશ રૂપિયા (શિ. ૧૫).
* દર માસની ૧લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.
* વરસમાં એપ્રિલ, જુલાઈ, ઑક્ટોબર અને જાન્યુઆરી એ ચાર માસમાંથી કોઈપણ માસથી ગ્રાહક થઈ શકાય છે.
* વી. પી.થી લવાજમ વસૂલ કરવામાં જે વધારાનો ખર્ચ થાય છે એ ગ્રાહકે જ ભોગવવાનો હોય છે એટલે, લવાજમ પૂરું થયાની નોટિસ મળે ત્યારે ગ્રા. નં. અને પૂરા સરનામા સાથે કૃપા કરીને મનીઑર્ડરથી જ લવાજમ મોકલી આપવું.
* નમૂનાનો અંક મંગાવતી વખતે ૭૫ નવા પૈસાની ટિકિટો બીડવી જરૂરી છે. મફત અંક કોઈને મોકલાતો નથી.
* ગ્રાહકોએ દરેક જાતના પત્રવ્યવહારમાં ગ્રા. નં. લખવો ખાસ જરૂરી છે.
* અસ્વીકૃત લખાણ પાછું મેળવવા જોઈતી ટિકિટો બીડવી જરૂરી છે. એ સિવાયનાં અસ્વીકૃત લખાણો પંદર દિવસ પછી રદ કરાય છે.
* જાહેરખબર માટેનું, લવાજમ મોકલવાનું, લખાણો મોકલવાનું અને બીજા દરેક જાતના પત્રવ્યવહારનું સરનામું :—

'ઊર્મિ—નવરચના'

ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિ.,
ગાંધીરોડ : ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ

અમદાવાદ, ૧

પ્રકાશક: ઈશ્વરલાલ મો. દવેએ અને મુદ્રક : કાંતિલાલ ડાહ્યાભાઈ પટેલે માલિક: ભારતી સાહિત્ય સંઘ (પ્રાયવેટ) લિમિટેડ વતી ગાંધીરોડ, ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ, અમદાવાદથી પ્રસિદ્ધ કર્યું અને મંગલ મુદ્રણાલય, રતનપોળ, અમદાવાદમાં છાપ્યું.

તંત્રી : ઈશ્વરલાલ મો૦ દવે અને સંપાદક : જયન્ત પરમાર.

માલિકી ભાવના, વેર, ઝેર અને દ્વેષ એ બધું ભેગું થાય છે ત્યારે માણસમાં ગમે તેટલા સદ્‌ગુણો, સદ્‌અંશો કે સદ્‌ભાવનાઓ હોય તો પણ કશા ખપનાં રહેતાં નથી. માણસ પોતાની જાતે, કેટલીક વાર તો પોતાની અનિચ્છાએ પણ આવી જ રીતે પોતાની કિંમત આંકી ચૂકે છે. આપણી કિંમત બીજાં તો આંકે, પણ જ્યારે આપણે પોતે આપણને માપીએ છીએ, આપણી કિંમત આંકી લઈએ છીએ, આપણે કેટલામાં છીએ એ સમજી લઈએ છીએ ત્યારે ખરેખર આપણી દૃષ્ટિ ધન્ય બની જાય છે.

દૃષ્ટિમાં આવતી આ પ્રકારની ધન્યતાને આપણે માનીએ કે ન માનીએ તો પણ જરૂરી છે. શરીરમાં કાંઈક પણ એવું તત્ત્વ ઘૂસી જાય છે ત્યારે જેમ આખા શરીરને તપાસવાની જરૂર ઊભી થાય છે તેમ આવી આપણી આંતરિક કે માનસિક તપાસ માટેની દૃષ્ટિ દોડાવવાની પણ જરૂર છે. અને તેમાંય આત્મદૃષ્ટિને વિકસાવવી તો ખૂબ જ જરૂરી છે. માણસ પોતાને જ પૂરેપૂરો ઓળખી શકે એ ખૂબ જરૂરી છે. એ જ આપણે નથી કરી શકતા. એ જ્યારે આપણે કરવા તત્પર થઈએ, આત્માખોજ કરતાં આપણે શીખીએ એટલે આપણને બધી ખોજ સાંપડી આવે છે. અને આવી દરેક ખોજથી આપણે એટલું બધું નવું નવું જ્ઞાન મેળવીએ છીએ કે જે આપણને અનેક રીતે મદદરૂપ થાય.

જ્ઞાનની આ દૃષ્ટિને સીમા ન હોય, રુકાવટ ન હોય કે બંધન પણ ન હોય ત્યારે તેના વિકાસ માટે પૂરેપૂરી તક મળે છે. એ તકને આવકારવા માટે આપણી હંમેશની તૈયારી હોય તો ? તો આપણે સદ્‌અંશોને પોષી શકીએ, અસદ્‌અંશોને નિવારી શકીએ, આપણામાં પેસવા જ ન દઈએ. પોતાની પરખમાં જ સાચી ભૂલથાપ આપણે ખાઈએ છીએ. એમાં જ પાર ઊતરવાનું આપણે શીખીએ તો આપણા ઘણા ખરા દોષોને પણ નિવારી શકાય.



રતિલાલ 'અનિલ'

## 'ગદ્યાળ'ની મહાકવિતા

અંતરના સગાંના અવસાને, તીવ્ર
આઘાતથી, અનાયાસ જ આકંઠ રડનારો,
જેના પર એના જ્ઞાનતંતુનો કશો કાબૂ
નથી એવી ક્ષણે, એવા કુદરતી ટાણે
પણ કેવળ ખરબચડા ગદ્યમાં ઠૂંઠવો
મૂકી શકે, મૂકે એવો નરો ગદ્યાળ
માણસ પણ, નાનકડું વાક્ય પણ
લયલીન થઈને કેવળ સુમધુર એવા
લયમાં, કેવળ આગવી અને પ્રચ્છન્ન
એવી તરેહમાં જ બોલે, તેમાંય સૉનેટની
છેલ્લી બે લીટીમાં ન હોય એવી હૃદયસ્પર્શી,
જિગરભેદુ, લાઘવે સાધેલી, રામબાણ
વાગ્યા સરખી ચોટ હોય અને ભાષણ
કરવા મુખારવિંદને, બંધના પાણીને
રોકતી બારી ખુલ્લી મૂકીએ તેમ ખુલ્લું
મૂકે છે, અને બંધના ક્યૂબિક મેઝરના
લાખો ફૂટ જેટલું પાણી દ્વાર ખૂલતાં જ
મહાકાવ્યના પદ્યપ્રવાહ જેમ
લોલવિલોલ ચંચળ હરણાં શું વહી
જાય તેમ, જેનો વાક્પ્રવાહ સુમધુર
અને નિતાંત અલૌકિક એવા લયમાં,
શબ્દો રુમઝૂમ કરતાં અવર્ણનીય એવા
પદલાલિત્યમાં વહેવા માંડે, હૃદયને
ચોટ કરે, બુદ્ધિને મૂર્ચ્છા પમાડે,
લાગણીને તળિયાઝાટક વીંછળીને
જોતજોતાંમાં ન અનુભવી શકાય કે
ન ઓળખી શકાય એવા રૂપમાં પલટી
નાખે, ત્યારે સાંભળનારે, હથેલીમાંથી
દૂધ કાઢનાર, મોઢામાંથી નાડાછડી
અને નાળીએર કાઢનાર, કંકુ નાખીને
ભૂરકી લગાડનાર, કોઈ ભૂવા, માતાના
ભગત કે, કબ્રસ્તાનના કીમિયાગર
ફકીરની અમાનવીય એવી અસરમાં
તો નથી આવ્યો ને? એવી શંકા કરવાનું
મહાપાતક વહોરવું નહીં, જાતને
છેતરવી નહીં, ભ્રમમાં પડી સૂરજ સામે
આંખ બંધ કરવી નહીં, આવ્યો અવસર
જવા દઈ કાનમાં પૂમડાં ઘાલવાં નહીં,
પ્રચ્છન્ન ચિત્તે, નિર્વ્યાજ પ્રેમથી, કાન જ
નહીં, મોઢું પણ ખુલ્લું રાખીને અપૂર્વ
ભાષણ સાંભળવું, પૂરું થયા કેડે
પણ તેના ભણકારા કાનમાં વાગવા જ
દેવા—જાણવું કે, ચૂંટણીરૂપી પારસ-
મણિના સ્પર્શે આ ચમત્કાર સર્જાયો
છે!



ડૉ. લીના ત્રિવેદી

## અમે — ને તમે

હા! અમે ગરીબ છીએ
એટલા પૈસા નથી કે
બંધાવીએ બંગલા મોટા
વસાવીએ મોટરો અનેક, ને
ફરીએ વટથી ને માનથી.

તોયે સંતોષ એટલો છે
ભલે તમારા જેટલું નથી,
પણ અમ ઝૂંપડીના પાયા મહીં
નીચતા ને દગાના પથરા નથી
જે પડ્યા છે તમારા બંગલા નીચે
તમારા જીવનના પાયા બનીને.



'પતીલ'

## કેવું છે દૈવ મારું !

કેવું છે દૈવ મારું જીવન સાથ જડેલું
 નિજ આંખ ખોલતાંની માંહી પ્રાપ્ત થયેલું.
અનેક કષ્ટની મહીં અકાણ્ડ ડૂબતું
 છે કોઈના સ્વપ્નામાંહી સંતાઈ રહેલું.
કોને લીધે નભી છું રહ્યો ક્રૂર ચોગમાં !
 ને કોણ પ્રેરણા છે મને પાઈ રહેલું !
નાનું સરીખું નામ મુજ શા શા જુલમ સહે?
 દુનિયાથી નિરાળુ છતાં દુનિયામાં વસેલું !
જ્યાં જાઉં ત્યાં વીજળી પડે કે વાયુઓ લડે,
 યારો પ્રસન્ન ક્યાહરે આકાશ ફૂટેલું ?
જોયા કરે તમાશો જાણકાર વિશ્વના
 સો ગાંઠ સામટી પડે જો એક ઉકેલું :
સફરે ચઢ્યું જહાજ મુજ દરિયાની મોજમાં
 વસાણુ વડે પ્યારની ઉન્માદ ભરેલું.
દેખાય દૂરથી યુગો પળ એક પાછળે
 સો અંધકારની પૂંઠે પ્રભાત ઊગેલું.
સમયની કૂચ છીનવી અધિકાર ના શકે.
 છે એવું કૈંક જાણે મને આજ મળેલું !



હસિત બૂચ

## શાળા

લાંબી રજા વીત્યા પછી,
આકાશની શાળા ફરી ખૂલી ગઈ;
સ્લેટ કાળી ભૂખરી છે કંઇ પડી,
તે પર ફરી
ઝળહળ અહો, આ કોઈની સોનાસખી !
પૃથ્વીના સૌભાગ્યની
અણુએ અણુ કૂજી રહી
કવિતા શિવંકર કોમળી.



'સરોદ'

## લગની

સંતો, લાગી રે લગન;
  જાણે અડી ગૈ અગન,
   સંતો, લાગી રે લગન.
કોઈ મહાકાય મારા મનડામાં જાગો;
  મનડે માંડ્યો છે જાણે મોંઘેરો જગન,
   સંતો, લાગી રે લગન.
ધરણી ધ્રૂંઈ થૈ જાણે ઊડી અવકાશે,
  ચહુ મેર ન્યાળું નીલું નવલું ગગન;
   સંતો, લાગી રે લગન.
ઝળહળ જ્યોતિ જાણે ઝબકીને જાગી;
  એના અંજવાળે મારું મનડું મગન,
   સંતો, લાગી રે લગન.
એહ રે જ્યોતિનો હું છું પરવાનો પૂરો;
  સત રે સરોદ કેરાં થયાં છે સ્વપન;
   સંતો, લાગી રે લગન.



જેઠાલાલ ત્રિવેદી

## કલંક કે ગૌરવ ?

કહે ઉદધિને 'નદી : ઉદધિ, ક્ષાર તુંમાં બહુ,
વહી તુજ ઉરે અમે પણ કલંક–ભાગી થતાં,
ગભીર રવથી વદે 'દધિ : 'કલંક મારું ન એ,
કલંક સરિતાનું છે, મમ ગણાય એ ગૌરવ.'





'રાજહંસ'

# સમયનાં ક્ષીર-નીર

### અવકાશ માર્ગ દે છે, શાથી?

રાવણની સિદ્ધિઓ ઘણી હતી. વાયુ અને અગ્નિ એનું કહ્યું કરતા, દાસ હતા. છતાં એ સિદ્ધિઓથી આર્ય પ્રજા ચકિત થઈ નથી. કયારે પણ કોઈએ 'અહો હો! કેવો રાવણ!' એમ કહ્યું નથી. સિદ્ધિઓ કરતાં જુદી જ વસ્તુઓનો મહિમા ગવાયો છે. રશિયાએ વોસ્ટોક ત્રીજો અને ચોથો અવકાશમાં સાથે ઉડાડી પૃથ્વી ઉપર સાથે ઉતાર્યા એ જેવી તેવી સિદ્ધિ નથી; રશિયાએ એને સામ્યવાદની સિદ્ધિ ગણાવી છે, ને દુનિયાની નજરમાં એની જોડાજોડ મોટા મેગેટન અણુબોંબના ખડકલા રહેલા છે. જે અણુબોંબના ભંડારનો સ્વામી તે આવી મહાસિદ્ધિઓ મેળવે તેથી ભય જ વધે એ દેખીતું છે.

નવી સિદ્ધિઓ મેળવીને માનવી (કે સામ્યવાદી રશિયન?) ચંદ્રલોકમાં જવાનો, ત્યારે વળી નવી મહાસિદ્ધિ જણાશે! પણ, એ જઈને શું કરશે એવા સવાલનો જવાબ નથી. માનવીએ પૃથ્વી ઉપર સુવ્યવસ્થા આણી નથી એટલે કે ધ્યેય નક્કી કર્યાં નથી ને તેની જડ નાખી નથી. હજાર વિખવાદ ને લાખ ભય પૃથ્વી પર મૂકીને એ જ્યાં જાય ત્યાં એની કરમકથા એવી જ રાખવાનો કે બીજી!

અણદીઠી ભોમને જોવા કે નવાં શિખરો સર કરવા માનવી તલસે છે. માનવીના સદ્ભાગ્યે એને એવું કાવ્ય મળ્યું છે. અને કાવ્યથી પ્રેરાયલો એ ઘણું રખડે છે. એની રખડપાટનાં રચાયેલાં કાવ્યોથીયે ઘણાં માનવીઓ આનંદ માણે છે. એ ખુમારીમાં એને ચંદ્રલોકનું પ્રયાણ મુગ્ધ બનાવે એવું છે. પણ, એ પ્રયાણ કરનાર માનવી ઉપર રાજકીય સત્તાની જે લગામ પડેલી છે તે આખી દુનિયાને દેખાય એવી છે. એ અણગમતી છે કેમકે એમાં માનવવંશનો ખુરદો કાઢવાની તાકાત ભરેલી છે.

વિવેકથી વિખુટું પડેલું, વિધવા થયેલું જ્ઞાન તે આજનું વિજ્ઞાન, એની નિંદા વિજ્ઞાનના સંશોધકો જ સમજી ગયા છે કે જે કર્યું તે કાબૂમાં રહી શકયું નથી. એ નક્કી ભૂકા ઉડાવી દેશે. કોને ખબર કે મહાવિનાશ માટે જ અવકાશ માનવીને માર્ગ દઈ રહ્યું છે!

### બલિદાન કયાં છે?

મહા વિનાશને નિવારવા માનવીએ યત્ન કર્યા છે. નિઃશસ્ત્રીકરણની પરિષદો ગોઠવી છે, ને શાંતિ સરઘસો, સભાઓ શરૂ કર્યાં છે. એણે ભયંકરતાનું પ્રમાણ સમજી લીધું છે, એની ચેતવણીઓ ચોમેર આપી દીધી છે. બંને મહાસત્તાઓને વિનંતિઓ કરી લીધી છે. અને આટલેથી કશું પરિણામ આવ્યું નથી. એ પછી શું?

આપણે એવા પુરુષોને જોયા છે કે જેમણે અ કોમનું કે અમુક રાષ્ટ્રનું હૃદય હચમચાવી દીધું હોય. શી ખબર કે વિશ્વનું અંતર હચમચાવે એવો પુરુષ નહિ આવી પહોંચે! અગર હમણાં એ નથી દેખાતો તો એ સંકટ પણ એટલું નજદીક નથી એમ માનવું રહ્યું. ભગવાનનું વચન છે કે...

આપણે ભગવાનને ભરોસે બેસી ના રહીએ તે પણ ઠીક છે. પુરુષાર્થ કરવો જોઈએ. એ રીતે જ એ પ્રગટ થાય તો શી નવાઈ! પરંતુ, આવા મહાવિકટને નિવારવા પુરુષાર્થ પણ કેવો મોટો જોઈએ. વારંવાર કુદરતે માણસ પાસે બલિદાનો માગ્યાં છે ને એ બલિદાનો નિર્દોષનાં ને સંતોનાં હોવાનાં. આવું મહા બલિ-





દાન દેનાર ક્યાં છે? અગર કુરબાની નથી તો વિશ્વ-હૃદય હચમચે શેનું? લુલીબાઈના ભયપ્રલાપોથી એ જાગવાનું છે!

આઝાદીની લડતમાં એક ગીત ગવાતું હતું; 'તોપ ને તલવારો તારી, વાપરવાની આવી વારી!' હજારો માણસોમાં એ ખુમારી હતી. એવા પડકાર આગળ જ હથિયાર નકામું બને. પ્રલય આવતો હોય તો આવવા દો, પણ એની સામે થવાનો પુરુષાર્થ તો જોઈશે. માત્ર પૂરમાં તણાઈ જવાનો અર્થ નથી.

**અણુબૉમ્બનો સંભવ ક્યાંથી?**

માનો કે એક પક્ષ (અમેરિકા રશિયા; વ્યક્તિવાદ કે સામ્યવાદ) નમતું મૂકે ને એનાં શસ્ત્રો નાબૂદ કરે. બીજા અર્થમાં એ હથિયાર છોડી, સવિનય ટક્કર ઝીલે. તો શું! એવી કલ્પના કરનારાઓ આગળ આઇકિમેને કરેલી ૬૦ લાખ યહુદીઓની હત્યા કે સ્તાલીને લીધેલો લાખો માણસોનો ભોગ એ તાજા બનાવો છે. એ લોકોથી કશી ટક્કર ઝીલી ના શકાઈ, એ ઇતિહાસ છે. મિદનાપુર જિલ્લામાં ભૂખથી લાખો માણસો મરી ગયાં, એમનાથી ટક્કર ના ઝીલી શકાઈ એ હકીકત છે. ખરું છે કે એ 'સભાન કુરબાની' નહોતી, ઘેંટા તરીકેનું મૃત્યુપ્રયાણ હતું. બલિદાનની ભૂમિકા રચી ના શકાઈ હોય ત્યાં એ જ સ્થિતિ આવવાની.

બીજો માર્ગ છે સશસ્ત્રી થઈને રહેવાનો, હથિયાર લઈને 'જાગતા રહેજો' નો પોકાર નિશદિન પાડતા રહેવાનો. એમાં લડાઈ જામી પડવાનો સંજોગ તો છે જ; પણ એ જાગેલાનો, સુસજ્જનો, શ્રદ્ધાવાનનો પડકાર છે. લડાઈ જામી પડે ત્યારે કોણ જીતે ને કોણ હારે એ તો હરિના હાથની વાત છે. પણ જીતાશે જ એમ માનીને લડવાનું.

ત્યારે નક્કી એ છે કે લડ્યે જ છૂટકો છે. એકમેકની ધાકથી ખેંચાય, લંબાય એટલું ખરું, પણ ક્યારેક તો ફટાકડો ફૂટવાનો, એક સળગ્યો એની ભેગા બધા જ સળગવાના. એવી લાચારી આવી ચૂકી છે એમ આપણે હવે સમજી લેવું જોઈએ. અણુબૉમ્બને રશિયા કે અમેરિકા વળગી રહ્યાં છે એવી સામાન્ય માન્યતા છે, પણ હકીકતમાં તો અણુબૉમ્બ એમને વળગી પડ્યો છે. એ મહેમાન ઘરની મદદે આવ્યો હતો, હવે એણે ઘર કબજે લીધું છે, બહાર નીકળવાનો નથી. એને કાઢે કોણ? સાપથી ના ડરે તે સાપને પકડે. ને અણુ બૉમ્બથી ના ડરે તે એનું ગળું દબાવે. પણ એવો તપસ્વી ક્યાં! ને એ નથી તો પેલો પીધેલો શાનો નીકળે!

એ પ્રજા શરીરમાં કેન્સરની પેઠે છૂપી રીતે આવ્યો છે. એ હતો તો ક્યારનોય, પણ બહાર દેખાયો જાપાનમાં ધડાકો કરીને. માણસે એની સંસ્કૃતિનું ધોરણ એવું ઘડવા માંડ્યું કે એમાંથી આવું જ મૂશળ જન્મે ને યાદવાસ્થળી મચે. એમાં રશિયા કે અમેરિકા (ગોરી પ્રજાના યાદવો તો એક જ ને!) નિમિત્ત બન્યાં એ તો માયાજાળ છે.

ઓછી કે પારકી મહેનતે અને સંયમ છોડીને ભોગની લાલસા વધારવી, મોટાઈના દેખાવવાળું જીવન કોઈ પણ પ્રકારે નભાવવું, લોકકલ્યાણના જ્ઞાતપ્રસારાના અહોનિશના વૈશ્વદેવ તજી દેવા, સમૃદ્ધિ પાછળ દોટ મૂકવી, આત્માનો સભાન વિકાસ ભૂલી જવો, ઈશ્વરનાં કાર્યોને આપણાં માનવાં—અપનાવવાં નહિ, દુષ્કૃતો ને ઘર્ષણની બીક રોકવા નહિ, ઘર્ષણો ઠેલતાં જવાં ને દિનપ્રતિદિન વૃદ્ધિ પામવા દેવાં—એવાનું પરિણામ તે એટમ બૉમ્બ, હાઈડ્રોજન બૉમ્બ, કોબાલ્ટ બૉમ્બ.

કુદરત બિચારી શું કરે? એણે કૉલેરા ને પ્લેગ, બાળમરણ ને પ્રૌઢમરણ, દુકાળ ને રેલ, ધરતીકંપ ને જ્વાળામુખી, એવા કૈંક પેંતરા રાખેલા, એને આપણે મારી હઠાવ્યા. ત્યારે હવે પડદા પાછળ સંતાઈ રહેલો વસતિવધારો કૂદકો મારીને રંગભૂમિ ઉપર આવ્યો છે. એને સંતતિનિયોજન કે કુટુંબઆયોજન કોઈ પહોંચી શકે એમ નથી. એ રીતે તો પછાત કોમોનું જ પ્રભુત્વ વધે છે. એ વધારાને માણસ કેમ કરીને પહોંચી વળવાનો હતો! સમતુલા જાળવવી અશક્ય થઈ પડે તે પહેલાં કદાચ કુદરત એનું કામ કરી લે તો શી નવાઈ!

અને રોજેરોજના અશાંત વ્યથિત જીવનને નિત્ય સંઘર્ષમાં રહેવા દેવું એમાં શાણપણ પણ શું!

### સર્વોદય સંમેલનની સફળતા

નવેમ્બર માસની અધવચમાં ગુજરાતમાં સર્વોદય સંમેલન મળવાનું છે. એનું વાતાવરણ ફેલાવવા ગુજરાતમાં પદયાત્રાઓ શરૂ થઈ છે. સભાઓ થવાની અને 'સાહિત્ય'નું વેચાણ વધવાનું. હજુ પણ ગ્રામદાનની માગણી ચાલુ રહેવાની અને શાંતિ સૈનિકો નોંધાવાના, આ સંમેલન મળશે ત્યારે ગુજરાતમાં ભક્તિભાવનું એક મોજું ફરી વળશે. નિષ્ઠાવાળા કેટલાય કાર્યકરો તરફ લોકો પૂજ્યભાવ દાખવશે. અને થોડી પ્રાર્થનામય ચર્ચાઓ કરી એ સંમેલન વિખેરાઈ જશે. કુંભમેળાની રાજકીય આવૃત્તિ તે સર્વોદય સંમેલન.

આ કાર્યકરોને આ સદી, ૧૯૬૨ની સાલ, યાદ આપવાની જરૂર છે. એમને રાજકીય પક્ષ તરીકે રહેવું નથી અને તોયે રાજકારણના ફેરફારો વિચારવા છે. એમનું એમને રોજીંદા સવાલો––મૂંઝવણો છોડી દઈને પાયાના ફેરફારો લાવવા છે. ધર્મને વચમાં રાખ્યા વિના માનવી તથા સમાજને સુધારવાં છે, સ્વામીત્વના સહજભાવને કરુણામૂલક દૃષ્ટિએ વિસર્જન કરવો છે. એમને આદર્શ પરિસ્થિતિ સર્જવા માટે ક્રમિક વિકાસની જરૂર જણાતી નથી, સમૂહની ક્રાંતિ ઝડપથી થઈ જશે એવાં સ્વપ્નમાં રાચવું છે.

વળી આ કાર્યકરોને ગાંધીજીએ પેદા કરેલી ધર્મભીરુ લોકલાગણીને જાગ્રત રાખી પ્રજા પાસે સ્વાર્પણો કરાવવાં છે અને એમાં ગળાડૂબ રાજકીય સત્તાપક્ષની પૂરી સહાય લેવી છે. એ પક્ષ જોડે લોહીનો સબંધ હોય એમ ખંધા રીઢા ખટપટીઆ ને ચાલતી ગાડીમાં સદા બેસી જનારાં 'આગેવાનો'ને પોતાના આપ્તજન માની લેવા છે. જયપ્રકાશ જેવા બધા પક્ષોમાંથી પરવારી ગયેલા અને હજુ 'તક'ની રાહ જોઈ બેઠેલાનું માર્ગદર્શન પણ એ ઇચ્છે છે. ખેર, વિચાર અને સહાય તો વેશ્યાનાં પણ લઈ શકાય. પરંતુ જ્યારે એમનું જ પ્રભુત્વ જણાઈ રહે ત્યારે એ હાનિકારક ઠરે, ને ત્યાજ્ય પણ ઠરે. આખરે કામ તો લોકો પાસેથી લેવાનું છે, કેળવણી લોકોની કરવાની છે, એટલે એમની માનસ છાપ વિષે જોવું રહ્યું.

આ સંમેલન પહેલાં થઈ ગયેલાં સંમેલન કરતાં જુદી ભાત પાડવા સમર્થ થશે? નવીનતા હોવી જ જોઈએ એવું અનિવાર્ય નથી. એ વિના પણ સંમેલન મળી શકે. પરંતુ, દૂર દૂરથી કાર્યકરોને જાત્રા કરાવવી હોય તો કયું દર્શન કરાવી શકાશે એનો કોઈક વિચાર કરી રાખવો જોઈએ. ગાંધીજીની એ રીત જાણીતી છે. વિચાર વિશુદ્ધિ, કાર્યપદ્ધતિમાં ફેરફાર, આંદોલનની તૈયારી, શિસ્તનો આગ્રહ, સંપર્કનું બળ––કૈંક તો જોઈએ. આ સંમેલનમાં એવું શું હશે? ગુજરાતની ભૂમિ ઉપર આટલા બધા સન્નિષ્ઠ કાર્યકરો ભેગા મળે ત્યારે એ કેવી રીતે સફળ બને તેની દરેક ગુજરાતીએ ચિંતા રાખવી જોઈએ. નહિ તો લાગણીઓ સાથે વારંવાર છેડછાડ કરતા રહેવાથી એ બુઠ્ઠી થઈ જવાનો ભય રહે છે. ને એવું તો કોણ ઇચ્છે!

### માલિકી વિસર્જન જરૂરી નથી

સર્વોદય પ્રવૃત્તિનો મુખ્ય વિચાર સ્વામીત્વનું શાંતિમય વિસર્જન હોય એમ જણાય છે. સામ્યવાદ શાસનના જોરથી એટલે કે હિંસાથી એમ કરે છે તેના સંસ્કાર રૂપે સર્વોદયનો વિચાર જાગ્યો છે. માલકીપણું માનવીના વિકાસમાં બાધારૂપ છે ને સમાજની સુવ્યવસ્થા લાવવામાં આડખીલી એ જ બન્યું છે? એને જ મીટાવીને આપણે ઘણીખરી સમસ્યાઓનો નિકાલ લાવી શકીશું, એ શું સત્ય છે?

સમાજવાદે લોકકલ્યાણને રાજ્યપ્રવૃત્તિ ગણી. એના પ્રયોગ ભારતમાં થયા તે પહેલાં બીજા સમૃદ્ધ ને શિક્ષિત દેશોમાં થયા. એ પ્રયોગમાં સમૂહભાવનાને ઉત્તેજન આપ્યું. એની હારોહાર સહકારી પદ્ધતિ (કો–ઓપરેટીવ)ને વેગ અપાયો. આ ક્રિયા કેટલાંક વર્ષોથી ચાલે છે પણ એને મૂલવવા માટે હજુ વધારે સમય જોઈએ. અત્યારે તો આ પદ્ધતિઓ સ્થિર થઈ શકશે અને માનવસ્વભાવને બદલી શકશે એમ જણાતું નથી.

સમૂહમિલ્કત ગણીને જે નવા ઉદ્યોગો ચાલુ થયા છે

એમાં જે દોષ એક દેશમાં જણાયા તે બીજા દેશોમાં પણ સરખા ઊપસી આવ્યા છે : ખરચ વધારે, ઉત્પાદન થોડું, કિંમત વધારે, જવાબદારી ઓછી, ઢીલ વધારે, ગુણવત્તા ઓછી, નવાબી વધારે, જવાબદારી ઓછી. અને એનો સહુનો મોટો અવગુણ એ કે એમાં સંકળાયેલાં માણસો જનતાથી વિખૂટાં પડી જાય ને જનતાનું કલ્યાણ કરવાને બદલે શોષણ કરતાં થઈ જાય. આપણી રેલ્વે એનું ઉદાહરણ છે. શાસનકર્તા પક્ષનું એ ગમે ત્યારે હથિયાર બની રહે છે. ને પ્રજામાંથી નિઃસ્વાર્થ સેવા ચૂસી નાખે છે.

સહકારી પદ્ધતિના અમલ વિષે જે તપાસ થઈ તેના અહેવાલ ચોંકાવનારા છે. જ્યાં નિઃસ્વાર્થ સેવા આપનારા બાહોશ કાર્યકરો મળ્યા ત્યાં પણ થોડા અનુભવ પછી સેવાનો રંગ મોળો પડી જાય છે. સ્વાર્થ આગળ આવે છે, સમૂહનું હિત ગૌણ બને છે ને જનતાનું હિત વિસરાય છે.

વ્યક્તિ પોતે જે ગુણ ખીલવે અને સમૂહમાં રહી જે ગુણો ખીલે તે ભિન્ન છે. એ બાબત સંશોધન થવું જોઈએ. અત્યારે જે તારવણી મળે છે તેથી સમૂહ માલિકી આકર્ષક કે ઉપયોગી જણાઈ નથી. એ અનિવાર્ય તો નથી જ. રાજ્યાશ્રય વિના પણ સમૂહ માલિકી સંભવી શકે, અને ત્યારે એક વ્યક્તિને બદલે દસ વીસ વ્યક્તિઓ હોવાની. એ બધી વ્યક્તિઓ પોતાના ઉપર કેટલો કાબૂ રાખી શકે એની શંકા કાયમ રહેવાની.

વ્યક્તિનો પોતાના ઉપરનો કાબૂ એ નિર્ણાયક ગણાય. જ્યાં એથી વધારે વ્યક્તિઓ થઈ ત્યાં જ વિશ્વાસપાત્ર સમૂહ ઊભો થઈ શકે. સંયમ, વિવેક, કરુણા, ભાવના, એ ગુણ વ્યક્તિએ ખીલવવાના ને સમાજમાં સામાન્ય બનાવવાના. એ વાત ખરી છે કે સમૂહ ગુણપારખુ રહ્યો છે, અને છતાં એટલો પરવશ પણ રહ્યો છે, દોરનારને આધીન બન્યો છે કે શાસનનો ગુલામ થયો છે.

માલિકીની ભાવના એ માનવીએ ખીલવેલી મૂડી છે. એક જણનું વ્યક્તિત્વ એથી જ બીજાથી જુદું પડે છે. વિનોબા જુદા ને નેહરુ જુદા તે એમણે કરેલો અભ્યાસ, સેવેલાં સ્વપ્નાં કે આદરેલી પ્રવૃત્તિઓને લીધે છે. બંને મહા પુરુષો હોવા છતાં સમાન નથી, મૂલ્યો જુદાં છે. તો પછી છત્રી દુરસ્ત કરી જાણનાર કે ઝાડુ ફેરવી જાણનારને એમની સમાન નહિ ગણી શકીએ. જે પછાત છે તેમના પ્રત્યે આદર રહે અને એમના માટે વધારે તક રહે એની કોઈ ના નહિ પાડી શકે. છતાં બંનેનાં કર્મ જુદાં ને અધિકાર પણ જુદાં, એમની પસંદ જુદી, પદ્ધતિ જુદી, વ્યક્તિત્વ જુદું ને માલિકી પણ જુદી રહેવાની. માનવીને ક્યારેય ધણમાંનો એક નહીં બનાવી શકાય.

### શાંતિસેનાનું બળ કેટલું!

આ દેશમાં શાંતિસેના સ્થપાઈ છે. શાંતિ માટે સેના જેવો લશ્કરી–હિંસક શબ્દ જરૂરી નથી. પણ આં દોલનોમાં ઘણાનું દિમાગ લશ્કરી થઈ જાય છે કેમકે જ્યાં શિસ્ત જોઈએ ત્યાં એનો આદર્શ લશ્કર જ પૂરો પાડે છે ને? હમણાં તો આ દેશમાં લોકશાહીવાળી શાંતિ છે. પણ યથાર્થ એવો છે કે લશ્કરી તંત્ર જેમ બ્રહ્મદેશમાં અનિવાર્ય બન્યું ને સ્વેચ્છાએ મૂકવું પડ્યું. જેમ પાકિસ્તાનમાં આવી પડ્યું અને પગભર થયું એમ આપણે પણ કરવું પડે. એવે વખતે એ તંત્રના મોવડી કેવી વિચાર પ્રકૃતિ ધરાવે છે તેના ઉપર દેશની બીજી પ્રવૃત્તિઓ ચાલવાની. સર્વોદયની વિચારસરણીને રૂચે એવા મોવડી ભાગ્યે જ હોય. ને ત્યારે શું શાંતિસેના એની સામે ટક્કર ઝીલી શકે ખરી? આપણા જ દેશમાં જરૂર પડે ત્યારે લશ્કરી સત્તા સામે શાંતિસેનાનું જોર કેટલું?

આ સવાલ આપણે હમણાં શા માટે કરવો એમ કહેવું બાલિશ ગણાય. મેનન–મોરારજીનું ઘર્ષણ જાણીતું છે. કોન્ગ્રેસની દિનપ્રતિદિન શિથિલતા જાહેર થયેલી છે. નેહરુ એમના પક્ષના નેતા નહિ પણ કેદી બની ચૂક્યા છે. બીજા રાજકીય પક્ષો વિસર્જનની ધાર ઉપર ઊભા છે. સ્વતંત્ર પક્ષે કોન્ગ્રેસમાંથી

વ્યક્તિવાદીઓને છૂટા પાડવા યત્ન કરી જોયો પણ 'જીસકે દલમેં લડું' એવી કોન્ગ્રેસમાંથી સંન્યાસ લેનાર જુજ નીકળ્યા. આવી પરિસ્થિતિમાં નેહરુ પછી 'લશ્કર' જ હોઈ શકે. ને શાંતિસેના ને હિંસકસેનાની ટક્કર લેવી પડે ત્યારે શું ?

ગરમી આગળ પાણી પોતાનું રૂપ બદલે છે, વરાળ બને છે ને ઊડી જાય છે. એમ શાંતિસેના અલોપ થાય એવો એક સંભવ, બીજો સંભવ તે મુંબઈ શહેરમાં ઉંદર બિલાડી વચ્ચેના સંપ જેવો, બંને એક બીજાનું નામ ના લે. બંને પોતાનો જાતિસ્વભાવ પરસ્પરના હિતમાં ભૂલી જાય !

અહિંસક લડત પરદેશીઓ સામે ચાલી, શસ્ત્રો સામે ચાલી, ગરીબાઈમાં ને સાધનહીન દશામાં ચાલી; તે સભાન સમાજ પોતાના દેશમાં નહી ચલાવી શકે. આપણું એટલું જ બળ છે. ને જે બળ ઊગ્યું હતું તેને વિનોબા જેવા આગેવાનો ઠંડુ પાડી રહ્યા છે, તરંગી બનાવી રહ્યા છે, આંદોલનના અભાવ રાખી છિન્નભિન્ન કરી રહ્યા છે. અને દેશના એક માત્ર પ્રેરક સમૂહને એવા ખોદકામમાં વળગાડ્યા છે કે જ્યાં પાણી ઘણાં ઊંડાં છે. દેશને એની મહેનત તરફ સહાનુભૂતિ છે, પણ પાણી કાઢી આપવા બદલ તો શંકા જ છે. પછી એમની શાંતિસેના મોટી બને કે નાની રહે—ફેર પડતો નથી, કેમકે એની કસોટી જ નથી !

### આફ્રિકામાં સાહિત્યપ્રીતિ

પૂર્વ આફ્રિકામાં ગુજરાતીઓ વસ્યા. કુનેહથી ને મહેનતથી ધનપ્રાપ્તિ કરી. હવે એમની સમક્ષ પ્રશ્ન ઊભો થયો કે 'કેવા થવું ?' કયા સંસ્કાર મેળવવા ? ભાષા કઈ રાખવી ? કેમકે ભાષા એ જીવનનું એક બળ છે.

આફ્રિકાની ભાષા ને સંસ્કૃતિ તો ત્યાં હતાં જ. એને બીજે છેડે અંગ્રેજી ભાષા અને ગોરી સંસ્કૃતિ પણ આવી હતી. એની વચમાં ગુજરાતી ભાષા ને આર્ય સંસ્કૃતિને કયું સ્થાન આપવું ? કાકા કાલેલકર ત્યાં જઈને આફ્રિકનો સાથે ઓતપ્રોત થવાની વાત કરી આવ્યા ત્યારે આગાખાનીઓએ પહેરવેશ ને ભાષા બદલી ગોરી સંસ્કૃતિ અપનાવી. ગુજરાતી લોકોને નવી રાજકીય વ્યવસ્થા સાથે મેળ બેસાડવો હતો. એ શું કરે ? આફ્રિકનોની પછાત દશા તરફ તિરસ્કાર ના રાખે પણ સહાનુભૂતિ રાખે, સમૃદ્ધ ગોરી પ્રજાઓ જોડે વ્યવહાર જાળવે અને છતાં ગુજરાતી ભાષા તરફ પ્રેમ જાળવે તો જ આર્ય સંસ્કૃતિનું પોષણ એમને મળતું રહે. એટલું સમજી લીધા પછી એમણે ગુજરાતી સાહિત્યનું સંમેલન ભર્યું, ને ગુજરાતની પ્રતિષ્ઠા વધારી. એ બદલ એમને અભિનંદન ઘટે છે.

*

### સ્વ. કવિ શ્રી 'મોહિનીચંદ્ર'

સાહિત્યની મૂક આરાધના છેલ્લાં ત્રીસ કરતાંય વધુ વરસોથી કરનાર અને કવિ તરીકે વધુ જાણીતા 'મોહિનીચંદ્ર'નું તાજેતરમાં થયેલું અવસાન એક સન્નિષ્ઠ, નમ્ર અને મૂક સાહિત્યસેવકની ખોટ ઊભી કરે છે. તેમનું સાચું નામ શ્રી મોહનલાલ દલસુખરામ ભટ્ટ. કાવ્યો અને વાર્તાઓના લેખક તરીકે 'મોહિનીચંદ્ર' તખલ્લુસ રાખેલું એ જ કાયમ રહ્યું છે. 'મંજૂષા' એ તેમનો વીસ-બાવીસ વર્ષ પહેલાં પ્રગટ થયેલો પ્રથમ સંગ્રહ. પછી તો ગયે વરસે જ તેમની બાળકાવ્યોની હસ્તપ્રત 'મોતીનો દાણો'ને રાજ્યસરકારે ઈનામપાત્ર ગણી. કોઈપણ જાતની કટુતા વિના સાહિત્યની આમ નિષ્ઠાપૂર્વકની આરાધના કરનાર બહુ ઓછા ગુજરાતી લેખકોમાંથી શ્રી 'મોહિનીચંદ્ર' આગળ તરી આવનાર હતા એ વાતની કોઈ ના પાડી શકે તેમ નથી. ત્રેસઠ વર્ષની સંઘર્ષભરી જિંદગી જીવીને એ જ સંઘર્ષમાં ખપી જનાર આ સજ્જન હતા. ગુજરાતને અને ગુજરાતી સાહિત્યને પડેલી આ ખોટ ક્યારેય આવા નમ્ર સજ્જનથી પુરાશે ખરી ? સદ્‌ગતને તેમના શાંતિભર્યા જીવન જેવી જ આ સૃષ્ટિની પારની દુનિયામાં પણ શાંતિ સાંપડો એ જ પ્રાર્થના.

★





ધૂમકેતુ

# વાતોની વાતો

એવી કેટલીય વાતો વાંચવામાં આવતી હોય છે કે જે વાતો ઉપરથી સરસ વાતો તૈયાર થઈ શકે. અહીં એવી ત્રણે વાતો એવાં વાંચન ઉપરથી તૈયાર કરીને મૂકી છે. સાદી શૈલીના અનોખા શિલ્પીએ અહીં આ ત્રણેય વાર્તાઓ રજૂ કરી છે...

પ્રસંગ તો નાનો હોય કે મોટો અને આ રીતનો હોય કે તે રીતનો પણ માણસનું અંદરનું વજ્જર જ હમેશાં બળવાન હોય છે. ને એને ટકાવે છે પણ એ જ.

દૂર દૂરના ઈંગ્લંડના કવિ ગોલ્ડસ્મિથનો એક પ્રસંગ છે.

એક વખત એવું બન્યું, આ કવિને મળવા માટે એક અમીર આવ્યો.

આ કવિભાઈની ઝૂપડીમાં તો હાલ્લાં કુસ્તી કરે એવી વાત હતી. ત્યાં અમીરને બેસવાની સારી ખુરશી પણ ક્યાંથી હોય?

અમીરને મોકલ્યો હતો તે વખતના ઈંગ્લંડના મહાન રાજદ્વારી પુરુષ રોબર્ટ વોલ્પોલે. આજે જેમ ચૂંટણીની ધમાલમાં અનેક માણસો અનેક વાતો કહે છે, તેમ એ વખતે પણ અનેક વાતો ચાલતી અને એમાં આ રોબર્ટ વોલ્પોલ તો અનેક નામે, સારા સારા કલમબાજો પાસે ચોપાનિયાં લખાવે, ને પ્રગટ પોતે કરે.

ચૂંટણીમાં તો આવી ધમાલ ચાલતી જ રહે.

આ અમીર પણ ગોલ્ડસ્મિથ પાસે એટલા માટે જ આવ્યો હતો. કાંઈક લખાણ મેળવવા.

એની કલમ વખણાતી અને આવા કામમાંથી તો એને રોટલા પણ મળે. એટલે અમીરને તો આની ગરીબી જોઈને સો ટકા ખાત્રી થઈ ગઈ કે આંહીંથી લખાણ મળશે. ને પોતાના પક્ષનું એક બળવાન વિજ્ઞાપનપત્ર પ્રગટ થઈ શકશે.

કવિ ગોલ્ડસ્મિથ એ વખતે બાળકોને આનંદ પડે એવી એક વાર્તા લખી રહ્યો હતો. જ્યારે આ વાર્તા પૂરી થઈ ત્યારે અમીરે એની સાથે પહેલાં તો આડીઅવળી વાતો કરી અને પછી કહ્યું કે અમારા પક્ષને માટે તમે લખી આપો તો તમે કહો તેટલા પૈસા આપીએ. કવિ ગોલ્ડસ્મિથે એની વાત સાંભળી. પણ પછી એ મુફલિસ ભિખારી જેવા માણસે જે જવાબ વાળ્યો તે જવાબ સાંભળીને તો પેલો છક્ક થઈ ગયો.

કવિ ગોલ્ડસ્મિથે કહ્યું : 'અમીરસાહેબ ! હું ગરીબ માણસ છું ને મારે પૈસાની ઘણી જ જરૂર છે. પણ ઈશ્વર મને મારો રોટલો તો આમાંથી આપી રહે છે. અને મારે કોઈની પાસે હાથ લાંબો કરવા જવું પડતું નથી. તમારો આધાર મેળવવા, હું ઈશ્વરનો આ આધાર છોડી દઉં તો મારા જેવો મૂરખ કોણ? એટલે હું તમારા પક્ષમાં ભળીને તમને મદદ કરું, ને તો તમે મને મદદ કરો —એ વાતમાં મને કાંઈ રસ નથી. તમે મારી મદદ મેળવીને શું કરો? ને હું તમારી મદદ મેળવીને શું કરું? એના કરતાં હું આ છોકરાંવ માટે વાર્તાઓ લખું છું એ જ મને લખવા દો!'

અમીર તો, આવો ગરીબ માણસ, આવો



જવાબ વાળે એ સાંભળીને છક્ક થઈ ગયો. ને પછી આંમાં કાંઈ નહિ વળે, આ માણસ તદ્દન અવ્યવહારુ મૂરખ છે એમ સમજીને ચાલતો થઈ ગયો.

પણ દુનિયાની પાસે આજે જે સમૃદ્ધિ છે— વિજ્ઞાનની, સાહિત્યની, શિલ્પની, કલાની, તે આવા ભિખારીઓએ આપી છે.

*

એક જર્મન વાર્તા છે. માનવદિલમાં રહેલી માનવતાનું એમાં અત્યંત સુંદર નિરૂપણ કરવામાં આવ્યું છે. આંહીં એ ઉતારી છે. કેવળ યાદદાસ્ત ઉપરથી. તેથી એમાં કાંઈ ફેરફાર પણ હોય.

જર્મનીમાં એક મહાન જાગીરદાર હતો. એ જાગીરદારને એક નિયમ હતો, કે પોતે સવારમાં જ્યારે પોતાના ઘોડા ઉપર ફરવા નીકળે ત્યારે જે કાંઈ ભગત–ભિખારી, માગણ, અપંગ,નિરાધાર, એવા મળે એમને પોતે સિક્કા આપતો જાય. એમના જીવનમાં કાંઈક રાહત પોતે આપી શકે છે એવો આંતરસંતોષ એ લે. એના આ નિયમમાં કોઈ દિવસ ફેરફાર થતો નહિ. એટલે બન્યું એવું કે એ જે રસ્તે ફરવા નીકળતો એ રસ્તે ભગત–ભિખારી નિરાધાર—એની લાઈન લાગી જતી. રોજ એ લાઈન વધતી પણ જતી હતી. પણ જાગીરદાર તો પોતાનો નિયમ ધાર્મિક શ્રદ્ધાથી પાળતો રહ્યો હતો.

હવે એક વખત એવું બન્યું. રોજના નિયમ પ્રમાણે એ ફરવા નીકળ્યો.

પોતે આવતો હતો તેમ સિક્કાઓ આપતો આપતો એ પોતાના ઘોડાને ધીમે ધીમે આગળ ચલાવતો જતો હતો. માણસની લંગાર લાગી હતી. કોઈ રહી ન જાય એની સંભાળ લેતો એ આગળ ગયો.

એક અપંગ જેવો ભિખારી એની પાસે આવ્યો. એનો એક પગ તદ્દન અશક્ત જણાતો હતો. એ માંડમાંડ પોતાની કાખઘોડીની મદદથી ચાલતો જણાતો હતો.

એને જોઈને હરકોઈને દયા આવે એવો ચહેરો હતો. એ પોતાની નિરાધારી માંડમાંડ સહન કરી રહ્યો હોય તેમ જણાતું હતું. એની માગવાની રીત પણ સામાના દિલને પિગળાવી દે તેવી હતી. એને જોઈને આ જમીનદારે એને કંઈક સિક્કા આપ્યા અને પોતે તો પછી પોતાને રસ્તે ઘોડા ઉપર આગળ વધી ગયો.

પણ બન્યું એવું કે કોઈ દિવસ પાછા ફરીને ન જોનાર આ જમીનદારે આજે અકસ્માત પોતાના ઘોડા ઉપર બેઠાં બેઠાં પાછળ ડોક ફેરવીને જોયું અને એ જરાક નવાઈ પણ પામી ગયો.

એણે જેને આજે છેલ્લું દાન આપ્યું હતું તે અપંગ નિરાધાર કાખઘોડી રાખનારો ભિખારી ત્યાં કૂદી રહ્યો હતો. અને પોતે કેવી સિફતથી પોતાનો એક પગ ખોટો કરી બતાવ્યો હતો એની વાતો કરીને સૌ ત્યાં ટોળે મળેલા ભિખારીઓને હસાવતો હતો અને એ પોતે પણ હસતો હતો. એ કાખલી કૂટતો હતો. કૂદકા મારતો હતો. મશ્કરી કરતો હતો. અને સૌ ખડખડાટ હસતાં હતાં.

જમીનદારે તો અકસ્માત જ પાછળ જોયું





હતું પણ બરાબર તે વખતે જ આ માણસની ઠઠ્ઠા મશ્કરીઓ એની નજરે પડી ગઈ. અને પેલા માણસની નજર પણ એ જ વખતે જમીનદાર ઉપર પડી ગઈ. એક પળભર જાણે કે અકસ્માત નજર મળી ગઈ.

જમીનદાર તો કાંઈ ન હોય તેમ ત્યાર પછી પોતાને રસ્તે ધીમે ધીમે ઘોડો ચલાવતો આગળ વધી ગયો.

પણ પેલો ભિખારી, પોતાની ઉપર જમીનદારની નજર પડી હતી ને પોતાને કૂદતો ને મશ્કરી કરતો એણે જોયો હતો, એ ખ્યાલ આવતાં ઊંડા વિચારમાં પડી ગયો. એનું હસવું ઊડી ગયું. મશ્કરી ઊડી ગઈ. એની વાત પણ અધૂરી રહી ગઈ. એક પળભર એ ઊંડું મનોમંથન જાણે અનુભવી રહ્યો. અને પછી પોતે એકદમ જ પોતાની કાખઘોડી ને બધું ફેંકી દઈને પેલા જમીનદાર પાછળ દોડ્યો. ભિખારીઓ તો બધા એને દોડતો જોઈ રહ્યા પણ એ તો જમીનદારને પકડી પાડવા માટે વેગમાં દોડતો જ ગયો. જાણે એ કોઈ દિવસ અપંગ હોય જ નહિ અને એ હતો પણ નહિ.

એ જમીનદારને પહોંચી ગયો. એણે ગળગળા અવાજે બૂમ પાડી : જમીનદારસાહેબ, એ સાહેબ!'

જમીનદારે પાછળ જોયું. પેલા ભિખારીને ઓળખ્યો. અને નવાઈ લાગી. આને શું કામ હશે?

પણ એના આશ્ચર્યની વચ્ચે પેલો ભિખારી એના પગ પકડીને ગદ્‌ગદ્‌ કંઠે બોલી રહ્યો હતો : 'જમીનદારસા'બ! મે'રબાન સા'બ! મારી એક વાત સાંભળો. હું અપંગ નથી. મારા પગ ખોટા નથી. કાખઘોડી ખોટી હતી. મેં તમને છેતર્યા છે. મને માફ કરો. પણ મારી એક વિનંતિ આપ સાંભળો....'

'શું છે? તારે શું કહેવાનું છે?'

'આટલું જ. મારી એક માણસની ઠગાઈ જોઇને તમે તમારી જે ઉદારતા છે, અને જે ઉદારતા હજારો સાચા અપંગ નિરાધારોને રાહત આપે છે, તે ઉદારતાને મારા જેવાના દાખલાથી તજી દેતા નહિ, હું આટલું જ માગું છું. મારે માટે થઈને તમે અનુદાર ન બનતા. બસ આટલું જ. અને આજથી હવે હું આંહી કે બીજે ક્યાંય ભીખ માગવા માટે નહિ બેસું. એનું તમને વચન આપું છું. પણ જમીનદાર-સાહેબ! તમે છો તે જ રહેજો. અનેકોને મળતી રાહત પાછી ખેંચી લેતા નહિ. એટલું જ મારે કહેવાનું છે!'

જમીનદાર તો એની સામે જોઈ જ રહ્યો. આવી હવામાં પણ માનવતા છેક મરી જતી નથી એ જોઈને એને ઘણો આનંદ થયો. એણે એને આશ્વાસન આપતાં કહ્યું : 'સારું, સારું, તું તારે તને ઠીક પડે તે કરજે. મારો માર્ગ તો છે તે રહેવાનો છે!'

ભિખારી એને ચરણે નમી પડ્યો અને પછી પાછો ઉતાવળો ઉતાવળો ચાલ્યો ગયો! એ પછી એ કોઈ દિવસ ત્યાં દેખાયો નહિ.

*

રાજા ભોજનું અભિમાન તે દિવસે ઊતરી ગયું. એને એમ હતું કે એ કવિઓને ઉદાર હાથે મદદ આપતો હતો. એટલે દરેકે દરેક કવિ



એને માન આપતો હતો. અને દરેક કવિ એના શબ્દનું માન પણ રાખતો. એક વખત કવિ ધનપાલે એક સુંદર ગ્રંથ રચવાનો શરૂ કર્યો. એ ગ્રંથનું વસ્તુ એણે રાજાને સંભળાવ્યું. રાજા ભોજ તો સાંભળીને એવો ખુશ થઈ ગયો કે એણે જે માગે તે કવિને આપવાનું કહ્યું. શરત મૂકી કે એ ગ્રંથ સાથે રાજા ભોજનું નામ જોડવું.

કવિ ધનપાલે તો આ ગ્રંથ કેવળ માતા સરસ્વતીને ચરણે ધરવા માટે જ રચ્યો હતો. એ વખતે એ એવી જ કાંઈ હવામાં હતો કે એ પુસ્તક તો કેવળ માતાને ચરણે જ ધરાય. એટલે રાજાની વાત સાંભળીને એ વિચારમાં પડી ગયો.

તેણે નમ્રતાથી કહ્યું : મહારાજ! આ ગ્રંથની રચના વખતે તો હું મનમાં સંકલ્પ કરીને બેઠો છું કે હે માતા સરસ્વતી! તેં મને આ પુસ્તક લખાવ્યું છે માટે એ હવે તારે જ ચરણે ધરાશે. એટલે આ ગ્રંથ સાથે મહારાજ! કોઈનું નામ જોડી ન શકાય.

'મારું પણ નહિ?' રાજા ભોજે પૂછ્યું. 'મેં તો કવિઓને હમેશાં આશ્રય આપ્યો છે.'

'આપ્યો છે ને આપતા આવો છો ને આપવાના પણ છો —પણ મહારાજ! આ પુસ્તક તો માતા સરસ્વતીના ચરણે જ ધરી શકાશે. એની સાથે નામ માત્ર, માતા સરસ્વતીનું આવશે. બીજા કોઈનું નહિ!'

કહેવાય છે કે રાજા ભોજને એ સાંભળીને એવો ગુસ્સો આવી ગયો કે તેણે પાસે અગ્નિ બળતો હતો તેમાં પુસ્તક આખું હોમી જ દીધું!

પુસ્તક તો ભડભડ બળી ગયું. રાજાને ઘણો ખેદ થયો પણ તે રાંડ્યા પછીનું ડહાપણ હતું. પણ કવિ ધનપાલ તો પોતાના આ પુસ્તકના નાશથી તદ્દન શૂન્ય જ બની ગયો.

એનો તો જીવનનો આનંદ ઊડી ગયો.

એ તો એ પુસ્તકના અફસોસમાં ને અફસોસમાં સુકાવા મંડ્યો. એણે રાજદરબારમાં જવાનું છોડી દીધું. લખવાનું પણ છોડી દીધું. કવિતા કરવાની તજી દીધી, એ તદ્દન નિર્જીવ જાણે બની ગયો.

આ જોઈ ને એની પુત્રી તિલકમંજરીએ એને પૂછ્યું : 'પિતાજી! તમને શું દુઃખ છે કે તમે આમ સાવ સુનમુન બની ગયા છો?'

ધનપાલે કહ્યું : 'હે પુત્રી! મને કાંઈ દુઃખ છે નહિ. કેવળ એક મારું પુસ્તક બળી ગયું એનો અફસોસ મને હમેશાં સતાવ્યા કરે છે!'

'પેલું પુસ્તક જે તમે લખતા હતા, મોટેથી બોલતા હતા ને જેમાં તમે રમમાણ થઈને દિવસ રાત પણ ભૂલી જતા હતા તે પુસ્તક?'

'હા, એ પુસ્તક. પણ તને એ ક્યાંથી યાદ આવી ગયું? મેં તો રાજા સિવાય બીજા કોઈને એ સંભળાવ્યું જ નથી! ને રાજાએ તો એ સાંભળીને, એનું નામ એમાં જોડાવાનું નથી; એથી પુસ્તક જ ગુસ્સામાં બાળી નાખ્યું. પુસ્તક ગયું!'

'અરર! પણ મેં એ તમારું પુસ્તક પિતાજી! છાને છાને સાંભળ્યું છે. તમે આનંદ અવધિમાં એ વારંવાર બોલતા અને રચતા—અને હું છાની છાની એ સાંભળ્યા કરતી હતી. એમાંથી





ઈશ્વર પેટલીકર

# પૂર્વગ્રહની મડાગાંઠ

માણસજાતને સૌથી વધુ નડતો કોઈ ગ્રહ હોય તો તે પૂર્વગ્રહ છે. બીજા અનેક ગ્રહોના નિવારણ માટે માણસ બધી રીતે કોશિશ કરે છે. પણ પૂર્વગ્રહ પોતાનામાં ઘર ન કરી જાય એની દરકાર ક્યારેય રાખે છે?—એ વિષે આ લેખ પ્રકાશ ફેંકે છે...

જોષીઓ જોષ જોઈને કોઈને મંગળનો ગ્રહ નડતો હોય છે એમ કહે છે. કોઈને રાહુનો ગ્રહ નડતો હોય એમ કહે છે, કોઈને વળી શનિ નડતો હોય છે.

આ જોષ સાચા કે ખોટા, ગ્રહ નડે કે નહિ એ અંગે મતભેદ છે. છતાં બંને વિરુદ્ધ મતવાળા પણ એકમત થઈને સ્વીકારે એવો એક તો જરૂર નડતો ગ્રહ સંસારમાં છે.

મંગળ, બુધ કે શનિ માણસને નડે છે કે નહિ તેનો ચુકાદો આપવા જેટલું એ વિષયનું જ્ઞાન મારામાં નથી. દાખલા તરીકે સ્વીકારી લઈએ કે ગ્રહો નડે છે; તો પણ એ માણસને અમુક સમય સુધી નડતો હોય છે. કાયમ જિંદગીપર્યંત નડતા હોતા નથી. ટૂંકી મુદતના નડતા આ ગ્રહો માટે માણસો પોતે જોષીઓ પાસે જાય છે, એના નિવારણના ઉપાય શોધે છે. પણ આશ્ચર્યની વાત એ છે કે એક ગ્રહ એવો છે કે માણસને આખી જિંદગી નડે છે. છતાં એના અંગે માણસ કંઈ વિચાર કરતો નથી. એના જોષીઓ પણ જોવામાં આવતા નથી!

વળી આ ગ્રહનું સામ્રાજ્ય એટલું બહોળું વિસ્તરેલું છે કે જૂજ માણસો એના ગુલામ જોવામાં આવતા નથી; બાકી મોટો વર્ગ એ ગ્રહથી પીડાતો હોય છે એ ગ્રહ તે પૂર્વગ્રહ.

પૂર્વગ્રહથી મુક્ત રહેવું એ કહેવું તો સહેલું છે, પરંતુ એથી મુક્ત રહેવું દોહ્યલું છે. ફળની આશા રાખ્યા વગર કર્મ કરવું એ જેમ દોહ્યલું છે તેવું આ પૂર્વ-ગ્રહથી મુક્ત રહેવું તે છે.

કોઈ વીરલા જ ફળની આશા રાખ્યા વગર કાર્ય કરી શકે છે તેમ જૂજ પૂર્વગ્રહથી મુક્ત રહી શકે છે. આ ઊંચી કોટિએ પહોંચી શકાય તો સાચી વાત છે પણ એ આદર્શને ધ્યેય સમક્ષ રાખીને આચરણ કરવા માણસ પ્રયત્નશીલ હોય તો જરૂર એ એક પછી એક સોપાન ચઢ્યે જાય છે.

એક રીતે જોઈએ તો માણસનું મન વિચાર તરંગ ને કલ્પનાના ફોટાઓ પોતાની પટ્ટી ઉપર ઝડપતું હોય છે. સિનેમાની પટ્ટીમાં જે ઝડપે ચિત્રો બદલાય છે તેથી અનેકગણી ઝડપે મનની પટ્ટી ઉપર નવા નવા ફોટાઓ પડતા હોય છે. એ સંજોગોમાં કોઈ વીરલ સાધુચરિત માણસનું મન એવું દઢ હોય કે અકારણ ફોટાઓ ઝડપીને કીમતી રીલની પટ્ટી ન

---

એ આખું પુસ્તક મને અક્ષરે અક્ષર યાદ રહી ગયું છે. રાજાએ પુસ્તક બાળી નાખ્યું તો ભલે બાળી નાખ્યું. હું આખું પુસ્તક લખાવી દઉં!'

'હેં ખરેખર?'

'ખરેખર....' એમ બોલીને તિલકમંજરી તો પોતાની અદ્ભુત યાદશક્તિના બળે આખું પુસ્તક બોલવા મંડી!

કવિ ધનપાલને તો જાણે ગયેલો ખજાનો મળ્યો હોય એમ આનંદ આનંદ થઈ ગયો. એ પુસ્તકનું નામ પછી એણે પોતાની પુત્રીના નામે 'તિલકમંજરી' એવું રાખ્યું.

કવિ ધનપાલનું આ પુસ્તક એ રીતે નવ-જીવન પામીને દુનિયામાં પ્રસિદ્ધ થયું.

☆



બગાડે ! બાકી સામાન્ય માણસોનાં મન તો એક પછી એક ફોટાઓ લેતાં હોય છે. એ સ્થિતિમાં સામાન્ય માણસોને કોઈ વ્યક્તિ વિષે વાત થતાં પૂર્વગ્રહની છાપ મન લઈ લે છે. મતલબ કે સામાન્ય રીતે માણસ બીજા અંગે જાણ્યે અજાણ્યે સારો કે ખોટો ગ્રહ બાંધી લે છે.

જો મનની પટ્ટી સતત ફોટાઓ લીધે જ જતી હોય તો માણસ ગ્રહ ન બાંધે એ બને કેમ ? એ સંજોગોમાં રસ્તો રહ્યો બંધાયેલા પૂર્વગ્રહને છોડવાનો. આપણને જે નડે છે તે પૂર્વગ્રહની ભડાગાંઠ. માણસને વિષે સારો યા ખોટો, એના પરિચયમાં આવવાથી કે આવ્યા પહેલાં, ગ્રહ બંધાય છે. આ ગ્રહ બંધાય એ ખોટું છે; પણ મન એવું ચંચળ છે કે બાંધી દે છે. એટલે ગ્રહ બંધાય ત્યાં સુધી તો ઠીક; પણ એ ચંચળ મન બાંધેલો ગ્રહ છોડવાનો આવે ત્યારે ચંચળતા બતાવતું નથી, ઊલટાનું ભડાગાંઠ પાડીને બેઠું હોય છે અને પૂર્વગ્રહની નાગચૂડ ઢીલી કરતું નથી. એ નાગચૂડને પરિણામે માણસ કુટાય છે.

માણસના મન ઉપર પૂર્વગ્રહ આપોઆપ બંધાય ત્યાં સુધી ઠીક છે; પણ તે છોડવાનો પ્રસંગ આવે ત્યારે એને છોડી નાખવાની ટેવ પાડે તો પૂર્વગ્રહના દૂષણથી માણસ બચી જાય. પૂર્વગ્રહથી મુક્ત રહેવા માગતા માણસ જો જાગ્રત હોય તો આ ટેવ પાડવી અશક્ય નથી.

મહાદેવભાઈની ડાયરીમાં એક પ્રસંગ આવે છે. મહાત્માજીના પત્રો જેલમાં સેન્સર થઈને આવતા. એક પત્રમાં અમુક લીટીઓ ન વાંચી શકાય તે રીતે સરકાર તરફથી છેકી નાખવામાં આવી હતી. આ લીટીઓ જેલરે છેકી હશે એમ મહાદેવભાઈ અને સરદારસાહેબ પૂર્વગ્રહ બાંધી લે છે. ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં છેકેલી લીટીમાં શું લખેલું છે તે ઉકેલી શકાતું નથી. જો જેલર તેનો ખુલાસો કરે છે; એમાં ખાસ મહત્ત્વની બિના નથી; પત્ર લખનારે જુદી જુદી વ્યક્તિનાં નામ લખેલાં હતા તે છેકી નાખેલાં છે. આ મુદ્દા ઉપર જેલરના ગયા પછી ચર્ચા થતી હોય છે. મુદ્દો એ છે કે, જો જેલરે એ લીટીઓ છેકી ન હોય તો જે વાંચવી આપણા માટે શક્ય નથી, એમાં શું લખેલું છે તે જેલર શી રીતે કહી શકે ? એ છેકેલી લીટીઓમાં શું હતું એનો ખુલાસો એ આપે છે એનો અર્થ જ એ કે જેલર જૂઠું બોલે છે, એણે જ લીટીઓ છેકી છે ! જેલર અંગે પૂર્વગ્રહ બંધાઈ ગયો કે જેલર જૂઠો છે !

આ અંગે પછી જેલર સાથે વાતચીત ન થઈ હોત તો પૂર્વગ્રહ કાયમ રહી જાત; પરંતુ ફરીથી એ મુદ્દો નીકળતાં એની સ્પષ્ટતા થાય છે. સરકાર કાગળો સેન્સર કરે, એને ન ફાવતું છેકી નાખે એ ખરું; પરંતુ સરકાર પોતાના દફતરમાં મૂળ કાગળની છેકયા વગરની નકલ જાળવી રાખતી હતી. એ મૂળ નકલ જેલર પાસે આવેલી એમાં એણે છેકાયેલી લીટીઓ શી છે તે વાંચી જોયેલું, અને એણે એ લોકોને કુતૂહલ ન રહે એ ખાતર કહેલું. જ્યારે બદલામાં એને ફળ મળેલું જૂઠાનું !

મોટાઓના આ દાખલા જેવો આપણા સૌના પ્રસંગમાં પણ દાખલો હોય છે. મારો એક દાખલો ટાંકું. એક બહેને મને કહ્યું કે હું ગોળની પરવા કર્યા વગર લાયક યુવકને પરણવા માગું છું; એવો કોઈ યુવક હોય તો મને જણાવજો.

મેં કહ્યું : એવો યુવક શોધી આપવો અઘરો નથી. કદાચ એ માટે થોડી રાહ જોવી પડે એટલું જ. પરંતુ તમે કહો છો એ રીતે તમારા દાદા મોટો વિરોધ કરે, ઝેર પીવાની વાત કરે. એ સ્થિતિ છે. એ સંજોગોમાં વખત આવ્યે તમે કેટલાં મક્કમ રહેશો તે સવાલ છે. તમારા પિતા ચાલુ જમાનાને અને એનાં બળોને સમજે છે એટલે તમારા પગલાને ટેકો આપવાની તૈયારી બતાવે છે, પણ એ પોતે પણ દાદાને ખુલ્લું કહી શકે, વિરોધ વહોરી શકે, એ સ્થિતિમાં પૂરતા પ્રમાણમાં તૈયાર નથી એમ એમની વાત ઉપરથી હું જોઈ શકું છું. તો એ પળ આવીને





ઊભી રહે તે વખતે પિતા પણ દાદાની વહેલમાં બેસી જાય તો તમે શું કરો ?

બહેન : બંનેનો વિરોધ હોવા છતાં હું પગલું ભરી શકીશ.

મેં કહ્યું : વાઘ નથી જોયો હોતો ત્યાં સુધી એનાથી ન બીવાની બાળક વાત કરે છે, પણ એને પાંજરામાં જોતાં બાળક બી જાય છે. એવું આ રૂઢિના વાઘનું બનતું હું ઘણા પ્રસંગમાં જોઉં છું. યુવક કે યુવતી વિરોધ આવશે તો પણ પોતે સામનો કરવાની સાચા દિલની વાત કરતાં હોય છે. પરંતુ જ્યારે વિરોધ આવીને ઊભો રહે છે ત્યારે લાચાર બની જાય છે. કહે છે : આટલો પ્રબળ વિરોધ (વિકરાળ વાઘ) અમે નહિ કલ્પેલો.

બહેને હસીને કહ્યું : હું વાઘથી નહિ બીઉં એ ચોક્કસ.

તે પછી મેં એ બહેનને, એમના પિતાથી આ વાત છાની ન હતી એટલે પિતા ઉપર એક યુવકની માહિતી આપતો પત્ર લખ્યો. ગોળનો મોહ ન હોય તે સંજોગોમાં એ યોગ્ય હતો એમ માની મેં એના અંગે શરીરના વર્ણનથી માંડી કૌટુંબિક સ્થિતિ સુધીની વિગત લખી હતી; જો એ લખાણ ઉપરથી એ યુવક અંગે વિચાર કરવા જેવો લાગે તો જણાવવા લખ્યું હતું. પણ અઠવાડિયા દશ દિવસ સુધી કંઈ જવાબ ન આવ્યો.

પ્રથમ કહ્યું તેમ, માણસ પૂર્વગ્રહમુક્ત રહેવા પ્રયત્ન કરે તો પણ મન વિચાર કલ્પના, તરંગના ફોટાઓ લેતું હોય છે એ પ્રમાણે મને વિચાર આવ્યો : કાગળ પોસ્ટમાં ગેરવલ્લે તો નહિ ગયો હોય ને ? કલ્પના દોડી : એ લોકો બહારગામ તો નહિ ગયાં હોય ને ? તરંગ ઊઠ્યો : પિતાએ પત્રની વાત દીકરીથી છાની તો નહિ રાખી હોય ને ?

પચાસ માઈલના અંતરમાં ટપાલ ગેરવલ્લે પડે એમ સામાન્ય રીતે માનવા વિચારે ના પાડી. એમનો ધંધો જોતાં આટલો સમય એ લોકો બહાર હોય તેમ સ્વીકારવા કલ્પનાએ તૈયારી ન બતાવી; નિદાન બહેન તો ઘેર હોય જ એમ કલ્પનાએ ભાર મૂક્યો. એટલે તરંગને વધુ જોર મળ્યું : દીકરી તો વાઘથી ન બીવાની વાત કરતી હતી એટલે એણે વિચાર તરત બદલ્યો હોય તેમ માનવાનું કારણ નથી. દીકરી અને દાદાની વચ્ચે પિતા ઝોલાં ખાય છે એટલે એમણે પત્રની વાત દીકરીને કરી નહિ હોય; બાકી હા કે ના–નો જવાબ તો આવે ને ?

અચાનક સ્થિતિ એવી આવી કે જે યુવક અંગે દરખાસ્ત મૂકી હતી તેને એ શહેરમાં પોતાના કામ અંગે જવાનું થયું. વિચાર આવ્યો કે આ ખરો મોકો છે; જો રૂબરૂ મળવું હોય તો તક છે. એટલે પ્રથમ પત્રનો જવાબ ન હતો છતાં મેં બીજો પત્ર લખ્યો, અને મળવું હોય તો અનુકૂળતા છે તેમ લખી સિરનામું પણ જણાવ્યું. પરંતુ એનોય જવાબ નહિ !

જો મેં પૂર્વગ્રહની મહાગાંઠ પાડી હોત તો બીજો પત્ર લખ્યો ન હોત. પરંતુ બીજા પત્રનો જવાબ ન આવ્યો એટલે મન પૂર્વગ્રહ સ્વાભાવિક બાંધી લીધા વગર ન રહે. પરંતુ જે વ્યક્તિ અંગે પ્રસંગ હોય તેની હકીકત સાંભળી લીધા વગર પૂર્વગ્રહના પક્ષીને મનની અંદર માળો ન કરવા દેવો એવી મેં ટેવ પાડી હોવાથી પૂર્વગ્રહનું પક્ષી જ મનની અંદર ઊડાઊડ કરતું હતું. પણ મેં એને સ્થિર થઈને માળો બાંધવા દીધો ન હતો.

ત્યાં અઠવાડિયા પછી એ પિતા હીંડીચાલીને મને મળવા આવ્યા. ખંડમાં પ્રવેશતાં જ હસીને બોલ્યા : મેં કાગળનો જવાબ નથી આપ્યો તેથી માઠું તો નથી લાગ્યું ને ? સુશીલા મને કહ્યા કરતી હતી કે બાપુજી, તમે કાગળ નથી લખ્યો તેથી...

મેં પણ હસીને કહ્યું : 'સામા પક્ષને સાંભળ્યા વગર હું નિર્ણય કરી લેતો નથી. મન તરંગ કરે તેને હું સ્થિર થવા દેતો નથી. એટલે તમારા ઉપર માઠું લગાડવાનું રહેતું નથી.'

સુશીલાના પિતાએ કહ્યું : 'બન્યું એવું કે દાદા

(સુશીલાના) તમારો પ્રથમ પત્ર આવ્યો ત્યારે ગામ-ડેથી આવ્યા હતા. એ કાગળ એમના હાથમાં ગયો. પત્ર બીડેલો હતો, પરંતુ એ ન ફોડવો જોઈએ એમ એ શાના માને? એમણે ફોડ્યો અને હકીકત જાણી. પછી તો એમના સ્વભાવ પ્રમાણે ખિજાયા...હઠાગ્રહ કર્યો કે, હવે હું અહીંથી જવાનો નથી. દીકરીનું લગ્ન પતે પછી જ હું મુકામ ઊઠાવનાનો. ગોળની બહાર હું કોટિ ઉપાયે લગ્ન થવા દેવાનો નથી.'

મારે તો બોલવાનું જ ક્યાં હતું?

એમણે કહ્યું: 'મારી સ્થિતિ મેં તમને પ્રથમથી કહી છે. હું જેમ દીકરીને નાખુશ કરવા માગતો નથી તેમ પિતાની છેલ્લી અવસ્થામાં એમની સાથે પણ ઘર્ષણમાં ઊતરવા માગતો નથી. ઘર્ષણ ઊભું થાય એ રીતે દાદાથી છાનું લગ્ન પતી જાય તો પછી એમને સમ-જાવી લેવાનું હું પસંદ કરું છું. મેં એ ઘર્ષણમાં ન પડવા મૌન સેવ્યું. એ કદાચ મને સોગન દઈને એમ પૂછે કે તેં આ પત્રનો જવાબ આપ્યો છે કે નહિ. તો મારે જૂઠું ન બોલવું પડે તે માટે મેં જવાબ લખ્યો ન હતો, બાકી તમારા પત્રનો મેં અમલ કર્યો છે. આપેલા સિરનામે હું તે ભાઈને મળવા ગયો હતો. એ બહાર નીકળી ગયા હતા એટલે એમને મળી ન શક્યો પણ એમના મોટાભાઈ, કાકા વગેરેને મળ્યો છું. ઠીક ઠીક પરિચય કેળવાયો પણ ખરો.'

આમ એ ભાઈએ કાગળ ન લખવાનું કારણ જણાવ્યું ત્યારે ખબર પડી કે એમણે પત્ર ગૂમ નથી કર્યો. પણ દીકરીને વાત કરેલી અને એનો અમલ પણ કર્યો હતો. આમ એમના અંગે પૂર્વગ્રહનું પક્ષી મનમાં ઊડાઊડ કરતું હતું. તેને માળો કરવા દીધો ન હતો એટલે તરત ઊડી ગયું!

મતલબ કે પૂર્વગ્રહથી મુક્ત રહેવું દુર્લભ છે એ સાચું પણ પૂર્વગ્રહની મડાગાંઠ ન પડવા દેવાની ટેવ પાડવી અઘરી નથી. કોઈના અંગે ભલે મન ચંચળતા પ્રમાણે અમુક વસ્તુ માને, પણ એ સાચી છે કે નહિ તે અંગેનો લાગતાવળગતા પક્ષનો ખુલાસો સાંભળ્યા વગર, તોલ કર્યા વગર ગાંઠ પાડી દેવી નહિ. પૂર્વ-ગ્રહનાં પક્ષી ભલે મનમાં ઊડાઊડ કરે પણ એને માળો બાંધવા ન દેવો. જો એને માળો કરવા દીધો તો પછી એ નીકળવાનાં નહિ!

અને ખરાબ ગણાતા ગ્રહ—મંગળ રાહુ કે શનિ માણ-સનું જેટલું નુકસાન નથી કરતા તેટલું આ પૂર્વગ્રહ માણસનું નુકસાન કરે છે. આ માટે માણસે ધીરજનો ગુણ કેળવવો જોઈએ. માણસ જો ધીરજ વેડે તો પ્રસંગનો ઊભરો શમ્યા પછી એનાં ચોખ્ખા જળ આપોઆપ જોઈ શકે છે. પ્રસંગ ઉપરથી વ્યક્તિ ઉપર અનુમાન બાંધી પૂર્વગ્રહ ન સેવવો પણ પ્રસં-ગના આઘાત પ્રત્યાઘાત શમી જાય ત્યાં સુધી ધીરજ રાખવી.

માણસજાતને સૌથી વિશેષ નડતા આ ગ્રહના ગુલામ ન બનવામાં જ સુખની ચાવી રહેલી છે.



નાગા સાધુઓની ફોજોએ યુદ્ધોમાં ભાગ લીધાના દાખલા નોંધાએલા છે. એક દંતકથા એવા પ્રકારની છે કે, અકબરના સમયમાં મુસ્લિમ ફકીરો હિંદુ સાધુઓને બહુ પજવતા, જ્યારે સાધુઓ અકબર આગળ ફરિયાદ કરવા ગયા ત્યારે એણે ફકીર સાધુઓના ઝઘડામાં વચ્ચે પડવાની ના પાડી. આ પછી સાધુઓ રાજા બિરબલ પાસે ગયા. બિરબલે એમને નાગાબાવાઓની ફોજ રચવાની સલાહ આપી.

આ પછી નાગાબાવાઓની ફોજોએ, રજપૂત, ભોંસલે, અને બીજા મરાઠા, સરદારો પેશવા અને અંગ્રેજો સુદ્ધાંને યુદ્ધમાં મદદ કર્યાના દાખલા તવારીખના પાને ચઢયા છે.

નગ્ન દશામાં યુદ્ધે ચઢવાની બાબત ભારતમાં અસામાન્ય ન હતી. મલબારના અર્ધનગ્ન લોકો સબંધમાં માર્કોપોલોએ લખ્યું છેઃ

'આ પ્રદેશના લોકો ફક્ત ઢાલ અને ભાલો લઈને નગ્ન દશામાં યુદ્ધે ચઢે છે.





શિવકુમાર જોષી

# કુમક

*ગુજરાતીઓ અનેક ક્ષેત્રોમાં આગળ વધેલાં છે. વિશ્વને ખૂણે ખૂણે એ જઈ વસેલાં છે. તેમાં સાવ સામાન્યમાંથી કરોડપતિની કક્ષાએ પહોંચેલા પણ છે અને મધ્યમ સ્થિતિએ પહોંચેલા પણ છે. એવા એક ગુજરાતીને આ હળવી વાર્તામાં કુશળતાથી લેખકે રજૂ કરેલ છે...*

'બાબાના વાળ કેટલા વધ્યા છે એ તો જુઓ, છેલ્લા દોઢ મહિનાથી કહું છું પણ તમે સાંભળો છો જ ક્યાં? આંખ ઉપર ઝોળું પડે છે તે એમ કરતાં એની આંખ બગડશે તો?...'

રમાબહેનની વાગ્ધારા એક સરખી ત્રણ મિનિટ ચાલી તે દરમ્યાન નવનીતલાલે ઊભા થઈને લુંગી બદલી ધોતિયું પહેર્યું, ઉપર કફની ચઢાવી, ખીસામાં થોડું પરચુરણ સેરવી લીધું અને...

'ચલો બેટ્ટમ, ચુલ કરાને કો જાયેંગે ન?' બોલીને નાના બચુને લાડથી પોતાની પાસે ખેંચ્યો.

બચુને બહાર જવું હમેશાં ગમતું અને તેમાંયે નવનીતલાલ સાથે તો ખાસ. રસ્તા ઉપર દોડવાની એ એને છૂટ આપતા. રમાબહેન વાંધો ઉઠાવે તો પણ બાળકમાં આત્મવિશ્વાસ કેળવાય તેવી એમની માન્યતા પુરવાર કરવા માટે તે બચુને ઘણી વાતમાં છૂટો દોર આપતા. ઉપરાંત ક્યારેક ક્યારેક બચુ માગે તે રમકડું કે ચૉકલેટ એ તુરત અપાવતા અને એ થાકે ત્યારે વિના ગુસ્સો કર્યે એને ઊંચકી લેતા અથવા તો રીક્ષામાં બેસાડીને લક્ષ્યસ્થાને પહોંચાડતા.

તે સવારે પણ નવનીતલાલે નીચે ઊતરીને રીક્ષા કરી. ભવાનીપુર વટાવીને ઓછી ભીડવાળી સલૂનની શોધમાં એ ઠીક ઠીક આગળ નીકળી ગયા. સોમવારની સવારે કલકત્તા જેવા શહેરમાં સલૂનમાં પેસો ને તુરત ખાલી ખુરસી મળે તેવી સંભાવના ઓછી એમ નવનીતલાલને અનુભવ હતો.

છેવટે દાક્ષિણાત્યોની વસ્તીની વચમાં એક નવી ઉઘડેલી કેરાળા સલૂનમાં એ બચુને લઈને પ્રવેશ્યા. ઉત્તર-હિંદનો કે કોઈ દાક્ષિણાત્ય, મોપલો ગોવાનીઝ કે બંગાળી કોઈ પણ કેશકર્તનકાર બચુ માટે સરખો હતો. સવાત્રણ વરસના બાળકના જેમ તેમ વધેલા ઝટીયા કાતરથી સરખા કરવાનું કામ કોઈ પણ શિખાઉ નાઈને સોંપવાનો વાંધો ન હતો.

પણ કેરાળા સલૂનમાં પણ ખાસી ભીડ હતી. ત્રણ ખુરસીની ત્રેવડ સામે 'વેઈટીંગ લીસ્ટ' ઉપર બીજા છ ગ્રાહક છાપાં વાંચતાં બેઠા હતા. નવનીતલાલે પણ અડ્ડો જમાવ્યો અને એક સોસવાઈ ગયેલું સામયિક ખોલીને વાંચવા બેઠા.

ખોળામાં બેઠેલો બચુ એમ ક્યાં સુધી સ્થિર બેસી રહે? સલૂનની બંધીઆર હવામાં એ અકળાવા માંડ્યો.

'પપ્પા ચાલો ને ઘેર જઈએ' એણે બેઠા અવાજે પ્રસ્તાવ મૂક્યો.

'વાળ કપાવ્યા વિના ન જવાય. મમ્મી ગુસ્સો કરે...' નવનીતલાલે ચીમળાયેલા એક પાના ઉપરની રંગીન ફિલ્મતારિકાની છબી ધારી ધારીને જોતાં પુત્રને જવાબ આપ્યો.

બંનેની વાતો આગળ ચાલી.

'પપ્પા તમે શું વાંચો છો?'

'પપ્પા તમે પણ વાળ કપાવવાના છો?'

'પપ્પા મમ્મી આપણી સાથે કેમ ન આવી?...'

'વાળ કપાવ્યા પછી બાળમંદિરમાં ન જવાય ને?... નહિતર ગુરુજી વઢે?...'

આવા અનેક પ્રશ્નોના નવનીતલાલ વિના અકળાયે તરેહ તરેહના—સૂઝે તેવા જવાબ આપ્યે જતા હતા. ત્યાં સામેની એક ખુરસી ખાલી થઈ. કારીગરે ખુરસી ઝાપટી નાખી, અને બીજા ગ્રાહકને ઇસારો કરીને ખાલી પડેલું સ્થાન સંભાળી લેવા સૂચવ્યું.

સલૂનનો માલિક જેવો દેખાતો એક કારીગર ત્યાં વચમાં પડ્યો, 'અબ તુમ રહેને દો.' એમ કહીને દક્ષિણની કો ભાષામાં બારણા પાસે ઊભા રહેલા એક બીજા કારીગરને સૂચના આપી કે ખાલી ખુરસી ઉપર

બેસતા નવા ગ્રાહકને એણે સંભાળી લેવો.

એ કોઈ 'એપ્રેન્ટીસ' જેવો કારીગર હશે એમ નવનીતલાલની અનુભવી નજરે માપી લીધું. કાતરનો કતકત અવાજ બેતાલ હતો અને દાંતીઓ પકડવાની પણ એની ફાવટ ન હતી એમ એમને તુરત સમજાયું. ફિલ્મતારિકાની છબી ઉપરથી નજર સેરવી લઈ ને નવનીતલાલ એની મથામણ એકી ટશે નીહાળી રહ્યા.

'દેશમાં કયાં રહેવું ?' એકાએક કોઈએ એમને પ્રશ્ન પૂછ્યો. નવનીતલાલે પ્રશ્ન પૂછનાર તરફ નજર ફેરવી તો તે એપ્રેન્ટીસને પેલી ખાલી ખુરસીનો હવાલો આપનાર કેશકર્તનકાર જ હતો એમ એમને સાશ્ચર્ય સમજાયું.

'તે તમે...?'

'હા અમે ગુજરાતી છૈયે...' પાયજામાની ઉપર ચોટેલા વાળને આંગળીનાં ટેરવાંથી ધકેલતા પેલા ભાઈએ ખુલાસો કર્યો.

'પણ તમે આમ આ સલૂનમાં કયાંથી ?' નવનીતલાલે સહાનુભૂતિપૂર્વક પૂછ્યું.

'અરે સાહેબ ! એમ તો પે'લાં બડાબજારમાં જ હતો. આરમીનીઅન સ્ટ્રીટમાં બે વરસ અને પછી અમરતલ્લામાં, આપણા દેશી ભાઈઓની વચમાં સ્તો...'

'હા હા ત્યાં એટલામાં ત્રણેક સલૂન તો ચાલે જ છે.'

'હોય સાહેબ, આ શે'રમાં નાખી દેતાં અમારા પાંત્રીસ કુટુંબ આ ધંધામાં છે...'

'શી વાત કરો છો ?'

'નઇ તારે !' એમ બોલીને એણે કયા લત્તામાં કેટલી ગુજરાતી માલિકીની સલૂન છે તેની માહિતી નવનીતલાલને આપવા માંડી. અને સૌ પ્રથમ માત્ર કારીગર તરીકે આવતો ગુજરાતી પોતાની સલૂન કેવી રીતે શરૂ કરે છે તેની વિગતો પણ પૂરી પાડી.

પોતાની ડાયરી ઘેર મૂકીને ન આવ્યા હોત તો નવનીતલાલે છોટુભાઈ દરબારે આપેલી ગુજરાતી કેશકર્તનકારોની આવી સિદ્ધિની માહિતી ટપકાવી લીધી હોત.

૧૯૫૭ના ઇલેકશન વખતે કોંગ્રેસ પ્રમુખ જાતે ચૂંટણીપ્રચાર માટે કલકત્તા આવેલા ત્યારે ભવાનીપુર શાળાનો પ્રચાર સભા વેળા ત્યારે કલકત્તામાં વસતા ભાતભાત અને જાતજાતના ગુજરાતીઓના આંકડા એમણે જ પૂરા પાડેલા પણ એમાં આ કોમ વિષે એમની 'રિસર્ચ' અધૂરી હતી એમ એમને આ ક્ષણે લાગ્યું.

'પપ્પા ચાલો ને ઘેર... .....' નાના બચુએ વળી વાતચીતમાં વિક્ષેપ પાડ્યો.

'બસ, જઈએ હોં...એ હવે દસ મિનિટમાં તારો વારો આવ્યો સમજ...નહિ દરબાર ?'

'ના સાહેબ, હજી વાર થશે હોં. આ માળા મદ્રાસીઓને વાર બહુ લાગે. આપણા દેશી કારીગરો જેવી ઝડપ ન મળે. અરે આ એક કલાકમાં સાડાચાર ગ્રાહકને ઉઠાડી મૂકું...પણ સાલી કદર જ કોને છે ?'

'કેમ એમ કહો છો દરબાર ?' નવનીતભાઈના અવાજમાંથી સ્વભાષાભાષી માટેની સહાનુભૂતિ છલકાઈ જતી હતી.

'આ આખો દિવસ મે'નત કરીએ ને રૂપીઆ ત્રણનો રોજ મળે. બાકી હતું તે દેશમાંથી બૈરાંને લઈ આયો છું. સાલ્લું પારકા ગામમાં ખાવાપીવાની અને હજાર વાતની તકલીફ...'

'તે તમે રહો છો કયાં ?'

'આ ગણેશ ટોકીઝ પાસે એક ઓરડી વળી મળી ગઈ છે. તમારા જેવા દેશી ભાઈએ દયા કરીને સસ્તામાં ગોઠવી આપ્યું છે. બાકી તો સાલું ભાડું જ મારી નાખે...'

'તે છેક ગણેશ ટોકીઝથી દક્ષિણ કલકત્તા સુધી ! તમારે તો રોજ આવનજાવનમાં જ બે કલાક નીકળી જાય.' પેલી સહાનુભૂતિની માત્રા હરક્ષણે વધ્યે જતી હતી એમ છોટુ દરબારને બરાબર સમજાયું.

'અરે સા'બ, તકલીફની તો વાત જ ન કરશો...અરે આ બાબાભાઈ અકળાયા લાગે છે. એમને ખુરસીમાં બેસાડવાની તમારી ઇચ્છા ના હોય તો અહીં જ

કાતરથી પતાવી આપું ?'

'અરે દરબાર, તમારા જેવા તો દેવ પણ નહિ'... નવનીતલાલે પ્રસ્તાવ તુરત ઝીલ્યો.

ખોળામાંથી બચુને સેરવીને બેન્ચ ઉપર બેસાડ્યો અને છોટુ દરબારે કારીગરી શરૂ કરી.

'બાબાભાઈ તો ખૂબ હોંશિયાર છે ને ?'

'અરે કેવા શાણા થઈને બેસી ગયા છે!...જરાયે ચૂં કે ચાં કરે છે!'...

'કેટલા વરસ થયાં બાબાભાઈ?...'

એમ વાતો કરતાં કરાવતાં છોટુ દરબારે બચુભાઈના વાળ સરખી રીતે સમારી આપ્યા. નવનીતલાલની આંખોમાં કદરદાની પ્રગટી.

વાળ કપાઈ ગયા પછી એમણે ચાર આના ખાસ બક્ષિસના દરબારના હાથમાં મૂક્યા. પણ તે ન સ્વીકારતાં સલૂનના બારણા સુધી બચુનો હાથ ઝાલી વિદાય આપવા જતાં એણે નવનીતલાલને વિનંતિના સૂરે કહ્યું:

'સા'બ, મારું એક કામ કરી આપો...આમાંથી હવે મને છોડાવો. તમે તો ઘણાં વરસથી આ શહેરમાં રહેતા હશો નહિ ?'

'સોળ વર્ષથી' નવનીતલાલે અભિમાનપૂર્વક જાહેર કરતાં ઉમેર્યું : 'અડધો બંગાળી જ સમજો ને.'

'ઓ ! એમ ! તો પછી ભાઈસા'બ આપણું કૈં ગોઠવી આપો. હવે આ ધંધામાં ગોઠતું નથી. કંઈ મળતું નથી, માંડ માંડ રોટલા ભેળાં થઈ છીં'..'

નવનીતલાલ સમાજસેવક પણ હતા. ગુજરાતી સમાજનું કોઈ પણ એવું કામ ન હતું કે જ્યાં એમની હાજરી ને સાથ ન હોય. ઈન્સ્યુરન્સનો ધંધો એટલે પણ ઓળખાણ પિછાન ઘણી. ઉપરાંત મળતાવડો સ્વભાવ ! એમણે છોટુ દરબારને પોતાની ઑફિસનું અને સાથે સાથે ઘરનું સરનામું પણ આપ્યું. 'ચોક્કસ, મારાથી બનતું કરીશ.' એમ ખાત્રી આપી—આપી દીધી.

*

તે પછીના પંદર દિવસમાં છોટુ દરબારે નવનીતલાલની ઑફિસમાં આઠ અને ઘરને સરનામે ત્રણ આંટા માર્યા.

'પછી આપણું શું કર્યું સાહેબ ?'

'રમણલાલ શેઠે શો જવાબ આપ્યો ?'

'તમે કર્યું'તું ત્યાં તો જઈ આવ્યો, સાહેબ, પણ તાં કૈં ગોઠે એવું નથી.. એય ને આખો દી બધા હજાર માણહની હડફેટમાં આવી જવાય...'

'આપણને કૈં એવું કામ બતાવો.. અરે જે કે'શો તે કરશું પણ એવું કામ બતાવો કે જ્યાં આપણી કદર થાય...અને મનને ગોઠે—'

છોટુ દરબાર માટે નવનીતલાલે ઘણી મહેનત કરી. પોતાની બધી જ લાગવગ વાપરી અને જુદાં જુદાં કામ અપાવ્યાં. પણ કલકત્તામાં બરાબર ફાવટ ન આવી.

દુર્ગાપુરના પોલાદના કારખાનામાં જાતજાતનાં કામ કરતી ઘણી ગુજરાતી 'ફર્મ્સ' હતી, આસનસોલ અને દુર્ગાપુર વચ્ચેનો વ્યાપારી વ્યવહાર ઠીકઠીક પ્રમાણમાં ગુજરાતીઓ પણ સંભાળતા. કલકત્તા કરતાં ત્યાં જીવનધોરણ પણ નીચું અને કામગરા માણસ માટે વિકાસ સાધવાનું ઉત્તમ ક્ષેત્ર પણ ખરું જ.

એવી એક કૉન્ટ્રાક્ટરની પેઢી ઉપર એમણે ભલામણ-પત્ર લખી આપ્યો.

'છોટુ દરબારને ગમે તે કામ સોંપજો. ધગશથી ઉત્સાહથી નિષ્ઠાથી એમણે કામ કરવાની ખાત્રી આપી છે. આપણા દેશી ભાઈ છે. બાળબચ્ચાંવાળા છે, કલકત્તાની મોંઘવારી કરતાં દુર્ગાપુ કે આસનસોલમાં તમારા કામકાજમાં ક્યાંક ગોઠવી દેશો તો એમનો રોટલો સુખેથી નીકળશે'...વગેરે.

એ વાતને દિવસો વીતી ગયા. મહિનાઓ પણ પસાર થઈ ગયા. નવનીતલાલની યાદમાંથી છોટુ દરબાર સરી પડ્યા.

ગુજરાતી સાહિત્ય પરિષદનું કલકત્તામાં અધિવેશન ભરાવાનું હતું. પૂર્વહિંદમાં વસતાં સુખી ગુજરાતી



કુટુંબો પાસેથી નાણાં ઉઘરાવવાની જવાબદારી થોડે ઘણે અંશે સમાજસેવક નવનીતલાલે પણ ઉપાડી લીધેલી.

ધનબાદ ઝરીઆ આસન્સોલ વગેરે સ્થળોએથી નાણાં એકઠાં કરી આપવાની જવાબદારી થોડા મિત્રો સાથે નવનીતલાલે સંભાળી લીધી. એવાં કામની એમને અજબ ફાવટ હતી.

'કેમ નવનીતભાઈ તૈયાર કે? ગાડી ઊપડવાની પાંત્રીસ મિનિટ બાકી છે, જરા જલદી કરો—' નીચેથી જયંતિલાલે બૂમ મારી.

'અરે યાર, રાતના મોડે સુધી રમોડાં કમિટિની મિટિંગ ચાલી તે હું તો હજી હમણાં જ ઊઠ્યો. નહાવા ધોવાનું—'

'ગાડી કાંઈ આપણી રાહ નહિ જુએ. નહાવા ધોવાનું ત્યાં પતાવીશું. આસન્સોલ રેવાશંકરભાઈને ત્યાં—'

ને બે કોગળા કરી શ્રીમતીએ ધરી રાખેલ ચાનો કપ મોંમાં ઢાળી દેતાં નવનીતભાઈ ઝડપથી નીચે ઊતર્યા. પગથિયાં ઊતરતાં ખરબચડા મોં ઉપર હાથ ફરી ગયો, 'લોકોનાં કામ કરવા જતાં જાતની સેવા બાજુએ મૂકવી પડે છે, નહિ?' એમ જયંતિભાઈની મોટરમાં બેસતાં એમણે થોડી ફરિયાદ પણ કરી લીધી.

આસન્સોલવાળા રેવાશંકરભાઈએ પાંચ સાત આગળ પડતાં ગુજરાતી કુટુંબો સાથે નવનીતભાઈ–જયંતિભાઈની 'એપોઈન્ટમેન્ટ' આગળથી ગોઠવી રાખી હતી. કામકાજ શરૂ કરતાં પહેલાં જયંતિભાઈ બાથરૂમમાં નહાવા પેઠા તે દરમ્યાન નવનીતભાઈ નીચે ઊતર્યા. ગ્રાન્ડ ટ્રન્કરોડ ઉપરના આસન્સોલના બજારમાં એમણે મુખ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં ચારે બાજુ નજર પણ ફેરવવા માંડી.

જરૂરની વસ્તુ હાથમાં લાગી હોય અને આનંદોદ્ગાર મુખમાંથી ટપકી પડે તેમ બોલી ઊઠ્યા, 'હાશ, ચાલો આ એક પતાવી દઈએ.'

આસન્સોલના હિસાબે ઠીકઠીક સુઘડ એવી 'સલૂન'માં એ પ્રવેશ્યા. ચશ્મા ઉતારી ખીસામાં મૂકી આંખ બંધ કરીને ખાલી ખુરસી ઉપર બેઠક જમાવી અને એમની પાસે આવી ઊભેલા 'કારીગર'ને વરદી આપી:

'શેવ.. દાઢી બનાયેંગે.'

પણ 'કારીગર' ચૂપચાપ સામેના દર્પણમાંથી એમને નિહાળી રહ્યો હોય એવો એમને અણસારો પહોંચ્યો; ઉતારી લધેલા ચશ્મા એમણે ફરીથી આંખે ચઢાવ્યા અને દર્પણમાંનું 'કારીગર'નું પ્રતિબિંબ જોયું.

'અરે કોણ? છોટુ દરબાર! તમે અહીં?—'

'નવનીતભૈ શેઠ, આ છેલ્લી બે મિનિટથી હું તમારી હામું જોયા કરું છું...વશ્વાસ નો'તો પડતો...અરે મારે તો ગળે ડૂમો ભરાઈ ગ્યો 'તો, હા. ભૈ...હાચું કઉં છું તમારા તો હજાર ઉપકાર મારે માથે ચડ્યા છે...'

'પણ— !'

'એ તો પેલી કે'તી છે ને? એના જેવું થયું. કાતરનું કતકત ગાણું ને હવામાં ઊડતી વાળની કરચો ને પાવડર ને સાબુની ગંધ વિના ભૈ જીવને ચેન નો પડ્યું. એય આ રેવાશંકરભૈએ પણ કોન્ટ્રાકટર થવાને બદલે સલાહ આપી કે દરબાર જે કરતા હો તે જ કરો ને.....આ આસન્સોલમાં નામ દેવા જેવી સલૂન નથી. ધીરે ધીરે જામી જશે...એટલે પછી પણ...એ બધો જશ તમારો હોં બાપ...તમે આંગળી ચીંધી ને રેવાશંકરભૈએ મારો હાથ પકડ્યો......અને એય બસ લીલાલે'ર છે...હા...'

તે દિવસે છોટુ દરબારે નવનીતભાઈની હજામત જ નહિ, વાળકપામણી પણ મફત કરી આપી.

અને સાહિત્ય પરિષદ વેળા સ્વાગત સમિતિના પ્રમુખના ભાષણમાં, પરદેશમાં વસતા ગુજરાતીઓ એકબીજાની કુમકે કેમ દોડે છે એના તાજા પ્રત્યક્ષ પુરાવા તરીકે ટાંકવા માટે નવનીતભાઈએ જાતઅનુભવનો આ દાખલો ઉમેરાવ્યો.







રવિશંકર મ૦ રાવળ

# હસ્તલિખિત ગ્રંથોની ચિત્રશૈલી

ગુજરાતના પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોનાં ચિત્રો વિષે સામાન્ય જ્ઞાન અને માહિતી, ચિત્રશૈલી, નિરૂપણ, ખામીઓ અને ખૂબીઓનો ગુજરાતના કલાગુરુ અહીં માહિતીપૂર્ણ અને રસપ્રદ પરિચય કરાવે છે...

પચાસ વર્ષ પહેલાં ગુજરાતનાં પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોનાં ચિત્રો માટે કોઈને વિચાર કરવાનીયે દરકાર નહોતી અને ભારતની ચિત્રકળાની ચર્ચામાં ગુજરાતને સ્થાન પણ નહોતું. ગુજરાત એક કલાવિમુખ પ્રદેશ ગણાતો. ભારતની પ્રશિષ્ઠ કળાના નમૂના અજંતા અને દક્ષિણ ભારતમાં અનેક સ્થાનોમાં મળી આવતા, તેમાં ઈ. સ. પૂર્વના બીજા શતકથી આઠ શતક સુધીની ચિત્રપરિપાટીના નમૂના પ્રાપ્ત થાય છે. આઠમા સૈકામાં ભારતમાં બૌદ્ધ ધર્મનું વિલોપન થતાં એ શૈલીનાં ભીંતચિત્રો કે ગ્રંથચિત્રો પ્રાપ્ત થયાં નથી.

પરંતુ ૧૯૧૦ પછી ચિત્ર–વિવેચકોને ગુજરાતના જૈન ગ્રંથભંડારોમાંથી કલ્પસૂત્રોની અને કાલક કથાઓની હસ્તપ્રતો પ્રાપ્ત થઈ ત્યારે, અજંતાના આઠમા શતક પછી ભારતીય ચિત્રકલાના સૌ પ્રથમ પ્રાપ્ત થયેલા એ નમૂના હતા. તેમાં અજંતા સમયની લલિત–ભાવનિરૂપણશક્તિ અથવા પ્રવાહી અને તેજસ્વી આલેખનકળા કે રંગવિધાન તેમ જ પાત્રનિર્માણ નહોતાં.

આ ચિત્રો નાની પોથી ઘાટનાં તાડપત્રોના ગ્રંથોમાં અને પછીથી કાગળના ગ્રંથોમાં ૧૨મા સૈકાથી ૧૫મા સૈકા સુધી એક અનોખી ચિત્રશૈલી રૂપે પ્રસિદ્ધ થયાં છે. આ ૪૦૦ વર્ષ સુધીના ગાળામાં ચિત્રોનાં સ્વરૂપો, પાત્રો કે રેખાના લય બદલાયાં નથી.

જાણે થોડામાં પતાવી દેવું હોય તેમ જાડી કલમથી, અક્ષરો લખવાની ઝડપથી ચિતરાયેલાં આ ચિત્રો, તેમાંની રૂઢિબદ્ધ આકૃતિઓ અને રંગોથી ભારતની બીજી ચિત્રપ્રણાલિઓમાં જુદાં પડી જાય છે. મોગલ અને રાજસ્થાની કળાથી તે અનોખાં છે, છતાં ૧૨થી ૧૫મા સૈકા સુધીનાં અનન્ય ચિત્રો હોઈ લોકજીવન અને પરિવેશ સમજવામાં બહુ ઉપયોગી બન્યાં છે.

તેમાં ચહેરાનો પોણો ભાગ બતાવવા બાજુની આંખ અરધી બહાર મૂકવામાં આવે છે. બીજી આંખનો એક ખૂણો નાક તરફ નીચો અને બીજો કાન સુધી ખેંચેલો હોય છે. ભ્રમરો કમાનદાર લીટીઓની કરેલી હોય છે. સ્ત્રીઓના વાળની એક મોટી લટ કાન આગળ ગાલ પર ગૂંચળું વળે છે. સ્ત્રી–પુરુષોને મોટાં કુંડળ હોય છે. પુરુષોને દાઢી તથા માથે ચોટલા હોય છે. સ્ત્રીઓનાં માથાં ખુલ્લાં તેમજ પાછળ વેણીઓ, ફૂલો અને ઘરેણાં હોય છે. પુરુષોમાં માત્ર રાજાઓ કોણી સુધીની બંડી પહેરે છે. બીજાઓની કેડ ઉપરના ભાગમાં માત્ર એક નાનો ખેસ હોય છે. તેઓ ગોઠણ સુધી રંગીન છાપવાળું ટૂંકું ધોતિયું પહેરે છે.

સ્ત્રીઓ મોટી સાડી કે સાડલો પહેરતી નથી. એક નાની ચુંદડી જેવું ઉપવસ્ત્ર તેના ખભા ઢાંકે છે. કસીને બાંધેલી નાભિ ઉપર રહેતી કોણી સુધી પહોંચતી કાંચળીઓ પહેરે છે અને કેડ નીચે પગ સુધી લંબાતું કોઈ ભાતીગળ રંગીન વસ્ત્ર વીંટે છે. પુરુષો અને સ્ત્રીઓ માથાં ખુલ્લાં જ રાખે છે. કોઈ વાર હળવો મુકુટ જોવામાં આવે છે. એકંદરે, અજંતા સમયના પોશાકથી બહુ જ થોડો ફેરફાર જોવામાં આવે છે.

મોટે ભાગે બધાં ચિત્રો પક્વ લાલ માટીના રંગની ભોં પર કરેલાં હોય છે અને તેમાં લાલ, પીળો, આસમાની, ગુલાબી, કાળો, સફેદ, સોનેરી અને નવરંગનો જુદો જુદો ઉપયોગ થયો દેખાય છે. ચિત્રનાં પાત્રોનાં સ્વરૂપ એક જ બીબાંના લાગે. ખાલી જગ્યાઓમાં ઘરવપરાશની ચીજો, વૃક્ષો, ફૂલ ગજરાઓ વગેરે બતાવ્યાં છે. વૃક્ષોના ચિત્રણમાં પાંદડાના ઘાટનો સમૂહ બનાવી તેમાં જે તે ઝાડનાં ફૂલપાન બતાવી



ઓળખાણ આપે છે. નાના ફૂલછોડ, આંબા, કેળ, દાડિમવૃક્ષ વગેરે એ રીતે અલંકારિક રૂપોમાં જોવા મળે છે.

પાણી સર્પાકારે વહેતી રેખાઓથી બતાવે છે. હોજ કે કુંડમાં વમળો બતાવી વચ્ચે કમળ બતાવેલું હોય છે. હંસ, હાથી, અશ્વ, મોર, કોયલ, પોપટ, ગાય, કાગ વગેરે પંખીઓ પણ સુરેખપણે રુઢ આકૃતિઓમાં બતાવ્યાં હોય છે. આ ચિત્રોમાં ચારસો વરસો સુધી ઘરનાં આસનો, વાસણો, હિંડોળા, તોરણો, નકશીદાર સખમંચો, વાજીંત્રો, ચામરો, આરતી અને જળપાત્રોમાં ફેર પડ્યો જણાતો નથી.

જૂની પોથીઓમાં આવાં ચિત્રો હતાં તેથી આ યુગનો જનસમાજ તેને ગામઠી ચિત્રો તરીકે ઓળખતો હતો પણ તે ચિત્રોમાં પ્રસંગનિરુપણ તાદશ હતું. શ્રીમંતો પોતાના પાઠ માટે આવી હસ્તપ્રતો લખાવી તેમાં ખાલી જગ્યા રખાવે તેમાં તે કાળના ચિતારા ચિત્રો કરી આપતા. આવી પ્રતો મોટા ભાગે અપ્રાપ્ય રહેતી પણ જૈન ભંડારોમાંથી કલ્પસૂત્રો અને કાલક કથાની ચિત્રવાળી ઘણી પ્રતો પ્રાચીન સાહિત્યના અભ્યાસી પંડિતોના હાથમાં ગઈ ત્યારે તેનાં ચિત્રો ઉપર ધ્યાન દોરાયું.

સૌ પ્રથમ ૧૯૧૩માં બર્લીનમાં પ્રો. હૂટમને કલ્પસૂત્રની હસ્તપ્રત ઉપર બોસ્ટન મ્યુઝિયમ માટે પહેલો લેખ લખ્યો. ત્યાર પછી ૧૯૧૪માં આનંદકુમાર સ્વામીએ પ્રાપ્ત કરેલી જૈન હસ્તપ્રતોનાં ચિત્રો ઉપર બે સંપૂટો પ્રકટ કર્યા અને તેને જૈન ચિત્રકળા તરીકે ઓળખાવી. તેમણે તે ચિત્રોની કથનશક્તિ અને અલંકારિક સ્વરૂપ અને રુઢ આકૃતિઓ પર સારો પ્રકાશ પાડી જણાવ્યું કે આ ચિત્રો એક સિદ્ધ લોકકળાનો પ્રકાર છે અને તે ચિત્રોની પહેલી સંયોજના પ્રવીણ હાથે નિર્માયેલી છે.

આ ચિત્રપ્રતોમાં સૌથી પ્રાચીન તાડપત્રની હસ્તપ્રત વિ. સં. ૧૧૫૭( ઈ. સ. ૧૧૦૦ )ની સિદ્ધરાજ જયસિંહના રાજ્યકાળની શરૂઆતમાં ભૃગુકચ્છ( ભરૂચ )માં લખાયેલી નિશીથપૂર્ણ પાટણના સંઘવીના વાડાનાં ભંડારમાં છે.

ઈ. સ ૧૩૦૦ સુધીની તાડપત્રની બીજી થોડી પ્રતો મળી છે. તેરમા સૈકામાં કાગળોનો પ્રચાર થતાં તાડપત્રની પ્રતોમાં ઓટ આવ્યો અને પંદરમા સૈકામાં તદ્દન લોપ થયો. પણ તાડપત્રની પ્રતો બાંધવાને લાકડાની રક્ષક પાટલી હતી તે ઉપર તથા કાગળ ઉપર એક જ પ્રકારનાં ચિત્રો થયાં છે. કવચિત એ જ શૈલીમાં ભરતકામ પણ થયું જણાય છે.

૧૯૨૦–૨૧ના અરસામાં સ્વ. સાક્ષર શ્રી કેશવલાલ ધ્રુવને કાપડનું એક લાંબું ફાળિયું આપ્યું. તે પર રતનાગર નામના ચિત્રકારના કલ્પસૂત્ર શૈલીમાં, એકેક કાવ્ય–કડી સાથે એકેક ચિત્ર, ટીપણા માફક જોવા વાંચવાના આનંદ ખાતર રચાયેલું મળી આવ્યું તે બાબતની નોંધ લીધી છે. તે કાવ્ય હાજી મહમદ સ્મારક ગ્રંથમાં પ્રકટ થયું ત્યારે એનાં ચિત્રો સંબધી નીચે સંપાદકે લખ્યું છે કે ચિત્રો ગુજરાતની તળપદી શૈલીનાં છે. તે પરથી સ્વ. કલાવિવેચક નાનાલાલ મહેતાએ મૂળ ચિત્રોનો અભ્યાસ કરી જાહેર કર્યું કે કલ્પસૂત્રનાં ચિત્રોને જૈન શૈલીનાં ન ગણતાં, આ રસિક કાવ્ય સાથે આપેલાં ચિત્રોના આધારે લોકમાં વ્યાપક રીતે પરિચીત એવી ગુજરાતી શૈલી નામ આપવું જોઈએ. ત્યારથી દોઢ ચક્ષુવાળાં, અણિયાળાં નાકવાળાં, રાતી ભોં પર ચીતરાયેલાં આ ચિત્રોને 'ગુજરાતી' શૈલીનું નામ મળ્યું. 'વસંત વિલાસ' એ પ્રેમરસનું કાવ્ય છે.

જૈન સાધુઓએ પણ વસંત અને પ્રેમનાં ઉલ્લાસભર્યાં પદો, બારમાસનાં ગીતપદો, વિરહવ્યથાનાં નાટચો આપ્યાં છે. તુલસીદાસને બાદ કરતાં લગભગ બધાં પ્રાચીન કવિઓએ શૃંગારની પરિસીમા બતાવવાની તક જવા દીધી નથી.

વસંત વિલાસના કાવ્ય અને ભાષાચમત્કારને પહોંચી વળે એવાં તેનાં ચિત્રો નથી, પણ તેમાં સમાજની વિલાસિતાની કક્ષા અને રસવિહ્વળતા જોવામાં આવે





છે. પણ આ ચિત્રોએ મોટો પ્રકાશ એ પાડ્યો કે એવાં ચિત્રો જૈન સંપ્રદાયની પ્રતિભા નહોતી પણ લોકકળાની વ્યાપક સંસ્કારિતામાં ઉછરેલા ચિત્રકારોની સંસિદ્ધિ હતી. ધીમે ધીમે આ ચિત્રોમાંથી વધારે લાગતી ચક્ષુનો લોપ થયો અને એક ચક્ષુવાળા એ જ શૈલીનાં ચિત્રો ચાલુ રહ્યાં. એ પૈકી ૧૫૨૯માં વૈષ્ણવ સંપ્રદાયની બાલગોપાલ સ્તુતિની ચિત્રિત પ્રત બોસ્ટનના સંગ્રહને મળી. તે પંદરમા શતકની મધ્યમાં બન્યાં છે. આ કાગળપ્રતોના સાધારણ માપ ૯॥×૪। ઇંચનાં હોય છે અને ચિત્રો ૫॥।×૪$\frac{1}{2}$ છે.

૧૯૩૩માં વડોદરા મ્યુઝિયમને બાળગોપાળ સ્તુતિની બીજી હસ્તપ્રત પ્રાપ્ત થઈ. બીજી પણ ચાર પાંચ પ્રતો ગુજરાતમાંથી મળી છે. દરેકમાં ચિત્રોની હથોટીમાં થોડો ઘણો ફેર છે.

આમ આ ચિત્રોની મોટી સંખ્યા ગુજરાતમાંથી જ મળી છે. પરંતુ ૧૩મા સૈકા પછી એ જ પ્રણાલિનાં ચિત્રો રાજસ્થાન, નેપાળ, બંગાળ, ઓરીસ્સા, આસામ, બ્રહ્મદેશમાંથી મળે છે. તેથી વિદ્વાનોનું માનવું થયું છે કે સૌથી પ્રાચીન પ્રતો આપનાર પશ્ચિમ ભારત તે સર્વનું કેન્દ્રસ્થાન હોવું જોઈએ. આ વાતને ટેકો આપતાં કુમારસ્વામીએ તેને દક્ષિણ રાજસ્થાની નામ આપવું ઉચિત માન્યું, કારણ કે તિબેટના ઇતિહાસકાર તારાનાથે છઠ્ઠા સૈકામાં એવી નોંધ કરી છે કે પશ્ચિમ ભારતમાં શૃંગધર નામનો ચિત્રકાર થયો, તેણે એક ચિત્રશૈલીનો પ્રચાર કર્યો તેનો ધીમે ધીમે વિસ્તાર થયો હતો. તે રીતે આ શૈલીનાં ચિત્રોમાં ગુજરાતના સાહિત્ય અને સંસ્કારનો પ્રભાવ વિશેષ જણાયો છે. જે કાળે આ શૈલી જન્મી તે કાળે ગુજરાત, રાજસ્થાન, માળવાને સીમાનો ભેદ ન હતો. રાજપૂતાનાથી માળવા, ખાનદેશ, સૌરાષ્ટ્રમાં એક જ ભાષા અને સંસ્કૃતિ વ્યાપેલી હતી.

ભારતની ચિત્રકળાની પ્રાચીન પરંપરાના અવશેષો વિશેષ પશ્ચિમ ભારતમાં સચવાઈ રહ્યા છે. ઉત્તર ભારતમાં ચિત્રકળાનો પ્રસાર મુગલ સમયમાં જ થયો જણાય છે.

અજંતા બદામી બાધના સમયની ચિત્રકળાની મુગલ રાજપુર સુધીની વચલી પરંપરાનો સ્તોત્ર ધીમે ધીમે સ્પષ્ટ થતો આવે છે. તેમાં ગુજરાત અને દક્ષિણ રાજસ્થાનમાં ચિત્રોએ પ્રથમ ઝાંખી કેડી પાડીને ઇલુરના કૈલાસમંદિરની છતમાં દેખાતાં અણીવાળાં નાક, અને દોઢ ચક્ષુવાળાં ચિત્રો સુધી સંબંધ સાધ્યો છે. આઠમાથી દશમા સૈકા વચ્ચેના ગાળામાં બંગાળ, નેપાળ, આસામનાં બૌદ્ધ અને બ્રાહ્મણના ગ્રંથોનાં ચિત્રો અને ગુજરાત–રાજસ્થાનમાં ૧૨માથી ૧૫મા સૈકા સુધીનાં જૈન વૈષ્ણવ બ્રાહ્મણમાં શક્તિ અને બીજા સંપ્રદાયનાં કાવ્યગ્રંથોનાં ચિત્રો વચ્ચે એક પારિવારિક સામ્ય સ્પષ્ટ દેખાય છે. એટલું જ નહીં પણ પછીથી ૧૬મા અને ૧૭મા રાજસ્થાની ગ્રામ્યચિત્રોને બંગાળના પટચિત્રોની શૈલીઓ મળતી આવે છે.

ઇસુના સમય પહેલાં આખા એશિયાનું કલાકેન્દ્ર અજંતા હતું તેની સીધી પરંપરા ૭મા સૈકા સુધી બગ સિલોન શ્રીગિરિ સુધીની ચિત્રશૈલીમાં છે. અજંતા અને નેપાળનાં ચિત્રો વચ્ચેનો ગાળો ઇલુરના કૈલાસમંદિરની છતનાં ચિત્રો સાંધી આપે છે. આ ચિત્રો રાષ્ટ્રકૂટરાજા કૃષ્ણરાજાના સમયમાં ( ૭૫૭–૭૮૩ ) દરમિયાનમાં થયાં ગણાય.

આ સ્થળે એક ચિત્ર પાસે 'ભોજપ્રમાર' નામનો ઉલ્લેખ છે. એ માળવાનો ભોજ હોય તો ગુજરાતની સમકાલીન સંસ્કૃતિમાં આ શૈલીનું સ્થાન નિશ્ચિત છે, અને સિદ્ધરાજ જયસિંહના સમયને સ્પર્શે છે. આમ ગુજરાત અને દક્ષિણ રાજસ્થાન તેની ઉત્પત્તિ અને પ્રભાવનાં કેન્દ્ર બને છે એટલું જ નહીં પણ ઈ. સ. ૧૪૩૩માં અમદાવાદ મુસ્લિમ પાટનગર હતું તે સમયે પણ મંડુ નામના શ્રીમંતે બે લાખ સોનામહોર ખર્ચી કાલકાચાર્યની કથાના ગ્રંથો લખાવ્યા હતા. તે જ સમયે ખંભાત, પાટણ, અમદાવાદ, જેસલમીરમાં જૈન સુરિઓ અનગણ દ્રવ્ય ખર્ચી ગ્રંથભંડારો સમૃદ્ધ કરી રહ્યા હતા. આ પરંપરા બતાવે છે કે ગુજરાતમાં ઠામોઠામ ઉત્તમ લહિયાઓ અને ચિતારા-



ઓને ભરપૂર કામ મળતું હતું.

૧૬મા સૈકામાં અકબરે દિલ્હીને ચિત્રકળાનું કેન્દ્ર કરવા ધાર્યું અને ઇરાની ચિત્રકારો પાસે નવી તાલીમ અને સંસ્કારો મેળવનારા ચિત્રકારોને શોધવા માંડ્યા ત્યારે ગુજરાતમાંથી પણ ચિત્રકારો ઠીક સંખ્યામાં ગયા હશે. તે પૈકી આઈન–એ–અકબરીની નોંધમાં શાહી ચિત્રકાર મંડળમાંના ત્રણ ચિત્રકારોએ પોતાને ગુજરાતી તરીકે ઓળખાવ્યા છે. ભીમ ગુજરાતી કે સુ ગુજરાતી. એ રીતે.

તે પહેલાંના સમયમાં સમગ્ર રાજસ્થાનમાં પણ અપભ્રંશ ભાષાની જેમ ગુજરાતની આ અપભ્રંશ શૈલીનો જ પ્રચાર હતો, એમ વિદ્વાનોએ પ્રમાણોથી સાબિત કર્યું છે. મુગલ શૈલીની અસરોથી રાજસ્થાની કળામાં જે ફેરફારો થયા તેમાં પણ એ અપભ્રંશના રૂપો ઊતરી આવ્યાં છે.

ગુજરાતની જૂની ચિત્રકળામાં રાજસ્થાની નાનાં ચિત્રોનું ભાવપ્રાબલ્ય નથી પણ તેની ઐતિહાસિકતા ખૂબ જ પુરાણી છે. રાજપુર ચિત્રો કરતાં શતકો જૂની છે. ૧૨મા સૈકાથી પછીના સૈકાઓ સુધી બીજા કોઈપણ પ્રદેશમાં ચિત્રનામ નથી ત્યારે અહીં ગ્રંથોની પ્રાચીન હસ્તપ્રતો ઠેરઠેરથી પ્રાપ્ત થઈ છે અને કલાના ઇતિહાસમાં ગુજરાતને ગૌરવપ્રદ સ્થાન અપાવ્યું છે.



## સાભાર પ્રાપ્તિ–સ્વીકાર

**રૂપસૃષ્ટિમાં :** ગુલાબદાસ બ્રોકર. પાનાં ૩૫૪. રૂ. ૫/૫૦. **આપણી શ્રેષ્ઠ નવલિકાઓ :** સં. ગુલાબદાસ બ્રોકર. પાનાં ૩૦૨. રૂ. ૪/૫૦. **અનુરાગ :** નાનાલાલ જોષી. પાનાં. ૨૩૨. રૂ. ૪/—. —ત્રણેયના પ્રકા૦ એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ., મુંબઈ, ૨. **ગુજરાતી કવિતાનો આસ્વાદ :** સુરેશ જોષી. પાનાં ૧૪૧. રૂ. ૨/—. **રળિયામણો મારો દેશ :** રમણલાલ સોની. પાનાં ૧૦૫. રૂ. ૩/—. **લાલ કરેણ :** રવીન્દ્રનાથ ઠાકુર. અનુ. ચન્દ્રકાન્ત ક. ભટ્ટ. પાનાં ૧૦૫. રૂ. ૨/—. **રાષ્ટ્રીય એકાત્મતા :** ભોગીલાલ ગાંધી. પાનાં ૮૩. રૂ. ૧/—. —ચારેયના પ્રકા૦ ચેતન પ્રકાશન ગૃહ પ્રા. લિ., વડોદરા. **ગાંધીજી શું કહી ગયા ?** મગનભાઈ દેસાઈ. પાનાં ૩૨. ન. પૈ. –/૪૦. **ક્રિકેટ રમવાની કળા :** માધવ મંત્રી. પાનાં ૩૨. ન. પૈ. –/૪૦. —બંનેના પ્રકા૦ પરિચય ટ્રસ્ટ, મુંબઈ, ૧. **સૂર્ય–કિરણ–ચિકિત્સા :** ડૉ. હરકિશનદાસ ડી. ગાંધી : ડૉ. જટાશંકર નાન્દી. પાનાં ૩૪. ન. પૈ. –/૬૦. **આદર્શ આહાર—ફળાહાર :** ડૉ. હરકિશનદાસ ડી. ગાંધી : ડૉ. જટાશંકર નાન્દી. પાનાં ૩૨ ન. પૈ. –/૫૦. —બંનેના પ્રકા૦ કુદરતી ઉપચાર કેન્દ્ર, મુંબઈ, ૨. **ચૂપ નહીં રહેવાય :** ટૉલ્સ્ટૉય. અનુ ચં શંકર પ્રા. શુક્લ. પાનાં ૨૨૦. રૂ. ૨/—. નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ, ૧૪. **બડે આદમિયોંકી બાતેં :** મુકુલભાઈ કલાર્થી. હિંદીમાં અનુ૦ અંબાશંકર નાગર. પાનાં ૭૬. રૂ. ૧/—. ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ, ૧૪. **શ્રાવણ–ભાદરવો :** હીરાલાલ ફોફલીઆ. પાનાં ૨૦૬. રૂ. ૪/૫૦. સ્વાતિ પ્રકાશન, મુંબઈ, ૩. **બાબલો :** સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય. અનુ૦ ચન્દ્રકાન્ત મહેતા. પાનાં ૧૯૪. રૂ. ૩/—. આનંદ પબ્લિશર્સ, મુંબઈ, ૧. **હરિચંદન :** જગદીશ ત્રિવેદી. પાનાં ૪૨. રૂ. ૧/૨૫. ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. **પ્રમાણશાસ્ત્ર :** ડૉ. ભાસ્કર ગો. દેસાઇ. પાનાં ૩૭૪. રૂ ·/૫૦. મ. સ. વિશ્વવિદ્યાલય, વડોદરા. **સોવિયેત સંઘમાંનાં રાષ્ટ્રો :** ઓબોજાન ગાફુરોવ. પાનાં ૩૬. ન. પૈ. –/૧૫. સોવિયેત દેશ કાર્યાલય, મુંબઈ, ૬. **ગુજરાત ઇતિહાસ સંદર્ભસૂચિ :** પુરુષોત્તમ ના. ભટ્ટ : રમેશ જમીનદાર : પ્રવીણચંદ્ર પરીખ. પાનાં ૫૭. રૂ. ૨/—. ગુજરાત ઇતિહાસ પરિષદ, અમદાવાદ, ૬. **પ્રણય પંથે :** 'ઉપમન્યુ'. પાનાં ૨૦૪. શિ. ૫/–. પંડ્યા પ્રિન્ટિંગ વર્ક્સ, પો બૉ. ૨૩૩૮, મોમ્બાસા. (પૂ. આ.)





ડૉ. જયંતી ઠાકોર

# દાંતની સંભાળ [૨]

ગયા અંકમાં પ્રગટ થયેલા લેખના અનુસંધાનમાં આગળ વધતો આ મહત્ત્વનો લેખ દરેક વાચકને સરખો ઉપયોગી થયેલ છે એ પુરવાર થયું છે. આ લેખના અધિકારી લેખક હોઈને આ લેખનું આગવું મહત્ત્વ પણ છે એટલે એની વિશેષતા અનેકગણી વધે છે...

## દાંતની અનિયમિતતા ચહેરાને કેવી રીતે ખરાબ કરે છે

**૧. સ્વાભાવિક ચહેરો :** દાંતનો અન્યોન્ય સ્વાભાવિક સંબંધ અને સર્વાંગ સુંદર–સ્વાભાવિક ચહેરો.

**૨. વિકૃત ચહેરો :** દાંતની વિકૃત સ્થિતિ, જેમાં ઉપર નીચેના દાંત સ્વાભાવિક સ્થિતિમાં બંધબેસતા નથી. ઉપરના દાંત વધુ પડતા આગળ છે. પરિણામે દાઢીનો ભાગ સંકોચાઈ ગયો છે. નીચેના કરતાં ઉપરના જડબાના સ્વાભાવિક ગોળાકારમાં ગૂટી છે. આમ થવાનાં કારણો : :૧: અંગુઠો કે આંગળી ચૂસ્યા કરવાની ટેવ. :૨: મોં દ્વારા શ્વાસોચ્છ્વાસ કરવાની કુટેવ. :૩: નાક પાછળના કોશોનો અને કાકડાનો સોજો. :૪: હોઠ કરડવાની કુટેવ. :૫: હાથ પર મુખ ટેકવી રાખવાની કુટેવ. :૬: ટોટી, રિંગનો વધુ પડતો ઉપયોગ. :૭: સ્નાયુઓની નિષ્ક્રિયતા.

**૩. વિકૃત ચહેરો :** અહીં પણ દાંતની વિકૃત સ્થિતિ જોવા મળે છે. દાંત સ્વાભાવિક સ્થિતિમાં બંધબેસતા નથી; કારણ કે ચહેરાના પ્રમાણમાં દાઢીનો ભાગ મોટો છે—નીચેના જડબાના હાડકાનો વિકાસ વધુ થયેલો છે. જ્યારે ઉપરના જડબાનો પ્રમાણમાં ઓછો વિકાસ થયો છે. આ સ્થિતિમાં જીભ મોંના તળિયે લબડી જાય છે. નાકના પાછળના ભાગના કોશોનો સોજો, કાકડાનો સોજો અને મુખ દ્વારા શ્વાસોચ્છ્વાસ લેવાની ટેવ.

આમ થવાનાં કારણો : : : નકલ કરવાની ટેવ. : : દાઢીના ભાગ પર હાથનો ઓસીકા માફક ઉપયોગ કરી સૂવાની કુટેવ :૩: જીભની અસ્વાભાવિક સ્થિતિ :૪: મોટા કોળિયા ગળી જવાની કુટેવ. કાકડા ફૂલેલા હોય ત્યારે નીચેના જડબાને બહાર ખેંચેલો રાખવાની ટેવ.



આગળ જણાવ્યું તે મુજબ દાંતના આ રોગનાં મુખ્ય કારણો નીચે મુજબ જણાવી શકાય : દાંતની આજુબાજુની માંસપેશીઓ ઉપર વધુ પડતું ખોટું દબાણ. આ વધારે પડતા ખોટા દબાણને પહોંચી વળવા, એની અસર નાબૂદ કરવા જરૂરી જીવનશક્તિનો અભાવ, ગોખલાના હાડકાંની ખરાબી વગેરે. હવે આપણે આ રોગનાં કારણોની વિગતવાર ચર્ચા કરીએ.

બધાં કારણો પાંચ વિભાગમાં વહેંચી શકાય :—

(૧) છારી અગર પથરી.

(૨) સામાન્ય શારીરિક ફરિયાદો (રોગો).
(૩) ચેપ.
(૪) માંસપેશી ઉપરનું ખોટું દબાણ.
(૫) ગોખલાનાં હાડકાંની ખરાબી.

**(૧) છારી અગર પથરી :** દાંત ઉપર જે છારી અગર જે પથરી બાઝે છે તે મુખ્યત્વે થૂંકમાંથી બને છે.

આ ઉપરાંત આ છારીને બનાવવામાં સીરમ–લોહી ને પરુ તેમ જ ખોરાકના કણો પણ ઓછેવધતે અંશે ફાળો નોધાવે છે. આ છારી–પથરી દાંતની આજુબાજુની માંસપેશીઓની જીવન–શક્તિ ઓછી કરે છે ને આડકતરી રીતે પાયોરિયા માટેની પૂર્વભૂમિકા રચે છે. આ છારી મોટે ભાગે ચૂનાનાં તત્ત્વોની બનેલી છે, અને ઓરગેનિક મેટર સાથે ભળેલી છે.

મધુપ્રમેહનાં દર્દીઓમાં આ વસ્તુ વધુ જોવામાં આવે છે. બે એક કેસ તો એવા પણ મળી આવેલા કે છારીના અતિરેકને લઈને દાંતનો આકાર પણ નાશ પામેલો અને તેથી દાંતને સ્થાને એક એક સળંગ ગોળાકાર હાડકું ન હોય એવો દેખાવ લાગતો. આ પથરી મુખ્યત્વે નીચેના દાતોમાં જીભ બાજુ ને ઉપલા દાતોમાં ગાલ બાજુ થૂંકની ગ્રંથિઓની સામે બાઝે છે.

આ પથરી બાઝવાનાં સામાન્ય કારણોની સમાલોચના કરતાં તે નીચે મુજબ તારવી શકાય :—

(૧) ખોરાકના કણો, (૨) દાંતની અનિયમિતતા, (૩) કોઈ દાંતની ગેરહાજરી, (૪) અકુદરતી દાંતનાં ચોકઠાં, (૫) અમુક દાંતની ચાવી ન શકાય તેવી નાજુક હાલત. આ ઉપરાંત સુધરેલા સમાજના ખોરાકની વિચિત્ર આદતો, તમાકુ ને એવા અન્ય વ્યસનને પણ પથરી બાઝવાનાં કારણોમાં ગણાવી શકાય.

આ પથરીનો એક જ રંગ ન હોતાં સ્વરૂપ પ્રમાણે તે બદલાય છે. પોચી પથરીને પીળાશ પડતો–બફ રંગ હોય છે, જ્યારે સખત પથરી કથ્થાઈથી તે કાળા રંગ સુધીની હોય છે. ઘેરો લીલો કે તેને મળતો રંગ પણ પથરીમાં મળી આવે છે. પથરી બાઝવામાં અમુક અંશે ઉંમર પણ પોતાનો ભાવ ભજવે છે. ૩૦ વર્ષની ઉંમર સુધી પથરીનું પ્રમાણ ઓછું હોય છે. ૩૦ વર્ષની ઉપરનામાં પથરીનું પ્રમાણ વધુ હોય છે. પથરીમાં સામાન્ય રીતે નીચે દર્શાવેલા પદાર્થો હોય છે. જો કે થૂંકમાં હરવખત ફેરફારો થતા હોઈ ને પથરીમાં પણ જુદાં જુદાં પ્રમાણો નજરે પડે છે.

પાણી ૫.૭ ટકા, મેગ્નેશીઅમ ૧.૩ ટકા, પાણીમાં ઓગળી જતા પદાર્થો ૫.૨ ટકા, કેલ્શિયમ કાર્બોનેટ ૯.૧ ટકા, મ્યુકસ ને ખોરાકના કણો ૧૫.૨ ટકા, કેલ્શિયમ ફૉસ્ફરસ ૬૩.૪ ટકા.

**(૨) સામાન્ય શારીરિક ફરિયાદો ( રોગો ) :** આંતરડાંના, બરોળના, મૂત્રપિંડના, હૃદયના અને જુદી જુદી ગ્રંથિઓના રોગો, તેમ જ મધુપ્રમેહ વગેરે રોગોથી પાયોરિયા થાય છે જ એવું માનવાને ચોક્કસ આધારભૂત સબિતીઓ હજુ મળી નથી, છતાં માન્યતા ચોક્કસ છે. આંતરડાંના બગાડના પરિણામે અમુક પ્રકારના એસિડો ઉત્પન્ન થાય છે ને પરિણામે શરીરની તંદુરસ્તી જોખમાય છે એમ હમણાં હમણાં સ્વીકારવામાં આવે છે. મધુપ્રમેહથી દર્દીનું શરીર રોગનો સામનો કરવાની શક્તિ ગુમાવે છે અને ખાસ કરીને આ પ્રકારના દર્દીના શરીરના છેડા ઉપરના અવયવો સાવ નબળા બની જાય છે. આથી જ મધુપ્રમેહથી પીડાતા દર્દીને દાંત કઢાવ્યા પછી તાતકાલિક રૂઝ આવતી નથી.

**(૩) ચેપ :** વર્ટિકલ પાયોરિયામાં પરુ હોય છે, પણ આ પરુથી જ બધે ચેપ લાગે છે એવું માનવાને કોઈ કારણ નથી. અવાળામાં ઊંડી થેલી હોય છે. આ થેલીમાં પરુ ચોક્કસ હોવાનું જ. આમ થેલીના કારણે જ પરુ થાય છે. જો આ થેલીને દૂર કરવામાં આવે તો બીજે કશે ચેપ લાગશે નહિ. પણ માત્ર પરુ જ દૂર કરવા ઉપલક યત્ન કરવામાં આવશે તો પાયોરિયા મટશે નહિ.

**(૪) માંસપેશી ઉપરનું ખોટું દબાણ :** સામાન્ય રીતે જડબાના ગોખલામાં માંસપેશીઓથી દાંત વીંટળાએલા રહે છે. દાંતની આ સ્થિતિને આપણે




છાબડીમાં મૂકેલી વસ્તુ સાથે સરખાવી શકીએ. જેવી રીતે છાબડીમાં મૂકેલી વસ્તુને આપણે ઇચ્છીએ ત્યારે ઉપાડી લઈ શકીએ. તેવી રીતે જ દાંતને પણ જરૂર પડયે ગોખલામાંથી કાઢી લઈ શકીએ. દાંતને વીંટળાએલી માંસપેશીઓ દાંતના છેડા સુધી ગયેલી હોય છે. આ માંસપેશીઓ ખાવાથી અગર કરડવાથી દાંતને લાગતાં આંચકા સહન કરે છે. જો આ માંસપેશીઓ ઉપર વધુ બોજો આવે તો માંસપેશીઓ નબળી પડે છે—કમજોર થાય છે ને પરિણામે ગોખલાનાં હાડકાંની ખરાબી શરૂ થાય છે. આમ જો આપણે દાંતની માંસપેશીઓ ઉપરના ખોટા દબાણને અટકાવી શકીએ તો પાયોરિયાની પોણા ભાગની સારવાર તો અહીં જ થાય છે.

**(૫) ગોખલાનાં હાડકાંની ખરાબી** : દાંતની મજબૂતીનો આધાર જડબામાં આવેલા દાંતના ગોખલાની ઊંચાઈ ઉપર, માંસપેશીઓની ટક્કર લેવાની શક્તિ ઉપર અને દાંતની (આજુબાજુની) ફરતી જગ્યા ઉપર રહેલો છે. જો માંસપેશીઓ દાંતથી છૂટી પડી જાય તો ગોખલાનું હાડકું કમજોર થશે ને ખરાબીનાં મંડાણ મંડાશે. ગોખલાના હાડકાંની ખરાબી શરૂ થતાં જ દાંતને ફરતી જગ્યા વધવા માંડે છે. દાંતની આજુબાજુનાં અવાળાંઓમાં થેલીઓ બને છે. આ થેલીઓમાં સડેલો ખોરાક ને જંતુઓ એકઠાં થાય છે ને આમ સડાની શરૂઆત થાય છે. આ તમામ વિઘાતક કારણોને લઈને દાંતની આજુબાજુના ભાગોમાં પરુ થાય છે અને દાંત ધીરે ધીરે હાલવા માંડે છે. આને જ પાયોરિયા કહે છે.

પાયોરિયાનું ચિત્ર સ્પષ્ટ કરવા આપણે તેના બે પ્રકાર વિશે જ અહીં વિચાર કરીશું. આ બંને પ્રકારનો આપણે આગળ ઉલ્લેખ કરી ગયા છીએ.

પહેલો પ્રકાર હોરિઝેન્ટલ અગર માર્જીનલ પાયોરિયા. બીજો પ્રકાર વર્ટિકલ અગર ડિફ્યુઝ પાયોરિયા.

**હોરિઝેન્ટલ પાયોરિયા** : સામાન્ય રીતે આ પ્રકાર વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. પાયોરિયાના દર્દીઓના નિરીક્ષણ પરથી આપણે ચોક્કસ રીતે કહી શકીએ કે સોમાંથી નેવું દરદીઓ આ પ્રકારનાં હોય છે.

સ્ત્રી કે પુરુષ બંને આ પ્રકારના સરખા ભોગ બને છે.

પાસપાસેના દાંત તથા જડબાંની એક અગર બંને બાજુ ઉપર આની અસર જણાય છે.

દાંતની આજુબાજુનું અવાળું ઊપસીને જાડું ને ગોળ બને છે અને પછી દાંત ઉપરથી છૂટું પડી જાય છે. ઉપરના જડબાનું હોઠ બાજુના ગોખલાનું હાડકું, તાળવાની બાજુ કરતાં જલદી ભોગ બને છે, જ્યારે નીચેના જડબાના ગોખલાની બંને બાજુઓ પર સરખી અસર થાય છે.

અવાળાં ઉપરની થેલીઓ છીછરી હોય છે. પથરીનું પ્રમાણ વધુ હોય છે. ઘણીવાર આ પથરી અવાળાંની થેલીમાં પણ બાઝેલી હોય છે. થેલીમાં બાઝેલી પથરી ઘણી સખત હોય છે. અવાળાં ઉપર ખાસ સોજો ભાગ્યે જ જોવા મળે છે. આ પ્રકારના ઉગ્ર સ્વરૂપ વખતે મોંમાંથી વાસ આવે છે. અવાળાં ઉપર સોજો આવે છે. અવાળાંમાંથી લોહી નીકળે છે અને ખોરાક ચાવતી વખતે દાંતોમાં ઓછુંવધતું દર્દ થાય છે. દાંત છૂટા પડતા નથી, પરંતુ કોઈક વખત દાંત હાલવા માંડે છે ખરા. કેટલીકવાર દાંતમાં કેરીઝ-સડો પણ હોય છે.

**વર્ટિકલ પાયોરિયા** : આ પ્રકારનો પાયોરિયા ખાસ કરીને પ્રૌઢાવસ્થામાં વધુ જોવા મળે છે. તે છૂટા-છવાયા દાંતો ઉપર હુમલો કરે છે. દાંતની અંદરના જ્ઞાનતંતુઓ મૂઝી ગયેલા ને બરાબર કામ ન આપી શકે તેવા નબળા થઈ જાય છે.

દરદ તો બિલકુલ થતું નથી. અવાળાની થેલી સૌથી વધુ ધ્યાન ખેંચે છે. તે ઊંડી ને દાંતની એક બાજુ હોય છે. આ થેલીને દબાવવામાં આવે એટલે તરત જ પીળું પણ વાસ વગરનું પરુ દેખાશે.

અસર પહોંચેલા દાંતને જો જરાક ટોકરાવવામાં આવે તો અવાજ મંદ આવશે. પથરી બાઝેલી મળી આવશે.






## સડાની શરૂઆત કેવી રીતે થાય છે?

ચિત્ર ૧ સફેદ ટપકું એનેમલમાં નાની કેવીટી--કાણું સૂચવે છે.

ચિત્ર ૨. સડાની અસર દંતીન સુધી પહોંચી. બંને સફેદ ભાગ સડો સૂચવે છે.

ચિત્ર ૩ ઉપરની કેવીટી મોટી ન પણ થાય; છતાં દાંત અંદરથી સડી ગયો. ઘેરો રંગ સડો સૂચવે છે.

ચિત્ર ૪ રોગના જંતુઓ દંતીનના ભાગમાં ફેલાઈ ગયા છે.

તે સખત ને ઘેરા રંગની હોય છે. દાંતમાં કેરીઝ કે સડો નહિ હોય.

આ પ્રકાર જ્યારે ઉગ્ર સ્વરૂપ ધારણ કરે છે ત્યારે સવારમાં ઊઠતી વખતે મોંમાંથી ખરાબ વાસ આવે છે. દાંત વચ્ચે જગ્યાઓ થઈ દાંત હલવા માંડે છે. ખાસ કરીને આગલા દાંત ઉપર વધુ અસર થાય છે.

નિદાન કરતી વખતે જરાય ઉતાવળ કરવાની જરૂર નથી. આગળ જે ચિહ્નો આપણે જોઈ ગયા તે બધાં તપાસી જવાં જોઈએ. ચિહ્નો જોઈ પછી પ્રકાર નક્કી કરવા. ઘણી વખતે બંને પ્રકારનું મિશ્રણ હોય અગર કોઈ ત્રીજો પ્રકાર પણ હોય. પણ સારવાર કરતાં પહેલાં નિદાન બરાબર કરવું.

કારણો આપણે આગળ તપાસી ગયા છીએ. ચિહ્નો પણ જોઈ ગયા છીએ. તે અંગે જરૂરી માહિતી પણ મેળવી છે. આ બધું ધ્યાનમાં રાખીને સારવાર નક્કી કરવી જોઈએ. સારવારમાં જુદી જુદી રીતો અખત્યાર કરી શકાય.

માત્ર એટલું જ ધ્યાનમાં રાખવાનું કે આપણે દાંતો તદ્દન રોગરહિત બનાવવા માગીએ છીએ. સારવારમાં મુખ્યત્વે નીચેના મુદ્દાનો સમાવેશ થાય છે: (૧) મોંની સ્વચ્છતા, (૨) જરૂરી લાગે તો વાઢકાપ, (૩) જુદી જુદી દવાઓનો ઉપયોગ, (૪) માંસપેશી ઉપરના વધુ પડતા દબાણનો ઘટાડો, (૫) નિયમિત સફાઈ, (૬) ખોરાકમાં ફેરફાર વગેરે.

એક વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ કે પાયોરિયા માત્ર એક જ ઇલાજથી મટતો નથી, પણ સમજપૂર્વક, જરૂર લાગે એટલા સંયુક્ત ઇલાજો કરવા જોઈએ.

પથરી દૂર કરાવવા દાંતના દાક્તર પાસે જવાની જરૂર

નીચેના ચિત્રમાં અનેક ખામીઓ દેખાય છે ? એમ શાથી ? આનો જવાબ એકદમ નહિ સૂઝે; પણ આ ચિત્ર આપણને સૂચવે છે કે—

નં. ૧ વાળો દાંત થોડો નીચે ઊતરી આવ્યો છે. નં. ૨ કહે છે કે એ દાઢ જ્યાં જગ્યા મળી ત્યાં ઢળી પડી. નં. ૩ કહે છે કે ઉપરની નાની દાઢ પણ પોતાના સ્થાનેથી ખસી જવાથી સામસામો સંપર્ક ગુમાવી બેઠી અને પાયોરિયા પોકેટની શરૂઆત થઈ. નં. ૪ સૂચવે છે કે હાડકાનો નાશ થયો. નં. ૫ તો સ્પષ્ટ રીતે સૂચવે છે કે 'પાયોરિયા' થયો છે. નં. ૬ આગળનો ઘેરો ભાગ સૂચવે છે કે દાંતમાં ખોરાક ભરાવાથી સડો થયો છે. નં. ૭ આગળની દાઢ સ્વસ્થાનેથી ચ્યૂત થવાથી જડબાના હાડકામાં થયેલો ફેરફાર સૂચવે છે.

આ ચિત્ર આપણને એક જ વસ્તુ સમજાવી જાય છે કે તમે એક દાંત કે દાઢ ગુમાવો ત્યારે તરત જ નવો દાંત કે નવી દાઢ મૂકાવી દો.




છે. પથરી દૂર કરાવતી વખતે એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે તે માટે જરૂરી સ્કેલર્સ વાપરવામાં આવે છે. દાંતની આજુબાજુથી જ માત્ર પથરી દૂર કરીને સફાઈબંધ ન કરવી, પણ દાંતને ફરતી તમામ બાજુઓ ઉપર પથરીનો નાનો સરખો કણ ન રહે તે રીતે હાથથી સ્કેલર્સની મદદ લઈ ને દાંત સાફ કરાવવા. અવાળાની થેલીમાંથી પણ સ્કેલર્સથી પથરી કાઢી લેવડાવવી. પથરી દૂર કરાવ્યા પછી દાંતને બરાબર પોલિશ કરાવી લેવા.

સડેલા દાંતનાં મૂળ અને બિનઉપયોગી દાંત કાઢી નંખાવવા, ફિલિંગ્સ બરાબર કરાવવા, બ્રિજ અગર કૃત્રિમ ચોકઠાના ટુકડાથી થતું માંસપેશી ઉપરનું દબાણ દૂર કરાવવું ને તે બરાબર કરાવવા દાંતની સફાઈ રાખવી. દાંત સાફ રાખવા જરૂરી પગલાં ભરવા.

કોગળા માટે નીચેની વસ્તુઓનો ઉપયોગ કરવો :—

| | | |
|---|---|---|
| સોડીઅમ ક્લોરાઈડ | ૧ ભાગ | ( ૦।। ચમચી ) |
| પાઉડર બોરેક્સ | ૧ ભાગ | ( ,, ) |
| હાઈડ્રોજન પેરોક્સાઈડ | ૪ ભાગ | ( ૨ ચમચી ) |

આ ત્રણે વસ્તુઓ નવટાંક હુંફાળા પાણીમાં મેળવીને કોગળા કરવા.

અવાળાને સાફ રાખવા સારુ નીચે મુજબની દવા બનાવીને અવાળા ઉપર લગાવવી.

| | |
|---|---|
| ઝિંક આયોડાઈડ | ૩ ભાગ |
| આયોડીન ક્રિસ્ટલ્સ | ૫ ભાગ |
| ગ્લિસેરાઈન | ૩૦ ભાગ |
| પાણી | ૧૦ ભાગ |

અવાળાની થેલીઓ કાપી દૂર કરાવવી, થેલીઓની પથરી સાફ કરાવવી, ને દાંતના મૂળને પોલિશ કરાવવા, વાઢકાપ કરતાં પહેલાં મોંને સ્વચ્છ કરવું. બાઝેલી પથરી દૂર કરાવવી. વાઢકાપ પછી બરફનો શેક કરવો. વાઢકાપ પછી દાંત ખુલ્લા થાય છે ને આ ખુલ્લા દાંત ઉપર ઠંડું અગર ગરમ કંઈક અડકે તો દરદ થાય છે. જ્યારે આવું દરદ થાય ત્યારે નીચેની પેસ્ટ લગાવીને ઘસવી.

| | |
|---|---|
| સોડીઅમ કાર્બોનેટ | ૧ ભાગ |
| પોટાશીઅમ કાર્બોનેટ | ૫ ભાગ |

વાઢકાપ પછી દરદીએ પ્રવાહી ખોરાક લેવો.

દાંત ચપોચપ બેસે તે સારુ દાંતનો વધારાનો ભાગ ઘસી નાખવો, ફ્લિંગ્સ, ખોલીઓ, બ્રિજ અગર દાંતનાં ચોકઠાંને બરાબર કરવાં.

દાંતની સફાઈનો વિચાર કરીએ છીએ ત્યારે એમ થાય છે કે કુદરતે કંઈ વ્યવસ્થા નહીં કરી હોય? અન્ય પ્રાણીઓની માફક મનુષ્યે પણ કુદરત ઉપર શા માટે આધાર ન રાખવો? દાંત સાફ રહે તે સારું જરૂરી વ્યવસ્થા કુદરતે કરેલી છે, પણ મનુષ્યને મુશ્કેલી એ થઈ છે કે એનો ખોરાક સાવ બદલાઈ ગયો છે. આના પરિણામે મનુષ્યને ફરજિયાત દાંતની સફાઈ કરવી પડે છે. કેટલાક જેઓ સફાઈમાં આળસ કરે છે ને એમ માને છે કે દાંત સાફ કર્યા કે ન કર્યા બધું ચાલશે, તેઓને ખૂબ થોડા વખતમાં પસ્તાવાનો વખત આવે છે. સડો કે પાયોરિયા ઘર કરીને બેસી જાય છે. આવું કંઈ ન થાય તે સારું અને પોતાના દાંત મજબૂત રહે તે સારું ગુજરાતની જનતા દાતણનો ખૂબ સારો ઉપયોગ કરે છે. જો દાતણની સાથે દિવેલનો ઉપયોગ શરૂ કરવામાં આવે તો દાંત ઘણા વરસ સુધી કોઈ પણ જાતની તકલીફ વિના કામ આપશે.

દાતણ ચાવવાથી દાંતને તેમ જ જડબાને પૂરતી કસરત મળી રહેશે. દાતણને દાંત ઉપર ઘસવાની જરૂર નથી. દિવેલ અગર મીઠા તેલથી પેઢાંને માલીસ કરવાથી દાંતની આજુબાજુનાં પેઢાંને કસરત મળી રહેશે. દાંતને ઓછામાં ઓછા બે વાર તો સાફ કરવા.

સવારમાં દાતણ માત્ર ચાવવું, દિવેલ પેઢા ઉપર ઘસવું ને ઊલ ઉતારી નાખવી. રાત્રે સૂતી વખતે દિવેલ માલીસ કરી કોગળા કરવા આથી દાંત સારા રહેશે તો તંદુરસ્તી પણ સારી રહેશે.

દાંતને સાફ કરવાનો પાવડર પસંદ કરતી વખતે નીચેના મુદ્દાઓ ધ્યાનમાં રાખવા જોઈએ.

૧ પાવડર કરકરો ન હોવો જોઈએ. દાંતને ઓગાળે નહિ. અવાળાને બાઝે નહિ.

૨ સાબુનું પ્રમાણ વધુ ન હોવું જોઈએ.

૩ દાંતને નુકશાન કરી શકે તેવાં જંતુનાશક તત્ત્વોનું પ્રમાણ વધુ ન હોવું જોઈએ. ઝેરી ન હોય, ઝાઝું થુંક લાવે નહિ, થુંક બદલી નાખે નહિ.

૪ દાંત બરાબર સ્વચ્છ કરે, સુગંધિત હોય ને સ્વાદિષ્ટ હોય.

આજે બજારમાં એવા કેટલાક પાવડર છે જે દાંતને સાફ કરવાને બદલે નુકશાન કરે છે.

કેટલીક કંપનીઓ જે પોતાના પાવડર માટે એમ દાવો કરે છે કે એમનો પાવડર 'મોંની ખરાબ વાસને દૂર કરે છે,' 'મોંમાં આવેલા સોજાને તેમજ ચાંદીને





મટાડે છે.' 'દાંતને સફેદ બનાવે છે,'—આ વસ્તુઓમાં અતિશયોક્તિ સિવાય કશું જ નથી. ખોટી જાહેરાતોથી ભોળવાઈને કોઈએ નુકશાનકારક પાવડર ખરીદ કરવાની જરૂર નથી.

દાંતના આરોગ્ય માટે સારા ખોરાકની જરૂર છે. નત્રિલ, ચરબી, સ્ટાર્ચ, ક્ષારો ને જીવનતત્ત્વોની શરીરને જરૂર છે. દાંતને ખાસ કરીને ક્ષારો ને જીવનતત્ત્વોની જરૂર છે. આ માટે નીચેની વસ્તુઓનો ઉપયોગ આપણે ખોરાકમાં કરીશું તો દાંતના બંધારણને માટે જરૂરી તત્ત્વો મળી રહેશે.

સૂકાં ફળમાં:–બદામ, પીસ્તા, અખરોટ, શિંગ–ટોપરા.

તાજાં ફળમાં:—સંતરાં, નારંગી, ટમાટાં, લીંબુ, સફરજન, આમળાં.

શાકભાજીમાં:–ગાજર, ફૂલેવર, મૂળા, કોબીચ, તાંદળજો, પાલખ.

નત્રિલ ચરબી:–ઈંડાં, દૂધ, કોડલીવર ઓઈલ, માખણ, ને સ્ટાર્ચ માટે માછલી, કઠોળ ને ઘઉં ચણા વગેરે.

ખોરાકને સપ્રમાણ લેવામાં આવે તો જ તે શરીરના ઉપયોગમાં આવે છે. આ માટે દરેક વ્યક્તિએ પોતાને માટે અમુક અખતરાઓ કરીને નક્કી કરવું જોઈએ. એક વસ્તુ ધ્યાનમાં રાખવી જોઈએ કે સ્ટાર્ચમાં

**મેંદાની બનાવટો, ખાંડ અને ખાંડની બનાવટોનો ઉપયોગ ઓછો કરવો જોઈએ. બજારમાં મળતી પીપરમિંટ ને ખાંડની રંગબેરંગી ગોળીઓ બાળકોને અપાવવાનું બંધ કરવું જોઈએ.**

૧ મોંમાંથી શ્વાસ લેવો.
૨ હોઠને કરડવા તેમ જ ચૂસવા.
૩ ગાલ તેમ જ જડબાંને ચૂસવાં.
૪ અંગૂઠો અગર ટોટી ચૂસવી.
૫ સળી, ટાંકણી કે સોયથી દાંત ખોતરવા.
૬ સખત વસ્તુઓ, સોપારી વગેરે દાંતથી તોડવી.
૭ મોંમાં ખીલીઓ તેમ જ ધાતુઓની વસ્તુઓ ભરવી.

આ પ્રકારની આદતો દાંતને, પેઢાંને નુકશાન કરે છે, મુખને અનાકર્ષક બનાવે છે, ને લાંબા વખતની આદતો દાંત ને પેઢામાં રોગોને જન્મ આપે છે. આવી આદતોના ભોગ જાણ્યે અજાણ્યે ન બનીએ એ જ ધ્યાનમાં રાખવું જરૂરી છે.



હૃદયરોગના હુમલાનો ભોગ બનતા પુરુષો દરરોજ કુદરતી સ્ત્રી હોર્મોન્સના નાના ડોઝ લે તો હૃદયરોગથી થતા મૃત્યુનું પ્રમાણ ૫૦ ટકા ઘટી જાય તેવો સંભવ છે. વળી પક્ષાઘાતના હુમલા પણ આવા હોર્મોન્સથી અટકી જઈ શકે છે.

હૃદયરોગનો ભોગ બનેલા ૪૨૧ પુરુષોના ૫૭ માસના વિસ્તૃત અભ્યાસને કારણે ઉપરની હકીકત પ્રતિપાદિત કરવામાં આવી હતી.

વળી આ સ્ત્રી–હોર્મોન્સ ઓછા પ્રમાણમાં લેવાનાં હોવાથી એનાથી પુરુષો સ્ત્રૈણ બની જતા નથી કે જાતીય આવેગ નાશ થવા જવા જેવી અન્ય અનિચ્છનીય અસરો પણ થતી નથી.

લોહી થીજી જવા સામેના ઉપચારો કરતાં બીજો કોઈ ઉપચાર પક્ષાઘાત માટે હજુ સુધીમાં જડયો હોય તો તે આ હોર્મોન્સનો જ છે. ઉપર્યુક્ત ૪૨૧ જણમાંથી કોઈને પક્ષઘાતનો હુમલો થયો ન હતો. જો કે બીજા ત્રણ જુથોમાં, સીંથેટીક હોર્મોન્સ અગર ઇનએકટીવ કંપાઉન્ડની સારવારમાં ૪ ટકા દરદીઓને આવો હુમલો થયો હતો.

આ હોર્મોન્સ પ્રીમેરીન નામનાં જાતીય ઉત્તેજના પૂરી પાડનાર (સ્ત્રીઓમાં) મિશ્ર સંયોજનો જ હતાં. આનાથી છાતી આળી થઈ જવાથી સાધારણ અસર ઉત્પન્ન થતી હતી ખરી.

રક્તવાહિનીઓ સખત થઈ જવાની હૃદયના હુમલા અને પક્ષાઘાત થાય છે. અમેરિકામાં આના કારણે વરસે ૭,૦૦,૦૦૦ માણસો મરી જાય છે.



બાલચન્દ્ર પરીખ

# ગર્વમર્દન

કવિવર ટાગોરના સુપ્રસિદ્ધ નાટક 'ચિત્રાંગદા'નો અનુવાદ કરવાની સાથે તેનું મૌલિક રસદર્શન કરાવતા નવા પુસ્તક 'ચિત્રાંગદા : જીવનપરિણતિની વિકાસગાથા'નું આ એક પ્રકરણ છે. શ્રી બાલચન્દ્ર પરીખ અંગ્રેજીના પ્રાધ્યાપક હોવા છતાં ગુજરાતી ભાષા પરનું તેમનું પ્રભુત્વ જાણીતું છે...

એ સમયે રાજકુમારી ચિત્રાંગદા, સ્વર્ગસ્થ પિતાના ઉત્તરાધિકારી તરીકે, મણિપુરનું શાસન ચલાવતી.

ચિત્રાના પિતામહને મહાદેવનું વરદાન હતું કે તેના કુળમાં વંશને ચિરંજીવ રાખનાર એક એક પુત્ર તો અવસ્ય જન્મશે, પરંતુ ચિત્રાના પિતાના વિષયમાં એ વરદાન નિષ્ફળ નીવડયું. તેમને ત્યાં પુત્રને બદલે પુત્રી જન્મી; પણ પિતાએ તેને પુત્ર તરીકે જ માની લીધી અને તેને રાજકુમાર યોગ્ય તાલીમ આપી, રાજ્યભાર વહવા સમર્થ બનાવી. રાજધર્મ બજાવતી ચિત્રા મદન સમીપ પોતાની સ્થિતિનું વર્ણન કરતાં કહે છે:

> એટલા જ માટે મેં અંતઃપુરના એકાંતનો ત્યાગ કરી, પુરુષનો પોષાક ધારણ કર્યો છે. હૃદયો જીતવાની સ્ત્રીની યુક્તિઓ મને નથી આવડતી. મારા બાહુ ધનુષ વાળવાને સમર્થ છે, પણ હું કામદેવની ધનુર્વિદ્યા—નયનનાં નર્તન કદી શીખી નથી.

—ને મદન કેવો સચોટ ઉત્તર આપે છે!

> સુન્દરી! તે માટે શાળાએ જવાની જરૂર નથી. નયન અણશીખવ્યાં જ નિજ કાર્ય કરે છે અને હૃદયમાં કોણ જડાઈ ગયું છે તે તેઓ સારી પેઠે જાણે છે.

નયનનાં નર્તન! પ્રેમનો પ્રથમ આવિષ્કાર જગતમાં અણશીખવ્યો સ્વતઃ જ ઉદય પામે છે એ સૃષ્ટિના નિગૂઢ ભાવને કવિએ કેવી નૈસર્ગિક લાક્ષણિકતાથી રજૂ કર્યો છે!

હિમાદ્રિ પર મહાદેવના તપોવનમાં પુષ્પધન્વાના આદેશ અનુસાર જેમ એકાએક નવવસન્ત પ્રગટી હતી,[1] તેમ ચિત્રાના અસ્પર્શ્ય હૃદયમાં અણધાર્યો પ્રેમના અંકુર ફૂટે છે અને તેના ચિત્તને હલાવી મૂકે છે. મદન પાસેથી પ્રેમના પ્રથમ વ્યાપારનું ઉપરોક્ત તાત્પર્ય સુણી, તે તેને પોતાનો એક સમાન્તર અનુભવ વર્ણવે છે:

> એક દિન મૃગયાની શોધમાં હું પૂર્ણા નદીને તટે એકલી અરણ્યમાં ભટકતી હતી. અશ્વને વૃક્ષના થડે બાંધી, હરણાને પગલે એક નિબિડ વનઘટામાં મેં પ્રવેશ કર્યો અને ગૂંચળાં વળતી તરૂશાખાઓની સન્ધિકામાંથી વળાંક લેતા કો સાંકડા વાંકાચૂંકા માર્ગ પર હું આવી ઊભી. પર્ણરાજિ તમરાંના ગુંજનથી ધબકી રહી. એવામાં એકાએક હું મારા માર્ગમાં શુષ્ક પર્ણોની શય્યા પર સૂતેલા કોઈ પુરુષ પાસે આવી પહોંચી. ગર્વપૂર્વક મેં તેને બાજુએ ખસી જવા જણાવ્યું; પણ તેણે ધ્યાન આપ્યું નહિ.–ત્યારે રોષમાં મેં તેને મારા ધનુષની તીક્ષ્ણ અણી ઘોંચી. રાખના ઢગલામાંથી જેમ અચાનક અગ્નિજિહ્વા ભભૂકે, તેમ ઊંચાં ટટ્ટાર અંગો સહ તે તત્ક્ષણ કૂદ્યો. તેના ઓષ્ઠપ્રાન્ત પર–મારી કિશોર શી મુખમુદ્રાને કારણે જ ન હોય જાણે!–એવું એક વિનોદપૂર્ણ સ્મિત ફરકી રહ્યું. ત્યારે જિંદગીમાં પહેલી વાર મને લાગ્યું કે હું એક સ્ત્રી હતી અને મારી સમક્ષ એક પુરુષ ઊભો હતો.

ચિત્રા રાજકુમાર તરીકે ઊછરી હતી. તેના સ્વભાવમાંથી

[1] કુમારસંભવ—કાલિદાસ

સ્ત્રીસહજ માર્દવ અને લાલિત્ય સતત પુરુષયોગ્ય તાલીમને લઈ અદૃશ્ય થયાં હતાં. તેને સ્થાને ક્ષાત્ર પુરુષત્વ સ્થપાયું હતું. વંશના અસ્તિત્વને અને રાજ્યની સલામતીને ટકાવી રાખવા, પિતાએ તેને સ્ત્રીની પુરુષ બનાવી. જેને વિષે ખુદ મહાદેવનું વરદાન નિષ્ફળ નીવડ્યું, તેને સિદ્ધ કરવા એક રાજવીએ કર્તવ્યભાવનાને વશ થઈ પ્રયત્ન સેવ્યો. અમુક સમય સુધી તો તે ચાલ્યું, પણ સદાકાળ માટે કુદરત એમ પોતાના નિયમનોનું ઉલ્લંઘન કેમ સાંખી શકે? પ્રકૃતિના શાસન વિરુદ્ધ સ્ત્રીના હૃદયમાંથી જ્યારે સ્વભાવ-સુલભ રસ, મૃદુતા, માધુર્ય અને સૌન્દર્યભાવના લુપ્ત થાય છે; જગતને પ્રેરણાનાં પિયૂષ પાતું, પુરુષના અવિશ્રાન્ત જીવનમાં શાંતિનાં અમી સીંચતું, બાલસૃષ્ટિના જીવન-માધુર્યને વિકસાવતું, સર્વત્ર કલ્યાણની મંગલ પ્રભા પાથરતું, નારીનું સ્વભાવતઃ કેન્દ્રસ્થ, શાન્તિમય પુણ્ય જીવન જ્યારે સ્નેહધર્મના આદર્શોથી ચ્યુત થઈ, પાર્થિવ બળ કે સત્તાની સિદ્ધિને ખાતર પુરુષજીવનનો સ્વીકાર કરે છે, ત્યારે જગતની મહામોલી સૌભાગ્ય-લક્ષ્મીથી વંચિત બને છે. અમુક સમય સુધી તો એ સ્વીકારેલો પુરુષધર્મ ટકી રહે છે, પરંતુ પછી એક એવી પળ આવે છે, જ્યારે તેની અસ્વાભાવિકતા ખુલ્લી પડી જાય છે અને સ્થાયી તત્ત્વને અભાવે રચાયેલી એ આખીયે કૃત્રિમ ઇમારત પાયામાંથી હચમચી ઊઠે છે.—ત્યારે સ્ત્રીમાં જેની કિંમત સમજ્યા વિના ફેંકી દીધું હતું તે મંગલ જીવનનો તલસાટ જાગે છે. વર્તમાન સ્થિતિનું અભિમાન એ જ સ્થિતિમાં ટકી રહેવા તેનામાં ઝનૂન પ્રેરે છે. તેના બળે તે થોડોક વખત કદાચ પોતાની સમતોલતા જાળવી શકે, પરંતુ એ મૂળભૂત જીવનપલટો તો પ્રકૃતિના હૃદય પર ક્યારનોય ઘા કરી ચૂક્યો હોય છે; અને તેથી પોતાનું નિયમન સાચવવા પ્રકૃતિને તેના ગર્વના ચૂરેચૂરા કરવા પડે છે. જ્યારે તે નિઃશેષ હતાશ બને, ત્યારે જ પુનઃ નારીદીક્ષા પામી શકે. ચિત્રાનીયે કાંઈક આવી જ સ્થિતિ છે. તે પૌરુષના ઉચ્ચમાં ઉચ્ચ શિખરે પહોંચી ચૂકી હતી. સદાકાળ જો તે જ પ્રમાણે રહે તો પ્રકૃતિનું અમોઘ શાસન નિષ્ફળ નીવડે. બીજી બધી બાબતોમાં ઉદાર પ્રકૃતિ સર્જન, સ્થિતિ અને લય—તેનાં એ ત્રણ મૂળ તત્ત્વોના નિશ્ચિત માર્ગમાં આવનારને કચરી નાખતાં અચકાતી નથી. સૃષ્ટિની ગતિ માટે આટલી નિર્દયતા તેને અનિવાર્યપણે દાખવવી પડે છે. ચિત્રા સમી વીર રમણીના પરાજયનો પ્રસંગ પણ તેણે કેવી અદ્ભુત કળાથી ઉપજાવ્યો! એક ધન્ય ક્ષણે અર્જુન સાથે તેનો સંયોગ કરાવી, પૌરુષનાં પ્રતીક બળ, શૌર્ય અને તેજનાં ઉન્નત શૃંગથી તેને નીચે પટકી. એક ક્ષણમાં તેનું પૌરુષ કચરાઈ ગયું, એક ક્ષણમાં તેનો ગર્વ ગળી ગયો; એક જ ક્ષણમાં તેનું જીવન હતું ન હતું થઈ ગયું. અત્યંત નિરાધાર દશામાં તેને પોતાની સત્ય સ્થિતિનું ભાન થયું. જિંદગીમાં આજ પ્રથમ વાર સમજાયું કે પોતે એક સ્ત્રી હતી અને તેની સન્મુખ એક પુરુષ ઊભો હતો.

હવે શું કરવું? પૌરુષ હણાઈ ગયું હતું; સ્ત્રીત્વ હતું નહિ. ત્યારે આ નિરસ્ત જીવન કેમ વીતાવવું? માત્ર રસદેવ કામ કે ઋતુનાથ વસન્ત જ તેને નવપલ્લવિત કરી શકે. અને અત્યંત નિરાશાથી ક્લાન્ત બનેલી બાલા આશાના અંતિમ સ્થાન તથા વસન્ત પાસે જઈ, અભિષ્ટ નારીત્વની યાચના કરે છે. અસ્વાભાવિક જીવનના આ પરાજયમાં સમાયેલા પ્રેમના વિજયનું રહસ્ય સમજાવતાં મદન કહે છે:

એ શુભ પ્રહરે હું નરનારીને પોતપોતાને
ઓળખવાનો આ પરમ પાઠ શીખવું છું.

દરેક દેશમાં અને દરેક કાળમાં આ સત્ય જીવનમાં પ્રતિબિમ્બિત થતું આપણને દૃષ્ટિગોચર થાય છે. પ્રેમથી ચિરકાળ અસ્પૃષ્ટ રહેલાં માનવીઓમાં એકાએક સ્ફુરેલા પ્રણયે તેમનાં જીવનને ફેરવી નાખ્યાના દાખલાઓની ઇતિહાસમાં કમીના નથી.

પણ ચિત્રાને જ્યારે ખબર પડે છે કે તેનો વિજેતા કોઈ સામાન્ય પુરુષ નથી, વીરશિરોમણિ અર્જુન છે, ત્યારે તો તે અસહાયતાની પરિસીમાએ પહોંચે છે.

તેમાંથી જન્મતી આત્મગૌણતા ખરેખર કલાપૂર્ણ આલેખાઈ છે :

> ઘણાયે દિવસો મારી તરુણ મહત્ત્વાકાંક્ષાએ મને તેની સાથે તલવાર ખેંચવા, ગુપ્ત વેશે તેને દ્વંદ્વયુદ્ધનું આહ્વાન આપવા, અને તેની સામે શસ્ત્રયુદ્ધમાં મારું પ્રાવીણ્ય સિદ્ધ કરવા પ્રેરી છે. અયિ મૂર્ખહૃદય ! ક્યાં ગયું તારું એ મિથ્યાભિમાન ? સર્વ આકાંક્ષા સહિત મારું યૌવન સમર્પી, તેને બદલે હું તેના પગ તળેનો ભૂમિનો ટુકડો પામી શકું, તો તેને મહામોલી કૃપા ગણું....

કેવું ગર્વમર્દન ! કેવું આત્મવિલોપન !

આમ પરાસ્ત થયેલી ચિત્રા બીજે દિન પુરુષનાં વસ્ત્રો દૂર કરી, નીલામ્બર, કંકણ, કટિમેખલા અને ઝાંઝર ધારણ કરે છે. પણ સ્ત્રીનો પોષાક તો તેને વળગતો હોય તેમ ભાસે છે; કારણ કે પૌરુષીયતા તેનામાંથી નષ્ટ થઈ છે, પણ સ્ત્રીત્વ હજી પાંગર્યું નથી. પૌરુષ સ્ત્રીત્વ વચ્ચે તે ઝોલાં ખાય છે. સ્થિતિ પાનખર ઋતુમાં પત્રરાજિ ખરી ગયા પછી, એકલા અટુલા ઊભેલા શુષ્ક વૃક્ષ સમી છે. સ્ત્રીનાં વસ્ત્રાભરણ માત્રથી જ અર્જુનને વશ કરવાની આશા સેવતી તે શિવમંદિરમાં પ્રિયતમ પાસે જાય છે, પણ અર્જુન તેને પોતાના વ્રતનું સ્મરણ કરાવી પાછી ઠેલે છે. શરમથી ભસ્મસાત્ જેવી બનેલી ચિત્રા મદન સમીપ તે પ્રસંગ વર્ણવતાં રોષમાં બોલે છે :

> રે માનવીની પ્રતિજ્ઞા ! નિશ્ચે તું જાણે છે, ઓ મદનદેવ ! અગણિત ઋષિસન્તોએ સારી જિન્દગાની તપનું પુણ્ય એકાદ માનિનીના ચરણે ધર્યું છે....

ચિત્રાને આત્મવિશ્વાસ હતો કે ઉર્વશી-મેનકાની પેઠે તે પણ એક તપસ્વીને ચળાવી શકશે. જરૂર તે સફળ થાત--જો તેનામાં કમનીય નારીત્વ હોત તો. પણ ઋષિઓનાં વ્રતને ચળાવનાર અપ્સરાઓની સૌન્દર્ય મોહિની તેનામાં ક્યાં હતી કે અર્જુન જેવો જીવન-સ્વામી તેના પ્રતિ આકર્ષાય ? ચિત્રાના સરખા અપૌરુષ-અસ્ત્રીત્વ પ્રત્યે અર્જુન જેવો વીર પુરુષ આકર્ષાય તો એનાં શૌર્ય, તેજ અને પ્રતિભા લાજે.

અત્યંત દુઃખ અને લજ્જાથી અવનત બનેલી ચિત્રાંગદાને પોતાના જીવ પર રોષ પ્રગટે છે. ગુસ્સામાં તે ધનુષ્યબાણ ભાંગી નાખી અગ્નિદેવતાને તેમની આહુતિ આપે છે. આખરે જ્યારે કશો માર્ગ નથી રહેતો, ત્યારે ભગ્નહૃદયે તે પ્રણયદેવ મદન ને તેમના સખા રસરાજ વસન્તનો આશ્રય શોધે છે, અને તેમને તે પોતાને તેમના પ્રેમપાઠ શીખવવા, તેમ જ અબળાનું બળ અને અશસ્ત્રનું શસ્ત્ર આપવા વીનવે છે :

> એટલા માટે ઓ વિશ્વવિજેતા કામદેવ અને યૌવનમય ઋતુરાજ વસન્ત ! હું તમારે દ્વાર આવી છું. મારા દેહમાંથી આ આદ્ય અન્યાય, આ અનાકર્ષક સરળતા દૂર કરો. એક જ દિવસ માટે મને પરમ લાવણ્યવતી બનાવો--મુજ હૃદયમાં વિકસ્વર પ્રેમગુલાબ સમી લાવણ્યવતી બનાવો. પરિપૂર્ણ સૌન્દર્યનો એક જ દિવસ મને આપો, અને પાછળના દિવસોનો હું યથોચિત ઉત્તર વાળીશ.

મદન :

> તથાસ્તુ, સુન્દરી !

પણ વસન્ત ઔદાર્યની પરિમલ પ્રસરાવતાં, આગળ વધી કહે છે :

> માત્ર એક જ દિવસના અલ્પ મુહૂર્ત માટે નહિ; આખા વર્ષ લગી વસન્તપુષ્પોની મનોહરતા તારાં અંગોની આસપાસ વીંટળાઈ રહેશે.







પ્રા૦ નવીન જે. શાહ

# મહાન હવાઈ-વીરો

જમીન અને જળની સાથે સાથે હવામાં પણ માનવી સહેલાઈથી ઊડવા લાગ્યો છે. પણ હવાઈ ઉડ્ડયનની શોધ થઈ ત્યારે તેમાં દુનિયામાંથી જે જે હવાઈ-વીરો ખપી ચૂક્યા છે તેનો કડીબદ્ધ પરિચય ઊર્મિનાં વાચકો માટે ખાસ આ લેખ દ્વારા રજૂ થય છે જે દરેકને રોચક નીવડશે ..

આસ કરીને પક્ષીઓને આકાશમાં સ્વચ્છંદે સ્વૈરવિહાર કરતાં જોઈને મનુષ્યે લાખો વર્ષ પર્યંત આ અંગે પોતાની નબળાઈ અને લાચારીનો ખેદ વ્યક્ત કર્યો હશે, પૃથ્વીની કોઈપણ દિશામાં તેમજ ઉપર-નીચે વિહંગો મનપસંદ જગ્યાએ સ્વચ્છંદતાથી ઊડી કિલ્લોલ કરી કુદરત પર સ્વતંત્રતાની મોજ માણી શકે છે, જ્યારે મનુષ્યને મોટા પર્વતો, ઊંડી ખીણો, નદી-સાગર વગેરે પાર કરતાં અનેક પ્રકારની મુશ્કેલીભર્યા કલાકોના કલાકો વ્યતીત થાય છે. આવા જ કારણે ઘણાં વરસોથી માનવીના મનમાં પક્ષીઓની જેમ આકાશમાં સ્વૈર-વિહાર કરવાની એક તીવ્ર લાલસા ઉદ્‌ભવી હશે. બલૂનથી માંડીને એરોપ્લેનની અદ્‌ભુત શોધે આજ મનુષ્યના જીવનમાં ક્રાન્તિ પેદા કરી નાખી છે. આકાશમાર્ગે પ્રવાસ ઝડપી અને સહજ થઈ જતાં આપણાં જળ ને સ્થળનાં બંધનો બિલકુલ તૂટી ગયાં છે. છેલ્લે I. C. B. M., રોકેટ, સ્પુટ્‌નિક (કૃત્રિમ ઉપગ્રહ) વગેરેની વિસ્મયકારક અદ્યતન શોધથી માનવી પૃથ્વીના ગુરુત્વાકર્ષણની શક્તિની અસરમાંથી બહાર નીકળી અવકાશમાં પૃથ્વી ફરતું અનેકવાર પ્રરિભ્રમણ કરી મુકરર સમયે અને પૂર્વયોજિત સ્થળે આકાશમંડળના હવામાનની વિગતવાર નોંધ, પૃથ્વીની બહારની સપાટીના બહોળા વિસ્તારને આવરી લેતા અને પૃથ્વા પરથી ન દેખાતી ચંદ્રની બીજી બાજુના ટેલીવીઝન-કેમેરાથી ફોટા લઈ પાછો અવની ઉપર સકુશળ ઊતરી આવે છે. એટલું જ નહિ પરંતુ અવકાશયાન કાર્યક્રમના સંચાલક અને વૈજ્ઞાનિકોની તો આગાહી છે કે હવે બહુ જ થોડાં વર્ષમાં માનવીનાં અવકાશ-ઉડ્ડયનો દ્વારા બ્રહ્માંડ વિષેનું જ્ઞાન પ્રાપ્ત થશે તેમજ આપણા જેવી જ સંસ્કૃતિ હોવાનો જ્યાં સંભવ છે એવા અન્ય ગ્રહો પર પહોંચવા માનવી શક્તિશાળી નીવડશે. પરંતુ સૌ પ્રથમ આકાશ-યાત્રી કોણ હતા અને વાયુ પર વિજય મેળવી આધુનિક વિમાનની શોધ ક્યારે, કેવા સંજોગોમાં અને કોણે કરી તે જાણો છો ?

જુદા જુદા દેશ-વિદેશોની પૌરાણિક કથા-વાર્તામાં પણ ભૂતકાળમાં મનુષ્ય આકાશમાં ઉડ્ડયન કરતો તે અંગે ચિત્ર-વિચિત્ર કલ્પનાઓ છે. આપણા દેશના પ્રાચીન કથા-સાહિત્યમાં પણ આકાશમાં ઊડતાં વિમાનોનો ઉલ્લેખ કરેલો છે. રામાયણમાં વર્ણવેલા 'પુષ્પક' નામના વિમાનથી કોણ અપરિચિત હશે ? કહેવાય છે કે આ વિમાનમાં જ બેસીને શ્રી રામચંદ્રજી લંકાથી અયોધ્યા આકાશમાર્ગે આવેલા. અન્ય દેશોની આવી પૌરાણિક વાર્તામાં પણ આકાશ-યાત્રાના ઉલ્લેખો આવે છે. પરંતુ સાકાર રૂપમાં વ્યવહારુ વિમાન કઈ રીતે બનાવવામાં આવતું તેનું સવિસ્તર વર્ણન કોઈ પણ દેશનાં પ્રાચીન પુસ્તકોમાં મળી આવતું નથી. તેથી એમ કલ્પના કરી શકાય કે વાસ્તવિક રીતે કોઈ પણ પ્રતાપી અને વીર પુરુષ સાથે વિમાનનો સબંધ પૌરાણિક-કથામાં સાંકળી આલેખાતો માલૂમ પડે છે.

ઉડ્ડયનના કાર્યક્ષેત્રે વૈજ્ઞાનિક રીતે હળવું દબાણ વગેરે વાસ્તવિકતાનો ખ્યાલ રાખીને સર્વ પ્રથમ પહેલ કરનાર હતા શ્રીયુત્ **રોજર બેકન.** આ વાત ૧૩મી શતાબ્દિના સમયની છે. તેણે વિચાર કરી કલ્પના દોડાવી કે ગરમ કરવાથી વસ્તુઓ પ્રમાણમાં વજનમાં ઘણી હળવી બને છે અને તે કારણે ગરમ હવા પણ ઠંડી હવા કરતાં હલકી હોય છે. તેથી જો પોલા વાસણમાં આવી ગરમ હવા ભરવામાં આવે તો જેમ પાણી ઉપર હોડી તરે છે તેમ આ વાસણ પણ હવામાં તરી શકશે. વળી સંપૂર્ણ શ્રદ્ધાપૂર્વક શ્રી રોજર

એકન લખે છે કે ગરમ વાયુ ભરેલા ગોળાની અંદર એવા પ્રકારનું મશીન ગોઠવી શકાય કે જે બહાર જોડેલા પંખાને જોરથી ગોળ-ગોળ ફેરવી શકે અને તેમ કરવાથી આગળની હવા કપાતાં નીચેથી હવાનું દબાણ, ધક્કો વગેરે વધી જતાં પક્ષીઓની માફક ઊર્ધ્વાકાશ ઉડ્ડયન ઘણું આસાન બની જશે. પરંતુ વાસ્તવમાં રોજર બેકને ક્યારે પણ પોતાની ઇચ્છિત યોજના કાર્યમાં પરિપૂર્ણ કરી નહિ.

આ ક્ષેત્રમાં અઢારમી સદીના અંતમાં ઈ. સ. ૧૭૮૨ની સાલમાં કાગળની કોથળીઓ બનાવવાનો વ્યવસાય કરનાર બે ફ્રેન્ચભાઈઓ **સ્ટીફન** અને **જોસેફ મોન્ટગોલ્ફીયરને** ફાળે સૌ પ્રથમ સફળતા પ્રાપ્ત કરવાનો યશ જાય છે. એક શિયાળાની ઠંડી સવારમાં રસોડાના ચૂલા પાસે તાપતાં તાપતાં કંઈક કરી રહ્યાં હતા. ચીમનીમાંથી (ધુમાડાને અદ્ધર લઈ જઈ હવામાં ફેંકતું પતરાંનું ભૂંગળું-ધુમાડિયું) નીકળતો ધુમાડો હવામાં અદ્ધર ચડતો નિહાળીને તેઓએ વિચાર કર્યો કે આવા ધુમ્રગોટાની સહાયથી હળવી ચીજો પણ ઊંચે ઊડી શકે છે. તેઓએ કાગળની કોથળીઓ મઝાની બનાવી હતી અને કાંઈક પ્રયોગો કરતા હતા. કોથળીમાં બંનેએ ધુમાડો ભર્યો. તે ધુમાડાથી ભરચક થતાં હલકી થઈ હવામાં બે હાથ ઊંચે ઊડી. આ પ્રયોગની સફળતાથી બંને ભાઈઓને આનંદની સીમા ન રહી. પછી તો બંને જણે ઉત્સાહથી તાત્કાલિક અખતરા શરૂ કર્યા. મજબૂત હવા-ચૂસ્ત કોથળીઓ બનાવી ખૂબ ધુમાડો ભરી તેને કઠણ બાંધી દીધી. હવામાં કોથળી ઊડી અને આઠ ફૂટ અદ્ધર પાંચેક મિનિટ રહી. પછી ધુમાડા કરતાં તે કોથળીનું વજન એટલા જ કદની ખસેડેલી હવાના વજન કરતાં વધુ થવાથી તે નીચે આવી. તેઓ તો હર્ષાવેષમાં આનંદથી નાચી ઊઠ્યા. પણ બહાર શું બન્યું ? લોકોની ભારે ભીડ મચી. બધાં કહેવા લાગ્યાં કે ઘરમાં આગ લાગી છે; નહિતર આટલો બધો ધુમાડો શેનો ? પણ પછી બંને ભાઈઓએ બહાર આવી સ્ફોટ પાડ્યો. આમ સેંકડો વર્ષોથી હવામાં ઊડવાનું માનવીનું સ્વપ્ન સાચું પાડવાનું પ્રથમ પગથિયું તેઓ શોધતા ગયા. પછી તો રેશમી કપડાનાં વધુ સારા સુંદર અને મજબૂત બલૂન બનાવ્યાં. વળી તેમાં રેશમની દોરી, રબ્બર વગેરે સર્વ કંઈ હલકું વાપરતા. મજબૂતાઈ માટે કોથળીને તેલ પાવામાં આવતું. એક રીતે આપણે આ મોન્ટગોલ્ફીયર બંધુઓને હવાઈ ગોળાના જન્મદાતા કહી શકીએ.

આ અરસામાં થોડા જ દિવસો અગાઉ **કેવેન્ડિશે** હાઈડ્રોજન ગેસની શોધ કરેલી અને તેના ગુણધર્મોની ચકાસણી કરેલી. આ હાઈડ્રોજન સાધારણ હવા કરતાં ૧/૧૫ હલકો હોય છે. તેથી ગરમ હવાની જગ્યાએ ગોળાની અંદર હાઈડ્રોજન ભરવાની વાત વિચારવામાં આવી. મુશ્કેલી એક હતી કે હાઈડ્રોજન વાયુ ખૂબ હલકો અને પાતળો પણ હોવાથી બલૂનના કાપડનાં ઝીણાં છિદ્રોમાંથી પણ ધીરે ધીરે નીકળી જતો. આ પ્રયોગ જાહેરમાં કરવાની મોન્ટગોલ્ફીયરને ઇચ્છા થઈ. પરંતુ તે પૈસાદાર માણસ નહિ હોવાથી ફ્રાન્સના એક વિજ્ઞાનિક મંડળે પૈસા આપ્યા. પરિણામે પારીસમાં પ્રથમવાર હાઈડ્રોજન ભરેલ ગોળો તૈયાર કરવામાં આવ્યો. જેના માટે ૧૪૦ મણ લોખંડનો ભૂકો અને ૮ મણ ગંધકના તેજાબના સંયોગથી ઉત્પન્ન હાઈડ્રોજન ગેસ તૈયાર કરી ૧૩ ફૂટ વ્યાસના (Diameter) માત્ર દશ શેર વજનદાર ગોળામાં ભરવામાં આવ્યો. તેની ખોળ રેશમની બનાવેલી હતી અને તેની ઉપર પાતળું વાર્નિશ ચઢાવેલું હતું. આ ગોળો ૩૦૦ ફૂટ જેટલી ઊંચાઈએ ચડેલ અને મુશળધાર વરસાદમાં પણ ૪૫ મિનિટ સુધી આકાશમાં ઊડતો ઊડતો ટકી રહ્યો.

પહેલાં મોન્ટગોલ્ફીયરે બલૂનમાં વરાળ પણ ભરી ઊડાડવા પ્રયત્ન કર્યો હતો. ત્યારબાદ થોડા વખતે તે પારીસમાં એક સુંદર, રંગેલું બલૂન લાવ્યો. પછી તેમાં હાઈડ્રોજન ભર્યો અને ખરેખર તે ઊડી શકે છે અને કાંઈ નુકશાન થતું નથી તે સાબિત કરવા બલૂન નીચે એક ટોપલો બાંધ્યો. ટોપલામાં ત્રણ પ્રાણીઓ—કુકડો, ઘેટું અને બતક મૂક્યાં. પછી તો બલૂન ઊડા-








આકાશમાં આઠ–દશ માઈલની ઊંચાઈ સુધી વાયુમંડળને 'ચંચલ' અથવા 'પરિવર્તન મંડળ' ( Troposphere ) કહે છે અને ૧૦ માઈલથી વધુ ઊંચે બધી ઋતુઓમાં દિવસ–રાત હવાનો તાપક્રમ ૧૦૦° અંશ ફેરનહાઈટ લગભગ હોય છે. ઠંડી સ્થિર હોવાથી તેમજ વાયુમંડળ શાંત, હલકું અને પાતળું હોવાથી તે સ્તરને 'સ્થિર' અથવા 'અચલ થર' (Stratosphere) કહે છે. ૮૦ થી ૪૦૦ માઈલ સુધી Ionosphere કહેવાય છે અને પૃથ્વીની આસપાસ સૌથી આગળના આવરણને 'એક્સોસ્ફીઅર' કહેવાય છે. પારજાંબલી કિરણો સૂર્યમાંથી દર સેકંડે લગભગ ૧,૮૬,૦૦૦ માઈલની ઝડપે પ્રકાશના વેગ સમી ત્વરાએ ફેંકાય છે અને પૃથ્વીથી ઊંચે ૮૦ થી ૪૦૦ માઈલના થર સુધીના Ionosphere ના 'ઈ–એફ' સ્તરોને વિદ્યુતમય બનાવી મૂકે છે.

ડવામાં આવ્યું અને થોડાંક ફીટ અદ્ધર જઈ આઠેક મિનિટના ઉડ્ડયન બાદ નીચે આવ્યું તો ત્રણેય પ્રાણીઓ ટોપલામાં સહી–સલામત હોઈ ગેલ કરતાં જણાયાં. આમ હવામાં સૌથી પ્રથમ ઊડનાર આ ત્રણ પ્રાણીઓ હતાં. આ પ્રયોગ નિહાળીને પ્રથમવાર ખૂદ માનવીને પણ ગોળામાં સ્વાર થઈને હવામાં ઊડવાનો વિચાર આવ્યો. પણ આવું સાહસ કરે કોણ? તેથી કોઈ ફ્રેન્ચ ગુનેગારને બલૂનમાં ઉડાડવો એમ નક્કી થયું. પરંતુ પહેલાં હવામાં ઊડવાનું બહુમાન ગુનેગાર ખાટી જાય? પરિણામે એક સાહસવીર ડૉ. રોઝીયર ઊભો થયો. ૧૫, ઑક્ટોબર ૧૭૮૩ના રોજ આ નવજુવાન હિંમતબાજે એક ગરમ હવાના બલૂન નીચે બાંધેલી ટોપલીમાં એકલા બેસી ઉપર ઊડી ભ્રમણ કર્યું. હવામાં ઉડ્ડયન કરનાર યાત્રીઓમાં પણ સર્વ પ્રથમ આ વ્યક્તિ જ હતી. એકાદ મહિના પછી ફરીને તે અને તેની સાથે એક પેસેન્જર માર્કવીસ એમ બંનેએ હામ ભીડી અને ૩,૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી બલૂનમાં ઊડ્યાં. અને પારીસ ઉપર અર્ધો કલાક સુધી ચક્કર લગાવી ૬ માઈલ દૂર જઈ બંને ઊતરી પડ્યા—સાજા સારાં !



આ પછી હાઈડ્રોજન ભરી બલૂન વધારે ઊંચે ઉડાડવાના અનેક પ્રયોગ થવા લાગ્યા. ઈ. સ. ૧૭૮૩માં રેશમી કાપડ ઉપર ટર્પેન્ટાઈનમાં રબરનું દ્રાવણ બનાવી તે લગાવ્યું અને તેનું બલૂન બનાવી હાઈડ્રોજન ભરી ઈ. સ. ૧૭૮૩માં માણસ વગરનું ઉડાડવામાં આવ્યું. તે પંદર માઈલ દૂર કોઈ ખેતર ઉપર ઊતરી આવ્યું. ત્યાં તો લોકો તેને પથ્થર વગેરે મારવા મંડ્યા કે આ રાક્ષસ, ભૂત . કોણ જમીન ઉપર ઊતરી આવે છે! તે અવાજ કરતું હતું. પણ લોકોના પથ્થરનો માર લાગવાથી તે ફાટી ગયું અને શાંત થઈ નીચે આવ્યું. લોકો માનવા લાગ્યાં કે રાક્ષસ કેવો શાંત થઈ ગયો! આ પ્રસંગને લીધે પછી તો ફ્રેન્ચ સરકારે ઢંઢેરો પીટાવ્યો કે હવેથી બલૂન બનાવી ઉડાડવાના ઘણા પ્રયોગો થશે માટે ગ્રામજનોએ બીવું નહિ.

હવે તો હાઈડ્રોજનથી ભરેલાં હવાઈ–ગોળામાં બેસી લોકોને મોજ માણવાનો અભરખો થઈ આવ્યો. ઈ. સ. ૧૭૮૩ના ઑક્ટોબર માસમાં અમેરિકાના ફિલાડેલ્ફિયા પ્રાન્તમાં એક માણસ હાઈડ્રોજનપૂર્ણ બલૂનમાં ઉપર ચડી આકાશમાં ઊડ્યો.

પછી તો દેશ–વિદેશમાં પણ જાણે કે હવાઈગોળા ઉડાડવાની હરીફાઈ જાગી અને ઇંગ્લાંડ, ઇટાલી, અમેરિકા વગેરે બધા દેશોમાં ઊડવાના પ્રયત્નો થવા લાગ્યા. ઇ. સ. ૧૭૮૪ના ડિસેમ્બરમાં **ચાર્લ્સ** અને તેનો ઇજનેર **રોબર્ટ્સ** એમ બે વ્યક્તિઓ હાઈડ્રોજન–સભર બલૂનમાં બેસીને એક માઈલ ઊંચાઈ સુધી ઊડ્યા. આ ગણત્રી તેઓએ બેરોમીટરથી નક્કી કરી. લગભગ હજાર ફૂટે પારો એક ઇંચ નીચે ઊતરે. વળી તેઓએ બલૂનમાં વાલ્વ રાખ્યો હતો જેથી ગૅસ છોડાય. બલૂન સ્થિર રહે માટે નીચે પથ્થરો બાંધવામાં આવ્યા હતા. નીચે આવવું હોય ત્યારે ગૅસ છોડી દેવાથી બલૂન ઓછું હલકું બને એટલે નીચે ધીરે ધીરે આવવા મંડે. વળી આ જ સાલમાં **મેડમ થિબ્લૂઝ** નામની એક ફ્રેન્ચ બાનુ પણ 'લિઓ'માં હાઈડ્રોજનવાળા બલૂનમાં ઉપર ઊડી. આ રીતે આકાશમાં ઊર્ધ્વગમન કરનાર સર્વ પ્રથમ મહિલાઓમાં તે બાઈ અગ્રણી હતી.

બલૂન ઉડાડવાની મનોરંજક પ્રયોગાત્મક સ્થિતિ સિવાય વૈજ્ઞાનિક સંશોધનના કાર્યક્રમમાં આકાશના હવામાનની ઠંડી–ગરમી, દબાણ વગેરેનાં તપાસ–પ્રમાણ નક્કી કરવા બલૂનનો સર્વપ્રથમ પ્રયોગ ઈ. સ. ૧૮૦૫માં સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક **ગેલુઝાકે** કર્યો હતો. ત્યારપછી લગભગ ૫૦ વરસ સુધી આ દિશામાં વિશેષ કંઈ પ્રગતિ થઈ નહિ.

એટલું ખરું કે ૧૮૬૨થી '૬૬ પર્યંત **ગ્લેશીયરે** બલૂનમાં બેસી આકાશમાં ઊંચે કેટલીયે વાર હવાઈ સ્વાર બની ચક્કરો લગાવેલાં. પહેલાં કોક્ષવેલ અને ગ્લેશીયર ૪૩,૧૬૬ ફૂટ ઊંચે ઊડ્યા. અને ઉપરની હવાના થરોમાં રહેલ વાયુસ્તરો વિષે અનેક ઉપયોગી માહિતી ઉપલબ્ધ કરી અને તે સંબંધે અનેક શોધ-ખોળ કરવા પાછળ પોતાના જાનના જોખમે શક્ય તેટલી વધારે ઊંચાઈ સુધી પહોંચવા હિંમત કરેલી.

શરૂઆતમાં સામાન્ય લોકો જ નહિ પરંતુ વૈજ્ઞાનિકોની પણ માન્યતા હતી કે આકાશમાં વાયુમંડળની ઊંચાઈ માત્ર ૬–૭ માઈલ સુધીની જ હશે, તેથી ઉપર વધારે ઊંચે બીજું કંઈજ નહિ પરંતુ માત્ર નિરવ શૂન્યાવકાશ જ હશે.

૮થી ૧૦ માઈલ સુધી ટ્રોપોસ્ફીયર
૧૦ માઈલ ઉપર સ્ટ્રેટોસ્ફીયર.

આકાશમાં સર્વપ્રથમ વધારે ઊંચે ઊડવામાં મે ૧૯૩૧માં સુવિખ્યાત બેલ્જીયન પ્રો. ઑગસ્ટ પિકાર્ડે ૧૦ માઈલ ઊંચે ચઢી તે વખતે દુનિયાનો વિક્રમ સ્થાપ્યો. હજી સુધી ઊંચે ખૂબ ઠંડી હોવાનું મનાતું. પણ ત્યાં ગરમી હોય છે. પ્રો. પિકાર્ડે એક ભૂલ કરી હતી અને તે એ કે તેમણે બલૂનની અંદરની કેબીન કાળી રંગેલી હતી. ધારણા તેમની એમ હતી કે ઉપર ખૂબ ઠંડી હોય તેથી ગરમીમાં રાહત મળશે. પણ ત્યાં તો ખૂબ ગરમી લાગી. હવે ૯½ માઈલ ચડ્યા પછી એક વાલ્વ ગળી ગયો. નીચેથી ભૂરા આકાશમાં એક ટાંકણીના ટોપકા જેવું તેમનું બલૂન નીચે જોનારા પ્રેક્ષ-



કોને લાગતું હતું. પછી તો તે બલૂનને મદદ કરવા એરોપ્લેનો ઊડેલ. પણ ત્યાં સુધી એટલે ઊંચે પહોંચી શકે તેવા એરોપ્લેન હજી શોધાયાં ન હતાં. છતાં મદદ માટે નીચેથી વિમાનો ચક્કર લગાવવા માંડ્યાં. પણ ઉપરના બલૂનની કેબીનમાં જીવનની કોઈ નિશાની જણાતી ન હતી. પણ પછી શું થયું ? પાઈલોટો નિરાશ થઈ નીચે ઊતરી આવ્યા. આખી રાત પસાર થઈ ગઈ. હવે ત્યાં સવારની ઠંડીથી બલૂનનું કદ ઘટ્યું અને ઘનતા વધી તેથી તે નીચે ઊતરી આવ્યું. એક પર્વતની ટોચ ઉપર પીકાર્ડ અને મેકસ કોસીને આરામ લીધો. આ રીતે સમુદ્રના પાણીની સપાટીથી ૫૨,૦૦૦ ફૂટ ઊંચે લગભગ ૧૭ કલાક સુધી આકાશમાં પરિભ્રમણ કરીને તેઓ ક્ષેમકુશળ પાછા પૃથ્વી ઉપર ઊતરી આવેલા. અત્યાર સુધીમાં તે પહેલાં કોઈ પણ વ્યક્તિ એટલે સુધી ઊંચે આકાશમાં ઊડી શકી ન હતી. તેમની અસાધારણ સિદ્ધિ જોઈને સારો વૈજ્ઞાનિક સમાજ દિગ્મૂઢ થઈ ગયો અને જન–સાધારણ તો આશ્ચર્યથી વિમુગ્ધ બની ગયો. હવે તો ખુદ વૈજ્ઞાનિકો પણ આકાશમાં ઊડવાની યોજના તૈયાર કરવા લાગ્યા.

ફરી પીકાર્ડે હજી વધુ ઊંચે ઊડવા નિશ્ચય કર્યો. કોઈએ તેથી તેને ગાંડો, કોઈએ આત્મઘાતક તો કોઈએ મહત્ત્વાકાંક્ષી કહ્યો. તે ૧૯૩૨માં ફરી ઊડ્યો. તેણે ધાતુનું ગોન્ડોલા બલૂન ૬ ફૂટના વ્યાસવાળું બનાવ્યું. તે હવાથી ચૂસ્ત, ઘણી કાચની બારીઓવાળું અને એલ્યુમીનિયમનો ગોળો વિજ્ઞાનનાં સાધનોથી સજ્જ— ઓક્સીજનનાં સાધનો અને વાયરલેસ સેટ સહિત ઊંચે ચડ્યો. વાયરલેસ સેટથી દુનિયા ઉપર પળે પળે સંદેશા આવતા. તે વધારે અવલોકનો લઈ પાછો આવ્યો.

જ્યારે પીકાર્ડ નીચે ઊતર્યો ત્યારે ઇટાલિયનો તેની ભાષા ન સમજ્યા, એટલે તેઓએ તો દોરડાં પકડી રાખવાને બદલે છોડી દીધાં. પરિણામે બલૂન ફરી ૧૫૦ ફૂટ ઊંચે કૂદ્યું અને પછડાણું. જો કે પીકાર્ડ અને તેનો સાથીત ડોલી ઊઠ્યા પણ સાધનોને કાંઈ નુકશાન થયું નહિ, નહિતર બધુંયે નકામું જાત.

આધુનિક સમયમાં ઉપરના આકાશમાં હવાના સ્તરો અથવા સ્ટ્રેટોસ્ફીયર પ્રદેશની સાચી સ્થિતિનું જ્ઞાન સૌ પહેલાં એક ફ્રેન્ચ વૈજ્ઞાનિક હવામાન–નિષ્ણાત **ટસેરીંક ડી. બોર્ટે** પ્રાપ્ત કર્યું. વૈજ્ઞાનિકોએ પોતાની શોધખોળ દ્વારા આકાશમાં ૫૦ માઈલ ઊંચે સુધીના સ્તરોનું હવામાન જાણવાની કોશિષ કરી છે. વિજ્ઞાનીઓએ ૨૦ માઈલથી ઉપર અવકાશમાં પૃથ્વી ઉપર પડી રહેલાં સૂર્ય–કિરણો ઉપરાંત ' ઇન્ફ્રા–રેડ ' ( Infra-red ) તથા ' અલ્ટ્રા–વાયોલેટ ' ( Ultra violet ) કિરણો, ( Cosmic-rays ) ' વિશ્વ-બ્રહ્માંડ કિરણો ' વગેરેની અનેક પ્રકારની કલ્પનાઓ કરેલ છે. ઉપર આકાશ રંગ–બેરંગી દેખાય છે તદ્દુપરાંત સૂર્યમાંથી Stream of Electrones અને ઘણાં જ એવાં પરમાણુ અને વિદ્યુત્–કણો ( Electrical Particles )નું મોટું પ્રમાણ હોઈ શકે જેના વિષે આપણે અત્યારે કંઈ જાણતા નથી. પણ છેલ્લી અમેરિકન ચઢાઈએ Cosmic--Rays બાબત ઘણી ઘણી માહિતીઓ મેળવી છે. ૩૫ માઈલ ઉપર મનાય છે કે ઓઝોન નામના વાયુનો થર હશે જે અહીંની પૃથ્વીની સપાટી જેમ જ ગરમ હશે. અને આ ઓઝોન થરોમાંથી સૂર્યકિરણો આરપાર નીકળી પૃથ્વી પર પહોંચતાં તેમાં રહેલી તીક્ષ્ણતા દૂર થઈ આપણા માટે સહ્ય બને છે. વળી આથી પણ વધારે ઊંચે Electronsનું એક અદૃશ્ય દર્પણ છે જેમાંથી બેતાર તરંગો પૃથ્વીની ચારે તરફ વીંટળાયેલ છે. અને તેનાથી ઉપર પણ આવાં અનેક સ્તર છે અને આવો ક્રમ ક્યાં સુધી પહોંચ્યો હશે તે નક્કી થઈ શકેલ નથી.

પ્રો. પીકાર્ડના સર્વપ્રથમ ઉડ્ડયનના ગોળાનો વ્યાસ લગભગ ૧૦૦ ફૂટ હતો. આ ગોળો F. N. R. S.ના નામથી પ્રખ્યાત છે. ત્યારબાદ એક રશિયન બલૂન U. S. S. R. ૧૩ માઈલ ઊંચે ઊડ્યું હતું. ઉડ્ડયનયાત્રીનું નામ અજ્ઞાત છે.



તે પછી નવેમ્બર, ૧૯૩૫માં સંપૂર્ણ તૈયારી કરીને બે અમેરિકન **કેપ્ટન ઓલીવર એન્ડર્સન** અને **કેપ્ટન અલબર્ટ સ્ટીવેન્સે** ૧૪ માઈલ સુધી ઉર્ધ્વાકાશમાં પહોંચી રેકોર્ડ કર્યો છે. તેઓ જે ગંડોલામાં બેસીને ગયેલાં તેને Explorer–II કહે છે.

હવે તો હાઈડ્રોજનવાળા બલૂનની શોધ થયા પછી હવાઈવીરોએ બલૂન દ્વારા લાંબા પ્રવાસ કાપવાની યોજના વહેતી મૂકી. તે પ્રમાણે ઇંગ્લીશ ખાડી પાર કરવાના પ્રયત્નો ઘણા સાહસિકોએ કર્યા. સૌથી પ્રથમ વાર હવામાં ઊડનાર **ડૉ. રોઝીયરે** ફરી ફ્રાન્સથી ઈંગ્લાંડ જવા ઇંગ્લીશ ખાડી ઓળંગવા હામ ભીડી. તેણે જોડે બીજું હાઈડ્રોજન ભરેલ બલૂન લટકાવ્યું જેથી અકસ્માત થાય તો રખેને દરિયામાં અધવચ્ચે ન પડાય. પણ ઉપર હવામાં દબાણ ઓછું હોય છે તે હાઈડ્રોજન ગૅસવાળું બલૂન ફાટ્યું અને બહાદુર ડૉ. રોઝીયર મહાશયનું મૃત્યુ થયું છતાં પણ ઈ. સ. ૧૭૮૫માં **બ્લેંકર્ડ** અને **જેફ્રીએ** પોતાના જ બનાવેલ એક પ્રકારના બલૂનમાં ઇંગ્લીશ ખાડીને સર્વપ્રથમ ઉપરથી ઊડીને ઓળંગી.

ત્યારબાદ ઇંગ્લાન્ડની ભૂમિ ઉપરથી ઇટાલિયન **લ્યુનાર્ડી** પહેલવહેલો ઊડ્યો એમ કહી શકાય. પ્રો. ચાર્લ્સે બનાવેલાં 'ચાર્લ્સ–બલૂન'માં હાઈડ્રોજન ભરી તે લંડન ઉપરથી ઊડ્યો તે જોવા બે લાખ માણસો એકઠા થયા હતા. તેમાં શહેનશાહથી માંડી મજૂર સુધીનો આમવર્ગ હતો. તેમાં પહેલા પેસેન્જર તરીકે જવા કોઈએ હિંમત ન કરી તેથી લ્યુનાર્ડીએ તેના મિત્રો તરીકે એક બિલ્લી અને બીજો કુત્તો લીધાં. રાજા ત્રીજો જ્યોર્જ તો પાર્લામેન્ટની કાઉન્સીલ ચાલતી હતી તેમાંથી જોવા ઊભો થયો. તેને તો ખાત્રી હતી કે પાર્લામેન્ટ કાઉન્સીલ બીજી વાર મળશે પણ બિચારો લ્યુનાર્ડી જીવતો પાછો નહિ આવે. હવે ઊંચે બહુ ઠંડી લાગવા માંડી. તે એક પ્રાણી તો બિચારું ઠરી ગયું. તેને લ્યુનાર્ડીએ બલૂન નીચે લાવી આસ્તેથી જમીન ઉપર મૂકી દીધું. પછી ત્રીશ માઈલ લંડનથી દૂર સહીસલામત તેણે પગ મૂક્યો.

હવે હાઈડ્રોજન ધડાકો કરે તેવો વિસ્ફોટક તથા મોંઘો વાયુ છે, એટલે કોલગેસનો પ્રયોગ કરવામાં આવ્યો. **ગ્રીને** પેરીસ જઈ કોલગૅસ ભરી બલૂનમાં ઊડવા પ્રયત્ન કર્યો. બરાબર અઢાર કલાક તે ઊડ્યો. અને ૫૦૦ માઈલની મંઝિલ કાપી જર્મની ઉપર તે ઊતર્યો.

સમય જતાં બલન બનાવનાર વૈજ્ઞાનિકોએ વિચાર કર્યો કે હવાની પ્રતિકૂળ શક્તિ નાબૂદ કરવા માટે બલૂનનો આકાર દડા જેવો ગોળ નહિ રાખતાં સિગાર જેવો લંબાકાર આવશ્યક છે. પરંતુ વાસ્તવિક સ્વરૂપ પ્રદાન કરનાર હતા ગિફર્ડ, (ઈ. સ. ૧૮૫૨) તેમનું સિગાર આકારનું નિયંત્રિત (Dirigible) બલૂન ૧૧૪ ફૂટ લાંબું અને ૩૯ ફૂટ પહોળું હતું. પણ હજી બલૂનને ચોક્કસ દિશામાં હંકારી શકાતું નહિ. તે માટે પંખો જોઈએ અને તે ફેરવવાનું કોઈ એન્જીનથી જ થઈ શકે. ગિફર્ડે તેના બલૂનમાં ૩ અશ્વબળ(હોર્સ પાવર)નું એક હલકું સ્ટીમએન્જિન જોડ્યું. જો કે વજન વધી ગયું છતાં અદ્ધર ઊડી તો શક્યું અને શાંત હવામાં આ બલૂન કલાકના ૪ માઈલની ઝડપથી ઊડ્યું હતું. ત્યારબાદ ઇલેક્ટ્રીક મોટરથી પ્રોપેલર–પંખો ચાલી શકે તેવું ૧૪ માઈલની ઝડપવાળું બલૂન બનાવવામાં આવ્યું. છતાં પણ વરાળયંત્ર જોડેલા બલૂનનું વજન એટલું વધારે હતું કે એવાં બલૂન વધારે સફળદાયી ન નીવડ્યાં. કારણ કે તેની ઝડપ વધારે ત્વરિત ગતિ પકડી જ ન શકી.

તોપણ પેટ્રોલ એન્જીનની શોધથી આ ક્ષેત્રમાં લોકો વધારે પ્રોત્સાહિત થયા. ઈ. સ. ૧૮૯૭માં ડૉ. **ઉલ્ફર્ડે** પોતાના બલૂનમાં પેટ્રોલ–એન્જીન ગોઠવ્યું પરંતુ આકાશમાં ઊડતાં અધવચ્ચે ફાટી જવાથી આખા બલૂનમાં આગ લાગી અને ઉલ્ફર્ડ મહાશય પણ તે અકસ્માતમાં બળીને ખાખ થઈ ગયા.

ત્યારબાદ બીજે વર્ષે સૅન્ટો ડ્યૂમાએ એક પછી એક એમ ચૌદેક જેટલાં હવાઈ જહાજ બનાવેલાં. પોતાના





નિયંત્રિત બલૂનમાં બેસી ૧૯ ઓક્ટોબર, ૧૯૦૧માં ૧૬ માઈલની ઝડપે તેણે પારીસના એફિલ ટાવરની આજુબાજુ અનેક ચક્કર લગાવ્યાં. પરંતુ આવા સિગાર આકારનાં બલૂન ૨૫૦ ફૂટથી વધારે લાંબાં અને મોટાં બનાવવા જતાં તે ! ગેસવાળો થેલો હવાના ધક્કાથી ફાટી જવાનો ભય રહેતો.

હવે હજારો માઈલના લાંબા અંતરના પ્રવાસની મુશ્કેલીઓનો બરાબર સામનો કરી શકે તેવા મજબૂત હવાઈ જહાજની જરૂર હતી. આ આવશ્યકતા પરિપૂર્ણ કરવામાં પહેલ કરનાર હતા જર્મનીના કાઉન્ટ **ઝેપલીન**. તેની કલ્પનાને લોકો ગાંડી કહેતાં. બલૂનના થેલા ફાટી જવાની તકલીફ દૂર કરવા તેણે એક યુક્તિ શોધી. તેણે એલ્યુમિનિયમના મજબૂત પતરાના ઉપયોગથી એક વિશાળ માળખું (Body–આવરણ) તૈયાર કર્યું કે જેની અંદર હાઈડ્રોજન ભરેલા થેલા રાખી શકાય. આવાં આવરણયુક્ત બલૂનની નીચે બે ગાડીઓ લટકાવવામાં આવતી. આ પ્રકારનું સૌ પ્રથમ માળખાયુક્ત હવાઈ જહાજ જૂન, ૧૯૦૦માં ૧૮ માઈલની ઝડપથી ઊડેલું. ઝેપલીનના પ્રયોગોમાં તેની મિલકત ચાલી ગઈ. એટલે જર્મન જનતાએ ત્રણ લાખ પૌંડનું ઝેપલીન ફન્ડ ઊભું કર્યું. એલ્યુમિનિયમ અને લાકડાનું ૫૨૫ ફૂટ લાંબુ અને ૫૦ ફૂટ પહોળું સિગાર જેવું તે બલૂનનું નામ તેના શોધકના નામ ઉપરથી જ 'ઝેપલીન' પાડવામાં આવ્યું. ઝેપલીન પોતે જર્મન હોઈ તેણે ઇંગ્લાંડ ઉપર ને લંડનમાં પોતાના ઝેપલીનમાંથી બોમ્બવર્ષા કરી કેટલાયે હુમલા કર્યા અને ખતરનાક ભય ઊભો કરી દીધો. અને ૧૯૧૪ના મહાયુદ્ધમાં મરી ગયો. પછી તો થોડા જ દિવસો બાદ ઇંગ્લેન્ડ અને અમેરિકામાં પણ ઝેપલીન વાયુ–જહાજોનું નિર્માણ જોર–શોરથી આરંભાયું.

ઈ. સ. ૧૯૧૬માં બ્રિટને મહાયુદ્ધમાં ઝડપી તૈયારી કરવા માંડી કેમકે આ વિકાસમાં તે જર્મનીથી પાછળ રહી ગયું ગતું. પહેલાં હવાઈ જહાજ 'R૩૩' બનાવ્યું. બાદ બીજું બ્રિટિશ હવાઈ–જહાજ 'R૩૪' બનાવ્યું; ને સૌથી પહેલાં આટલાંટિક સાગર પાર કરવાનો યશ ખાટી જાય છે. તે ૧૦૮ કલાક ઊડ્યું. તે બલૂન ૬૦૦ ફૂટ લાંબુ હોઈ આયુસો તેમાં દોટી શકતા. તેમાં ભોજન–પાણી માટેનો બધો સરસામાન લેવાયો હતો. ઉપર હંડીમાં વાપરવા અથવા ચા બનાવવા માટે ગરમ પાણી રેડીયેટરમાંથી લઈ શકાતું. તેમાં ૬,૯૦૦ ગેલન પેટ્રોલ લીધું હતું.

ઝેપલીનના પ્રયોગોને આધારે જર્મન જનતાના નાણાંકીય ફાળામાંથી 'ગ્રાફ ઝેપલીન' ૧૯૨૮માં તૈયાર થયું. અને ૧૯૩૪માં તે આખી દુનિયા ફરતું ૨૧½ દિવસ સુધી ફર્યું. તેમાંય ઊડવામાં તો ફક્ત ૧૨ દિવસ જ ગાળ્યા હતા. જર્મનીનું સૌથી છેલ્લું મોટું હવાઈ જહાજ 'હિન્ડનબર્ગ' હતું, જેમાં ૭૦ લાખ ઘનફૂટ હાઈડ્રોજન ગેસ ભરેલો હતો. તેનું માળખું ૮૧૩ ફૂટ લાંબુ અને ૧૩૫ ફૂટ પહોળું હતું. તેની બહારની સપાટી ઉપર સફેદ હલકી ધાતુનો પોલીશ કરેલો કે જેથી સૂર્યની ગરમી વાયુ–જહાજને વધારે ગરમ ન કરી શકે. તદુપરાંત તેનાં એન્જીનોમાં પેટ્રોલ નહિ પરંતુ ક્રૂડ–તેલનો ઉપયોગ થતો. તેના એન્જીનોની કુલ શક્તિ ૪,૦૦૦ અશ્વબળ જેટલી હતી. ક્રૂડ–ઓઈલ વાપરવાથી તે પેટ્રોલ જેમ જલદી ભડકો થઈ નહિ સળગી ઊઠે તેમજ હવાઈજહાજ હંકારવામાં ખર્ચ પણ ઓછો આવશે એમ માનેલું, છતાં પણ કુદરતની લીલા કોણ પામી શક્યું છે! ઈ. સ. ૧૯૩૭ માં આ આકાશમાર્ગની રેલગાડી 'હિન્ડનબર્ગ' પણ આકસ્માતમાં સપડાઈને ભસ્મીભૂત થઈ ગઈ. તેમાં કપ્તાન, ડ્રાઈવર વગેરે મળીને કુલ ૬૦ જેટલી વ્યક્તિઓને બેસવાની વ્યવસ્થા હતી. સ્નાનગૃહ, વાચનાલય, ભોજનગૃહ અને શયનખંડ આદિ, તેમ જ ૫૦ ફૂટ લાંબો ડેક પણ—આ સઘળી સગવડતાનો સમાવેશ થતો હતો.

જ્યારે ઉપરની બાબત વિરુદ્ધ 'ગ્રાફ ઝેપલીન' બરાબર ૧૯૩૭ સુધી એક પણ દુર્ઘટના વગર આટલાંટિક



મહાસાગરના એક કિનારેથી બીજા કિનારા સુધી મુસાફરોની હેરફેર કરતું. પરંતુ 'હિન્ડનબર્ગ'ના અકસ્માત પછી અધિકારીઓએ 'ગ્રેફ ઝેપલીન' પ્રતિ પણ શંકાશીલ થઈ આ પ્રવૃત્તિનો ત્યાગ કર્યો અને ઝેપલીન વાયુજહાજોના સંગ્રહાલયમાં મૂકી દીધું.

ઝેપલીન વાયુ-જહાજ જમીન ઉપર ઉતારવામાં ન આવતું પરંતુ લોખંડનો મોટો સ્તંભ (મૂરિંગ માસ્ટ) તેના પ્લેટફોર્મ (એરોડ્રોમ) તરીકે અને લંગર નાખી સ્થિર રાખવાના ઉપયોગમાં લેવાતો. હવાથી પણ હળવાં આવાં વાયુ-જહાજોમાં એન્જીન બંધ પડે તો પણ તે આકાશમાં ભ્રમણ કરી શકે છે. એન્જીનનું કામ તો માત્ર ધારેલી દિશા પ્રતિ ગમન કરાવવાનું જ હોય છે.

બ્રિટને 'R101' બનાવ્યું, તે લાંબી યાત્રા પૂરી કરવા માટે મશહૂર થયેલું. વળી જ્યારે જર્મની ગ્રાફ ઝેપલીનની બનાવટ સુધી પ્રગતિ કરી ચૂક્યું હતું ત્યારે ઈંગ્લેન્ડમાં તો લંડન ઉપર બલૂન ઉડાડતાં ત્યારે નિશાળના છોકરાઓને તે જોવા રજા આપવામાં આવતી. પણ ત્યારે વધુ મોટી મુશ્કેલી તો હવાની હતી. ખરાબ હવા હોય તો ટાઈમ-ટેબલ મુજબ ઊડી શકાતું નહિ. એક વાર પાર્લામેન્ટના સભ્યોને હવામાન ખરાબ હોઈ 'R101' ન લઈ જઈ શકયું તેમાં તો ટીકાઓ થવા માંડી.

ઈ. સ. ૧૯૩૦માં 'R101' હિંદ આવવા ઊપડયું. તેમાં ૫૪ વ્યક્તિઓ હતી. ફ્રાન્સની ટેકરી પાસે આવતાં તે અથડાઈ જઈ ભસ્મીભૂત થયું. ફક્ત ૭ જણાં બચી શકયાં.

હવે તો અમેરિકા પણ ઇંગ્લાંડ, જર્મની જેમ હવાઈ જહાજ બનાવતું થઈ ગયું હતું. અમેરિકાએ કેટલાંક જહાજ બનાવ્યાં. તેમાં લગભગ બે-ત્રણ નાશ પામ્યાં જેથી ૨૦૦ માણસો મરી ગયા. હાઈડ્રોજન ગૅસથી ભરેલ હવાઈજહાજોના અકસ્માતના કારણમાં ગૅસનો તાત્કાલિક દહનીય અને વિસ્ફોટક ગુણધર્મ રહેલો હતો. તેથી અમેરિકામાં ખનીજ તેલના કૂવામાંથી 'હીલિયમ' નામનો ગૅસ પુષ્કળ પ્રમાણમાં નીકળી આવ્યો, જે સસ્તો પણ હતો અને તેની ઉડ્ડયન શક્તિ હાઈડ્રોજનથી સહેજ જ ઓછી હતી. પરિણામે અમેરિકામાં ઝેપલીન વિમાનોમાં હીલિયમ ગૅસનો વપરાશ શરૂ થયો. પરંતુ માલ-સામાનનો બોજ ઓછો વહન કરી શકાતો. તદુપરાંત ઈ. સ. ૧૯૩૫માં અમેરિકાનું સૌથી મોટું હવાઈ-જહાજ 'એક્રોન' કે જેમાં હીલિયમ ગૅસ ભરેલો અને જે અકસ્માતોથી પર ગણાતું તે પણ વાવાઝોડાં અને વીજળીના તોફાનમાં સપડાઈને સમુદ્રમાં પડી ડૂબી ગયું અને ૭૪ જેટલાં માનવીઓનો વિનાશ થયો, માત્ર ત્રણ જ જણાં પોતાની જિંદગી બચાવી શકયાં! આ રીતે હાઈડ્રોજન કે હિલીયમ-વાયુ ભરેલ હવાઈ-જહાજનો યુગ આથમી ગયો કેમકે હવા ઉપર જ સંપૂર્ણ આધાર રાખવો પડતો. તેથી તે પ્રયત્નો છોડી દેવાયા. લોકોએ પોતાનું ધ્યાન બીજી દિશા પ્રત્યે કેન્દ્રિત કર્યું.

[આવતે અંકે પૂરું થશે]



તામિલ સાહિત્યના મહાકવિ વલ્લુવરની પત્નીનું નામ વાસુકી હતું. એ ખૂબ પતિવ્રતા સ્ત્રી હતી. લગ્નના દિવસે વલ્લુવરે ભોજન પીરસતી વખતે એને કહ્યું: 'હું જ્યારે જમવા બેસું ત્યારે રોજ એક કટોરીમાં પાણી અને એક સોય મારી પાસે મૂકવી.' વાસુકીએ જિંદગીભર પતિની આ આજ્ઞાનું પાલન કર્યું.

જીવનની અંતિમ પળે જ્યારે વલ્લુવરે વાસુકીને પૂછયું: 'તારી કાંઈ છેલ્લી ઇચ્છા છે ખરી?'

'હા, એક વાત મારે પૂછવી છે. લગ્નના દિવસે આપે મને જમતી વખતે રોજ એક કટોરીમાં પાણી અને એક સોય મૂકવાનું કહ્યું હતું. મેં કાંઈ પણ પૂછયા વગર રોજ એમ કર્યું...મારી આજે જાણવાની ઇચ્છા છે કે આપ એ વસ્તુઓ કેમ મુકાવતા હતા?...આપ ખુલાસો કરશો તો હું શાંતિથી પ્રાણ છોડીશ.'

મહાકવિ વલ્લુવરે સ્નેહપૂર્વક જવાબ આપ્યો: 'મેં એટલા માટે પાણી અને સોય મૂકવાનું કહ્યું હતું કે ભોજન પીરસતી વખતે જો ચોખાનો દાણો નીચે પડે તો હું સોયથી ઊંચકી, પાણીમાં ધોઈ એને ફરીથી ખાઈ શકું, પણ તું એટલી દક્ષ હતી કે એક દિવસ પણ મારે સોય અને પાણીનો ઉપયોગ કરવાનો વખત ન આવ્યો.





પ્રદ્યુમ્ન કંચનરાય દેસાઈ

# લક્કડખોદ કુટુંબ

લક્કડખોદ પંખીનું નામ બધાંએ સાંભળ્યું હશે, ઘણાંએ એ પંખીને જોયું પણ હશે. પણ એ પંખીની આવી વિવિધ જાતો હોય છે એનો ખ્યાલ તો આ અભ્યાસુ લેખ વાંચવાથી જ આવે એવો મહત્ત્વનો ઊર્મિનાં વાચકો માટે આ લેખ તૈયાર થયેલ છે જે દરેક અભ્યાસુ વાચકને ઉપયોગી થઈ પડશે...

## કાબરો લક્કડખોદ

બુલબુલના કદથી જરા મોટો જણાતો આ કાબરો લક્કડખોદ મજબૂત લાંબી અણીદાર ચાંચવાળો અને કડક અને ફાયર જેવી પૂંછડીવાળો હોય છે. તેનો રંગ ધોળો અને કાળો ટપકાંદાર રહે છે. ખોડ ઉપર ચોટી પડે છે ત્યાં નરનો રંગ રાતો હોય છે અને માદાને આ રંગ પીળાશ પડતો રહે છે. એ ઉપરાંત નરને પેટ ઉપર પણ રાતો ડાઘો રહે છે જે માદાને હોતો નથી. તે સિવાય બીજા રંગમાં ખાસ ફરક આવતો નથી. આ લક્કડખોદ સ્વભાવે જોડીમાં રહેવાનું પસંદ કરે છે. અને વસવા માટે વનવગડો, કોટ, બગીચા અને વાડીઓ પસંદ કરે છે. વળી તે વૃક્ષવાસી છે. લક્કડખોદ બીજાં પંખી માફક ડાળે બેસતો નથી પણ તેના થડ અને જાડી ડાળે ચોંટે છે. અને પેચદાર તેની થડ ઉપર ચડવાની રીત છે. ઉડાનમાં તે ઊંચેનીચે થતો જણાય છે. અને વચ્ચે વચ્ચે રોકાઈને વૃક્ષની છાલમાં ભરાઈ બેઠેલી જીવાતને શોધીને ખાતો જાય છે. આમ કરતાં તે પોતાની પૂંછડીને થડ સાથે બરાબર દબાવી રાખે છે અને પોતાના પગને એક વધારાનો આધાર આપે છે. આહારમાં તે વૃક્ષના થડમાં થતી લાકડાને કોરી ખાવાવાળી જીવાત લે છે. કીડી મંકોડીને પણ જવા દેતો નથી. આ બધું તે પોતાની લાંબી બાલવાળી જીભથી લઈ લે છે. આમ ખોરાક શોધતો હોય અથવા તો ઊડીને બીજા વૃક્ષ ઉપર જતાં તે 'કીરીર્ કીરીર્' અવાજ કરતો જાય છે આથી તે દેખાવા કરતાં સાંભળવામાં વધારે આવે છે. જ્યારે આપણે તેનું નિરીક્ષણ કરતા હોઈએ ત્યારે તેને થડ પાછળ ભરાઈ જવાની ટેવ છે. ક્યારેક તે 'ડગ્ ડગ્' જેવો અવાજ પણ કરતાં સાંભળવામાં આવે છે. લક્કડખોદના નખ પણ બહુ જ તીક્ષ્ણ હોય છે અને બે આંગળાં આગળ અને બે આંગળાં પાછળ રહે છે આથી તે કોઈ પણ સ્થિતિમાં એટલે ઊંધે માથે કે પડખાભર ફરી શકે છે. એ જ્યારે પોતાની ચાંચ થડ સાથે છીણી માફક ભટકાવે છે ત્યારે 'ટપ ટપ' અવાજ થાય છે.

આ લક્કડખોદ ઘણો ત્વરીત છે અને એને લઈને પોતાના ફરવાના તખ્તામાં પ્રજનન ઋતુમાં ફરી લે છે. તેની પસંદગી બાવળના વૃક્ષ ઉપર વધારે રહે છે. એ જ માફક ખીજડા ઉપર તે પ્રીતિ રાખે છે. ગુજરાત કચ્છ અને સૌરાષ્ટ્રમાં વસે છે અને કાયમી વસવાવાળા છે.

જાન્યુઆરીથી માર્ચ સુધી તેનો પ્રજનનકાળ છે. પોતાના કુટુંબના ઉછેર માટે તે ખીજડા બાવળ વગેરે વૃક્ષમાં પોતાની જાતે દોઢથી બે ઇંચનું કાણું પાડે છે. અને પાંચથી પંદર ફૂટ ઊંચું હોય છે. અને માળા માટેનો ખાડો છથી આઠ ઇંચ ઊંડો હોય છે. જેમાં ધોળાં ગોળ બેથી ચાર ઇંડાં મૂકે છે. દર વરસ પાછું એનું એ જ માળાનું કાણું વાપરતાં નથી પણ દર વરસ નવું જ બનાવે છે. પણ તે પેલા જૂના કાણાથી દૂર હોતું નથી. આ પંખી સૂકું વૃક્ષ પસંદ કરતું નથી, નરમાદા બંને માળાનું કાણું તૈયાર કરવામાં, સેવણીનું કામ બજાવવામાં અને બચ્ચાંનું પાલન કરવામાં સરખી ફરજ બજાવે છે. બચ્ચાં રંગે માદાને મળતાં હોય છે. પોતાનાં બચ્ચાંને લાકડું કોરી ખાવાવાળી જીવાત, ઉધઈ, કીડી, મંકોડી, કરોળીઆ અને ક્યારેક ફળ ફળાદિ ખવડાવીને ઉછેરે છે.

કાબરા લક્કડખોદને અંગ્રેજીમાં The yellow-Fronted Pied Wood-Packer કહેવાય છે.



અને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Dryo Bates Mahrattensis (Latham) એમ કહેવું જોઈએ.

### સોનેરી લક્કડખોદ

લક્કડખોદની તમામ જાત પ્રકૃતિએ આપણાં ઇમારતી લાકડાંને નુકસાન કરવાવાળી જીવાત જેને લાકડું કોરી ખાવાવાળી જીવાત કહેવામાં આવે છે તેના ઉપર મોટો અંકુશ છે અને આપણને સારું સડ્યા વગરનું ઇમારતી લાકડું મળે છે. સોનેરી લક્કડખોદ મેના એટલે કાબર કરતાં જરા મોટો કદમાં હોય છે તેની પીઠ સોનેરી અને માથે રાતી ચોટી આવે છે. નરની આ ચોટી બહુ ઘેરી રાતી હોય છે. અને ચહેરો કાળા ધોળા લીટાવાળો હોય છે. આંખો રંગે રાતી અને ચાંચ રંગે રાખોડી અને પગ રંગે ઝાંખા લીલાશ પડતા રંગના રહે છે. માદાનું માથું ધોળા તલકાંવાળું કાળું હોય છે. અને જે ઓડ ઉપર રાતો ડાઘો રહે છે તે બિલકુલ પાછળ રહે છે.

સોનેરી લક્કડખોદનો અવાજ 'કીક્ કીક્ કીક્ કીક' જલદી એક સાથે બોલાતો હોય છે. પણ પ્રજનન કાળ દરમિયાન આ પખી બીજા ઘણા નવી જાતના અવાજો કાઢતાં સાંભળવામાં આવે છે. સામાન્ય રીતે તેઓ જોડીમાં ફરે છે.

આ લક્કડખોદનો વસવાટ મોટાં વૃક્ષવાળાં વનોમાં છે જેનાં થડો ઉપર પેચ માફક ફરતાં ફરીને તેમાં ભરાઈ રહેલી જીવાત શોધતો હોય છે. તેમાં તે નીચેથી ઉપર બાજુ જાય છે. આ પંખી શરમાળ તો કહેવાય પણ તેના જુદા તરી આવતા અવાજથી તે તરત જ ઓળખાઈ આવે છે. તેઓ બનતાં સુધી હજુ ઊભાં હોય તેવાં જ વૃક્ષ ઉપર ચોટે છે. પણ ક્યારેક ઉધઈના રાફડા ઉપર ઊતરતાં દેખાઈ આવે છે. તેની ઊડાન સીધી અને ડુબકી મારતી જણાય છે. કાળા મંકોડાને વૃક્ષ ઉપર પકડીને પેટ ભરી લે છે. ક્યારેક પાકેલાં ફળનો માવો પણ ખાતાં જોવામાં આવે છે. લક્કડખોદનો સામાન્ય સ્વભાવ જ એવો કે જો આપણે તેનું નિરીક્ષણ કરતા હોઈએ તો તે સંતાતો ફરે છે.

ભારતના ઘણા ભાગોમાં થાય છે એ જ માફક ગુજરાતમાં અને સૌરાષ્ટ્રમાં ગીર અને આજુબાજુની આછી ઝાડીમાં દેખાય છે. ગીર અને ગીરનારના ડુંગરમાં તે હંમેશ વસવાવાળા છે.

માર્ચથી ઓગસ્ટ માસ સુધીમાં તે ઘણે ઊંચે થડમાં કાણું પાડીને બચ્ચાં ઉછેરે છે અને બે વખત બચ્ચાંનો ઉછેર કરે છે. તેના માળાનાં કાણાંની ઊંચાઈ આઠ ફૂટથી ત્રીશ ફૂટ સુધીની હોય છે. તેના કાણાની સામસામી બાજુ લગભગ ત્રણ ઇંચની થાય છે અને માળાને માટે અંદર પહોળું બનાવે છે. જેમાં તદ્દન સફેદ રંગનાં ત્રણ ઇંડાં મૂકે છે. અને નરમાદા બંને દરેક રીતે પોતાની ફરજ બજાવે છે.

સોનેરી લક્કડખોદને અંગ્રેજીમાં The Golden-Backed Wood Pecker કહેવાય છે. તેને વિજ્ઞાનિક રીતે ઓળખવા માટે Dinopium Benghalensis (Linn). એમ કહેવું જોઈએ.

### ભારતી નાનો લક્કડખોદ

ચકલી જેટલા કદનો ભારતી નાના લક્કડખોદના નરનો રંગ ઓડ ઉપર આછો કથ્થાઈ તેમાં નાનો રાતો ડાઘો રહે છે તે દૂરથી ભાગ્યે જ જોવામાં આવે છે. આંખ આગળથી ગરદન તરફ જતો એક આછો પીળો લીટો રહે છે અને કથ્થાઈ મોટો પટ્ટો તેની નીચે આવે છે. પીઠ ઉપર ઘેરા કથ્થાઈ અને ધોળા લીટા આવે છે. પેટાળનો રંગ મેલો સફેદ અને અંદર આછા કથ્થાઈ રંગની લીટીઓ રહે છે. ચાંચ અને પગનો રંગ રાખોડી હોય છે. અને આંખો પીળી રહે છે. માદાનો રંગ નર કરતાં હલકો કથ્થાઈ અને તેને પેલો રાતો ડાઘો હોતો નથી. નજરમાં આવતાં પહેલાં તેનો 'કીક્ કીક્ કીક્' અવાજ તરત જ સાંભળવામાં આવે છે. પણ તે એટલો જોરદાર હોતો નથી. તેનું થડ ઉપરનું ટપ ટપ જોરદાર નથી હોતું. બનતાં સુધી જોડીમાં ઊંચા વૃક્ષના વનમાં વસે છે. સ્વભાવે તે વૃક્ષમાં ઊંચે વસવા અને ચારો શોધવાનું પસંદ કરે છે. રાતના આરામ માટે તે



બહુ ખબરદારીપૂર્વક પોતાનાં કાણુંમાં પેસી જાય છે. તેનો આ બશીરો બહુ ઊંચે સડેલી ડાળીમાં હોય છે.

કચ્છમાં તેની વસ્તી નથી પણ ગુજરાત અને ગીરમાં તે વસે છે. જે જગ્યામાં વસતા હોય ત્યાં જ આખું વરસ વીતાવે છે. ગીરનારના વનમાં પણ છે પણ બીજે તે ભાગ્યે જ જોવામાં આવે છે.

એપ્રિલથી જૂન માસ બહુ ઊંચે વૃક્ષમાં પોતાની જાતે કાણું બનાવીને તેમાં સફેદ રંગનાં ચળકતાં ત્રણ ઈંડાં મૂકે છે.

ભારતી નાના લક્કડખોદને અંગ્રેજીમાં The Indian Rygmy Woodpecker કહેવાય છે અને Picoides Nanus (Vigors) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### કીડીઘર લક્કડખોદ

કાબર જેવડા કદના આ કીડીઘર લક્કડખોદનો રંગ એક સરખો કથ્થાઈ અને તાલકા ઉપર રાખોડી કથ્થાઈ રંગ રહે છે. પીઠ ઉપર ઘેરી કથ્થાઈ લીટીઓ આવે છે અને પેટાળમાં એક સરખો રતાશ પડતો કથ્થાઈ રંગ રહે છે. શાંગડીઆ કથ્થાઈ ચાંચ અને રતાશ પડતી કથ્થાઈ આંખ હોય છે. નરને આંખ નીચે બીજ આકારનો રાતો ડાઘ રહે છે. તેનો અવાજ 'કીક્ કીક્' જેવો લાગે છે. તેની સામાન્ય ખાસિયત તો બીજા લક્કડખોદને મળતી આવે છે.

ગુજરાતના ડાંગના જંગલમાં તેની વસ્તી છે. સૌરાષ્ટ્રમાં તેની વસ્તી નથી.

ફેબ્રુઆરીથી મે માસમાં તેઓ બચ્ચાંનો ઉછેર કરે છે. તેનો માળો તેઓ વૃક્ષમાં ઊંચે કીડીઓ વસતી હોય તેવો તેનો માળો જોઈ તેમાં તે કાણું પાડીને માળાની સગવડતા કરે છે. આવી રીતે જીવતા કીડીના માળામાં તે ત્રણ સફેદ રંગનાં ઈંડાં મૂકે છે જે એ ત્રણ દિવસમાં રંગે બદલાઈને આછાં કથ્થાઈ બની જાય છે.

આવા જીવતા કીડીના માળામાં પોતાનાં બચ્ચાં જરા પણ ઉચાટ વગર તે ઉછેરે છે. જ્યારે એવા માળાને આપણે અડકી ગયા હોઈએ તો તે કીડીઓ બીજાઈને આપણા ઉપર હલ્લો કરે છે. આ પણ પ્રકૃતિની એક અજાયબી ગણાય.

કીડીઘર લક્કડખોદને અંગ્રેજીમાં The Southern Rufus Woodpecker કહેવાય છે. અને Micropternus Brachyurus Jerdoni (Malherbe) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### લીલો લક્કડખોદ

કાબરના કદનો આ લીલો લક્કડખોદ રંગે પીઠ ઉપર લીલો અને કંઈ ચળકતો પીળો. શાંના પરમાં ઘેરા કથ્થાઈમાં ધોળી લીટીઓ આવે છે. પૂંછડીનો રંગ લીલાશ પડતો કથ્થાઈ નરને માથે અને ઓડે રાતો ચટક રંગ રહે છે જ્યારે માદાને કાળો રંગ માથા અને ઓડમાં રહે છે.

ભારતમાં તમામ જગ્યાએ એની વસ્તી છે. ગુજરાતમાં માઉન્ટ આબુ અને પાસેના ડુંગરાઉ વનોમાં તે થાય છે.

આ લીલા લક્કડખોદના માળાનું કાણું બે ઈંચ વ્યાસમાં હોય છે. અને ત્રણથી પાંચ ચળકતા ધોળા રંગનાં ઈંડાં મૂકે છે. બધાં લક્કડખોદની માફક તેનો પ્રજનનકાળ છે.

અંગ્રેજીમાં લીલા લક્કડખોદને The Scaly-Bellied Green Woodpecker કહેવાય છે. અને વિજ્ઞાનિક નામ છે Picus Myrmecophoneus (Stresemann).

### મોટો કાળો લક્કડખોદ

કાગડા જેટલા કદના આ કાળા લક્કડખોદનું તાલકું રાતું ચોળ અને એવો જ રંગ નીચલી ચાંચના મૂળમાં રહે છે. પીઠ અને પાંખનો રંગ કાળો, નીચલી છાતી અને પેટ ધોળું અને ડડ પણ ધોળા રંગની રહે છે. આવો રંગ હોવાથી તે ઊડે છે ત્યારે અમલખ રંગો લાગે છે. આંખનો રંગ પીળાશ પડતો અને ચાંચ સીસાંના જેવા રાખોડી રંગની હોય છે. માદાનો રંગ નરથી તેના કપાળ ઉપર કાળો રંગ અને રાતી ચોટી પાછળના તાલકા ઉપર આવે છે અને

ગાલ ઉપરના રાતા ડાઘા પણ હોતા નથી.

આ લક્કડખોદનું કદ અને તેનો અબલખ રંગ હોવાથી તે ઘણો આકર્ષક લાગે છે. મોટી ઊંચી વનરાજીવાળાં વનો તેનાં વસવાનાં ઠેકાણાં છે. જોડીમાં ફરતાં એક બીજાને બોલાવ્યા કરે છે. તેનો અવાજ લાંબા પગના (બ્લેક વીન્ગેડ સ્ટીલ્સ) અવાજને મળતો આવે છે અને કયારે ખીખીયાટો પણ કરે છે. તે બહુ જ જોરથી પોતાની ચાંચને થડ સાથે પછાડે છે. અને તે 'ટુક ટુક ટુક્' એકદમ બોલી જાય છે.

પશ્ચિમ ઘાટ અને તાપી વેલી, ડાંગનાં વનોમાં તે વસે છે. જ્યાં વસે છે ત્યાં હંમેશ રહેવાવાળો છે.

તેનું માળાનું કાણું ૭ ઈંચના વ્યાસ અને તે માર્ચથી જુલાઈ સુધીમાં જોવા મળે છે. ત્રણ ચાર ધોળાં ઇંડાં મૂકે છે.

મોટા કાળા લક્કડખોદને અંગ્રેજીમાં The Great Black Woodpecker કહેવાય છે. અને તેનું વૈજ્ઞાનિક નામ Dryocopus Javensis hodgsoni (Jerdon) એમ કહેવું જોઈએ.

### શ્યામદિલ લક્કડખોદ

બુલબુલના કદના આ લક્કડખોદના નરનું તાલકું કાળા રંગનું જ્યારે કપાળ પર બહુ મજાનાં ધોળાં તલકાંનું ચિત્રામણ આવે છે. કડ પીળાશ પડતી ધોળી બાકીના ઉપરના ભાગો અને ચોટી કાળા રંગની રહે છે. પાંખને ઢાંકતાં પીછાંનો રંગ ઘાસરંગો પીળો અને તેમાં હૃદયના આકારનાં ટપકાં જોવામાં આવે છે. પેટાળ લીલાશ પડતું કથ્થાઈ હોય છે. માદાના તાલકાનો રંગ પીળાશ પડતો ધોળો અને પાંખ ઢાંકતાં પીંછાંનો રંગ ઘાસરંગો હોય છે. ચાંચનો રંગ કાળો રહે છે.

આછા વનમાં વસવાનું પસંદ કરે છે અને ત્યાં પણ ઉપલી ડાળીઓમાં જોડીમાં ફરવાનું પસંદ કરે છે.

પશ્ચિમઘાટ, ડાંગ, સોનગઢ (દક્ષિણ ગુજરાત)માં તેની વસ્તી છે. રહેવાસી પંખી છે.

જાન્યુઆરીથી માર્ચ માસ સુધી તેનો પ્રજનન કાળ છે. તેનું માળાનું કાણું બહુ ઊંચે વૃક્ષ ઉપર જોવામાં આવે છે.

શ્યામદિલ લક્કડખોદને અંગ્રેજીમાં The Heart-Spotted Woodpecker કહેવાય છે અને Hemicircus Canente Canente (Lesson) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### કેશરી પીઠનો સોનેરી લક્કડખોદ

કાબરથી મોટા કદના કેશરી પીઠના સોનેરી લક્કડખોદની કડનો રંગ ચળકતો રાતો હોય છે. આ જાતને લીલાશ પડતો સોનેરી અથવા ઝાંખો સોનેરી રંગ પીઠ ઉપર હોય છે અને માદાને તાલકામાં ધોળો ડાઘ હોય છે અને નરને તાલકું રાતા રંગનું હોય છે.

દક્ષિણ ગુજરાતથી દક્ષિણ ભારત સુધીનાં વનોમાં તે જોવામાં આવે છે.

ડિસેમ્બરથી મે માસમાં તેઓ ત્રણ ઈંચના વ્યાસનું વૃક્ષના થડમાં કાણું પાડે છે. અને જો કાંઈ તકલીફ ન આવે તો દર સાલ તે જ માળાનો ઉપયોગ કરે છે.

કેશરી પીઠના સોનેરી લક્કડખોદને અંગ્રેજીમાં The Malherbe's Golden-Backed Woodpecker કહેવાય છે. અને Chrysocolaptes Lucidus Chersonesus (Kloss) એ એનું વિજ્ઞાનિક નામ છે.

### કાળી પીઠનો લકકડખોદ

કાબર કરતાં જરા મોટા કદના આ લક્કડખોદનો રંગ સોનેરી પીઠના લક્કડખોદથી તેની પીઠ ઉપર આવતા અને સારી પેઠે જણાતા ધોળો ડાઘ અને કંઠ ઉપર પણ ધોળો ડાઘ હોવાથી તરત જ જુદો પડે છે. ગાલ ઉપર કાળી પટ્ટીઓ રહે છે. જ્યારે માદાને તાલકા ઉપર નારંગી કે પીળો રંગ રહે છે અને નરને રાતો ચોળ રંગ તાલકા ઉપર હોય છે.

આ લક્કડખોદ ગુજરાતના ડાંગમાં અને આખા ભારતનાં વનોમાં વસે છે. જ્યાં વસે છે ત્યાં રહેવાસી પંખી જ છે.

ગુજરાતના ડાંગમાં જણાતા આ બધા લક્કડખોદ માટે





'સેવકરામ'

# યજ્ઞ-હવનથી વરસાદ થાય ખરો !

ખેડૂતોને મન વરસાદ એટલે સોનું. વરસાદ વિના પાક ન થાય. અને પાક વિના ખેડૂત નભે નહિ. એટલે જ ગામડાંઓ હજુય વરસાદ માટે યજ્ઞ-હવનમાં માને છે. પણ એથી શું વળે...

કદાચ તરસી અને તપતપતી ધરતીયે પ્રતીક્ષા નહિ કરતી હોય એવી કાગડોળે મેઘની પ્રતીક્ષા ખેડૂત કરે છે. કદાચ વર્ષા જ ખેડૂતની દેવી હશે. એ દેવી પ્રસન્ન થાય એટલે ખેડૂતનું મન આનંદવિભોર બની થૈ થૈ કરી નાચી ઊઠે.

પણ વર્ષાદેવી એમ ક્યાં આસાનીથી રીઝે એવી છે! આ બાજુ શરૂમાં દોઢ બે ઇંચ વરસાદ પડી ગયો. ખેડૂતોએ હોંશે હોંશે બાજરી-કઠોળનું વાવેતર કર્યું. બાજરી ઊગીયે ખરી.

પણ વરસાદ હાથતાળી આપીને ગયો એ ગયો. બે અઠવાડિયાં—ત્રણ અઠવાડિયાં વીતી ગયાં પણ વરસાદનું ફોરુંયે પડતું નથી. આકાશ સવારથી ઘેરાયેલું રહે છે. વાદળ એવાં તો ઘેરાયેલાં હોય છે કે એમ જ લાગે કે આજે તો જરૂર તૂટી પડશે. પણ દક્ષિણ દિશાનો પવન ફૂંકાવા માંડે. પવન પણ ઠરો વાય. ઉકળાટ તો દેખાય જ નહિ...એટલે અનુભવીઓ તો કહે : 'આ ચેનચાળા ખોટા છે. સવારથી વાદળ ઘેરાઈ જાય એ તો ખાલી દેખાડો છે...એમ ટીપુંયે ન પડે.'

ને થયું પણ એમ જ. આજે આવશે, કાલે આવશે એવી આશામાં ખેડૂતો મીટ માંડી રહ્યા હતા. પણ વરસે તો ને! પાક પણ સૂકાવા માંડ્યો. કપાસ અને એરંડા વાવવાની મોસમ પણ વીતવા માંડી. ખેતરો ખેડીને તૈયાર કર્યાં હતાં. જુવારનું વાવેતર પણ કરવાનું હતું. પણ વરસાદ ક્યાં છે?

એમાંયે વળી વગડામાં ઘાસ થયું નહોતું! ઢોર શું ચરે! પાણીયે ક્યાં પીએ! તળાવડાંમાં થોડુંક પાણી ભરાયું હતું તેયે તરસી ધરતી પી ગઈ. વગડામાં ઢોર પીવે પણ શું? ભારે આપદા થઈ હતી. જોઈએ ને કકળાટ થાય.

ખેડૂત બિચારો શું કરે! મોં વકાસીને આકાશ સામે તાકી રહે. વર્ષા એ જ જીવન હતું. એ જ તેની સંજીવની હતી. વરસાદ પડે તો જ પાક બચે અને ખેડૂત પણ જીવે અને વરસ સુધરી જાય. પણ વરસે તો ને!

જ્યોતિષીઓની આગાહીઓ પણ ખોટી પડવા માંડી હતી. ખેડૂતોની શ્રદ્ધા ઓસરતી જતી હતી. શું કરવું એ કંઈ સૂઝતું નહોતું. અને લોકોમાં જાતજાતના તર્ક વિતર્ક થતા હતા.

કોઈ કહેતું હતું :

'હું આજ ગાડીમાં આવતો હતો તે વાતો થતી હતી કે એક બાબાએ વરસાદને બાંધ્યો છે. એ ગાંઠ છોડે તો જ વરસાદ પડે.'

તો વળી કોઈ કહેતું હતું :

'આ તો ભગવાન લોકની આંખ ઉઘાડે છે. આટ-આટલી લપડાકો મારે છે છતાં જે લોકો ભગવાનનો ડર ના રાખે તો એયે શું કરે!'

---

જે વર્ણન આપ્યું છે તે વર્ણન ના૦ કુમારશ્રી ધર્મકુમાર-સિંહજી સાહેબના સૌરાષ્ટ્રના પંખીઓમાંથી લીધેલ છે. મેં આમાંના કેટલાક લક્કડખોદ દક્ષિણ ભારતનાં વનોમાં જોયા છે.

પ્રકૃતિએ આ પંખી બનાવીને ઇમારતી લાકડાની પૂરી સંભાળ રાખી છે. કારણ કે લક્કડખોદ જ આવાં વૃક્ષની છાલ અને ચીરાડામાં ભરાઈને કોરનારી જીવાત પોતાની પીંછી જેવી જીભથી કાઢી લઈને પોતાનું પેટ ભરે છે એથી આવી જીવાતની ઉપર મોટો અંકુશ આ પંખી જ રાખી શકે છે. એ પ્રમાણે લક્કડખોદની જાત માનવ ઉપર મોટો ઉપકાર કરતાં હોય એમ જણાય છે.

☆



'ભાઈ, કહેનારે ખરું કીધું છે, પરથવી પર પાપનો ભાર વધી જાય તાણે કુદરત રુઠે છે. કાં તો છપના જેવોયે દુકાળ પડે, એ વખતેયે પહેલાં આટલો તો વરસી ગયો હતો. પછી ગયો એ ગયો. આખું ચોમાસુ વીતી ગયું પણ નાં પડયો તે નાં જ પડયો. આનાગે ચાળા તો એવા જ છે' ઘૈડીઆ વળી આવા ઉદ્‌ગાર કાઢતા હતા.

ને પેલા પુરાણીઓ અને પૂજારીઓ લોકોને યજ્ઞ કરવા, નિવેદ કરવા, માતાજીને અને પ્રભુને રીઝવવા માનના માનવા તરેહતરેહની વાતો કરતા હતા. એક ગામમાં તો ચોવીસ કલાકની અખંડ ધૂન પણ થઈ હતી. એક મુખીએ માતાજી આગળ જઈ માનતા માની હતી કે વરસાદ થશે તો એ માતાજીના નામનાં નિવેદ કરાવશે અને ગામ ચૂંદડી ચડાવશે.

ને એક ગામમાં તો એક ભક્ત મહારાજે યજ્ઞ શરૂ કરવાની હિલચાલ પણ શરૂ કરી. ગામના આગેવાનો લગભગ સંમત થયા હતા. લોકો તો બિચારા એવા કાયર થઈ ગયા હતા કે શું કરે? જે કાગડોળે વરસાદની પ્રતીક્ષા કરતા હોય તે આવા પ્રલોભનોમાં ન ખેંચાય એ જ નવાઈ! ને આમે ધર્માંધતા તો ગામડાંમાં ખીચોખીચ પડેલી જ છે. તક મળ્યે પુરાણીઓ, પૂજારીઓ, ભક્તો અને બ્રાહ્મણો લાભ લેવા નીકળીયે પડે છે.

આ ઉનાળામાં જ એક ગામમાં બ્રાહ્મણોએ શાંતિ-યજ્ઞ કરાવેલો. ગામમાં અને ચોમેર શાંતિ છવાઈ ગઈ કે નહિ એ તો એ લોકો જાણે. પણ યજ્ઞ નિમિત્તે બીજાં લોકો હેરાનપરેશાન થઈ ગયાં.

પહોંચવાળા યજ્ઞ કરાવે. એની જાહેરાત થાય એટલે લોકો દર્શન કરવા ઊમટે. સગાંસંબંધીને ત્યાં સૌ ધામા નાખે. એ યજ્ઞ શરૂ થયો ત્યારથી લોકોને ઘેર પાંચથી દસ મહેમાન તો હોય જ. બેત્રણ જાય અને પાંચ આવે, પાંચ જાય અને સાત આવે. રોજ મહેમાનોને જમાડવા પડે. ગરીબ ગરબાં આ મોંઘવારીમાં કેવી રીતે આટલો ભાર સહી શકે! અરે ગામમાં પાશેરનું ઘી પણ મળતું નહોતું. ત્યારે યજ્ઞનું ખર્ચ તો જે થયું હોય અને જે ઘી પણ હોમાયું હોય એ ખરું, પણ લોકોને ઘેર દસ દસ શેરથી અડધો મણનું આંધણ મુકાઈ ગયેલું. સરેરાશ ઉંબરાદીઠ પચાસથી પંચોતેરનું આકસ્મિક ખર્ચ થયેલું. યજ્ઞ નિમિત્તે ગામમાં જ પંદરથી વીસ હજાર આ રીતે ખર્ચાઈ ગયા. એટલે યજ્ઞનું નામ પડતાં પહોંચ વિનાના લોકોનો જીવ ઊંચે આવી જતો. એક તો નબળું વર્ષ, કોઠીયે ખાલી થઈ ગઈ હોય ને ઉપરથી મહેમાનોને ખવરાવવાનું ખર્ચ.

એટલે તો યજ્ઞનું નામ પડતાં યુવાન કાર્યકર ભાઈ મારી પાસે આવ્યા. તેમણે યજ્ઞનું ધતિંગ લઈ બેઠેલા બ્રાહ્મણો પ્રત્યે પુણ્યપ્રકોપ ઠાલવતાં કહ્યું :

'સેવકરામ! આ બ્રાહ્મણોને કોઈ કહેનાર મળશે કે નહિ? એમનું તરભાણું ભરવા જુઓને લોકોને ધરમને નામે ઠગી રહ્યા છે. એ લોકોએ મોટા મોટા વિશ્વશાંતિ યજ્ઞો કર્યા. તો તેના ફળ રૂપે જગતમાં શાંતિ થવી જોઈએ કે નહિ? પણ અમદાવાદમાં, લોદ્રામાં મોટો યજ્ઞ થયો એ પછી તો ચીન અને પાકિસ્તાન સામેની સ્થિતિ વધુ વણસતી જાય છે. કેમ શાંતિ થતી નથી? લોકો તો અંધશ્રદ્ધાળુ છે. એ કદી પરિણામ જોતા નથી કે આટઆટલા યજ્ઞ હવનો થયા, ઘી હોમાયું અને મંત્રોના જાપ થયા તો પછી ધરતી પર કેમ શાંતિ ઊતરતી નથી?

અષ્ટગ્રહ યુતિ થશે ત્યારે મોટો પ્રલય થશે, પૃથ્વી રસાતાળ થશે એવી ઘણી વાયકાઓ ચાલી હતી. પણ એમાંનું કંઈ ન થયું. કુદરતના ક્રમને અંધશ્રદ્ધામાં ખપાવવો એ જ મોટી છેતરપિંડી છે.

હવે વરસાદ નથી આવતો તો લઈ બેઠા છે કે યજ્ઞ કરાવો તો મેઘરાજા રીઝે. જો યજ્ઞથી જ મેઘ મળતો હોય તો લ્યો ને ગામેગામ યજ્ઞ કરાવીએ! પણ યજ્ઞ કરવા છતાં મેઘ ન આવે તો!

ને ત્યાં ચેરાપુંજીમાં કોણ યજ્ઞ કરવા જાય છે? કેમ ત્યાં પાંચસો છસો ઇંચ વરસાદ પડે છે! પૂર આવે છે ત્યારે કોણ યજ્ઞ કરવા જાય છે? યજ્ઞ હવનથી





વરસાદ આવતો હોય તો ધરતી પર કદીયે દુષ્કાળ ન પડે. પણ એવું બન્યું નથી. અગાઉ પણ મેઘરાજાને રીઝવવા હવન કરાવેલો. પણ વરસાદ નહોતો આવ્યો. એ લોકોની કોઈક તો કાનબુટ્ટી પકડો કે હવન કરાવવાથી વરસાદ પડશે એવી તમે કોઈ ખાત્રી આપો છો ખરા ?

સેવકરામ ! આ વિજ્ઞાનયુગમાં બ્રાહ્મણો લોકોને ઊંધાં ભણાવે અને ખોટા ખર્ચામાં ઉતારે છે એ જોયું જતું નથી. તમને બોલાવવા આવ્યો છું. ગામલોકોને સમજાવો તો સારું. નહિ તો જો યજ્ઞ કરશે તો ગામનાં ગરીબ ગરબાંનો મરો થશે. આ તો દાઝ્યા પર ડામ દેવા જેવું થશે અને લોકની કેડો ભાંગી જશે. '

એ ભાઈનો આવેશ સકારણ હતો. કથાકીર્તન કરે, પ્રભુનામ સ્મરણ કરે કે રામધુન કરે એ ઠીક વાત છે. જેમને શ્રદ્ધા હોય એ ભલે પ્રભુનું કીર્તન કરે. પ્રભુનું નામ લેવામાં કંઈ ખોવાતું નથી અને કોઈને કંઈ નુકશાન નથી. પણ યજ્ઞની વાત લોકો પર અંધશ્રદ્ધાનો લાભ લઈ લાદવી એ બરાબર નથી. ધર્મનું આચરણ કે પ્રભુભક્તિ એ કોઈ ભૌતિક વસ્તુની પ્રાપ્તિ માટે નથી. એ તો મનથી, ચિત્તથી, આત્માની શાંતિ માટે છે. પ્રભુ, હું તારું નામ હજાર વાર બોલો તો તું હવે મને શ્રીમંત બનાવી દે કે આ ધંધામાં કમાવી આપ કે આ ચીજની પ્રાપ્તિ કરાવી આપ... એવી શરતી ભક્તિ કદી ફળે ખરી ? એ ભક્તિ જ નથી પણ લાલચ છે, સોદો છે, વેપાર છે. ભગવાન કદી એવી ભક્તિ સ્વીકારતો પણ નથી. એ તો ભૌતિક સાધનસામગ્રી પરહરવાની વાત કરે છે. જે છોડવાનું છે એ જ માગો તો એ આપે ખરો ? એટલે તો કોઈ કહે કે પ્રભુ, અમે યજ્ઞ કર્યો, તું હવે અમને વરસાદ આપ. માતાજી અમે પાડો વધેર્યો, હવે તું અમને ધન આપ, અમે દીવો કર્યો હવે અમારી કામના પૂરી કર.........આવી શરતી ભક્તિ કદી ફળે ખરી ?

આજના બુદ્ધિ અને વિજ્ઞાનના યુગમાં કોઈ યજ્ઞના નામે વરસાદ લાવવાની વાતો કરે તે કેમ કરી ગળામાં ઊતરે ?

હું એ ગામમાં ગયો. મેં લોકોને કહ્યું:

'તમે થોડો તો વિચાર કરો ? ત્રણ વર્ષ પહેલાં તમારા ગામમાં યજ્ઞ થયો હતો. એવડો મોટો યજ્ઞ કર્યો તો પછી દુષ્કાળ શાનો પડે ! ને વરસાદ તો જે ગામ યજ્ઞ કરે એ ગામમાં પડે અને જે ન કરે ત્યાં ન પડે એવું બને છે ખરું ?

જો યજ્ઞથી આપણાં કામ થતાં હોય તો એમ કરીએ : તમે યજ્ઞ કરો ને સંકલ્પ કરો કે મારા ખેતરમાં જે પાકશે એમાંથી અડધી આવક ધર્માદા કરીશ. પછી તમે ખેડવા ન જાઓ, વાવવા ન જાઓ તો કંઈ પાકે ખરું ? યજ્ઞ કરવાનો તે આ યજ્ઞ કરવાનો. જે આપણા હાથમાં છે તે આપણે કરી છૂટીએ. પરિણામ પ્રભુ પર છોડીએ. કામમાં ચોરી ન કરીએ, કંઈ ખામી ન રાખીએ, પસીનો પાડીને તનતોડ મહેનત કરીએ...તો પ્રભુ તેનો બદલો આપ્યા શિવાય નહિ રહે. આપણા માટે એ યજ્ઞ છે. હોમ હવન કરવાથી જો માગ્યા મે વરસતા હોત તો આ ભૂમિ પર છપના જેવો દુકાળ પડે ખરો ? યજ્ઞથી શાંતિ છવાતી હોય તો દુનિયામાં લડાઈઓ થાય ખરી ? એટલે આ બધામાં થોડોક બુદ્ધિથી વિચાર કરવો જોઈએ.'

મારી દલીલ ઘરડાં મગજમાં ઊતરતી નહોતી. એ બબડાટ કરતાં હતાં :

'ત્યમ ઋષિમુનિઓ યજ્ઞ કરતા હતા ? શાસ્ત્રોમાં યજ્ઞ કરવાનું લખ્યું હશે તે ખોટું હશે ? આપણા લોક એ ભૂલી ગયા છે એટલે જ મેઘરાજા રુઠ્યા છે.

'સેવકરામ ! તમે ભણેલાની વાદે ગમે તે કરો, પણ એટલું નક્કી કે ધરતી પર પાપ વધી ગયું છે એથી જ આવાં વરસ આવે છે.'

'હા, પાપ વધી ગયું છે એ સાચું. પણ યજ્ઞ કરવાથી પાપ ઓછાં થાય કે પાપ ન કરવાથી ઓછાં થાય ? ગામ યજ્ઞ કરાવે પણ એ દિવસથી પાપ ન

કરવાનું કોઈ પાણી મૂકે છે ખરું ? ગામ નક્કી કરે છે કે કોઈ ઘીમાં ભેળસેળ નહિ કરે ! કોઈને છેતરીશું નહિ ! કદી જૂઠું નહિ બોલીએ. કોઈની લાગણી દુભાય એવું કામ નહિ કરીએ. હમેશાં ન્યાયનો પક્ષ કરીશું અને કદી અન્યાયમાં ઊભા નહિ રહીએ. ચાલો સૌ નીતિપરાયણ સહચારી જીવન જીવવાનો સંકલ્પ કરો...જરૂર પાપ ઓછાં થશે. એ રસ્તે તો તમારે જવું નથી. સૌને આંટકાંટ કરીનેયે પૈસો મેળવવો છે, ભેળસેળ કરવી છે, સાચાંજૂઠાં કરવાં છે ...ડગલે ને પગલે અનીતિ આચરવી છે ને પછી યજ્ઞ કરવો છે. યજ્ઞ હવન કરવાથી પાપ ધોવાઈ જાય કે નીતિપરાયણ જીવન જીવવાથી ?'

'એ તો બધુંયે સાચું ! પણ આ વરસ બગડી રહ્યું છે એની વાત કરો ને ! સૌનું મન છે કે યજ્ઞ કરાઈએ. બધાંને મહારાજમાં આસ્થા છે.'

'તમને સૌને મહારાજમાં આસ્થા છે ને !'

'છે જ તે વળી, મહારાજ કાંઈ ખોટું કે' ?'

'તો એમ કરીએ ! એકલા વરસાદ માટે જ શું કરવા ? આખું વરસ સારું જાય, સારો પાક ઊતરે એ માટે જ યજ્ઞ કરાવીએ તો !'

'એ તો એ માટે જ યજ્ઞ કરાવવાનો છે ને !'

'બરાબર, હું પણ ચાલો તમારી સાથે થાઉં. જો મહારાજ ખાત્રી આપતા હોય કે યજ્ઞ કરાવવાથી સારો પાક ઊતરશે ને ?'

'મહારાજ તો કહે છે જ ને !'

'તો આપણે સૌ મહારાજને મળીએ, એમની સાથે શરત કરીએ કે તમે બડી ધામધૂમથી યજ્ઞ કરો. જેટલા મંત્રો બોલાવવા હોય એટલા બોલાવો ! જો વરસ સોળઆની પાકે તો યજ્ઞમાં જે ખર્ચ થાય એના બમણા કરીને ગામ આપે.'

'હા......સેવકરામની વાત તો બરાબર છે. મહારાજ કહે એમ કરીએ......જો વરસ સોળ આની પાકતું હોય તો ?'

'એમ તો મહારાજ કેવી રીતે બંધાય ?'

'તો પછી ગામ શું કરવા બંધાય ? યજ્ઞ કરવાથી ફળ મળતું હશે તો ગામને મળશે. એમાં મહારાજને પણ ફાયદો છે. કારણ કે એમને બમણા પૈસા મળશે. એ કહે છે એમ થતું હોય તો એમને ગુમાવવાનું તો છે નહિ !'

ને ગામના યુવાનો મારી આ વાત લઈ બેઠા. જો મહારાજ આવી ગેરંટી આપતા હોય તો ભલે એમના ખર્ચે યજ્ઞ કરે અને વરસ સોળ આની પાકે તો બમણા લઈ લે.

મહારાજની સાથે ભેટો ન થયો. થયો હોત તોયે એ કદીયે આવી શરત ન સ્વીકારત. કારણ કે જો યજ્ઞ કરવાથી કે કરાવવાથી માગી ફળપ્રાપ્તિ થતી હોય તો મહારાજની આ દશા જ ન રહી હોત ! એ શું કરવા ફળપ્રાપ્તિ જતી કરત ?

પણ પ્રભુએ સૌના પર મહેર કરી. આ ચર્ચા થઈ એના ત્રીજા જ દિવસે વર્ષા ધરતી પર ઊતરી આવી. જાણે સંજીવની છંટાઈ અને મરવા પડેલા મોલને જીવન મળ્યું.

ત્યારે લોકો ગેલમાં આવી ગયા હતા. સૌની આંખોમાં આનંદ આનંદ ઊભરી રહ્યો હતો. ધરતીયે મઘમઘી રહી હતી. આકાશ અને ધરતી સંધાઈ ગયાં હતાં.

છોકરાં ગોકીરો કરતાં પગ્સાળમાં નહાઈ રહ્યાં હતાં. રેલ્લા પૂછડું ઊંચું કરી દોડાદોડ કરી રહ્યા હતા. લોકોયે કલશોર કરી રહ્યા હતા.

કરે જ ને.........ધરતી પર સોનું વરસી રહ્યું હતું. ખેડૂતો ખુશખુશાલ થઈ ગયા હતા. યજ્ઞની વાત પણ પાણીના રેલા સાથે ખેંચાઈ ગઈ. પણ મુખીએ મેઘરાજાની પધરામણી થઈ એની પધરામણીમાં ગામમાં સાદ પડાવી લાડવા કરાવ્યા.

ને મેઘથી ધરતીની જ નહિ, લોકોનીયે આંતેડી ઠરી હોય તેમ હોંશે હોંશે લાડવા કર્યા.

ધરતી રસબસ થઈ ગઈ હતી. ખેતરો હસી રહ્યાં હતાં. વગડો મલકી રહ્યો હતો અને ખેડૂતોનાં હૈયાં પાછાં

ફલ્ટન ઓર્સ્લર

# સોનેરી સાહસ

માણસની ઇચ્છાઓ જ્યારે વણતોષી રહે છે ત્યારે તે મરણિયા પ્રયત્નો કરે છે. અને ખરેખર મરણને મુઠ્ઠીમાં લેનાર જ ઇચ્છાને સંતોષી શકે છે. શ્રી છોટાલાલ ગા૦ કામદારે અંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં ઉતારેલી આ પણ આવો બોધ સાંપડે છે જે દરેકને સરખો પ્રિય થઈ પડે...

જે સમયે હું બાલ્ટીમોરમાં યુવાન વૃત્તાંતનિવેદક હતો ત્યારે અમેરિકાના સ્વયંસેવકોના સ્થાનિક આગેવાન જ્હોન લોગન સાથે સ્પેરોઝ પોઇંટ પર માછલાં પકડવા જતો. જ્હોન સૌમ્ય લાલ ચહેરાવાળો, સહૃદયી જબરો માણસ હતો. તે અનેક વખત અમારા ધોલકામાં આવતો અને પોતાની મોટી, કાળી કિનારવાળી ટોપીમાં સંતાડીને રાખેલ ડૉલરની નોટો ચાવી જતો. ગરીબીમાં પૂરાં એંસી વર્ષ સુધી કામ કરી કેપ્ટન લોગન થોડા વખત પહેલાં જ મૃત્યુ પામ્યો. તેનાં સ્મરણોનો તો ભંડાર છે, પરંતુ મારી દૃષ્ટિએ તો નાતાલની સાંજે ભાગી જનાર રખડુનું પરાક્રમ તેના અનુભવનું મોતી છે.

જ્યારે વૃદ્ધ 'પુટએક' પેટેને ભારખટારાનો અકસ્માત થયો, ત્યારે આની શરૂઆત થઈ. 'પુટએક' એટલે એક પીપમાં જુદા જુદા પીણાનો કચરો નાખવો તે. ગરીબ ગ્રાહકોને તે પાંચ સેન્ટના ગ્લાસ લેખે વેચવામાં આવતો હતો. આ ઉત્તમ (?) પીણાના કેફમાં તે રસ્તા પરના વાહનોની અડફેટમાં આવી ગયો અને પાછળથી તેને હૉસ્પિટલમાં ખસેડવામાં આવ્યો. ડૉક્ટરોએ માથાં ધુણાવ્યાં, તેને પાટા બાંધ્યા અને ત્યાંથી તેને રજા આપી. પણ લોગન નજીકમાં હોઈ પોતાના અનાથગૃહમાં તેને લઈ ગયો. આ અનાથગૃહ લેકિસંગ્ટન માર્કેટથી બહુ દૂર નહોતું. બીજે દિવસે લોગન પેટેને તેના ભવિષ્ય સંબંધી વાત કરવા લાગ્યો.

'પેટે, તારે જાણવું જોઈએ કે ડૉક્ટરો કહે છે કે તું હવે ઝાઝો સમય આ જગતમાં રહી શકે તેમ નથી. બહુ મોડું થયા પહેલાં તારા હૃદયને ખાલી કરવું તને વધારે ઠીક નથી લાગતું ?'

પેટેએ ત્રાસ પમાડે તેવી દૃષ્ટિથી કહ્યું : 'મેં કદી કોઈનું બૂરું કર્યું નથી.'

'કદી કોઈનું ભલું કર્યું છે ?'.

'કેપ્ટન, હું નથી ધારતો કે કર્યું હોય.'

'કંઈ નહિ. તું જાણે છે કે હજુ બહુ મોડું થયું નથી. તે તને 'ઉપર ઊંચે' મદદ કરે.'

હું ધારું છું કે વૃદ્ધ પેટ 'ઉપર ઊંચે' હવે બહુ દૂર નથી તેના પર વિચાર કરતાં વધારે ને વધારે ચિંતાગ્રસ્ત થવા લાગ્યો. નાતાલની સાંજે અંધારામાં તે ત્યાંથી ગુપચુપ શેરીમાં સરકી ગયો અને ચાલવા મંડ્યો. પાછળથી કેપ્ટન લોગનને ખબર પડી કે, ચાલી જવા પહેલાં પેટે પોતાના ગળાની આસપાસ દોરીથી ટીંગાડેલ થેલી ખોલી હતી. અણીને વખતે ઉપયોગ થઈ શકે તે માટે તેની બધી મિલ્કત તેમાં સંતાડેલ પડી હતી. પણ હવે તેને વિચાર આવ્યો કે જો હું કોઈ દુઃખીને મારી આ મિલ્કત આપી દઉં તો તે સારું કાર્ય થશે અને શાશ્વત ન્યાયની અદાલતમાં પોતાના બચાવમાં તે તેનો નિર્દેશ કરી શકશે. હજુ તેને તક હતી.

ધ્રૂજતાં અને તમ્મર ખાતાં તે ઝાકળવાળા નાના રસ્તા પરથી, ઝળહળના પ્રકાશવાળી દુકાનોવાળા રસ્તા પર આવ્યો. તેનું સર્વસ્વ તેની બંધ હથેળીમાં હતું. તરત જ તે ટોળાની અધવચ્ચે પહોંચ્યો. તેની ચીપડા-

---

નાચી ઊઠતાં હતાં. આવું કિલ્લોલતું વાતાવરણ જોઈ કોની આંખ ન હરખાય ?

ત્યારે મને થયું......મહારાજ લોકોને એમ તો નહિ કહેતા ફરતા હોય ને કે તેમણે યજ્ઞની વાત કરી એટલે મેઘરાજા રીઝયા !

આ ગામડાંને અંધશ્રદ્ધાથી કેવી રીતે બચાવવાં ?



વાગી, ઝાંખી આંખો વડે તે દરેક વ્યક્તિ પ્રત્યે વેધક દૃષ્ટિ ફેંકતો હતો. પરંતુ આખા આનંદી ટોળામાં કોઈ દુઃખી હોય તેમ દેખાયું નહિ. બધા લોકો પાસે દોરીથી તથા તહેવારના આવેષ્ટનોથી વીંટળાયેલ સુંદર બંડલો હતાં. તેઓ હસી હસીને વાતચીત કરતા હતા. તેના તરફ નજર નાખવાની કોઈને ફુરસદ નહોતી. એક છોકરી બ્રેસલેટ, નેકલેસ તથા ઝગઝગાટભરી વીંટીઓની દુકાનની બારી પાસે ઊભીને તાકીને અંદર જોતી હતી. તેની પાસે તે એક વખત અટકીને ઊભો. તેણે કહ્યું: 'માફ કરજો બે'ન, પણ તમે...?'

તેણે તેના પ્રત્યે ભયપૂર્ણ દૃષ્ટિ નાખી.

તેણે બૂમ પાડીને કહ્યું: 'હું ચીસ પાડી ઊઠું ત્યાર પહેલાં મારી પાસેથી ચાલ્યો જા.'

તેણે અજાણ્યા સાથે વાતચીત કરવાનો ત્રણ વખત પ્રયત્ન કર્યો પણ તે ચાટ પડ્યો. ચીંથરાં અને પાટાઓને અંગે પોતાનો દેખાવ કેવો ભયાનક હતો તેની પેટેને જાણ નહોતી. એક પોલિસે ખૂણા પાસે તેને ઊભો રહેતો જોઈને ત્યાંથી ચાલ્યા જવાનો તેને હુકમ કર્યો.

હૃદયમાં સંપૂર્ણ નિરાશા લઈને, પેટે આખરે પાછળની ગલીમાં ગયો. ત્યાં ખૂબ શાંતિ હતી. હવે તે ખૂબ થાકી ગયો હતો. એક જૂના દેવળનાં પગથિયાં પર નિઃશ્વાસ નાખી તેણે પડતું મૂક્યું અને મૂંગા મૂંગા રાત્રિ તરફ તાકતો ત્યાં બેઠો.

જ્યારે તેણે એક અવાજ સાંભળ્યો ત્યારે તેને ઠંડી લાગતી હતી અને તેને માંદગીની અસર વર્તાતી હતી. વાંસળીમાંથી આવતો હોય તેવો નાના બાળકનો અવાજ લાગતો હતો. વૃદ્ધ મનુષ્યે ધીમેથી એક બાજુ ફરતાં પોતાની પાસે ઊભેલી તેર વર્ષની ઉંમરની એક નાની કન્યાને જોઈ. તે ફીકી પડી ગયેલ અને હસતી હતી.

તેણે કહ્યું: 'મિસ્ટર, તમારે દશ સેંટના સિક્કાની જરૂર છે?'

તે ગંભીરતાથી તેના તરફ તાકી રહ્યો. બીજા કોઈ સમયે તો ગમે તેનો દશ સેન્ટનો સિક્કો તેણે પડાવી લીધો હોત. પણ આજ રાતે તો તે કંઈ લેવા માગતો નહોતો. તે કંઈક આપવા માગતો હતો.

તેણે ધુરકિયાં કરતાં કહ્યું: 'તારા પૈસાની કોને પડી છે?'

'મહેરબાની કરી તેનો સ્વીકાર કરો. મારા માટે તે ખૂબ અગત્યનું છે. આમ જુઓ. હું મારા ભાઈને મોટો કરી રહી છું. તેની ઉંમર માત્ર પાંચ જ વર્ષની છે. આ ઉંમર મૂર્ખાઈથી ભરપૂર હોય છે. ખરું ને મિસ્તર? મુશ્કેલી નાતાલની છે, કારણ કે મારો ભાઈ સાંટાક્લોસમાં માને છે. આવી કોઈ વસ્તુ નથી તે હું તેને સમજાવી શકતી નથી. હું તેને ગમે તેટલું કહું તો પણ તેને ખાત્રી છે કે સાંટાક્લોસ તેને માટે લાલ અગ્નિરથ લાવી આપશે. આવતી કાલે સવારે તે જાગશે ત્યારે તે રસોડાના સ્ટવ પાસે જ પડ્યો હશે. તેને માટે અગ્નિરથ લેવા જેટલા પૈસા મારી પાસે નથી. આજ રાત્રે મારી પાસે ફક્ત દશ જ સેન્ટ છે.'

'જો આમ છે તો તું શા માટે મને દશ સેન્ટનો સિક્કો આપવા પ્રયત્ન કરતી હતી?'

'કેમ કે અગ્નિરથ મેળવવા મારે પ્રયત્ન કરવો જ રહ્યો.'

'શી રીતે? ફરીથી કહે તો?'

'મારી રવિવારની શાળાની શિક્ષિકા કહે છે કે ઘણી વખત, ઈશ્વર પ્રત્યેના પ્રેમ ખાતર આપણે જે માણસને જરૂર હોય તેને કંઈક આપીએ તો બદલામાં આપણને ઘણું મળે છે. બાઈબલમાં પણ તેમ જ લખેલું છે. જરૂર ફક્ત કદી શ્રદ્ધા ન ગુમાવવાની છે.'

બાળકની આ વાત પર વૃદ્ધ પેટે ગંભીરતાથી ધ્યાન ધરતો દેખાયો. હંમેશ કરતાં આજ રાત્રે તેનું મગજ વધારે ધીમું હતું. પણ જ્યારે તે વિચાર કરતો હતો ત્યારે તેનો હાથ બાળકના ખભા પર હતો, કેમ જાણે તેને જવા દેવાની તેનામાં હિંમત નહોતી.

તેણે કહ્યું: 'તું કહે છે તે ચાચું છે. મને દશ સેન્ટનો સિક્કો આપી દે. બરાબર. હવે તારી આંખો બંધ








પછી બીજે દિવસે વળી સાહેબ ચોકઠાને સામે મૂકીને વાત સાંભળવા બેઠા. ચોકઠામાંના જીહ્વાભ્રાતા નામે દાંતે પછી આ પ્રમાણેની વારતા કહી.

## [૧૨] સમિતિવધારક સમિતિની વારતા

શ્રી. ચૂંટણીરાયના શાસનકાળમાં અનેક જગાએ સડો ચાલી રહ્યો હતો. એમનાં સગાંવહાલાં અને એ સગાંવહાલાંનાં સગાંવહાલાં સરકારી તંત્રમાં જુદી જુદી જગાઓ ઉપર ગોઠવાઈ ગયેલાં હતાં એ સહુની વાત તો—

**પેટ સહુનાં મોટાં જાણે**
**હોય આંડવી પોળ,**
**ફૂંકે, કાતરે, કરડે, ફૂંકે**
**જાણે હોયે મોટા કોળ.**

સહુ સગાં મોટા ઊંદરની જેમ 'ફૂંકીને કરડવાનું' શીખી ગયેલાં હતાં એટલે ધીમે ધીમે ચારે બાજુથી એમને અંગેની બૂમો આવવા લાગી. મોટો ઊહાપોહ મચી ગયો.

**વિધાનસભામાં થયો વિરોધ**
**ભાષણ કીધાં કરીને ક્રોધ**

વિરોધપક્ષોવાળાઓએ ગુસ્સે થઈને ભાષણો કર્યાં. આ ખાયકી અને સગાંવાદની તપાસ કરવાની ખુલ્લી માગણી મૂકી.

આ પ્રમાણેની તકરાર ચાલતી હતી એવામાં જ ચૂંટણીરાયને ઘેર એમની સાળીની નણંદના દિયેરનો સહુથી નાનો છોકરો ત્રણ ચાર ચિઠ્ઠીઓ લઈને આવ્યો તથા કામ માટે માગણી કરી. ચૂંટણીરાયે પૂછપરછ કરતાં એ અત્યંત દૂરના સગાએ કહ્યું : મને નોકરી તો ઘણી મળે છે પણ સરકારી નોકરી વિના બીજી નોકરી નથી કરવી. એનું કારણ એ છે કે :

**ગવરમેન્ટમાં ઝાઝું સુખ**
**સાત પેઢીની ભાંગે ભૂખ**
**દામનાં દામ–વળી આરામ**
**વળી કોઈ ના લેતું નામ**
**'વર્કીંગ ડેઝ'ના કરતાં ઘણી**
**સંખ્યા ખરે રજાઓ તણી**

સરકારી નોકરીમાં ઘણી લહેર છે માટે મારે તો એ જ નોકરી કરવી છે.

આ પ્રમાણેની વાત થતી હતી ત્યાં જ વળી ચૂંટણી-

---

કરી દે! તારા હાથ લાંબા કર! જો!' નાની બાળાએ નીચે જોયું તો તેના હાથમાં પાંચ ડૉલરનો સોનાનો ચકચકિત સિક્કો હતો. તેણે હાંફતાં હાંફતાં એક બૂમ પાડી—પછી તેના ગળાની આસપાસ પોતાના હાથ વીંટાળીને દાઢીમાં થઈને તેના વૃદ્ધ હોઠ પર ચૂંબન કર્યું. તેણે બૂમ પાડી : 'નાતાલની શુભેચ્છા! ઈશ્વર આપણને બધાને સુખી રાખે!'

તે રાત્રિના અંધકારમાં દોડી ગઈ. જ્યારે એક કલાક પછી લોગને પેટને શોધી કાઢ્યો ત્યારે વૃદ્ધ માણસ પથ્થરના પગથિયાં પર સંતુષ્ટ થઈને બેઠો હતો. તેના હાથમાં હજુ દશ સેન્ટનો અદ્ભુત સિક્કો હતો.





રાયના ભાઈના સાઢુની માસીની દીકરીનો જમાઈ બીજી ત્રણચાર ચિઠ્ઠીઓ લઈને આવી પહોંચ્યો. તેને પણ સરકારની કોઈ નોકરી કરીને આરામથી ગુજરાન ચલાવવું હતું.

આ પછી તે જ દિવસે બીજા બેત્રણ સગાના સગાઓ અને વહાલાના વહાલાઓ આવી પહોંચ્યા તથા ચિઠ્ઠીઓનો આખો ઢગલો જ શ્રી ચૂંટણીરાયના ટેબલ ઉપર વાળી દીધો.

**ચિઠ્ઠી તણો ખડકાયો ગંજ**
**ચૂંટણીરાય બન્યા પરદુખભંજ**
**માગ-માગ-માગો તે આપે**
**સહુ સગાંનાં દુખડાં કાપે**

સહુ સગાં–મિત્રો–સ્નેહીઓ વગેરેનાં દુખડાં કાપનાર શ્રી ચૂંટણીરાય આટલાં બધાં સગાંઓની ચિઠ્ઠીઓ જોઈને વિચારમાં પડી ગયા. પછી એમને એક વિચાર આવ્યો. આ વિચાર આવતાં જ એ મનમાં હસી પડ્યા.

**મોં મલકયું ને મલકી મૂછ**
**મનમાં મનમાં પડી ગઈ સૂઝ**

ચૂંટણીરાયને સમજણ પડી ગઈ. એમનું મોં મલકયું અને સાથે મૂછો પણ મલકી ગઈ.

બીજે દિવસે વિધાનસભામાં વિરોધપક્ષો તથા સત્તાપક્ષ વચ્ચે જબરી ટપાટપી બોલી. વિરોધપક્ષોએ ચૂંટણીરાયના સગાંઓને મળેલી અને મળતી સરકારી નોકરીઓ સામે જબરો વિરોધ કર્યો. આ જાતની સગાંશાહીની તપાસ કરવા માટેની જોરદાર માગણી કરી.

વિરોધપક્ષની માગણીનો શ્રી ચૂંટણીરાયે જબરો વિરોધ કર્યો અને રાબેતા મુજબ આકડાની ઇન્દ્રજાળ રજૂ કરી.

**આંકડા એ તો ખરા માંકડા**
**આમતેમ બે કોરે કૂદે ફાંકડા**
**અટપટી એની છે ઇંદ્રજાળ**
**ભલાભલાને ના લાગે ભાળ**

શ્રી ચૂંટણીરાયે આંકડાઓની એક એવી લાંબી યાદી રજૂ કરી કે જેમાં એમને પોતાને જ સમજણ ના પડે. વિરોધપક્ષોએ પણ સામે જ એવા ફાંકડા આંકડા રજૂ કર્યા. કોના આંકડા સાચા અને કોના ખોટા એ નક્કી કરવા માટે પછી આંકડાયુદ્ધ થયું અને એમાં કંઈ જ નિરાકરણ ના આવ્યું.

છેવટે ચૂંટણીરાયે ગૌરવથી જાહેર કર્યું કે આ બાબત ઘણી ગંભીર હોવાથી તેની તપાસ માટે એક ખાસ સમિતિની નિમણૂંક કરવાની જાહેરાત કરી. એ સમિતિમાં કયા વિરોધપક્ષના કેટલા માણસોને લેવા એ માટેની ગરમાગરમ ચર્ચાઓ તથા ઠંડી રમતો થઈ. એ વિરોધપક્ષોએ આ કામ માટે એકબીજાનો વિરોધ કર્યો. સમિતિમાં કેટલા સભ્યો લેવા એનો નિર્ણય ઝડપથી ના થઈ શકયો કેમ કે,

**સમિતિમાં છે મોટી લ્હેર**
**પગાર આવે બેઠાં ઘેર**
**તપાસ માંહે વરસો જાય**
**ત્યાં સુધી કોણ ભેજું ખાય ?**

તપાસમાં વરસો નીકળી જાય ત્યાં સુધી કંઈ વાંધો નહિ. સમિતિઓની જબરી બોલબાલા છે. એમાં એકવાર આવી ગયા પછી કશી ફીકરચિંતા રહેતી નથી.

એટલે ‘ ચૂંટણીરાય સગાં તપાસ સમિતિ ’માં નિમાવા માટે વિરોધપક્ષના સભ્યોએ પડાપડી કરી મૂકી. છેવટે ચૂંટણીરાયે બીજા પક્ષોના બે સભ્યોને સમિતિમાં લઈને બાકીના સભ્યો પોતે નીમ્યા તથા એમાં પેલા ચિઠ્ઠી–સગાઓને જ સ્થાન દીધું.

**મ્હોં તરફ જાતો રહે**
**કર દક્ષિણ સાચે જ**

જમણો હાથ હમેશાં મોં તરફ વળે છે એ રીતે ચૂંટણીરાયે આ સમિતિમાં પણ પોતાનાં સગાંઓને ભરી દઈને એમને વર્ષાસન બાંધી આપ્યું.

પરંતુ થોડો વખત ગયા પછી વળી કેટલાંક સગાંઓ ચિઠ્ઠીઓ લઈને આવ્યાં. આ વખતની મોટા ભાગની ચિઠ્ઠીઓ શ્વસુરપક્ષની હતી અને શ્વસુરપક્ષની વાતને

તો ટાળી જ કેમ શકાય?

ખરાં સગાં છે 'ઈન-લૉ' તણાં
સાસુ—સસરા સાચા—જણ્યાં
પહેલી વાત તેહની સૂણો
નહિ તો ઘરમાં ભૂખ્યા ધૂણો

શ્વસુરપક્ષની જે કંઈ વાત છે એને પહેલી સાંભળવી જોઈએ, નહિ તો ઘરમાં ભૂખ્યા રહેવું પડે છે. 'કાયદેસરના પિતા' અને એમનાં સગાં એ જ સાચાં સગાં છે.

આથી ચૂંટણીરાય ચિંતામાં પડ્યા કેમ કે પૂરવા જેવી જગાઓ પુરાઈ ગયેલી હતી અને હાલમાં નવી કોઈ સમિતિ નીમી શકાય એમ દેખાતું નહોતું.

છેવટે ચૂંટણીરાયે ઉપાય શોધી કાઢ્યો અને નવી નવી કેટલી સમિતિઓ નીમવી જોઈએ એ શોધી કાઢીને એ અંગેનો અહેવાલ તૈયાર કરવા માટે એક 'સમિતિવધારક સમિતિ'ની નિમણૂંક કરવાની જાહેરાત કરી. આ વખત સુધીમાં વિરોધપક્ષના મોટા ભાગના સભ્યો જુદી જુદી સમિતિઓમાં ગોઠવાઈ ગયેલા અને માત્ર એક જ સભ્ય બાકી હતો તેને આ સમિતિમાં લઈ લઈને ચૂંટણીરાયે સહુને સંતોષ આપ્યો.

પરંતુ આ 'સમિતિવધારક સમિતિ'એ તો ઝડપથી કામ પૂરું કરવા માંડ્યું. વળી એ સમિતિના સભ્યો બધા નવા હતા. અને વળી ઉત્સાહી પણ હતા. એટલે ઝડપથી કામ થવા માંડ્યું.

આથી શ્રી ચૂંટણીરાયે આ સમિતિને બોલાવીને શિખામણ આપી.

બંગલે બોલાવી પાર્ટી દીધી
પછી આપી શિખામણ સીધી

ચાપાણી પાઈને શ્રી ચૂંટણીરાયે તે 'સમિતિવધારક સમિતિ'ના સભ્યોને સલાહ દીધી કે ભાઈઓ, ગવર્નમેન્ટમાં કોઈ કામ જલ્દી ના કરવું જોઈએ.

યોજનાઓ છે ઊંધી ચતી
ગોકળગાયની એમની ગતિ

ધીમે થાતું સારું કામ
ભલે ખર્ચનાં વધતાં દામ

ખર્ચનાં દામ ભલે વધે પણ સરકારી કામો તો બધાં ધીમે ધીમે જ થવાં જોઈએ.

તુમાર ઉપર ચાલે તુમાર
ગુજરી જાય ભલે બિમાર
કાયદેસરનાં કામ જ ધીરાં
યાદ રાખજો મારા વીરા

હે બંધુઓ, કાયદેસરનાં કામ બધાં પદ્ધતિસર અને વ્યવસ્થિત રીતે થવાં જોઈએ પછી એ ભલે ધીમાં ચાલે.

'અર્જન્ટ'ને વળી એની ઉપર
'મોસ્ટ અર્જન્ટ'નો વાગે છાપ
તો ય વધે ના ગતિ જરાયે
યાદ રાખજો મારા બાપ!

હે તાત, 'અર્જન્ટ' કામ વધારે વિલંબમાં પડે છે અને 'મોસ્ટ અર્જન્ટ' તો ગોકળગાયની ગતિથી ચાલે છે એ યાદ રાખજો.

આઠ દસના ટેબલ કરે
તુમારને ના ચેન જ પડે
ગોળ ફરીને ઠેરનો ઠેર
તુમાર ગઠવી બેઠકા ભેર!

ટેબલો બધા તુમારો રાખવા માટે બનાવવામાં આવેલાં હોય છે એટલે જો એક તુમાર આઠ દસ ટેબલ ના ફરે તો ટેબલનો ખર્ચ માથે પડે. વળી ઘણી વાર તો એક તુમાર ગોળ ગોળ ફરીને એના એ જ ટેબલ પર પાછો આવતો હોય છે. વળી:

મરે કન્યા કે મરતા પતિ
ઑફિસર ક્યાં થાશે જતિ?
પગાર સાથે આપણું કામ
દામ લઈને કરો આરામ

માટે હે મિત્રો, વર કે કન્યા ભલે મરે એની તમે

કંઈ ફીકર ના કરશો. તમે તમારે દામ લઈને આરામ કરો કેમ કે આ સમિતિનું કામ પૂરું થશે તોપણ એના અહેવાલનો અમલ કેવી રીતે કરવો એ શોધવા માટે બીજી ચાર સમિતિઓ નીમાશે.

આમ ચૂંટણીરાયે સમિતિના સભ્યોને સલાહસૂચન આપીને વિદાય કર્યા અને હવે બાકી રહેલાં સગાં–વહાલાંને કેવી રીતે ગોઠવી દેવાં એની ચિંતામાં પડી ગયા.

આમ પોતાની વાત પૂરી કરીને તે જીહ્વાભ્રાતા નામે દાંતે કહ્યું: હે સાહેબ, ચૂંટણીરાયની જેમ પોતાનાંઓનું આ રીતે બેકારી. નિવારણ કરવાની શક્તિવાળો હોય તે જ આ ચોકઠું પહેરી શકશે.

આમ કહીને તે દાંતે પણ ચોકઠાને 'બાય બાય–ટા–ટા' કહી નાખ્યું.



આધારપાત્ર એવું 'મેડીકલ લેટર' જણાવે છે કે 'સંતતિ નિયમન માટેની મોઢેથી લેવાની ટીકડીઓ પાંચથીયે વધારે વરસના ઉપયોગ બાદ ૧૦૦ ટકા અસરકારક પૂરવાર થઈ છે.' પણ એમાં ચેતવણી ઉમેરાય છે કે 'હજી માનવીના જીવનના એવા લાંબા ગાળા સુધી આ પ્રયોગ નથી થયો કે જેનાથી કોઈ ખાસ નુકસાનકારક અસરોની શકયતા નકારી શકાય.'

ટીકડીઓ લેવા છતાંય ગર્ભ ધારણ કરનારાં માટે આ સામયિક 'ગેરસમજ કે બેદરકારી'નું કારણ જણાવે છે. મહિનામાં વીસ દિવસ આ ટીકડીઓ લેવી પડે છે. પણ ન ભૂલવા જેવી સૂચના એ છે કે 'બીજી પદ્ધતિઓ કામ ન લાગે તો જ' આ ગોળીઓ લેવી.

આ જ વિષય પર 'એ. એમ. એ. જર્નલે' આ ટીકડીઓની ભલામણ એવી સ્ત્રીઓ માટે કરેલી જેમને વધારે સમાગમ માગતા પતિ માટે તૈયાર રહેવું પડતું હોય. અને એ જ જર્નલે પાછી ચેતવણી ઉમેરેલી કે એવી સ્ત્રીઓએ પણ થાક, કંટાળો, ઊલટી, પેટુનો દુઃખાવો વગેરે તકલીફો તો સહન કરવી જ પડશે.



જ્યારે લેખક અને સંપાદક લોવેલ એન્ટાનો પોતાના કુટુંબની પ્રકાશન સંસ્થા માટે કામ કરતો હતો ત્યારે એકવાર એ રમૂજી સ્ટિફન વાઈઝ પાસે એક પુસ્તક લખાવવા માટેના કરાર પર સહી કરાવવા માટેના કરાર પર સહી કરાવવા સફળ નીવડેલો. પુસ્તકનું નામ હતું 'માય ફોર્ટી યર્સ બેટલ ઈન ધ મિનિસ્ટ્રી' વર્ષો સુધી લોવેલે પુસ્તક લખવાની શરૂઆત કરવા માટે સ્ટિફન વાઈઝને આજીજી કર્યા કરી. એક દિવસ કાંઈક ગુસ્સમાં એણે વાઈઝને રસ્તા વચ્ચે ઊભા રાખી પૂછ્યું.

'આજે તો સાફ વાત કરો 'માય ફોર્ટી યર્સ બેટલ ઇન ધ મિનિસ્ટ્રી'નો એક અક્ષર પાડચો છે ખરો?'

'હા, હા, મેં થોડી પ્રગતિ કરી છે.' વાઇઝે જવાબ વાળ્યો, 'મેં પુસ્તકનું શિર્ષક બદલ્યું છે. હવે એ પુસ્તકનું શિર્ષક રહેશે 'માય શીફ્ટી યર્સ બેટલ ઇન ધ મિનિસ્ટ્રી'.



**'ઊર્મિ–નવરચના' અંગે કોઈપણ જાતનો પત્રવ્યવહાર કરતી વખતે કે લવાજમ મોકલતી વખતે, વ્યવસ્થામાં સુગમતા પડે તે માટે, આપના રેપર ઉપર દર મહિને આવતો આપનો ગ્રા. નં. અને આપનું પૂરું સરનામું લખવું ક્યારેય ભૂલશો નહિ.**




આપણે હળવા–મળવામાં, કોઈને ત્યાં જવા–આવવામાં, કોઇની સાથે સંબંધ સાચવવા–સંભાળવામાં, કોઈની ખબર કાઢવામાં ક્યારેક એટલો બધો અવિવેક કરી બેસીએ છીએ કે વાત ન પૂછો. કોઇને અગાઉથી સમય આપ્યા વિના જઈ ચડીએ ત્યારે તો ખરેખર આપણે તેમના ઉપર જુલમ જ કરી બેસીએ છીએ. ઘણીવાર આપણે દલીલો કરીએ છીએ કે આ તો પાશ્ચિમાત્ય વિવેક—Formality જ ગણાય. આપણે એકમેક વચ્ચેના ગાઢ સંબંધો( Intimacy ) વચ્ચે આવો વિવેક ઘૂસાડીએ તો આપણી સંસ્કૃતિનું મહત્ત્વ ક્યાં રહ્યું !

દલીલ કરવા ખાતર આપણી સંસ્કૃતિને નામે તો આપણે ઘણું કહી શકીએ. અને છતાં એ સંસ્કૃતિનીય રીતિનીતિને આપણે આંધળાં થઈને વળગી રહીએ ત્યારે આવી દલીલ કરી નાખીએ છીએ. પણ દલીલ અને હકીકત ઘણાં જુદાં ગણાય.

નવરાશનો સમય આપણે વધુમાં વધુ મેળવતાં હોઈએ છીએ અને એનો ઉપયોગ ઓછામાં ઓછો કરતાં હોઈએ છીએ તેમાંય સદુપયોગ તો ભાગ્યે જ કરતાં હોઈએ છીએ. અત્યારે તો બહેનો પણ વ્યવસાયમાં ઠીક ઠીક રત રહે છે એટલે આવી વ્યવસાયી બહેનો નવરાશનો સમય, ફુરસદનો સમય ખૂબ ઓછો મેળવી શકે એ દેખીતું છે. ક્યારેક તેમને મળતી ફુરસદનો તેમને સદુપયોગ કરવાનું સૂઝે, કુટુંબીઓ સાથે હળવા મળવાનો સમય હોય ત્યારે કેટલાંક આવીને તેમનો સમય બગાડે છે. આપણે ત્યાં કોઈ આવે એ ગમે જરૂર. પણ આવીને કામ વગરની લપ કર્યા કરે, ગુંદરની જેમ ચીટકી બેસે ત્યારે આપણી સંસ્કૃતિની મોટી મોટી વાતો કરનારે વિવેકનો પાઠ ફરી ભણવો જોઈએ એમ નથી લાગતું ?

આવી રીતે કેટલી બધી શક્તિનો આપણે હ્રાસ કરી રહ્યાં છીએ ? સમયનો સદુપયોગ, વિવેકપૂર્વકનો ઉપયોગ આમ જ્યારે વણસી જાય છે, આમ જ્યારે ફરજિયાત રીતે દૂર ધકકેલાઈ જાય છે ત્યારે આપણે એક તરફથી અફસોસ કરી છીએ, બીજી તરફથી આપણા સામાજિક વાતાવરણને દોષ દઈએ છીએ. આમ ને આમ સારું અને નવું શીખવું–સ્વીકારવું આપણે ક્યાં સુધી દૂર ને દૂર ધકકેલતાં રહીશું ?

## સામાની સગવડ

આગળ પાછળનું તો ઠીક, પણ નજર સામેનું પણ જોવા કયારેય તસ્દી લેનાર તરીકે કોઇને ચીંધવું હોય તો બેલાશક વિમળબહેનને ચીંધી શકાય. વિમળબહેન હતાં તો મહારાષ્ટ્રનાં, પણ વરસોથી ગુજરાતમાં રહીને એવાં તો ગુજરાતી બની ગયાં હતાં કે વાત ઉપરથી તો કોઈને ખ્યાલ પણ ન આવે કે એ ગુજ-રાતી નહિ હોય.

વિમળબહેન ખૂબ ઉતાવળાં. તેમનો સ્વભાવ જ એવો ધમાલિયો કે કોઈનું પૂરું સાંભળે ન સાંભળે ને પટ દઈને વચ્ચે કૂદી પડે. ખેલદિલ પણ જબરાં. એટલે જ તેમનો આવો સ્વભાવ અમે બધાં નભાવી લેતાં.

મારી પાસે દિવસમાં એકવાર તો આવ્યા વિના એ રહી જ ન શકે. જ્યારે આવે ત્યારે એવી અલકમલકની વાતોનું પોટલું તેમની સાથે લાવે કે કયારેય તેમનો એ ખજાનો ખૂટે જ નહિ.

એકવાર એવી જ વાતોએ ચડેલાં વિમળબહેન non stop બોલ્યે જ જતાં હતાં—હું સાંભળું કે ન સાંભળું એની પરવા કર્યા વિના : 'બહેન, અમે તો ખરેખર એનાથી કંટાળી ગયાં છીએ. એવી તો લપ વળગી છે અમારે માથે કે વાત ન પૂછો. જ્યારે ને ત્યારે એક જ વાત, એક જ જાતનાં રોદણાં એની પાસેથી સાંભળવાનાં. કોઈ હોય કે હું એકલી હોઉં પણ એની વાત તો એક જ હોય. અને એ વાત એટલે બીજું કાંઈ નહિ. પણ એનો ધણી એને બીજી સ્ત્રીઓની જેમ સાચવતો નથી. એના માટે પહેરવા-ઓઢવાનું લાવતો નથી. એને ફેરવવા હેરવવા નથી લઈ જતો વગેરે. જોઈ હોય તો કોઈ વાતની ખામી તેનામાં ન દેખાય. પણ આવો એક અસંતોષ જ જાણે એને કોરી રહ્યો છે. તમારી પાસે લઈને આવવાનું મને તેણે કેટલીય વાર કહ્યું પણ તમને હેરાન કરવાનું મને જરાય નથી ગમતું.'

વિમળબહેન અટકયાં એટલે મેં તેમને એ જ વાત સમજાવીને કહી: 'વિમળબહેન, બધાંને એવું હોય છે. રોજેરોજ એકની એક વાત સાંભળવાનું કોઈને ન ગમે. તમે જેમ તમારા નવા પડોશીથી અડવાડિયામાં જ કંટાળી ગયા; અને તમે મારી પાસે તેમને લાવવામાં જેમ હું હેરાન થઈશ એવું તમને લાગ્યું તેમ તમેય મારો થોડો વિચાર કરો તો ?'

'તે બહેન, હું તો તમારી વરસોની સંબંધી છું. એ કયાં તમને ઓળખે પણ છે ?'

'આપણો વરસો જૂનો સંબંધ આમ શીળો છાયડો આપે એ ભલે, પણ એ શીતળ છાંયડો આપતા ઝાડનાં મૂળ કાપવાં એ કાંઈ સારું કહેવાય ?'

આમ સીધે સીધું કેટલીય વાર વિમળબહેનને મેં કહ્યું હશે પણ એ તો એમની ટેવને વિસારે પાડે એમ જ નહોતાં. હું કામમાં હોઉં, મારે ત્યાં કોઈ ખાસ વાત લઈને અગાઉથી મારો સમય લઇને મને મળવા આવ્યું હોય ત્યારે પણ વિમળબહેન આવી ચડતાં જરાય અચકાય નહિ. મારે સામે ચડીને કેટલીય વાર વિમળબહેનને કહેવું પડતું છતાં એ તેમને ગળે ઊતરતું નહિ.

વિમળબહેન એક દિવસ હાંફળાં ફાંફળાં દોડતાં મારી પાસે આવ્યાં : 'બહેન, જલદી ચાલો, મારા બાબુને કોઈએ કાંઈ કરી નાખ્યું છે.'

જઈને તેમને ઘેર મેં જોયું તો તેમનો નાનો બાબુ ટોળું એક માણસો વચ્ચે ઘેરાઈને સાવ બેહોશ જેવો પડ્યો હતો. ઓરડાનાં બારી-બારણાં બંધ હતાં. સાજાસારા માણસોનેય બેહોશ બનાવી દે એવું વાતાવરણ હતું. જઈને તરત મેં બધાં બારી બારણાં ખોલાવી નાખ્યાં, બધાં માણસોને બહાર જવા વિનવ્યાં અને થોડીવારમાં જ બાબુએ શુદ્ધિમાં આવીને પાણી માગ્યું.

સામાનો સમય જોયા જાણ્યા વિના, સામાને કામની છે કે નકામી એ જોયા વિના વાતો કરીને જે ટેવ પોતે પાડી હતી તેવી જ ટેવ તેમનાં ઓળખીતાંઓમાં પણ ઊતરી આવી હતી. એટલે બાબુને સહેજ ગભરામણ થઈ ત્યાં આ બધાંએ આવીને તેને વધારે ગભરાવી મૂકેલો. બીજું કાંઈ નહોતું.

વિમળબહેન આમ તો મને ખૂબ માનથી જોતાં. પણ બાબુના આ પ્રસંગથી એમની આંખ ઊઘડી ગઈ. સામેનું તો એમની નજરે દેખાયું જ, આગળ પાછળનું પણ એ જોવા લાગ્યાં. મારી પાસે કામ વગર આવતાં બંધ થયાં. હું કઈ ઘડીએ નવરી પડું છું તે જોઈને આવતાં. મોટે ભાગે તો હું ફરવા નીકળતી ત્યારે જ એ મારી સાથે થઈ જતાં. વાતો પણ કામ વિનાની કરતાં બંધ થઈ ગયાં હતાં.

## ઊજળું બાળપણ

જ્યારે જુઓ ત્યારે નાનકડી કલી રમતમાં એવી તો મશગૂલ હોય કે એને બીજી કોઈ વાતનું ધ્યાન જ ન હોય. એ ભલી, એનાં રમકડાં ભલાં, એનાં ચિત્રો ભલાં, અને સ્લેટ-પેન ને ચોપડીઓ ભલી. આ બધાં એનાં મિત્રો હતાં. જે હોય તે કહેતું કે કલી તો સાવ એકલ-વાયી છે, એકલપેટી છે. એને કોઈ છોકરાંઓ સાથે બનતું નથી, કોઈની સાથે રમી શકતી નથી.

આ સ્વભાવ બાળકમાં વધુ લાંબો વખત કેળ-વાતો રહે તો એ બાળક મોટું થતાં ખૂબ જ અતડું બની જાય એમ કલીનાં મા-બાપ માનતાં હતાં. કલી આઠ વરસની થઈ ત્યાં સુધી ઘરમાં બીજું બાળક ન હતું. પડોશમાંય કલી સાથે રમે તેવું બાળક નહોતું. કલીના ભાવિનો વિચાર કરીને એકની એક કલીને તેનાં માબાપે કન્યા–છાત્રાલયમાં મૂકવાનો નિર્ણય લીધો. ઘરશાળા(Boarding-School) જેવું એક છાત્રાલય મળી પણ આવ્યું અને તેમાં કલી સારી રીતે રહી શકશે, તેનો સ્વ-ભાવ બદલાશે એવું માબાપે નક્કી કરી લીધું. કલી છાત્રાલયમાં પાંચેક મહિના રહી ને પહેલું સત્ર પૂરું થયું એટલે ઘેર આવી. પણ મા-બાપ એના માનસિક પરિવર્તન સાથે સાથે એનું શારીરિક પરિવર્તન જોઈને આભાં જ બની ગયાં. પાંચ માસ પહેલાંની હૃષ્ટપુષ્ટ કલી સાવ દૂબળી–પાતળી બની ગઈ હતી. પાંચ માસમાં એનું દશ રતલ વજન ઘટી ગયું. ખોરાક તો પહેલાં કરતાં અડધોય નહોતી લેતી.

કલીની માતા બાળમાનસના અભ્યાસુ હતાં. તેમાં કલીના આ જાતના સ્વભાવે તેમને એ



અંગે વધુ અભ્યાસ કરવા પ્રેરેલાં. એટલે બીજા સત્રથી કલીને પોતાની પાસે જ રાખવાનું નક્કી કર્યું.

કલી આ જાણીને ખુશ થઈ ગઈ. પણ આ પાંચ માસમાં તેના એકલપેટા સ્વભાવમાં થોડુંક પરિવર્તન થયેલું માતાએ જોયું એટલે એ ખુશ થઈ ગયાં. કલી હવે રમકડાંઓ અને લેસનમાં મશગૂલ રહેતી, પણ માતાની સાથે વધુ ને વધુ વખત રહેતી. માતાએ પણ કલીની સાથે કલી જેવડાં બાળક બનીને રમવા માંડયું.

આમ કલીમાં જે ખૂટતું હતું એ દેખાવા લાગ્યું. તેવામાં જ કલીની માસીની દીકરી અને દીકરો માસીના અવસાનને લીધે કલીને ત્યાં રહેવા આવ્યાં. એક કલીથી એક વરસે મોટો અને બીજી કલીથી એક વરસે નાની. આમ ત્રણેય લગભગ સમવયસ્ક હતાં એટલે ઠીક ઠીક સાથે રહી શકતાં. તેમાં માતા પણ આ ત્રણ બાળકો જેવડાં બનીને તેમને રમવામાં, ભણવામાં, ફરવામાં બને તેટલો સાથ આપતાં.

કલીનું એકલવાયાપણું અને તેનામાં પ્રવેશનારી અતડાશ આમ ઓછાં થઈ ગયાં, સંદતર નાબૂદ થઈ ગયાં. બાળકમાં ખૂટતું તત્વ નાનપણથી જ શોધીને ઉમેરાય તો બાળક વધુ ઊજળું બની શકે. એનું બાળપણ જ્વલંત થયેલું કહેવાય.

## પુરુષને આંમી જનારી

કંચન જ્યારે પહેલી વાર તેને સાસરેથી નાસીને આવી ત્યારે આપણને ખરેખર તેના માટે દયાની લાગણી થાય એવું કમકમાટી ઉપજાવે તેવું તેનું જીવન હતું. આવીને બીજી બધી વાતની સાથે સાથે સાસરામાં તેના પતિનો જ તેના પર જે ત્રાસ હતો એનાથી એ તંગ આવી ગઈ હતી. બે ત્રણ વાર આપઘાતના કરેલા પ્રયાસો પણ નકામિયાબ નીવડયા. એટલે છેવટે એ ત્રાસમાંથી કંટાળીને એ તેના સાસરેથી અહીં આવી ગઈ.

તેનો પતિ તેને મારઝૂડ કરતો. પોને કાંઈ કમાતો નહિ એટલે કંચન પાસેથી અવારનવાર પૈસા કઢાવતો. પૈસા ખલાસ થયા છે એમ કહે ત્યારે પિયરથી જઈને લઈ આવ એવો હુકમ કરતો.

કંચનનું પિયર ખમતીધર હતું પણ કોઈપણ સ્વમાની સ્રી લગ્ન પછી માબાપ પાસેથી લાવી લાવીનેય કેટલુંક લાવે! છેવટે થાકી–કંટાળીને કંચનથી મારઝૂડ સહન ન થઈ એટલે નાસીને અહીં આવી. માબાપ પાસે જાય તો એનો પતિ ગુંડાઓને ભેગા કરીને ત્યાં પણ જઈને ધાંધલ મચાવે. અહીં અજાણ્યા ગામમાં અને અજાણ્યા સ્થળમાં એનો વાળ વાંકો નહિ થાય એમ સમજીને એ રહી અને પોતાનાં માબાપને જણાવી દીધું. માબાપ પણ દીકરીના સુખ ખાતર બધું કરી છૂટવા તૈયાર થયાં. પૈસો પુષ્કળ હતો એટલે કંચન ભણવા માટે કોલેજમાં દાખલ થઈ એનો ખર્ચ પણ તેને મળવા લાગ્યો.

અને આમ ને આમ કંચન પગભર થવા આવી અને એક દિવસ એના પતિને આ ખબર પડી. પછી તો એ ઝાલ્યો રહે જ શાનો? એ તો આવ્યો સીધો કંચન પાસે!





પણ કંચન, એકલી રહીને ખરેખરી હિંમત કેળવી શકી હતી. તેને ખબર પડી કે તેનો પતિ આવ્યો છે એટલે તરત પોલીસને ખબર આપી કે આ માણસ મને હેરાન કરે છે. પેલાએ પોલીસ પાસે કેટલીય કાકલૂદીઓ કરી કે મારી આ પત્ની છે, હું તેને હેરાન કરવા નહિ પણ સમજાવવા આવ્યો છું. પણ સ્ત્રીની વહારે વહેલી ધાનારી પોલીસે પેલાનું કશું સાંભળ્યું નહિ.

અંતે કંચને છૂટાછેડા માટે કેસ માંડચો અને તેના પતિ પરના બધા આક્ષેપો સાચા ઠરવાથી છૂટાછેડા મળી ગયા.

પગભર થયેલી કંચન માબાપ પાસેથી હવે કશું મંગાવતી નથી, પોતે નોકરી કરે છે. અને ફુરસદના સમયમાં બીજું પણ કેટલુંય કામ કરે છે. એના કામને અને તેની બાહોશીને જોઇને કેટલાક તેને પુનર્લગ્ન માટે વિનવે છે. પણ એવો વિચાર કરવાની કે એક વાર એમાં પડચા પછી આવી કપરી કસોટીમાંથી પસાર થયા પછી ફરી એ માર્ગે જવાનું પોતાને મન જ નથી એવું એ કહે છે ત્યારે ખરેખર એ પુરુષને આંબી ગયેલી લાગે છે.

## એકરારમાં સુધારો

ઉપર ઉપરથી મીઠાબોલાં લાગતાં ગીતાબહેન અંદરથી આટલાં બધાં ખતરનાક હશે એની તો કોઈ ને કલ્પના પણ ન આવે. અને એટલે જ સામા માણસની પાસેથી વાતો કઢાવતાં એ અચકાતાં નહિ. પણ એ વાતોમાંથી એવાં પોરાં કાઢવા એ લાગી જતાં કે કયારેક તો તેમના આવા ફળદ્રુપ ભેજા વિષે માન ઊપજે. મને તો ઘણીય વાર થતું કે આવા સુંદર વિચારસરણી ધરાવતાં ગીતાબહેનની શક્તિને સાચે માર્ગે વાળીએ તો ? પણ ગીતાબહેનને કોઈ કામ ગમતું જ નહિ. દુનિયા આખી તેમને ખરાબ જ દેખાતી. કોઈનું સારું તો તે કયારેય ઇચ્છી જ ન શકે.

એમાં ને એમાં એમને એવા તો કેટલાય સખત ફટકા પડચા. તો ય એ એવાં ને એવાં રહ્યાં ત્યારે મને થયું કે કુદરત પણ એમને સીધાં કરી શકે તેમ નથી. પણ કુદરત આગળ કોઈનું ચાલ્યું છે તે ગીતાબહેનનું ચાલે ! ઘણાં મને આવીને કહેતાં કે તમે ગીતાબહેનને સમજાવજો, તમારું એ માનશે.

ઉપદેશથી, શિખામણોથી કોઈ સુધરતું નથી. નાના બાળકની વાત જુદી છે, પણ આવાં ખાઈ બધેલાં માણસોને સુધારવા માટે તો એમના મનમાંથી ઊગે એ જ જરૂરી હોય છે. અને મારી આ માન્યતા સાચી પડી. કુદરતે જ એમને સીધાં કર્યાં અને એક દિવસ મારી પાસે આવીને તેમની બધી મેલી પ્રવૃત્તિઓનો એકરાર કર્યો. ત્યારે મને પણ થયું કે આ બહેન હદ ઉપરાંતનાં ખતરનાક હતાં. પણ હવે એ સારાં થવા માગતાં હતાં. સામે ચાલીને મારી પાસે બધા ગુના કબૂલતાં હતાં. મારી પાસેથી કામ માગતાં હતાં. પ્રવૃત્તિપરાયણ થવા ઇચ્છતાં હતાં. મને એ વાત સારી રીતે સમજાઈ કે ગુનાનો એકરાર એ જ સુધરી ગયેલા માનસની નિશાની છે.





અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

# ગ્રંથસમીક્ષા

## ગુજરાતી કવિતાનો આસ્વાદ :

[ લે. સુરેશ હ. જોષી. પ્રકા૦ ચેતન પ્રકાશનગૃહ, વડોદરા. મૂલ્ય : રૂ. ૩/— ]

આપણા જમાનાની ઝડપી ગતિને કારણે આપણા રુચિતંત્ર પર અસર કરનાર તેનાં સૂક્ષ્મ પરિબળો અને તજ્જન્ય સંવેદનોને પૂરેપૂરાં પારખી લઈએ તે પહેલાં તો પરિસ્થિતિ પલટાઈ ચૂકી હોય છે. કવિનું પટુકરણ સંવેદનતંત્ર અન્ય માનવીઓની અપેક્ષાએ એ પરિબળોને અને એમાંથી જન્મતાં સંવેદનોને પહેલાં પારખે છે અને પરિણામે કવિકર્મમાં એનો પડઘો સંભળાય છે. પણ એ પડઘાના ગુણક-પડઘા જગતના ગુંબજે સંભળાય અને ઝિલાય ન ઝિલાય ત્યાં તો વળી નવી જ પરિસ્થિતિ કવિની સામે આવીને ઊભી રહેતી હોય છે. પરિણામ એ આવે છે કે કવિ અને પૃથક્જન વચ્ચે ઠીક ઠીક અંતર પડી જાય છે. કાવ્ય એને દુર્બોધ લાગે છે. આવી પરિસ્થિતિમાં વધુ સંવેદનશીલ વધુ હીજરાય એ ન્યાયે કવિ હીજરાયા કરે છે. એની આ સ્થિતિને ક્યારેક અલગારીપણાના રૂપાળા નામથી પણ ઓળખાવાતી હોય છે. દુર્બોધતાને નામે કવિનાથી દૂર ભાગવાનું પૃથક્જનનું વલણ અને કવિપક્ષે અલગારીપણાની ખુમારી કહો તો ખુમારી અને હીજરાયા કરવાને કારણે આવતી ઉદાસીનતા કહો તો ઉદાસીનતા આવા આવા અંતરને મોટેભાગે પોષે છે. કવિ અને ભાવક વચ્ચે વધતું જતું અંતર કોઈ પણ સંસ્કારી પ્રદેશને માટે અકળાવી મૂકનારી ઘટના ગણાય. વિવેચક કવિ અને ભાવકની વચ્ચે સેતુબંધ બનીને મધ્યસ્થનું મહત્ત્વનું કાર્ય બજાવે ત્યારે જ પેલું અંતર ઓછું થાય.

‘ વિશ્વમાનવ ’માં અર્વાચીન ગુજરાતી કવિઓની એક એક કાવ્યકૃતિ લઈને એનો આસ્વાદ કરાવવાનું શ્રી સુરેશ જોષીએ શરૂ કર્યું ત્યારથી જ સાહિત્યપ્રેમી જનતાનું લક્ષ એના પ્રત્યે ખેંચાયું હતું. કાવ્યાસ્વાદનું તેમનું આ પ્રસ્થાન અધ્યાપકના અભિનિવેશથી પ્રેરાયેલું અને કાવ્યજ્ઞની ઊંડી સૂઝથી ખેડાયેલું હોઈ આપણા ‘ રસવિવેચન ’ની એક સુખદ ઘટના બની રહે છે. લંડન યુનિવર્સિટીના અંગ્રેજી ભાષા–સાહિત્યના અધ્યાપક P. Gurreyનું પુસ્તક ‘ The Appreciation of Poetry ’ થોડાંક વર્ષો પહેલાં વાંચવામાં આવેલું. એ વિદ્વાન અધ્યાપકે પણ ચીલાચાલુ રીતે થતા આવતા કાવ્યાભ્યાસ પરત્વે ઉકળાટ ઠાલવીને કાવ્યતત્ત્વને પામવાના સાચા માર્ગની દિશા બતાવી છે. શ્રી જોષીને ‘ સાહસનું ઈજન ’ એ પુસ્તકમાંથી મળ્યું હો વા ન હો, એમાં ચર્ચાયેલા મોટાભાગના સિદ્ધાન્તોનો વિનિયોગ શ્રી જોષીના આ આસ્વાદ–લેખોમાં થયેલો જોઈને આંખ ઠરે છે.

કાવ્યના અભ્યાસમાં કાવ્યની ઈબારતને, એના લયને, એના સંયોજનને અપાવું જોઈતું મહત્ત્વ કદાચ આજ લગી અપાયું નથી. એ એક હકીકત છે. આપણે ત્યાં સ્વ. બળવંતરાય ઠાકોરે શબ્દાળુતામાં સરી જતી કવિતામાંથી ઉગરવાના શુભાશયથી કવિતામાં વિચાર–ઘનતા કે અર્થના પ્રાધાન્યની હિમાયત કરી હતી એ જાણીતી વાત છે : ‘ અર્થ પરમેશ્વર અને વાણી–પ.ર્વતીને ગમે તેટલાં સંયુક્ત ગણો, તથાપિ પાર્વતીથી પરમેશ્વર દશાંગુલ ઉચ્ચ, દૂર અને અગમ્ય રહી જ જવાનો… ’ પરિણામ એ આવ્યું કે કાવ્યાભ્યાસીઓથી કાવ્યની શબ્દસંઘટનાની



જાણ્યે-અજાણ્યે અવગણના થઈ ગઈ. વિશિષ્ટ શબ્દનો વિશિષ્ટ વિન્યાસ અને એમાંથી નીપજતો વિશિષ્ટ લય—'One unusual word following another unusual word'–Ford Madox Hueffer—કાવ્યાભ્યાસમાં અત્યંત મહત્ત્વની સામગ્રી છે એ જાણે કે ખ્યાલ બહાર જ રહી ગયું. કાવ્યના અભ્યાસમાંથી પોતાને અભિમત લાગણીઓ કે વિચાર શોધી લેવાની અથવા જીવનના અનુભવોનો તાળો મેળવી લેવાની ક્રિયા છોડી દઈને કાવ્યાનુભવને પામવાનું અને એ કાવ્યાસ્વાદની સાચી દિશા છે. કવિના ભાવજગતનું વાતાવરણ કાવ્યના શબ્દોમાં જ સાકાર થઈને ધબક્યા કરતું હોય છે. શબ્દના વાચિક ધ્વનિ દ્વારા, શબ્દવિન્યાસથી નીપજતા લય દ્વારા અને કાવ્યપદાવલીમાં સંભળાતા 'સંગીત' દ્વારા સહૃદય કવિના એ ભાવજગતની આબોહવા પોતાનામાં જગાડી શકે છે. કાવ્યના આસ્વાદની ક્રિયા એ પણ સર્જનની જ, ના, પુનઃસર્જનની જાણે કે પ્રક્રિયા છે. સર પર્સી નન એક જગાએ કહે છે: 'To lead pupils to 'appreciate' is not merely to lead them to admire or to take pleasure in a beautiful thing, but to make them become in a sense its re-creators.' અલબત્ત, ભાવકે ભાવકે એની માત્રા વધતી ઓછી તો રહેવાની જ.

માત્ર અર્થનું જ આકલન એ કંઈ કાવ્યનો આસ્વાદ નથી. કાવ્યમાં નિરૂપાયેલ પ્રસંગ કે કથાનક, વિચાર કે લાગણી—એ બધાંનો સમાવેશ 'Content'માં કરીએ અને એનો જ માત્ર પરિચય પામીને બેસી રહીએ તો તે પૂરતું નથી. શબ્દનો વાચિક ધ્વનિ, લય, છંદોવિધાન, પદવિન્યાસ અને પદસંગીત એ બધાંયનો પણ સાથેસાથે વિચાર પણ કરવો ઘટે. આ બધાં જ તત્ત્વો ભેગાં મળીને કાવ્ય બનાવે છે. એ ન હોય તો જીવનની અનુભૂતિ આકાર પામીને કાવ્યાનુભવમાં પરિણમન પામી શકતી નથી. એ તત્ત્વોનું સંયોજન કેવી રીતે થયું છે અને એમાંથી કાવ્યનું એકમ કેવી રીતે ઘડાયું છે એનો પરિચય પામવો એ કાવ્યસ્વાદમાં બહુ મહત્ત્વની પ્રક્રિયા છે. શ્રી સુરેશ જોષીએ એ પદ્ધતિએ આ આસ્વાદ-લેખો આપ્યા છે એ જોઈને એમ તો થયા વિના રહેતું નથી જ, કે ચાલો, કાવ્યાસ્વાદનો એક સીમાડો તો જોવા મળ્યો! શ્રી જોષી પોતે સ્વીકારેલી પદ્ધતિ વિષે કહે છે: 'આપણી કવિતા નરસિંહરાવથી તે ગુલામ મોહમ્મદ શેખ સુધી શું સિદ્ધ કરવા મથતી રહી છે, કાવ્યબાની કેવી ઘડાતી રહી છે, છંદોના વિનિયોગ પરત્વે થયેલા પ્રયત્નો કેવા સ્વરૂપના છે, અલંકાર-રચનાની દૃષ્ટિ કેવું પરિવર્તન પામી છે—અને આ બધાંને પરિણામે આપણે કાવ્યત્વ કેટલી માત્રામાં સિદ્ધ કરી શક્યા છીએ તેનો કંઈક ખ્યાલ, કેવળ સિદ્ધાંતચર્ચા કરીને નહીં પણ, કૃતિને જ નજર સમક્ષ રાખીને આપવો ને એમ કરવામાં શાસ્ત્રીય પરિભાષાને બને ત્યાં સુધી ટાળવી એવી પદ્ધતિ મેં અહીં અખત્યાર કરી છે. કાવ્યનું વક્તવ્ય જે સ્વરૂપ પામે છે તે શી રીતે પામે છે તે બતાવવા તરફ મારું વિશેષ લક્ષ છે.' કાવ્યમાં પ્રયોજાતી ભાષા પર શ્રી જોષીએ ઝોક આપ્યો એ આ આસ્વાદલેખોની મહત્ત્વની વિશિષ્ટતા છે. તેઓ કહે છે: 'મારા તરફની એટલી ખાતરી આપી શકું કે મેં કર્તાને નહીં પણ કૃતિને લક્ષમાં રાખી છે. આપણો કવિ આપણી ભાષાની ગુંજાયશ કેવી રીતે વધારતો રહ્યો છે તે બતાવવાનો મેં પ્રયત્ન કર્યો છે.' કાવ્યાસ્વાદની પ્રક્રિયા જેટલી કાવ્ય પર આધારિત છે તેટલી કાવ્યાસ્વાદક પર પણ આધારિત તો છે જ. સૌંદર્યની સમૃદ્ધિ જેટલી વસ્તુગત છે તેટલા પ્રમાણમાં તેના આકલનની શક્તિ સહૃદય પર આધારિત છે. એટલે કાવ્યાસ્વાદમાં આસ્વાદકના અભિગ્રહો અને પૂર્વગ્રહો જેટલા ઓછા નડે તેટલી આસ્વાદલેખોની સહૃદયતા અને ચિરંજીવિતા વિશેષ. અભિગ્રહો અને પૂર્વગ્રહોથી મુક્ત થઈને શબ્દના દ્વારમાં થઈને કાવ્યના ગર્ભાગાર સુધી પહોંચી જવું એ આસ્વાદકનું મહત્ત્વનું કાર્ય છે.

ગુજરાતી કવિતા નરસિંહરાવથી નિરંજન સુધી અને ત્યાર પછી જે રીતે ખેડાવા લાગી છે તેની એક પરંપરા, તેનાં વળાંકો અને તેની નવી નવી મુદ્રાઓ—આ બધું 'આસ્વાદ'માં, અલબત્ત, પુસ્તકની મર્યાદામાં, જોવા મળે છે. અને તેટલે અંશે ગુજરાતી કવિતાના અભ્યાસીને ઐતિહાસિક દૃષ્ટિએ પણ ઉપયોગી નીવડશે. નરસિંહરાવ–કાન્ત, બળવંતરાય–ન્હાનાલાલ, સુન્દરમ્–ઉમાશંકર, રાજેન્દ્ર–નિરંજન અને ત્યાર પછીના નવા કવિઓની કાવ્યપ્રવૃત્તિને સાંકળી આપવાનું કાર્ય પણ સીધી નહિ તો આડકતરી રીતે આ પુસ્તકમાં થયું છે. કાન્ત, ન્હાનાલાલ, હરિશ્ચંદ્ર, સુન્દરમ્ અને પ્રજારામનાં કાવ્યોના આસ્વાદલેખો સહૃદયને સંતોષે તેવા બન્યા છે અને શ્રી જોષીની આસ્વાદક શક્તિના પરિચાયક પણ નીવડ્યા છે. એક એક કવિતા લીધી હોવા છતાં તેને વિષે કહેતી વખતે કવિની સર્જક તરીકેની જે કંઈ લાક્ષણિકતા કે મર્યાદા હોય તે સંક્ષેપમાં કહી દેવાનું શ્રી જોષી ચૂકતા નથી. ક્યારેક મર્માળું હાસ્ય, ક્યારેક મીઠો કટાક્ષ અને ક્યારેક લાગે તેવું કહી દેવાની નિર્ભીકતા શ્રી જોષીના આ 'આસ્વાદ'ની લાક્ષણિકતાઓ બની રહે છે. એક કાવ્ય વિષે વાત કરતાં વિશ્વસાહિત્યના અન્ય કવિઓની કૃતિઓને યાદ કરવી અને તેમ કરતાં આસ્વાદમાં કોઈ નવી જ છટા લાવવી એ શ્રી જોષીની બહુશ્રુતતા લીલયા કરી શકે છે, પણ જ્યાં એનું આરોપણ થયા જેવું લાગે છે ત્યાં થીગડિયા પ્રવૃત્તિ દેખા દે છે અને તેવી જગાએ વકીલાત કર્યાનો ડાઘ કોઈને જણાઈ આવે તો નવાઈ નહીં.

**મીરાંબાઇ—એક મનન :**

[ લે. ડૉ. મંજુલાલ્ ર. મજમુદાર. પ્ર. પ્રાચ્ય વિદ્યામંદિર, મહારાજા સયાજીરાવ વિશ્વવિદ્યાલય, વડોદરા. મૂલ્ય. રૂ. ૬/૭૫. ]

**મીરાંનાં પદો :**

[ સંપાદક : ભૂપેન્દ્ર બાલકૃષ્ણ ત્રિવેદી. પ્ર. એન. એમ. ત્રિપાઠી પ્રા. લિ. મુંબઈ, ૨. મૂલ્ય. રૂ. ૪/૫૦ ].

મીરાંના જીવન અને કવન એ વિદ્વાનોમાં ચર્ચાનો અને અધ્યયનનો એક રસિક વિષય રહ્યો છે. મીરાંનાં પદો વ્રજમાં, મારવાડીમાં તેમજ ગુજરાતીમાં ઉપલબ્ધ હોઈ એના અભ્યાસનું અને સંશોધનનું ક્ષેત્ર પણ વિસ્તારયુક્ત રહ્યું છે; અને છતાંય ગુજરાતમાં એ અંગે સૂક્ષ્મ સંશોધનાત્મક અભ્યાસ સારા પ્રમાણમાં થયો નથી એ એક હકીકત છે. એ દિશામાં હમણાં હમણાં પ્રગટ થયેલા બે ગ્રંથોની નોંધ લેવાવી જોઈએ. આ બંનેય ગ્રંથો એકબીજાને પૂરક બની રહે તેવા છે. ડૉ. મંજુલાલ મજમુદારે આ 'મનન' મીરાંના 'પદસંગ્રહની વિસ્તૃત 'પ્રસ્તાવના'રૂપ બને એવા હેતુથી જ' તૈયાર કરેલું પણ એ શક્ય ન બનતાં એને જ એક અભ્યાસગ્રંથરૂપે રજૂ કર્યું અને સાથે એક ઇચ્છા પ્રદર્શિત કરી : '...મીરાંના પદસાહિત્યની એક પાઠ–ભેદ સહિત સંશોધિત આવૃત્તિ પ્રગટ કરવાની ખૂબ અગત્ય છે.' શ્રી ભૂપેન્દ્ર ત્રિવેદીનું પુસ્તક શ્રી મંજુલાલની અપેક્ષાને સંપૂર્ણાંશે તો નહિ, પણ થોડે અંશે સંતોષે છે અને એટલે જ આ બંને ગ્રંથો એકબીજાને કંઈક અંશે પૂરક નીવડે એ પ્રકારના છે એમ કહેવાનું પ્રાપ્ત થાય છે. શ્રી મંજુલાલે ગ્રંથમાં 'મીરાં–માધુરી' નામે વિભાગમાં થોડાંક પદો —'માત્ર લાક્ષણિક પદો'—આપ્યાં છે, 'જેથી 'મનન' સમજવામાં સુવિધા પ્રાપ્ત થાય.' અને **તેટલે અંશે** આ ગ્રંથ સ્વપર્યાપ્ત પણ બને છે. જો કે આપેલાં પદોના પાઠભેદ બધે જ નોંધાયા નથી.

મીરાંબાઈની જીવનરેખા આપતાં ડૉ. મંજુલાલ મીરાંને મેડતિયા રાઠોડ રાવ દુદાજીની પૌત્રી અને સિસોદિયા કુંભાના પ્રપૌત્ર રાણા ભોજની પત્ની તરીકે ઉલ્લેખે છે. હિંદીના જાણીતા અભ્યાસીઓ શ્રી પરશુરામ ચતુર્વેદી અને મુંશી દેવીપ્રસાદ મુંસિફ પણ આ પ્રકારના નિર્ણય તરફ જ વળ્યા છે. પણ શ્રી ભૂપેન્દ્ર ત્રિવેદી પ્રો. શંભુપ્રસાદ બહુગુણાના મતના આધારે મીરાંને રાણા કુંભાના પુત્ર રાયમલની પત્ની હોવા વિષેનો અભિપ્રાય દર્શાવે છે. એ તરફના પોતાના ઝોકના સમર્થનમાં તેઓ નોંધે છે : 'આ મત પ્રમાણે મીરાંને સાસુ, નણંદ, દિયર, જેઠ, શોક્ય બધાં

સાંપડી રહે છે અને ગુજરાતી પદોમાં સૌનો ઉલ્લેખ મળે છે પણ ખરો.' આગળના મતની સાથે અસંમત થઈ શકાય એવી દલીલ કરતાં એમણે કહ્યું છે: 'ઇતિહાસ મીરાંનું જે પ્રકારનું જીવન વર્ણવે છે તે મીરાંને નામે ચડેલાં કાવ્યોને સુસ્પષ્ટ કરી શકે તેમ નથી. ઇતિહાસ પ્રમાણે તો મીરાં બાલ્યકાળમાં જ માતાપિતાને ગુમાવી બેઠી ને પરણ્યા પછી પણ થોડા જ વખતમાં વિધવા થઈ. પણ મીરાનાં પદોમાં ક્યાંય વૈધવ્યની છાયા નથી. માતાપિતાના મૃત્યુની વેદનાનો પણ ત્યાં અભાવ છે. પોતાની ભૌતિક યાતનાઓનું વર્ણન મીરાંમાં મળે છે, વૈધવ્યનું નહીં. મીરાં ક્યાંક પોતાના જેઠનો ઉલ્લેખ કરે છે પણ ઇતિહાસ પ્રમાણે તો કુંવર ભોજને મોટી બહેનો છે, મોટો ભાઈ નથી.' અહીં કહેવું જોઈએ કે મીરાંનાં પદોમાં વૈધવ્યની છાયા ક્યંય નથી એમ તો કહી શકાશે નહીં. પદોમાં એ કહે છે:

'સંસારીનું સુખ કાચું, પરણીને રંડાવું પાછું'

... ...

'પરણું તો પ્રીતમ પ્યારો, અખંડ સૌભાગ્ય મારો
રંડાવાનો ભય ટાળ્યો રે.'

*

'અખંડ વરને વરી,
સાહેલી, હું તો અખંડ વરને વરી.'

મીરાં ક્યાંક પોતાના જેઠનો ઉલ્લેખ કરે છે તે બે રીતે સમજી શકાય તેમ છે. એક તો એ ઉલ્લેખ બલરામ—કૃષ્ણના મોટાભાઈનો હોઈ શકે. એણે પોતે જ ગાયું છે—

'ગૌર વરન હૈ જેઠ હમારા
શ્યામ વરન મોરે સૈયાં રે.
... ...
ગૌર કે નાંવ બલિભદ્ર ભૈયા
શ્યામ કે નાંવ કનૈયા રે.'

બીજું, પરમ્પરામાં ભક્ત કવિઓએ અને સંતોએ પોતે રાધા બનીને કૃષ્ણ સાથે પ્રેમ કર્યો છે. આ રાધા ભક્તિમાં— પરકીયા ભક્તિમાં સાસુ સસરા જેઠ નણંદ વગેરેની આડખીલી પણ વર્ણવાઈ છે. કોઈ વ્યક્તિવિશેષને અનુલક્ષીને નહિ પણ પરમ્પરા પ્રમાણે મીરાંએ પણ એવા ઉલ્લેખો પદોમાં કર્યા હોય એ અસંભવિત નથી. એટલે પ્રો. શંભુપ્રસાદ બહુગુણાના મતના સમર્થનમાં એમણે આપેલાં કારણો ચિંત્ય કોટિનાં છે. આગળના મત પ્રમાણે મીરાં જેને પોતાના ગુરુ તરીકે ઓળખાવે છે તે રૈદાસ મીરાંના સમકાલીન ઠરતા નથી. મીરાંએ એમની 'પરોક્ષ વાણી' દ્વારા જ્ઞાન મેળવી એમને ગુરુ માન્યા હોય એમ તર્ક કરી શકાય, પણ છતાંય આ દિશામાં ઐતિહાસિક સંશોધનને અવકાશ છે એમ જ કહેવું જોઈએ.

મીરાંની જીવનરેખા આપતાં એના અનુલક્ષમાં શ્રી મંજુલાલે નાભાજીની 'ભક્તમાલ', હરિરામ વ્યાસની બાની, ચોરાશી વૈષ્ણવની વાર્તા, ધ્રુવદાસની 'ભક્ત નામાવલિ', પ્રિયાદાસે વિસ્તારેલું મીરાંચરિત્ર, દયારામનું 'મીરાંચરિત્ર', અપ્રસિદ્ધ 'પરચી' વગેરેમાં આવતા મીરાં વિષયક ઉલ્લેખોની માહિતી આપી છે; અને લોકોક્તિમાં કહેવાયેલા અને ક્યાંક ક્યાંક નોંધાયેલા મીરાં અને ગોવિંદ દૂબે, મીરાં અને તુલસીદાસ આદિના સંબંધોનો પણ પરિચય આપ્યો છે. જો કે મીરાં અને અકબર–તાનસેન, તથા મીરાં અને તુલસીદાસના સંબંધ વિશે ઐતિહાસિક હકીકત પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ચોક્કસ વિધાન કરી શકાય નહીં. 'ગોસ્વામી તુલસીદાસ' નામના પ્રો. શ્યામસુંદરદાસ અને પીતાંબરદત્ત બડથ્વાલના પુસ્તકનો પરિચય આપતાં સ્વ. આનંદશંકર ધ્રુવે 'વસન્ત'માં 'મીરાં અને તુલસીદાસ' શીર્ષક નીચે નોંધ લખી છે તેના આધારે શ્રી મંજુલાલે આ માહિતી આપી છે. પણ તુલસીદાસની 'વિનયપત્રિકા'માંનાં કેટલાંક પદોનું કર્તૃત્વ હજી શંકાસ્પદ છે. ઉપરાંત, નાભાદાસ કૃત 'ભક્તમાલ' અને તે ઉપરની પ્રિયાદાસની સવિસ્તર ટીકામાં એનો ઉલ્લેખ નથી. એ પણ વિચારવા પ્રેરે એવી વાત છે.



ગ્રંથના બીજા ખંડમાં શ્રી મંજુલાલે મીરાંબાઈની ભક્તિની ભૂમિકાની સંક્ષેપમાં માહિતી આપી છે, ખંડ ત્રીજામાં મીરાંબાઈની કવિતાનો સંદેશ ચર્ચ્યો છે અને ખંડ ચોથામાં મીરાંના કવન વિશે સવિસ્તર નોંધ લખી છે. આ ખંડો માહિતીસભર જરૂર બન્યા પણ એ માહિતીનું નિરૂપણ ટાંચણિયા બની ગયું છે. કવિતાના સંદેશની વાત કરતાં મીરાં–સખી લલિતા અને ડાકોરવાળી સં. ૧૬૪૨ની પોથીનો પરિચય આપવા લેખક બેસી જાય છે. ખરેખર તો એ બન્નેય વાતોનો ઉલ્લેખ મીરાંની જીવનરેખાવાળા ભાગમાં થવો જોઈતો હતો. 'મીરાંની કાવ્યસંપત્તિ' વિશે માહિતી આપતાં 'નરસી કો માહ્યરો'નો ઉલ્લેખ પાન ૮૦ ઉપર કર્યો અને તેનો જ ઉલ્લેખ લગભગ તેવા જ શબ્દોમાં પાન ૮૨ ઉપર પણ કર્યો. નાના પેટાવિભાગોમાં લખવાથી આવી પુનરુક્તિઓ આવી ગઈ છે, જે સુશ્લિષ્ટ નિબંધાકારે લખાણ લખવાથી ટાળી શકાઈ હોત, અને ઓછા વિસ્તારમાં મહત્ત્વની વીગતો આપી શકાઈ હોત. જો એમ થયું હોત તો લેખકને આવો એકરાર કરવાનો પ્રસંગ પણ ઊભો ન થાત: 'છતાં આ નિબંધમાં કેટલાક મુદ્દાઓનો માત્ર સ્પર્શ કરીને અટકી જવું પડ્યું છે. કેટલાક મુદ્દાઓના સંબંધમાં ચાલેલી વિવિધ ચર્ચાઓનો માત્ર સારાંશ આપીને સંતોષ માન્યો છે. ચર્ચાઓનું તોલન પણ વિસ્તારભયથી આપ્યું નથી એટલું જણાવવું જરૂરનું છે.' અને એટલા માટે જ કહેવું પડે છે કે ગ્રંથની પ્રસ્તાવના વાંચીને જે જે અપેક્ષાઓ જાગે છે તે ગ્રંથના અભ્યાસથી સંતોષાતી નથી.

'સતગુરુ'નો અર્થ 'નીચેના પદમાં 'પરમાત્મા' લેવો ઉચિત છે.' એમ શ્રી મંજુલાલે નોંધ્યું છે. એમણે જે પદ ટાંક્યું છે તેમાં એ અર્થ સમજી શકાય છે પણ એથી એ અર્થનું સામાન્યીકરણ (Generalization) કરવા જતાં વિચારવું પડે એમ છે. મીરાંએ પોતાના એક બહુ જ જાણીતા પદમાં ગાયું છે—

'વસ્તુ અમોલિક દી મેરે સતગુરુ
કિરપા કર અપનાઓ.'

અહીં 'વસ્તુ અમોલિક' પરમાત્માના અર્થમાં છે અને એ શબ્દપ્રયોગ આપણા ભક્તકવિઓએ પોતાનાં પદોમાં અનેક ઠેકાણે કરેલો છે. એટલે 'સતગુરુ' શબ્દ અહીં 'ગુરુ'ના અર્થમાં જ લેવો પડે એમ છે.

ડૉ. મંજુલાલનો ગ્રંથ માહિતીસભર બન્યો છે. 'નરસી કો માયરો' અને 'મીરાંબાઈકી પરચી' જેવું કેટલુંક અપ્રગટ સાહિત્ય અહીં પહેલીવાર એમણે કામમાં લીધું છે. 'ભવિષ્ય મહાપુરાણ'માંથી મીરાં માટે મળેલો ઉલ્લેખ પણ અહીં એમણે સંભાર્યો છે. 'મીરાંના જીવન આસપાસનાં વર્ષોની સંવતવાર નોંધ' પણ એમણે ગ્રંથના આરંભે જ મૂકી છે જે અભ્યાસીઓને અભ્યાસની સુવિધા કરી આપે.

શ્રી ભૂપેન્દ્ર ત્રિવેદીએ પોતાના ગ્રંથની પ્રસ્તાવનામાં લખ્યું છે: 'રાધે! તારા ડુંગરિયા પર બોલે ઝીણા મોર' એ પદ...જે આજે ગુજરાતમાં ખૂબ જાણીતું છે અને મીરાંના પદ તરીકે સામાન્યપણે સ્વીકારાયું છે તે રચ્યું છે આપણા રસકવિ રઘુનાથ બ્રહ્મભટ્ટે!' આવા વિધાન માટે પ્રમાણ આપવું જરૂરી રહે.

મીરાં–અધ્યયનની દિશામાં સારી એવી અપેક્ષાઓ જગાડતા આ બન્નેય ગ્રંથો તે દૃષ્ટિએ આવકારપાત્ર છે.



બ્રિટનની પી. ફ્રાન્કેન્સ્ટાઈન એન્ડ સન્સ લિ. નામની પેઢીએ ૧ હજાર ટન મીઠું પાણી વહી જઈ શકે તેવી મજબૂત નાઈલોનની બનાવેલી ૩૦૦ ફૂટ લાંબી કોથળીએ ગ્રીસમાં કામગીરી શરૂ કરી દીધી છે. આ પેઢી આવી બીજી પણ કોથળી તૈયાર કરી રહી છે.

હાલમાં ૫૦૦ ટન પાણી વહી જઈ શકે તેવી બે કોથળીઓ તો ત્યાં સેવા અર્પે છે જ.

આ કોથળીઓને વહાણ પાછળ બાંધી દીધાથી તે પાછળ તરતી રહે છે.





# અર્ધવાર્ષિક નવરચના અનુક્રમણિકા

વર્ષ ૩૩ : અંક ૧થી ૬. એપ્રિલથી સપ્ટેમ્બર '૬૨. સળંગ અંક ૩૮૫ થી ૩૯૦.

[ લેખકના નામનો પહેલો અક્ષર કક્કાવારી પ્રમાણે છે. પહેલો આંકડો અંક નંબર અને બીજો પાનું દર્શાવે છે. ]


કુમાર






આમ

## આફ્રિકાવાસી બેરિસ્ટર – લેખકે લખેલી દ૦ આફ્રિકાને લગતી નવી લાંબી નવલકથા




ઉષા અને અરુણ

ડાહ્યાભાઈ પટેલ

# ઉષા અને અરુણ

લેખક :

શ્રી. ડાહ્યાભાઈ પટેલ

મૂલ્ય : રૂ. ૮/૭૫

[ રજિ. પો. ૧/૨૫ ]

'દુનિયાની દૃષ્ટિએ દક્ષિણ આફ્રિકા એક કોયડારૂપ દેશ છે. આજે જ્યારે જગતમાં સામાજિક અસમાનતા દૂર કરવા માનવી પ્રયત્ન કરી રહ્યો છે, આજે જ્યારે ન્યાતિ, જાતિ, ઉચ્ચ–નીચ, ગરીબ–ધનિક, કાળા–ગોરા અને મોટા–નાનાના ભેદભાવ ભૂલવા માટે મનુષ્ય યત્ન કરી રહ્યો છે, ત્યારે દ૦ આફ્રિકામાં વસતા ગોરા વસાહતીઓ ત્યાંની અન્ય હિંદી અને આફ્રિકન પ્રજાઓને તેમની ચામડીના રંગના કારણે ઊતરતી માની ગુલામ જેવી અવસ્થામાં રાખવા અથાગ યત્ન અને મહેનત કરે છે. 'આ પાંચ લાખ હિંદીઓની વસાહત ઉપર મેં આ નવલકથા લખી છે સુખ દુખ તો માનવજીવનમાં આવવાનાં જ પણ આ નવલકથાનું વસ્તુ તો છે અન્યાયો સામે ઝૂઝનાર દ૦ આફ્રિકાની વીર નીડર અને બહાદુર હિંદી જનતા.'

[ લેખકની પ્રસ્તાવનામાંથી ]

—: આપની નકલ મેળવવાનું મુખ્ય સ્થળ :—

ભારતી સાહિત્ય સંઘ (પ્રા૦) લિમિટેડ ૬૪, ફર્નાન્ડીઝ બ્રિજ ગાંધીરોડ અમદાવાદ, ૧